# દુનીયાના ધર્મો

તથા

# મ્હારા ધર્મવિચાર.

## ભાગ ૨ જો.



લેખક અને પ્રકાશક.

રંગનાથ શંભુનાથ ઘારેખાન બી. એ.

વડોદરા રાજ્યના માજી નાયબ સુબા.

અમદાવાદ.

હરીભાઈ દલપતરામ પટેલ

શાહપુર—અમદાવાદ.



સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

પાનકોર નાકા—અમદાવાદ



સંવત્ ૧૯૮૭. સને ૧૯૩૧.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૫૦૦.



કીંમત રૂ. —૦-૦ ૫

# અર્પણ પત્રિકા

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય અશ્વનીકુમાર યુગલસ્વરૂપ શ્રી શિવાનંદજી તથા શ્રી પરમાનંદજીની પવિત્ર સેવામાં.

" મ્હારાધર્મવિચાર ભાગ ૧ ' મારા ગુરુદેવ શ્રીમાધવદાસજીને અર્પણ કર્યો હતો એટલે આ બીજો ભાગ પણ કોઇ સંત મહાત્માનેજ અર્પણ થવો જોઇએ. માલસર અને વિસનગરના સંતોની વચ્ચે આ સેવક આનંદ અનુભવે છે.

ભારત વર્ષના અને ખાસ ગુજરાતના સદ્‌ભાગ્યે, પવિત્ર હિમગિરિમા આપ બંનેનો સમાગમ થયો અને વિસનગરમાં મઠ સ્થપાયો ત્રણે પ્રકારની ને તેમાં ખાસ વ્યાધિના તો આપશ્રી કુઠાર રૂપજ છો દેશી, વિલાયતી અને યુનાની વૈદકશાસ્ત્રોમાં અપૂર્વ વિશારદ હોવાથી હજારોનાં દુઃખ નિવાર્યા છે. આપશ્રીનાં દર્શનથી,-ત્રણે-આધિ, વ્યાધિ, ઉપાધિ દૂર થાય છે. આપ એક હતા ત્યારે ધન્વંતરિ હતા, પછી શ્રી પરમાનંદજીના સમાગમથી અશ્વિનીકુમારો થયા.

ત્રીસ વર્ષ ઉપર મારા વડીલને અર્ધાંગની વ્યાધિથી મુક્ત કર્યા, પછી વડોદરામાં પ્રથમ પધાર્યા ત્યારે મારૂં મકાન પાવન કર્યું હતું.આ પ્રમાણે પુરાણો સંબંધ અને પ્રેમ દિનપ્રતિદિન વધ્યો, આપશ્રીની જોડ જડવી કઠણ છે વિશેષમાં આપ સમર્થ વિદ્વાન સાહિત્યપ્રેમી, જ્ઞાની અને વિજ્ઞાની, હોવાથી આપ નિઃસ્વાર્થી, ત્યાગી, વૈરાગી સંતોના ચરણમાં આ પુસ્તક અર્પણ કરૂં છું તે પ્રેમ પૂર્વક સ્વીકારવા કૃપા કરશો.

સેવક

રંગનાથના સા. દં. પ્ર.

# ગ્રંથ પુરસ્કાર.

જે શરીર સ્વભાવથી સુંદર હોય તેને અલંકારની જરૂર હોતી નથી. પ્રસંગે નિસર્ગ સુંદર શરીરને ઘરેણાં બેડોળ બનાવી દે છે. શ્રી રંગનાથની આ કૃતિ— "દુનિયાના ધર્મો તથા મારા ધર્મવિચાર" — ઘણી સરળ અને પ્રસાદ ગુણવાળી છે અને તેને બીજા હાથના પુરસ્કારની અગત્ય નથી. છતાં મારા એક વ્યવહારદક્ષ મિત્રે આ ગ્રંથ મુદ્રણાલયમાં હતો ત્યારે મને તે વાંચી જઇ પુરોવાક્ય લખવા કર્તાની ઇચ્છાનુસાર સૂચના કરી, અને હું તે સમય ગ્રંથ ત્વરિતસદની પેઠે અવલોકી ગયો છું. ગુજરાતી ભાષામાં ધર્મને લગતું સાહિત્ય ઘણા ભાગે ભાષાંતરોથી ભરેલું છે. ધર્મતત્ત્વનું ચિંતન જેટલું વ્યાપક અને ગંભીર થવું જોઇએ તેવું થયું નથી, અને આ બાબતમાં મરાઠી સાહિત્ય ગુજરાતી સાહિત્ય કરતાં ઘણુ ચઢીઆતુ છે.

જેમ સ્વદેશાભિમાન અમુક મર્યાદા સુધી ગુણ છે, પરંતુ અન્ય દેશોમાં પણ મનુષ્ય પ્રજા છે અને તેમનામાં પોતપોતાનુ સ્વદેશાભિમાન હોઇ શકે છે એ મુદ્દો જ્યારે સ્વદેશાભિમાન મિથ્યાભિમાનના દોષમાં પલટાઇ જાય છે, તેવીજ રીતે મનુષ્ય પ્રજાના સર્વ સાધારણ ધર્મોના જ્ઞાન વિનાનાં મનુષ્યોને સ્વધર્મનુ અભિમાન પણ પ્રસંગે અપધર્મમાં અથવા મતાંધતામાં ખેંચી જાય છે. સર્વ ધર્મની પીઠમાં સ્વધર્મ હોવોજ જોઇએ. સર્વ વિશેષોની પછવાડે સામાન્ય હોવુંજ જોઈએ. સામાન્ય ઉપર વિશેષોનાં ચિત્રો આલેખાય છે અને વિશેષ સામાન્યના વૈચિત્ર્યને ઉભું કરે છે. પરમેશ્વરે અમુકજ પ્રજાને ધર્મ જ્ઞાનનો કંઇ ઇજારો આપ્યો નથી. ધર્મબુદ્ધિ મનુષ્યને સ્વભાવીક છે અને ન્યૂનાધિક અંશે સર્વ પ્રાચીન અર્વાચીન પ્રજાઓમાં તે ઉઘડેલી હોય છે. આ કારણથી ધર્મજીજ્ઞાસુએ આ વિશ્વના સર્વ ધર્મોના વ્યાપક સ્વરૂપને પ્રથમ જાણવું જોઇએ અને ત્યારપછી પોંતે જે દેશ કાળ અને પરિસ્થિતિમાં મુકાયો છે તેને બંધ બેસે એવી ધર્મ સંબંધની આચારની તથા વિચારની પદ્ધતિનો તેણે સ્વીકાર કરી ધર્મનું આત્મ વિશ્રાંતિરૂપ પરમ પ્રયોજન સિદ્ધ કરવું ઘટે છે.

આ દુનિયાના પ્રાચીન અને અર્વાચીન મુખ્ય ધર્મો અને તેના સંપ્રદાયો અને મુખ્યત્વે આર્યાવર્તના મળ્યા તેટલા પંથોનું વિગતવાર વર્ણન આપવામાં શ્રી રંગનાથભાઇએ કચાશ રાખી નથી. ગુણદોષની પરીક્ષા પ્રથમ સાચી માહિતી અને વિગત મેળવ્યા વિના તેમ નિષ્પક્ષપાત વિના કદી થઇ શકતી નથી. આ ગ્રંથના પહેલા પ્રકરણના પહેલા ભાગમાં અર્વાચીન મુખ્ય પ્રચલિત ધર્મોનું અને બીજા ભાગમાં પ્રાચીન ધર્મોનું સવિસ્તર વર્ણન છે. ભારતવર્ષના પેટા ધર્મો અને સંપ્રદાયોનું વર્ણન બીજા પ્રકરણમાં કરવામાં આવ્યુ છે. ત્યાર પછી હિન્દુ ધર્મના વિવાદના વિષયો ન્યાતજાત. પુનર્લગ્ન, સ્પર્શાસ્પર્શ, મૂર્તિપૂજા, વિગેરે ઉપર ગ્રથકર્તાએ પોતાના સ્વતંત્ર વિચારો કોઇના મનને આઘાત ન લાગે તેવી વિવેકભરી વાણીથી દર્શાવ્યા છે.

સનાતન ધર્મને સામાન્ય આચારમાં આ જમાનામાં શી રીતે દિનચર્યામાં મૂકી શકાય, અને તે આચારની પીઠમાં તાત્વિક વિચારો શા છે એનુ ચિંતન અનુક્રમે ત્રીજા તથા ચોથા પ્રકરણમાં કરવામાં આવ્યું છે.

આ ગ્રંથ ઉછરતા તથા મધ્યમ વયના મનુષ્યો કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ વિના ધૈર્યથી વાંચશે તો તેમને એટલું તો સમજાયા વિના નહિ રહે કે જે આપણા ધર્મમાં ઘણાં આકર્ષક તત્વો છે અને ધર્મ ક્રિયાની પીઠમાં માત્ર શ્રદ્ધાજ નથી પરંતુ ન્યાયથી ભરેલો વિચાર પણ છે. ગ્રંથકારે પોતાના વિચારો બળાત્કારથી વાંચકના મનમાં ધકેલવા પ્રયત્ન કર્યો નથી. પરંતુ ધર્મની સર્વ બાજુઓને પરીક્ષા અર્થે નિષ્પક્ષપાતે રજુ કરી વાચકને પોતાનો નિર્ણય કરવા સારી તક આપી છે. પરધર્મ અને પરમતોનું વિવેચન નિષ્પક્ષપાત રીતે કર્યું છે, અને જો કે તેમનું પોતાનું વલણ અદ્વૈત મત તરફ ઢળતું જણાય છે તોપણ તુલના કરવા યોગ્ય પરપક્ષના અંશો તરતા રાખી શક્યા છે.

પ્રતિપાદન શૈલિમાં વિશેષ ચમત્કૃતિ તેમની વિનોદી અને રમુજી વાણીમાં છે. ધર્મની બાબત સ્વભાવથીજ મગજને મહેનત આપનારી

અને ગૂઢ હોય છે તોપણ ગ્રંથકર્તાએ આ સંસારના બહોળા અનુભવના આધારે કહેવતો અને ટુચકાઓ વડે વિષયમાં રસ ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો છે. આથી ગ્રંથ લગભગ ૬૦૦ પાનાંનો થયા છતાં વાચકનું ધૈર્ય વિનોદી પ્રસંગોને લીધે વચમાં ડગી જવાનો ભય રહેતો નથી.

મૂળ ગ્રંથ બારનેર વર્ષ ઉપર નોકરીના વ્યવસાય સાથે લખાએલો હોવાથી અને નવા પ્રશ્નો નવાનવા રૂપમાં સ્વરાજ્યની ચળવળમાં ઉભા થયેલા હોવાથી તેને પોતાના વિચાર સાથે બંધ બેસાડવાના પ્રયત્નમાં ગ્રંથની રચનામાં ક્વચિત્ અનુબંધની શિથિલતા આવી ગઈ છે અને તે કર્તાની નજર બહાર નથી. પુનરૂક્તિના પ્રસંગો, હેતુ ગમે તે હોય છતાં પણ છે, અને પૂર્વાપર સંબંધ જેવો જોઇએ તેવો ક્વચિત્ પ્રસંગે જળવાયો દેખાતો નથી. આ જુજ ખામીઓ છતાં ગ્રંથની વ્યાપ્તિ વિશાળ હોવાથી તેમ ગુણનું આધિક્ય એટલુ બધુ છે કે ચન્દ્રમાનુ કલંક જેમ તેની જ્યોત્સ્નામાં દબાઇ જઇ શોભા આપે, તેમ ગ્રંથનું ગૌરવ સારી રીતે જળવાયું છે.

ગ્રંથકારના વિચારો જુની પધ્ધતિના કર્મઠ જેવા જડ નથી, તેમ નવી પદ્ધતિના સુધારક જેવા હવામાં ઉડતા નથી. જૂના નવાનું સમીકરણ કરી ધર્મનાં સનાતન સત્યોને વ્યવહારમાં અમલમાં મૂકી શકાય નવા રૂપમાં, તેઓ લાવી શક્યા છે.

ગુજરાતી ભાષામાં આવું બહોળું સર્વધર્મના સ્વરૂપને સમજાવનુ પુસ્તક ન હતું, તેની ખોટ શ્રીરંગનાથ ભાઇએ પૂરી પાડી છે, અને આશા છે કે જીવનના ગંભીર પ્રશ્નોની ઉકેલ કરવાની જેમની ઇચ્છા છે તેમને આ ગ્રંથમાંથી ઘણાં સાધનો મળી આવશે, અને ધર્મ તત્ત્વમાં જે એકદેશીએ જવાનો પ્રસંગ રહે છે તે દૂર થઈ વાચક સર્વદેશી વિચાર કરવાનું રાખશે.

શિવસદન
શાહીબાગ અમદાવાદ.
તા. ૨૦–૪–૧૯૩૧ } નર્મદાશંકર દેવશંકર મ્હેતા.

# પ્રસ્તાવના.



આ પુસ્તક ભાગ ૨ હોવાથી, વાસ્તવમાં બીજી વખત પ્રસ્તાવનાની જરૂર નથી. પરંતુ પ્રસ્તાવના વિનાનું પુસ્તકજ નહિ એવી એક પ્રકારની રૂઢિ અથવા ' ફેશન ' થઇ જવાથી હરકોઇ પ્રકારે પણ પ્રસ્તાવના લખવી પડે છે.

પ્રસ્તાવનાનો ધાતુ સ્તુ એટલે સ્તુતિ–પ્રાર્થના કરવી. પ્રસ્તાવ એટલે આરંભ–પ્રસંગ–સમય. પ્રસ્તાવના એટલે કોઇ પણ વિષયનો આરંભ કરવો તે. શ્રૌત યજ્ઞોમાં પણ પ્રસ્તાવ પ્રથમ છે. જુઓ છાંદોગ્ય ઉ૦ ૧–૧૦–૯

આ ધોરણે તો હવે પ્રસ્તાવનામાં સાથે સાથે ઉપોદ્ઘાતનો પણ સમાવેશ કરીને બે બોલ ખાસ ખુલાસા રૂપે વિશેષમા કહીએ.

પુસ્તકનું મૂળ નામ ' મ્હારા ધર્મવિચાર ' હતું. ભાગ ૧ નું પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી તેમજ લાયબ્રેરી માટે મંજુર થયું છે. તેવીજ રીતે બ્રિટિશમાં ગુજરાતના કેળ-

વણી ખાતા તરફથી પણ મંજુર થયું છે. ઉપરાંત વિદ્દ્‌વર્ગ તથા માસિકો ત્રિમાસિકો તરફથી પણ પસંદગી પામ્યું છે, છતાં પણ પ્રચાર નહિ પામવાનું કારણ એમ સમજાય છે કે ફક્ત એક વ્યક્તિના ધર્મ મતિના વિચાર શા અર્થના? આ પ્રમાણે સમજ થાય એ પણ સહજ છે એ પુસ્તકની અંદર પાશ્ચાત્ય પ્રાચીન તથા અર્વાચીન તત્વજ્ઞાન તથા ષડ્દર્શનો, તેમ એ બનેનો કંઈક અંશે મુકાબલો વગેરે બાબતો હોય એમ કેવી રીતે સમજાય? આ કારણથી ભાગ ર નું નામ ઉપર લખ્યા મુજબ રાખ્યું છે. કારણ કે આ પુસ્તકમાં દુનીયાના મુખ્ય પ્રચલિત તથા પ્રાચીન ધર્મો, તેમ હિંદુ ધર્મના પેટા ધર્મો-સંપ્રદાયો-પંથો, સમાજો તેમ વળી વિશેષમાં વર્ણાશ્રમ, સ્પર્શા-સ્પર્શ, મૂર્તિપૂજા દિનચર્યા વગેરે અનેક આધુનિક મહત્વની બાબતો સમાવીને અંતરમાં ઉપસંહાર કરેલો છે. અનુક્રમણિકા જોવાથીજ સમજાશે.

પુસ્તક મૂળ સ્વરૂપમાં બાર તેર વર્ષ ઉપર વડોદરા રાજ્યના નાયબ સુબાની ઉપાધિ યુક્ત હોવાના સમયમાં લખાયું હતું. અનેક કારણોને લઈને, આ ભાગ ર, ત્રણ વર્ષ ઉપર છાપખાનામાં જવા પામ્યો પ્રથમના ભાગ કરતાં લગભગ ત્રણગણું કદ હોવાથી તેમ બીજાં કારણોથી ત્રણ વર્ષ ઉપરાત છાપખાનામાં આયુષ્ય ગાળ્યું.

આ હકીકત ઉપરથી સહજ ધ્યાનમાં આવશે કે લાંબી મુદતથી થવાનો વિકાર તે થાયજ. વળી કુદરતની માયાની અજબ લીલા છે કે હાલના જમાનાની ક્રાંતિ તથા ઉત્ક્રાંતિ વિજળીના વેગથી થાય છે. સો વર્ષનું કામ સો દિવસમાં અથવા સો કલાકમાં થાય છે આજનો રંગ કાલ બદલાય છે, જેનું સ્વપ્ન પણ ન હતુ તેવાં દૃશ્યો દૃષ્ટિ આગળ ખડાં થાય છે આવા સંજોગોમાં જો કે ચાલુ સ્થિતિને અનુકૂળ થવા પ્રયત્ન કર્યો છે, તોપણ મુદ્દો નહિ ભૂલવા વિનંતિ છે.

ઘણા વિદ્વાનો કહે છે કે આવું સાર્વભૌમ હકીકતનું પુસ્તક

ગુજરાતી ભાષામાં નથી; તેમ સાથે એમ પણ કહે છે કે વ્યવહાર દક્ષ વ્યાપારી વૃત્તિની સંસ્કારી ગુજરાતી પ્રજાને વાંચનનો ને તેમાં વળી આવા પ્રકારના વાંચનનો ઘણે ભાગે શોખ હોતો નથી. આ પ્રમાણે ગમે તેમ હોય તોપણ દેશસેવાનો ધર્મ સમજીને આ પુસ્તક બહાર પાડું છું. તે જેવું છે તેવું સ્વીકારી, ગુણગ્રાહક કદરદાન કરવા વિનંતિ છે. નિષ્પક્ષપાતપણે તથા નિડરપણે આ પુસ્તકમાં તેવી પ્રકૃતિવાળાને દુભાવ્યા વગર નહિજ રહે.

આર્યો બહારથી આવ્યા નથી પરંતુ આર્યાવર્તનાજ આર્ય-હિંદ પ્રજા વતની છે એ તો હવે નિર્વિવાદ સિદ્ધ થયું છે.

આર્યવર્ત-ભારતવર્ષ-હિંદુસ્તાનમાં સ્વદેશ ભક્તિ તો અનાદિ કાળથીજ છે. પરંતુ દેશ વિશાળ હોવાથી તેમજ દુનિયામાં સૌથી પ્રાચીન તથા વૃદ્ધ પ્રજા હોવાથી તેમ પરદેશીઓના અનેક આક્રમણોથી તવાઇ જઇને પણ મૃતપ્રાય થઇ જવાથી. આ જમીનનું નામ પણ બદલાઇને અંતમાં હિંદુસ્થાન થયું છે હિંદ મોતની આગાસે જીવતા છતાં પણ હજી જીવે છે, તો પુનર્જીવનની શરૂઆત પણ થઇ ચુકી છે. વળી હિંદુ નામ વિદેશીઓનું આપેલું છે જેમ ચીનાનું ચીન, અરબોનું અરબસ્તાન અફઘાનનું અફઘાનીસ્તાન, નેપાળીનું નેપાળ, ઇંગ્રેજનું ઇંગ્લેંડ તેમ હિંદુનું હિંદુસ્થાન. બેશક બીજા દેશોના મુકાબલામા હિંદુસ્તાનમાં હાલ હિંદુ ધર્મ સિવાય બીજા ધર્મ પાળનાર ઘણા છે, પરંતુ જેમ અમેરીકામાં અંગ્રેજ ફ્રેન્ચ જર્મન બધા અમેરિકન ગણાય છે તેમ હિંદુસ્થાનના બધાજ હિંદુ ગણી શકાય. વળી એક રીતે યાહુદી, ખ્રિસ્તિ, ઇસ્લામી બધાજ હિંદુ છે, કેમકે તે ધર્મો પ્રકટયા તે પહેલાં સર્વત્ર હિંદુ ધર્મજ હતો ( જુઓ ભાગ ૧ પ્રકરણ ૩ ). વળી હાલ પણ બીજા ધર્મો હિંદુ ધર્મનો સમાવેશ નહિ કરી શકે પરંતુ વિશાળવ્યાપ્તિના હિંદુ ધર્મમાં દુનીયાનો કોઈ પણ ધર્મ સમાશે, કેમકે બધાજ તેનાં બાળ છે. વળી હિંદુસ્થાનમાં મુસલ-

માન છે તેમાંના લગભગ ૯૦ અથવા ૯૯ ટકા વાસ્તવમાં હિંદુ છે. માતા પક્ષથી તો ખરાજ. ખ્રિસ્તિ તો પ્રત્યક્ષ હિંદુ છે. આ બંને ધર્મ પાળનારામાં હાલ પણ હિંદુ ધર્મનાં તત્વ તથા રીવાજ દેખાય છે. જેવી રીતે જૈન, બૌદ્ધ, શિખ મૂળ હિંદુ છે તેમ ખ્રિસ્તિ અને મુસલમાન પણ મૂળ હિંદુજ છે. પારસી તો છેજ. માત્ર યાહુદી સિવાય બધા હિંદુ કહેવાય. વળી હિંદુત્વના મોહથી પાશ્ચાત્યો અહીં જન્મ લે છે.

હાલમાં પ્રભુની કૃપાથી બધા ધર્મના બન્ધુઓ ધર્મનું ઝનુન ભુલીને માતૃભૂમિ ઉપર પ્રેમ વર્ષાવવા માંડયા છે. સ્વદેશ પ્રેમ એ પણ સ્વધર્મજ છે; સ્વદેશ પ્રેમને અંગે–જો કે અંકુર તો અનાદિ કાળનાં છે તેમ દીર્ઘદ્રષ્ટિના અંગ્રેજો પણ ભાખી ગયા છે–સ્વરાજ્યનો પ્રાચીન જુસ્સો અણધાર્યા વેગથી બાળવૃદ્ધ, સ્ત્રીપુરૂષ સનાતની સુધારક, સર્વમાં પૂર્ણ રંગથી ધપે છે. આ સ્વરાજ્યની તીવ્ર ઉત્કંઠાવાળામાંથી બ્રીટીશથી છુટા પડીને સ્વરાજ્ય લનારા માટે કહેવાનું નથી, જો કે તેમાં પણ એવો ગર્ભિત હેતુ હોઇ શકે, પરંતુ બ્રીટીશ સાથે સહકાર કરી કોઈ પણ પ્રકારનુ ડોમીનીયન સ્ટેટસના સ્વરૂપનું સ્વરાજ્ય માગનાર માટે એક બે બાબતો ઘણીજ મહત્વની કહેવા જેવી છે. પ્રત્યક્ષમાં અસંભવનીય, વિચિત્ર, અને કેવળ આકાશ પુષ્પ જેવી કોઇને લાગે, તોપણ મને તો પ્રભુની પ્રેરણા થવાથી નિડરપણે રજુ કરૂં છું.

(૧) હિંદુસ્થાનના બાદશાહ સલામત હિંદુસ્થાનમાંજ રહે તો ઠીક, પણ તેમ થવુ જો અશકયજ હોય તો પછી 'પ્રીન્સ ઓફ વેલ્સ' ને 'પ્રિન્સ ઓફ હિંદુસ્થાન' બનીને હિંદુસ્થાનમાં રહેવું જોઇએ. હિંદુસ્થાનનેજ પોતાનો સ્વદેશ રાજ્યકર્તાએ માનવો જોઇએ.

(૨) ચીનની બાદશાહી બે હજાર વર્ષ ઉપરાંત ટકી તેનું કારણ શું ? ઇસ્લામી કે બૌદ્ધ ગમે તે ધર્મનો ગાદી ઉપર આવે કે તરત તે રાજ્યધર્મ બૌદ્ધ સ્વીકારે. આ ધોરણે ઉપર કહ્યા મુજબ, રાજ્ય

ધર્મ, ઉપર કહેલા વિશાળ સ્વરૂપનો હિંદુ ધર્મ ઠરાવી સ્વીકારે અથવા નિદાન માન આપે તો યાવચ્ચંદ્ર દિવાકરૌ સ્થિર રહે. ખ્રિસ્તિ ઈસ્લામી પણ હિંદુજ છે.

ઉપર મુ બ થાય તો બંને પ્રજાઓ વચ્ચે ભ્રાતૃભાવ રહીને ચિરકાળ આનંદમાં કલેશ વગર રહી શકે, કેમકે વિલાયત જેવોજ રાજ્યકારભાર હિંદુસ્તાનમાં રહેવાથી બાદશાહી અને સ્વરાજ્ય બંને સચવાય. પછી તો જેવી બંને પ્રજાની મરજી! મેં તો પ્રભુ પ્રેરણા મુજબ ગોળો ફેંક્યો પછી આપ લોકોની તથા પ્રભુની મરજી. હાલ તો સ્વતંત્રતાનો ઉભરો અપૂર્વ છે. ઈશ્વર ઇચ્છા.

પ્રભુની મરજી શી છે એ તો પ્રભુજ જાણે. લાભ, હાની જીવન, મરણ, જશ, અપજશ આપ તેની કુચી પ્રભુ કોઇને આપતો નથી, પોતાની પાસે ખાસ રાખે છે, પરંતુ એ કુંચીથી ખજાનો ઉઘાડવા માટે પુરૂષાર્થ કરવા પ્રભુ પ્રેરણા જરૂર કરે છે. તેની આજ્ઞાથીજ હિંદીઓ જાગ્યા છે, પ્રભુ પ્રેરણાથીજ પુરૂષાર્થ થાય છે, ને પ્રભુની પ્રેરણાથીજ પુરૂષાર્થ સફળ થશે. હાલના સંજોગોમાં ગમે તેવા પ્રકારના પણ સ્વરાજ માટે હિંદુસ્થાન અથવા વિલાયતમાં ખાસ મહત્વનો વિરોધ નથી, એજ પ્રભુનું કાર્ય છે એમ સિદ્ધ કરે છે.

પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં વિનંતિ એટલીજ કે સ્વધર્મથીજ સ્વરાજ્ય મળશે ને સ્વધર્મેજ સ્વરાજ્ય સુ–સ્વરાજ્ય થશે પછી ગમે તો બીલકુલ સ્વતંત્ર થાઓ અથવા ડોમીનીયન બનો; જે લેવાશે તે સચવાશે તે સ્વધર્મના બળથીજ થશે. વિશાળ વ્યાપ્તિ અર્થે, "દુનીયાના ધર્મો" જાણીને પછી વિશાળ તથા સાર્વભૌમ દ્રષ્ટિ તથા પ્રેમભાવથી "ધર્મવિચાર" કરવા વિનતિ છે. પછી જેવી મરજી.

ભાગ ૧ ની શરૂવાતમાં ધર્મ ને કર્તવ્યના અર્થમાં લઇને ભાગ ૨ ના અંતમાં નિજધામપ્રાપ્તિ અથવા મોક્ષ–કૈવલ્યપદ પ્રાપ્તિમાં ઉપસંહાર કર્યો છે. આ ક્રમજ 'ધર્મ વિચાર' ને તે જ મોક્ષ

# અનુક્રમણિકા.



## પ્રકરણ ૧ લું.

## પ્રકરણ ૨જું.

# મ્હારા ધર્મવિચાર.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

#### દુનિયાના મુખ્ય પ્રચલિત તથા પ્રાચીન ધર્મો (Religions)નું દિગ્દર્શન.

પહેલા ભાગમાં આર્યાવર્ત તથા તે બહારનાં તત્ત્વજ્ઞાનનું વિવેચન કર્યું. હવે તે ઉપરથી ધર્મો દુનિયામાં ચાલ્યા તેનું સહજ અવલોકન કરીએ. આ કારણ માટે આ પ્રકરણના બે વિભાગ કરવા પડશે. પહેલા વિભાગમાં દુનિયાના મુખ્ય પ્રચલિત ધર્મોનું નિરીક્ષણ કરવામાં આવશે; અને બીજા વિભાગમાં ઇતર પ્રાચીન નષ્ટ થયેલી પ્રજાઓના નષ્ટ થએલા કેટલાક ધર્મો, તેમ તેમાંથી બચવા પામેલી કોઇક પ્રજાના બચવા પામેલા કોઈક ધર્મોનું કંઇક નિરીક્ષણ કરવામાં આવશે.

ધર્મ સંબંધમાં શરૂઆતમાં, નવી સૃષ્ટિના નવા 'પાતાળીયોની કેટલી ગેરસમજ તથા અજ્ઞાન હતું' અને તેથી આર્યધર્મને તથા આર્યોનું કેટલું બગડ્યું તે પણ પ્રસિદ્ધ વાત છે; હવે ધીમે ધીમે સમજવા માંડ્યા છે, પણ ડંખમાં ઝેર ખરૂં જ. હિંદુ ધર્મને Heathen જેવાં નામ હજી પણ કેટલાક આપે છે. પેટની કાળજીવાળા કેટલાક પાદરી વગેરેનો તો વગોવણીનો ધંધો ચાલુ જ છે. આ

પાશ્ચાત્યોમાંના કેટલાકના દ્વેષ અને અજ્ઞાનથી તેમ તેમનાથી અંજાએલા હિંદુ મૂર્તિપૂજકોના આત્મઘાતી પ્રયાસોથી હિંદુ ધર્મ તથા હિંદુઓને ઘણું નુકસાન પહોંચ્યું છે. નવા વિલાયતી શિક્ષણમાં એ શિક્ષણ પણ ભેગું જ રહ્યું છે. શરૂથી જ આ ધંધો ચાલે છે. નમુના દાખલ ઇ. સ. ૧૭૪૨ ની સાલના "A Historical Dictionary of all Religions from the creation of the world to the present time...........complied from the best authority by Thomas Broughton A. M. Rector of Stilington in Huntingdonshire London............1742." નામના ગ્રંથમાં દુનિયાના ચાર મુખ્ય ધર્મો બતાવ્યા છે. તેમાં જંગલી લોકોની મૂર્તિપૂજા–idolatry (Paganism), યાહુદી, ખ્રિસ્તિ, અને ઇસ્લામી કહ્યા છે. આર્ય ધર્મ તથા બૌદ્ધ ધર્મ મળીને અડધી કરતાં વધારે દુનિયામાં ચાલે છે તેનું નામ નિશાન ન મળે! ઇસ્લામી ધર્મ માટે એવો ગલીચ તથા અસત્ય આક્ષેપ છે કે હાલનો કોઇ પણ મનુષ્યત્વનો દાવો કરનાર, તે સાંભળીને સહન ન કરી શકે, તેમ ખુદ પાશ્ચાત્ય પણ શરમાયા વગર ન રહે. પ્રસ્તાવનાના પાના પાંચમા ઉપર કહે છે કે:—

"As to the Mahomedan religion, it was founded by the grand impostor Mahomad who was born in the year of christ 570.

By the assistance of one Sergius, a Nestorean monk and a Jew named Abdallah Ebn Salam, he framed the scheme of his false religion, which is a jumble of judaism and christianity, with a mixture of his own absurd and enthusiastical conceits. He took up arms,

and made considerable conquests in Arabia, at the same time propagating his doctrine, which is at this time, the prevailing Religion of a great part of Asia, Africa and Europe."

ઇશ્વર દયાથી હવે તો વિશ્વવ્યાપી ધર્મ વેદાન્તનાં તત્ત્વો જ આખી સુધરેલી સૃષ્ટિમાં દેખાય છે, એટલે આવાં જૂઠાં, આગ્રહી, દ્વેષી અને અજ્ઞાની લખાણો ભાગ્યે જ જોવામાં આવશે. હવે તો દરેક ધર્મનું રહસ્ય પાશ્ચાત્યો પણ વિશાળ દૃષ્ટિથી જોવા માંડયા છે, એટલે તેમના હિંદી મૂર્તિપૂજકો પણ કાંઇક ઠેકાણે આવતા જાય છે. કુરાન બાઇબલ બધામાં વેદાન્ત ભર્યું છે એમ તેઓમાંના સનાતની પંડિતો પણ કહે છે, એટલે હવે તો દુનિયામાં કોઇ ધર્મ ઉપર કોઇને પણ દ્વેષનું કારણ નહિ રહે. તોપણ મીસ કેથેરાઈન મેયો જેવાં રત્નના દૂષિત લેખો હાલ પણ પ્રકાશમાં ક્યાં નથી ઝળકતા ? પરંતુ તેના ઉપર નાપસંદગીનો પણ વર્ષાદ વર્ષે છે ! એટલે પરિણામે **सत्यमेव जयते** જ પ્રભુનું વાક્ય સાચું પડશે. કેમકે હવે તો પ્રાચીન આર્ય સિદ્ધાંતો ભૌતિક શાસ્ત્રોથી સાબીત થવા માંડ્યાં છે.

આટલું પ્રાસ્તાવિક કહીને હવે શરૂઆત કરીએ:—

## વિભાગ ૧ દુનિયાના મુખ્ય પ્રચલિત ધર્મોનું નિરીક્ષણ.

"મ્હારા ધર્મવિચાર"ના ભાગ ૧ માં ષડ્દર્શન, આદિ પ્રાચીન શાસ્ત્રોનું અવલોકન કર્યું. આ શાસ્ત્રોના અંગે 'અદ્વૈતવાદ,' 'દ્વૈતવાદ,' 'ઇશ્વર અનીશ્વર વાદ,' 'માયાવાદ,' 'પદાર્થવાદ,' 'તર્કવાદ' વગેરે વાદોમાંથી પ્રસંગને લઇને સંપ્રદાયો તથા પંથો નિકળ્યા. આ બધા સંપ્રદાયોનો પાયો "પ્રસ્થાન ત્રયી"—એટલે કે ઉપનિષદ્, ગીતા, તથા બ્રહ્મસૂત્રો—છે. બધાનું ખરૂં મૂળ ઉપનિષદ્ છે. આ પ્રમાણે હોવાથી તમામ સંપ્રદાયો વસ્તુતઃ જોતાં અધિકાર પરત્વે પ્રસંગને લઇને થયેલા સાચા છે.

આ સંપ્રદાયો આઠ છે. તેમાંથી પાંચ અદ્વૈત, બે દ્વૈતાદ્વૈત, અને એક દ્વૈત છે, અદ્વૈતમાંથી એક કેવળ અદ્વૈત તે 'બ્રાહ્મ,' શ્રી શંકરાચાર્ય પ્રણીત આઠમા (?) સૈકામાં થયેલો મનાય છે; બે 'વિશિષ્ટાદ્વૈત,' તેમાંથી એક વૈષ્ણવના પ્રવર્તક શ્રી રામાનુજાચાર્યનો અગીયારમા સૈકામાં પ્રવર્તાવેલો અને બીજો 'શાક્ત શૈવ' ને તેના પ્રવર્તક શ્રીકંઠ (સાલ મુકરર નથી પરંતુ પંદરમા સૈકામાં હોવાનું લાગે છે.) છે તે; એક શુદ્ધાદ્વૈત, તેના પ્રવર્તક વૈષ્ણવ શ્રી વલ્લભાચાર્યનો-પંદરમા સૈકામાં થયો તે; એક "અવિભાગાદ્વૈત," તે 'બ્રાહ્મ,' વિજ્ઞાનભિક્ષુનો, સત્તરમા સૈકામાં થયો તે; બે 'દ્વૈતાદ્વૈત,' તેમાંથી એક "ઔપાધિક ભેદાભેદ"વાળો 'બ્રાહ્મ', ભટ્ટ ભાસ્કરે પ્રણીત પણ દસમા સૈકાના અંતમાં, અને બીજો "સ્વાભાવિક ભેદાભેદ"વાળો, વૈષ્ણવ નિંબાર્કાચાર્ય પ્રણીત પણ તેજ અરસામાં થયો તે; તથા એક 'દ્વૈત' તે વૈષ્ણવ મધ્વાચાર્યનો બારમા સૈકામાં ચાલ્યો તે. એ પ્રમાણે આઠ ભાષ્યો તથા તે ઉપરથી બંધાયેલા સંપ્રદાયો દેખાય છે.

આ પ્રમાણે જોતાં આદ્યભાષ્યકાર શ્રી શંકરાચાર્ય છે. તેઓના પહેલાં પણ ભાષ્ય થયાં હતાં એમ પોતેજ કહેલું છે, પરંતુ તે કોઇ ઉપલબ્ધ નથી. 'સમુચ્ચય વાદી' ભર્તૃપ્રપંચનું ભાષ્ય સાતમા સૈકામાં થયાનું નિકળી આવે છે. તેના જાયજા (ઉલ્લેખ—હવાલા—Reference) અન્ય ગ્રંથોમાં છે; પરંતુ તે ઉપલબ્ધ નથી. બીજાં પ્રમાણ ઉપરથી નીકળે છે કે તે લગભગ અદ્વૈતી હતા; અગ્નિ—વૈશ્વાનરના ઉપાસક હતા. તેમના સિદ્ધાંત પ્રમાણે સૂર્ય અને તેનાં કિરણો પ્રમાણે 'પર' અને 'અપર' બ્રહ્મ વચ્ચે ભેદાભેદનો સંબંધ છે.

કાળના અનુક્રમે આ ધોરણે પ્રથમ લુપ્ત થયેલો "સમુચ્ચય વાદ" પછી "શાંકરવાદ" પછી 'ઔપાધિક ભેદાભેદ વાદ, પછી 'વલ્લભ વાદ,' પછી 'શ્રીકંઠવાદ,' પછી 'વિજ્ઞાનભિક્ષુવાદ,' એ

પ્રમાણે મત અથવા સંપ્રદાય થયા છે. આમાંથી ત્રણ 'બ્રાહ્મ' તંત્રમાં જાય છે, ચાર વૈષ્ણવમાં, અને એક 'શૈવ'માં જાય છે.

આ ભાષ્યો સિવાય "સૌરભાષ્ય," "ગોવિંદભાષ્ય," નીલકંઠનું "શૈવભાષ્ય" તેમજ કાશ્મીરનું "ઇશ્વરાદ્વૈત દર્શન" સ્વતંત્ર છે તે, 'શાક્ત અદ્વૈતમત' વગેરે છે. પરંતુ તે 'પ્રસ્થાન ત્રયી' ઉપરનાં ભાષ્ય નહિ હોવાથી આ પ્રસંગે ઉપયોગી નથી. 'શિવસૂત્રો,' 'શક્તિસૂત્રો,' 'આગમ' તથા તંત્ર ગ્રંથો ઉપર આ ઇતર સંપ્રદાયોના આધાર છે.

આ આઠ સંપ્રદાયોમાંથી ચાર સંપ્રદાયો થોડે ઘણે અંશે પણ ભારતવર્ષમાં પ્રચલિત છે. શાંકરમત સર્વત્ર છે, રામાનુજ મત વિશેષમાં દક્ષિણમાં છે, મધ્વ સંપ્રદાય પણ વિશેષમાં દક્ષિણમાં છે અને વલ્લભી સંપ્રદાય ગુજરાત માળવામાં વિશેષ છે. બાકીના ચાર-માંથી માત્ર નિંબાર્ક સંપ્રદાય છુટો છવાયો છે; વૃંદાવનમાં વિશેષ દેખાય છે. બાકીના ક્વચિત્ દેખાય છે એટલે ઉપરના ચાર સંપ્રદાય મુખ્ય ગણીને વિવરણ કરીશું.

'પ્રસ્થાન ત્રયી' આર્ષ (ઋષિઓ) ગ્રંથો છે ને તેમાં સંપ્રદાયનો ઉલ્લેખ નથી ત્યાં આગ્રહ તે ક્યાંથી હોય? પછી ભલે જે તે ઇષ્ટના ઉપાસકો તેના અર્થ કરીને આધાર લે. બ્રહ્મસૂત્ર અન્વયે અદ્રશ્ય જગતનું મૂળ કારણ સર્વ શક્તિમાન સર્વજ્ઞ સર્વવ્યાપી બ્રહ્મ, તત્ત્વ રૂપે છે; તે બ્રહ્મ જગતનું નિમિત્ત, તથા ઉપાદાન અથવા સમવાયી કારણ પણ છે; જગત બ્રહ્મનું કાર્ય છે, પરંતુ તે કારણ દ્રવ્યની અંદર ભાસે છે; બ્રહ્મની બહાર તેનું અસ્તિત્વ નથી. આ પ્રમાણે આ પ્રસ્થાન ત્રયીમાં ઘણે ભાગે એક સરખાં તત્ત્વો તથા સિદ્ધાંતો છે. પ્રસ્થાનત્રયી, તેમ બ્રહ્મસૂત્રોમાં ઉપાસ્ય દેવ ખાસ નથી છતાં જે તે ઉપાસનાવાળા સંપ્રદાયો તેનો આધાર લેવામાં અર્થ કરવામાં અથાગ શ્રમ લેતા દેખાય છે. શંકરના મતમાં ઉપાસ્ય દેવ માટે આગ્રહ નથી; કેમકે

પરબ્રહ્મ કોઇ પણ રૂપે હોઇ શકે, ને તે જ પ્રમાણે જગત્‌માં એક વસ્તુ અનેક નામ રૂપે પૂજાય છે. વિશિષ્ટાદ્વૈતીઓ પરબ્રહ્મને વાસુદેવ ભાવે ભજે છે, અને વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ રૂપે ચાર વ્યૂહને માને છે અને ઉપાસના વગેરે પ્રક્રિયા માટે "પંચરાત્ર" તંત્રનો પાયો છે; તેનો મેળ પ્રસ્થાન ત્રયી સાથે મેળવે છે. શુદ્ધાદ્વૈતીઓ પરબ્રહ્મને વિષ્ણુ ભાવે ને તે પણ શ્રીકૃષ્ણ—ને તે પણ બાળગોપાળ—સ્વરૂપે ભજે છે. ઉપાસનાઓમાં પ્રથમ પ્રમાણ શ્રીમદ્ ભાગવત્‌નું છે. મધ્વવાદી વિષ્ણુના ઉપાસક છે, અનન્ય ઉપાસનાના આગ્રહમાં શિવના નિંદક છે. શ્રીકંઠમતવાદી તે પ્રમાણે શિવના ઉપાસક છે પરંતુ નારાયણ—વિષ્ણુ—પૂજનના પણ સ્થાપક છે. શાક્ત તંત્રનો વિશેષ આધાર છે. ભટ્ટભાસ્કરવાદી ઘણે ભાગે બ્રહ્મવાદી છે; વિષ્ણુને પણ જીવકોટિમાં ગણે છે. વિજ્ઞાનભિક્ષુના મતમાં નારાયણ ઉપાસ્ય છે, પરંતુ કોઇની નિંદા નથી, નિંબાર્ક મતમાં પુરૂષોત્તમ ઉપાસ્ય છે. પ્રચારમાં તો રાધાકૃષ્ણની ઉપાસના દેખાય છે.

વાસ્તવમાં, દરેક ધર્મમાં પ્રભુ છે, અને તે સર્વવ્યાપી સર્વ રૂપ છે એમ પણ કહેલું છે. હવે આ વાત અદ્રશ્ય હોવાથી દેશ દેશની સમાજને સમજાવવા માટે અધિકાર પરત્વે જુદી જુદી યુક્તિઓ, અને તે સંબંધના માર્ગ તેજ સાંપ્રદાયિક શાસ્ત્રો દુનીઆમાં આ પ્રમાણે છે, પરંતુ તેમાં આર્યો ઉત્તમ અધિકારી હોવાથી શ્રી શંકરાચાર્યે પ્રથમ, "પ્રસ્થાનત્રયી"ના આધારથી સત્ય સમજાવ્યું. પછીથી જેમ જેમ અધિકાર કમતી થતો જતો જણાયો તેમ તેમ પુરાણોનાં વચનોનો આધાર લઇને આચાર્યોએ સંપ્રદાય ચલાવ્યા, તે એટલે સુધી કે હાલ તો બીજી બાબતોના અધિકાર લગભગ નષ્ટપ્રાય થયા મનાઇને કેવળ નામસંકીર્તનનોજ અધિકાર રાખવામાં આવ્યો છે, ને તેનાજ સમર્થનમાં ઉપદેશ થાય છે ! કાળની ગતિ અતર્ક્ય છે !

આ બધા ધર્મો અથવા સંપ્રદાયોમાં ગમે તેવા સ્વરૂપમાં તથા પ્રમાણમાં પણ કર્મયોગ, ભક્તિયોગ, અને જ્ઞાનયોગ દેખાય છે. આ

ધર્મોનું પૃથક્ અવલોકન કરીશું, પરંતુ બધામાં મુદ્દો તથા મૂળ અને રહસ્ય એકજ છે એમ સક્ષેપમાં બતાવવાની ખાતર, એક પત્રક બનાવ્યું છે તે ઉપરથી સહજ સમજાશે. પત્રક જોવાથી જણાશે કે દરેક ધર્મમાં સિદ્ધાંત, સાધન, તથા પ્રાપ્તવ્યનું મૂળ અથવા રહસ્ય, દેખીતા ભેદ છતાં, વાસ્તવમાં એકજ છે. વાસ્તવિક તો દરેક ધર્મ અથવા પંથમાં સાધનની છેવટની દશાએ પહોંચતાં અભેદ દેખાશે. આગળ ઇશારો થયો છે તે અનુસાર, વિદ્વાનોના કહેવા મુજબ, ઇજીપ્તની 'આઇસીસ'ના મંદિરમાં પ્રવેશ, ગ્રીસની "ઇલ્યુસિનિયન મિસ્ટરિ," યાહુદીના કેબાલા, ઇરાનના પ્રાચીન 'અવેસ્તા,' હાલના ઇરાનના અગર અરબસ્તાનના 'સુફી તરીકા,' ઇત્યાદિ. એ તમામ ગુપ્ત ક્રિયાઓ, વેદાન્તના સ્વરૂપની છે. ગમે તે રીતે પણ એક ઇશ્વરને માનવાનું વૈદિક તથા ઇતર એમ બધા ધર્મોમાં છે. તફાવત એટલોજ કે કેટલાક ઇતર ધર્મો, પરધર્મવાળા પાસે ગમે તેમ તોબાખન કરાવે છે: તેવો પ્રકાર આર્ય ધર્મોમાં નથી. સેમિટિક પ્રજાઓમાં ખ્રિસ્તિ ધર્મ, ઇસ્લામી ધર્મ વગેરે ધર્મોમાં ઘણું પુણ્ય હોવાના મંતવ્યથી પોતાનો ધર્મ બીજા પાસે હરેક રીતે પળાવવા માટે બહુ આગ્રહ દેખાય છે. આ વૃત્તિ, હેતુ ગમે તેટલો સારો હોય પરંતુ ધાર્મિક સાત્વિક દૃષ્ટિથી પરિણામ જોતાં, 'ક્રુઝેડ,' ઇન્કિવીઝિસન્, વગેરેને લઇને પાશવી વૃત્તિની પરાકાષ્ટા ગણાય. આર્યાવર્તના બુદ્ધ ધર્મની પણ વૈષ્ણવ માફક તેવી પ્રવૃત્તિ ખરી, પરંતુ બળાત્કાર, અગર પશુવૃત્તિ નથી. આ ઉગ્રવૃત્તિના મુકાબલામાં જુઓ કે આર્ય એકેશ્વરવાદી તત્વ—આત્મા પરમાત્માનું ઐક્ય બતાવનારૂં નિર્દોષ તત્ત્વ—એ મનુષ્યત્વની પરાકાષ્ટા છે. આર્યધર્મ તથા તેનાંજ બાળક પ્રાચીન જરથોસ્તી તથા યાહુદી ધર્મવાળાઓએ ઇતરને પોતાના ધર્મમાં લેવા ખાસ પ્રયાસ કરેલો દેખાતો નથી. બૌદ્ધ, ખ્રિસ્તિ, અને ઇસ્લામી ધર્મોનો પ્રયાસ ઘણો થયો છે, તેમાંથી બૌદ્ધોએ શાંતિનો ભંગ કર્યો નથી. બુદ્ધ ભગવાને કર્મ, ઉપાસનાનો જેમ પ્રત્યક્ષ અનુભવ લીધો હતો, તેવી

રીતે બંગાળાના અર્વાચીન મહાત્મા રામકૃષ્ણુ પરમહંસે પણુ લીધો હતો. ઇસ્લામી તથા ખ્રિસ્તિ ધર્મોનો પણુ અનુભવ લઇને અંતે તેઓશ્રીએ અભેદ સિદ્ધ કરી આપ્યો છે. મતલબ કે ખરી રીતે તો ધર્મોનો એકમેકથી વિરોધ છે જ નહિ; માત્ર અર્ધદગ્ધ સ્થિતિમાં લટકનાર નરરત્નો માટે તો ખુદ બ્રહ્મા ઉતરી આવે તોપણુ નિરર્થક છે.

આ પત્રકના લક્ષપૂર્વક અવલોકનથી જીજ્ઞાસુ તો મુકાબલો કરી, પરિણુામોનું મનન કરી, શુદ્ધ બુદ્ધિથી, સ્વતંત્ર અને નિડરપણે સાર ગ્રહણુ કરીને પોતાના ધર્મમાં, એટલે ગીતાના 'કર્મ'માં પ્રવૃત્ત થશે, એટલે ઇતર ધર્મ, મત, અગર લોકો તરફનો દ્વેષ આપોઆપ બંધ થવા માંડશે. આ પ્રમાણે જો થાય તોજ આ પુસ્તકનો હેતુ સફળ થયો સમજવાનો છે. સેંકડે એક ટકાનું વલણુ થશે તોપણુ ઘણું છે.

બધા ધર્મો અંતે એકજ છે, અને ભેદનો તો માત્ર આભાસ છે તે બદલ પ્રત્યક્ષ પુરાવો જોઇયે તો યાત્રાનાં કેટલાંક સ્થળો તપાસતાં સમજાશે. કેટલાં સામાન્ય છે? ગિરનાર ઉપર હિન્દુ, મુસલમાન, અને જૈન, એ ત્રણેની યાત્રાઓ છે, તેથી પણુ વધારે આશ્ચર્ય જુઓ કે સીલોનમાં 'એડમપીક' (એડમનું શિખર) ને હિન્દુ, મુસલમાન, અને બૌદ્ધ, ને સાથે ક્રિશ્ચિયન સુદ્ધાંત માને છે!! એક બાવળીનું ઠુંઠું અંધારામાં ઉભું છે, તેને ચોર પોલીસના માણુસ તરીકે દેખે છે, ને પોલીસનો માણુસ તથા બીજો કોઇ ચોર તરીકે દેખે છે; આશક માશુકને, અને માશુક આશકને દેખે છે; બીકણુ ભૂત દેખે છે. એમ સર્વે પોતપોતાના ભાવ પ્રમાણે જેવી દૃષ્ટિથો જુએ તેવી રીતે દેખે છે.

આગળ કહી ગયા તેમ બધા ધર્મોનું મૂળ આર્ય ધર્મ છે; તેનું મૂળ અગર પાયો વેદ છે. વેદ માટે આગળ વિવેચન થઇ ગયું છે, પરંતુ આ ઠેકાણે ઇતર ધર્મોના મુકાબલા માટે તે દૃષ્ટિથી–પુનરાવર્તનનો દોષ સ્વીકારીને પણુ જરા નિરીક્ષણુ કરીશું. ખ્રિસ્તિ બાઇબલ,

અગર ઇસ્લામી કુરાન–પુરાણ? (અરબીમાં 'પે' અક્ષર નથી) ની મીસલનો વેદ ખરો, પરંતુ મોટો એક તફાવત છે. બાઇબલ, કુરાન જેમ ઇશ્વરે ફિરસ્તા મારફત આપેલાં તેવો વેદ આપેલો નથી; મતલબ કે ઇશ્વર દત્ત નહિ પણ 'પ્રેરિત'–ઋષિઓના હૃદયમાં 'પ્રેરણા' થવાથી પ્રકાશ પામેલો તે વેદ એટલે કે ઋષિ 'રચિત' નહિ પણ 'પ્રેરિત'૦ હ૦ મુસા પયગંબરને ખુદાએ દસ આજ્ઞાઓ લખાવી; હ૦ મહમ્મદ પયગંબરને જીબ્રેલ ફિરસ્તાએ કુરાનના ફકરા વખતોવખત કહ્યા હતા; મિસરના મૃત ક્રિયાના ગ્રંથ, અગર ઇરાનના 'અવેસ્તા' આદિ ખુદાએ લખાવેલા, અગર ફિરસ્તા મારફત કહેલા જેવો 'અનાદિ' વેદ નહિં, પરંતુ ઉપર કહ્યા પ્રમાણે ઋષિ 'પ્રેરિત' અનાદિ છે. મતલબ કે ઇશ્વર માફકજ 'અનાદિ' છે. વેદમાં વળી વિશેષ એ છે કે બુદ્ધિનો સ્વતંત્ર અને નિડરપણે ઉપયોગ કરવા સ્પષ્ટ આજ્ઞા છે. વળી જુઓ કે 'બુદ્ધ' સિવાયનો બૌદ્ધ નહિ ક્રાઇસ્ટ સિવાય 'ખ્રિસ્તિ' નહિ; જરથોસ્ત સિવાયનો પારસી નહિં. હ૦ મહમ્મદ પયગંબર સિવાયનો ઇસ્લામી નહિ. આ બધા ધર્મો વ્યક્તિ ઉપર અવલંબે છે, પણ આર્ય ધર્મમાં વ્યક્તિની અપેક્ષાજ નથી. અમુકજ પુસ્તક અથવા અમુકજ વ્યક્તિનાં વચનો માન્ય એમ નહિ; બધો આધાર ફક્ત તત્ત્વ ઉપર હોવાથી ઇશ્વર માફક અનાદિ છે. પ્રવર્તક યા વ્યંક્ત નહિ તેથીજ આર્ય ધર્મ 'સનાતન,' એટલે કે જેને આદિ નહિ, અને તેથી અંત પણ નહિ. બાકી આગંતુક ધર્મો, વચ્ચે હજારો થઇ ગયા ને થશે, પરંતુ આર્ય સનાતન ધર્મનો કદિ લોપ નહિ થાય.

એક રીતે જોતાં આ આઠે ધર્મો આર્ય છે. "મ્હારા ધર્મ વિચારના" પહેલા ભાગમાં પ્રકરણ ૩ માં બતાવ્યું છે કે હિંદુસ્થાનમાંથી આર્યો આખી પૃથ્વીમાં જઇને વસ્યા અને ત્યાના વતનીઓમાં ભળ્યા, અને સંસ્કારો આપ્યા; એટલે કે જૈન અને બૌદ્ધ ધર્મોના પ્રવર્તકો તો શુદ્ધ ક્ષત્રિયોજ હતા, અને વળી મદદગાર તરીકે બ્રાહ્મણો હતા, તેમ આ

ખ્રિસ્તિ, ઇસ્લામી ધર્મના પયગંબર સાહેબો પણ એક રીતે હિંદુજ હતા એમ કહીએ તો ચાલે. હિંદુની મૂર્તિપૂજાનો વિકાર થઇ એશિયા, યુરપ, આફ્રિકા, અમેરિકા વગેરે પ્રદેશમાં–દેશ કાળ તથા પાત્રને લઇને ગઇ; પરંતુ તે ધર્મોનું સ્વરૂપ તથા પાયો હિંદુનાં જ હતાં. આ વિકારમાંથી ઘણો અનર્થ થવાથી પાછા ઉદ્ધાર કરનાર બંને પયગંબરો પણ એક રીતે હિંદુ જ હતા એમ કહેવામાં જરા પણ વાંધો લઇ શકાય નહિ. હ૦ મહંમદ સાહેબના દીકરીના દીકરા ઇમામશા તથા હુસેનશા સાથે યજીદ ('અજીત' કાફર–હિંદુ !) ની 'કરબલા'માં લડાઇ થઇ. તેમાં પેલા બે ભાઇઓ તથા તેમનું આખું કુટુંબ નાશ પામ્યું, તેની યાદગીરી હજી મોહરમના તાજીઆમાં દેખાય છે. મતલબ કે તે સમયમાં પણ વિકાર પામેલો હિંદુ ધર્મજ હતો એમ કહી શકાય.

ઉપર મુજબ વેદ સર્વથી પ્રાચીન ઠરે છે. વળી ચાર ખાસ હિંદુ સિવાયના બાકીના ચાર ધર્મોમાંથી પણ જૈન તો હિંદુજ છે ને તેથી તે હિંદુસ્થાનમાંજ રહ્યો છે, અને બાકીના ત્રણમાંથી એક તો હિંદુસ્થાન માંથી જઇ પરદેશ ગયો અને હિંસક રૂપ સ્વીકાર્યું બાકીના બે પણ હિંદુ ધર્મનાજ વિકાર દેખાય છે. આમાં વેદને માનનારા ચાર સંપ્રદાયોનાં અંકુર જોકે વેદમાં છે, કેમકે પ્રાચીનતાનો દાવો છે, પરંતુ પુરાણ પછીના કાળમાં તેમનું ઐતિહાસિક સ્વરૂપ બંધાયાથી તેમના પ્રસિદ્ધ પ્રવર્તક આચાર્યો પણ તે સમયના છે, અને તે બધાનો આધાર આગળ કહ્યા પ્રમાણે પ્રસ્થાનત્રયી–ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર તથા ગીતા–ઉપર છે, તેથી વાસ્તવમાં તો મૂળ ઉપનિષદ્જ છે, બ્રહ્મસૂત્રો તથા ગીતા ઉપનિષદ્ના ખુલાસા રૂપે છે.

આ પ્રમાણે આ આઠ ધર્મો સુધરેલી દુનિયામાં પ્રચલિત વિશેષ હોવાથી તેમનું નિરીક્ષણ કરીએ. શરૂઆતનું મુકાબલાનું પત્રક જોવાથીજ સહજ સમજાશે કે વાસ્તવમાં બધાનું ધ્યેય એક સરખું છે.

આ મુદ્રાબલ્લાના પત્રક તરફ દૃષ્ટિ કરતાં પહેલાં એક મહત્વની બાબત વિવેચન કરવાની જરૂર છે. ઠેઠ વેદના વખતથી પણ આર્યાવર્તમાં અનાર્ય શત્રુઓનાં આક્રમણ દેખાય છે. તે લોકાએ આર્યોને કંઇક પ્રસાદી તો આપી તેમ પોતે સાથે પણ ઘણી લઇ ગયા; તેવી રીતે આર્યોએ પણ પરદેશમાં જઇને સ્થળ, પાત્ર પરત્વે ધર્મો ચલાવ્યા. આથી કરીનેજ આર્યાવર્તમાં પણ અનેક પથો થયા અને પરદેશના ધર્મો આર્યતત્ત્વ ઉપર છતાં, ઘણાજ વિકારવાળા થયા. એટલે કે એક રીતે તો આખી દુનિયાના ધર્મો આર્યાવર્તનાજ—ઉપર બતાવ્યું તેમ—છે.

હિંદુઓમાં ઇતિહાસ નથી એમ કેટલાક સમજણ વગરના વિદેશીઓ કહે છે. પરંતુ આર્યાવર્તનો ઇતિહાસ—હાલની ચાલતી સમજ પ્રમાણેનો ઇતિહાસ—પ્રાચીન કોઇનોજ નથી એમ કહીએ તો ચાલે. રોમ તથા ગ્રીસ દાવો કરે છે અને બીજી પ્રાચીન પ્રજાઓ નષ્ટ થઇ ગઇ છે તેમના ઇતલા—ઉલ્લેખ—હવાલા—( References ) પણ આ એમાં જ છે પરતુ પ્રાચીનતામાં આર્યાવર્તજ સર્વમાન્ય છે; તે ઉપરાંત વળી એક વાત મુદ્દાની છે. લાખો વર્ષ થયાં પણ એ આર્ય પ્રજા હજી જીવતી છે એજ મોટો ઇતિહાસ ! આના કરતાં બીજો ઇતિહાસ પ્રત્યક્ષ ક્યાં મળશે ? અનાદિ અનેક આક્રમણો છતાં, જ્યારે તમામ પ્રાચીન પ્રજાઓ તથા તેમના ધર્મો નષ્ટ થઇ ગયા, ત્યારે ફક્ત આર્ય ભૂમિમાં આર્યો હયાત છે, જેવાને તેવા હયાત છે. અનેક આક્રમણો સંકટો આવી ગયાં, રાજ્યો ગયાં, પણ આર્ય અને આર્ય ધર્મ હજી અડગ છે એજ ઇતિહાસ, ને એજ પ્રભુની કૃપા ! કારણ કે આર્યનું દરેક કર્મ, ધર્મને લઇનેજ છે. હવે વેદ પુરાણના ઇતિહાસની વાત* જવા દઇએ અને હાલની સમજ

* પુરાણની ઘણી વાતોને હાલ પાશ્ચાત્યો તરફથી સ્વતંત્ર પુરાવો મળે છે. મેક્સિકોના પ્રાચીન ઇતિહાસમાંથી પાશ્ચાત્ય વિદ્વાનોએ કાઢયુ છે કે " અર્જુન બે હાથે બાણ છોડતો ને હજારોને મારતો. અમને જીતીને હિંદુસ્થાન, લઇ ગયો, ત્યાં ઉલટું અમને ઇનામ-બક્ષિસ આપી માનભેર વિદાય કર્યા ! કેવો ગાંડો ! "

મુજબ વાસ્તવિક ઇતિહાસ તરફ નજર કરીએ તો પ્રતાપી નંદ, ચંદ્રગુપ્ત તથા અશોકનો મુકાબલો અનુક્રમે બાબર, અકબર તથા ઔરંગજેબ સાથે થઇ શકશે. આ ત્રણે આર્ય બાદશાહોએ અનેક પરાક્રમ કરીને દેશ તથા ધર્મને બચાવ્યા છે. પાટલિપુત્રના છેવટના મૌર્ય રાજા બૃહદ્રથે પુષ્પમિત્રને સેનાપતિ નિમ્યો. તેણે યવન-ગ્રીકો-ને હાંકી કાઢયા. પછી પુષ્પમિત્ર રાજા થયો, તેણે અશ્વમેધ યજ્ઞ કરીને વિદેશીયોથી દેશને મુક્ત કર્યો. પછી વસુમિત્ર બાદશાહ પણ તેવોજ પરાક્રમી થયો, પછી વિક્રમાદિત્યે સિથિયનોને હાંકી કાઢયા. શાલિવાહને પણ તેવુંજ પરાક્રમ કર્યું, પછી 'તુષાર' વંશનો કનિષ્ક મહા પ્રતાપી રાજા થયો તેણે તમામ વિદેશીયોને હાંકી કાઢયા, અને કાશ્ગાર યાર્કંડ લીધાં. ચીનાઓને પણ કાઢયા. ઇ. સ. ૨૯૦ થી ૫૩૫ સુધી 'ગુપ્ત'વંશ રહ્યો તેમાં ચંદ્રગુપ્ત પ્રસિદ્ધ છે, તેનો પુત્ર સમુદ્રગુપ્ત, નેપોલીયનની ઉપમા પામે છે. તેણે દિગ્વિજય કરીને અશ્વમેધ કર્યો હતો. પછીના સ્કંદગુપ્તે અને છેવટના નરસિંહગુપ્તે હૂણોને કાઢયા. પછી મૌર્યવંશમાં યશોધર્મ થયો તે સ્કંદગુપ્તનો સીપાઇ Soldier હતો. તેણે હૂણોને કાઢયા. અંતે 'પાલ' વંશનો ધર્મપાલ થયો તેણે ઇ. સ. ૭૯૫ થી ૮૩૦ માં બ્રાહ્મણ મંત્રિ દર્ભપતિના બળથી તમામ વિદેશીઓને કાઢયા. છેવટનાં દસ્રાભી અને ખ્રિસ્તિ આક્રમણો મશહૂર છે. હવે પરદેશીઓને કાઢવાનો પ્રશ્નજ નથી, તેમ કોઇ કાઢી શકે તેવો પાકે એમ પણ દેખાતુ નથી, તેમ જરૂર પણ નથી; કેમકે વતનીયોજ થઇ ગયા છે. વળી ખુદ આર્યોમાંજ ક્રાંતિ થઇ છે: એટલે બધા મળીને એક પ્રજા થવાનોજ જમાનો છે. મહમદ ગીઝનીએ અફ્ઘાનીસ્તાન લીધું ત્યાં સુધી તે હિંદુ રાજાઓના તાબામાં હતું! હવે તો આર્યોએ ઇંગ્લીસ, ચીન, જાપાન, અમેરિકા વગેરેની માફક એક બીજાની સાથે હળી મળીને એક સમસ્ત હિંદી પ્રજા બનવાની જરૂર દેખાય છે. હવેતું "હિંદુ"સ્થાન "હિંદુ"નું નહિં પણ 'હિંદી'નું થવા બેઠું છે; ને તે જ યોગ્ય છે. ઇશ્વર સારૂંજ કરે છે!

ઉપરનો ટુંક હેવાલ આપવાનું કારણ કે આ પ્રકરણના વિભાગ ૨ માં તથા પ્રકરણ ૫ માં જે હિંદુસ્થાન તથા પરદેશોમાં પણ આર્ય ધર્મજ અનેક રીતે વિકાર પામીને દેખાય છે તેનું મૂળ સમજી શકાય. આર્યાવર્તમાં તથા બહાર બધેજ અસર થઇ અને આર્યધર્મજ દુનિયામાં અનેક નામ રૂપે બન્યો. હવે પત્રક તરફ દૃષ્ટિ કરીએ.



# દુનિયાના મુખ્ય પ્રચલિત ધર્મોનાં તત્ત્વોનું મુકાબલાનું પત્રક.

| અનુક્રમ નંબર | ધર્મનું નામ. | જે તે ધર્મનું રહસ્ય. | | | સર્વ ધર્મોનું તત્ત્વ અગર સામાન્ય રહસ્ય. | | | વિવેચન. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | | | ૪ | | | ૫ |
| | | સિદ્ધાંત (૧) | સાધન (૨) | પ્રાસવ્ય (૩) | સિદ્ધાંત (૧) | સાધન (૨) | પ્રાસવ્ય (૩) | |
| ૧ | જૈન. | જગત્ અને જીવ સાચાં, બ્રહ્મ નથી. | મોક્ષ માટે હિંસાદિ અઢાર[1] દોષો-માંથી મુક્ત થવાનો પ્રયત્ન, એટલે કે તત્ત્વ વિવેક, ને તે માટેની ત્રણ વસ્તુની પ્રાપ્તિ, (આ ત્રણ વસ્તુને 'ઉપાય' અગર 'રત્ન' પણ કહે છે) તે સમ્યગ્દૃષ્ટિ[2], સમ્યગ્જ્ઞાન[3] અને સમ્યગ્ચારિત્ર[4]. | મોક્ષ, કર્મ ક્ષય રૂપી—નિર્વાણ | પોતાના મત પ્રમાણે ઠરાવેલા સાધન તથા પ્રાસવ્ય માટે અનુકૂળ થાય તેવા નિર્ણય | નિષ્કામ કર્તવ્યપરાયણતા, વૈરાગ્ય, મનોનિગ્રહ શ્રદ્ધા, તિતિક્ષા, એકાગ્રતાપૂર્વક ઇષ્ટની ભક્તિ. | આત્યંતિક સુખ | |

૧ (૧) પ્રાણાતિપાત=જીવ હિંસા.

(૨) મૃષાવાદ=જૂઠું બોલવું.

(૩) અદત્તાદાન=ચોરી.

(૪) મૈથુન=વિષય સેવવો.

(૫) પરિગ્રહ=ધન ધાન્ય લેવું.

(૬) ક્રોધ=ગુસ્સો.

(૭) માન=અહંકાર.

(૮) માયા=કપટ.

(૯) લોભ=લાલચ.

(૧૦) રાગ=પ્રીતિ.

(૧૧) દ્વેષ=તિરસ્કાર, ઇર્ષ્યા.

(૧૨) કલહ=કજીઓ.

(૧૩) અભ્યાખ્યાન=કોઇને માથે આળ ચઢાવવું તે.

(૧૪) પૈશુન=ચાડી.

(૧૫) રતિ, અરતિ=સુખ, દુઃખ.

(૧૬) પરપરિવાદ=પારકી નિંદા.

(૧૭) માયામૃષાવાદ=કપટ સાથેનું જૂઠું બોલવું.

(૧૮) મિથ્યાત્વ; શલ્ય=દેવ, ધર્મ, ગુરૂની અશ્રદ્ધા; સાલ.

૨ ખરો સિદ્ધાંત શ્રદ્ધાપૂર્વક જોવો તે.

૩ વસ્તુનું યથાર્થ સ્વરૂપ જોવું તે. જ્ઞાનના પાંચ પ્રકાર છે– મતિ, શ્રુતિ, અવધિ, મન, અને પર્યાય. 'કેવળજ્ઞાન' અંતિમ કોટિ છે.

૪ શુદ્ધ વર્તન.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | બૌદ્ધ. | શૂન્યવાદ, એટલે કે સર્વ ક્ષણિક છે, સર્વ દુઃખ છે, સર્વ સ્વલક્ષણ છે, અને અંતે સર્વ શૂન્ય છે. | આઠ નિર્દેશ[૧] અગર અંગનું પાલન, યોગ[૨], આચાર[૩]. | સદર નિર્વાણ રૂપી. | સદર | સદર | સદર | |

આ ત્રણે રત્નો એક સાથે જોઇએ. એક વગરનાં બાકીનાં બે નકામાં જેવાં છે, તેમાં પણ ચારિત્ર ઉપર બહુ આધાર રહે છે. ગૃહસ્થ અને યતિ–સાધુ–માટે નિયમો જૂદા છે; તેમાં યતિ માટેના બહુ સખત છે. ચારિત્રમાં મુખ્ય અહિંસા અને જીવ દયા સમાય છે. શુદ્ધ ચારિત્ર થાય ત્યારે જ જીવ મોક્ષને પાત્ર થઇ શકે. વ્યવહારમાં પણ ચારિત્ર જ જીવનનો આધાર છે.

આ ત્રણ રત્નોના અંગે પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, અને ચાર ભાવનાઓ છે.

૧ આઠ નિર્દેશ–સમ્યગ્દષ્ટિ, સમ્યગ્સંકલ્પ, સમ્યગ્વાદ, સમ્યગ્કર્મ, સમ્યગ્આજીવ, સમ્યગ્વ્યાયામ, સમ્યગ્ સ્મૃતિ, સમ્યગ્સમાધિ ( એકાગ્રતા કરવી તે ).

૨ અપ્રાપ્ત અર્થની પ્રાપ્તિ, ને તે અર્થે નિર્વાણ ગુરુને પ્રશ્ન કરવો તે, એટલે કે બાહ્ય અર્થના શૂન્યત્વનું જ્ઞાન, એટલે કે અંતે ' અપ્રત્યક્ષ ' અગર ' પરોક્ષ ' જ્ઞાન.

૩ બાહ્ય અર્થના શૂન્યત્વનો અંગીકાર કરી બાદ અંદરના શૂન્યત્વનો અંગીકાર કરવો તે, એટલે કે ' અપરોક્ષ ' અગર ' પ્રત્યક્ષ ' જ્ઞાન.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | અદ્વૈત. | બ્રહ્મ સાચું, જગત્ મિથ્યા[૧] અને જીવ એજ બ્રહ્મ. | મળ[૨], વિક્ષેપ[૩], અને આવરણને[૪], અનુક્રમે કર્મ, ઉપાસના તથા જ્ઞાનવડે દૂર કરવાં; પછી વિવેક,[૫] વૈરાગ્ય,[૬] ષટ્‌સંપત્તિ, ( શમ[૭], દમ[૮], તિતિક્ષા.[૯], શ્રદ્ધા[૧૦], સમાધાન[૧૧], ઉપરતિ[૧૨], મુમુક્ષુતા[૧૩]) એ પ્રમાણે ચાર સાધન સંપત્તિ; પછી ગુરૂ પાસે જઇને ઉપદેશ લેવો; પછી શ્રવણ[૧૪], મનન[૧૫] તથા નિદિધ્યાસન[૧૬] કર્યા બાદ છેવટ મહા વાક્ય અહં બ્રહ્માસ્મિના પ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ. | કૈવલ્ય પદ રૂપી, અગર બ્રહ્મમયતા. ( ક્રમમુક્તિ માટે બ્રહ્મલોકપ્રાપ્તિ, હિરણ્યગર્ભ લોકપ્રાપ્તિ રૂપ સાયુજ્ય મુક્તિ એમ છે. ને તે લગભગ સગુણ ઉપાસક શૈવ અથવા વૈષ્ણવ જેવી છે બાકી જીવ તો મુક્ત છેજ ). | સ ૬ ૨ | સ ૬ ૨ | સ ૬ ૨ | કૈવલ્ય પદના સંબંધમાં વળી જ્ઞાનની ૭ ભૂમિકા કહેલી છે. શુભેચ્છા, વિચારણા, તનુમાંસા, સત્ત્વપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની, તૂર્ય ( કૈવલ્ય ). |

૧ ' મિથ્યા ' એટલે કે તદ્દન જુઠું અગર ખોટું કિંવા અસત્ય નહિ, પરંતુ ભ્રાંતિરૂપે નશ્વર—અનિત્ય. માયારૂપ હોવાથી વસ્તુતઃ બ્રહ્મથી અલગ સ્વતંત્ર સાચું નહિ. પ્રત્યક્ષ જોઇને સાચું કહેવું એમાં વિશેષ શું છે ? એ તો પશુ પણ સમજી શકે. તેવી જ રીતે પ્રત્યક્ષ જોવા છતાં ખોટું અગર જુઠું અગર અસત્ય કહેવું એમ વ્યવહાર વિરૂદ્ધ વાણી પણ કોઇ મત્ત માફક " વદતોવ્યાઘાત " જેવી બોલવી " કેમ સંભવે ? " " મારી મા વાંઝણી છે " જેવી એ વાણી છે.

હવે આ પ્રમાણે સત્ય નહિ તેમ અસત્ય પણુ નહિં, તેની રીતે એકજ વસ્તુ એકજ વખતે સદસત–સત્ય તથા અસત્ય પણ ન કહેવાય; ને તેથી સરવાળે પરસ્પર વિરોધી સ્થિતિના અલૌકિક મિશ્રણ રૂપ એટલે કે 'અનિર્વચનીય કહેલ છે. મતલબ કે તે માયાનું વર્ણનજ થઇ શકે નહિં તેવી હોવાથી જગત્ જેને જેવું લાગે તેવું સમજવાનું; જ્ઞાનીને અસત્ય એટલે અસાર, અને અજ્ઞાનીને સત્ય પ્રત્યક્ષ છે. પાણીના પરપોટા જેવું કહો, ઝાંઝવાના જળ જેવું કહો, કરોળીયાની જાળ જેવું કહો, સુવર્ણના અલંકારો જેવું કહો, સૂર્યના પ્રતિબિંબ જેવું કહો, સ્વપ્નના રાજ્ય જેવું કહો, એમ જેને જેમ ઠીક લાગે તેમ કહો; પરંતુ આકાશપુષ્પ અથવા સસલાના શિંગડા જેવું મિથ્યા નહિ પણ સુવર્ણના અલંકાર જેવું. બાકી ખરૂં 'મિથ્યા' કોની દૃષ્ટિમાં છે કે જે અજ્ઞાન અગર અવિદ્યા અગર માયાનું આવરણ તોડીને જ્ઞાન મેળવીને, આત્માનો અપરોક્ષ એટલે કે પ્રત્યક્ષ અનુભવ લઈ શકે તેવા અધિકારી માટેજ નિઃસાર છે. બાકીના જીજ્ઞાસુઓ માટે અધિકાર પ્રાપ્ત થતાં સુધી જેવું માને તેવું છે. વ્યવહાર પક્ષે સાચું, ને પરમાર્થ પક્ષે મિથ્યા છે તે પણ અધિકારી જ્ઞાનીનેજ છે. દરેક વસ્તુનું વસ્તુતઃ અસ્તિત્વ નથી, પણ તેનું 'જ્ઞાનજ' અસ્તિત્વ ધરાવે છે. નામ રૂપ દૂર કરીએ એટલે પદાર્થ માત્ર, પ્રત્યક્ષ નહિં છતાં પણ તેમાં જે સામાન્ય વસ્તુ છે તેનું 'જ્ઞાન'જ રહેશે. આ સામાન્ય 'જ્ઞાન' તે જ સત્ય અને તે જ બ્રહ્મ છે. ત્રણે કાળ (ભૂત, વર્તમાન, અને ભવિષ્ય), તથા ચારે અવસ્થા (જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય) માં અબાધિત સત્ય અને નિત્ય તે જ બ્રહ્મ છે. વ્યવહારમાં સત્ય અને પરમાર્થમાં મિથ્યા; અધિકાર મળતાં સુધી પદાર્થના ભિન્નત્વની પ્રતીતિ છે. પહેલી ચોપડીથી અભ્યાસ શરૂ કરીને એમ. એ. થતાં સુધી અધિકાર પરત્વે પ્રથક્ત્વનું જ્ઞાન છે. પહેલી ચોપડીવાળાને એકદમ એમ. એ. નો અધિકાર મળે નહિં અને તેથી તેને જ્ઞાન થાય નહિ, અને એમ.

એ. વાળાને પહેલી ચોપડીનું જ્ઞાન તદ્દન ક્ષુલ્લક, નિર્જીવ, નકામું અગર મિથ્યા લાગે તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. એમ. એ. વાળાને એકડે એક મિથ્યા–'અસત્ય'–એટલે ખોટો નહિં પણ જરૂર વગરનો છે; કેમકે એકડાને વળગીને બેસી રહે તો પછી એમ. એ. થવાગજ નહિં. 'એકડા' માફક જગત્ સાચું છે એમ કહેવામાં વિશેષ શું છે ? પ્રત્યક્ષ જોઈએ છીએ એટલે સાચા માટે બીજો શો પુરાવો જોઈએ ? તેમાં પછી શાસ્ત્ર અગર તત્ત્વજ્ઞાન અગર કશાની શી જરૂર છે ? માત્ર 'પરોક્ષ'ને, 'અપરોક્ષ' અગર પ્રત્યક્ષ કરવામાંજ જ્ઞાનની જરૂર છે, ને તેથી પરોક્ષ જ્યારે અપરોક્ષ અગર પ્રત્યક્ષ થાય ત્યારે પેલું "દેખીતું આભાસવાળું પ્રત્યક્ષ" આપોઆપ 'મિથ્યા' થઈ જાય છે. મતલબ કે આ પ્રમાણે અધિકાર મુખ્ય પાયો હોવાથી આચાર્યશ્રીએ અધિકાર પરત્વે બધા મત વેદને અનુસરીને હતા તે માન્ય રાખ્યા છે, એટલે કે સાચા કહ્યા છે; ને તેથી કરીને વસ્તુતઃ કોઈના પણ તેઓ વિરોધી નથી, તેમ તેમના સમજુ અનુયાયીઓ પણ નથી. સમજે તેનીજ બલિહારી છે. સ્વપ્નમાં જેમ પાછું બીજું સ્વપ્ન પ્રત્યક્ષ જોઈયે છીએ અને તે બીજા સ્વપ્નમાંથી જાગતાં બીજું સ્વપ્ન મિથ્યા લાગે છે એટલુંજ નહિં પણ બંને સ્વપ્નમાંથી જાગ્યા પછી બંને સ્વપ્નની સૃષ્ટિ જ્ઞાનીને મિથ્યા લાગે છે, તેમ જ્ઞાનથી જાગ્યા પછી 'પ્રત્યક્ષ' સૃષ્ટિ જ્ઞાનીને મિથ્યા લાગે છે. દર્પણમાં 'પ્રત્યક્ષ' મુખ જોવા છતાં તેને કેમ 'મિથ્યા' કહે છે ? સામ્યમાં કાંઈ મણા છે ? દર્પણ દૂર કર્યું એટલે પાછો અભેદ ! મિથ્યા દ્વૈત ઉડી ગયું ! તેવીજ રીતે અજ્ઞાન રૂપી દર્પણને દૂર કર્યું એટલે મિથ્યાપણું ઉડી જઈને સત્યબ્રહ્મજ રહેશે. 'સીનેમા'ના દૃશ્યને સાચું કહેવું અથવા મિથ્યા ? દાગીનાની કીંમત આંકવામાં સોની, દાગીના બ્રાહ્મણના કે શૂદ્રના છે એ નહી પૂછે, તેમજ તેના મિથ્યા ઘાટ નહિ જુએ. માત્ર સત્ય સુવર્ણ જોશે.

૨. શરીરના મળને સ્નાન ઇત્યાદિ કર્મો કરીને શુદ્ધ કરીને પછી મન શુદ્ધ કરવું તે.

૩. મનને એકાગ્રતા કરવામાં નડતા અંતરાયોને યોગ અગર ભક્તિ દ્વારા દૂર કરવા તે.

૪. અજ્ઞાન રૂપી અંધકારને જ્ઞાન રૂપી પ્રકાશથી દૂર કરવો તે.

૫. આત્મ અનાત્મ, અગર કહો કે નિત્ય અનિત્યનો વિચાર કરવો તે.

૬. અનેક પ્રકારની વાસનાઓનો ક્ષય.

૭. મનનો નિગ્રહ.

૮. ઇન્દ્રિયોનો નિગ્રહ.

૯. સુખ દુઃખ ઇત્યાદિ દ્વંદ્વોની સહનશીલતા.

૧૦. શાસ્ત્ર ઉપર વિશ્વાસ. આ વિશ્વાસ તે 'અંધ' નહિં પરંતુ વસ્તુ પ્રાપ્તિની પૂર્ણ ઉત્કંઠા થવી તે, કે જેથી કરીને બીજામાં ચિત્ત જાયજ નહિં. 'શ્રદ્ધા' અને 'અંધ વિશ્વાસ' આ બે વચ્ચેનો તફાવત જાણવાની બહુજ અગત્ય છે. જીજ્ઞાસુઓ, અને તેમાં વળી પાશ્ચાત્ય સંગતિવાળા જીજ્ઞાસુઓને ખાસ જરૂર છે. આર્ય ધર્મ કદી બળાત્કારથી અંધ વિશ્વાસ કરવા કહેતો નથી, પરંતુ 'સજ્ઞાન શ્રદ્ધા' સૂચવે છે. દરેક શાસ્ત્રમાં તેટલા માટે પૂર્વપક્ષ તો ખરો જ. 'અંધ વિશ્વાસ' શબ્દમાંજ 'અંધ' શબ્દ 'અજ્ઞાન સૂચવે છે.'.

૧૧. શંકારહિત થવું તે.

૧૨. પૂર્ણ શાંતિ.

૧૩. મોક્ષની ઉત્કંઠા.

૧૪. સતત બ્રહ્મજ્ઞાન સંબંધી સાંભળવું તે.

૧૫. સતત્ બ્રહ્મજ્ઞાન સંબંધી વિચાર કરવો તે.

૧૬. સતત્ બ્રહ્મજ્ઞાન સંબંધી ધ્યાન ધરવું તે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | વિશિષ્ટાદ્વૈત. | બ્રહ્મ સાચું, જગત્—પ્રકૃતિ–મિથ્યા નહિં પણ વિકારવાળું અને બ્રહ્મ રૂપે સાચું; અને જીવ પણ સાચો; પરંતુ બ્રહ્મથી ઓતપ્રોત, સ્વતંત્ર, તથા 'અણુ (૧). | સદર. કર્મયુક્ત તથા જ્ઞાનયુક્ત (૨) વિષ્ણુની ભક્તિ, શરણાગતિ. | સદર. વૈકુંઠપ્રાપ્તિ રૂપે (૩) સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ, અને સાયુજ્ય મુક્તિ, તમામ વૈષ્ણવ સંપ્રદાયોમાં છે; પરંતુ તે ખરા વૈષ્ણવને ઇષ્ટ નથી. | સદર. | સદર. | સદર. | |

(૧) જીવ અને બ્રહ્મ એક નહિં પણ જેમ પ્રભા અગ્નિનો અંશ છે, તેમ જીવ બ્રહ્મનો અંશ–વિભૂતિ છે: બાકી અખંડ બ્રહ્મનો ખંડ જીવ, અંશ કેમ થઇ શકે ? જીવ તે બ્રહ્મનો અંશ અગર અવયવ તે ઉપર બતાવેલા દૃષ્ટાંત પ્રમાણે સમજવાનો છે. જીવ અને બ્રહ્મનો અભેદ શ્રુતિ કહે છે ત્યાં તાત્પર્ય એમ છે કે જીવ તે બ્રહ્મવ્યાપ્ય છે, જીવ બ્રહ્માત્મક છે જીવને જન્મ મરણ નથી એ

બદલ અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત મળતા છે; પરંતુ અદ્વૈતી, જીવને 'વિભુ' કહે છે, અને વિશિષ્ટાદ્વૈતી 'અણુ' કહે છે એ તફાવત છે, ને તેથી જીવ શરીરવાર જૂદા કહે છે. પ્રકૃતિ વિકારી સ્વભાવવાળી, બ્રહ્મથી વિલક્ષણ સ્વભાવવાળી, અને વિજાતીય છે, અને જીવ બ્રહ્મથી વિલક્ષણ પણ 'સજાતીય' છે.

(૨) અદ્વૈતવાદી, સગુણ તથા નિર્ગુણ બ્રહ્મ એમ બંને સ્વરૂપ માની ઉપાસ્ય કહે છે: પણ વિશિષ્ટાદ્વૈતી સગુણ બ્રહ્મનેજ ઉપાસ્ય કહે છે.

(૩) પ્રભુની પ્રાપ્તિ તે જ મોક્ષ. પુનરાવૃત્તિ વિનાનો ભગવત્ પદનો લાભ તે જ પરમસિદ્ધિ—મોક્ષ. બ્રહ્મ સાથેની એકતા નહિ; બ્રહ્મને યોગ્ય એવા ગુણોની તથા તેના સ્વભાવની પ્રાપ્તિ ખરી, પણ ઐક્ય નહિં મુક્ત પુરૂષોમાં ઇશ્વર જેવા ગુણો ખરા, પરંતુ ઇશ્વરની વિશેષતા જે "કર્તૃત્વ" તે સત્તા કોઇ બીજાને મળી શકે નહિં. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણ બાબતોનો અધિકાર ઇશ્વર સિવાય બીજા કોઇને મળી શકે નહિં, બાકીનું ઐશ્વર્ય ભલે મુક્ત જીવો ભોગવે એ પ્રમાણે મંતવ્ય છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | દ્વૈત. | બ્રહ્મ, જગત, તથા જીવ એમ ત્રણે પૃથક્ અસ્તિત્વવાળાં અને સાચાં છે. | કર્મ તથા જ્ઞાન યુક્ત નવધા ભક્તિ, તે શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, અને આત્મ નિવેદન. | વૈકુંઠમાં જઇ ભગવાનના સામીપ્યમાં રહી, દાસત્વ કરવા રૂપી. | સદર. | સદર | સદર. | આ સંપ્રદાયની ગૌડેશ્વર મતની શાખા છે તેની હકીકત ઇલાયદી આપી છે તે પણ એક સંપ્રદાયના સ્વરૂપે છે. |

(૧) આ નવ પ્રકારને બદલે દશ પણ છે. મુખ્ય ત્રણ ભાગ—વાણી, શરીર, અને મન. વાણીથી ભક્તિ કરવાના ચાર પ્રકાર છે, સાચું બોલવું, હિતકર બોલવું, પ્રિય બોલવું. અને સ્વધર્મના ગ્રંથો વાંચવા. શરીરથી ભક્તિ કરવાના ત્રણ પ્રકાર છે, ધન, પરિમાણ, અને પરિરક્ષણ. માનસિક ભક્તિ પણ ત્રણ પ્રકારે થાય છે; દયા, સ્પૃહા અને શ્રદ્ધા. આ પ્રમાણે નવને બદલે દશ પ્રકાર પણ થાય છે. નવ કહો કે દશ કહો, પરિણામ એકજ છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | શુદ્ધાદ્વૈત. | બ્રહ્મ સાચું, જગત સાચું, અને જીવ તે બ્રહ્મનો [૧]અંશ. | સદરહુ મુજબ નવધા પ્રકારની[૨] ભક્તિ. | સદર. ગોલોક વાસ રૂપી. | સદર. | સદર. | સદર. | | |

૧. આ મત પણ નંબર ૩–૪ ની માફક અદ્વૈત છે. નં. ૫ ના જેવો દ્વૈત નથી. આ મતમાં જગત અને સંસારમાં ભેદ ગણી, અહંતા મમતા દોષ, એજ સંસાર, ને તે જ મિથ્યા છે, અને જગત, બ્રહ્મમાંથી પરિણામ રૂપે સત્ય છે એમ કહેલું છે; જેમ સર્પ પોતાની મેળે કુંડાળું થાય તેમ, બ્રહ્મ જગત રૂપે થવાથી સત્ય છે, અને જીવ તથા જગત, બ્રહ્મનો અંશ હોવાથી, કરોળીયાની જાળ અગર અગ્નિના તણખાની માફક સત્ય છે એમ ઠરાવ્યું છે.

૨. આ સંપ્રદાયમાં ભક્તિ કરવાની છે તે માત્ર ગોપાળ કૃષ્ણનીજ કરવાની છે. પ્રસ્થાનત્રયી ઉપરાંત શ્રીમદ્‌ભાગવતને ચતુર્થ પ્રસ્થાન તરીકે માનવામાં આવે છે; તેમાં શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ ખાસ ઇષ્ટ છે. પૂર્ણ બ્રહ્મ, સ્વયં ભગવાન છતાં, વિષ્ણુ ભગવાનના પૂર્ણાંશ અવતાર હોવાથી દશમસ્કંધના ગોકુળ વૃંદાવનની રાસક્રીડા ખેલનાર ગોપાળ કૃષ્ણ પરમાત્મા ખાસ ઉપાસ્ય તથા સેવ્ય હોવાથી તેમનીજ ભક્તિ કરવાની છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ખ્રિસ્તિ. | ઇશ્વર, જગત અને જીવ ત્રણે પૃથક્ સત્યાં છે. ઇશ્વર એક છે: હ૦ ઇસા પયગંબર ( દૂત ) તેનો દીકરો છે, તેમની આજ્ઞા પાળવી. | શુદ્ધ વર્તન, પરોપકાર તથા ઇશ્વરની ભક્તિ, તે સાથે બાઇબલનાં ફરમાન માનવાનાં છે. | સદર. સ્વર્ગ[1] (Heaven પ્રાપ્તિ રૂપી. | સદર. | સદર. | સદર. | |

૧. આ સ્વર્ગના સુખની કલ્પના દરેક ધર્મવાળાની, એટલે કે જે ધર્મ પાળનાર પ્રજાસંઘની રૂચિ તથા વૃત્તિ ઉપર અવલંબે છે સ્વર્ગ સંબંધી આ પ્રજાઓની કલ્પનાથી તેમના ઐહિક સુખની ભાવના તથા દેશની સ્થિતિની કલ્પના થઇ શકે છે. ઇશ્વરને નિરાકાર નિર્વિકાર કહીને સગુણ માને છે, અને એજ ઇશ્વરનું ઐશ્વર્યજ એ કે નિરાકાર છતાં સગુણ છે; વ્યવહાર પક્ષે જે વાત સંભવિત નથી તે ઇશ્વરના પ્રસંગે સંભવિત છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ઇસ્લામી. | ખુદા—પરમેશ્વર—એક, માણુસ માત્ર સરખાં, તેમના પયગંબર હ૦ મહુમ્મદ તે ખુદાનો સંદેશો આપણુને પહોંચાડનાર છે. ખુદા ઉપર, પયગંબર ઉપર, તેમના અસહાબ (સોબતીઓ) ઉપર, તથા પીર ઓલીઆ ઉપર ઇ[1]માન (૭ પ્રકારનું), અને [2]દીન એ પ્રમાણે આ ધર્મ–મહઝબ–નાં અંગ છે. | દીનના પાંચ રૂકન. (સ્તંભ), પાંચ વખત નીમા[3]ઝ, ક[4]લમા, [5] રોઝા, હ[6]જ, અને જકાત એ મુજબ કુરાને શરીફનાં ફરમાન માનવાં તે. | સદર. એહિસ્ત અગર જન્નત (સ્વર્ગ) પ્રાપ્તિ રૂપી. | સદર. | સદર. | સદર. | આ ધર્મમા 'બિરાદરી' એટલે કે ભાઇભાવ શ્રેષ્ઠ છે. ઇસ્લામી થયો એટલે ગમે તેવા મોટા માણુસને પણ ભાઇભાવ થવાનો. |

૧. ઇમાન એટલે શ્રદ્ધા; તેમાં ઇશ્વર, ફિરસ્તા, કુરાનેશરીફ, પયગંબર, કયામત, તથા કિસ્મત, એ પ્રમાણે ૭ પ્રકાર છે.

૨. ધર્મે ફરમાવેલાં યોગ્ય કર્મ કરવાં તે.

૩. બંદગી–પ્રાર્થના–સવારમા, બપોરે, સાંજે, સૂર્યાસ્ત અવલ, સૂર્યાસ્ત પછી, અને રાત્રે, એમ પાંચ વખત ઇશ્વરની પ્રાર્થના કરવી તે. આપદ્ધર્મ માટે સહજ છૂટ છે.

૪. નીમાઝ વખતે પ્રથમ બોલવાનો મંત્ર 'ખુદા એક છે, ને મહંમદ તેમના પયગંબર છે," નીમાઝ અવલ 'વુજુ" કરી, એટલે કે હાથ મોં ધોઇ, શુદ્ધ થઇ, પશ્ચિમ દિશામાં, એટલે મક્કા શરીફ તરફ જોવાનું છે.

૫. રમઝાન મહિનામાં ઉપવાસ વગેરે કરી પવિત્રતા રાખવી તે.

૬. મક્કા શરીફની જાત્રા.

૭. પોતાની આમદાનીમાંથી અઢી ટકા, અગર અમુક ભાગ હરેક પ્રકારે ધર્માદામાં કાઢવો તે.

આ પત્રક જોવાથી જણાશે કે ઉપરના આઠે ધર્મોમાં, આસન ૩ ના પેટાના આસન ૧–૨–૩ માં જે હકીકત છે તે જ હકીકત સ્વરૂપાંતરે, આસન ૪ ના પેટાના ૧–૨–૩ માં છે. આસન ૩ ના પેટાનો 'મોક્ષ' બધા ધર્મોમાં સામાન્ય છે, માત્ર નામ રૂપ જુદાં છે.

આસન ૪ ની હકીકત આઠે ધર્મોમાં એક સરખી છે.

અ. નં. ૧ નો જૈન ધર્મ આખા હિન્દુસ્થાનમાં પ્રચલિત છે; નં. ૨ નો બૌદ્ધ હિંદુસ્થાનમાંથી બહિષ્કાર થઈ દેશાવરમાં પ્રસર્યો, ને હજી પ્રવર્તે છે, ને ૩–૪–ના અદ્વૈત તથા વિશિષ્ટાદ્વૈત આખા હિંદુસ્થાનમાં છે, નં. ૫ નો દ્વૈત મુખ્યત્વે કરીને દક્ષિણમાં છે; નં. ૬ નો શુદ્ધાદ્વૈત મુખ્યત્વે કરીને ગુજરાત ઉત્તર હિંદુસ્થાનના કેટલાક ભાગમાં, તથા માળવામાં છે, તથા તેમના જેવા શ્રીકૃષ્ણ ચૈતન્ય અગર ગૌરાંગ પ્રભુનો તે અરસામાં પ્રવર્તાવેલો ધર્મ બંગાળામાં તથા ઉડીયા (ઓરીસા)માં છે; ન. ૭–૮ ના ધર્મ આખી દુનીયામાં છે.

નં. ૧–૨ ના ધર્મ કેવળ વેદને વળગીને રહેતા નથી; વેદનાં બાળક ખરાં, પણ જરા લાડકવાયાં, મોઢે ચઢેલાં, સ્વતંત્ર મગજનાં બુદ્ધિશાળી બાળક છે. નં. ૩–૪–૫–૬ પ્રસ્થાનત્રયી ઉપર આધાર રાખે છે નં. ૭–૮ ના ધર્મો આગળ બતાવ્યું છે, તેમ વિદેશી હોવા છતાં પણ આર્ય ધર્મનાં બાળક છે.

ઉપર મુજબ સિદ્ધ થાય છે કે તમામ ધર્મોમાં તત્ત્વ એકજ છે; તો પણ નામ રૂપ જુદાં હોવાથી પ્રત્યેકનુ પ્રથક્ અવલોકન સહજ કરીએ.

૧. જૈન—આ ધર્મનો મૂળ પ્રવર્તક પુરૂષ ઋષભદેવ ગણાય છે; તેઓશ્રી પ્રથમના 'જીન'; તેઓશ્રીના અનુયાયીઓ તે જૈન, અને તેમનાથી પ્રવર્તાએલો ધર્મ તે જૈન ધર્મ છે. આ ઋષભદેવને, હિંદુ શાસ્ત્રમાં નાભિ રાજા પિતા તથા મરૂદેવી માતાથી જન્મ પામેલા ભગવાનનો અવતાર કહેવામાં આવે છે તે જ હોય એમ અનુમાન થાય છે, કેમકે શ્રીમદ્‌ભાગવતમાં, પરમહંસ ઋષભદેવના સિદ્ધાંતના અનર્થમાંથી અર્હન્ રાજા તરફથી આ મતની ઉત્પત્તિ કહી છે. ઋષભદેવ, આદિ પુરૂષ ખરા, પરંતુ છેવટના પ્રસિદ્ધ ધર્મ પ્રવર્તક શ્રી મહાવીર છે. હિંદુસ્થાનના ત્રણ મુખ્ય ધર્મો–વૈદિક, જૈન, અને બૌદ્ધમાંનો આ એક છે. 'જિન' શબ્દનો ધાતુ જિ એટલે 'જીતવું' થાય છે; તે ઉપરથી 'જીન' એટલે કામ, ક્રોધ આદિને જીતનાર, સંપૂર્ણ કર્મનો નાશ કરીને અખંડ નિર્વાણ-પદ પ્રાપ્ત કરનાર મહાત્મા તે 'જીન', ને તે જ ઈશ્વર. આ પદ, કોઈ પણ જીવ, અધિકાર પરત્વે લઈ શકે છે. જૈન ધર્મમાં આ સ્થાન અગર સ્થિતિ મેળવવી તે જ 'મોક્ષ' છે. ઋષભદેવ ભગવાને સમાજનું બંધારણ બાંધ્યું, અને દીકરાઓને રાજ્ય સોંપી, પોતે તપ કરવા નિકળી પડયા. તેમનો વૈરાગ્ય અપૂર્વ હતો. એક પ્રસિદ્ધ જૈન વિદ્વાને તેમનું ચારિત્ર લખ્યું છે તેમાં રાજા, ધર્મોપદેશક, એમ અનેક રીતે લોકોનું કલ્યાણ કર્યું છે એમ કહેલું છે. મનુષ્યને મનુષ્યત્વ તેમણે જ આપ્યું કહેવાય છે. આ મુક્ત મહાત્માઓ તીર્થંકર થયા છે. તેમાંથી વીસમા પાર્શ્વનાથ આ મતના પ્રવર્તક તરીકે અગ્રણી ગણાય છે. ઇ. સ. પૂર્વે ૮૧૭ માં તેઓશ્રીનો જન્મ થયો હતો. છેવટના તીર્થંકર મહાવીર સ્વામી ત્યાર બાદ અઢીસેં વર્ષે થયા એમ હાલના વિદ્વાનો તર્ક કરે છે; પરંતુ જૈન શાસ્ત્ર પ્રમાણે તો મુદત વધારે થાય છે. મહાવીર સ્વામીનો જન્મ, ગણત્રીના ભેદથી ઇ. સ. પૂર્વે ૫૭૯ અગર ૫૯૯ માં કહેવાય છે. અઠ્ઠાવીસમે વર્ષે તેઓશ્રી તીર્થંકર થયા હતા; કેટલાક કહે છે કે

મોટી ઉંમરે થયા હતા. આ મહાત્મા ક્ષત્રિય હતા, પરંતુ બ્રાહ્મણીના ગર્ભમાં રહેવાથી ક્ષત્રિય રજોગુણને ઠેકાણે બ્રાહ્મણના શમ, દમ, ઇત્યાદિ ગુણો તેમનામાં આવ્યા હતા, એમ પણ મનાય છે. ક્રોધાદિ અંતરના ષટ્ શત્રુને જીતનાર તેથી મહાવીર કહેવાય છે. બૌદ્ધ-ધર્મના સમયમાંજ તેઓશ્રી પ્રકટયા તેથી તે ધર્મના સમકાલીન હતા, એમ વિદ્વાનો નિર્ણય કરે છે. બંને ધર્મોમાં 'અહિંસા' અને 'દયા' એ સામાન્ય છે, તોપણ જૈન ધર્મમાં એ ગુણોનો અલૌકિક વિસ્તાર થયો. મહાવીર સ્વામીનો પણ વૈરાગ્ય અને ત્યાગ અપૂર્વ હતાં: તેથી તેઓશ્રીનાથી જૈન ધર્મનો વિસ્તાર ઘણો વધ્યો. 'હિંસા' તે પ્રાકૃત જીવહિંસાજ નહિં પરંતુ મન, વાણી અને કર્મથી કોઇને પણ દુભવવું તે હિંસા ગણાય છે, એટલે કે સ્થાવર, જંગમ, જડચેતનનું એમ ભૂત પ્રાણી માત્રમાંથી કોઇનું પણ મન દુઃખવવું તે 'હિંસા' કહેલી છે.

જૈન અને બૌદ્ધમાંથી પ્રાચીન ધર્મ કીયો એ સંબંધમાં વિદ્વાનો બહુ વાદ કરે છે. કેટલાક એમ અનુમાન કરે છે કે એક અરસામાં બંનેની ઉત્પત્તિ હોવાથી સમકાલીન છે. બને ધર્મવાળા પ્રાચીનપણાનો દાવો કરે છે. આપણા કામ માટે એટલું જ બસ છે કે બંને વેદનાં બાળક છે. તે વખતના પ્રચલિત વૈદિક ધર્મમાં વિકારો થવાથી, અને ખાસ કરીને યજ્ઞમા પશુ હિંસા બહુ થવાથી, સામે થનારમાંનાં, આ બે સ્વતંત્ર મગજનાં બુદ્ધિશાળી બાળકો વાંધો અગર 'પ્રોટેસ્ટ' લેનારામાંના મુખ્ય હતાં. બૌદ્ધ ધર્મે તત્ત્વ દૃષ્ટિ સહજ જાગ્રત કરી તે જૈન ધર્મે અથાગ વિસ્તારી. યજ્ઞ અને વેદનો અનાદર બંનેમાં સામાન્ય છે. કેટલાક, જૈનને, બૌદ્ધની શાખા કહે છે, પરતુ જૈન ગ્રંથોમાં પોતાના ધર્મને અનાદિ કહેલો છે, તથા ઋષભદેવના દીકરા ભરતજીએ કરેલા ચાર વેદ લોપ થઇ ગયા તે આઠમા તીર્થંકર પછી બ્રાહ્મણોએ નવા કર્યા એમ કહે

છે. સાંખ્ય, યોગ આદિને પણ જૈન મતની વિકૃતિઓ કહે છે: ન્યાય, વૈશેષિક, વેદાન્ત, એમ બધાનું ખંડન કરીને, જીવને પ્રતિ શરીર ભિન્ન કહીને શરીર જેવડો જ પરિમાણુવાળો કહે છે. વ્યાસનાં બ્રહ્મસૂત્રો જેવાં "ઉમાસ્વામી" આચાર્યનાં સૂત્રો સુમારે ૩૫૭ છે. આ સિવાય પ્રકર્ણ રત્નાકર, નયચક્રસાર, રત્નસારભાગ, મોક્ષમાર્ગ પ્રકાશ, કલ્પસૂત્ર, વિવેકસાર વિગેરે અનેક ગ્રંથો છે.

જૈન ધર્મ પાળનાર ગૃહસ્થ વર્ગને શ્રાવક કહેવામાં આવે છે. શ્રુ એટલે સાંભળવું; ધર્મ સાંભળનાર તે શ્રાવક ગૃહસ્થ. શ્રાવક અવસ્થાના ૧૧ વિભાગ છે, તેને 'પ્રતિમા' અગર 'પાયરી' કહે છે. શ્રાવકના ૧૨ નિયમ છે, સાધુને યતિ કહેવામાં આવે છે તેના ૧૦ નિયમ છે. યતિના નિયમો બહુ સખત છે.×

જૈન ધર્મમાં ગેરસમજ કેટલાકની દેખાય છે. 'પાટણની પ્રભુતા'માં જૈનોનાં યુદ્ધ પરાક્રમો વાંચીને આશ્ચર્ય લાગે એ સહજ છે કે જીવહિંસા વિરૂદ્ધના જૈનો, રજપુતોને પણ કેમ હરાવી શકતા હતા, અને માણસોને યુદ્ધમાં કેમ મારી શકતા હતા? માટે આ સંબંધમાં બે બોલની જરૂર છે. આ શાસ્ત્રમાં 'વ્યવહાર' અને 'નિશ્ચય' એમ બે વિભાગ છે; ગૃહસ્થ માટે 'વ્યવહાર' અને 'યતિ' માટે 'નિશ્ચય'; ગૃહસ્થને દેરાસર, દેવાલય: અને યતિને

---

× બનેમાં જપ તપ બહુ વિકટ છે. પર્યુષણમાં બે મહીના સુધીના ઉપવાસ કરનાર હોય છે.

[ સારી વસ્તુનો વિકાર જેમ દરેક પ્રસંગે થાય છે તેમ આ વ્રતનો પણ દુરૂપયોગ થઇ શકે. મુળી ગામમાં એક વૃદ્ધ શ્રાવકે સંસારના કલેશથી કંટાળીને વ્રત લીધું; પણ પાછળથી વ્રત તોડવા બહુ ઇચ્છા બતાવી, છતાં પછી કોણ સાંભળે? લગભગ ચાળીસ વર્ષ ઉપરની આ વાત છે. ]

અપાસરો ( ઉપાશ્રય ). આ પ્રમાણે ગૃહસ્થ અને યતિના વિભાગો, વિરૂદ્ધ હોવાથી સાધારણ રીતે ગેરસમજ થવા પામે છે. ' અહિંસા ' એ મુખ્ય ખરી, પણ ક્ષત્રિય માટે ધર્મ જૂદા. ' અર્હંત, " " અરિહંત "—શત્રુને હણનાર—શત્રુ તે શરીરના જ છ શત્રુ—શબ્દ જ સૂચક છે. માટે અહિંસાના ભેદ જેના તેના ધર્મ માટે જૂદા સમજવાના છે.

આ ધર્મમાં નવ તત્ત્વો અગર કાર્યો માન્યાં છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ[1], સંવર[2], નિર્જરા[3], બંધ[4], અને મોક્ષ[5]. કેટલાક, પાપ પુણ્ય બાદ કરીને સાત માને છે, કેમકે તે બંનેને જીવ અને અજીવનો માત્ર વિસ્તાર કહે છે. ' જીવ 'ના, ' સસારી ' અને ' મુક્ત ' એમ બે પ્રકાર છે; સસારીના પાછા બે પ્રકાર છે; ' સમનસ્ક ' અને ' અમનસ્ક '; અમનસ્કના બે ' સ્થાવર ' અને ' ત્રસ ', સ્થાવરના પાંચ ભેદ અને ત્રસના ચાર એ પ્રમાણે વિભાગો થતાં થતાં જીવના ' ૫૬૩ ' ભેદ થાય છે. અજીવના પાંચ ભેદ છે, ' ધર્માસ્તિકાય, ' ' અધર્માસ્તિકાય ', ' આકાશાસ્તિકાય, ' "પુદ્ગલાસ્તિકાય ' અને ' કાલ '. જીવ, અજીવના વિવેકમાં આ શાસ્ત્ર એટલું વધ્યું છે કે હાલની જંતુની શોધ જે કહેવાય છે તેમાં આ શાસ્ત્ર ઠેઠ શિખરે પહોંચ્યું હતું. દયા અને અહિંસાનો દાવો દરેક ધર્મ કહે છે; પરંતુ આખી સૃષ્ટિમાં હિંદુસ્થાન જ સમજ્યું છે;

---

૧ જેથી કર્મબંધન થાય તેવાં અસત્-દેવગુરૂ આદિ દ્વારા થએલાં-કર્મ.

૨ જેથી " આસ્રવ " અટકે તે.

૩ કર્મ જેનાથી " નિર્જર "—ક્ષીણ—થાય તે.

૪ જીવ અને કર્મ, પુદ્ગલનું સંમેલન.

૫ કર્મનો ક્ષય.

તેમાં પણ વિશેષમાં ગુજરાત, અને તેમાં પણ જૈન ધર્મનો દુનિઆં માટે ઉંચામાં ઉંચો આદર્શ છે. આટલું બારીક દુનિયાંની કોઇ પ્રજા જોઇ શકી નથી.

ઉપર કહ્યા મુજબ અહિંસા, આ ધર્મમાં પ્રધાન ખરી પરંતુ 'તપ'ને પણ મહત્વ ઓછું આપ્યું નથી. તપને અંગે તીર્થો, યાત્રાઓ, વ્રતો, ઉપવાસો આદિ અનેક ઉપાયો બતાવ્યા છે. તપ સાથે વૈરાગ્ય પણ અનિવાર્ય કહેલો છે, કેમકે તે વગર કર્મનો પ્રવાહ કમી થતો નથી. જગતને અનાદિ માને છે, એટલે ઇશ્વરની ખાસ અપેક્ષા દેખાતી નથી. કર્મના ભોગ ભોગવ્યા વિના છુટકો જ નથી, એમ ઠરાવી કર્મનું વિવેચન આ ધર્મમાં ઘણું ઉત્તમ કરેલું છે. બધું સામાર્થ્ય કર્મને જ આપ્યું છે; તે કાંઇ "અંધા આગળ આરસી" જેવું નહિ, પરંતુ કર્મમાંજ કર્મના દેવતાનું દૈવત હોવાથી ચક્ષુમય છે અને તેથી "હાથ કંકણને આરસીની શી જરૂર" જેવી યોજના ઘડેલી છે.

આઠ પ્રકારનાં કર્મ કહીને તેનો નાશ તે મોક્ષ કહેલો છે. આઠ પ્રકાર તે જ્ઞાનાવરણી, દર્શનાવરણી, વેદિની, મોહિની, આયુષ્કર્મ, નામકર્મ, ગોત્રકર્મ, અને અંતરાય કર્મ. મુક્ત પુરૂષો આ આઠ કર્મથી મુક્ત હોય છે.

આ ધર્મનો વેદ સામે પોકાર કરવાનું કારણ, એમ લાગે છે કે વૈદિક ધર્મમાં કર્મ માર્ગનું પ્રાબલ્ય વધી પડવાથી પશુ હિંસાનો ભાગ ઘણો વધી પડયો, તેમા અંતે ખરૂં તત્ત્વ ચુકી જઇને માત્ર મોટા આડમ્બરથી યજ્ઞો કરીને અસંખ્ય નિર્દોષી પશુઓનો વધ કરી, ખાનપાનથી, લોકો આનંદ પામવા માંડયા, અને તેથી કર્મ માર્ગનો દુરૂપયોગ થઇ ઘણાને અરૂચિકર થઇ પડયો, તેને પરિણામે હિંસામાંથી દયા પ્રકટ થઇ. ધર્મ સંસ્થાપવાની પ્રતિજ્ઞા સાચવવા માટે

આ પ્રમાણે ઋષભદેવ ભગવાને પ્રકટ થઇ આ ધર્મ સ્થાપ્યો, ને તેને અંગે ધીમે ધીમે જીવ દયા કરવાનો અને હિંસા દૂર કરવાનો પરિશ્રમ લેવાયો. માયાની મજા એવી છે કે યજ્ઞ આદિ કર્મના આ શત્રુ–ધર્મના ઉત્પાદક ઋષભદેવ ભગવાન, "યજ્ઞ"માંથી પ્રકટેલા, યજ્ઞ નારાયણ પાસે માગેલા વરદાન પ્રમાણે નાભિ રાજાને ઘેર પુત્ર રૂપે અવતર્યા, અને પોતે હજારો યજ્ઞો કર્યા.

આ મત નિરીશ્વરવાદી ગણાય છે, એટલે વેદોના બ્રહ્મ જેવું આ ધર્મમાં કોઇ પણ નિયામક તત્ત્વ દેખાતું નથી, માત્ર કર્મને જ શ્રેષ્ઠત્વ આપેલું છે; કર્મથી જ નાના પ્રકારનાં સુખ દુઃખો થાય છે; ને તેમાંથી નિવૃત્તિ તે જ મોક્ષ એમ ઠરાવ્યું છે, આ બધું બારીકીથી જોતાં બીજા શબ્દોમાં ઇશ્વરવાદ જ છે. તત્વ–જ્ઞાનના ઉપદેશક "જીન"ને, દેવ અગર ગુરૂ તરીકે માને છે; કેમકે પત્રકના આસન ૩ ( ૨ )ના અઢારે દોષમાંથી તે જીવ મુક્ત હોય છે, તે જ ઇશ્વર, અને તે જ, તીર્થંકર–જે કહો તે; જીનેશ્વર તે જ જીનેન્દ્ર, ઇશ્વર, શુદ્ધ, બુદ્ધ, એમ ૧૦૮ નામ છે. આગળ કહેલા અઢાર દોષોથી રહિત, ઉત્કૃષ્ટપદનિવાસી, જ્ઞાની, રાગદ્વેષથી અલિપ્ત, સર્વજ્ઞ, સ્વાર્થ સિવાય ઉપદેશ કરનાર, એવા પરમાત્માને ઇશ્વર કહેલો છે. શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત એવા સ્વતંત્ર ઇશ્વરની વ્યક્તિનો સ્વીકાર નથી; પરંતુ કોઇ પણ જીવ, ઉપર મુજબ ઇશ્વર થઇ શકે છે એમ યોજના છે. આ પ્રમાણે ઇશ્વરની યોજના હોવાથી બીજા ધર્મો ઇશ્વરની માફક આ 'જીન' અગર 'ઇશ્વર' કોઇને મહેરબાની બનાવતો નથી તેમ શિક્ષા પણ કરતો નથી; એ બધી વ્યવસ્થા કર્મો આપોઆપ પોતાના દૈવતથી કરી લે છે. આ પ્રમાણે વ્યવસ્થા છે, પછી તેને ઇશ્વરવાદી અગર નિરીશ્વરવાદી જેમ યોગ્ય લાગે તેમ કહો. આગળ કહ્યું તેમ સૃષ્ટિ અનાદિ કહીને કર્તા સ્વતંત્રપણે જૂદો માનેલો નથી. સંસારની વ્યવસ્થા કર્મના

બંધારણ ઉપર જ અવલંબે છે. ઉપર કહેલાં મુખ્ય બે તત્ત્વો જીવ અને અજીવ (ચિત્ અને અચિત) કહ્યાં તેમાંથી જીવની જ્ઞાને કરીને સ્વરૂપ અવસ્થા તે જ મોક્ષ સમજવાનો છે. વળી આ મોક્ષ તે 'અલોકાકાશ' પ્રત્યે ઉર્ધ્વગમન કરવું એમ પણ કહેલું છે. જીવ બોધાત્મક હોવાથી ઉપર મુજબ મોક્ષને પાત્ર છે; અજીવ અબોધાત્મક રહેવાથી મોક્ષની અપેક્ષા નથી. મોક્ષ પામેલા અગર મુક્ત જીવ માટે ઉપર વિવેચન કરેલું છે જ. આ ધર્મમાં વિદ્યા અથાગ વૃદ્ધિ પામી છે. એમ કહેવાય છે કે ફક્ત **स्याद्वाद** અને **सप्तभंगीवाद** જેને **मायावाद** જેવા સ્વરૂપનો કહીએ તો ચાલે તે વાદ–ઉપર હજારો ગ્રંથો થયા છે. પ્રાચીન ભંડારોમાંથી ગ્રંથો મળ્યા જ કરે છે. **स्याद्वाद**માં **स्यात्** એટલે 'હોય,' એટલે સંસાર 'સત્' ખરો તેમ કવચિત 'નહિ' પણ ખરો. ચિત્ દ્રવ્ય-વસ્તુ–તથા સ્વરૂપ–પર્યાય–થી સૃષ્ટિ બનેલી છે, તેને જીવ સાથે યોજે છે. ન્યાય શાસ્ત્ર માફક ભિન્ન ભિન્ન આત્માનો સ્વીકાર છે.

વેદના સામે તત્ત્વ ઉપર વાંધો લેવાની શરૂઆત આ ધર્મમાં થઈ, પરંતુ જેમ દરેક ધર્મ અગર વસ્તુમાં કાળે કરીને વિસ્તાર અગર વિકાર થાય છે, તેમ શાસ્ત્ર પુરાણો પણ પાછળથી સ્વતંત્ર રચાયાં, અને જૂદા ધર્મ જેવું સ્વરૂપ ધીમે ધીમે બંધાયું વિષ્ણુના ચોવીસ અવતારના ઠેકાણે ચોવીસ તીર્થંકરો થયા. તીર્થંકર શબ્દમાં, 'તીર્થ' એટલે 'કાંઠો'–સંસારનો કાંઠો–આ સંસાર સાગરના કાંઠે લઈ જનાર મહાત્મા, એટલે કે ધર્મના સ્થાપક. રામાયણ આદિ પોતાનાં પુરાણો અનુકૂળતા પ્રમાણે રચ્યાં છે. તેમાં આર્ય પુરાણોના જાયજા (ઉલ્લેખ Reference) પણ આપેલા છે. દાખલા તરીકે **શ્રીકૃષ્ણના** કાકા **સમુદ્રવિજય**, તેમનો દીકરો **નેમિનાથ**, તે તીર્થંકરનો અવતાર હતા. **શ્રીકૃષ્ણ** અને તેમની વચ્ચે લડાઈ

* આ વાદને **अनेकांतवाद** પણ કહે છે.

થઇ તેમાં શ્રીકૃષ્ણ હારી જવાથી હરિ નામ પડ્યું. સદ્‌ભાગ્યે શ્રીકૃષ્ણને તીર્થંકરની ઉમેદવારી આપી છે.

આર્ય પુરાણનો ભરત તે જૈન પુરાણમાં આદિનાથ, એટલે કે ઋષભદેવજીનો દીકરો ભરત કહ્યો છે તે. તેના ઉપરથી ભરતખંડ નામ પડ્યું છે. તેનો બીજો ભાઇ બાહુબળ હતો તેણે મુસલમાની ધર્મ ચલાવ્યો એમ કહેવાય છે. મતલબ કે આ પ્રમાણે મૂળ ધર્મ "જીન" અને "દીન" એમ થાય છે. જૈન શાસ્ત્ર પુરાણમાં આ પ્રમાણે આર્ય પુરાણના જાયજા આવે છે. પરંતુ આર્ય શાસ્ત્ર પુરાણોમાં તેમનો બહુ ઉલ્લેખ દેખાતો નથી; ક્વચિત્ જૂજ છે. વેદમાં તીર્થંકરનાં નામો જોવામાં આવે છે, એમ કહેવાય છે, પણ વેદમાં શું જોવામાં આવતું નથી? જ્યાં "अल्लोपनिषद्" જોવામાં આવે અને તે વળી અકબરના વખતમાં થયું એમ પણ કહેવામાં આવે, ત્યાં પછી શું કહેવાનું? વેદમાં તેમ બીજાં આર્ય શાસ્ત્રોમાં પાછળથી કેટલું ઘુસી ગયું તેની પ્રભુનેજ ખબર; એ સંબંધમાં આગળ કહેવાઇ ગયું છે. દિગંબર અને શ્વેતામ્બર આ ભેદ મૂળ સાધુઓમાંથી પડ્યો હતો. આ બન્ને શાખામાં મૂળ તત્ત્વ સંયમ અને અહિંસા સામાન્ય છે છતાં શિયા સુન્ની, સ્માર્ત વૈષ્ણવ, રોમન કૅથોલિક પ્રોટેસ્ટંટના વચ્ચેના ઝગડા જેવા ઝગડા દેખાય છે. આ બે ભાગ પડવાના કારણમાં જુદી જુદી વાતો ચાલે છે. શ્વેતામ્બરીના લક્ષણમાં ચમરી ધારણ, ભિક્ષા, કેશલુંચન, શ્વેતવસ્ત્ર, ક્ષમા અને વિષય સંગનો અસંગ છે. દિગંબરીમાં કેશલુંચન, હાથમાં પિચ્છિકા ધારણ કરવી, કરતલમાં ભિક્ષા લેવી, તથા વસ્ત્ર રહિત રહેવું વગેરે છે.

વ્યાસ ભગવાનનાં પુરાણો પૈકી મત્સ્ય પુરાણમાં દેવ દૈત્યના ઉપરી રાજા રજીને વિષ્ણુ પ્રેરણાથી બૃહસ્પતિએ આ મતનો બોધ

કર્યો હતો (. અ. ૧૭-૪૮-૪૯ ), તથા વામન પુરાણમાં વેન રાજા તથા જૈન પરિવ્રાજકનો સંવાદ બતાવ્યો છે. શિવપુરાણમાં શિવે ત્રિપુરનો નાશ કર્યો તે પ્રસંગે વિષ્ણુએ એક મુંડી જતીને શાસ્ત્ર વિરૂદ્ધ બોધ દેવાને મોકલ્યો હતો, તેણે દૈત્યોને બોધ કરીને કર્મ ભ્રષ્ટ કર્યા ( જ્ઞાનસંહિતા અ. ૫ ). વિષ્ણુપુરાણમાં મૈત્રેય પારાશરના સંવાદમાં નગ્નને વિષ્ણુએ મોહ કર્યો હતો. પદ્મપુરાણમાં બૃહસ્પતિએ શુક્ર બનીને અસુરોને ઉપદેશ કર્યો હતો. વાયુપુરાણમાં પણ બૃહસ્પતિ શયુ ના સંવાદમાં નગ્નનીજ હકીકત છે. શ્રીમદ્ભાગવતમાં અર્હત્ રાજાનું નામ છે ને ઋષભદેવની નકલ કરીને કળિમાં પંચ ચલાવશે એમ કહ્યું અર્હ=પાત્ર થવું. અગ્નિપુરાણમાં તો ખુદ વિષ્ણુ શુદ્ધોદનના પુત્ર બુદ્ધ ભગવાન થયા છે એમ કહ્યુ છે. કૂર્મ પુરાણમાં પાશુપત. પાંચરાત્ર વગેરેની સાથેજ જૈનને ગણેલો છે.

ઉપર મુજબ આર્યપુરાણોમાં છુટા છવાયા ઉલ્લેખ છે, તેમાં પણ વળી બંને જૈન તથા બૌદ્ધના ઉત્પાદક તો ભગવાનના અવતાર ગણાયા છે. આ સિવાય વિશેષ ઉલ્લેખ નથી, બાકી કવચિત 'નિર્ગ્રંથ' ' દિગંબર ' ' નિગ્નન ' જેવા શબ્દો જોવામાં આવે છે. હવે જૈન પુસ્તકોમાં તેજ પુરાણો જુદીજ રીતે દેખાય છે. આર્યદેવ તથા વેદ તથા ધર્મના સિદ્ધાંતો સામે આગળ કહ્યા મુજબ વિરોધ દેખાય છે, જૈન ધર્મની ઉત્પત્તિનું મૂળ તો શ્રીમદ્ભાગવત્ અન્વયે કહેવાઇ ગયું છે. મૂળ સિદ્ધાંતોમાં પાછળથી વિકાર ક્યાં થયો નથી ? ' દિગંબરી ' માં સ્ત્રીઓને મોક્ષ નથી ' શ્વેતાંબરી ' માં તેવો નિષેધ નથી. આ બે ભાગ પાડવામાં જુદી જુદી વાતો ચાલે છે. બન્નેની મૂર્તિના સ્વરૂપમાં તથા પૂજન વિધિમાં પણ ફેરફાર છે. આ ઉપરાંત ઢુંઢીયા, તેરાપંથી, દશાકુમ્મડ, વિસાકુમ્મડ એમ અનેક પેટા શાખાઓ થઇ છે. શ્વેતાંબરીમાંથી ઉપર કહેલી સ્થાનકવાસી અગર પ્રસિદ્ધ ઢુંઢીયા નામની હમણાં ત્રણસો ચારસો વરસ ઉપર ઇ. સ. ૧૬૩૩ માં

નીકળી છે તે મૂર્તિપૂજક નથી, પરંતુ તીર્થંકરને માને છે.

વળી એમ પણ કહેવાય છે કે મહાવીરસ્વામી પછી આઠ ભેદ થયા: તેને નિન્હવ કહે છે. ઇ. સ. ૬૦૯ માં આઠમા 'નિન્હવ' બોટીક શિવમૂર્તિ થયા, તેમણે વસ્ત્ર નહિ પહેરનારનો મત ચલાવ્યો. દિગંબરો તો કહે છે કે અમારો મત પ્રાચીન છે, આ ઇ. સ. ૬૦૯ સંબંધના મંતવ્યમાં દોષ દેખાય છે. ઇ. સ. ૮૩ ની સાલ હોવી જોઇએ; કેમકે ઇ. સ. ૧૯૦૧ ના વસ્તીપત્રકના મુંબઇ ઇલાકાના રીપોર્ટમાં લખ્યું છે કે The Digamber Jains have an association or Mahasabha which publishes an annual report on the condition of the sect, according to પ્રવચનપરીક્ષા of ધર્મસાગર તરંગની, the sect originated in the year 609 of the Mahavir corresponding to 83 A. C. on the assumption that Mahavir's Nirvan took place in 526 B. C.

હાલ દિગંબરો રંગેલાં વસ્ત્રો પહેરે છે. વાસ્તવિક તો દિગંબર અથવા શ્વેતાંબર એ મૂર્તિના વસ્ત્રાલંકાર સંબંધથી છે. શ્વેતાંબર મૂર્તિને ચક્ષુ, આંગી વિગેર હોય છે. દિગંબરને કાંઇ હોતું નથી. આ ધર્મમાં મૂર્તિ-પૂજા મૂળથી જ છે છતાં ઉપર કહેલો ઢુંઢીઆ પંથ મૂર્તિપૂજક નથી એ જરા આશ્ચર્ય જેવું છે.

આ ઢુંઢીઆ પંથની ઉત્પત્તિ એવી રીતે કહેવાય છે કે ઇ. સ. ૧૫૩૪ માં, લીંબડીમાં અમદાવાદથી જઇને, લુંપક ( લુંપાસા ) નામના માણસ એક નવો પંથ કહાડયો. તેની શિષ્ય પરંપરામાં સુરતના લવજી વોરાએ અને છેવટ ધરમદાસ છીપાએ ઢુંઢીઆ પંથનું સ્વરૂપ આપીને તે ચલાવ્યો. ઢુંઢવું એટલે 'શોધવું' એમ 'શોધક' અથવા 'સુધારક' અર્થ થાય છે, તેમના પ્રતિપક્ષી

'તપા' પંથવાળા કહે છે કે 'ઢુંડ' એટલે છોતરૂં. 'ઢુંઢીઆ' એટલે 'સાવક,' તે દાણાનાં છોતરાં!

ઢુંઢીઆ પંથમાં પણ પાછા પેટા વિભાગ ઘણા પડયા છે. આ પંથ બાહ્યાચારને બહુ માન આપતો નથી. કોઇ ઠેકાણે એક શ્રાવક આવ્યો તે બહુ જ ગંધાયો; પછી તપાસ કરતાં માલુમ પડયું કે છ મહીનાથી તેણે દાતણ પણ કર્યું નથી. ભલે આ એક વિકાર હોય, પરંતુ સિદ્ધાંતમાં કેટલાક નાહવા ધોવા વગેરે સ્વચ્છતાના નિયમની પણ અવગણના કરે છે તેમા પણ મર્મ છે. દાતણ નહિ કરવા જેવાં અગર ન્હાવા ધોવાની બંધી જેવાં વ્રતો લે છે તેનો અંતર્ગત હેતુ પણ એટલો જ દેખાય છે કે ફક્ત બાહ્યાચાર તથા બાહ્યશુદ્ધિથી શો અર્થ છે? કાયા ગંદી છે, તેને બહારથી ધોયે શું થાય? માટે તેના ઉપર મમતા રાખ્યાથી કોઇ અર્થ નથી; જીવ પોતાનો સ્વભાવ કાંઇ આમ ન્હાવાધોવાથી છોડતો નથી, વગેરે ભાવાર્થ સૂચવે છે.

આ સિવાય 'પારસનાથ જૈન'ની પણ શાખા છે. પારસનાથ તીર્થંકરોમાં અગ્રણી છે. 'શાકંભરી' નામની એક શાખા છે તે રજપુતાનામાં ઘણી જાતોમાં છે. 'શાકંભરી' કુળદેવી છે.

જેમ દરેક ધર્મ અગર દરેક પ્રજાના બંધારણમા અગર દરેક બાબતમાં કાળે કરીને વિકાર થાય છે તેમ આ ધર્મ માટે પણ કેટલાક અજ્ઞાનીઓની એવી સમજ થઇ કે કેવળ કર્મનો ક્ષય કરવો અને ઝીણામાં ઝીણી જીવાતનું રક્ષણ કરવું, એજ કર્તવ્ય છે; મતલબ કે "કર્મક્ષય"નો ખરો અર્થ "આસક્તિરહિત કર્મ કરવું તે", અને જીવ દયા તે ફક્ત ઝીણી જીવાત માટે જ નહિ, પરંતુ સંસારના દરેક વ્યવહારમાં, વ્યાજવટાવ લેવામાં, યાહૂદી શાયલોક માફક નહિ–ઇત્યાદિ મનુષ્યત્વના વિશાળ અર્થમાં લેવાનું. એમ બંને ભાવના લગભગ નિર્બળ થઇ ગઇ; બાકી વિદ્વાનોમાં આ ધર્મની

હેરિફાઈમાં દુનીયામાં ભાગ્યેજ કોઈ ધર્મ ઉતરી શકશે. *જીવદયાના સંબંધમાં આ શાસ્ત્ર અથાગ ઉંડું ઉતર્યું છે; તેના મુકાબલામાં હાલનાં ભૌતિક શાસ્ત્રો પણ ચકિત થઈ જાય છે. જંતુની ઉત્પત્તિ તથા તેના વ્યવહાર ઉપાય માટે આટલો બધો પ્રયાસ કોઈ પણ શાસ્ત્રે કર્યો જણાતો નથી. શાસ્ત્રના ખાનપાન ઈત્યાદિ દરેક વ્યવહારમાં જંતુ શાસ્ત્રનાં રહસ્ય સમાયેલાં છે.

ઉપર કહ્યા મુજબ ધર્મમાં વિકાર થાય છે તેમ માણસોની સમજમાં પણ કાળે કરીને વિકાર થાય છે. આ પ્રમાણે કેટલાકો આ ધર્મ ઉપર એવો આરોપ મૂકે છે કે જીવદયાની ગેરસમજમાં આ ધર્મે હિંદુસ્થાનને નિર્માલ્ય–બાયલો કરી મૂક્યો, અને વૈષ્ણવોએ ને ખાસ કરીને સ્વામીનારાયણે કાઠીયાવાડ ગુજરાતને બાયલાં કરી નાંખ્યાં. પણ ઉપર કહી ગયા છીએ તે પ્રમાણે જોવાથી જણાશે કે ધર્મનાં તત્ત્વોમાં તેવું કંઈ જ નથી. વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે ચાલવામાં આવે તો આ આરોપ તદ્દન પાયા વગરનો થઈ જાય છે. ઢુંઢીયા પંથમાં કેટલાક વિચિત્ર દેખીતા ગંદા બહ્યાચાર દેખાય છે, તેનો ખુલાસો પણ ઉપર કરેલો છે. જીવદયાનો ગેરઉપયોગ વિદેશી ધર્મવાળાઓ કેવી રીતે કરે છે તેનો એક વિચિત્ર દાખલો ઐતિહાસિક જેવો દેખાય છે. એમ કહેવાય છે કે મહમદ ઘોરીને પ્રથમની લડાઈમાં રજપૂતોએ હરાવ્યો ત્યારે તેણે બીજી વખત એવી યુક્તિ કરી કે પોતાના લશ્કરની આસપાસ ગાયોનો જ કોટ કર્યો. તેના પરિણામે રજપુતોએ ઘા કર્યો નહિ! પરિણામ એ જ આવ્યાં કે

---

* આ જીવદયા એટલે કે અહિંસા કોને કહેવી તે સંબંધમાં મહાભારતમાં એક દષ્ટાંત ઉત્તમ છે. બલાક નામના શીકારીએ અન્ને પ્રાણીને મારી નાંખનાર પ્રાણીને માર્યું એટલે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ!!!

આવી સમજને અંતે વિદેશીઓને હાથે દરરોજ હજારો- લાખો ગૌવધ થાય છે !

આ ધર્મમાં જ્ઞાતિભેદ નથી, છતાં ઉત્તરના પ્રદેશમાં દેખાય છે. દક્ષિણમાં નથી. " જ્ઞાતિ " અને " ગચ્છ " એ જુદાં છે. " જ્ઞાતિ " તે ' ગચ્છ " નહિ. ' ગચ્છ ' તો જુદી જુદી શાખાઓથી થયા છે. " ગચ્છ " ને " ગોત " ( ગોત્ર ) કહે છે. બધા મળીને ૮૪–૮૫ ગચ્છ છે; હાલ થોડા છે. રોટી–બેટી વ્યવહાર ઘણામાં નથી; શાસ્ત્રમા મનાઇ નથી. જૈનોને હિંદુથી છુટા પાડવા ઘણાઓનો પરિશ્રમ છે; પરંતુ જરા વિચાર કરવાથી સમજાશે કે હિંદુ કેમ મટી શકશે ? બીજા કોના ભેગા ભળાય તેમ છે ! અહિંસામાં શ્રેષ્ઠ હોવાથી હિંદુમાં પણ ઉંચામાં ઉંચા હિંદુ તેઓ છે. તેમાં વળી ઉંચામાં ઉંચા ઓસવાલના ગોર તે પાછા ' શેવક ' બ્રાહ્મણ ! હિંદુ તો હિંદુ પણ ચુસ્ત હિંદુ છે, માત્ર ધર્મના તત્ત્વમાં ફેરફાર, બાકી હિંદુ જ છે, તે કેમ મટી શકે ?

હિંદુ ધર્મ અને જૈન ધર્મ એકંદર સિદ્ધાંતોમાં એટલો એક- સરખો, મળતો છે કે મોટા મોટા *વિદ્વાનો પણ તેમાં ભેદ જોતા

* ૧૯૦૫ ના The Visishtedvitin. નામના Vol. ૧ ના નં. ૪–૫ માં પાન ૧ ઉપર Brahmin emigration into Southern India. ના મથાળાનો લેખ છે તેના પાન ૧૫ ઉપર નીચે મુજબ લખેલું છે

It appears there occured a twelve years' famine in Hindustan in the 3rd century B. C. and a large number of people emigrated from the North in Consequence of it. It is said that Bhadrabahu foretold the occurance of the famine

and led out the emigrants from Ujjain. The tradition is attested by the Jain inscription at Sravana Belgola. Perhaps he brought with him numerous Brahmin families also. There is nothing unreasonable in Such a supposition, because in those days there seems to have been very little difference between the Jains and the Hindus in point of belief or ritual. Only the Jain-Diksha of the ascetic was a distinguishing feature of the religion at all repugnant to the Hindu. For even so late as in 1368 A. C. in the time of Vira Bukkaraya, the king is said to have brought about a union between the Jains and the Shree Vaishnavas, by making the leader of the latter faith living in Kaveli-Kail (Shrirangami) and Teru Narayanpura (Malkota) sign a document stating that the Jains must not be looked upon as in a single respect different from them in point of doctrine or ritual If such could be said of two extreme forms of Hindu religion at such a late period as 1368 A C we may understand how-many Brahmins in the 3rd century B. C could have easily called Bhadrabahu their "guru"

નથી. માત્ર સાધુને જે દીક્ષા અપાય છે તે સિવાય ભાગ્યેજ કોઇ વાતમાં બ્રાહ્મણોની પ્રતિકૂળતા જૈન ધર્મ પ્રત્યે હતી. બાકી મતવ્ય તથા ક્રિયામાં મતભેદ નહિ જેવો જ હતો. માત્ર હાલ ધીમે ધીમે

ભેદ વધ્યો. પરંતુ પાછા વિદ્વાનો તત્ત્વ સમજશે એટલે ભેદ નીકળી જઇ અભેદ ભાવ રહેશે. રામાનુજ વૈષ્ણવી સંપ્રદાયની સાથે વિશેષ મળતાપણું પ્રાચીન છે એમ ઉપર બતાવ્યું છે અને હાલ પણ તા. ૧૪-૯-૨૧ ના The Bombay Chronicleમાં તેને લગતો લેખ છે.

આ ધર્મમાં ધર્મ પાળનારની સંખ્યા કરતાં પણ તેમની લક્ષ્મી વધારે મહત્વ ધરાવે છે. સિદ્ધાંતનું મૂળ સહજ અવલોકન કરતાં, આ ધર્મમાં આત્મા પરમાત્માના ઐક્યની આકાંક્ષા નથી, પરંતુ પુનર્જન્મમાંથી આત્માની મુક્તિ એજ 'નિર્વાણ' અથવા 'મોક્ષ' કહેલો છે. આગળ કહી ગયા તેમ જૈન તથા બૌદ્ધ ધર્મ કદાચ ઘડીભર સમકાલીન માનીએ તોપણ બૌદ્ધ ધર્મ વધારે અનુકૂળ પડવાથી વિસ્તાર પામ્યો ખરો, પરંતુ હિંદુસ્તાનમાંથી ગયો, અને જૈન ધર્મમાં બગાડ ઓછો થયો તે સાથે દાન ઘણું હોવાથી તેમ ક્રિયાત્મક હોવાથી ટકી રહ્યો. બન્ને ધર્મમાં "તથાગત" "બુદ્ધ" "મહાવીર" "અર્હત્" તથા "સાધુ" વગેરેનાં નામો સામાન્ય દેખાય છે; તેમ કેટલાક શબ્દો વાપરવામા વિપરીત પણ દેખાય છે. આર્યના "અસુર" (એસીરાયન ?) અને જરથોસ્તી 'અહુર "માં ભેદ છે (જો કે વેદનો "અસુર" તો "અહુર" ને મળતો છે.) તેવોજ ભેદ 'તીર્થંકર" શબ્દનો આ બે ધર્મોમા છે. બન્નેમાં અહિંસા પ્રધાન છે. સાધુઓની પૂજા, દેવળમાં મૂર્તિપૂજા, વેદનો વિરોધ, "જૈનયતિ" અને "બૌદ્ધ સાધુઓ"ના પાંચ નિયમ (અસત્ય ન બોલવું, આપેલું પાછું ગ્રહણ ન કરવું, પવિત્ર જીંદગી અને ત્યાગ) આદિ બન્નેમાં સામાન્ય છે, વળી કેટલાક નિયમો વૈદિક સાધુઓને પણ મળતા છે. ક્વચિત આર્યના દેવને પણ માનવામા આવે છે. ઇસ્લામી મઝહબ (ધર્મ) માં જેમ ઇસુનાં ફરમાન કુરાન વિરૂદ્ધ ન હોય તો માન્ય છે, તેમ વેદનો આધાર પણ ક્વચિત્ લેવાય છે. મહાદેવ, માતા આદિ પ્રકારાન્તરે પણ છે.

હિંદુના દેવને માને ખરા પણ તીર્થંકરોથી ઉતરતો દરજ્જો આપે છે. જૈનોની સંખ્યા સુમારે ૫૦ લાખ છે.

આ ધર્મનાં યાત્રાનાં સ્થળો ઘણાં પ્રસિદ્ધ છે. અથાગ ખર્ચ કરીને પર્વતો ઉપર દહેરાં બાંધેલાં છે. આબુ, ગિરનાર, શેત્રુંજે એમ પર્વતો ઉપરનાં દહેરાં જોતાં ચકિત થઇ જવાય છે.

બંગાળાના હજારીબાગ પ્રગણામાં સમિતિ શિખર ઉપર પારસનાથ ડુંગર ઉપરનું, જ્યાં પાર્શ્વનાથ ભગવાન નિર્વાણ પામ્યા હતા, તેના ઉપરનું દહેરૂં પણ અલૌકિક છે. આ સ્થળો જગત્ પ્રસિદ્ધ છે. હાલના જમાનાના ઇજનેરો પણ ચકિત થાય છે.

## ૨. બૌદ્ધ.

આગળ કહી ગયા કે દરેક વસ્તુ કાળે કરીને વિકાર પામે છે, તેમ કર્મ, ભક્તિ, તથા યોગ એમ ત્રણેના વિકાર થવાથી નીતિનો ભાગ શિથિલ થયો, તેથી "ધર્મ સંસ્થાપના" ની પ્રતિજ્ઞાની ખાતર ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિમાલયની તળેટીમાં નેપાલના તરાઇના કપિલવસ્તૂ ગામની પાસે ગૌતમકુળમાં પિતા શુદ્ધોદન તથા માતા માયાદેવીને ઘેર રાજપુત્ર બુદ્ધ ભગવાન પ્રકટ થઇને, નીતિને પ્રધાનપદ આપીને, આ ધર્મ પ્રવર્તાવ્યો છે. જન્મ પછી માયાદેવી અઠવાડીયામાં નિર્વાણ પામવાથી માસીએ ઉછેર્યા હતા.

ઘણું કરીને મહાવીરસ્વામીની સહજ પાછળથી તેઓશ્રીનો પ્રકાશ દેખાય છે. તેઓશ્રીનું નિર્વાણ લગભગ એંસી વર્ષની ઉંમરે ઇ. સ. પૂર્વે ૫૮૨ (કોઇ ૫૪૩ પણ કહે છે) દરમીઆન કહેવાય છે: કર્મકાંડીઓ, ઉગ્રતપસ્વીઓ, વિતંડાવાદ કરનારા દાંભિક વિદ્વાનો ઇત્યાદિનું જોર વધ્યું ને તેને લઇને ખરૂં જ્ઞાન અને વૈરાગ્ય લગભગ અદૃશ્ય થવાનો સમય આવ્યો જાણીને,

ઉપર કહ્યું તેમ "ધર્મ સંસ્થાપના" માટે ભગવાન બુદ્ધે અવતાર લીધો. આશ્ચર્ય સાથે સત્ય વાત એ છે કે જૈન તથા બૌદ્ધ બન્ને ધર્મોના પ્રવર્તકો વેદના સામા થયા તોપણ વેદનાં બાળક જ હોવાથી ઇશ્વરના અવતાર ગણાયા! વાસ્તવમાં વેદના સામા નહિ છતાં વેદના અર્થનો અનર્થ થતો દેખીને સુધારણા માટે જ તેઓશ્રીનો ઉદ્યમ હતો; એટલે ભગવાનના અવતાર કહેવાયા છે તે યોગ્ય છે. જેમ ઋષભદેવજીના સિદ્ધાન્તના અનર્થમાંથી જૈન ધર્મની ઉત્પત્તિ અર્હંતના હાથે કહી છે, તેમ તે જ ઋષભદેવજીના પુત્ર ભરત અને તેનો પુત્ર સુમતિ થયો તેણે પણ પાખંડમત ચલાવ્યાનું લખ્યુ છે, તે કદાચ આ ધર્મનો મૂળ પુરૂષ પણ હોય (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૧૫ શ્લોક ૧)?

"બુધ્" એટલે શિખવું અગર જાણવું. "બુદ્ધ" એટલે શિખેલો અગર ભણેલો. "જ્ઞાન" માં આ બન્ને અર્થનો સમાવેશ થઇ જાય છે. વળી બોધિ–પીપળા–ના ઝાડ નીચે તેઓશ્રીને એકદમ જ્ઞાન થયું તેથી પણ "બુદ્ધ" કેમ ન કહેવાય? જેવી રીતે વિષ્ણુના ચોવીસ અવતારો છે; ચોવીસ તીર્થંકરો જૈનના છે; તેમ બુદ્ધ ભગવાન પણ ચોવીસ થયા કહેવાય છે. કેટલાક વિદ્વાનો વળી ચોવીસથી પણ વધારે સંખ્યા બતાવે છે. પાછળથી ભલે ચોવીસ કહેવાયા, પરંતુ મૂળ બુદ્ધ ભગવાન તે ગૌતમ બુદ્ધ કહેવાય છે. તેમનુ મૂળ નામ સિદ્ધાર્થ હતું. કેટલાક તેમને રાજાનો પુત્ર કહે છે તેમ કેટલાક એક જમીનદાર રજપુતનો પુત્ર પણ કહે છે. "શાક્ય" ક્ષત્રિઓમાં અગ્રણી થવાથી તેઓશ્રી "શાક્યસિંહ" પણ કહેવાય છે. તેમનું ચારિત્ર ઘણું જ બોધદાયક છે. ઓગણીસ વર્ષ સુધી કેવળ સુખમાંજ રહ્યા; દુઃખની ખબર ન હતી. પછી એક સમયે એક ઘણો વૃદ્ધ પુરૂષ, શબ, રોગી, તથા સંન્યાસી દેખીને એકદમ તેમને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો. સંસાર કેવી રીતે

ભોગવ્યો અને એકદમ કેવી રીતે છોડયો એ મનન કરવા લાયક છે. પછી વિદ્યાભ્યાસ, જપતપ, વગેરે તમામ સાધનોનો અનુભવ કેવી રીતે લીધો, અને અંતે સત્ય વસ્તુનો શોધ કેવી રીતે કર્યો, એ બધું નિરીક્ષણ કરી, મનન કરી, સમજવા જેવું છે. મધ્યરાતે રાણી તથા બાળકને મૂકીને વનમાં ગયા અને સંન્યાસી થઇ બધી બાબતોનો અનુભવ લીધો ત્યારે અંતે બોધ થયો. પોતે જાગ્યા, "અગર શિખ્યા", એટલે સંસારના દુઃખમાંથી મુક્ત થયા; દયા અને પ્રેમ-રૂપી માર્ગ તેમને જડયા તે લોકને "શિખવ્યા" તેથી "બુદ્ધ" થયા. જૈન ધર્મ જેવાં ત્રણ 'રત્નો' આ ધર્મમાં પણ મુખ્ય છે. "બુદ્ધ"ને, "ધર્મ"ને, અને "સંઘ"ને શરણે જવાનું મૂળ સૂત્ર છે. પોતે જાતે યોગ, તપ, ઉપવાસ, કર્મ એમ બધું અજમાવ્યા છતાં શાન્તિ થઇ નહિ એટલું જ નહિ પણ તેમના સોબતીઓ પણ જ્યારે તેમને છોડી ચાલ્યા ગયા, ત્યારે તેમને આત્માના પુનર્જન્મ સંબંધી તથા નીચેની ચાર બાબતોનું જ્ઞાન થયુંઃ—

(૧) જગત્‌માં દુઃખ સતત્ છે,

(૨) તેનું કારણ ઇચ્છા અગર સંગ છે,

(૩) નિર્વાણથી તેનો અંત આવે છે, અને

(૪) નિર્વાણનો માર્ગ નીતિ, વૈરાગ્ય અને સદ્વૃત્તિ છે.

આ પ્રમાણે જ્ઞાન થવાથી પોતે "બુદ્ધ" થયા.

આ મહાત્મા મોટો સંસાર સુધારક હતો, જ્ઞાતિ બંધન તેમણે તોડી નાંખ્યાં હતાં, અને જેને પછાત પડેલો વર્ગ કહે છે તેને ઉંચે લઇ જવા માટે મહાન શ્રમ કર્યો હતો વગેરે જુસ્સા ભરેલું વર્ણન બુદ્ધ ભગવાનનું કેટલાક વિદ્વાનો અર્પે છે, પરંતુ ઘણાઓ તેથી વિરૂદ્ધ છે. પ્રોફેસર ઓલ્ડનબર્ગ તદ્દન વિરૂદ્ધ છે. તે કહે છે કે આવા શાંત અને ક્રિયા રહિત મહાત્માથી કોઇને પણ હાનિ થઇ શકે જ નહિ.

ખાસ જોવા જેવું એ છે કે જૈન અને બૌદ્ધ, બન્ને ધર્મોમાં જીવદયા તથા અહિંસા મુખ્ય હોવા છતાં તેના મૂળ પ્રવર્તકો ક્ષત્રિય હતા! ઋષભદેવની માફક બુદ્ધ ભગવાન પણ ક્ષત્રિય હતા. બ્રાહ્મણોમાં વિકાર થવાથી તથા તેમની ક્રિયાઓમાં પણ વિકાર થવાથી; પ્રભુને ન્યાતજાત કંઇ નથી, પ્રાણી માત્રમાં પોતે છે એમ બતાવવા, ક્ષત્રિય દેહથી ધર્મનો ઉદ્ધાર કર્યો છે. અને તે વખતના લોકના અનુગ્રહની ખાતર ઇશ્વરની ઇચ્છાથી અગર કર્મના વિપાકથી આ ક્ષત્રિય વીરોએ ધર્મનો ઉદ્ધાર કર્યો છે.

"તૃષ્ણા"જ દુઃખ માત્રનું મૂળ છે એમ આ મહાત્માને સમજાયું. ઘણા ભોગ ભોગવ્યાથી જેમ તૃષ્ણા મટતી નથી તેમ અતિ ઉગ્ર તપ કરવાથી પણ કંઇ મટતી નથી એમ અનુભવ્યાથી વેદનાં "કર્મ" અગર જૈનના "તપ" ઉપર આધાર રાખ્યો નહિ, અને વચલો માર્ગ લીધો. આ માર્ગનાં આઠ અંગ અગર નિર્દેશ (પત્રકમાં બતાવ્યા મુજબ) ઠરાવીને, "હુંપણું" છોડવાથી સત્ય મળે છે એમ શોધ કર્યો. આઠ અંગના માર્ગે જવામાં બંધનો નડે છે તેને "સંયોજન" કહે છે. સંયોજન, દસ કે. સાધનમાં દસ 'શીલ', દસ 'શિક્ષા', ૭ 'પરિમિતા' અને ચાર 'ભાવના' કહેલી છે. આ બધાનાં તત્ત્વો વૈદિક તથા જૈન ધર્મને મળતાં છે. આશ્ચર્ય એ છે કે બ્રાહ્મણના પ્રવર્તાવેલા વૈદિક ધર્મની સામે હોવા છતાં આ ધર્મ પ્રવર્તાવવામાં બ્રાહ્મણો જ આગેવાન હતા! પરિણામ એ આવ્યું કે બન્ને ધર્મ ઉપર એક બીજાની સજ્જડ છાપ પડી. "સંયમ" અને "નીતિ" આ ધર્મમાં મુખ્ય છે; પરંતુ મનુષ્ય પ્રકૃતિ સૃષ્ટિમાં લગભગ સરખીજ દેખાય છે.

આવાં શુભ તત્ત્વોવાળા ધર્મથી અંતરના ઉંડાણમાં બરાબર છાપ પડે નહિ, માટે બુદ્ધ ભગવાન પાછળથી ઇશ્વર તરીકે પૂજાયા

ત્યારે જ ધર્મ ધમધોકાર ચાલ્યો. પૂજાની કલ્પના પણ "ત્રિમૂર્તિ" જેવી થઇ. બૌદ્ધોનું "ધર્મકાય" તે વેદાન્તના "બ્રહ્મ" ની મીસાલનું કહેવાય. યાત્રા, વ્રત, ઉપવાસ આદિ આ ધર્મમાં છે. આ ધર્મની સભાઓ તથા ઉપદેશો પ્રસિદ્ધ છે. ધર્મના સિદ્ધાન્તોમાં પ્રાણી માત્ર તરફ કરૂણા અને મૈત્રિ, એજ નીતિ, કર્તવ્ય, તથા સદ્‌વર્તનનું રહસ્ય ગણેલું છે. પોતાની મુક્તિ પોતે જ કરી લેવી, એ સૂત્ર છે. બુદ્ધનું આત્મ સંયમન સોક્રેટીસ સાથે સરખાવવા જેવું છે. સોક્રેટીસ સ્વભાવે ઘણો ગુસ્સાબાજ હતો તેથી ઉપાય તરીકે તેણે શાંત ગ્રહણ કરી હતી, અને બુદ્ધ ભગવાને અનુભવને અંતે સ્વીકારી હતી; એટલે કે કારણું ગમે તે હોય પણ સયમનું તત્ત્વ બન્નેમાં સામાન્ય છે. સ્વામી વિવેકાનંદ વળી બુદ્ધને અમેરિકાના વૉશિંગ્ટન સાથે સરખાવે છે.

આ ધર્મમાં 'પ્રત્યક્ષ' અને "અનુમાન" એમ બે પ્રમાણુનો સ્વીકાર ખરો. "શબ્દ" પ્રમાણ માન્ય નથી; એટલે કે કર્મ માર્ગ તરફ પ્રવૃત્તિ જ નહિ. તે સમયમાં કર્મોનું કોકડું ઘણું જ ગુંચવાઇ ગયું હતુ. વળી પોતે જાતે સંન્યસી જ રહ્યા હતા. તેમના મનમાં બે મુખ્ય મુદ્દા હતા; એક તો તે વખતના ગુંચવાઇ ગયેલા વેદના દેવ વગેરેની કલ્પનાનો અભાવ, અને બીજો કર્મ માર્ગમાં ઘણો ગુંચવાડો થવાથી તે બાબતની તકરારોનો અભાવ આ બે મુદ્દાને લઇને જગતની ઉત્પતિ, કર્તા, જીવ, જીવની ઉત્પત્તિ, આત્મા ઇત્યાદિ પ્રશ્નોમાં હાથ જ ઘાલ્યો નથી. તે સંબંધી કોઇ પ્રશ્ન કરે તો સીધા જવાબ જ આપતા નહિ; ઉડાઉ જવાબ આપતા; ખાસ ખુલાસા કરવાનું માથે લીધું જ નહોતું. આત્મા અગર ઇશ્વરની તેમના બોધમાં પંચાત અગર વાત જ નથી, પરંતુ માત્ર તે સમયના સંજોગોમાં બ્રાહ્મણો વેદની પૂજાતા સામે બંડ ખરૂં. આનાં વિકારનું પરિણામ એ આવ્યું કે આ ધર્મ નાસ્તિક કહેવાયો, બાકી વાસ્તવ

ત્રિકમાં ઇશ્વરનો સ્પષ્ટ 'નકાર' નથી. ईश्वरासिद्धेः એ સૂત્રમાં જ બધી ખૂબી કરી છે. તૃષ્ણા અને અજ્ઞાન ગટવાં જોઇએ, એ ઉપર જ ખાસ આગ્રહ હતો. પુનર્જન્મ કર્મથી જ થાય છે. એમ જૈન તથા વૈદિક મતનો સ્વીકાર છે, માટે કર્મમાંથી નિર્વાણ પામવું તે જ મોક્ષ. તૃષ્ણાભંગ, તે નિર્વાણ; તૃષ્ણાભંગ માટે નીતિ અને સદાચાર જરૂરનાં, એટલે સરવાળે નીતિ અગર સદ્વર્તન જ મૂળ કરે છે. નીતિ ઘણી સખત હતી, તેમાં વળી સાધુ માટે તો અતિશય કડક હતી. પરંતુ એકલી શુષ્ક નીતિથી માણસના મનનું સમાધાન કેમ થઇ શકે? અભાવાત્મક ધર્મ લાંબો કેમ ટકે? સ્પેન્સરના "અજ્ઞેય" માફક થયું.

બૌદ્ધ ધર્મ હિંદુસ્થાનમાંથી તુટવાનું કારણ તે પોતે જ છે. સ્થાપનારે જ ભાખ્યું હતું કે પાંચસો વર્ષમાં બુદ્ધ ધર્મ નાશ પામશે, અને બીજા દેશોમાં જશે. ધીમે ધીમે સ્વતંત્ર વિચારવાળા અંદર દાખલ થવાથી આ ભવિષ્ય ભાખ્યું હતું, એમ કહેવાય છે, પરંતુ ખરૂં કારણ તો વેદ, ધર્મ તથા પંક્તીથી ઇશ્વર સામેનો ખાસ વિરોધ જ હતાં. આ ધર્મના શરૂના સપાટામાંથી ઉપનિષદો તો બચ્યાં; ઉલટ જ્ઞાનમાર્ગ વધારે સતેજ થયો; પરંતુ યજ્ઞ આદિ શિથિલ થઇ ગયાં. કાળે કરીને બૌદ્ધ ધર્મમાં જ પાછો વિકાર થઇ નાસ્તિકતા ઉપર બહુ ગયો, એટલે પાછા "ધર્મ સંસ્થાપના"ના સંકલ્પને અનુસરીને શ્રી કુમારિલ ભટ્ટ તથા શ્રી મંડન-મિશ્રે ખંડન કરી કર્મ માર્ગનો પુનરૂદ્ધાર કર્યો; અને શંકર ભગવાને શંકરાચાર્યનો અવતાર લઇને જ્ઞાનભક્તિ માર્ગનો ઉદ્ધાર કરી બૌદ્ધ ધર્મનો એવો સજડ પરાજય કર્યો કે આજે પોતાની માતૃભૂમિમાં એક પણ બૌદ્ધધર્મી નથી! ઉપર કહ્યા પ્રમાણે હિંદુસ્તાન બહાર સીલોન, બ્રહ્મદેશ, આસામ, ટીબેટ, સીયામ, ચીન, જાપાન, મંચુરીયા, કોરીયા, મોંગોલીયા ઇત્યાદિ મુલકોમાં, દક્ષિણમાં

'હીનયાન' અને ઉત્તરમાં 'મહાયાન' એમ બે રૂપે પ્રસર્યો, અને જે તે દેશના લોકની રીતભાત, ખાનપાનના સંસર્ગમાં આવીને બીજા જ રૂપમાં પ્રવર્ત્યો. હિંસા આ ધર્મમાં બીલકુલ કહેલી નથી, છતાં આ ધર્મ પાળનાર બધા જ મુલકો માંસાહારી છે. વળી કુદરતની અજાયબી જુઓ કે માંસાહારનો નિષેધ કરનાર બુદ્ધ ભગવાન કોઇને ઘેર ડુક્કરનું માંસ ખાધું, તેના અજીર્ણથી નિર્વાણ પામ્યા એમ સંભળાય છે! આ વાત જો સાચી હોય તો પછી બોધ અને વર્તનમાં આ પ્રમાણે ભેદ! આ અહિંસક ધર્મમાં હાલમાં માણસ અને વાંદરા સિવાય બધી જાતનું માંસ ખપે (સૂર્યનાં કિરણો જેની પીઠ ઉપર સીધાં ન પડે તેવાં પ્રાણી બાતલ કર્યાં છે)! મનુષ્યમાંસભક્ષણનો આરોપ પણ મૂકાય છે. આ આરોપ ખરો લાગતો નથી, કેમકે બુદ્ધ દેશોમાં વસતી ઘણી જ છે, પણ માયાની મજા જોવાની છે કે અહિંસાનો ધર્મ કેટલો હિંસક!!

આ ધર્મનાં 'ડગોબા' અગર 'પગોડા', ટોપ (સ્તૂપ) ઇત્યાદિ નામો પ્રસિદ્ધ છે. સીયામ અને બ્રહ્મદેશના ધર્મો ઘણું ખરૂં મળતા છે. સીયામમાં સ્વતંત્ર વિચારવાળાં મંડળ થયાં તેમાં ચમત્કારિક વાતો કબુલ રાખી નથી. એક પ્રસિદ્ધ ગ્રંથકર્તા–ક્યા ફ્રાંકલિંગે ?–ખ્રિસ્તી ધર્મને મૂર્ખાઇ ભરેલો ધર્મ કહ્યો છે. ટીબેટના બુદ્ધ ધર્મમાં રાજ્યક્રિયા, મઠ, અને મૂર્તિઓ. રોમન કેથોલીક જેવાં જોવામાં આવે છે. તેમનામાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ પૂજ્ય છે. તેમનાં છત્રીસ સ્વર્ગમાં હિંદુઓના દેવતા રહેતા અને રાજ્ય કરતા હતા એવી દંતકથા ચાલે છે. ટીબેટના બૌદ્ધોમાં તંત્ર શાસ્ત્ર જેવી ઉપાસના તથા મંત્ર મુદ્રાઓ વગેરે ક્રિયાઓ જેવામાં આવે છે. અવતાર પણ ત્યાં થયા હતા અને રાજ્ય કરતા હતા એવી પણ દંતકથા ચાલે છે. ટીબેટના બુદ્ધોમાં તંત્રશાસ્ત્ર જેવી ઉપાસના તથા મંત્ર મુદ્રા વગેરે ઉપાયો જોવામાં આવે છે. અવતાર પણ ત્યાં થયા હતા.

૧૩ મા સૈકામાં મોગલ સત્તા ટીબેટમાં થઇ. કુબ્લાઇખાને બુદ્ધ ધર્મનો અંગીકાર કર્યો, તે પછી બુદ્ધ સાધુઓ ઉપર બહુ કૃપા કરી. શાકય મઠના નિયંતા તરીકે તેના ભત્રિજાને નીમવાને પોતે સત્તા વાપરી, ને તેને ટીબેટનો ખંડીયો રાજા કર્યો. આ પહેલો અવતાર ' લામા ', ' પુસ્પાલામા ' તરીકે પ્રસિદ્ધ થયો હતો. ત્યાર પછી લામાનું રાજ્ય ચાલ્યું. 'લામા' શબ્દથી ભાગ્યે જ કોઇ અણુ: જાણુ હશે. ચીન ( ચીન, જાપાન વગેરેના બૌદ્ધ ધર્મ માટે જુઓ વિભાગ ૨ ) માં ભૂતપ્રેત કહાડવામાં મંત્ર યંત્ર માટે બુદ્ધ સાધુઓને બોલાવવામાં પણુ આવે છે. આ પ્રમાણે લગભગ તે વખતની સુધરેલી દુનિયાં એટલે કે એશિયા ખંડમાં ચોતરફ આ ધર્મ પ્રસર્યો. યુરપ, આફ્રિકા અમેરીકા ગણુત્રીમાં નહોતા. ઘણુા પ્રાચીન કાળમાં તો આગળ બતાવ્યા પ્રમાણે સૃષ્ટિના બધા ખડો આર્યોએ વસાવીને ભરી કાઢયા હતા. આ ધર્મ જ્યાં જ્યાં ફેલાયો ત્યા ત્યાં નામરૂપ પણુ સહજ બદલ્યાં. પરંતુ મૂળ સ્વરૂપ કાયમ રહ્યું. સ્વીડનના કાઉંટ જાન્સ્ટન ( Count B. Journstyerne ) ના કહેવા પ્રમાણે આ ધર્મ આસામ, પેગુ અને સીલોનમાં ' ગોદમ ' થયો; સીયામમાં ' સમન ' થયો, જાપાનમાં ' અમિધ ' થયો; ચીન તથા કોચીન ચીનમાં ' ફો ' અથવા ' ફહી ' થયો; બંગાળા તથા નેપાળમાં ' શાકયસિંહ ' કહેવાયો; ભૂતાનમાં ' ધર્મરૂપ ' થયો, મોટા ટીબેટ ( Greater Thibet ) માં ' આદિબુદ્ધ ' કહેવાયો; નાના ટીબેટ ( Lesser Thibet) માં ' મહામુનિ ' કહેવાયો, અને મોગોલિયા મંચુરીયામાં ' સકયમુનિ ' તો કહેવાયો.

વળી જોવાનું છે કે જે બુદ્ધનાં પગલાંને ' ફઅત ' તરીકે પૂજવામાં આવે છે તે છ પ્રસિદ્ધ પગલાંમાંનું એક મક્કામાં દેખાય છે ! આ ઉપરથી ઇસ્લામી અવલ સર્વત્ર. હિંદુ અગર બુદ્ધ ધર્મ હતો એમ નિકળે છે; ત્યાંથી આ ધર્મ ઇજીપ્ત ગયો, અને ત્યાંથી

છેવટ યુરપમાં પણ ગયો હતો એમ કેટલાક વિદ્વાનો કહે છે. ઠેઠ મહુમદ ગીઝનીના વખત સુધી અફઘાનીસ્થાનમાં હિંદુ રાજ્ય તથા ધર્મ હતાં।

ઉપર પ્રમાણે આ ધર્મ પોતાની માતૃભૂમિમાં નિર્વાણ પામીને પણ મુદ્દો કાયમ રાખીને, સ્વરૂપાન્તરો લઇને, દુનિયામાં પ્રસર્યો, અને અહિંસાને ઠેકાણે હિંસાવાળો ચોતરફ થઈ ગયો. હિંસાવાળા મુલકમાં ગયો પછી સિદ્ધાંતનું ઠેકાણું કયાંથી રહે? લગભગ અડધી દુનિયાં હાલ પણ બૌદ્ધ છે. હિંદુસ્થાનની તેમ અન્ય દેશોમાં તેની જાહોજલાલી મશહૂર છે.

અલેકઝાન્ડરની સામે થએલા લશ્કરમાંથી એક શૂદ્ર સિપાહી ચંદ્રગુપ્ત નામનો (ગ્રીકોનો સેંડ્રોકોટસ) પાકયો. તેણે પરાક્રમો કરીને છેવટ 'નંદ' વંશને તોડયો અને 'મૌર્ય' વંશની સ્થાપના કરી, પોતે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. તેનો પ્રખ્યાત પૌત્ર અશોક, ઇ. સ. પૂર્વે ૨૭૦–૫૦ માં થયો. અશોકના કીર્તિસ્તંભો, વૈભવ વગેરેનો ઇતિહાસ અને કારકીર્દી પ્રસિદ્ધજ છે. પાછળથી તાતાર લોકોએ 'મૌર્ય' વંશ તોડયો તેમાં કનિષ્ક રાજા થયો, તેના વખતમાં આ ધર્મ બાહેર બહુ ફેલાયો. વળી પાછા વિક્રમે 'શક' લોકોને કાઢયા ત્યારે બૌદ્ધોનો જોસ કાંઇક નરમ પડયો, તે ધીમે ધીમે કાળે કરીને અદૃશ્ય થઇ ગયો. પ્રથમ કુમારિલભટ્ટનો તથા મંડનમિશ્રનો પ્રહાર થયો, પરંતુ સચોટ અને પાકા પાયા ઉપરનો છેવટનો પ્રહાર તો શ્રી શંકરાચાર્યનો થયો. બંગાળાના ચૈતન્ય મહાપ્રભુના સંસર્ગમાં થોડા બૌદ્ધો આવ્યા દેખાય છે. અકબરના વખત સુધી કાંઇક નામ હતું એમ નીકળે છે; પરંતુ ત્યાર પછી નામ નિશાન નથી. સન ૧૯૦૧ ના વસ્તી પત્રકના મુંબઇ ઇલાકાના રીપોર્ટમાં આખા-ઇલાકામાં ૪૭૨ બૌદ્ધો લખ્યા છે; પરંતુ તે બ્રહ્મદેશના કેદીઓ હોવાનું સમજાય છે એમ પણ લખ્યું છે.

આગળ કહેવાઇ ગયું છે કે વૈદિક તથા બૌદ્ધ ધર્મની એક-મેક ઉપર છાપ પડી છે. પરદેશમાં બુદ્ધ ધર્મ ગયો તે સાથે હિંદુ ધર્મના સંસ્કાર પણ લેતો ગયો; પિતાના સંસ્કાર પુત્ર લઇ જાય એમાં શું આશ્ચર્ય !!

આ ધર્મમાં પિતૃભક્તિ પ્રધાન છે. આપણાં શ્રાદ્ધ સાંવત્સરિક ઇત્યાદિ ક્રિયાઓ પૂર્વજોના પૂજન તથા સ્મરણ રૂપે સમજવાની છે. આ ક્રિયાઓ જો કે વૈદિક છે તો પણ તેમાં તથા મૂર્તિપૂજામાં જે ભવ્યતા, વિશાળપણું અને સાર્વજનિક ( Public worship ) પણું વધ્યું તે બૌદ્ધોના સંસર્ગથીજ થયું એમ ઘણા વિદ્વાનો તર્ક કરે છે. પાછળથી ખ્રિસ્તિ ધર્મ થયો તેતો ખુલ્લી રીતે આંતરિક અને બાહ્ય હિંદુ ધર્મની નકલ છે.

આ ધર્મને પણ જૈન માફક નિરીશ્વરવાદી કહેવામાં આવે છે, પરતુ ખરી રીતે જોતાં તેમ નથી. જૈન ધર્મમાં કર્મને સર્વ સત્તા આપીને સત્તાવાળા ઇશ્વરની દરકાર તદ્દન કાઢી નાંખી છે, તોપણ જ્યારે તે નિરીશ્વરવાદી કહી શકાતો નથી, કેમકે કર્મમાંજ ઇશ્વરની સત્તાનો સમાવેશ કરીને માત્ર શબ્દનાજ ફેરફાર કર્યાં છે ત્યાં પછી બૌદ્ધ ધર્મમાં જેમાં ' નકાર ' સ્પષ્ટ નથી તેને નિરીશ્વર-વાદી કેમ કહેવાય ? આ પ્રમાણે ' નકાર ' શબ્દના અભાવને લઇને બ્રાહ્મણો બૌદ્ધ ધર્મ તરફ વળ્યા. વળી આ ધર્મનો પાયો * ગૌતમ મુનિના ન્યાય શાસ્ત્ર ઉપર હોવાથી, ન્યાય માફક આ ધર્મે ઇશ્વર તત્ત્વ સુધી પહોંચવા તસ્દીજ લીધી નથી. લોકોના કલ્યાણ માટેના માર્ગમાંજ આ ધર્મની પ્રવૃત્તિ હતી એટલે પછી ' ચેતન ' ની કડાકૂટ કરીજ નથી; પરંતુ તે ઉપરથી એમ કેમ કહેવાય કે 'ચેતન' અથવા ઇશ્વર તત્ત્વ તેમને માન્ય ન હતું. દરેક શાસ્ત્ર પોતાનુંજ

---

* આ ગૌતમ મુનિના નામ સાથે કેટલાક બુદ્ધના ' ગૌતમ ' કુળને જોડી દે છે.

સંશોધન કરીને નિર્ણય કરે છે તે ઉપરથી કાંઈ એમ ઠરે કે તેમને બીજાં શાસ્ત્રો માન્યજ નથી? વૈદિક 'ઇશ્વરપદ' તે જ જૈનનું 'કર્મક્ષય' રૂપી પદ, ને તે જ બુદ્ધનું 'નિર્વાણપદ' સમજવાનું છે, રહસ્ય તે જ છે. આગળ કહી ગયા તેમ રાગ, દ્વેષ તથા વિવિધ વિષયેચ્છા આદિની જ્ઞાન પરંપરા જન્ય વાસનાઓના ઉચ્છેદથીજ મનુષ્ય મુક્ત થાય છે, એ પ્રમાણે આ ધર્મમાં મુખ્ય તત્ત્વ છે.

જૈન અને બૌદ્ધ ધર્મમાંથી પ્રાચીનતા કોની તે વિષે આગળ વિવેચન થઇ ગયું છે, તોપણ ધર્મના સિદ્ધાંતને અંગે, પુનરૂક્તિ સ્વીકારીને પણ કહેવું પડે છે કે બૌદ્ધ મતના 'ક્ષણિકવિજ્ઞાનવાદ' ને તોડવા માટે જૈનોએ ઘણો પ્રયત્ન કર્યો છે તે ઉપરથી કેટલાક વિદ્વાનો તર્ક કરે છે કે બૌદ્ધ પ્રાચીન છે, પરંતુ જૈનોનો દાવો, આગળ કહ્યા પ્રમાણે સંગીન દેખાય છે, અને તે પ્રમાણે હવે-તો નિર્ણય પણ થઇ ગયો છે. અસ્તુ. આપણા કાર્ય માટે આ ભાંજગડની જરૂર નથી. વિદ્વાનોના તર્કના ઘોડા ચોતરફ ગમે ત્યાં આકાશમાં પણ દોડી શકે છે. આપણે જે કાંઇ કહીએ છીએ તે માત્ર જે તે મતના પ્રસિદ્ધ પ્રવર્તકોના સમયને લઇને કહીએ છીએ; બાકી વેદમાં સર્વસ્વ હોવાથી પ્રાચીનતાનો પ્રશ્નજ ક્યાં રહે? 'અક્કલ બડી કે ભેંસ'? એ બાબત બે વિદ્વાનો વચ્ચે તકરાર ચાલી ત્યારે ત્રીજો વિદ્વાન કહે કે "સબસે બડા દરવજ્જા કે અક્કલ બી ચલી જાય ઔર ભેંસ બી ચલી જાય!" મતલબ કે વેદ રૂપી દરવાજામાંથી બધું નીકળે છે. કોઇ મિત્ર રૂપે હો, કોઇ શત્રુ રૂપે હો, પણ બધા, જેમ એક કુટુંબમાં હોય છે તેમ, તેમાંથી નીકળ્યા છે. હિંદુ પુરાણોની હકીકત આગળ આવી ગઇ છે, ને તે પ્રમાણે તો 'ત્રિપુર'ના સંહાર માટે વિષ્ણુ ભગવાને 'ત્રિપુર'ના કર્મનિષ્ટ વિદ્વાન રક્ષકોને વેદ ધર્મમાંથી ભ્રષ્ટ કરવા, દેવોની મદદમાં બૌદ્ધ આદિ ધર્મોનાં તત્ત્વોનો, છળથી બોધ કરાવ્યો હતો એમ નિકળે છે.

આ ધર્મો, ખુદ વિષ્ણુભગવાને સમયને લઇ ચલાવ્યા એમ શાસ્ત્ર તથા સાધારણ બુદ્ધિ કહે છે. મુસ્તકીમ પુરાવો એજ કે પ્રવર્તાવનારા વિષ્ણુના અવતાર કહેવાયા ! માયાની મજા એ છે કે ચલાવનાર વિષ્ણુ અને પાખડી કહેનાર પણ તેજ ! આપણા કાર્ય માટે એટલોજ મુદ્દો છે કે આ બંને ધર્મો પ્રાચીન છે. 'ચક્રનેમિક્રમ' ના કાયદા મુજબ તેમના પણ, બીજા ધર્મો પ્રમાણે અસંખ્ય અસ્તોદય થઇ ગયા હશે, તે પૈકીના પુરાણ સમયે પ્રવર્તેલા આ બધા ધર્મો છે એમ સમજીને થોડા થોડા અંતરે પ્રકટેલા હોય એમ કહેવા હરકત નથી.

આગળ કહેવાઇ ગયું છે કે આ ધર્મમાં શુષ્કતા હોવાથી બહુ ન ફાવ્યો. પિતા સામે બળાકે બહુ જોર કર્યું, તેમ વેદ સામેનો વિરોધ ધીમે ધીમે ઉમર વધી તેમ વધતો ગયો, પરતુ બળવાન પિતાને મૂળમાંથી ઉથલાવી નાખવાનોજ પ્રયાસ મંડાયો, એટલે પોતે જાતેજ ઉથલી પડયો; પરંતુ પિતાની કૃપાથી–"છોરૂ કછોરૂ થાય, માવતર કમાવતર ન થાય"–તથા સંસર્ગથી શુષ્કતા દૂર કરીને કાંઇક ભીનાશ ગ્રહણ કરીને, જ્યારે સનાતન ધર્મનાં તત્ત્વો કાંઇક સ્વીકાર્યા ત્યારે આ ધર્મ અસ્તિત્વ જાળવી શક્યો; તે સિવાય હિંદુસ્થાનમાં પણ આટલી મુદત ટકયો તે ટકી શકત નહિ. આ ન્યાયથી બ્રાહ્મણોના જેવાં પુરાણો થયાં; સપ્તલોકના સોળ થયા, બુદ્ધ ભગવાનના અવતારો કલ્પાયા; પ્રથમના બુદ્ધ તે આદિ બુદ્ધ કહેવાયા, મૂર્તિપૂજા, કર્મ, આચાર, સંપ્રદાય, મંત્ર, જપ, માળા વગેરે તત્ત્વો સ્વીકારીને અંતે નાસ્તિક મટીને આ ધર્મ આસ્તિક થયો; પરંતુ જેમ પ્રાણ અને પ્રકૃતિ ભેગાં જાય તેમ વેદ સામેનો વિરોધ ઘટયો નહિ એટલુંજ નહિ પણ વધ્યો, એટલે કર્મના કાયદા મુજબ આગળ કહ્યું છે તેમ, દેશનિકાલ થયો. પરદેશમાં જઇને, આગળ કહ્યા પ્રમાણે ઉત્તર તરફ 'મહાયાન' અને દક્ષિણ તરફ 'હીનયાન' નામ ધારણ કર્યાં.

અશોકે મૂર્તિપૂજા વિસ્તારીને દેવોનું પૂજન વધાર્યું હતું. અશોકનું 'હીનયાન' અને નાગાર્જુનનું 'મહાયાન' છે; બુદ્ધ ત્યારેજ બુદ્ધદેવ થયા, અને પછીનું મંડળ બોધિસત્વો થયા! બુદ્ધ ભગવાને તો માત્ર વૈદિક ધર્મના જ્ઞાન ભાગની શિથિલતા થઇ, તેની ક્રિયાના વિકારથી કેવળ બ્રાહ્મણની સત્તા વધી, અને કર્મ માર્ગ અંધ શ્રદ્ધાથી વધ્યો તે સાથે હિંસા વધી: એ બધું જોઇને, વેદના આધારની—ષડ્દર્શનોએ તો વેદના 'આધાર' સાથે ફેરફાર કર્યા છે—દરકાર રાખ્યા સિવાય, ધાર્મિક જીવનનો આગ્રહ કર્યો, તથા બોધ સાથે પોતે આચરણ કરી બતાવી ઉત્તમ આદર્શ રૂપ થયા, તથા ધર્મની ઢાલ નીચે ઢોંગ ધતુરા થતા તેમાંથી છુટવાને ઉપદેશ કર્યો હતો. વળી ખુબી એ હતી કે વેદની સામા થવા સાથે પણ તેનો આશ્રય લેવામાં ચુક્યા નથી. વેદના પાયા ઉપર ઈમારત બાંધવાથી બધાઇ તો સારી, પણ પાછળથી વિકાર થવાથી વિરોધ વધ્યો તેમ તેમ બહિષ્કાર શરૂ થયો, અને અંતે સદતર બહિષ્કાર થયો. માયાની જાળ કેવી અટપટી છે? વખતોવખત આ ધર્મમાં સુધારા વધારા થયા છે એટલે વૈદિક ધર્મ તથા આ ધર્મને કેટલો સંબંધ હતો તેનો નિર્ણય ચોકસપણે હાલ કરવો મુસ્કેલ છે. શરૂઆતમાં તો 'બ્રહ્મા'ને મોટા ગણેલા દેખાય છે, પરંતુ ઉપર કહ્યા મુજબ પાછળથી ઘણા ફેરફાર થઇ ગયા.

આ ધર્મમાં વિકાર થવાથી તેના ઉપર પ્રહાર થયા ને પરિણામે બહિષ્કાર થયો, પણ તે પ્રહાર કરનારાઓએ ક્યારે તેમ કર્યું કે જ્યારે તેઓએ જોયું કે આર્યધર્મના મૂળમાંજ કુહાડાનો ઘા લાગ્યો અને વેદ તથા ઇશ્વર સામેના વિરોધથી આર્યધર્મ છિન્નભિન્ન થઇ જવાનો પ્રસંગ આવ્યો ત્યારેજ તેઓએ અસ્ત્રશસ્ત્ર લીધાં. કુમારિલભટ્ટ આદિઓના, ઉપર કહ્યા મુજબ પ્રહાર થયા, પરંતુ સચોટ ઘા તો શંકરનોજ લાગ્યો! દ્વૈતભાવ બીલકુલ ગયો ત્યારેજ

વિજય મળ્યો ! દ્વૈત તત્ત્વના આશ્રયવાળા વાદોથી આચાર્યોએ લીધેલો પરિશ્રમ વ્યર્થ ગયો અને અંતે અદ્વૈતનુંજ સુદર્શનચક્ર ફાવ્યું.

બૌદ્ધધર્મ પુસ્તકોમાં, 'નિર્વાણુ' નું પુસ્તક મુખ્ય છે. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં લખાયું હશે એમ વિદ્વાનોનું અનુમાન જાય છે. આ પુસ્તક ખ્રિસ્તિનાં 'ગોસ્પેલ' સાથે સરખાવવા જેવું છે. વૈરાગ્ય ઉપરજ મુખ્ય આધાર છે. સાધુઓનોજ તેમાં મુખ્ય પ્રભાવ છે. જ્ઞાન અને નીતિના નિયમો તેમાં કર્યા છે તેમાંથી ગૃહસ્થો કરતાં સાધુના, આગળ કહ્યા પ્રમાણે નિયમો ઘણાજ સખત છે. મૃગચર્મ, કમડલુ, શિરોમુંડન, વલ્કલ, પ્રથમ પ્રહરમાં લેવાતું ભોજન, એકાંતમાં નહિ પણ સંઘમાં વાસ, રક્ત વસ્ત્ર વિગેરે મુખ્ય છે; બંનેના સામાન્ય નિયમોમાં (૧) પ્રાણીની હિંસા કરવી નહિ, (૨) ચોરી કરવી નહિ, (૩) બ્રહ્મચર્ય પાળવું, (૪) અસત્ય બોલવું નહિ, (૫) મદ્યપાન કરવું નહિ, એ મુખ્ય છે. વૈષ્ણવી પ્રેમભક્તિ, કિંવા ખ્રિસ્તિની ભાવભક્તિ જેવી ભાવના આ ધર્મમાં નથી. પ્રાર્થનાને ઠેકાણે ત્યાગ, ધ્યાન, અને બને તેટલું સંસારમાંથી દૂર રહેવું એ પ્રમાણે કહેલું છે. સાધુઓને ઉત્તેજન મળવાથી તેમની જાતો ઘણી થઈ. વૈભાષિક, 'સૌતાંત્રિક,' 'યોગાચાર' અને 'માધ્યમિક' એમ ચાર ભેદ મુખ્ય છે. જ્ઞાનદશામાં જે વસ્તુનો ભાવ થાય તેનુંજ અસ્તિત્વ 'વૈભાષિક' ને માન્ય છે. 'સૌતાંત્રિક' મત પ્રમાણે જે જે પદાર્થ દૃશ્ય છે તે આત્મામાં છે, ઇંદ્રિય સાથેના મનના સંબંધથી સ્ફૂર્ણા થઇને જ્ઞાન બહાર થાય છે; આ પ્રમાણે આત્માને ભાસ થાય છે, પરંતુ વાસ્તવમાં તે પદાર્થ કાંઇ બહાર નથી. 'યોગાચાર' મતમાં આત્મામાં આકાર સહિત વિજ્ઞાનમય બુદ્ધિ છે તેનાથીજ જગતનું યથાર્થ ભાન થાય છે, પરંતુ ખરી રીતે 'જ્ઞેય' પદાર્થ તો બહારજ છે. 'માધ્યમિક' મતમાં તે તે ઇંદ્રિયોની સહાયથી તે તે પદાર્થનું જ્ઞાન આત્માથીજ માત્ર થાય છે, પરંતુ ખરી રીતે પદાર્થ તો બહારજ છે.

કાળે કરીને ધર્મના અનેક વિભાગો થયા. ક્રિયા ધર્મમાં થયા નથી? શરૂમાં ધીમે ધીમે સભાઓ ભરાઇ. પૂર્ણિમા અને અમાવાસ્યાના દિવસો ઠર્યા. સભાઓનો મૂળ ઉદ્દેશ તો દરેકે પોતાના દોષ કબુલ કરવા અને તે માટે યોગ્ય શિક્ષા કબુલ કરવાનો હતો. પછી ધીમે ધીમે નિર્ણયો થવા માંડયા. બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી મોટી સભાઓ ભરાવા માંડી. આ સભાઓ તે જોનવેસ્લીએ સ્થાપેલી 'મેથોડિસ્ટ' લોકોની સભાઓ સાથે સરખાવવા જેવી છે. આસપાસના પ્રદેશનો જૂનામાં જૂનો સાધુ અધ્યક્ષ થતો. એકંદર સાધુઓનો મહિમા ઘણોજ વધવા લાગ્યો. નિર્વાણ પછી સોએ વર્ષે એક સભા વેસાલીમાં નિર્ણય માટે ભરાઇ, તેમાં 'સયમ'ના રીવાજને ધિઃક્કારવાથી બે ભાગ પડી ગયા, તે જ ઉપર કહેલા 'મહાયાન' તથા 'હીનયાન' જેમ જેમ તત્ત્વ દૃષ્ટિ વધી તેમ તેમ જાતો વધી વધીને અઢાર થઇ, ને વળી પાછા વિભાગ પડયા.

આ ધર્મને પ્રથમનો સખત ધા શ્રી કુમારીલભટ્ટ તરફથી થયો તેમાં ઘણું રહસ્ય છે. જે ઇશ્વરે બુદ્ધ થઇને કર્મ માર્ગ ઉડાડ્યો હતો તે જ ઇશ્વરે કાર્તિકસ્વામીના અવતારમાં કુમારિલભટ્ટ રૂપે પ્રહાર કર્યો, ને બાકીનો બ્રહ્માએ શ્રીમંડનમિશ્ર રૂપે આવીને પૂર્ણ કર્યો. હવે ધર્મ સંસ્થાપના માટે પ્રથમ ભૂમિકા કર્મ, તે પ્રભુએ શુદ્ધ કરાવી, એટલે પછી ઉપાસના તથા જ્ઞાન માટે સામગ્રી થઇ સમજીને શંકર, શંકર રૂપે આવ્યા. મનોબળની મજા જુઓ! કે વેદ તથા બ્રાહ્મણોનો લગભગ લોપ હોવાથી કુમારિલભટ્ટને બૌદ્ધોને ગુરૂ કરવા પડયા હતા, પણ પાછળથી સામા થયા તેથી શંકરે, તેમ બીજાઓએ ના પાડી પણ ડાંગરના ફોતરાંના અગ્નિમાં પ્રવેશ કરી અથાગ કષ્ટ વેઠીને દેહ પાડી પ્રાયશ્ચિત્ત કર્યું!

હાલના 'ગુપ્ત બુદ્ધ ધર્મ' નામથી કહેવાતા, બ્રહ્મજ્ઞાનના સ્વરૂપના ધર્મમાં, વેદાન્ત જેવાંજ સિદ્ધાંતો લગભગ છે. ઇંગ્લંડમાં

ખાસ કરીને એ ધર્મ ઘણો પસંદ પડયો છે. પોતાનો ધર્મ બહાર ફેલાવવા મહાન પરિશ્રમો જે પ્રજાઓએ લીધા છે, તેમાં આ બૌદ્ધ ધર્મ પણ છે. માત્ર મહત્ત્વનો તફાવત, આગળ કહ્યા મુજબ, બળાત્કાર ન મળે ! કેવળ શાંતિથીજ પ્રસાર્યો !!

## ૩. અદ્વૈત.

આગળ કહી ગયા તે પ્રમાણે, ભક્તિ તથા જ્ઞાન માટેની ભૂમિકા તૈયાર થવાથી અદ્વૈત સંપ્રદાય પ્રકાશમાં આવ્યો. આ શાસ્ત્ર, અથવા ધર્મ, અથવા સંપ્રદાયના આદિ આચાર્ય શ્રીશંકરાચાર્ય છે. તેમની પહેલાં પણ આ સંપ્રદાય બીલકુલ નહોતો એમ નહિ તેમના ગુરૂના ગુરૂ ગૌડપાદાચાર્યની मांडूक्य उपनिषद्नी 'કારિકા' રચી છે તેમા સ્પષ્ટ છે. પોતાના ભાષ્યમાંજ काशकृत्स्न, पादरि, आश्मरथ्य આદિ ભાષ્યોના નામજ આપ્યા છે, પણ તે ઉપલબ્ધ નથી. દક્ષિણ હિંદુસ્થાનના મદ્રાસ ઇલાકામાં કેરલ દેશમાં 'કાલ્ટી'ના વતની તેઓશ્રી હતા એમ નિકળે છે. તેમના પિતાનુ નામ શિવગુરૂ અને માતાનુ નામ અમ્બિકા હતું. વૈશાખ શુક્લપંચમીનો જન્મદિવસ મનાય છે. તેમનુ ચરિત્ર એકંદર જોતા મનુષ્ય કોટિની બહારના જેવું હતુ. પતંજલિના શિષ્ય ગૌડપાદ, તેમના શિષ્ય ગોવિંદાચાર્ય, અને તેમના શિષ્ય શંકરાચાર્ય હતા. નેપોલીયન બોનાપાર્ટ માટે જેવી રીતે લોર્ડ સૅાલ્સબરી (Salisbary) જેવો અંગ્રેજ કહે છે કે તે, મનુષ્યજાતથી વિલક્ષણ (Extraordinary) હતો ખરો, તેમ આ આચાર્યશ્રીને મિત્ર કે શત્રુ—જો કે આવા મહાત્માને શત્રુ હોયજ નહિ, પરંતુ ખુદ ઇશ્વરને પણ સેતાન શત્રુ હોય છે તો પછી શત્રુ શબ્દ વાપરવા હરકત નથી—એક અવાજે અપૂર્વ કહે છે. બત્રીસ વર્ષની અંદર અનેક મહાન પરાક્રમો કરીને આટોપી લીધુ હતું. નેપોલીયને ૧૨ કે ૧૫ વર્ષમા સેંકડો વર્ષનું કામ કરી

લીધું કે જેનાં સારાં ફળ આખા યુરોપને મળ્યાં, તેવી રીતે શાંતિના માર્ગ ઉપર આચાર્યશ્રીનું પરાક્રમ એટલું બધું થયું છે કે, યાવચ્ચંદ્ર દિવાકરો કાયમ રહેશે. **નેપોલીયને** બાહુબળ તથા બુદ્ધિની શક્તિ 'યુરોપને' શિખવી, બતાવી અને આચાર્યશ્રીએ આત્માની શક્તિ 'આખી દુનિયા' ને બતાવી છે. નિડરપણું બનેનું અલૌકિક હતું. અદ્વૈત મત નવીન નથી પણ અનાદિ છે. આચાર્યશ્રી પોતાના ભાષ્યમાંજ આધારો બતાવે છે. 'યોગવાસિષ્ટ' અને 'સૂત સંહિતા' આદિ ગ્રંથોમાં સ્પષ્ટ છે. 'પ્રસ્થાનત્રયી' માં તો શું નથી? જ્ઞાનને બંધન યા મર્યાદા હોય? પરંતુ પૂર્ણ સ્વરૂપ આચાર્યશ્રીયે આપ્યું.

આચાર્યશ્રી, પુરાણોમાં કહ્યા મુજબ, પાખંડી મતોમાંથી ધર્મના ઉદ્ધાર માટે શંકર રૂપે અવતરશે એમ કહેલું છે. તેઓશ્રીના જન્મ માટે વિદ્વાનોની ઘણી ચર્ચા થઇ ગઇ છે. સનાતનીયો ઇ. સ. પૂર્વે લગભગ છઠ્ઠા સૈકામાં લઇ જાય છે, કેમકે રાજા સુધન્વા (આ રાજા તે ઇંદ્રનો અવતાર કહેલો છે. વેદ તથા વૈદિક ધર્મ નષ્ટપ્રાય થવાથી આ રાજા પણ કુમારિલભટ્ટ માફક જન્મથીજ બૌદ્ધ હતો, પરંતુ જ્યારે કુમારિલભટ્ટનો દિગ્વિજય થયો તે વખતે તેમણે પણ વૈદિક ધર્મ સ્વીકાર્યો) ના આપેલા તામ્રપટમાં જે સંવત લખેલો છે તે વિક્રમ કે **શાલિવાહન** નહિ પરંતુ યુધિષ્ઠિરનો ગણે છે. તામ્રપટમાં સંવત ૨૫૦૦ લખેલો છે. કલિયુગના ૫૧૦૦ વર્ષ હાલ ગણતાં, આજથી ૨૬૦૦ વર્ષ ઉપર જઇ શકાય, એટલે કે ઇ. સ. પૂર્વે લગભગ છઠ્ઠો સૈકો આવે છે; પરંતુ હાલના કેટલાક વિદ્વાનોના હિસાબે ઇ. સ. નો આઠમો સૈકો કહેવામાં આવે છે, તે કદાચ બંધબેસતો લાગે, કેમકે બૌદ્ધોનું પરિબળ ત્યાં સુધી થોડે ઘણે અંશે પણ કદાચ હોય; પરંતુ તે સાથે એમ પણ કેમ ન બને કે તે પાછળથી ટકી રહેલું અંતે અદૃશ્ય થયું હોય? અસ્તુ. સમયનું ખાસ મહત્વ નથી. આપણે તત્ત્વથીજ કામ છે. પાંચમે વર્ષે પિતા ગુજરી ગયા, આઠ વર્ષની

અંદર વેદાધ્યયન પૂરૂં કર્યું, અને બારની અંદર તમામ શાસ્ત્ર પૂરાં કર્યાં. સોળમે વર્ષે ભાષ્ય રચ્યું, અને દિગ્વિજય કરી બત્રીસમે વર્ષે કૈવલ્ય પામ્યા !

આચાર્યની પ્રવૃત્તિનું મૂળ અને મુદ્દો નહિ સમજવાથી, તેમજ કાળ બદલાવાથી, તથા કાળે કરીને અનુયાયીઓના હાથે વિકાર થવાથી, તેમના વિરૂદ્ધમાં પાછળથી બહુ પ્રવૃત્તિ થઇ છે. બાકી આચાર્યશ્રીએ કોઇ પણ વૈદિક ધર્મને ખોટો કહ્યોજ નથી. જગત્, બ્રહ્માંડ આદિ ' મિથ્યા ' કહ્યાં છે, તે પ્રમાણિકપણે શુદ્ધ બુદ્ધિથી વાસ્તવિક સત્ય જોવાની દૃષ્ટિથી જોવાશે તો આ ઝગડાનું કારણ રહેશે નહિ. ' પ્રત્યક્ષ ' માતા, પિતા, પુત્ર આદિ સંસાર જોઇએ છીએ તેમાં જ્ઞાનની ઉપદેશની અથવા શાસ્ત્રની શી જરૂર છે ? પરંતુ આ પ્રત્યક્ષ દેખાતાં માતપિતા વિગેરે ' નશ્વર ' છે; વળી છોકરાંની નજર આગળ છોકરાને મૂકી પોતે નાશ પામે છે, તેમ પોતાની સમક્ષ છોકરાં નાશ પામે છે, એટલે પછી સાધારણ પામરને પણ 'પ્રત્યક્ષ' દેખાતાં માતપિતાને જૂઠાં અથવા ખોટાં માનીને તેમને ભૂલવાનું અને સાચાં પણ ' પરોક્ષ ' માતપિતા–પ્રભુને ઓળખવાનું વલણ સહજ થાય એ ન્યાય છે. આ ઓળખવામાં જો જ્ઞાનચક્ષુ ખુલી જાય, એટલે કે વિજ્ઞાન થાય તો પેલાં ' પરોક્ષ ' માત પિતા પ્રભુ તે ' અપરોક્ષ ' એટલે ' પ્રત્યક્ષ ' થાય. કારણ કે તે નિત્ય અને નાશરહિત છે. લાખો કરોડો વર્ષ થયાં પણ હયાત છે. આ નિત્ય અવિનાશી પ્રભુ તે જ આચાર્યનું બ્રહ્મ એટલે કે સર્વસ્વ. બૃહ્ ધાતુનો અર્થ ' વધવું ' થાય છે તેથી બ્રહ્મ એટલે સૌથી મોટું. ઉત્ક્રાંતિની પરાકાષ્ટા, હવે નશ્વર માત્ર જે પદાર્થ દેખાય છે તે પણ બ્રહ્મજ છે એમ તેઓશ્રીએ ઠરાવ્યું છે. એટલે કે વ્યવહાર દૃષ્ટિથી સોનાના દાગીના માફક સત્ય, પણ પરમાર્થ દૃષ્ટિથી, સત્ય સોનું ને તેના દેખીતા દાગીના માફક ' અસત્ય '; એટલે કે ' સત્ય ' તે જ બ્રહ્મનું સ્વરૂપ કહેલું છે.

सत्यम् अबाध्यम् અને बाध्यम् मिथ्या એજ શાસ્ત્રનું તત્ત્વ છે. વર્તમાનમાં ખરૂં પણ ભૂત ભવિષ્યમાં નહિ તેથી बाध्य એટલે 'મિથ્યા'. આ તત્ત્વમાં પછી કાળે કરીને વિકાર થવાથી કાંઇ મતમતાંતરો થયા, અને તેથી ગેરસમજ થવાથી પાછળના આચાર્યોએ સુધારા વધારા સમયને લઇને કરેલા છે, અને તેથીજ અનુયાયીઓ વચ્ચે ખંડન મંડન તથા ઝગડા ઉત્પન્ન થયા. એ થવું પણ સાહજીક છે. વાસ્તવમાં અદ્વૈત બ્રહ્મ, દેશ, કાળ, તથા વસ્તુ પરિચ્છેદ રહિત તેમજ સ્વજાતીય, વિજાતીય, તથા સ્વગત ભેદથી રહિત અધિક જે વસ્તુ તે બ્રહ્મ છે. આનંદ સ્વરૂપ બ્રહ્મમાં અનિત્ય જગતનું કારણ પણ સંભવે નહિ એમ તત્ત્વ છે. એક રીતે જોતાં તો અદ્વૈતની કોટિ હિમાલયના 'એવરેસ્ટ' 'ગવરીશંકર' શિખરની ટોચ જેવી છે. 'એવરેસ્ટ' ઉપર પ્રત્યક્ષ જવાતું નથી. * ને તેથી નીચે રહીને ગણત્રી વિગેરે કરે છે. બ્રહ્મમાં પણ જઇ શકાય તેમ નથી, એટલે કલ્પના કરવાનીજ રહી. આ ધોરણે અહંતાનો ત્યાગ કરી સાધન સંપન્ન થવાય કે જે કાર્ય 'એવરેસ્ટ' ઉપર જવા જેવું છે—ત્યારેજ અદ્વૈતની ઝાંખી થઇ શકે. અદ્વૈતની કલ્પના અથવા ભાવના ઘણીજ વિચિત્ર અને અટપટી છે. ઉપનિષદોએ અનેક પ્રકારે અને યુકિતથી સમજાવ્યું છે, પરંતુ સમજનારની મરજી ઉપર તથા અધિકાર ઉપર આધાર છે. શાસ્ત્ર કહે છે કે સાધારણ રીતે અનુભવ લેવા માંડવાથી માલુમ પડશે કે અદ્વૈતબ્રહ્મનું ચિંતન કરતાં શરૂમાં તો ઉલટ દ્વૈત ભાવનાજ ઉત્પન્ન થશે—દ્વૈતના ખ્યાલ સિવાય અદ્વૈતનો ખ્યાલ કેમ આવે? પોતાનેજ ભૂલવા જેવું છે તે કેટલું મુશ્કેલ? ચિંતન કરતાં દરમ્યાન એમ જણાશે કે જાણે કાંઇ સમજાતુંજ નથી; માટે બ્રહ્મનું સ્મરણ કરતી વખતે તમામ બાબતોના સ્મરણનું વિસ્મરણ કરવું જોઇએ;

---

* હમણાં પાશ્ચાત્યો સાહસ કરે છે. જીવનાં જોખમ પણ વ્હોરે છે. હજી પૂર્ણ ફાવ્યા નથી, માટે છોડે તેવા પણ નથી.

આખર જે વિસ્મરણુ થાય તેનું સ્મરણુ રહે એટલે તેની પિછાન કરવી જોઇએ; ને છેવટે તે પિછાનને પણુ ભૂલવી જોઇએ. જુઓ કે તે બ્રહ્મને મળવા જતાં નાસે છે, ને નહિ મળવા જતાં મળે છે; સાધ્ય કરવા જતાં થતું નથી, તેમ છોડતાં છુટતું નથી; જોવા જતાં દેખાતું નથી, અને નહિ જોતાં ચોતરફ દેખાય છે; આવી વિચિત્ર અઘટિત ઘટના માટે અનુભવની જરૂર છે, અને તેથીજ આચાર્યશ્રીએ મિથ્યા વ્યવહાર અને સત્ય તત્વજ્ઞાન એમ બંનેનો સમાવેશ કરીને અધિકાર પરત્વે વહેંચણી કરી આપીને સાધનસંપન્ન અધિકારી માટે ઉંચામાં ઉંચી કોટિ તૈયાર કરી મૂકી છે કે જેથી ગમે તેવા અધિકારીને આદર્શ તરીકે કામ લાગે. શાસ્ત્ર કહે છે તેમ પ્રત્યક્ષ અનુભવની પણુ વાત છે કે માણુસ માત્રને અહંપણુંજ પ્રિય છે. આ અહંભાવને લઇનેજ, સ્ત્રી પુત્ર બધાનાં સુખ દુઃખ અધ્યાસથી અહંભાવને પામે છે. દિકરો મરી જાય ને બાપ રડે છે કે 'હું મરી ગયો!' એનુંજ નામ અધ્યાસ! કેમકે એ દરેકમાં અહંભાવજ મુખ્ય છે. દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, 'મારૂં' કહેવાશે પણુ પોતાને માટે 'હું મારૂં' શબ્દ નહિ વપરાય. મતલબ કે સ્વતઃસિદ્ધ સદ્‌વસ્તુ સર્વથી સ્વતંત્ર આત્મા એ બધાથી અલગ છે. આ 'આત્માના' અસ્તિત્વ માટે પ્રશ્ન રહેતોજ નથી, કેમકે "હું હયાત નથી" એમ કોણુ કહી શકશે? આ ધોરણે પોતાની જાતને જે કાંઇ સુખ દુઃખ તે અહંભાવની લઇને અધ્યાસથીજ થાય છે. બાકી સ્ત્રી પુત્ર કરતાં પણુ કસોટીની વખતે પોતાની જાતજ પ્રિય થાય છે, પ્રત્યેક વ્યક્તિમાં આ જે અહંભાવ છે તે આખી સૃષ્ટિને વ્યક્તિ ગણીને તેના અહંભાવની કલ્પના કરવામાં આવે તો શંકરના બ્રહ્મની કલ્પના થઇ શકશે. ઉપનિષદ્‌માં જે આત્માને અહંભાવથી પ્રિય કહેલો છે તે જ આત્માને વ્યક્તિ તેમ સમષ્ટિમાં ફેલાવી નાંખ્યો, ને તે જ આચાર્યનું બ્રહ્મ. બાકી જેમ માતા, પિતા, પુત્ર, મિત્ર, આદિના

સુખ અગર સંકટથી પામર પોતાનેજ સુખી અગર દુઃખી અધ્યાસથી માને છે, ને તેને અનુસરીને આનંદ પામે છે અથવા રૂદન કરે છે, તે જેમ વસ્તુતઃ ખરૂં નથી, તેમ આ જગત્ પણ અધ્યાસથી આરોપિત થયેલું છે તે જ્ઞાનદષ્ટિથી ખરૂં નથી. વ્યક્તિમાં જે અહંભાવ અધ્યાસ કરાવે છે તેજ અહંભાવ જગતનો અધ્યાસ કરાવે છે, વ્યક્તિમાં જેમ પોતાનો આત્માજ ખરી રીતે પ્રિય અને સત્ય છે, તેમ સમષ્ટિમાં પરમાત્મા અથવા બ્રહ્મજ પ્રિય અને સત્ય છે. આ વાત માત્ર જ્ઞાનીનેજ અનુભવથી સમજી શકાય; વાતો કરવાથી, વાદ કરવાથી, અથવા વાંચવાથી કાંઇ વળે નહિ. દ્વૈતભાવ છુટે તોજ અદ્વૈતભાવની આશા ! આ આશા કેવી નિરાશા જેવી છે તેનો ખ્યાલજ બસ છે. આ પ્રમાણેનો આચાર્યશ્રીનો મુદ્દો નહિ સમજાયાથી અથવા માનો કે દુરાગ્રહથી, અથવા શક્તિની અમુક મર્યાદાના કારણથી અથવા વસ્તુતઃ કાળના વિપાકથી, પાછળથી તેમના મતની સામે ઝઘડા થયા છે, અને હજી થાય છે. જો કે આચાર્યોએ તો પ્રસંગ તથા સંજોગોને લઇને માત્ર તત્ત્વનો ભેદજ બતાવ્યો છે; પરંતુ બંને પક્ષના અનુયાયીઓ બહુ ગેરસમજ બતાવે છે. એમ પણ કહેવાય છે કે સંન્યાસીઓનો ઝોક વૈરાગ્ય તથા જ્ઞાન ઉપર બહુ જવાથી, બ્રાહ્મણોએ ગુસ્સે થઇને સામા સંપ્રદાયો ચલાવ્યા. સાધક દશામાં કર્મ, ઉપાસના ને જ્ઞાન ત્રણેની જરૂર છે. એટલે સાધક દશામાં જેનો જે ધર્મ હોય તેજ ખરો ને ઇષ્ટ છે. સિદ્ધ થયા પછી 'મિથ્યા' શબ્દનો શાસ્ત્રે બતાવેલા માર્ગે અધિકાર પ્રાપ્ત કરીને અનુભવ અંતે ઉપયોગ કરે તો પોસાય. એક સંત મહાત્મા કહેતા હતા કે દ્વંદ્વમાંથી મુક્ત થઇને અંતિમ દશામાં જ્ઞાન પ્રાપ્ત કરનારને પંથ, સંપ્રદાય કે કશાનું અભિમાન રહેતું નથી ! વ્યવહાર પક્ષે જોતાં નિસરણી ઉપર થઇને મેડીએ ગયા પછી નિસરણીની જરૂર રહે છે ? નાળીએરનું અંદરનું કોપરૂં કાઢયા પછી ઉપાધિરૂપી કાઢીને ફેંકી દીધેલાં

છોતરાં છોડાંની જરૂર રહે છે? જમ્યા પછી તે જ અન્નની રૂચિ થાય છે? તેમ જમ્યા પછી પતરાળાં પડીયા વાસણ કુસણ વિગેરે કોઈ ચીજની દરકાર રહે છે? માત્ર જોવાનું ક્યાં છે કે જમેલો માણસ આ ચીજો ફેંકી દે તે જોઈને ભૂખ્યો જમવા બેઠો હોય તે પણ ફેંકી દે તો તેનો શો ઇલાજ? આ ધોરણે આચાર્યશ્રીએ સિદ્ધાંત એક આદર્શ તરીકે મુકયો છે તેમાં પ્રમાણિકપણાની તથા નિડરપણાની પરાકાષ્ઠા છે. દુરાગ્રહ કોઈ ઠેકાણે બતાવ્યો નથી. એમ કહેવામાં આવે કે આવા અધિકારી કયાં છે? તો તેના જવાબમાં એટલુંજ કહેવું બસ છે કે પૃથ્વી નિર્વીર્ય અને નિર્બીજ થઈ નથી, અને થશે પણ નહિ. લાખો કરોડોમાંથી એક નર પાકશે તોપણ બસ છે. આચાર્યશ્રી ઉપદેશસહસ્રીમાંજ કહે છે કે આ બ્રહ્મવિદ્યાનો અધિકાર સંન્યાસીને છે. સંન્યાસીનો અર્થ સાથે ગીતા જેવો વિશાળ છે. માટે સંખ્યા વધારે ન હોય તો તેથી વસ્તુ ખોટી કહેવાય? બાદશાહ એકજ છે, ઘેર ઘેર પાકતા નથી, જો કે દરેક માણસ પોતાના ઘરનો બાદશાહ છે એમ માનવામાં આવે તો ના નથી; પરંતુ તેથી કરીને બાદશાહની જરૂરીયાત કાંઈ મટતી નથી, તેમ બાદશાહ કેવો જોઈએ, તેમાં શું રહસ્ય છે, તેમાં શું સુખદુ:ખ છે, એ બધું ગુપ્ત અથવા અગમ્ય રાખવાની શી જરૂર છે? આવા બાદશાહને આદર્શ તરીકે બતાવવો એજ બ્રહ્મ ભાવના છે. પછી સીદી બાદશાહ કહો, નાટકનો બાદશાહ કહો, અથવા ગાંડાની ઇસ્પીતાલનો બાદશાહ કહો, તો તે કાંઈ સાચા સત્તાવાળા બાદશાહ કાંઈ કહી શકાશે? આ ત્રણ ખોટા બાદશાહો પોતાને બાદશાહ માને તેમ અધિકાર વગરનો માણસ પોતાને બ્રહ્મ કહે તો તે કોટિનો સમજવાનો છે. ભમે તે દેવને ભજવા અથવા યોગ કરવા અથવા કર્મ કરવા આચાર્યશ્રીની છુટ છે, એટલુંજ નહિ પરંતુ અધિકાર પરત્વે ખાસ સાધન કહેલાં છે. માત્ર બધું રહસ્ય અને તત્ત્વ ‘અધિકાર’ શબ્દમાં

છે. કળિયુગમાં બ્રાહ્મણ તથા ક્ષત્રિયમાંજ અધિકારી જવલ્લે મળે ત્યાં પછી વૈશ્યશૂદ્રનો શો ઇલાજ ? દ્વિજના સંસ્કારજ ન મળે ત્યાં શું થાય ?

કેટલાક વળી એમ આક્ષેપ કરે છે કે આચાર્યના અદ્વૈતથી ભક્તિમાર્ગ શિથિલ થયો, પરંતુ તે પણ એક ભ્રમ છે. તેમના બોધમાં ભક્તિ અને જ્ઞાન બંને છે, ને સાથે વૈરાગ્ય પણ છે. ભક્તિને પ્રધાનપદ આપ્યું છે. પોતે અપૂર્વ શુદ્ધ ભક્ત હતા અને તેથીજ અધિકારી પરત્વે તત્ત્વ અને 'વ્યવહાર' અથવા 'લીલા' એમ બે ભાગ પાડેલા છે. પોતે બન્ને ભાગ પૂરી રીતે ભજવી બતાવેલા છે. તત્ત્વ જાણ્યા છતાં પણ ભક્તિ અંત સુધી મુકી નથી. ભાવમાં અદ્વૈત, ક્રિયામાં નહિ, કેમકે ક્રિયાત્મક તો દેઠ સુધી રહ્યા છે એ વાત એકજ શ્લોકમાંથી સમજાશે.

* सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीन स्त्वम् ।
सामुद्रोहि तरंगः क्व च न समुद्रो हि तारंगः ॥

ઉપાસના તો અધિકાર પરત્વે ખાસ કહેલી છે. ખરૂં જોતાં ભક્તિમાં રસ પ્રધાન છે અને જ્ઞાનમાં અનુભવ પ્રધાન છે. ભક્તિ ભાવનામાં ઢળી પડે છે, ને જ્ઞાન બુદ્ધિમાં ઢળી પડે છે. ભક્ત, અંતરમાં પ્રેમ સ્થાનને જોતો જોતો પોતેજ પોતાપણું ભૂલે છે, અને જ્ઞાની અંતર તથા બહાર સર્વત્ર જોતો જોતો પોતાપણું મિથ્યા–ખોટું સમજી પોતાથી સર્વ અભિન્ન છે એમ અનુભવે છે. ભક્ત, 'ભિન્નતા' થી શરૂ કરીને હૃદયની આસક્તિદ્વારા તદ્રૂપતા માગે છે અને જ્ઞાની 'અભિન્નતા' થી શરૂ કરીને અનુભવદ્વારા સ્વરૂપાનુસંધાન અનુભવે છે. ફળ બંનેનું એકજ છે. ભક્ત વિશ્વને ઇશ્વર-

---

* અભેદ છે છતાં પણ, હે નાથ ! હું તારો છું. (પણ) તું મારો નથી. તરંગ (સમુદ્રનો મોજો) સમુદ્રનો છે, કાંઇ સમુદ્ર તરંગનો નહિ !

મય દેખે છે તેમ જ્ઞાની પણ દેખે છે. વસ્તુસ્થિતિ એક છે. 'અભેદ' ને, ભક્ત 'ન' કારમાં માને, અને જ્ઞાની 'હ' કાર-અસ્તિત્વ-માં માને; પરિણામ એક. પરમહંસ રામકૃષ્ણ આ સંબંધમાં અચ્છી ગમ્મત કરે છે. તેઓ કહે છે કે "ભક્તિ સ્ત્રી જાતિ હોવાથી ઠેઠ અંતઃકરણમાં પ્રવેશ કરે છે, અને જ્ઞાન બહાર દીવાનખાનામાં અટકે છે." વળી જ્ઞાન તથા યોગ નરજાતિ, અને માયા તથા ભક્તિ નારી જાતિ. હવે સ્ત્રીનું જોર સ્ત્રી ઉપર ન ચાલે. વિશેષમાં વળી ભક્તિ ભગવાનને ખાસ પ્રિય હોવાથી માયાનું જોર ભક્તિ ઉપર બીલકુલ ન ચાલે, અને પુરૂષ જ્ઞાન, યોગ, ઉપર ચાલે; વળી એકલી ભક્તિ કે એકલું કર્મ કે એકલું જ્ઞાન અસ્તિત્વ ભોગવી શકેજ નહિ. જેમ ત્રિગુણાત્મક સર્વ સૃષ્ટિ છે તેમ તેમના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ પણ એકજ ગુણના નથી. એક ગુણથી કોઇ પણ દેવ મનુષ્ય કે પ્રાણી અસ્તિત્વ ભોગવી શકે નહિ, ત્રણે રહે, પણ માત્ર પ્રમાણમાં ભેદ રહે. તેવી જ રીતે એક મહાભૂત કોઇ પણ પદાર્થમાં એકલું ન રહી શકે; પાંચેનાં તત્ત્વ, પ્રમાણમાં રહે; તેમ વળી શ્રીમદ્‌ભાગવતના પ્રારંભમાં જે આખ્યાન છે તેમાં ભક્તિને યુવતી અને જ્ઞાન વૈરાગ્યને તેના પુત્રો કહી, વૃદ્ધ બતાવ્યા છે, ને તે માટે ભક્તિ રડે છે એમ બતાવે છે, તે ઉપરથી જ સમજાશે કે ત્રણેને ભેગાં માન્યા વગર ચાલે તેમ નથી. કર્મ જ્ઞાન અને ભક્તિ ત્રણે ભેગાં જ રહે છે, એકનું સ્વતંત્ર અસ્તિત્વ છેજ નહિ, એ અનુભવીયોને સહજ જણાશે. કર્મ ભક્તિ અને જ્ઞાન ભેગાં જ રહી શકે, એકલું એક છુટું રહી શકે જ નહિ. પ્રથમ કર્મ પછી સજ્ઞાન ભક્તિ અથવા સભક્તિ જ્ઞાન. શ્રીકૃષ્ણે ગીતાજીના બીજા અધ્યાયમાં કર્મ દર્વા છતાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ કહ્યાં છે તે જ લક્ષણ બારમા અધ્યાયમાં ભક્તનાં કહેલાં છે, અને તે જ લક્ષણ ૧૩ મા અધ્યાયમાં જ્ઞાનીનાં અને ૧૪ મા અધ્યાયમાં ગુણાતીતનાં કહેલાં છે. મતલબ કે વાસ્તવમાં ભેદ

નથી એમ શાસ્ત્રનો મર્મ સમજાય છે. સારા સારા સંતો પણ તે જ કહે છે. વળી શ્રીમદ્‌ભાગવતમાં કર્મ એ ભક્તિ અને જ્ઞાન માટેનું પગથીઉં કહેલું છે જ્ઞાની તથા ભક્ત અંતિમ કોટિમાં મસ્ત છે. જ્ઞાની તત્ત્વમાં મસ્ત રહીને અપૂર્વ અખંડ અનિર્વચનીય અભેદ લે છે, અને ભક્ત, ભક્તિમાં રહીને તેમ કરે છે. પ્રેમ બન્નેમાં છે. આનંદ પણ બન્નેમાં પૂર્ણ છે; માત્ર અપૂર્ણ જ્ઞાની કહી શકે કે "મારા જેવો આનંદ ભક્તને નથી," તેમ અપૂર્ણ ભક્ત કહેશે કે "મારા જેવો આનંદ જ્ઞાનીને નથી." વાસ્તવમાં તો કોઇ પણ મનુષ્ય પોતાનો આનદ–પાર્થિવ આનંદ પણ–પોતે કહી શકતો નથી તેમ બતાવી શકતો નથી. જ્ઞાની તો સાફ ના પાડે છે કે તે અનિર્વચનીય છે, અને ભક્ત પોતાના આનંદના અનુભવનું બીજાને આસ્વાદન કરાવી શકે છે એમ કહે છે. પરંતુ દહેશત એટલીજ કે પ્રાકૃત ભાષામાં એ દિવ્ય પ્રેમ મુકાયો કે બસ પ્રાકૃતરૂપજ લેવાનો; "અલૌકિક" વાત "લોક"માં કેમ મુકાય ? આટલા શોધખોળના જમાનામાં પણ હજી સુધી આનદ જોખવાનો કે માપવાનો સંચો નીકળ્યો નથી એજ અફસોસ ! આ કારણથી કોનો જાસ્તી ને કોનો કમી એ કોણ નિર્ણય કરી શકે ? બન્ને આનંદ અનંત અને અગાધ હોવાથી, 'જ્ઞાનીના' અથવા 'લીલાના' બ્રહ્મ કે ભગવાનની માફકજ અવર્ણ્ય છે. ઉપનિષદોમાં આત્મદર્શી–બ્રહ્મજ્ઞાનીનો આનંદ બતાવ્યો છે (જેમ કે **बृहद्दारण्यक** ઉપનિષદ્ ૪–૪–૨૬) તેમાં પણ **मुंडक** ઉપનિષદ્‌માં (જુઓ ૩–૧–૪) તો એ પુરૂષ, આત્મા સાથે રમે છે ને તેનો ઉપભોગ લે છે વિગેરે છે. ઉપનિષદ્ કહી શકે પરંતુ તે અનુભવનાર પુરૂષ કેમ કહી શકે ?

વાસ્તવમાં ખરો આનંદ–પ્રેમ–જ્ઞાની અગર ભક્ત કોઇથી કહી કે બતાવી શકાતો નથી. શંકરમાં બંને સમાન દેખાય છે; માત્ર એક, જ્ઞાન–એટલે કે અપરોક્ષ જ્ઞાન, ને તેજ સાક્ષાત્કાર પછી તે બ્રહ્મનો

કે ભગવાનનો—ઉપર વિશેષ દેખાય છે. પછીના આચાર્યોએ ભક્તિને ખાસ પ્રધાનપદ આપ્યું; પરંતુ તેમાં પણ શ્રી રામાનુજાચાર્યે તો જ્ઞાનને પણ ઘણું મહત્વ આપ્યું. વાસ્તવમાં બંને એક જ છે. ભિન્ન નથી છતાં પણ અપૂર્ણ મનુષ્ય આગ્રહ કરે ત્યાં શો ઇલાજ? જ્ઞાની તત્ત્વજ્ઞ છે, અને ભક્ત રસઅલંકારમય કવિ છે. પોતપોતાની વૃત્તિઅનુસાર બંને ઉડે છે, તેમાંથી કોઇની ચેષ્ટા કરવા જેવું નથી. પૂર્ણ દશાને પામેલાને ક્ષોભ હોય જ નહિ. અર્ધદગ્ધ માટે તો શો ઉપાય? વિષયવાસના છુટવાનું તથા દેહાધ્યાસ ભૂલવાનું બંનેમાં છે; ને તે પછી જેને જે માર્ગે જવુ હોય તે ભલે જાય, ને તેજ માર્ગ તેને માટે શ્રેષ્ઠ; માત્ર બીજાનો તુચ્છકાર ન થાય એટલે બસ.

અદ્વૈત માટેનો અધિકાર હોય તો ભલે જડભરત, ગુરૂદત્ત, ઋષભદેવ માફક કર્મ ઉપાસના કર્યા સિવાય જ જન્મથી અધિકાર લાવે, બાકી તો વર્ણાશ્રમના ધર્મના પાલન સિવાય અદ્વૈતનો અધિકાર કેમ આવી શકે? આ તત્ત્વ સમજાવવા જતાં ભક્તો કર્મ તથા સંસ્કારની અપેક્ષા સિવાય ઇચ્છિત પદ પામે છે, એમ મનાય છે. વાસ્તવમાં તો જે સિદ્ધાંતમાટે જે માર્ગ બતાવ્યા છે તે સિવાય કેમ ચાલે? જે ક્ષત્રિય વૈશ્ય દ્વિજના સંસ્કાર પામેલા નથી તે પામે તો પછી બધો યોગ્ય અધિકાર મળે! હાલના ભૌતિક શાસ્ત્રના જમાનામાં પાશ્ચાત્ય અનુકરણવાળા પંડિતોને તો આવી ચર્ચા પીડાકારક લાગે અને તેથી બધું ખરાબ કહે અને તેથી કરીને સસ્કાર સિવાય ફક્ત સ્પર્શથી સંતોષકારક નિર્ણય લાવે એ કેમ બને? સંસ્કારની જ જરૂર છે. આ જમાનામાં તો હરેક પ્રકારે ચારિત્ર શુદ્ધ રહે પછી તે સંસારી હો કે સાધુ હો પણ તે જ સચો ધર્મી તથા સંત, પ્રેમી, જ્ઞાની, ભક્ત, કર્મી—જે નામ આપવું હોય તે ભલે આપો. ચારિત્ર શુદ્ધિ રહે તે જ માર્ગ શ્રેષ્ઠ, બીજા

ચમત્કારના બદલે આટલો ચમત્કાર બસ છે. એ જ મોટો ચમત્કાર ! ગમે તેવા કારણથી પણ સામ્ય ન ડગે, તેમ સાર્વભૌમ પ્રેમ તથા આનંદને ક્ષોભ ન થાય તે જ પૂર્ણ જ્ઞાની અથવા પૂર્ણ ભક્ત. જેમનાં દર્શન કરવાથી કોઇ પણ મનુષ્યને પ્રેમ ને આનંદ થાય તે જ પૂર્ણ.

વાસ્તવમાં બંને જીવન્મુક્ત અથવા વિદેહમુક્ત હોવાથી એક જ છે. જ્ઞાનીને 'પછી' માટે વિચાર નથી, તો ફીકર તો ક્યાંથી જ હોય? જડભરતનો દેહ છુટયા પછી એ જીવાત્મા ક્યાં ગયો તેનો પત્તો છે? ભક્તને દેહ છુટયા પછી પણ ઇષ્ટની સેવામાં સતત રહેવાની લાલસા-ભાવના છે, અને પ્રેમી ભક્તને ભગવાનની નિત્યલીલાના આસ્વાદનની લાલસા છે. દેહ છુટયા પછી ભાવના પ્રમાણે વસ્તુ પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્ર કહે છે. પાવતી તો કોઇની આવતી નથી, પરંતુ શાસ્ત્ર તો પાવતીઓ પણ બતાવે છે, ને તે ધોરણે અનેક પ્રકારનાં દૃષ્ટાંતો શાસ્ત્રોમાં બતાવ્યાં છે. આ બંને કોટિના જીવ આ પ્રમાણે અપૂર્ણ હોય તો રાગ દ્વેષ કરવાથી 'બદ્ધ', અને પૂર્ણ હોય તો મુક્ત. અન્યસંપ્રદાયને દેખીને ઘૃણા કરે તે જ્ઞાની નહિ તેમ ભક્ત પણ નહિ. ગમે તેને જોઇને પણ પ્રેમજ ઉગે, તેમ તેને દેખીને બીજા સર્વને પ્રેમ ઉગે તે જ પૂર્ણ-પછી તે ભક્ત હો કે જ્ઞાની હો-ને તે જ ભક્ત-આજ શંકરનું અદ્વૈત !

જ્ઞાન આત્માનુરૂપ છે, અને પ્રેમ-ભક્તિ-તેની સુગંધ છે; જ્ઞાન સ્પર્શનો પ્રકાશ છે, ને પ્રેમ તેની સોપાન છે; જ્ઞાન માર્ગ દેખાડનર છે, અને પ્રેમ માર્ગ છે; જ્ઞાન અન્ન છે ને પ્રેમ રસ છે; જ્ઞાન પલ્લવ છે, અને પ્રેમ તે પુષ્પ છે; જ્ઞાન-બ્રહ્મ-અભેદ નગર છે, અને પ્રેમ તેનો દરવાજો છે. હૃદય બિંદુમાં પ્રેમ સિંધુ દેખાશે. આ

ધોરણે બન્નેનું ઐક્ય તે જ શાંકરસિદ્ધાંત ! આમ અનેક પ્રકારે પંડિતો સમજાવે છે. 'ભક્તિ' ઉપાસનારૂપે ઉપનિષદોમાં સમાય છે પરંતુ 'ભક્તિ' શબ્દ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં માત્ર દેખાય છે. ગુરૂ તથા ઇશ્વર ઉપર 'શ્રદ્ધા'ના અર્થમાં દેખાય છે. માત્ર ગીતાએ સ્પષ્ટ સ્વરૂપ આપ્યું.

શંકરના વેદાંતમાં આ બંનેનું મિશ્રણ છે. એક રીતે જોતાં તો બંને શબ્દો પર્યાયવાચક જેવા છે. જાણ્યા—જ્ઞાન—વિના ભક્તિ-થાય નહિ, અને ભક્તિ—પ્રેમ—વિના જ્ઞાન થાય નહિ, એટલે જણાય નહિ, પાઘડીમાં માથું ને માથામાં પાઘડી ! પગમાં જોડોને જોડામાં પગ ! એ ન્યાય છે. તમામ ધર્મોની રચના આ બે ભાવના ઉપર છે. બંનેના મિશ્રણના 'પ્રમાણ' ઉપર તેનો આધાર રહે છે. આ કારણથી વિશાળ દૃષ્ટિથી જોઇને આચાર્યે કોઇ અમુક દેવ, પંથ અથવા ગુરૂ માટે આગ્રહ કર્યોજ નથી: જેને જે ઇષ્ટ હોય તેને ભજવા સ્વતંત્રતા રાખી છે. નાસ્તિક કહેવાતા બુદ્ધ ભગવાન પણ ધ્યાનમાર્ગી એટલે જ્ઞાનમાર્ગી તેમ એક રીતે ભક્ત કહેવાય, તો પછી આચાર્ય-શ્રી તો શરૂથી તે અંત સુધી ભક્ત હતા. ક્રાઇસ્ટ અને પયગમ્બરો તમામ ભક્ત હતા. મતમાં તો થોડો ઘણો ફેરફાર હોયજ. હાલ જોવામાં આવે છે કે કાંઇ પણ મનસ્વી વર્તન કોઇ આકળા સુધારાવાળાને કરવું હોય તો વેદાંતનું શસ્ત્ર તૈયારજ છે. મારી મચરડીને એક ભાગ લઇને મનસ્વી અર્થો કરવા અને બાકીનો ભાગ છોડી દેવો એ પદ્ધતિ ચાલી રહી છે 'ચોરી કરવી, એ મહા પાપ છે' એ વાક્યમાંથી 'ચોરી કરવી' એટલા શબ્દો પકડીને 'એ મહા પાપ છે' એટલા શબ્દો છોડી દેવા, અથવા તે ન માનવા, અથવા મનસ્વી અર્થો કરવા એ પ્રમાણે ધોરણ ચાલ્યું છે. પરંતુ સત્ય તો ક્યારે સાંપડે કે જ્યારે સમગ્રપણે નિષ્પક્ષપાતપણે શુદ્ધ બુદ્ધિથી ભાવાર્થ ગ્રહણ કરવામાં

આવે તોજ. આ સુધારકોમાંથી કેટલાક માટે અંગ્રેજીમાં કહેવત છે કે The Devil quoting scriptures for himself ( ધર્મ પુસ્તકને સેતાન પોતે પોતાના માટે આધાર લે ) તે લાગુ પડી શકે છે. બેશક ઉપયોગી ભાગ શાસ્ત્રમાંથી ગ્રહણ કરવા શાસ્ત્રજ કહે છે; એટલે કે સાર તો સમગ્રપણે જ શુદ્ધબુદ્ધિ તથા યુકિતથી લેવો જોઇએ. કોઇ મહાત્માના ભાષણમાંથી ચાર શબ્દો છુટા પાડીને તેનો બોધ કરવામાં આવે તો પરિણામ શું આવે તે કોનાથી અજાણ્યું છે? વળી આવા વેદાન્તીઓ ઘેરઘેર પાકશે તો સૃષ્ટિનું બંધારણ ( Society ) ટકશે કેમ ? અદ્વૈત બ્રહ્મ-વાદીને તો સઘળું સમાન છે તે ધોરણ વ્યવહારમાં સ્વીકારી શકાશે ? અધ્યાત્મિક અદ્વૈત ભાવ બાજુ રાખતાં પણ મહાત્મા ગાંધીજી જેવાનો વ્યાવહારિક અદ્વૈત ભાવ કેટલા સ્વીકારી શકશે ? આથી આગળ વધીને વધારે સ્પષ્ટ કહેવામાં માલ નથી. માટે જેને વેદાંતી કહેવરાવવાનો દાવો કરવો હોય તેણે અધિકાર શબ્દ ખુબ ધ્યાનમાં રાખવા જેવો છે. આચાર્યશ્રીજ, કહે છે કે- **कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव ॥** આથી વધારે શું કહી શકાશે ? અધિકાર વગરનો એટલે સમજ વગરનો વેદાંત શબ્દ પોપટ પોતાને ' પોપટ ' કહીને બોલે છે તેવો છે. પોતે પોપટ છે છતાં પોતાનો શબ્દ બોલે છે; કારણ કે પોતે બોલે છે તે શું બોલે છે તેનું ભાન નથી; મતલબ કે તેનો કાંઇ અર્થ નથી. ' પાણી પાણી ' બોલવાથી કાંઇ સાચું પાણી મળે ? તેમ તૃષા પણ છીપે ? અનુભવેલું પાણી મળે તોજ કાર્ય સિદ્ધ થાય. સ્વપ્નની તૃષા, સ્વપ્નના પાણીથીજ છીપે, સાચા પાણીથી નહિ. તેવી રીતે સ્વપ્નના પાણીને ઠેકાણે સાચું પાણી આપો તો પથારી પલળ્યા સિવાય બીજુ કાંઇ પરિણામ આવે ? તેમજ સ્વપ્નની આગ પણ સ્વપ્નના પાણીથી હોલવાય. સાચું પાણી આપવામાં આવે

તો ઉપર મુજબ થાય. સ્વપ્નની આગ અથવા તૃષા, ખરી રીતે તો જાગ્રત થવાથીજ મટે, તેવી રીતે સ્વપ્ન સમાન આ જગતના જાગ્રતની અજ્ઞાનની આગ અથવા તૃષા જ્ઞાનથી જાગ્રત થવાથીજ મટે.

આ જ્ઞાન તે જ બ્રહ્મજ્ઞાન, અને તે જ માયા-જગતનું મિથ્યાપણું સમજવાનું છે. વારંવાર કહેવાની જરૂર પડે છે કે "મિથ્યા" તે આકાશ પુષ્પ અથવા વંધ્યાપુત્ર જેવું નહિ, પરંતુ તંતુના પટ, મૃત્તિકાના ઘટ, સુવર્ણના અલંકાર, જળના પરપોટા વિગેરે જેવું મિથ્યા, એટલે કે વાસ્તવરૂપે નહિ; જેવી રીતે સોની કિંમત આંકવામાં મિથ્યા ઘાટ નહિ જુએ પણ વાસ્તવ સુવર્ણ જ જોશે, તેમ જ્ઞાની જગત્ જોવાનો. દાગીનો બ્રાહ્મણનો કે શૂદ્રનો તે નહિ જોવાનો, તેમ જ ખોટા દાગીનાનો ઘાટ ગમે તેવો સુંદર હશે તોપણ તે નહિ સઘરે; તેમ જ જ્ઞાનીનું સમજવું.

શાસ્ત્રના અર્થ હમેશ ગંભીરપણે તથા વિશાળ દૃષ્ટિથી, તેમ જ નિઃસ્વાર્થ, નિર્દોષ તથા નિષ્પક્ષપાત વૃત્તિથી કરવાના છે. શાસ્ત્ર જ કહે છે કે युक्तियुक्तमुपादेयम् । અને યુક્તમાં જ બુદ્ધિ-સદ્‌બુદ્ધિ-નો ઉપયોગ કરવાનો છે.

હવે જુઓ કે શંકરનો મૂળ "વિવર્તવાદ" છે. વળી તેને 'માયા વાદ' પણ કહે છે, એટલે કે અતાત્ત્વિકઅન્યથાભાવ. આ મત પ્રમાણે કારણજ કાર્ય રૂપે ભાસે છે તેથી કારણજ સત્ય છે, કાર્ય નહિ. રજ્જુ અને શુક્તિનું સત્ય જ્ઞાન થયેથી સર્પ અને રૂપાનું મિથ્યા જ્ઞાન નિવૃત્ત થાય છે તે "વિવર્તવાદ". પૂર્વ રૂપ ત્યાગ કરીને, પોતાનું (બ્રહ્મનું) રૂપાન્તર જે જગત્ત એ રૂપાંતર પોતે જ 'વિવર્ત'. આ વિવર્તવાદને 'સત્કાર્યવાદ' પણ કહે છે. સાંખ્ય પણ સત્કાર્યવાદી 'પરંતુ' પાછા 'પરિણામવાદી'; રામાનુજ તથા વલ્લભી ધર્મોમાં પણ 'પરિણામ' વાદ છે. 'પરિણામ'માં કારણ તથા કાર્ય બન્ને અભિન્ન સત્ય છે, જેમ કે દુધ, દહિ; ઘી, તે 'વિવર્ત'માં !

'આભાસ' છે, અને 'પરિણામ'માં વાસ્તવમાં તે જ કારણ રૂપાંતરે છે. નૈયાયિક અને માધ્વમત અસત્કાર્યવાદી છે એટલે કે 'આરંભવાદી' છે. ઉત્પત્તિની પૂર્વે કાર્ય જગત્ ન હતું, પણ પાછળથી કારણની સામગ્રિથી થયું છે અને તે જ કારણ–બ્રહ્મથી કાર્ય જગત્–ભિન્ન છે એમ કહે છે.

આ બધાનો મર્મ બુદ્ધિમાન જ્ઞાની સ્પષ્ટ જોઇ શકે કે બ્રહ્મજ મૂળ છે, એમ બધા કબુલ કરે છે, માત્ર દૃષ્ટિઓ ભિન્ન ભિન્ન છે.

પૂર્વમીમાંસાનો 'કર્મ'વાદ તથા બૌદ્ધોનો "ત્યાગવૈરાગ્યવાદ" એ બન્નેની વચલો માર્ગ તો શંકરના પહેલાં નીકળ્યો હતો તે અરસામાં બ્રહ્મસૂત્રો રચાયાં હશે; તેમાં જ્ઞાનમિશ્રા ઉપાસના છે; તેમાં નિર્ગુણ તથા સગુણ બ્રહ્મ બંનેનો સ્વીકાર છે. ઉપનિષદમાં પણ તેમજ છે. તાંત્રિકો તો કહે છે કે સગુણ તથા નિર્ગુણ બંને સ્વરૂપ જાણવાં જોઇએ; એક જાણ્યાથી જ્ઞાન અપૂર્ણ છે, પૂર્ણ નહિ; વળી જગત્ કારણ પરમેશ્વર કેવળ નિર્વિશેષ નહિ પણ સવિશેષ પણ છે એમ શંકરના પહેલાંના વૃત્તિકાર ઉપવર્ષ, ભર્તૃપ્રપંચ, દ્રાવિડાચાર્ય આદિએ પણ સ્વીકારેલું છે. શંકરે માત્ર ઉપનિષદ્ મુખ્યપણે સ્વીકાર્યાં દેખાય છે.

શંકરવાદમાં અમુક ઉપાસ્ય ઇષ્ટ માટે ખાસ ઉલ્લેખ નથી ત્યાં આગ્રહ તો ક્યાંથી હોય? પણ ત્યારપછીના સંપ્રદાયોમાં દેખાય છે. પરંતુ જે ઇષ્ટ–પછી શિવ, વિષ્ણુ, શક્તિ. કૃષ્ણ, રામ, ગણપતિ એમ ગમે તે હોય પણ–પરબ્રહ્મ કોટમાં ઉપાસ્ય જોઇએ અને તેટલાજ ખાતર તેનાં પરવિષ્ણુ, પરશિવ, પરાશક્તિ, એવાં નામ આપેલાં છે. મૂળતત્ત્વ બ્રહ્મની પરતા અને અપરતા એટલે કે કારણરૂપતા અને કાર્યરૂપતા ઉપર અવલંબે છે, નહિ કે તેની નિર્ગુણતા અથવા સગુણતા, અથવા નિર્વિશેષતા અથવા સવિશેષતા ઉપર; વાસ્તવમાં કારણ અને કાર્ય

ઉપર આધાર છે. હવે કારણ બ્રહ્મ નિર્ગુણ પણ છે અને સગુણ પણ છે, પરંતુ જગત્ કારણતામાં બ્રહ્મનું તટસ્થ તથા સ્વરૂપ લક્ષણ જોવાનો પ્રયાસ શંકર પછીનો છે; તેમાં પણ કેવળ ભેદવાદ માધ્વમત શંકરના પહેલાં દેખાતો નથી, બાકી પ્રસ્થાનત્રયીમાં તો શું નથી ?

શંકર મત પ્રમાણે સત્યની બે ભૂમિકાઓ છે, વ્યાવહારિક અને પારમાર્થિક. વ્યાવહારિક પોતાની મર્યાદામાં સત્ય છે. તે સત્તાના પદાર્થો અને વ્યવસ્થાઓ પ્રાતિભાસિક સત્તાના રૂપમાં, રૂપાના–આભાસ-વાળા પદાર્થોનો બોધ કરી શકે છે, અને તે અન્વયે અનુભવ તથા શાસ્ત્રો વિગરે બધું સત્ય છે, અને વ્યાવહારિક સત્તાના વિષય છે, અને 'પરમાર્થ' સત્યના ઉદયને પ્રકટાવનારૂં છે, પણ એ બધાનું તાત્પર્ય સૃષ્ટિના તથા ભેદવાદની સ્થાપનામાં નથી, પરંતુ તે અવિદ્યા હોઈને પરમાર્થ તત્ત્વને સ્થાપનાર છે; અને અંતે **अहंब्रह्मास्मि**ની વિદ્યા અથવા સાક્ષાત્કારના અનુભવમાં સમાએલું છે. જીવાત્મા નિર્વિશેષ બ્રહ્મરૂપ છે એજ પ્રસ્થાનત્રયીનુ પારમાર્થિક પરમતત્ત્વ છે, તથા પરમતાત્પર્ય છે; અને સવિશેષ બ્રહ્મવાદમાં વ્યાવહારિક અવાંતર તાત્પર્ય છે. **अहंब्रह्म** એટલે "હુંજ ભગવાન" એમ નહિ, પરંતુ "ભગવાન સર્વત્ર છે, તેમ મારામાં પણ છે", અને હું તેમાં છુ એમ સમજવાનુ છે. ઉપનિષદ્ શું કહે છે ?

**न त्वं नचान्यंवा सर्वं ब्रह्मैव केवलम् ।**
**न तदस्ति न यत्राहं न तदस्ति न तन्मदम् ॥**

અવિદ્યા–માયાનો બાધ પ્રસંગથી માયામાં ગુંચાએલ અદ્વૈત પ્રકાશે છે. આ પ્રમાણે આ કેવળ–અદ્વૈતમત વિદ્વાનોના સમજવા પ્રમાણે છે.

શંકરના કહેવાતા 'માયાવાદ' ઉપરજ તેમના આચાર્ય શ્રી ગૌડપાદનો ઝોક છે, તેઓએ પણ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય કર્યું છે, પણ તે ઉપલબ્ધ નથી. ગૌડપાદ ઉપર બૌદ્ધોના મતની ઉંડી છાયા હતી એમ કોઇ કહે છે. શંકરે તેને બ્રહ્મનું અધિષ્ઠાનપદ આપીને પ્રસ્થાનત્રયીના 'આધારથી' નિર્વિશેષબ્રહ્મવાદનું સ્થાપન કર્યું છે, અને પ્રાચીન સવિશેષ ઉપાસ્ય બ્રહ્મવાદનું, માયાશબલબ્રહ્મ તથા 'અપરબ્રહ્મવડે રક્ષણ કર્યું છે. અનિર્વચનીય' માયાના સ્વીકારથી જીવ–બ્રહ્મ, જડ-ચેતનના લૌકિક અને શાસ્ત્રીય ભેદની વ્યવસ્થા પણ સમજાય છે. જેવી રીતે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં કેન્ટે વિવેચક ફીલસુફીનો જન્મ આપ્યો તેમ શંકરે બધું સાહિત્ય સમજાવીને. અખિલવિશ્વમાત્ર વસ્તુતઃ નહિ પણ પ્રતીતિમાં સત્ય હોઇને તેનો આધાર બ્રહ્મ પરમસત્ય છે એ તત્ત્વનો સ્પષ્ટ બોધ આપ્યો એમ વિદ્વાનો કહે છે. મતલબ કે કેવળ ખોટું છે એમ નહિ, પછી છુટક વાક્યો પકડીને ખંડન અનેક થયાં છે, પરંતુ શાંકરભાષ્ય પ્રથમ છતાં તેની ભાષાની સરળતા વિવેકમર્યાદા, ભવ્યતા, ઉદારતા અને યુદ્ધના પ્રવેશમાં અપૂર્વ વિહાર અને સાથે પ્રસ્થાનત્રયી ઉપરની અથાગ શ્રદ્ધા વિગેરે ચમત્કારિક ગુણોથી આખો ભારતવર્ષ અંજાઇ ગયો છે, એટલું જ નહિ પણ પાશ્ચાત્યો તો બીલકુલ મોહિત થઇ ગયા છે. શિવ, વિષ્ણુનો સંબંધ શાસ્ત્રોમાં કહેલો છે, ને ખાસ શ્રીમદ્ભાગવતમાં પણ ઘણીવાર સ્પષ્ટ છે તે સબંધ શંકરે પૂર્ણ સાચવ્યો છે. મધુસૂદન, સરસ્વતી તથા અપ્પય્યદીક્ષિત જેવા વિષ્ણુના તથા શિવના ઉપાસકોએ પણ શાંકરમતનો સ્વીકાર કરેલો દેખાય છે. અને આ વેદાન્તનું સાહિત્ય તથા તત્ત્વ, હૃદયસ્પર્શી ભક્તિના કરતાં ઘણું કઠણ છતાં પણ જ્ઞાનેશ્વર, અખો, કબીર, સમર્થ રામદાસ, વિગેરે ભક્તોએ અનેક પ્રકારે વિસ્તાર્યું.

આ શંકરના અદ્વૈતવાદમાં પાછા અનેક ભિન્નભિન્ન વાદો, જેવા કે, દૃષ્ટિસૃષ્ટિવાદ, સૃષ્ટિદૃષ્ટિવાદ, બિંબપ્રતિબિંબવાદ, પ્રૌઢિવાદ, આભાસવાદ, શક્તિવાદ,અધ્યાસ-અવચ્છેદવાદ, ભેદાભેદવાદ, અજાતવાદ આદિ છે. આ વાદોના ભેદો-બારીક ભેદો-બતાવવાની જરૂર નથી. ચુસ્ત અદ્વૈત, અજાતવાદ સ્વીકારે છે. આપણા અદ્વૈતમાં આ બધા વાદોની છાયા છે; મૂળમાં એક હોવાથી પ્રસગે પ્રસંગે જુદાં રૂપો દેખી શકાશે. અદ્વૈત તે કેટલાકના મને 'અભેદ'-એક, અને કેટલાના મતે અદ્વૈત-દ્વૈત નહિ તે-એટલે કે 'અભિન્ન'; એકથી બીજું જુદું પડે નહિ તેવું. જડ વગર દૃશ્ય થાય નહિ, અને ચેતન વગર જડનું અસ્તિત્વ ન હોઇ શકે. આ પ્રમાણે અદ્વૈત 'બિંબપ્રતિબિંબવાદ' મોટા ભાગને સ્વીકાર્યું છે, શકરમત મુજબ ઉપનિષદો કહે છે કે પરમેશ્વરે આ જગત્ પેદા કર્યું તે પછી તેમાં પેઠા", તથા "જીવ અનુભવ કરે છે કે હું બ્રહ્મ છું" વિગેરે વાક્યોનો સમન્વય જીવનો બ્રહ્મ સાથેનો સંબંધ દર્શાવનારો છે. તે સબંધને આવરણ કરનાર 'માયા' છે. સૃષ્ટિનું વર્ણન શ્રુતિમાં છે તે કાંઇ તે સાબીત કરવાનો હેતુ વેદનો નથી, તેમ તે પરમ તાત્પર્ય પણ નથી, પરંતુ કાર્ય કારણના બંધનમાં ગુંચવાયેલી બુદ્ધિને સમજાવવા માટે છે કે જગત્ કાર્ય તે બ્રહ્મ કારણથી અભિન્ન છે; સગુણ બ્રહ્મની ઉપાસનાથી જીવાત્મા ધીમે ધીમે બ્રહ્મમયતાના અનુભવને માર્ગે જવા મથે છે. આ પ્રમાણે યોજના તટસ્થ જેવી વિદ્વાનો કરે છે.

ઉપર કહ્યું તેમ પાશ્ચાત્યો ઉપર શંકરમતની અજબ અસર થઇ છે. તેમને જાણે કે એકદમ ઇશ્વરનું રહસ્ય મળી ગયું હોય ને! શોપનહોર, પ્રોફેસર ડચુસન, મેક્સમ્યુલર આદિ ઘણા અંજાયા છે એટલુંજ નહિ પણ શાહજહાં બાદશાહના દિકરા દારાશિકોહના જાણવામાં આવ્યું કે આ વિશાળ ભાવનાનું મૂળ ઉપનિષદ્ છે તે

ઉપરથી વિદ્વાનોને બોલાવીને તેનું ભાષાન્તર ફારસીમાં ૧૬૫૬–૫૭ માં પંડિતો પાસે કરાવ્યું. તે પાછું 'ઝંદ અવેસ્તા' ના શોધક એન્કવેટીલ ડ્યુપેરોને શુજાઉદ્દૌલાના ફ્રેંચ રેસીડંટ લાજેન્ટી-લને આપ્યું. લેટીન તથા ફ્રેંચમાં અનુવાદ ૧૮૦૧–૨ તથા ૧૮૩૨માં અનુક્રમે થયા. તે જ ૧૮૩૨ માં રામમોહનરાયે ईश, केन, कठ તથા मंडुक्यના અનુવાદ કર્યા, અને ૧૮૮૨ માં લેટીન ઉપરથી જર્મનીમા અનુવાદ થયો. ઇંગ્રેજીમાં ૧૮૫૩ માં રૂઅર-Röer પ્રથમનો અનુવાદક હતો; તેણે દસ ઉપનિષદ્‌ના અનુવાદ કર્યા. મેક્સમ્યુલરે ૧૮૭૯–૮૪ માં બધા અનુવાદ કર્યા. જર્મનીમાં તો આ વાદનો અભ્યાસ ખૂબ થયો ને ત્યાંથી પછી આખા યુરોપ તથા અમેરિકામાં પ્રવેશ કર્યો. આર્યબંધુ સ્વામી વિવેકાનંદ જેવાઓએ પણ બહુ પ્રકાશ પાડયો. હાલ લગભગ દરેક સુધરેલી ભાષ.માં અનુવાદ થયા છે.

સત્ય વસ્તુ છુપી રહેતી જ નથી. ગમે તે દેશમાં પ્રકટ થાય છે જ. કુદરતનો અજબ ખેલ છે કે સોએક વર્ષ ઉપર 'કેન્ટર-બરીના આર્કબીશપ' સેઇન્ટ એન્સેલ્મ (St. Anselm) મહાન તત્ત્વવેત્તા હોવાથી બધાએ કહ્યું કે "તમે 'રોમ' જઇ પોપ પાસે રહીને બાઇબલ ઉપર ભાષ્ય લખો." આ પ્રમાણે તે ગયો, અને મહાન તત્ત્વજ્ઞ હોવાથી અથાગ મનનના અંતે જે નિર્ણય ઉપર આવ્યો તે કેવળ શંકરના અદ્વૈત બ્રહ્મ જેવું જ બન્યું. પેહેલા જ પ્રકરણના ભાષ્યમાં આ પ્રમાણે સંપ્રદાય વિરૂદ્ધ દેખાવાથી એ સત્ય દાબી દીધું, અને તેને ગાંડો ઠરાવી, પોપે સજા કરી. જેટલો ભાગ લખાયો છે તે હજી ઉપલબ્ધ છે. આ પ્રમણે હકીકત સંભળાય છે. બાકીનો ભાગ ન લખાયો એ પાશ્ચાત્યોનાં જ દુર્દૈવ! સત્ય વસ્તુ સૃષ્ટિમાં એક જ હોઇ શકે એજ રહસ્ય.

આચાર્યના મંતવ્ય પ્રમાણે એક ચૈતન્ય પદાર્થજ પરમ સત્ય વસ્તુ છે. જ્યારે તે સ્વસ્વરૂપે પ્રકાશે ત્યારે તે પરમાત્મા પરબ્રહ્મ, જ્યારે પ્રસંગે ઢંકણુ તથા પ્રસંગે ખુલ્લા ભાસે ત્યારે જીવાત્મા અને જ્યારે સર્વાંશે ઢંકેલા જડરૂપે ભાસે ત્યારે તે જગત્ એ પ્રમાણે છે. જે નિમિત્તને લીધે પરમાર્થ વસ્તુના આ ત્રણ ભાવો દેખાય છે તે 'અવિદ્યા'. હવે આ 'અવિદ્યા' કેમ આ પ્રમાણે કરી શકે છે તે પ્રશ્ન નિરર્થક કહે છે. સૃષ્ટિ–જીવ–જેવાં દેખાય તેવાં ગ્રાહ્ય કરવાનાં છે. ડુબેલો માણસ બુમ મારે તેને પૂછવું કે શી રીતે ડુબ્યો? ક્યાં ડુબ્યો? વિગેરે પ્રશ્નો જેવો નિરર્થક છે. વસ્તુ છે તે છેજ. આંતર જ્ઞાનદૃષ્ટિ ખોલવી એજ પુરૂષાર્થ છે. વેદાન્તના સિદ્ધાન્તના અન્વયે પ્રપંચ માત્ર અનાદિ છે, તે સાથે એક બ્રહ્મ સિવાય તે સાન્ત પણ કહ્યા છે. છ વસ્તુઓ સ્વરૂપથી અનાદિ કહી છે. ૧-બ્રહ્મ. ૨–ઇશ્વર. ૩ જીવ. ૪ અવિદ્યા. ૫ અવિદ્યાનો ચૈતન્ય સાથેનો સંબંધ, અને ૬ અનાદિ વસ્તુનો ભેદ. અહંકાર આદિ બધી ચીજો સ્વરૂપે નહિ પણ 'પ્રવાહ' થી અનાદિ છે. દરેક વસ્તુનો પ્રવાહ અનાદિ કાળથી ચાલ્યો આવે છે.

આ પ્રમાણે શાસ્ત્રનો હિંમતથી નિડરપણે મર્મ સમજાવીને શંકરે પાખંડી મતોનું નિરસન કરી, શુદ્ધ વૈદિક મત સ્થાપિત કરી ધર્મનો ઉદ્ધાર કરી ધર્મની સ્થાપના કરી; તેને પછી દિગ્વિજય કહેવામાં આવે તો શો વાંધો? શંકર ન પ્રકટયા હોત તો વર્ણ આશ્રમ તો શું પણ હિંદુ નામ રહ્યું ન હોત. આર્ય ધર્મની રચનાજ નવેસર કરી. સોળ સંસ્કાર વગરના વટલેલા દ્વિજોને પાછા દ્વિજ કર્યા, એમ અનેક કાર્યો કર્યાં છે, હાલ પાશ્ચાત્ય સંસર્ગથી ધર્મની જે અધોગતિ થઇ છે અને વર્ણાશ્રમ છિન્નભિન્ન થઇ ગયો છે તે કરતાં પણ શંકરના સમયમાં સ્થિતિ ખરાબ હતી. માત્ર ભેદ એટલો છે કે પેલામાં કોઇ રાજસત્તાથી બળાત્કાર જેવું હતું, અને હાલમાં તો

હાલચો એવી છે કે ખુશીથી માણસ ભ્રષ્ટ થઇ શકે. ગમે તેવું ભગ-કશે તો પણ આર્યાવર્તમાંથી બીજતો નહિ જાય. "આપણું એટલું ખરાબ" બતાવવામાં પાશ્ચાત્યો તરફથી જે પ્રવૃત્તિ થઇ છે તે જ પાશ્ચાત્યો વટલીને આપણને વટલાવશે ત્યારે ઠેકાણે આવશે.

શ્રી શંકરાચાર્યે જગપ્રસિદ્ધ દિગ્વિજય કર્યો તે વખતે જીવથી ઇશ્વરને ભિન્ન માનીને, ઐક્ય કિંવા અદ્વૈત સિદ્ધાંત વિરૂદ્ધ દ્વૈતવાદી–ભેદવાદી, વેદનો આધાર માનીને ચાલતા ભાગવત ( આ ધર્મમાં શૈવ તથા વૈષ્ણવ એમ બંનેનો સમાવેશ થાય છે, પરંતુ હાલ પ્રચારમાં આ શબ્દ વૈષ્ણવ ધર્મને વિશેષ લાગુ પડે છે, ) મોરેશ્વર, શૈવ, વૈષ્ણવ, ( પાંચરાત્ર ), પાશુપત, શાક્ત, સૌર, ગાણુપત્ય તથા અન્ય દેવતાઓને ઇશ્વરરૂપે માનનારા અનેક પંથો તથા મતો જેવા કે ભૈરવના ઉપાસક, કાપાલિક, કર્મ માર્ગી, ઇત્યાદિ વૈદિક નામથી દુરૂપયોગ કરનાર અનેક ધર્મોવાળાને તેમજ સાંખ્ય, ન્યાય, વૈશેષિક, મીમાંસક, યોગમાર્ગી તેમજ દેહ, ઇન્દ્રિય, મન, પ્રાણ, વિગેરેને આત્મા માનનારા આર્યોને સમગ્રપણે ઠેકાણે આણ્યા છે. એક જ ઔષધ બધા માટે લગભગ લાગુ પાડયું. "બ્રહ્મ એક જ સત્ય છે, આ બધું દેખાય છે તે બ્રહ્મ છે," એ સિદ્ધાંત ઉપર જ બધો આધાર છે. ફક્ત એક બ્રહ્મ તથા તેની શક્તિ ઉપર ભાર છે વિકાર તથા દ્વૈત ભાવની બીક શંકરને ઘણી જ હતી એમ દેખાય છે. એક જ દીપક ચોતરફ પ્રકાશે છે; તેના પ્રકાશથી બ્રાહ્મણ વેદ વાંચે, ઇસ્લામી કુરાન વાંચે, ચોર ચોરી કરે, દુર્જન બનાવટી દસ્તાવેજ કરે એ પ્રમાણે અનેક વ્યક્તિઓ અનેક ઉપયોગ કરે તેમાં દીપકને અગર તેના પાત્રને શી નિસબત ? એક જ સૂર્ય આખા બ્રહ્માંડમાં તપે છે; ગમે તે સ્થળમાં સરખો પ્રકાશે છે, સ્વચ્છ અસ્વચ્છ કાંઇ ભેદ ગણતો નથી, પછી તેને ગમે તેવી ઉપાધિ લાગે તેથી તેને શું નિસબત છે ? નદી અગર સમુદ્રનું જળ ગમે તેવી ઉપાધિઓમાંથી નિર્લેપપણે સમુદ્રને

મળે છે તેને તેથી કાંઇ નિસ્બત છે! એક જ કુવાનું પાણી એકજ ક્ષેત્રમાં શેરડી અને અફીણનું પોષણ સરખી રીતે કરે છે, તેથી લીંમડો, આંબો, આંમલી, પીપળો એમ અનેક વનસ્પતિઓને પોષે છે, તેથી તેને કાંઇ વિકાર છે? એક જ પૃથ્વી ઉપર મળમૂત્ર પડે છે તેમ ગંગાજળ પડે છે તેથી તેને કાંઇ વિકાર છે? એક જ આકાશ સર્વત્ર વ્યાપક છે. ડુંગર ઉપર, ગુફામાં, સ્વર્ગમાં, નરકમાં એમ ચોતરફ વ્યાપ્ત છે પરંતુ તે કેવું નિર્લેપ છે? આ પ્રમાણે બ્રહ્મ પણ નિર્વિકાર નિર્લેપ છે, પરંતુ મુક્તિ અર્થે દરેક સાધન-ઉપાધિરૂપે-જે તે માણસને સિદ્ધિદાયક હોય તે સિદ્ધ થતા સુધી સાચું જ કહેલું છે. બ્રહ્મને કર્તૃત્વ આપતા નથી, બ્રહ્મ તો જેમ છે તેમ છે. પૃથ્વી, આકાશ, સૂર્ય, જળ, એ બધાં જેમ નિર્લેપપણે સ્થિર રહ્યાં છે તેમ બ્રહ્મ પણ નિર્લેપપણે સ્થિત છે, અને તેથી વેદમાં અન્ન, સૂર્ય, આદિ સાર્વજનિક વસ્તુને બ્રહ્મ કહેલાં છે તેનો મર્મ સમજવાનો છે. પ્રત્યક્ષ જગત્ છે તે તો માત્ર માયા તથા ઇશ્વરે રચેલું છે, તેમાં બ્રહ્મ કાંઇ જ કરતું નથી; સૃષ્ટિની રચના માટે શાસ્ત્રોએ જનસમાજ માટે અધિકાર તથા રૂચિને અનુકૂળ થાય તેવી અનેક યોજનાઓ બતાવી છે, અને કલ્પનાઓ કરી છે. પરંતુ આચાર્યશ્રી તો નિડરપણે કહે છે કે જે બધું દેખો છો તે બ્રહ્મ જ છે, બાકીનો ભ્રમ છે; એક જ સત્તા-શક્તિ-સર્વત્ર વ્યાપક છે. શક્તિ અને શક્તિમાન જૂદાં કહેવાય? બ્રહ્મ સિવાય બ્રહ્માંડમાં બીજી વસ્તુ જ નથી, કેમકે બ્રહ્મ સિવાયનું તમામ દશ્ય છે તે તો વિકારી હોવાથી નાશવંત અને તેથી અસત્ય એટલે વિકારી મિથ્યા-તુચ્છ છે; સત્ય અને નિત્ય તો ફક્ત એક બ્રહ્મ જ છે, કેમકે તે સર્વત્ર વ્યાપક છે. સૂર્યના પ્રકાશ માફક વ્યાપક નહિ પણ જાતે જ વ્યાપક છે, અને નિર્વિકારી છે. આ બધાનો ભાવાર્થ એટલો જ છે કે સ્થાવર જંગમ સર્વ, પોતાના કર્મનાં ફળો, સંસ્કારના વિપાકને અનુસરીને

ભોગવે છે; પરંતુ કર્મ તથા તેનાં ફળ જડ હોવાથી ઇશ્વર સાક્ષીરૂપે ચેતન ભાવથી કર્તા કહેવાય છે. આ રીતે ઇશ્વરને કર્તા કહો તો ભલે. ઇશ્વર બીજું કાંઇ માથે લેતા નથી. પ્રેરક તો દરેક વ્યક્તિની પોતાની બુદ્ધિ જ છે. અને ઇશ્વર નિમિત્ત માત્ર છે; અને બ્રહ્મ તો કેવળ–સાક્ષીરૂપ છે: પછી તેને વાણી તથા બુદ્ધિને ગમ્ય થવા માટે બ્રહ્મને ભલે સૃષ્ટિનું ઉપાદાન અગર નિમિત્ત કારણ જે કહેવું હોય તે કહો. સાંખ્યદર્શન કહે છે કે કાર્ય તે કારણથી ભિન્ન નથી, પરંતુ એ દ્વૈતભાવજ અનંર્થ માત્રનું મૂળ છે એમ આચાર્યશ્રી કહે છે, ખરૂં તો બ્રહ્મ જ છે, પછી તેને કાર્ય કહો, કારણ કહો કે ગમે તે કહો. “આપણે એક જ છીએ એમ બરાબર જાણીએ છીએ;” એ અદ્વૈત જ્ઞાન માયારૂપ દર્પણ ધર્યું કે દ્વૈતની ઉપાધિ લાગી પાછું દર્પણરૂપી માયા અગર ઉપાધિ ખસી કે અદ્વૈતપણું કાયમ જ છે, શું ગયું અને શું આવ્યુ ? તેની જ રીતે બ્રહ્મ પ્રાપ્ત થતું નથી તેમ જતું પણ નથી. અજ્ઞાનની ઉપાધિથી માત્ર ભ્રમ થાય તે ટળી કે બસ પાછું અદ્વૈત ઐજ. આ ન્યાયથી બ્રહ્મ જ ઇશ્વર, બ્રહ્મ જ માયા અને બ્રહ્મ જીવ અગર જગત્ જે કહો તે. જેમ ઘડો તે મૃત્તિકા જ છે. ગમે તે રૂપે હોય પરંતુ મૃત્તિકા સિવાય તેનામાં બીજું કાંઇ છે ? ઉપાદાન નિમિત્ત જે કાંઇ કારણ કહો તે સરવાળે મૃત્તિકા જ છે, કુંભાર પણ પંચ મહાભૂતમાંની મૃત્તિકાથી જ મેલો* છે. શરૂમાં બધું મૃત્તિકા હતું તેમાંથી કુંભાર,

---

* પંચ મહાભૂતોમાંના પ્રત્યેકમાં બીજાં ચાર કહેલાં છે. પ્રમાણુ પણ હિસાબે જ રહે છે. તેવી રીતે પૃથ્વી–મૃત્તિકા–માં પણ બધાં મહાભૂતો છે. દેહ પંચભૂતનો હોવાથી દેહ પણ પૃથ્વી–મૃત્તિકા છે. (આ સંબંધમાં શ્રીદાસબોધના આઠમા દશકનો સમાસ—૮–૫–જુઓ.).

મૃત્તિકા, અને ઘડો થયાં. મતલબ કે ઘડો તે મૃત્તિકા સિવાય બીજું કાંઇ પણ છે ? તે જ પ્રમાણે ઇશ્વર, જીવ અગર જગત્ બધું બ્રહ્મ છે. ખુબી જુઓ કે પોતાના શરીરમાં જ—અરે પોતે જાતે જ—બ્રહ્મ છે તોપણ બહાર ખોળવો પડે એ કેટલી ઘેલછા ? કેડમાં છોકરૂં છતાં આખા ગામમાં શોધ કરવો એને શું કહેવું ? ઘરમાં ચીજ છતાં બજારમાં લેવા જવું એનો શો અર્થ ? ઘરમાં સોય એક માણસની ખોવાઇ હતી, પણ ઘરમાં અંધારૂં હોવાથી ઘરની બહાર અજવાળામાં ખોળવા માંડયો ત્યારે કોઇએ પૂછ્યું એટલે કહે કે "ઘરમાં ખોવાઇ તો છે પણ ઘરમાં અંધારૂં છે તેથી બહાર અજવાળામાં ખોળું છું." સૂર્ય સર્વને પ્રકાશ સરખો આપે છે, પરંતુ આંધળાને શો અનુભવ ? તે તો સૂર્યનું અસ્તિત્વ કદી કબુલ કરશે નહિ. સંગીત ગમે તેટલું ચાલતું હોય પણ બહેરો કબુલ કરશે ? આ દૃષ્ટાંતો માફક જ્ઞાનીને જે કાંઇ દેખાય છે તે બ્રહ્મ જ છે, માત્ર જીજ્ઞાસુને અધિકાર પરત્વે ધીમે ધીમે સમજી શકાય.

ઉપર પ્રમાણે સિદ્ધાંતમાં એક બ્રહ્મને જ સત્ય કહેવાથી આચાર્ય ઉપર પાછળના સંપ્રદાયવાળાઓ આક્ષેપ કરે કે તે પ્રચ્છન્નબૌદ્ધ હતા—બુદ્ધ ધર્મનો ઉચ્છેદ કરનાર તે જ "પ્રચ્છન્ન બૌદ્ધ" ! ! "કલ્પનાવાદ" (Idealism)નું ખંડન કરનાર કાન્ટને જ જેમ "કલ્પનાવાદી" કહેવામાં આવે છે તેવો જ આ માયાનો કિસ્સો છે ! ખિતાબ આપનારની પણ બલિહારી ! !—નાસ્તિક હતા, ઇત્યાદિ ઇત્યાદિ. આનું કારણ શાન્તિ અને સમદૃષ્ટિથી શોધતાં સ્થળ સમયનો ભેદ, કાળે કરીને થતો વિકાર, ગેરસમજ, પોતાના મતનું ગૌરવ, દુરાગ્રહ અગર મનનું સંકુચિતપણું દેખાય છે. ખરૂં કારણ તો માણસ જાતનો સ્વભાવ અગર પ્રકૃતિ છે, અને તેથી પણ ખરૂં કારણ કાળ જ છે. કાળ સર્વભક્ષી છે. જરા નિષ્પક્ષપાત તથા ઐતિહાસિક દૃષ્ટિથી ઉંડા ઉતરીને જોવામાં

આવે તો જણાશે કે બૌદ્ધોને ફાવવાનું કારણ શું ? વૈદિક ધર્મોમાં અજ્ઞાન વ્યાપ્યું અને અનીતિ ઉપર ધર્મનું પરિવર્તન થયું ત્યારેજ બૌદ્ધમતને તક મળી; પાછો બૌદ્ધોમાં પણ સારાં તત્ત્વોનો વિકાર થઇને નિ શ્વરવાદ ઉપર જઇને વેદ તથા બ્રાહ્મણનો ઘણો દ્વેષ માંડયો તે ભટ્ટભાસ્કર તથા મંડનમિશ્રે ઠેકાણે આણ્યો; વળી પાછો એ બંનેના વિકાર થવાથી બંનેની આંખ એક સાથે ઉઘાડવા માટેજ સાક્ષાત્ શંકર ભગવાન, ' ધર્મસંસ્થાપના ' ની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે પ્રગટયા. કર્મ તથા ઉપાસના માર્ગવાળા, બાહ્યાચારોને વળગી રહીને, ' આધ્યાત્મિક વિદ્યાનું ભાન પણ ભૂલી ગયા હતા, અને એક બાળકને ગમે તો રાજ્ય આપો પણ તેના ઢીંગલા ઢીંગલી છોડે નહિ તેવી સ્થિતિમાં જનસમાજ ડુબ્યો હતો તે બધાને એકજ સપાટાથી ઠેકાણે આણ્યા. બૌદ્ધધર્મનાં નાસ્તિક તત્ત્વોને જે લોકો વળગી રહ્યા હતા, અને વેદની શત્રુતાનોજ ગર્વ કરવામાં ગૌરવ માનતા હતા, તે લોકોએજ ધર્મને દેશનિકાલ કર્યો, અને વૈદિક ધર્મના નામે જે પાખંડો, મઠ મંદિર આશ્રમ વિગેરેમાં ચાલ્યાં હતાં તેનો ઉદ્ધાર કરી વૈદિક ધર્મ સ્થાપ્યો, અને વર્ણાશ્રમ નષ્ટપ્રાય થયાં હતાં તેનાં બંધારણ કર્યાં, બધા ધર્મોના ઉદ્ધાર કરીને ચાર મઠ સ્થાપ્યા, અને રક્ષકો માટે દસ પ્રકારના સંન્યાસી ' ગિરિ પર્વત ' વિગેરેને ચોતરફ મુકયા. તે સ્થિતિનો ખ્યાલ કરવો હોય તો હાલની સ્થિતિ લગભગ તેવી જ છે. અત્યારે પણ તેવા સમર્થ મહાત્મા નહિ પાકે તો કોણ જાણે કયાં જઇશું ? રોમ શહેર છે અને તેમાં રોમન લોકો પણ વસે છે, પરંતુ એકલા રોમના જે લોકોએ સામ્રાજ્ય કર્યું હતું તેનું સ્વપ્ન, નામ નિશાન કાંઇ છે ? રોમનું તો સ્થળ પણ મુકરર છે, પરંતુ સ્પાર્ટા, ફીની-શીયા, કાર્થેજ વિગેરેનાં સ્થળ પણ મુકરર કરવામાં ભેદ છે ! તેની જ રીતે આર્યાવર્તની દશા થાય તો પછી ઇશ્વર ઇચ્છા. પરંતુ લાખો વર્ષથી આર્ય પ્રજા અસ્તિત્વ ધરાવે છે તે પ્રજાને પ્રભુ

એકાએક કેમ ભ્રષ્ટ કે નષ્ટ કરી નાખશે ? ખેર. શ્રીકૃષ્ણ પરમાત્માએ સામ દામ દંડ ભેદ એમ અનેક ઉપાયોથી શત્રુ (જો કે તેમને તો શત્રુ હતા જ નહિ તોપણ જેઓ એકતરફી શત્રુ ભાવ રાખતા હતા તે) તથા મિત્ર બધાનું કલ્યાણ કર્યું, તેમ આચાર્યશ્રીએ બોધથી બધાનું કલ્યાણ કર્યું છે. નષ્ટપ્રાય થએલા વેદધર્મનો ઉદ્ધાર કર્યો; અને આર્યત્વનું રક્ષણ કરી ધર્મની સંસ્થાપના કરી. ત્યાર પછીના આચાર્યોનું કામ પછી સરળ થયું. આચાર્યને સેંકડોનું ખંડન કરવાનું, અને પાછળનાઓને મુખ્યત્વે કરીને ફક્ત એક શંકર મતના વિકારનું કરવાનું હતું. નવીન ગ્રંથ લખવો અગર નવીન શોધ કરવી તે એક વાત છે, અને પછી તેના ઉપર સુધારા વધારા કરવા એ બીજી વાત છે. પાછળના આચાર્યોને વિશેષમાં અંદરના શત્રુ સામે એટલે કે ખાસ ફક્ત અદ્વૈતના વિકાર સામે—અને તેને લીધે મૂળનાં વાક્યો સામે—લડવાનું હતું. વૈદિક ધર્મમાં પાછો થોડો ઘણો ઘોટાળો થયો અને ગેરસમજ થઇ તેટલી દૂર કરીને તથા મનુષ્યો અજ્ઞાન અને બુદ્ધિહીન થવા લાગ્યા તેવા સંજોગોમાં ધર્મને સ્થિર કર્યો છે.

શાન્તિના સમયમાં ભક્તિમાર્ગને અદ્વૈતવાદના વિકારથી કાળે કરીને ગેરસમજથી કાંઇક ધક્કો લાગ્યો હતો તે આ પાછળના આચાર્યોએ અધિકાર પરત્વે સુધારો કર્યો છે; બાકી તેમના કેટલાક પાછળના પક્ષપાતી અનુયાયીઓનાં કેવળ સાંપ્રદાયિક અસ્ત્રશસ્ત્રો ધારણ કરીને જો જગતગુરુ સંગ્રામમાં નિકળી પડયા હોત તો જૈન અને બૌદ્ધ મતના તત્ત્વજ્ઞાનથી ભરેલા, ન્યાય અને તર્ક આદિ અથાગ વિદ્યાથી ભરપૂર અપૂર્વ મજબુત કિલ્લા ઉપર કાંઇ પણ અસર કરી શક્યા હોત નહિ. તેઓશ્રીએ તેમનાં જ અસ્ત્રશસ્ત્ર તેમની સામે વાપર્યાં ત્યારે જ ફાવ્યા. અદ્વૈત શબ્દ સામે જ શત્રુતા રાખવી હોય તો તે ભલે મુબારક હો, બાકી આંખ ઉઘાડીને જોવું હશે તો ઇતિહાસ

તો. એમ જ. કહે છે કે બુદ્ધ ભગવાને, વેદધર્મના વિકારમાંથી લોકનો ઉદ્ધાર કરીને ધર્મ શુદ્ધ કર્યો છે; બ્રહ્મની કડાકુટમાં પડયા જ ન હતા ત્યાં સુધી ઠીક હતું; પણ પાછળથી તેમના અનુયાયીઓએ વેદધર્મ સામે કેવી શત્રુતા માંડી તે જરા જોવાશે તે બસ છે. બુદ્ધ ભગવાને વેદનો, ઇશ્વરનો, આત્માનો-બ્રહ્મનો, આગળ કહેવાયું તેમ દ્રોહ અગર દ્વૈષ કર્યો જ નથી; માત્ર વ્યવહારૂ નીતિ જનસમાજને શિખવાડીને બધાને જ નિર્વાણના અધિકારી બનાવ્યા. એકજ ઔષધ તમામ દરદોને લાગુ કર્યું; પણ પાછળના બૌદ્ધોએ તો શત્રુતાનો સીમાડો જ ઓળંગ્યો ત્યારે તે સમયના આચાર્ય પંડિતો દ્વૈત શસ્ત્રોથી ન ફાવ્યા ત્યારે જ પ્રભુએ શંકરના હાથમાં અદ્વૈતનું શસ્ત્ર આપીને તેમને મહાન કર્યા. આ એક મોટા બેરિસ્ટરનું કામ કર્યું છે. શ્રીકૃષ્ણે જેમ અર્જુનને કર્મમાં પ્રયોજી તેને તથા સૃષ્ટિને નિષ્કામ કર્મ કરવાનો બોધ આપ્યો તેમ આચાર્યશ્રીએ અદ્વૈતનો બોધ બધાને આપીને ભક્તિ જ્ઞાન બંને સતેજ કરીને ધર્મ રાખ્યો, અને ઇતર તમામ પાખંડી ધર્મો સામે ધર્મ યુદ્ધ કરીને વિજય મેળવ્યો. જુઓ કે જર્મનીએ શરૂમાં ઝપાટો કેવો માર્યો હતો ? આ વખતે ફ્રેન્ચો તથા ઈંગ્રેજોએ અને પછી બીજાં રાજ્યોએ મળીને જર્મની જેવાં અસ્ત્રશસ્ત્ર લીધાં ત્યારે જ આખર વિજય મળ્યો, બાકી યાંત્રિક તોપો ( Machine Guns ) સામે ટિપેટે ચામડાની તોપો ઉરાડી તેમાં શું વળ્યું ? ઉલટ ઇતિહાસમાં વાત રહી ગઈ ! જેમ મિત્રરાજ્યોએ વિજય મેળવ્યો તેમ આચાર્યશ્રી એકલાએ ચોતરફ ફરીને રણસંગ્રામમાં વિજય મેળવ્યો માટે જ તેઓ જગદ્ગુરૂ. વળી પ્રથમના આચાર્ય તેથી સર્વના-પાછળના આચાર્યોના પણ-ગુરૂ, તેમ વળી શિવને વૈષ્ણવો પણ ગુરૂ કહે છે તો તેમના અવતાર પણ સ્માર્ત વૈષ્ણવ સર્વના ગુરૂ, પછી દરેક ધર્મ અગર પંથવાળા પોતાના આચાર્ય અગર ગુરૂને જગતગુરૂ તો શું પણ બ્રહ્માંડ

ગુરુ કહે અગર સાક્ષાત્ ઈશ્વર અગર બ્રહ્મ કહે તો કાંઈ ના છે? તેમ દરેકના વિજયને દિગ્વિજય અગર બ્રહ્માંડવિજય કહેવામાં, આ પરકીય રાજ્યમાં કોઈની મનાઈ છે? વળી એક રીતે તેમ ચવું જ વ્યાજબી છે કેમકે કામ પણ ગુરુ અગર આચાર્ય પોતાના શિષ્યને ઈશ્વર તુલ્ય છે એમ શાસ્ત્ર કહે છે; પરંતુ સમગ્રપણે તટસ્થ રીતે ન્યાય જોખવો પડે તે વખત મુકાબલે તો નિષ્પક્ષપાતપણે વિશાળતાના પ્રમાણમાં જગત્ ગુરુનુ–ચારે વર્ણના ગુરુ તેમાં પણ દ્વિજના સંસ્કારવાળાના તો ખાસ–કામ કર્યું હોય તેને જ કહેવા પડે.

આચાર્યશ્રીના વાદમાં બૌદ્ધવાદના કેટલાક પારિભાષિક શબ્દો આવે છે, પરંતુ તેમ કર્યા વગર ચાલે જ કેમ? આ પ્રમાણે બૌદ્ધવાદના 'બુદ્ધિ' (જેનો ધાતુ પણ બૌદ્ધ શબ્દનો ધાતુ છે), 'યોગ', 'આચાર', 'શૂન્યત્વ', 'ગ્રાહ્ય ગ્રાહકનો અભેદ', 'બાહ્ય શૂન્ય', 'અંતર શૂન્ય' ઇત્યાદિ શબ્દોની સામના અદ્વૈતવાદમાં 'માયા', જ્ઞાન, વિજ્ઞાન, બ્રહ્મ, જ્ઞાન જ્ઞાતાનો અભેદ, પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, ઇત્યાદિ શબ્દો છે, પરંતુ તેમાં આશ્ચર્ય શું? તોપની સામે બંદુક અગર પથરા શું કરે? સરખી રીતે ઉતર્યા સિવાય જંગ થાય જ કેમ? આચાર્યશ્રીના રક્તમાં જ અદ્વૈત તત્ત્વ ભર્યું હતું. જીવન્મુક્ત દશામાં પણ અદ્વૈત જ હતા. હાલ આપણે સેંકડો હજારો વર્ષે નિર્ભયપણે શાન્તિથી ટીકા કરીએ છીએ કે રામચન્દ્રે વાલિને માર્યો એ દગો હતો, સીતા જીનો ત્યાગ કીધો એ ક્રૂર અને નિંદ્ય કર્મ કર્યું, શ્રીકૃષ્ણે સત્તરવાર જરાસંધને હરાવીને છેવટ અઢારમી વાર નાઠા, તેમણે અનેક છળકપટ કર્યા, શત્રુ અને મિત્ર બધાનો સંહાર કરાવ્યો, નેપોલિયન બોનાપાર્ટે જોસફાઈનનો ત્યાગ કરવામાં તથા બીજી અમુક ભૂલો કરી; પરંતુ જે તે વખતનો ખ્યાલ કરવામાં આવે તો જ ચક્ષુ ઉઘડે. તે સમય તથા સ્થળ

સંજોગોમાં આપણે માનસિક રીતે મૂકાઇએ અને પછી ટીકા કરીએ તો કાંઇક પોસાય; માણસનો વાદ માણસ સાથે માણુસાઇથી થઇ શકે. પછી પંચતંત્ર, હિતોપદેશ, Æsop's Fables આદિ પુસ્તકોના માણસો પશુ પક્ષી સાથે વાતો કરે, તેમ પશુ પક્ષી વિગેરે અંદર અંદર વાતો કરે તેની ના નથી; ખરી વાત એજ છે કે વાદવિવાદમાં તો જે જરા વધારે વાચાળ અથવા યુક્તિબાજ હોય તે વધારે ફાવે. રોજના વ્યવહારમાં પણ તે જ જોવામાં આવશે. એમાં તો શંકા જ નથી કે આવી અલૌકિક વિદ્વત્તા, શક્તિ, ચાતુર્ય અને યોગ્યતા સાથે સત્યની ધૃષ્ટતાવાળો પુરૂષ નિદાન તે સમયમાં તો હતો જ નહિ, અને હજી પણ થયો નથી-જો કે હાલ જ જરૂર છે. એક ગૌડિયા સંત કહે કે પાછળના બધા આચાર્યો મળે તો પણ શ્રીશંકરને પહોંચી શકે નહિ, તેથી જ તેમનો માયાવાદનો કિલ્લો તોડવો કેટલો મુસ્કેલ ? આ માયાવાદને ભેદીને ભક્તિ સ્થાપન કરવા માટે જ પ્રભુ ગૌરાંગ રૂપે આવ્યા." ઉંડા ઉતરીને જોતાં દેખાશે કે શંકર અને ગૌરાંગ એકજ કોટિમાં છે. બંનેને **અહંબ્રહ્માસ્મિ**નો સાક્ષાત્કાર થયો હતો એ પ્રત્યક્ષ વાત છે; બંને ત્યાગી અને વિરાગી હતા; બનેએ સંન્યાસ દીક્ષા લીધી હતી; તત્ત્વમાં બને અદ્વૈત અને લીલામાં બંને દ્વૈત હતા; પછી માર્ગ ભલે જૂદા હોય. બ્રહ્માનંદ કહો કે લીલાનંદ કહો, આનંદ એક જ છે; શંકર, અદ્વૈત છતાં અંત સુધી વ્યવહારમાં દ્વૈત હતા, અને ગૌરાંગ મહા પ્રભુએ, દેખાવમાં દ્વૈત છતાં અદ્વૈતનો મંત્ર સ્વીકાર્યો હતો, તથા શંકરના જેવો સંન્યાસ લીધો હતો; બંનેને બ્રહ્મનો સાક્ષાત્કાર હતો એટલે કે બ્રહ્મમય હતા; બંને સાક્ષાત્ પ્રેમમૂર્તિ હતા; દેહાધ્યાસ ભૂલવાનું તથા જીવાત્મા સચ્ચિદાનંદમય સ્વરૂપનો છે એ બંનેમાં છે, બંનેની કોટિ આખરની છે. વચમાં રહેનાર અધુરાને સમજી શકાય નહિ. પૂર્ણ અધિકાર વિનાના પાછળના થવાથી, બંનેમાં વિકાર થાય એ સહજ છે.

આચાર્યે બૌદ્ધોના નિરીશ્વરવાદને તેમના જેવા શસ્ત્રથી હરાવ્યા અને વેદ ધર્મને સ્થાપિત કર્યો. અર્જુનને સંહાર કરવાનો બોધ કરીને તેની પાસે શ્રીકૃષ્ણે બધાનો સંહાર કરાવ્યો તેમાં શ્રીકૃષ્ણને દોષ લાગતો નથી; કેમકે તે જગતના કલ્યાણ માટે હતું; તેવોજ કીસ્સો આચાર્યનો દેખાય છે. ખ્રિસ્તી, ઇસ્લામી ધર્મો જેમ એક જ ધર્મતત્ત્વ માણસ માત્ર પાસે કબુલ કરાવે છે, એટલે કે ગમે તેવો અધિકારી હોય પરંતુ એકજ તત્ત્વ સ્વીકારવા ફરજ પાડે છે, મતલબ કે ગમે તેવા દરદ માટે એકજ દવા 'પેનેશિયા' લાગુ કરે છે તેવી પદ્ધતિ બૌદ્ધોએ ગ્રહણ કરી હતી. ગમે તેવા દરદીને ગમે તે સ્થળમાં ગમે તેવા સંજોગોમાં એક જ દવા બતાવી. ભેંસ અગર માણસ બધાંને એક જ અસ્ત્રે મુંડવાનો ઉદ્યોગ લીધો. આથી કરીને ગુંચવાડો થયો ને બગાડ પણ થયો. આચાર્યશ્રીએ વેદ ધર્મનાં તત્ત્વોને અનુસરીને 'વ્યવહાર' માટે અધિકાર પરત્વે ભેદ કરી આપ્યો, પણ "તત્ત્વજ્ઞાન દૃષ્ટિ"થી 'અભેદ' બતાવી, એક બ્રહ્મનો જ સાક્ષાત્કાર કરાવ્યો. શ્રીકૃષ્ણે જેમ કર્મ કરવા બોધ કરવામાં 'કર્મ'માંજ 'અકર્મ'પણું બતાવ્યું તે રીતે—વ્યવહારમાં જોતાં એક માણસ બાપ તરીકે જૂદો, ધણી તરીકે જૂદો, નોકર તરીકે જૂદો, અને માલીક અથવા તાબેદાર તરીકે જૂદો છે, તેમ આચાર્યનો બ્રહ્મ એક છતાં, જૂદાને જૂદો જૂદો છે. વળી જેમ એકજ પેલા માણસને મા, દીકરા તરીકે જુએ છે; દીકરો, બાપ તરીકે જુએ છે; સ્ત્રી, પતિ તરીકે જુએ છે; વેશ્યા પોતાના ભક્ષ્ય તરીકે જુએ છે: ભાણેજ મામા તરીકે અને મામો ભાણેજ તરીકે જુએ છે; પરંતુ આટલા ભેદની ખાતરજ આ પામરો પણ લઢી મરતાં નથી, પણ જેને જે સંબંધ હોય, અગર લાગે તેવું કહે તેમાં બીજાને શું? એમ સમજી શકે છે. જ્યારે પામરો પણ આ ભેદની ખાતર ક્લેશ કરે નહિ તો પછી વિદ્વાનો, પુખ્ત અક્કલ નહિ તો નિદાન પુખ્ત

ઉંમર તથા અનુભવવાળાઓએ ક્લેશ અગર ઝઘડા શા માટે કરવા જોઇએ તે સમજાતું નથી. જેવી રીતે કંસના અખાડામાં શ્રીકૃષ્ણ જૂદી જૂદી દૃષ્ટિવાળાને જુદા જુદા દેખાયા; જેમ રામચંદ્ર, સીતાસ્વયંવરના મંડપમાં દેખાયા, તેમ ભલે આચાર્યશ્રી પણ દેખાય; પરંતુ તેથી કરીને આચાર્યમાં કાંઇ વિકાર છે? તેઓએ તો બધાનું કલ્યાણ જ કર્યું છે. દુશ્મન માન્યા તેમનું પણ કલ્યાણ કર્યું છે. તરવાર લઇને મારવા ઉઠનાર કાપાલિક અગર કોઢની વ્યાધિ આપનારનો દ્વેષ પણ તેઓશ્રીએ કર્યો નથી. બિલાડી જેમ તે જ મ્હોડેથી કરીને બચ્ચું પકડે છે તેમ ભક્ષ્ય ઉંદર પણ પકડે છે તે જ ધોરણ આચાર્યને વૈદિક તથા પાખંડી ધર્મો માટે લાગુ કરવું પડયું હતું. સ્ત્રી, પુત્રી, મા, બેન, ભાણેજ, ભત્રીજી તથા વેશ્યા એ બધાને એક જ પુરૂષ સ્પર્શ્ય છે; પરતુ તેમાં ભેદ કેટલો છે? તે જ રહસ્ય શંકરના 'અદ્વૈત' અગર 'બ્રહ્મ'માં છે; માત્ર જેની તેની ગ્રહણ કરવાની શક્તિ, સ્વભાવ તથા ખાનદાની ઉપર આધાર રહે છે. ઉપનિષદો, ગીતા તથા બ્રહ્મસૂત્રોમાં, કર્મ ઉપાસના તથા જ્ઞાન અધિકાર પરત્વે બતાવ્યાં છે તે જ ધોરણ આચાર્યે પણ પકડેલું છે. રૂચિ તથા અધિકાર પરત્વે જેણે તેણે ગ્રહણ કરવાનું છે. **अहंब्रह्मास्मि** તથા **तत्त्वमसि** મહા વાક્યોનો અર્થ સ્પષ્ટ અદ્વૈતવાદી છે; પછી ભલે બીજા અર્થ ગમે તેવા કરવામાં આવે. જેવી રીતે આ મહાવાક્યો તથા બીજાં અનેક વાક્યો પ્રસંગે કેવળ અદ્વૈતવાદી છે, તેમ પ્રસંગે મિશ્ર અદ્વૈતવાદી તો શું પણ સમજણ માટે દ્વૈતવાદી વાક્યો પણ છે. મતલબ કે વેદમાં સર્વ છે, ને તે પ્રસંગ પ્રમાણે છે. અદ્વૈત માટે તો શાસ્ત્ર જ શું? દ્વૈત ભાવ વિના તો શાસ્ત્ર પણ શું કહી શકે? અદ્વૈત, વાદ વિવાદનો વિષય નથી. અદ્વૈત તો સિદ્ધાંત રૂપે દેખાય. અદ્વૈતની તો ઝાંખી થઇ શકે. અધિકારી માટે જ છે. તો પછી અમુક એક જ મત સાબીત કરવા માટે વ્યાકરણને તથા સાધારણ બુદ્ધિને મારી

મચડીને મનસ્વી અર્થ કરવા એથી શું ફળ? અધિકાર અન્વયે બધાંનો સમન્વય કરવાનો છે. આચાર્યોને તો પ્રસગ તથા સંજોગોને લઇને એક તત્ત્વ સાબીત કરવા માટે થોડે ઘણે અંશે પણ તેમ કરવું પડયું હતું; પરંતુ અનુયાયીઓએ શાંતિથી તથા સ્થિર બુદ્ધિથી વિચારવાનું છે કે એક જ મૃત્તિકાના બધા ઘાટ છે; અધિકાર પ્રમાણે જેણે તેણે લેવાનુ છે. જુઓ કે એક જેલમા જેમ જેલર ( દરોગો ) રહે છે, કેદી રહે છે, તેમના રક્ષકો રહે છે તેમ એક જ શરીરમાં પ્રાણ, ઇંદ્રિયો, આત્મા, પરમાત્મા એમ બધું છે છતાં કાંઇ કલેશ અગર ઝગડો છે? તો પછી કલેશ અગર ઝઘડા શા માટે? શંકરના વાદમાં જેને જે જોઇએ તે છે. આગળ અનેક વાર કહેવાઇ ગયું છે તેમ અધિકાર એજ મુખ્ય ધોરણ છે. પોતે એક સ્વરૂપ છતાં અધિકાર પરત્વે પોતાનાં જ બે સ્વરૂપ કેવાં બતાવ્યા છે? બ્રહ્મસૂત્રોનાં ભાષ્યો વિગેરેમાં તમામ પાખડ મતોના ખંડન ખાતર કહેવાતા માયાવાદને લઇને અદ્વૈતવાદની ઉંચામાં ઉંચી કોટિ દેખાય છે, તે સાથે તેમનાં બનાવેલાં સ્તોત્રો તથા પોતાનાં પચાયતન પૂજા વિગેરે વ્યવહારિક ચારિત્ર જુઓ. અદ્વૈત અને દ્વૈતનુ કેવું સંમેલન છે? બ્રહ્મજ્ઞાની માટે પણ, ગુરૂ ઇશ્વર અને વેદાન્ત, આખર સુધીને માટે જરૂરનાં કહેલાં છે.

આચાર્યની આશ્ચર્ય ભરી 'માયા' જુઓ કે જે જગતને ખોટું ( એટલે કે અસત્ય નહિ પણ અનિર્વચનીય ) કહી, વેદ પ્રતિપાદિત બ્રહ્મને જ સત્ય કહે ને તે સાથે સ્તુતિનાં સ્તોત્રો બનાવે, અને પચાયતન પૂજા સંન્યાસી છતાં કરે તે આચાર્યને વેદના શત્રુ કહેવામા ગૌરવ મનાય, અને વેદ વિરૂદ્ધનો માર્ગ પ્રવર્તાવનાર બુદ્ધ, તે ભગવાન-ઇશ્વર-વિષ્ણુના અવતાર ગણાય? વેદનો ઉદ્ધાર કરનાર ભક્ત આચાર્યને, વેદ ધર્મને માનનારા, વેદ ધર્મના નામથી બીજા સંપ્રદાયવાળા પાછળથી તેમને 'પ્રચ્છન્ન બુદ્ધ';

" શૂન્યવાદી ", ' નાસ્તિક ' ઇત્યાદિ ' કિતાબો આપે એનું જ નામ ' માયા ', અને તેથી જ જગત મિથ્યા—માયાયુક્ત !

શંકરના કહેવાતા ' માયાવાદ 'નાં પાછળથી, કહેવાતાં ખંડન થયાં છે, કેમકે વાસ્તવમાં ખંડન સંભવતું જ નથી. તેમના સમયમાં તો કોઈ ખંડન કરી શકયું નથી. વળી ખંડન કરવાનો દાવો કરનાર પાછળના સંપ્રદાયો તે વખત ન હતા; એટલે અમુક સંપ્રદાયની વિરૂદ્ધ તે નહિ હોવાથી ખંડનની અપેક્ષા જ કયાંથી ? તેમણે તો સાધારણ દલીલો કરી છે, અને સિદ્ધાંત સાબીત કરવામાં સ્વાભાવિક બીજા ખંડન માની લે તો ઇલાજ નથી. માત્ર અવૈદિક ધર્મોનાં નામ જોગ ખંડન છે, બાકી બીજા ખંડન કરનાર સંપ્રદાયોનું તો તેમાં નામનિશાન પણ નથી.

આ સમયમાં જો આચાર્યશ્રી હોત અથવા તો પ્રકટ થયા હોત તો જરૂર એમ બોલત કે, " મેં તમારૂં ખંડન કયાં કર્યું છે ? તે તમે મારૂં ખંડન કરો છો ? મેં તો એક કોટિ બતાવી છે. કીર્તનકાર હરદાસ જેમ સાધારણ રીતે બોલે તેમાંથી જેને જે લાગુ પડે તે પોતાને માટે માની લે તેમ તમે નાહક શામાટે ઉપાડી લ્યો છો ? મેં જે કોટિ બતાવી છે તે રૂચિ તથા અધિકાર હોય તો ગ્રહણ કરો, નહિ તો જે કરતા હો તે કરો. વેદ વિરૂદ્ધ પાખંડી મતોના ખંડન કરવામા કોઇ વાકયો અથવા શબ્દો જાણે તમારે માટે કહ્યાં હોય એમ નાહક શા માટે માનીને રોષ કરો છો ? વેદ વિહિત તમામ સંપ્રદાયો મને સંમત છે. ઉપાસના માટે વેદને અનુસરીને ગમે તેની ઉપાસના કરવામાં મારે કયાં વિરોધ છે ? મેં તો બધા પંચાયતન દેવ તથા શ્રીકૃષ્ણનાં પણ સ્તોત્રો કર્યા છે ? તે બધાંને જો તું ન માનતો હોઉં તો શું હું નાહક ખોટી દાંભિક સ્તુતિ કરવાવાળો, તમને લાગુ છું ? "

આ બધાનો મતલબ કે ખંડન કહેવામાં આવે છે તે શાંકરનું નથી, પરંતુ પાછળના વિકારનું કરવામાં મૂળને પણ ભેગું વેતરવામાં આવ્યું છે.

આ પ્રમાણે વાસ્તવમાં તો ખંડન થયું જ નથી એમ માનવું પડે છે છતાં ખંડન માનવામાં આવે તોપણ ખુદને ખંડનનું ખડન કરવા તક જ મળી નથી. માત્ર પાછળથી શ્રી હર્ષમિશ્રાચાર્યકૃત "ખંડનખાદ્ય" નામના ગ્રંથમાં ખંડનોનાં પણ ખડન છે. બીજાં પણ "ભેદધિઃકાર", 'સ્વરાજ્યસિદ્ધિ', 'સિદ્ધાંતલેશ', 'અદ્વૈત કૌસ્તુભ', 'ચિત્સુખી', 'વેદાંતપરિભાષા', ઇત્યાદિ છે. વસ્તુતઃ હવે જ્યારે જોકે અદ્વૈત સિદ્ધાંત ઉભો જ છે પરંતુ પાછળથી પ્રસંગે ખંડન થવાનું દેખાય છે તો તેમાં પહેલો નંબર શ્રી ભટ્ટભાસ્કર છે. પોતાના બ્રહ્મસૂત્રના ભાષ્યમાં ઉપનિષદ્‌ના અર્થ કરવામાં કારણ જ સાચું અને કાર્ય ખોટું એમ માયાવાદનો સિદ્ધાંત કહીને તે વિરુદ્ધ દલીલ કરે છે, પરંતુ શંકરના સામે અંગત આક્ષેપો બીલકુલ નથી. એક તટસ્થની ઉદાર દિલની શૈલી છે. માયાવાદને કેટલાક અધુરાઓએ બૌદ્ધના શૂન્યવાદ જેવો ગણી કાઢયો છે, પણ બ્રહ્મના સ્વીકારથી તે ખોટું છે, તેમ 'અનિર્વચનીય'ની વ્યાખ્યામાં જ આ આચાર્ય ગોથું ખાઇ ગયેલા છે એમ તેઓ કહે છે; એ પણ બરાબર નથી. શંકરના મતમાં શૂન્ય નથી જ. બ્રહ્મની અપેક્ષાથી સૃષ્ટિ સત્ય કહી છે. 'અનિર્વચનીય'નો અર્થ, 'ન કહી શકાય તેમ' નહિ, પરંતુ "અધ્યસ્ત પદાર્થ કેવળ સત્ય નથી તેમ અસત્ય પણ નથી, તેમ એકી વખત સત્ નહિ અને અસત્ નહિ, તેમ એકી વખત સત્ ને પાછો અસત્ એમ પણ નહિ; આ મતલબ બતાવનાર શબ્દ 'અનિર્વચનીય' છે" એમ શાંકરવાદીઓ કહે છે. વસ્તુ માત્રનાં પાંચ રૂપ છે, અસ્તિ, ભાતિ, પ્રિય, નામ, રૂપ. આ પાંચમાંથી પ્રથમનાં ત્રણ "સત્, ચિત્, આનંદ", બ્રહ્મનાં

નિત્ય સ્વરૂપ છે, અને 'વિકારી', નામ, રૂપ છે. નિરાકાર નિર્ગુણ મટીને સાકાર સગુણનું સ્વરૂપ લીધું કે નામરૂપ કેટલાં થયાં! મૂળ બ્રહ્મનું એક જ સ્વરૂપ, પણ તેમનાં નામ રૂપ થયાં એટલે ઉપાસ્ય ભેદે અનેક નામ રૂપ થયાં! એ જ ઇશ્વરની માયા! જીવને ઇશ્વર સૃષ્ટિ બાધક નથી પરંતુ પોતાની બનાવેલી મમત્વની સૃષ્ટિ બાધક છે. ઇશ્વર તે કારણ, અને જીવ તે કાર્ય—ઉપનિષદ્ કહે છે કે **कार्योपाधिरयंजीव: कारणोपाधिरीश्वर: ॥**

માયાનુ અધિષ્ઠાન આ પ્રમાણે બ્રહ્મ હોવાથી જગતનું અધિષ્ઠાન પણ બ્રહ્મ છે. માત્ર અધ્યાસ હોવાથી ભ્રમ કહે છે. દૃશ્યરૂપે જગત્ અનિર્વનીય અને અધિષ્ઠાન રૂપે બ્રહ્મ છે. આ અધિષ્ઠાન બ્રહ્મની સત્તાથી તથા પ્રકાશથી આ દૃશ્ય જગત અનેક રૂપે ભાસે છે હવે આ ચેતન બ્રહ્મ છે છતાં તેની અવગણના કરીને નામરૂપાત્મક જગત્‌ને જ સાચું માનવાનો આગ્રહ હતો તે સામે શંકરનો ઝગડો છે. પરંતુ આ ખરો અર્થ નહિ સમજવાથી જ વિકારની સામે થવામાં મૂળ સામે પાછળથી ખંડન થયાં દેખાય છે. શંકર મત પ્રમાણે જગત્ ત્રિપુટિના દેવ, અવતારો વિગેરે **सत्, चित्, आनंद,** એટલે કે **अस्ति, भाति, प्रिय,** રૂપે બ્રહ્મના સ્વરૂપે સાચા; પણ નામ રૂપના ગુણથી જો કે બ્રહ્મના અધિષ્ઠાનથી સાચા, બાકી તે સિવાયના **मिथ्या** તે આકાશ પુષ્પ જેમ નહિ પણ બ્રહ્મના જ આભાસ—પ્રતિબિંબ! બ્રહ્મ રૂપે જ સત્ય.

**ભટ્ટભાસ્કર** પછીના આચાર્યોએ ખંડન કર્યું છે તેમાં પણ ધોરણ તથા પદ્ધતિ લગભગ સરખી છે. માત્ર **ભટ્ટભાસ્કર**ની ઉદારતા કાળે કરીને શિથિલ થઇ, તે સાથે એ પણ કહેવું જોઇએ કે **ભટ્ટભાસ્કર** જો કે વિચારશીલ, ઉદારતાવાળા સમર્થ વિદ્વાન તથા તેવા ગુણોથી પૂર્ણ હતા, પરંતુ ભક્તિનું ઉંડાણ નહિ હોવાથી તેમનો વાદ ટક્યો નહિ, અને શંકર તથા પાછળના બીજા આચાર્યો પૂર્ણ ભક્ત હોવાથી એ બધા વાદો અસ્તિત્વ ભોગવે છે.

સગુણબ્રહ્મના ખાસ ઉપાસકોનો શંકર ઉપર આક્ષેપ છે કે તે કેવળ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના માટે આગ્રહ કરે છે, પરંતુ તે વાસ્તવિક નથી. તેમના ગ્રંથોમાં સગુણ બ્રહ્મને દાબીને નિર્ગુણને આગળ લાવવાની તેમની જરા પણ ઇચ્છા હોય એમ દેખાતું નથી. પ્રસ્થાનત્રયીમાં નિર્ગુણ બ્રહ્મવાદ સાથે સગુણ વાદ પણ છે, એમ પોતે સ્પષ્ટ કહે છે. તેમની આ ન્યાય બુદ્ધિથી, સગુણવાદના ખાસ આગ્રહી અપ્પય્યદીક્ષિત જેવા મહાન સમર્થ પુરૂષ પણ પ્રશંસા કરે છે કે શંકરનો જો કે ખાસ અભિપ્રાય નિર્ગુણબ્રહ્મમાં છે પરંતુ સૂત્રોનો અન્વય સગુણબ્રહ્મવાદમાં પણ સમજાવ્યો છે. માત્ર અન્ય સંપ્રદાયોનો આગ્રહ સગુણ સાકાર માટે ને તે પણ અમુક પ્રકાર માટે જ છે. શંકરાચાર્ય બંનેને માન આપે છે, અને બંનેનો સાર અદ્વૈત—અભેદમાં છે એમ કહે છે. સાધારણ બુદ્ધિથી જોઇશું તોપણ દ્વૈતમાં અદ્વૈત દેખાશે. કાન બે છતાં સાંભળવાનું એક, આંખ બે છતાં જોવાનું એક, હોઠ બે છતાં બોલવાનું એક, પગ બે છતાં ચાલવાનું એક, પુષ્પ બે છતાં સુગંધ એક, દીવી બે છતાં અજવાળું એક, આ પ્રમાણે અનેક દ્વૈત-દ્વંદ્વ—માં વસ્તુ એક જ છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ માબાપ છોકરાં કુટુંબકબીલો ન્યાતજાત ભક્ત શત્રુ એમ અનેકનું કલ્યાણ કર્યું અને મોટા ચક્રવર્તી અગર શક્રવર્તી રાજા કરતાં વધારે વૈભવ છતાં પણ અરણ્યમાં એકલા— જ્યાં છેવટના અવસરે કોઇ પાણી પાનાર પણ નહિ ત્યાં—દેહોત્સર્ગ કરે એનું નામ જ માયા ! જાણે કે પ્રત્યક્ષ બતાવતા હોય કે ગમે તેવું દુઃખ માણસને પડે તે કાંઇ હીસાબમાં નથી એ પ્રમાણે ચેષ્ટા કરી છે ! દશરથરાજા જેને ઘેર રામચંદ્ર જેવા દીકરા તેમની પાસે પણ અંતકાળે કોઇ નહિ ! કૌશલ્યા અને સુમિત્રા બંને રાણીઓને ઉજાગરાથી ગાઢ નિદ્રા આવી ગઇ હતી ! મધ્યરાત્રીએ સ્વર્ગવાસ

કર્યો છતાં ઠેઠ સવારમાં બધાંએ જાણ્યું! આનું જ નામ માયા! રામ જેવો ધણી, જનક જેવો પિતા, અને લક્ષ્મણ જેવો દિયર છતાં સીતાના દુઃખનો પાર છે? આજ માયા! આવા પ્રસંગો અનેક થયા છે ને હજુ થાય છે. આચાર્યશ્રીની 'માયા' જુઓ કે તેમનાં માતુશ્રીના કૈલાસવાસ વખતે, ન્યાતિલા તો શું પણ આખા ભરતખંડનો ઉદ્ધાર કરનાર આચાર્યને ઘેર ન્યાતિલાઓ ન ગયા! વલ્લભી સંપ્રદાયના આચાર્યોને પણ હજુ ન્યાત સાથે ક્યાં પૂર્ણ સંબંધ છે? જ્ઞાનેશ્વર—ગીતાના પ્રસિદ્ધ ટીકાકાર મહાત્માએ ન્યાત બહાર રહીને દુનિયામાં ગણાતાં સંકટ વેઠ્યાં છે તે જાણવાથી જ બસ થશે. કૃષ્ણને તો ક્ષત્રિયોમાંના ઘણા, ન્યાત બહાર તો શું પણ ભરવાડ જ ગણતા, તેમનાં અપમાનનો પણ પાર નથી; વળી તે ઉપરાંત ઠગારો, ચોર (સ્યમંતક મણિની ચોરીનું આળ આવ્યું હતું), જાદુગર, લંપટ, કુળસંહારક ઇત્યાદિ અનેક કિતાબો મળ્યા. કૃષ્ણનો પૂર્ણ કૃપાપાત્ર કૃષ્ણ જેવો જ નરસિંહ મેહતો ન્યાત બહાર રહ્યો હતો! મીરાંબાઈનું તો પૂછવું જ શું? કબીર નાનક આદિને ન્યાત બહાર મુકવાપણું હતું જ નહિ કેમકે તેઓએ પોતે જ થઈને ન્યાતની દરકાર રાખી ન હતી! આખા યુરપને ધ્રુજાવનાર અને યુરપનો ઉદ્ધાર કરી હાલની ટોચ ઉપર મુકનાર નેપોલિયન તેને 'સેંટ હેલીના'નો કારાગૃહવાસ થયો! તે ઉપરાંત કેટલાક પક્ષ તેને જુલમગાર, ખુનરેજી કરનાર એમ કિતાબો આપે! પરમાર્થ તત્ત્વ વગર સ્વાર્થી તત્ત્વવાળા મહાત્મા જેવા કે 'ડયુપ્લે, કલાઈવ,' 'હેસ્ટિંગ્સ' આદિ રાજ્ય સંપાદન કરનાર ઉપર કામો ચાલ્યાં અને તિરસ્કારને પાત્ર થયા! યુરપના શોધક મહાત્માઓ ન્યાત બહાર તો શું પણ નાસ્તિક કહેવાઈને દેહાંત જેવી મોટી શિક્ષાઓ ખમ્યા, તેમાં પ્રસંગે રીબાવી રીબાવીને પ્રાણહાનિઓ કરવામાં આવી છે! સોક્રેટિસ જેવા

મહાત્માને દેહાંત શિક્ષા ! પયગમ્બર ક્રાઇસ્ટને લાકડા સરસા ખીલા ઠોકીને પ્રાણનો ઘાત કર્યો ! આ બધાનો એક જ જવાબ છે. 'માયા'. સ્વામી દયાનંદ તથા કેશવચંદ્રસેન જેવા જૂના તથા હાલના સંસાર સુધારકો પણ મુશીબતો વેઠતા અને વેઠે છે તે પણ 'માયા' જ છે. માત્ર આ બધાઓનો શુદ્ધ ભાવ હોવાથી તેમનાં નામ અમર થઇ ગયાં. સત્ય વસ્તુને 'માયા' લાગી શકતી નથી. સૂર્યનો પ્રકાશ વાદળથી ઘડીભર મંદ પડે પણ તેથી તે ઢંકાતો નથી, તે જ ન્યાયથી આચાર્ય માટે ક્ષણભર કોઇ આવરણ લાવે, પરંતુ તેથી તેમની કીર્તિને ઝાંખ લાગતી જ નથી. ભરતખંડમાં અને બહાર પ્રસરતી જ જાય છે. નેપોલિયનને તેના સરદારે "સેંટહેલીના"માં કહ્યું કે "તમે ક્રાઇસ્ટ કરતાં શું ઓછા છો ? તમે જ પરમેશ્વર છો", ત્યારે તે વીર મહાત્મા કહે કે મને જમીનમાં દાટ્યા પછી કોઇ યાદ પણ નહિ કરે, અને જુઓ કે ક્રાઇસ્ટને ભૂમિગત કર્યા પછી સેંકડો વર્ષે પાછો જીવતો થયો એટલું જ નહિ પણ દિનપ્રતિદિન વધારે ને વધારે જીવતો થતો જાય છે !" સીઝર, નેપોલિઅન, સિકંદર, વિગેરે ચક્રવર્તી કોઇ પૂજાતા નથી; પૂજાવામાં ગરીબનો દીકરો ક્રાઇસ્ટ ! !

આ પ્રમાણે આચાર્યના સિદ્ધાંતથી હિંદુસ્થાન બહારના પંડિતો પણ ચકિત થઇ જાય છે. જડવાદી ભૌતિકશાસ્ત્રના પંડિતો પણ પોતાના 'મોનિઝમ્'ને સરખાવવા પ્રયત્ન કરે છે, પણ મેળ કયાંથી મળે ? ચોતરફ તેમનો પ્રકાશ અને કીર્તિ ઝળકી રહ્યાં છે, અને સર્વત્ર પૂજાય છે. શંકા આવે છે કે આચાર્ય ઉપર આક્ષેપ કરનારા ખરા મનથી માનતા હશે કે તુળશી સારી કે રૂદ્રાક્ષ, વિષ્ણુ મોટા કે શિવ મોટા, સાયુજ્ય મુક્તિ ઇષ્ટ કે સામીપ્ય, કૈલાસ સારૂં કે વૈકુંઠ કે ગોલોક આવા આવા વાદોથી તથા પ્રશ્નોથી અપૂર્વ વિદ્વતાવાળા બૌદ્ધ તથા જૈન

મતોને તેમ જ તે સમયના કહેવાતા વૈદિક ધર્મોનું નિરસન કરી શકાત? "શિવાજી ન હોતે તો સુન્નત હોત સબકી" એ જ ન્યાયથી, આચાર્ય ન હોત તો 'આર્ય' એવું નામ પણ રહ્યું ન હોત એ વાત કોની અજાણમાં છે? બાદ્ધોએ વર્ણ આશ્રમ કર્મકાંડ ઉપાસના શાસ્ત્ર બધાંનું નિકંદન કાઢેલું તે બધું આચાર્યે નવેસર કર્યું, અને જાણે કે નવો યુગ શરૂ કર્યો હોય એમ ઉદ્ધાર કર્યો; તે છતાં પણ હાલ જેમ કેટલાક મહાત્માઓ મોટા પુરૂષોને હરેક રીતે હલકા પાડવામાં જ ગૌરવ માને છે તેવાઓ—પછી તે સ્વધર્મવાળા હો અગર પરધર્મવાળા હો—રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, મહાદેવ, આચાર્યો વિગેરે દૈવી પુરૂષો માટે હલકું બોલે તેમાં પોતાની જ યોગ્યતા બતાવે છે કે બીજું કાંઇ છે? આવા મહાત્માઓ માટે દીલગીરી સિવાય બીજો બોલ જ નથી. પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપો! સુખડ સુગંધ ન છોડે અને ડુંગળી દુર્ગંધ ન છોડે! જાતિ સ્વભાવનો શો ઇલાજ? દોષ બંને પક્ષમાં તો ખરો. અદ્વૈતી તત્ત્વવાળા પાછળનાઓ બીજા મતોની તથા સંપ્રદાયની નિંદા કરે અને નિંદા પામે એ એક વ્યવહાર જ જાણે થઇ ગયો!

ગ્રાહકની યોગ્યતા ઉપર જ ગ્રાહ્યની કીંમત છે. હીરો શાક બજારમાં નહિ પણ ઝવેરી બજારમાં જ પરખાય; તે પણ વળી ઝવેરી એકાગ્ર થઇને (જરૂર પડે તો ભાંગનો નિશો કરીને પણ), જુએ ત્યારે જ પારખી શકે! વળી એક બીજી બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે આ દુનિયામાં બધાનું મન સંપાદન કરનાર એક માણસ હજુ સુધી પાક્યો નથી, અને તેવો મિથ્યા પ્રયત્ન કરવો એ જ મિથ્યા. માયાનું આવરણ એવું છે કે તેમ થવું અસંભવિત છે; માટે જ ગીતામાં સાબીત કર્યું છે કે ફળની અપેક્ષા રાખ્યા સિવાય માણસે નિષ્કામપણે કર્મ કર્યા કરવું. ગાળની સામે ગાળ દેવાથી ગાળનો વ્યાપાર ઉલટ વધે.

દ્વેષ વધે અને તેથી દુઃખ પણ વધે, માટે શાન્તિથી પોતાનું કર્તવ્ય કરવું એ જ પુરૂષાર્થ છે. 'માયા'ને જીતવાને તેટલો જ ઉપાય છે. ઉપરના બધા મહાત્માઓએ એ જ સિદ્ધાંત પ્રત્યક્ષ બતાવી આપ્યો છે, હાલમાં પણ તે જ સ્થિતિ દેખાશે. મોટાઓ ઉપર આક્ષેપો આવ્યા જાય છે, ને તેઓ શુદ્ધ બુદ્ધિથી પોતાનું કર્તવ્ય કર્યા કરે છે. બીચારી આન્નીબીસાંટ કહે છે કે "મારા મૃત્યુ પછી જ મારે માટે ખાત્રી થશે," તે ખરૂં છે. વાસ્તવમાં પણ દ્વિજમાં જન્મ લેશે એટલે જ ખરો અધિકાર થશે. વળી પ્રત્યક્ષ અનુભવની વાત છે કે માણસ જેમ જેમ જેને રાજી રાખવા વધારે પ્રયત્ન કરે, તેમ તેમ પરિણામ ઉલટું આવવાથી તેને વધારે ને વધારે નિરાશા અને દુઃખ પ્રાપ્ત થાય છે. પામર તો તરત પાછો ફરે અને ઉદ્યમ છોડી દે, પરંતુ આચાર્ય જેવા મહાત્માઓ કેમ છોડે? એ તો લોકના અનુગ્રહની ખાતર, સારા નરસા કહેવરાવવાની દરકાર જ રાખતા નથી, અને ગીતામાં કહેલું નિષ્કામ કર્મ કર્યા જ જાય છે. તેઓને પડેલો ત્રાસ દુનિયાંના હિસાબે ભલે હોય પરંતુ તેઓ તો સદા આનંદમાં જ હતા! ઓળખનાર ઓળખે અને બાકીના ભલે ભવાટવિમાં ભટકે! રામ, કૃષ્ણ તથા કપિલ ભગવાને પોતાની માતાને પણ કૃપા કરીને ખાસ બોધ આપ્યો ત્યારે જ ઓળખાણ થઇ હતી, બાકી રાત દિવસ પાસે રહેનારે પણ ઓળખ્યા ન હતા. 'યશોદા અને દશરથનો પુત્રભાવ કદી મટયો હતો! આ બધાનું કારણ જ 'માયા.' આ ઠેકાણે એક ઇશારો કરવાની જરૂર દેખાય છે કે આચાર્યના સિદ્ધાંત ન સમજાય, અથવા પ્રમાણિકપણાનો મતભેદ હોય તો સારા શબ્દોમાં કહેવું એ ગૃહસ્થાઇનું લક્ષણ છે, સારા વિચાર કરવા અથવા સારી વાણી બોલવી એમાં જ ગૃહસ્થાઇ, કુલીનતા તથા સૌજન્ય છે. यद्वा यद्वा संन्ति वाक्यबाणाः । तद्वा तद्वा ज्ञातकुलप्रमाणम् ॥ એક

સાધારણ મનુષ્યના તિરસ્કાર અથવા અપમાનથી ભયંકર પરિણામ સોસવાં પડે છે, એ અનુભવની વાત છે, તો પછી આવા દૈવી પુરૂષોની, નાહક વગર સમજે નિંદા કરવામાં શો લાભ તે તો જે તે નિંદકો જ સમજે. ખરી વાત, ઉપર કહ્યા મુજબ એ જ છે કે જ્ઞાનપ્રિય માટે વેદવિરૂદ્ધના પાખંડી મતોના ખંડન માટે સિદ્ધાન્તની ખાતર, કહેવાતા ' માયાવાદ 'ની ઉંચામાં ઉંચી કોટિ છે, અને ભક્તિના અધિકારી માટે સ્તોત્રો આદિ તૈયાર છે. જેને જે જોઇએ તે લે ! શક્તિ, રૂચિ અને અધિકાર ઉપર આધાર છે.

આચાર્ય પછીના આચાર્યો માટે પણ, ઉપરનું વિવેચન પ્રસગ પ્રમાણે તથા પ્રમાણમાં લાગુ થઇ શકે છે. અદ્વૈતવાદના સિદ્ધાંતમાં ભક્તિને ગૌણપદ મળ્યુ છે એમ સમજીને અનુયાયીઓએ ગેરસમજ કરી તેથી ભક્તિના ઉત્કર્ષ માટે જ મતભેદ થઇ તે સમ-યના જનસમાજ માટે એકદેશી સપ્રદાયો થયા છે. વાસ્તવમા એ બધા વેદવિહિત છે. પાછળના આચાર્યોનાં પરાક્રમ પણ જે તે સમય માટે અપૂર્વ હતાં, માત્ર વિસ્તાર તેટલો વિશાળ ન હતો, તેમ વિકટતા પણ કમી હતી. બાકી સંપ્રદાય પ્રવર્તાવનારા બધા જ આચાર્યશ્રીઓ દૈવી પુરૂષ હતા એ નિર્વિવાદ છે. શંકરાચાર્ય શંકરનો અવતાર તો રામાનુજાચાર્ય શેષાવતાર; મધ્વાચાર્ય હનુમાનના અવતાર તો વલ્લભાચાર્ય અગ્નિના અવતાર કહેવાય છે ! માત્ર એક બાબત ધ્યાનમાં રાખવાની છે તે એ કે જ્યાં ગાદી–પછી રાજ્ય ગાદી હો કે ધર્મ ગાદી હો પણ–પસંદગી ઉપર હોય છે ત્યાં હંમેશ તેજસ્વી અને પ્રતાપી પુરૂષ પાકયા છે. ઉદેપુરની ગાદી જુઓ કે શિખના આચાર્યો જુઓ તો તેની સાબીતીઓ અનેક છે. શંકરાચાર્યની ગાદી માટે પસંદગીનું તત્ત્વ માન્ય હોવાથી જ પરિણામ સારૂં દેખાય છે. તે જ પસંદગીનું તત્ત્વ પ્રજાસત્તાક રાજ્ય અંધારયુગમાં તના સ્વરાજ્યમાં પણ છે. આચાર્યશ્રીએ જ આવી

પરનાલિકા બાંધી મુકી છે. અન્ય સંપ્રદાયોમાં ગૃહસ્થ હોય તો વારસ ગાદીએ આવે, અને વિરક્ત હોય તો ચેલા આવે, પણ આચાર્યશ્રીએ તો, સંસારી બ્રાહ્મણ અથવા વિરક્ત ગમે તેમાંથી સર્વમાન્ય થાય તે ગાદીએ આવે ત્યારે વિરક્તજ હોવો જોઇએ એવું ધોરણ બાંધ્યું છે.

શંકરના 'અદ્વૈત'વાદને વાસ્તવમાં 'અભેદ'વાદ કહેવામાં આવે તો વધારે યોગ્ય થશે. 'દ્વૈત' પણું એટલે 'બે' પણું નહિ તે 'અદ્વૈત'. 'દ્વૈત—' 'બે' પણ. છતાં નહિ હોવું તે 'અદ્વૈત'—એટલે કે બેપણું છતાં તેમાં ભેદ નહિ તે અદ્વૈત—અભેદ. દ્વૈત તે પ્રત્યક્ષ છે; પરંતુ વાસ્તવમાં પરમાર્થરૂપે એકપણું હોઇને બંનેમાં અભેદપણું હોવું તે જ અદ્વૈત—અભેદ.

આ અદ્વૈતવાદને માયાવાદ કહેવામાં આવે છે. આ 'માયા-વાદ' શબ્દ કોઇ શાસ્ત્રમાં નથી; પરતુ 'માયા' ઉપર આ વાદનો આધાર હોવાથી તેમ પાછળના અનુયાયીઓએ માયાનો વિકાર કરીને એક પક્ષ જેવું સ્વરૂપ આપવામાં આવ્યું છે તેથી પાછળના અન્ય સંપ્રદાયના આચાર્યોએ વિકારને સુધારવામાં, મૂળને જ નહિ પકડીએ તો કાંઇ નહિ બને એમ સમજીને મૂળનું ખંડન કર્યું. વાસ્તવમાં પાછળના સંપ્રદાયોમાંનો કોઇ પણ સંપ્રદાય, આચાર્યના સમયમાં ન હતો એટલે પાછળથી વેદના આધાર લઇને સંપ્રદાયો થયા તેમનું ખાસ ખંડન આચાર્યે કર્યું જ નથી, કેમકે અસ્તિત્વ જ ન હતું; પણ માત્ર પાખંડી મતોનો નિરાસ કરવામાં બ્રહ્મની સિદ્ધિને અર્થે જે વાક્યો આવ્યાં તે પોતાનું ખંડન સમજીને તેનું ખંડન થયું. વળી બીજી દીલગીરી એ કે પાછળથી થએલા ખંડનનું ખંડન ખુદ આચાર્યશ્રી શી રીતે કરી શકે? બીજાઓએ કર્યું આચાર્ય તો પ્રભુ જાણે કીયો માર્ગ લેત તે કેમ કહી

શકાય ? કેમ જાણ્યું કે પોતે જ અનેકરૂપે પ્રકટ થઇ, સ્થળ સમયને લઇને પ્રુવંાસા કર્યાં ન હોય ? અસ્તુ. અધ્યાત્મપુરાણના અધ્યાય ૪ માં કહે છે કે " શાસ્ત્રવેત્તાઓ તો 'અજ્ઞાન'ને જ 'માયા' કહે છે, જેમ કે દીપક હોય ત્યાં અંધારાનું જ્ઞાન હોતુ નથી તેમ વિવેકી પુરૂષો જ્યાં જ્યાં દૃષ્ટિ કરે ત્યાં 'માયા' રહે નહિ. યથાર્થ જ્ઞાનથી નાશ થાય તે જ " માયા " વળી ભક્તિગ્રંથકુસુમાંજલિમાં પણ પ્રકૃતિ ' ના અર્થમાં કહેલી છે " ઇશ્વરની ' માયા ' પ્રાણીમાત્રને જાળમાં ફસાવીને ખેંચે છે. " એમ પણ કહેલું છે. ખરી રીતે તો આ માયામાં નહિ ઘસડાતાં પુરૂષે, સામે પૂરે જઇ, વિક્ષેપ તથા આવરણનાં પડળ દૂર કરી બ્રહ્મમય થવું એ જ પુરૂષનો પુરૂષાર્થ, અને એ જ મોક્ષ. આ ' માયા ' તે ઇંગ્રેજીમાં જેને ' ગ્રેટમધર ' કહે છે, તેમ લૅટિનમાં ' મેગ્નામેટર ' કહે છે, ઇત્યાદિ અનેક નામે દુનિયામાં દરેક ધર્મ કે પંથમાં હરેક રીતે જૂદાં સ્વરૂપે કલ્પાઇ છે અને કહેવાઇ છે તે જ. ' માયા ' શબ્દની વ્યુત્પત્તિ અનેક રીતે થાય છે; તેમ તેનાં નામ પણ શાસ્ત્રમાં અનેક દેખાય છે જેમ કેઃ–પ્રકૃતિ. પ્રધાન, અવિદ્યા, અજ્ઞાન, મહામાયા, આદ્યશક્તિ, અવ્યાકૃત, જાયા, અજા, મહત્તત્ત્વ. ઇત્યાદિ.

પ્રકૃતિ. **तमस्** પ્રધાન થઇને ભૂત ભૌતિક માત્રને ઉપાદાન કારણરૂપે રચે તેથી.

પ્રધાન. જીવ માત્ર કર્મ અને અદૃષ્ટ વાસનાઓ સહિત કારણ દેહથી તેનામાં લીન રહે છે તેમ જ પ્રલય કાળે વળી ઉદરમાં રાખીને સાથે ઉદાસીન રહે છે તેથી.

અવિદ્યા. બ્રહ્મવિદ્યાના યોગે તેની નિવૃત્તિ થાય છે તેથી.

અજ્ઞાન. બ્રહ્મના પેટે પોતાના સત્ય સાક્ષી સ્વરૂપને આવરણ કરીને ઢાંકી દે છે તેથી.

મહામાયા. નિર્વિકલ્પ રૂપમાં દુર્ઘટ ઇચ્છા આદિને ઉત્પન્ન કરે જેથી જેમ દેશકાલ આદિ સામગ્રીવિના દુર્ઘટ પદાર્થ ઇંદ્રજાળી કરે છે તેમ, અસંગ અદ્વિતીય બ્રહ્મમાં ઇચ્છાદિ દુર્ઘટને બનાવે છે તેથી.

આદ્યશક્તિ. શક્તિમાન પુરૂષથી ભિન્ન નહિ તેથી, તેમ ચેતનના આશ્રય સિવાય સ્વતંત્ર ન રહી શકે તેથી.

અવ્યાકૃત. ઇશ્વરના કારણ દેહને કલ્પે છે તેથી.

જાયા. જગતને જન્મ આપે છે તેથી.

અજ્ઞ. જીવ શિવને જૂદા બતાવે છે તેથી.

મહત્તત્ત્વ. ત્રણ ગુણનું કારણ સામાન્યે અહંકારરૂપે છે તેથી.

ઉપર કહ્યું તેમ 'માયા' શબ્દની વ્યુત્પત્તિ તથા અર્થ ઘણી રીતે થાય છે. '**मा** તથા **या** બંને 'ન'કાર વાચક છે, કેમકે **या** માં પણ 'જવા'નો અર્થ છે. આ બે 'ન'કાર તે જ **नेतिनेति** રૂપ છે, વળી **मा** તે 'ન'કાર વાચક, અને **या** એટલે 'જે', એટલે કે 'જે દેખાય છે તે નાહે', મંતવ્ય વિરૂદ્ધ તે જ 'માયા'; એટલે કે 'આભાસ'નો ધ્વનિ છે. **मीयत अनया इति माया.** વળી 'મા'ધાતુ (માપવાના અર્થમાં) મૂળ છે. આ શબ્દની ક્રાંતિઓ પણ બહુ થઇ ગઇ છે. 'માયા' શબ્દ, વેદમાં 'અવિદ્યા'ના નામથી પણ 'ભૂલ' અથવા 'ભ્રમ'ના અર્થમાં વપરાયો દેખાય છે. વળી કવચિત્ 'ઇંદ્રજાળ' જેવો પણ દેખાય છે; **इंद्रो मायाभिः पुरूरूप ईयते।** "માયા' તે 'દૈવી' અને 'રાક્ષસી'–આસુરી–એમ બંને પ્રકારની જોવામાં આવે છે. શ્રુતિ પ્રમાણે **जीवेशावाभासेनकरोति सा माया.** જીવ અને ઇશને આભાસ દેનારી માયા. ધીમે ધીમે આ શબ્દ "અંતરાય' અથવા 'પટલ'ના અર્થમાં ગયો. પાછું ઉપનિષદોમાં

'માયા'નું સ્વરૂપ બંધાવવા માંડ્યું. 'માયા' તે પ્રકૃતિ, અને માયાવાળો તે પરમેશ્વર એમ સ્વરૂપ બંધાયું. **मायां तु प्रकृतिं विद्धि । मायिनं तु महेश्वरम्** (જુઓ શ્વેતાશ્વેતર ઉપનિષદ્ તથા ભગવદ્ગીતા). વળી શ્રુતિમાં **अजामेकाम्** ઇત્યાદિ કહેલી છે તે 'માયા' તે **मूला** અજ્ઞાન એટલે કે બ્રહ્મને આચ્છાદન કરનારી અને બ્રહ્મજ્ઞાનથી જેનો નાશ થાય તેવી માયા. **इंद्रोमायाभिः पुरुरूपईयते** ઇત્યાદિની માયા ને **मूला** માયા છે. બૌદ્ધો એ તો 'માયા' ઉપર ઘણો જ વાદ કર્યો છે. ગીતામાં **मोहमयी** શબ્દ માયાના ભાવમાં દેખાય છે. વૈદિક નિઘંટુમા 'માયા' શબ્દ પ્રજ્ઞાનવાચક દેખાય છે. બ્રહ્મસૂત્રમાં **मायामात्रं तु कार्त्स्न्येन** (૩–૨–૩) છે, તેમાં સ્વપ્ન સૃષ્ટિને 'માયા' વાળી કહી છે. આ 'માયા' શંકરે બુદ્ધિથી બતાવી તે બૌદ્ધના શૂન્યવાદની છાયા, ભલે કહેવાય; પણ તે ઉપનિષદોમાં સ્પષ્ટ છે. **उत्तरतापनीय** ઉપનિષદ્‌માં 'માયા' નો અર્થ આચાર્યશ્રી જેવો કાંઇક વિશેષ સ્પષ્ટ છે. **ईश** ઉપનિષદ્‌માં, "સોનાના વાસણથી ઢંકાએલું સત્ય" (બ્રહ્મ) કહેલું છે આ નાનું પાત્ર તે "આવરણ" માયા. **कठ** ઉપનિષદ્‌માં "અંધ અંધને દોરે છે. જ્ઞાનનો આશ્રય લેતો અજ્ઞાન જાય," એમ કહીને ' અજ્ઞાન–અંધકાર ને માયા કહી છે. વળી 'આત્મા' સિવાયનું બધું માત્ર નામ–શબ્દ–કહેલું છે. **मंडुक** ઉપનિષદ્‌માં "અજ્ઞાનની ગ્રંથિ" કહીને, ' તે છુટવી જોઇએ એમ કહેલું છે. આ 'અજ્ઞાન ગ્રંથિ" તે જ માયા. **बृहदारण्यक** ઉપનિષદ્‌માં **असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय** કહે છે એટલે કે અસત્ અથવા તમસ્ તે જ માયા. વળી આ ઉપનિષદ્‌માં ઋગ્વેદનો પણ ઉલ્લેખ છે. ઉપર કહેલું વાકય **इन्द्रो वा** ઋગ્વેદમાં છે તેમાં '**शक्ति**' ના અર્થમાં તેમ વળી જાણે કે દ્વૈત હોય એમ 'આભાસ' ના અર્થમાં પણ છે. **छांदोग्य** ઉપ-

નિષદ્‌માં 'જ્ઞાન' ને 'શક્તિ' કહીને 'અજ્ઞાન' ને નિર્બળતા (Impotence) કહી છે. વળી 'સત્ય' ને, 'અસત્યે' છુપાવ્યું છે. એ સત્ય-આત્મા-હૃદયમાં જ છે એમ કહી અજ્ઞાન ને માયાના અર્થમાં બતાવ્યું છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં ઉપર કહ્યા મુજબ माया શબ્દ સ્પષ્ટ છે. આ 'માયા' ને 'પ્રકૃતિ' કહીને 'ઇંદ્રજાળ'-Illusion જેવી કહીને मायी ને 'મહેશ્વર' કહેલો છે. प्रश्नोपनिषद्‌મા પણ माया શબ્દ સ્પષ્ટ છે તે પણ ઉપરના જેવા અર્થમાં છે. આ સિવાય ઉપનિષદોમાં અનેક ઠેકાણે 'માયા' શબ્દ સ્પષ્ટ કહીને 'મિથ્યા' ના અર્થમાં લીધી છે, જેમ કે इदं प्रपंचं नास्त्येवन्नोत्पन्नं नो स्थितं जगत् । माया कार्योदिकं नास्ति मायानाश्रित भयं नहि । ब्रह्माहमस्मीति स्मरणस्य मनो नहि । વંધ્યાકુમાર, શશશૃંગ, મૃગતૃષ્ણાજલ, ગંધર્વનગર આદિ અનેક શબ્દો છે. વળી रक्षन्तो विष्णु रित्यादि, ब्रह्मा सृष्टेस्तु कारणम् । संहारे रुद्र इत्येवं सर्वं मिथ्येति निश्चिनु । अहं ब्रह्मास्म्यहं ब्रह्मास्म्यहं ब्रह्मेति निश्चयः ॥ योऽसावसौ पुरुषः सोऽहमस्मि । तद्योऽहं सोऽसौ योऽसौ सोऽहम् ॥ ઇત્યાદિ અનેક વાક્યો છે. શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૬ અ૦ ૧૬ શ્લોક ૫૪ મો

एवं जागरणादीनि जीवस्थानानि चात्मनः ।
मायामात्राणि विज्ञाय तद्द्रष्टारं परं स्मरेत् ॥

છે. આ શ્લોક ઉપર શ્રીધર સ્વામીજીની ટીકા છે તેમાંનાં जीवस्थानानि એટલે કે जीवोपाधे र्बुद्धेरवस्थाभूतानि आत्मनो मायामात्राणि કહેલું છે. આ અર્થ બરાબર આચાર્યશ્રીને મળતો છે. એ જ 'માયા' આગળ જતાં વૈષ્ણવી 'લીલા' પણ થઇ. શ્રી રામાનુજાચાર્ય 'માયા'નો અર્થ 'અદ્ભૂત' કરે છે.

આચાર્યશ્રીના ગુરૂ ગુરૂનાગુરૂ ગૌડપાદની ' માંડૂક્યકારિકા ' માં આચાર્યના જેવો માયાવાદ દેખાય છે ખરો. ગૌડપાદ ઉપર બૌદ્ધની કાંઇક છાયા હતી એમ કોઈ તર્ક કરે છે, પણ મહાન વિદ્વાનો તે વાત માન્ય કરતા નથી, છતાં ઘડીભર માનાએ કે છાયા હતી તો પણ શું આશ્ચર્ય ? બૌદ્ધોનો માયાવાદ શું હતો એ તો પ્રસિદ્ધ છે. ગૌડપાદનો તો કેવળ આસ્તિક છે. બૌદ્ધોમાં જેમ ' યતિ ' ઉપર ખાસ આગ્રહ છે ને નેથી વૈરાગ્ય ત્યાગ ઉપર વિશેષ ભાર મુકયો છે તેમ ગૌડપાદ પણ ત્યાગી સંન્યાસી હોવાથી તેમને કેટલાક બૌદ્ધના સિદ્ધાંતો પસંદ પડે એ બનવા જોગ છે. વળી બૌદ્ધ કાંઇ ભારતવર્ષ બહારનો પરકીય ધર્મ ન હતો; પ્રવર્તકો પણ હિંદુ-બ્રાહ્મણો જ હતા. માત્ર આ ' *માયા 'ને બૌદ્ધોએ આધાર આપ્યો ન હતો તે બ્રહ્મનો આધાર મળ્યો. પ્રથમ બૌદ્ધોનું ખંડન કરનાર કુમારિલ ભટ્ટ જ બૌદ્ધ હતા. રાજા સુધન્વા પણ બૌદ્ધ ! બીજો શો ઉપાય ? ઇસ્લામી મહઝબમાં ' કાફર ' કહે છે, તે પણ એક પ્રકારનો વિકૃત હિંદુ ધર્મ જ સમજવાનો, માત્ર કુમારિલભટ્ટે વૈદિક ધર્મ સ્થાપ્યો પછી મંડનમિશ્ર પણ વૈદિક ધર્મવાળા ગણાયા, ને શંકર પણ ગણાયા આચાર્યના ચાર શિષ્યોનો ઇતિહાસ પણ અતિ ચમત્કારિક અને અપૂર્વ છે. ચારે શિષ્યોની હકીકત જાણવા યોગ્ય છે.

---

* શાંકરવિચારમાં માયા અને અવિદ્યાના રૂપ ભેદની સ્પષ્ટતા થઇ નથી; પરંતુ તેમના અનુયાયીઓએ એમ બતાવ્યું છે કે જે શક્તિ શુદ્ધ ચૈતન્યને ઢાંકે તે અવિદ્યા એટલે અજ્ઞાન અને તેનાથી આવૃત તે ' જીવ ' અને શુદ્ધ ચૈતન્યને જગતરૂપે વિક્ષિપ્ત કરી દેખાડે તે ' માયા ", અને જેના ઉપર તે આરોપાય તે માયાવી-ઇશ્વર.

આત્મપુરાણમાં કહે છે કે: " માયાની દુર્ઘટતા જણાવવા માટે ચાર રીતના 'માયા'શબ્દના અર્થ થાય છે. એક તો ત્રણે કાળમાં ન થાય તેને બુદ્ધિમાન 'માયા' કહે છે. બીજું કાર્ય કારણરૂપ જગતના ભેદનું જે કારણ છે તેને શાસ્ત્રવેત્તાઓ 'માયા' કહે છે. ત્રીજું આ સર્વ જીવોના આત્મસ્વરૂપને જે આચ્છાદન કરે છે, તે 'માયા' કહેવાય છે, તથા ચોથું યથાર્થ જ્ઞાન વડે જે નાશ પામે છે તેને પણ વિદ્વાનો ' માયા ' કહે છે. " પદ્મપુરાણમાં મા લક્ષ્મી યા મોક્ષ અને યા દેનારી કહેલાં છે.

આ પ્રમાણે અનેક કૃતિઓ થઇ તેમાંથી પસાર થયા પછી ' માયા ' આચાર્યના હાથે સ્થિર થઇ. આ સ્થિરતા લાંબી મુદત સુધી ટકયા પછી, પાછળથી આચાર્યોએ પાછો, તેમા વિકાર કર્યો. આ પ્રમાણે ખુદ ' માયા ' પણ ' માયા 'ની જાળમા પડી. હાલમાં તો ' માયા ' એ લક્ષ્મી પે આખી દુનિયાને, ને ખાસ યુરપ અમેરિકાને તથા જાપાનને ઘેર્યા છે, ને ત્યા પૂજાય છે।

આ સંપ્રદાયમાં જ્ઞાન ઉપર વધારે ઝોક હોવાથી, તેના કયારામાં પાછળથી સંતધર્મ, કબીરપંથ વગેરેના બીજ રોપાય. આ શુષ્કભક્તિવાળા મહારાષ્ટ્રમાં, રામદાસ, તુકારામ, મોરોપંત, જ્ઞાનેશ્વર જેવા અદ્વૈતી વૈષ્ણવ મહાત્મા પાકયા; ' પંચદશી ' જેવા અનુપમ ગ્રંથો લખાયા. સ્થૂળઇન્દ્રિયગ્રાહ્ય વસ્તુ ન હોય ત્યાં પછી શાસ્ત્ર, બુદ્ધિ અને યુક્તિની જરૂર પડે જ; એટલે જે તે પોતાના ગજા પ્રમાણે ગ્રહણ કરી લે. આ તત્ત્વ દરેક ધર્મમાં છે.

આખા સંપ્રદાયનું રહસ્ય એક વાકયમાં કહેતાં સ્વપ્નનું મનોરાજ્ય જેમ સ્વપ્નમાં સત્ય છતાં જાગવાથી મિથ્યા છે ને તે માટે જેમ બુદ્ધિમાન હર્ષ કે શોક કરતો નથી તેમ જાગ્રતના

મનોરાજ્ય સંબંધમાં જ્ઞાનથી 'જાગેલા' માટે સમજવાનું છે. એમ કહેવા હરકત દેખાતી નથી. શું હતું ને શું ગયું?"

વાસ્તવમાં તો શંકરના અદ્વૈત મતનું ખંડન પાછળથી થયું છે તે ખુદ વ્યાસ ભગવાનનું જ સમજવાનું છે. કેમકે સાંખ્ય વગેરે દર્શનોમાં અદ્વૈતવાદનું ખંડન છે તે વખત આચાર્ય ન હતા, પરંતુ વ્યાસનાં બ્રહ્મસૂત્રો જ હતાં. પાછળના આચાર્યોએ શંકરના અદ્વૈતનું ખંડન કર્યું છે એટલે કે વ્યાસ અને શંકરનો અદ્વૈતવાદ એક કહેવામાં શો વાંધો? પછી વિદ્વાનો તો ગમે તેમ કરવા સમર્થ છે!

## ૪ વિશિષ્ટાદ્વૈત.

શંકરના અદ્વૈતવાદમાં પાછળના આચાર્યોએ કળિયુગના વધવા સાથે અધિકાર કમી થતા જવાથી તે સમયના મનુષ્યોના અધિકાર પરત્વે સુધારા વધારા કર્યા છે એમ આગળ કહેવાઇ ગયું છે. શંકરે વૈદિક ધર્મ સ્થિર કર્યો, અને વિધ્વંસ થતો હતો તે ઉગાર્યો. ચારે ધર્મોનું અસ્તિત્વ તો હતું, પરંતુ એકનું પણ પૂર્ણ રૂપ નહોતું. વેદમાં શું નથી? ઉપનિષદોમાં બૌદ્ધ, જૈન, સાંખ્ય, યોગ ન્યાય, વૈશેષિક, મીમાંસા, દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત સર્વે છે (જુઓ An, Encyclopaedic history of Indian philosophy vol: 2 chapter IV p. 179). આવા સંજોગોમાં એમ કહી શકાય કે એક માટીનો ગોળો થયો કે પછી કુંભાર તેમાંથી ગમે તે ઘાટ ઘડી શકે છે તેમ અસ્તવ્યસ્ત થઇ ગયેલી ધર્મની માટી એકઠી કરી તેનો ગોળો શંકરે આપ્યો, પછીથી તેમાંથી ઘાટ ઘડયો, ને પછી તેમાંથી રૂચિ અનુસાર બીજા પણ ઘાટ ઘડાયા સમય, સ્થળ, તથા સંજોગો પ્રમાણે સુધારા વધારા થયા, ને તેને અંગે બીજા સાત સંપ્રદાયો થયા. તેમાં મુખ્ય વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, તથા શુદ્ધાદ્વૈત

છે. પરંતુ અદ્વૈતનો ખરો હરીફ અથાગ વિદ્વત્તાયુક્ત વિશિષ્ટાદ્વૈત જ છે. બાકી વાસ્તવમાં અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અથવા શુદ્ધાદ્વૈત કાંઇ પણ ઉપર કહ્યા મુજબ નવું નથી. હવે જુઓ કે શંકરના સિદ્ધાંતો તથા દલીલો બુદ્ધિના ક્ષેત્રમાં ગમે તેટલા ઉત્તમ છતાં પણ તેને સમજવામાં અથવા અનુભવવામાં અધિકારીઓ ન પાકે તો પછી એ સિદ્ધાંતો તથા દલીલાનો ગેરઉપયોગ થાય તેમા કાંઇ આશ્ચર્ય ? કાળે કરીને સિદ્ધાંતનો પાયો 'સાધનસંપત્તિ' કમી થવા માંડી, અને **અહંબ્રહ્માસ્મિ**નો પોપટ જેવો પાઠ હૃદયના શૂન્યત્વમા અથવા અનાચારમા અથવા કવચિત્ નાસ્તિકપણામાં જવા જેવું પણ જણાતું, અને અંતે જ્ઞાનનો ધુનમા અનધિકારીથી ભક્તિની અવજ્ઞા થવા માડી ત્યારે ભક્તિને પ્રધાનપદ મળવાની જરૂર પાછળથી જણાઇ. ગમે તેવી મીઠી વસ્તુ હોય પણ તેમાં કાળે કરીન સડો પેસ છે, અને નુકસાનકારક થાય છે એ અનુભવસિદ્ધ છે. આ પ્રમાણે કાળની ગતિ તથા કલિનો વેગ વધવા સાથે ધર્મની દશા જોઇને ભક્તિ માર્ગ દઢ કરવા માટે લોકના અનુગ્રહની ખાતર પ્રભુના 'ધર્મ–સંસ્થાપના'ના સંકલ્પને અનુસરી દક્ષિણ કાવેરી નદીના 'ભૂતપુર" ગામમા **શ્રીરામાનુજાચાર્ય** બારમા સકામા પ્રકટ થયા ! આચાર્યશ્રી શેષાવતાર કહેવાય છે. તેઓશ્રીનો જન્મ ભૂતપુરીગામે કેટલાક મોધમ ઇ. સ. ૧૦૧૧ મા, ૧૦૧૭ માં અને કેટલાક ચોક્કસ ૧૧૨૭ માં થયાનું કહે છે. પિતાનું નામ **કેશવાચાર્ય** અને માતાનું નામ **કાંતિમતી** હતું. તેઓશ્રીએ બહુ દીર્ઘ આયુષ્ય ભોગવ્યું. શંકર કરતાં લગભગ ચારગણું ! શંકર બાળબ્રહ્મચારી હતા, ને તેથી સંસારનો પ્રત્યક્ષ અનુભવ કાંઇ ન હતો. આચાર્યશ્રીએ ૧૨૦ વર્ષનું પૂર્ણ આયુષ્ય ભોગવ્યું અને ગૃહસ્થાશ્રમી હોવાથી સંસારનો કડવો મીઠો અનુભવ સારી પેઠે લીધો હતો ને તેટલા જ માટે તેમનામાં વ્યવહારદક્ષતા વધારે

દેખાય છે. તે સંસારમાં સુખી ન હતા. પત્ની બહુ કલેશી હતાં. આખર સ્ત્રીને પિયર મોકલી બત્રીસમે વર્ષે સંન્યાસ લીધો. તેમના ગુરૂ યાદવપ્રકાશ શંકરમતના હતા. તેમની પાસેથી તેઓશ્રી મીમાંસા શીખ્યા હતા. આચાર્યશ્રીના સિદ્ધાંતના પ્રથમના જાણીતા પુરૂષ શઠકોપ મુનીશ્વર, પછી મુનિવાહનાચાર્ય ને પછી યામુનાચાર્ય થયા. બાદ પરંપરામાં આચાર્યશ્રી થયા હતા. ગુરૂ પરંપરામા નારાયણ, મહાલક્ષ્મી, વિશ્વક્સેન, શઠકોપ, નાથમુનિસ્વામી, રામમિશ્રસ્વામી, યામુનાચાર્ય એ પ્રમાણે છે. શઠકોપ સ્વામી ક્રીયા વર્ણના છતાં શો પ્રતાપ? શંકરે સાધક તરીક ગમે તે ઇષ્ટની ભક્તિની છુટ આપી હતી, પરંતુ આચાર્યશ્રીએ જોયું કે સમયને અનુસરીને તથા લોકની બુદ્ધિ કમતી થવાથી તથા દ્વિજના સંસ્કાર શિથિલ થવાથી પંચાયતનના તત્ત્વને સમજવાને અશક્ત જોઇને એકલા વિષ્ણુની જ સાત્વિક ભક્તિ જરૂરની છે તથા નિરાકાર નિર્ગુણ બ્રહ્મ કરતાં વિગ્રહમય નારાયણ–વિષ્ણુ જ ખરૂં સ્વરૂપ છે ને જીવ તેનો નિત્ય દાસ છે તેથી ભક્તિ જ સાધન ઠીક છે, માટે તે સમયના જન સમાજની રૂચિ, સંજોગો, વર્ણ તથા અધિકાર પરત્વે ધર્મ મર્યાદામાં રાખવા માટે જ્ઞાન સાથે વિષ્ણુ ભગવાનની ભક્તિને પ્રધાનપણું આપ્યું. આ પ્રમાણે શંકરના અદ્વૈતના વિકારથી જે શુષ્કતા ધર્મમાં આવી હતી તે ધર્મ પાછો આચાર્યશ્રીએ ભક્તિના પોષણથી સતેજ કર્યો. બ્રહ્મનું નિર્ગુણપણું રાખીને શંકરના નિર્ગુણ બ્રહ્મને ઠેકાણે સગુણ બ્રહ્મ સ્થાપિત કર્યો, ને 'માયા'નું સ્વરૂપ પણ મંદ્યુ મૂળમાં જેવી રીતે વેદના કર્મદર્શી પૂર્વ ભાગના વિકારમાંથી જ્ઞાનદર્શી ઉત્તર ભાગ ઉપનિષદ્‌ની ક્રાંતિ થઇ; તેમા જયારે પાછી શુષ્કતા થવા પામી એટલે પૂર્વ મીમાસાના યજ્ઞ*

---

*પ્રાણુ અરવિંદઘોષ યજ્ઞને "આત્મ સમર્પણમાં પશુ વૃત્તિઓનો વધ" તથા 'અશ્વમેધ' ને 'પ્રાણાયામ' કહે છે. વળી

યાગાદિ વૈભવના સમારંભ બૌદ્ધોની હરીફાઈમાં પ્રકટયા, અને જ્ઞાન શુષ્ક થયું, એટલે વળી બૌદ્ધ મત થઇને જ્ઞાન અને નીતિ ઉપર ક્રાંતિનો પ્રવાહ ચાલ્યો; પાછો તે જ ધર્મમાં વિકાર થઇ નાસ્તિકપણા ઉપર જઇ યજ્ઞો કરતાં પણ મોટી ધામધુમથી પિતૃપૂજન તથા મૂર્તિપૂજન થઇ જ્ઞાન ભાગ શુષ્ક થવા માંડયો, એટલે પાછા શંકરાચાર્યે પ્રકટ થઇ અદ્વૈતબ્રહ્મજ્ઞાન શિથિલ થયું હતું તે સ્થિર કર્યું; પાછું અદ્વૈતના વિકારમાંથી શુષ્કતા આવી એટલે તે શ્રીરામાનુજાચાર્ય પ્રકટ થઇને ' ચક્રનેમિક્રમ ' ના ન્યાય પ્રમાણે વૈરાગ્યયુક્તગૂઢ શિવતત્ત્વ જનસમાજને બહુ કઠણ થઇ પડ તેથી વૈભવ સાથે વૈષ્ણવી ધર્મની સ્થાપના કરીને તેમાં ભક્તિ અને જ્ઞાન બને રાખ્યાં; પરંતુ ભક્તિનું ગૌરવ વધાર્યું. તેમાં પાછી અદ્વૈત ભાવથી ભક્તિમાં આવવા જેવી જે ખામી હશે તે મધ્વે સુધારણા કરી, ને વળી પાછું અદ્વૈત તત્ત્વ જવાથી પ્રાકૃત જેવું લાગ્યું તેથી વલ્લભાચાર્યે ભક્તિનું દઢીકરણ પૂર્ણ કર્યું અને જ્ઞાનની બહુ દરકાર કાઢી નાંખી. વલ્લભીયસંપ્રદાયમાં ભક્તિમાં પ્રેમતત્ત્વ દાખલ કરી સંબંધ બતાવ્યો છે એ વિશેષ છે. આ સંપ્રદાયોના વિકારમાંથી પછી પંથો તથા સમાજો પ્રકટયાં, તેનું વિવેચન હવે પછીના પ્રકરણમાં કરવામાં આવશે.

આચાર્યશ્રીએ ઉપર કહ્યું તેમ વૈષ્ણવી ભક્તિ પ્રસારી. પ્રાકૃત ' હેય ' ગુણના અભાવથી બ્રહ્મનું નિર્ગુણપણું સાચવીને, સગુણપણાને પ્રાધાન્ય આપ્યું, ને તે જ વિષ્ણુ છે એમ કહ્યું છે. એમ કહેવા હરકત નથી કે જો એકલું અદ્વૈત અને એકલી શિવ ભક્તિ અગર

---

કોઇ ' યજ્ઞ ' એટલે પ્રકૃતિમાં વેષ્ટિત થવું તે; પુરૂષ પ્રકૃતિથી વેષ્ટિત થઇને જીવોરૂપે પ્રકટ થયા તે—evolution—એમ પણ કહે છે. વળી છાંદોગ્ય ઉપનિષદ્‌માં अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तत् ( જુઓ ૮–૫–૧ ) યજ્ઞને ' બ્રહ્મચર્ય ' કહેલું છે

સ્માર્ત પૂજા રહી હોત, અને વૈષ્ણવી સંપ્રદાયો પ્રકટયા નહિ હોત તો હુન્નર, કળા, કૌશલ્ય, ગાન, તાન, નાચ, રંગ, ઋતુના ભોગવિલાસ, ઓચ્છવો, મેળા વિગેરેના સમારંભો આપણામાંથી લગભગ અદૃશ્ય જ થઇ ગયાં હોત, અને તેની ભાવના પણ નષ્ટ થઇ ગઇ હોત! પ્રભુ જે કરે છે તે સારાને માટે જ હોય છે, માત્ર સમજનાર જોઇએ.

શંકરની પછીથી 'અદ્વૈત' શબ્દ સ્વીકારીને પણ તેમના કહેવાના માયાવાદનું ખંડન કરવાની ફરજ કેમ પડી એ સબંધમાં આગળ કહેવાઇ ગયું છે. શાંકરમતમાં તત્ત્વજ્ઞાન મુખ્ય અને ભક્તિ ગૌણ છે. જગત્ કારણ પરમેશ્વર ભક્તિના પાત્ર છે એ ખરૂં પરંતુ તે આપણા જ આત્મા હોવાથી ભજનીય છે ને તેથી ભક્તિ સ્વત. સાધ્ય નથી વિગેરે જોઇને વિષ્ણુ સંજ્ઞાવાળા પરબ્રહ્મ ભજવા લાયક કહી ભક્તિને પ્રધાનપદ આપીને વૈષ્ણવ સંપ્રદાયો,-શિવ તત્ત્વ અને શંકરના અદ્વૈતના અનુભવ માટે બ્રાહ્મણ પણ અધિકારી કમતી થતા ગયા તેથી-પાછળથી રચાયા છે. શંકરના અવિકૃત્ બ્રહ્મનો આ વૈષ્ણવી સંપ્રદાયો સ્વીકાર કરતા નથી. જીવાત્મા તે પરમાત્માનો હોવાથી બન્ને વચ્ચે તાદાત્મ્યભાવ નથી પણ સાયુજ્ય ભાવ હોવાથી આ સંપ્રદાયોમાં 'ભક્તિ' તથા 'પ્રપત્તિ' મુખ્ય છે; ભગવાનના માહાત્મ્યના જ્ઞાનથી ભક્તિનો ઉદય થાય છે ને તેમાંથી પછી પ્રેમ થાય છે, ભગવાનની સેવા એ જ મોક્ષ છે એમ તત્ત્વ છે. આધારમાં જો કે સૂત્રોમાં ભક્તિ અંતર્ગત છે પરંતુ ઉપાસનાની વિધિ ક્રમ પદ્ધત વિગેરે બાબતમાં 'પંચરાત્ર તંત્ર' મુખ્ય છે.

આ ભક્તિપ્રધાન સંપ્રદાયોમાં પ્રથમ વિશિષ્ટાદ્વૈત છે. વાસ્તવમાં તો દરેક આચાર્યનું કાર્ય પ્રભુપ્રેરિત છે, એટલે કે તેમાં પ્રભુનો જ હાથ છે એમ સ્પષ્ટ દેખાય છે. ધર્મસ્થાપનાના પ્રભુના સંકલ્પની ખાતર ૭ પ્રકટ થએલા દેખાય છે. એક વૈષ્ણવ ભક્ત મહાત્મા કહે કે શ્રીકૃષ્ણ તે જ શંકરાચાર્ય, શંકરાચાર્ય તે જ

રામાનુજાચાર્ય એમ તે જ પ્રભુએ સમય સંજોગોને લઇને કાર્ય કર્યાં છે; પોતાના જ સિદ્ધાંતો પોતે વારંવાર સમય પરત્વે બતાવ્યા છે. આ મહાત્માનું મહાવાક્ય ખરેખર સમજવા જેવું છે. જો તે વાત ધ્યાનમાં લેવાય તો પછી ક્લેશનું કારણ જ ન રહે અને બધે સંપ થાય, ને તેથી ભારતવર્ષનું કલ્યાણ થાય. આ સંબંધમાં આચાર્યોની ગુરૂ પરંપરા ધ્યાનમાં લેવા જેવી છે.

શંકરની ગુરૂ પરપરામાં નારાયણ, બ્રહ્મા વસિષ્ટ, શક્તિ, પરાશર, વ્યાસ, શુક, ગૌડપાદ; અને છેવટના વલ્લભાચાર્યની ગુરૂ પરંપરામાં, નારાયણ, શંકર, નારદ, વેદવ્યાસ, શુક, વિષ્ણુસ્વામી, બિલ્વમંગળ. નિંબાર્ક મતની પરંપરા અનુસાર વૈષ્ણવોનો સંપ્રદાય નારદથી છુટો પડયો છે. સ્કંદ પાસેથી નારદ શિખ્યા. શિવના પુત્ર સ્કંદ તેને જ બ્રહ્માના માનસપુત્ર સનત્કુમાર ગણે છે. પછી નારદની પરંપરામાં પ્રથમ અવતાર વિષ્ણુસ્વામીનો, પછી બીજો નિંબાદિત્ય-નિંબાર્ક-નો, ત્રીજો મધ્વાચાર્યનો અને ચોથો રામાનુજાચાર્યનો ગણાય છે. રામાનુજાચાર્યની ગુરૂ પરંપરા ઉપર કહેલી છેજ.

ઉપરનાથી સમજાશે કે નારાયણ-બ્રહ્મા તથા શંકર એ દિવ્ય-પરમેશ્વરરૂપે-ગુરૂ, નારદ વસિષ્ઠ એ આર્ષ ગુરૂઓ, અને પછીના મનુષ્ય, એમ બધા સંપ્રદાયોમાં ગુરૂ પરંપરા છે. મનુષ્ય યોનિ આવી ત્યાંથી ફાંટા પડયા. દેવ તથા ઋષિ કોટિ હતી ત્યાં સુધી અભેદ હતો.

આ સંપ્રદાયની બે પ્રણાલિકા છે. ૧ આલવારો. ૨ આચાર્યો.

વિદ્વાનો કહે છે કે શંકર પહેલાં મૂળ આગમોનાં મતનું સમર્થન પ્રસ્થાનત્રયી વડે થતું હતું, પણ જ્યારે દ્રવિડ દેશમાંથી

શૈવાગમ તથા વૈષ્ણવાગમ પ્રકટ થયાં ત્યારે તે વેદનાં આધારવાળાં નથી એમ બ્રાહ્મણોએ આક્ષેપ કરવાથી શંકરાચાર્ય પછીથી વેદનો આધાર લઇને હકદાર થઇને આચાર્યોએ સંપ્રદાય ચલાવ્યા છે. આ વૈષ્ણવી સંપ્રદાયની પ્રથમ છાયા શ્રી સંપ્રદાય ઉપર પડી. જેવી રીતે અદ્વૈતમાં 'અવધૂત' અને 'શિષ્ટ' બે વર્ગ છે તેમાંથી અવધૂતને વર્ણાશ્રમનાં બંધન બહુ નથી તથા જેમાં ગોરક્ષનાથ, ગુરૂદત્ત આદિ વર્ણાશ્રમની પેલી પાર છે, તેવી જ રીતના આ શ્રી સંપ્રદાયમાં 'આલવારો' છે. આલવારો, ભક્ત હતા. શંકરનો મત શિષ્ટ માટે છે, તેમણે અવધૂતોને અલગ રાખ્યા છે. પરંતુ આ આચાર્યે '×આલવારો'ની પરંપરા સ્વીકારી તેમને મુખ્ય પદવી આપી છે. બાર પૈકી પ્રથમના ત્રણ દ્રાવિડ વેદાન્તના કર્તા છે. ચોથા વારાંગનાના પુત્ર મનાય છે. તેમને પણ પ્રથમના આલવારોએ ભક્ત બનાવ્યા, ગોદામા તુલસી ખોદતાં જડયાં હતાં; આ બાઇ મીરાંબાઇ જેવાં અપૂર્વ ભક્ત હતાં. સાતમા ક્ષત્રિય હતા. આઠમા અંત્યજને ઘેર ઉછર્યા હતા. શઠકોપસ્વામી–અજ્ઞાનરૂપ શઠત્વના શત્રુ–શૂદ્ર હતા. પ્રથમના ત્રણ સાતમા સૈકામાં થયા, ચોથા આઠમા સૈકામાં અને બાકીના નવમામાં થયા હતા. આ આલવારો વર્ણાશ્રમી નહિ હોવાથી બ્રાહ્મણો નિંદા કરતા હતા, પરંતુ પૂર્ણ ભક્તો હોવાથી પરંપરા ચાલે છે. આલવારો પછીના આચાર્ય પરંપરામાં નાથમુનિ, યામુનાચાર્ય ને પછી રામાનુ-

---

× આ બાર આલવારોનાં નામ નીચે મુજબ.

સરયોગી, ભૂતયોગી, મહતયોગી, ભક્તિસાર, ગોદામા, ભટ્ટનાથ, કુલશેખર, યોગિવાહ, (શ્રી પાણુસ્વામી) ભક્તાંઘ્રિરેણુ, પરાંકુશમુન (શઠકોપસ્વામી), મધુરકવિ, પરકલ. આ આલવરોનાં તામિલ નામ જૂદા છે.-

જાચાર્ય. આ સંપ્રદાય 'શ્રી સંપ્રદાય' કહેવાય છે તે બીલકુલ યોગ્ય છે, કેમકે આચાર્યોની પૂર્વે સેંકડો બલ્કે હજારો વર્ષથી ઉપરં કહ્યા મુજબ 'આલવારોએ' ભાગવત ધર્મ ચલાવ્યો હતો. તેઓ ભગવાનના અપૂર્વ ભક્તો હતા. તેમનાં મંડળમાં શૂદ્રો ઘણે ભાગે સામીલ થતા, કેમકે વેદને બદલે ખાસ દેશી ભાષામાં ગ્રંથો રચાયા હતા. વેદાંત પણ દેશી ભાષામાં. તેમનાં આયુષ્ય પણ ઘણાં જ લાંબાં કહેવાય છે. આ આલવારો પૈકી ભક્તિસાર, બ્રહ્મર્ષિ તથા વારાંગનાના પુત્ર કહેવાયાથી માતાએ ખેતરમાં નાંખેલા, ત્યાંથી જડયા એમ કહેવાય છે. ગોદામ્મા તે ભટ્ટનાથનાં પુત્રી. તુલસીવન ખોદતાં પિતાને જડયાં હતાં. બધાંમાં શઠકોપમુનિ વિશેષ પ્રસિદ્ધ છે, કેમકે તેઓશ્રીએ દ્રાવિડ વેદાન્તના 'દિવ્ય પ્રબંધ'ને ફરી પ્રકટ કર્યો હતો.

આ આલવારો કરતાં આચાર્યોની પદવી કાંઈક ઉતરતી દેખાય છે, પરંતુ સંપ્રદાયનું બંધારણ બાંધનાર તેઓ જ છે. આલવારો કેવળ ભક્ત હતા સાંપ્રદાયિક સંકોચ ન હતો. આચાર્યોમાં મૂળ આચાર્ય નાથમુનિ, પછી યામુનાચાર્ય અને છેવટ આચાર્યશ્રી. નાથમુનિએ તપ કરવાથી શઠકોપસ્વામી તથા તેઓશ્રીના શિષ્ય મધુરકવિએ પ્રકટ થઇ, ઉપર કહેલો 'દિવ્ય પ્રબંધ' ગ્રન્થ આપ્યો, અને શિથિલ થએલો ભાગવત ધર્મ સતેજ કર્યો. યામુનાચાર્ય તે નાથમુનિના પૌત્ર થાય. નાથમુનિ અંતકાળમાં પોતાના શિષ્ય પુંડરીકાક્ષને કહી ગયા કે આ શાસ્ત્રનું રહસ્ય તારે યામુનાને આપવું. પુંડરીકાક્ષને પણ તક નહિ મળ્યાથી અંત સમયે શિષ્ય રામમિશ્રને તે જ આજ્ઞા કરી. તેમણે પણ નજીક અવસાન દેખવાથી યામુનાચાર્યને મળવા બહુ પ્રયત્ન કર્યો; આખરે મળ્યા, અને શ્રી રંગનાથ લઇ જઇને બધું રહસ્ય સમજાવ્યું. રાજવૈભવ છોડી શ્રી રંગજીની સેવા સ્વીકારી, અને તેમને ગુરૂ કર્યા. યામુનાચાર્યે ઘણા ગ્રંથો લખ્યા છે. તેમના શિષ્યોમાં મુખ્ય

વીસ હતા, તેમાંથી પણ પાંચ પસંદ કરીને તેમને વિવિધ જ્ઞાન આપ્યું. આ આચાર્યના ગ્રંથોનો આધાર શ્રીરામાનુજાચાર્યે પુષ્કળ લીધો છે.

શ્રીરામાનુજાચાર્યના ગુરૂ તે યામુનાચાર્ય. આચાર્યશ્રીએ વેદનો અભ્યાસ તો સોળ વર્ષ અંદર પિતા પાસેથી કરેલો, પછી બીજાં મીમાંસાદિ શાસ્ત્ર યાદવપ્રકાશ નામના સન્યાસી પાસે શિખવા માંડયાં, તેમાં અદ્વૈતગે વિકાર કરીને ગુરૂએ કંઇક અર્થ કર્યા તે નહિ રૂચ્યા. આખર તેઓ કાંચીપુરમાં રહી ભગવાનની સેવા કરતા. યામુનાચાર્યજીએ આચાર્યશ્રીના અવતારની વાત સમજાયાથી તેમને રૂબરૂ મળવા બહુ પ્રયાસ કર્યો. આઠ દિવસ અંતના બાકી હતા ત્યારથી તો ઘણો પ્રયાસ કર્યો, પણ યોગ ખાધો નહિ. આખર શિષ્ય મહાપૂર્ણ સ્વામીને મોકલ્યા અને કહ્યું કે આચાર્યશ્રીને લાવો. તે પ્રમાણે આચાર્યશ્રી ગયા, પણ શ્રીરંગજી પહોંચતાં પહેલાં ગુરૂનો દેહ છુટી ગયો. પછી શબ તરફ દૃષ્ટિ કરતાં ત્રણ આંગળીયો વળેલી દેખી તે ઉપરથી ગુરૂની ત્રણ આજ્ઞા સમજ્યા. એ ત્રણ પ્રતિજ્ઞા તે.

૧ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખવું.

૨ શ્રીમત્ પરાશરમુનિનું નામ રાખવું.

૩ શ્રી આલવાર શઠકોપમુનિનું નામ રાખવું.

આ ત્રણ પ્રતિજ્ઞાઓ છે એમ સમજી પોતે તેમ કરવા પ્રતિજ્ઞાઓ લેતા ગયા તેમ તેમ ગુરૂની આંગળીઓ ખુલતી ગઇ! પછી મહાપૂર્ણ સ્વામી પાસેથી રીતસર મંત્ર દીક્ષા લીધી, અને બીજા પણ શિષ્યો પાસેથી જુદી જુદી શિક્ષા લીધી.

આચાર્યશ્રીનો પ્રયત્ન ભાગવત ધર્મ-જે નારદ પંચરાત્રના પાયા ઉપર દેખાય છે તેને ઉપનિષદ્ સાથે એક કરવાનો દેખાય

છે. પરંતુ એ કાર્ય કેમ સિદ્ધ થઇ શકે? કેટલું મુશ્કેલ? ડૉ. ભાંડારકર જેવા તટસ્થ મહાવિદ્વાન્ પંડિતો પણ એ વાત માન્ય કરતા નથી. શ્રુતિ અને બ્રહ્મસૂત્રો ફક્ત ઉપાસના માટે જ છે એવા સંકોચવાળા વેદ છે એમ કેમ મનાય? અસ્તુ. પરંતુ આચાર્યશ્રીનાં તેમાં અપૂર્વ વિહાર તથા સાફલ્ય પણ છે.

હવે શંકરને ખાસ કોઇ પૂર્વના આચાર્યોની મદદ બહુ નથી, પરંતુ આચાર્યશ્રીના તો ગુરૂએજ માયાવાદનું ખંડન પણ કરેલુ છે. એ બધી સામગ્રી તથા આલવારોની સામગ્રીનો આચાર્યશ્રીને ઉપયોગ સારો થયો.

શંકરે વર્ણાશ્રમ છિન્ન ભિન્ન થઇ ગએલો હોવાથી પ્રસંગને લઇને જરા બંધન સખત કર્યાં હતાં તે આચાર્યશ્રીએ, ઠેઠ આલ્વારોથી ચાલ્યા આવ્યા પ્રમાણે જરા શિથિલ કર્યાં. યામુનામુનિ-આલવંદારના શિષ્ય નિરૂક્યા ચિનપી જાતે શૂદ્ર હતા તેમ છતાં આચાર્યશ્રીએ તેમને પણ એક ગુરૂ ભાવે માન્યા હતા. પૂર્ણ ભક્ત હોવાથી તથા શરણપ્રપત્તિની સમાધિમાં ગરકાવ હોવાથી તેઓ બહુ જ કોમળ હૃદયના હતા. તથા સમાન દૃષ્ટિવાળા હતા. કેટલાક વિદ્વાનો તેમને બુદ્ધથી બીજો નંબર મૂકે છે.

આચાર્યશ્રીની પ્રવૃત્તિ બે મુદ્દા ઉપર ખાસ દેખાય છે. (૧) સગુણબ્રહ્મ-વિષ્ણુની ઉપાસનાને મુખ્ય પદ આપવાનું, અને (૨) વૈષ્ણવ સંપ્રદાય દૃઢ કરવાનું. બ્રહ્મસૂત્રના ભાષ્યની શરૂઆતના પ્રથમ અધ્યાયના પ્રથમપાદના પ્રથમના સૂત્ર ઉપર જે ભાષ્ય છે તેમાં **અથ અતઃ બ્રહ્મ** અને **જિજ્ઞાસા** ચારેના અર્થ શ્રીશંકરથી જૂદા કર્યાં છે. **અથ અતઃ**નો હેતુ, કર્મ પછી જ્ઞાનકાંડ લેવાનું કહે છે, **બ્રહ્મ** તે સકાર સગુણ પુરૂષોત્તમ ભગવાન, અને **જિજ્ઞાસા** તે 'જ્ઞાન'. આની અંદર આખા ભાષ્યનો સાર ઉપર કહ્યા મુજબ

દેખાય છે. શંકરે સગુણ અને નિર્ગુણ બંનેની ઉપાસના કહી છે. બંને બાબત શ્રુતિમાં સ્પષ્ટ છે, પણ બધાનો સમન્વય નિર્ગુણ નિરાકાર બ્રહ્મમાં દેખાય છે, એમ બતાવ્યું છે. અને આચાર્યશ્રી તો સગુણ સાકાર જ ઉપાસ્ય છે એમ આગ્રહપૂર્વક કહે છે, અને તે માટે જ્યાં જ્યાં ब्रह्म તથા બ્રહ્મવાચક શબ્દ આવે ત્યાં શંખ ચક્ર ગદા પદ્મધારી વિષ્ણુ જ સમજવાનું કહે છે. નિર્ગુણ નિરાકાર તો વિષ્ણુનાં વિશેષણ જેવું છે. જ્યાં બ્રહ્મને 'સગુણ' કહેલ છે ત્યાં ગુણનો અર્થ સારા મંગળ ગુણ કહે છે, અને નિર્ગુણ છે ત્યાં નઠારા ગુણ રહિત એમ કહે છે. મતલબ કે શ્રુતિ ફક્ત સગુણ જ સાબીત કરે છે એમ કહે છે.

શંકરના આધારમાં મુખ્ય શ્રુતિ જ છે, અને પ્રસંગે સ્મૃતિ લે છે. અને આચાર્યશ્રી તે ઉપરાંત મહાભારત તથા વિષ્ણુપુરાણ, લિંગપુરાણ, ભવિષ્યતપુરાણ વગેરે અનુકૂળ પુરાણોમાંથી અનુકૂળ *આધાર લે છે તે, ઉપરાંત વળી કેટલાક શ્લોકોમાં આધાર લખ્યા નથી તે ઉપરથી વિદ્વાનો તર્ક કરે છે કે પ્રથમના કોઇ 'આલવાર' ના છે, અથવા પોતાના બનાવેલા પણ છે; જેમ કે **यथार्थं सर्वं विज्ञान मितिवेदवेदां मतम्**થી શરૂ કરીને ૧૫ શ્લોક છે તે પોતાના જ રચેલા છે, તથા **ज्ञानरूपं परंब्रह्म तन्निवर्त्तं मृषात्मकम्**થી શરૂ કરીને ૩ શ્લોક છે તે **યામુનાચાર્ય** મુનિના દાદા **નાથમુનિ** 'આલવાર'ના છે એમ પંડિતો માને છે.

એક બીજો પ્રશ્ન સહજ થાય છે કે શંકરે બીજા સઘળા અવૈદિક ધર્મનું ખંડન કર્યું હતું, છતાં પાછું તેનું તે આચાર્યશ્રીએ શા માટે કર્યું? પણ તેનો ઉત્તર સરળ એટલો જ કે ત્યાં સુધી

---

* આશ્ચર્ય એ છે કે વૈષ્ણવી પુરાણ શ્રીમદ્ ભાગવત્ જે શિરોમણિ છે તેનો આધાર દેખાતો નથી!

પણ બૌદ્ધનું અલ્પ પણ અસ્તિત્વ હતું; તેમ વળી શંકરના અદ્વૈતમાં પાછળથી વિકાર થયો તેથી જ મૂળનું ખંડન કરવું પડ્યું, કેમ કે બાકી બીજા બધાનાં ખંડનમાં લગભગ બંને મળતા છે. ખંડન છે ત્યાં ' વેદાન્તીઓ ' એમ લખેલું છે. વળી વિષ્ણુપુરાણુનો આધાર, તે સમયના વેદાન્તીઓએ લીધો હોવો જોઇએ, કેમકે કોઇ ઠેકાણે તે લોકોના આધારનું તે જ વિષ્ણુપુરાણુના આધારથી ખંડન કર્યું છે. આ અનુમાનનું કારણ કે શંકરે તો કોઇ પણ પુરાણુનું વચન આધારમાં ખાસ લીધું નથી. શંકર અદ્વૈતનો દુરૂપયોગ થઇ, સગુણ સાકાર બ્રહ્મ તરફ વિશેષ થયો, અને આચાર્યનો મુદ્દો નહિ સમજતાં વિષ્ણુ પણ મિથ્યા, વૈકુંઠ પણ મિથ્યા—એટલે કે અસત્ એમ વિકાર થઇ જવાથી, આચાર્યશ્રીને આ બે મુદ્દા ઉપર જ ભાષ્ય લખવા જરૂર પડી હોય એમ સ્પષ્ટ અનુમાન થાય છે. વળી શંકરની જે પ્રૌઢ વિવેકપુર:સરની ઉંચી કોટિની વિશાલ દષ્ટિ વાળી +ભાષા છે તે આચાર્યશ્રીએ સંભાળી છે. " મુવેલાને હથોડા વડે મારવાનો શો અર્થ ?" " વૈતાળ " વગેરે વિશેષણો દેખાય છે, પરંતુ એકંદર ગૌરવ ઉત્તમ છે. જેમ જેમ વિકાર વધતા ગયા તેમ તેમ પાછળના આચાર્યોની ભાષામાં પણ વિશેષ વિકાર થવા માંડ્યો એ પણ પ્રત્યક્ષ છે, પરંતુ આચાર્યશ્રીની *ભાષા ગંભીર તથા પ્રૌઢ જ છે. મધ્વાચાર્યમાં વિકાર બહુ દેખાય છે ! તેમ તેનું કારણ પણ છે.

આ પ્રમાણે આચાર્યશ્રીએ શરૂઆતમાં જ કર્મ જ્ઞાનનો સમુચ્ચય કર્યો છે તે જ વાત ભાષ્યમાં તથા વર્તનમાં પણ બતાવ્યાં છે. સંપ્રદાયનું બંધારણ બરાબર બાંધ્યું. માત્ર દીક્ષગીરી

---

* T. Gopalacharya in his " Vaishnavite reforms in India " says:—And his system, though not possessing the simplicity and ;universality of Shankarchara ... ... ... ... ( P. 77 )

એટલી જ કે જેમ શંકર પછી અદ્વૈતમાં વિકાર થયો તેમ આ સંપ્રદાયમાં પણ થયો અને તત્ત્વ કરતાં સંપ્રદાયના આચાર વિચાર ઉપર વધારે જઇને શિવ તથા અદ્વૈતનું શત્રુત્વ જ ગ્રહણ કરી લીધું જાણે ના હોય ? ઠેઠથી વિષ્ણુને મુખ્યપદ આપવામાં શિવને કમી દરજ્જો તો અપાયો જ છે, ને તે પ્રસંગવશાત્ વ્યાસ ભગવાનના ધોરણે યોગ્ય છે, કેમકે કારણ બ્રહ્મ તરીકે ભેદ જોઇએ જ; પણ ખાસ દ્રોહ તો ધીમે ધીમે જ વધ્યો અને અંતમાં તો વૈષ્ણવ સંપ્રદાયોએ તો પછી કમાલ જ કરી. આચાર્યશ્રીને ખાસ ભેદ ન હતો. જુઓ કે બ્રહ્મસૂત્ર અ૦ ૩–૨–૪૩ ના ભાષ્યમાં આચાર્યશ્રી કહે છે કે "પરવિદ્યામાં 'અક્ષર', 'શિવ', 'શંભુ', 'પરબ્રહ્મ', 'પરજ્યોતિ', 'પરતત્ત્વ', 'પરમાત્મા', વગેરે જે શબ્દોથી પરબ્રહ્મરૂપ ઉપાસવાની વસ્તુ વર્ણવાય છે તે જ શબ્દો અત્રે પાછા વાપર્યાં છે, અને એ 'નારાયણ' છે એમ વિધિ કર્યો છે." આચાર્યશ્રી તો આ પ્રમાણે કહે છે, પછી જેવી અનુયાયીઓની મરજી. ઉપાસના માટે એક જ નામ, રૂપ, ગુણ વગેરે જોઇએ. તેથી જ 'નારાયણ'–વિષ્ણુ–માટે આગ્રહ દેખાય છે પણ તેથી સર્વત્ર બ્રહ્મદૃષ્ટિમાં ક્યાં ખામી આવે છે ? મૂળ પાયો 'પંચરાત' તંત્ર તેમાં જ કહે છે કે જે સ્થાનમાં શિવાલય ન હોય ત્યાં ટકવું જ નહિ !

હવે જરા સિદ્ધાંત જોઇએ.

આચાર્યશ્રીએ બ્રહ્મમાંજ, ચિત્ જીવ, અને અચિત્ જડ, એમ બે ભેદ બતાવ્યા. બંનેને વળી અન્યોન્યવિલક્ષણ કહ્યાં છે, તેમ બ્રહ્મ પણ 'વિલક્ષણ' કહ્યું છે. અંતર્યામી હરિ, ચિત્ અચિત્–ભોક્તાભોગ્ય, એમ સર્વમાં છે, અને એક જ બ્રહ્મનાં આ પ્રમાણે ચિત્ અચિત્ શરીર, તથા ઇશ્વર તેનું સ્વરૂપ છે એમ કહ્યું છે. જ્ઞાનમય બ્રહ્મમાં અજ્ઞાન–માયા–કેમ હોઇ શકે ? એમ વાદ કર્યો. એક જ બ્રહ્મની કાર્યાવસ્થા તથા કારણાવસ્થા કહે છે. પ્રલય

વખતે ચિત્ અને જડ તેમાં તિરોહિત થાય, ત્યારે કારણાવસ્થા, અને પાછી ઉત્પત્તિ વખતે કાર્યાવસ્થા થાય છે; તે જ પ્રકૃતિ પુરુષ; સૂક્ષ્મ અને સ્થૂળરૂપમાં બ્રહ્મનાં શરીર છે, એમ યુક્તિ છે; કારણ બ્રહ્મ અને કાર્ય જગત્, બંને અભિન્ન કહે છે. જગત્ અસત્ય એટલે બ્રહ્મ જેવું નિર્વિકાર નહિ પણ વિકારમય એમ યોજના છે. આવા અનુભવી અને સયુક્તિકવાદથી પોતાનો સિદ્ધાંત સબળ કરે તેમાં બીજાઓએ ખંડન માનવાનું શું કારણ? શંકરના સમયમાં હાલના પ્રત્યક્ષ સંપ્રદાયો ક્યાં હતા? અને તેમ તેઓએ સ્પષ્ટ ખંડન કોનું કર્યું છે? સિદ્ધાંત સમજાવવામાં કોઈ પોતાનું ખંડન માને તેનો શો ઇલાજ? વાસ્તવમાં તો વિકાર થવાથી મૂળને પકડયા વગર છુટકો નથી સમજીને જ ખંડન થયું છે. માત્ર અનુયાયીઓએ સામસામા લડાઇઓ કરીને ધર્મ અને દેશનું અહિત કર્યું. વેદમાં જ્યારે પ્રત્યેક ધર્મ અને સંપ્રદાયનાં અંકુર છે એમ દરેક સંપ્રદાયના ભાષ્યમાં છે, તો પછી ખંડન મંડન કોનું? વેદ વિરૂદ્ધ હોય તેનું જ ખંડન સંભવે ને શોભે!

હવે વેદ વિરૂદ્ધ હતું તેનું તો ખંડન શંકરે ક્યારનું કરી નાંખ્યું હતું, એટલે પાછળના મતભેદો માત્ર સુધારા વધારા કહેવાય. ખંડન શી રીતે કહેવાય? વેદની બહાર હોય તેનું જ ખંડન ગણાય. બાકી મતભેદો–દરેક ઋષિના મત જુદા જુદા! આવી ઝીણી ઝીણી બાબતોમાં, વેદને વળગી રહીને શબ્દોના અર્થ કરીને–થવા એ કાંઇ ખંડન કહેવાય? કુટુંબ કલેશ જેવું છે, ને તે કલેશ કલ્યાણ અર્થે હતો. ભક્તિમાર્ગ શિથિલ થઇ ગયો હતો એ નિર્વિવાદ છે, તેને સતેજ કરવાની અગત્ય હતી એ પણ નિર્વિવાદ છે, અને તે પ્રમાણે આચાર્યશ્રીએ માત્ર કર્યું છે.

શંકરના પહેલાં જેમ અદ્વૈત મત હતો તેમ, આચાર્યશ્રીની પહેલાં પણ વિશિષ્ટાદ્વૈત મત હતો. પોતાના ભાષ્યમાં જ, શંકર

માફક પૂર્વના આચાર્યોનું અનુસ્મરણ છે. તેઓશ્રીના પહેલાં બોદ્ધાયન, ટંક, દ્રવિડ, ગુહદેવ, ભારૂચિ, કપર્દિ, યામુનાચાર્ય હતા. યામુનાચાર્ય સિવાયનાં બીજાઓનાં ભાષ્ય ઉપલબ્ધ જણાતાં નથી.

આચાર્યશ્રીએ પણ મહાન પરાક્રમો કર્યાં છે, ચોલ રાજ્યના ત્રાસથી માઇસોરના રાજ્યમાં જવું પડ્યું હતું, તે જ મોટા જૈનધર્મી આગેવાન રાજાને આચાર્યશ્રીએ વૈષ્ણવ કર્યો હતો, અને પરિણામે સંઘનાં બધાં માણસો વૈષ્ણવ થયાં હતાં. આ સંપ્રદાય તથા જૈન સંપ્રદાયમાં શાંકર અદ્વૈતમાં કહેવાતા બૌદ્ધ માફક કેટલું સામ્ય છે તે સંબંધમાં પાનું ૬૪ (અ) જોવાથી સમજાશે. તેમના સંબંધમાં અનેક વાતો સંભળાય છે, તેમાં 'મિથિલ' દેશના રાજાની તથા બીજી ઘણી છે, પરંતુ સૌથી વધારે આશ્ચર્યયુક્ત તથા ચમત્કારિક અને આકર્ષક હકીકત દિલ્હીના બાદશાહની છે. તેની તથા તેના પુત્ર તથા પુત્રી સંબંધી અદ્ભૂત બનાવ કહેવાય છે, અને તે હૃદયભેદક છે. શ્રીકૃષ્ણની મૂર્તિ સાથે પ્રેમમાં પડીને પતિ તરીકે સ્વીકારીને બાદશાહની યવની પુત્રીની અતિ સ્થાપના યાદવગિરિમાં આચાર્યશ્રીના હાથે થઇ, એ વાત કોઇના મગજમાં પણ પેસશે? શું અભેદ અને શું રહસ્ય? શી પ્રભુની માયા? (જુઓ રઘુરાજ સિંહજીની 'ભક્તમાલ'. પાનું ૫૫૪) જેવી રીતે અકબર બાદશાહની બેગમ શ્રીનાથજી સાથે શેતરંજ ખેલતી તે માટે શ્રી વલ્લભાચાર્ય મહારાજે શેતરંજ દાખલ કરી, અને આખર બેગમશ્રીના સ્વરૂપમાં મળી ગઇ, તેવો લગભગ આ કિસ્સો છે.

આચાર્યશ્રીએ તથા પછીના આચાર્યોએ વિષ્ણુ ભગવાનને ઉપાસ્ય દેવ માનીને વૈષ્ણવી ભક્તિ પ્રસારી છે તેનાં કારણોમાં મુખ્ય તો એ જ લાગે છે કે—અદ્વૈત મતના તે વખતના લોકો બધા સ્માર્ત હતા, તેમાં વિશેષે કરીને શિવના ઉપાસક હોવા

જોઇએ (કેમકે શિવ અને વિષ્ણુ બંને દેવની ઉપાસના ઠેઠ પ્રાચીન કાળથી ચાલી આવે છે, માત્ર સમય તથા સ્થળને લઇને પ્રમાણુમાં તફાવત પડયા કરે છે). બ્રાહ્મણ તથા ક્ષત્રિયને શિવ ઉપાસના ખાસ પ્રિય હોય એમાં આશ્ચર્ય નથી. વળી અદ્વૈતમાં વિષ્ણુના ઉપાસક ન હોય એમ નહિ. મહારાષ્ટ્રમાં અદ્વૈની વૈષ્ણુવ મહાત્મા થઇ ગયા છે. પરંતુ વિશેષમાં અદ્વૈતો શિવના ઉપાસક હોવા જોઇએ, કેમકે શંકરે સ્થાપેલો મત અને તેઓ શિવના અવતાર હતા. બ્રાહ્મણોમાં જેમ વિકાર થયો, એટલે કે ઋષિ મુનિ મટીને બ્રહ્મણ થયા તેમ, ક્ષત્રિયો પણ રજપુત થયા. આ બંને વર્ગ અદ્વૈત મતના હતા અથવા તો હતા એમ માનતા હતા. હાલ પણ જોઇએ છીએ તો અદ્વૈતીનો દાવો કરનાર સ્માર્તો વિશેષ જોવામાં આવશે. સ્માર્તમાંથી વૈષ્ણુવો કારણ પ્રસંગે છુટા પડયા એટલે સ્માર્તો સાધારણ રીતે શૈવો મનાય છે, પરંતુ આગળ જણાવ્યા પ્રમાણે ઘણો તફાવત છે. વાસ્તવમાં જ્ઞાન સાચું હોય ત્યાં દ્વૈત અદ્વૈતનો ભેદ ટકે જ નહિ. અજ્ઞાન દશામાં જ ભેદ છે. આચાર્યોએ થોડા મતભેદ બનાવ્યા છે તે અજ્ઞાની મટે નહિ પણ જ્ઞાની માટે જ. મૂર્ખ માટે તો કાંઇ કહેવાનુ જ નથી. અસ્તુ.

આ પ્રમાણે શિવ અને અદ્વૈત, બંને ગેરસમજથી 'સામાન્યાધિકરણ'વાળા શબ્દો થઇ ગયા, અને શૈવ વૈષ્ણુવનો ઝઘડો થયો, તેમાં જાણે કે તત્ત્વજ્ઞાનના તફાવતને બદલે શિવ વિષ્ણુનો ઝઘડો હોય એમ અંભાસ થયો, અને પરિણામે આડું ઉભું તિલક, (આ તિલકોમાં પાછા ઘણા ભેદ છે) રૂદ્રાક્ષ તુલસી, તપ્તમુદ્રા એમ અનેક ઝઘડાઓ પાછળથી થયા આ ઝઘડાનું કદાચ મૂળના આચાર્યોને સ્વપ્ન પણ નહિ હોય! ભલે પોતાની બાહ્યાચારની એક પદ્ધત બતાવી, પરંતુ બીજાં ખોટાં એમ કોણ કોને કહી શકે? આ બધાં પરિણામનું કારણ શું? અજ્ઞાન! ગુજરાતમાં

વલ્લભીસપ્રદાય સિવાયના બીજા વૈષ્ણવો બહુ નથી તોપણ જે થોડા ઘણા જોવામાં આવે છે તે બધામાં જુસ્સો લગભગ સરખો જ છે. પરિણામે આ બંને પક્ષોમાંથી કોઇમાં અજ્ઞાન તો કોઇમાં ચુસ્તતાના અંગે ઝનુન; કોઇમાં ક્વચિત્ દંભ સાથે અજ્ઞાન, એદીપણું, ભોળપણું અને ધર્મની લાગણીની શિથિલતા તો કોઇમાં ક્વચિત્ ઇતર દેવ–ને ખાસ કરીને શિવ–નો દ્રોહ; અનન્ય પતિવ્રતા નારી જેવી ભક્તિના વિપરીત અર્થનો અનર્થ–ઉગ્રતા તથા ક્રોધ!

એક કવિ કહે છે કે ' દીન '–ઇસ્લામી મઝહબનું ' ઇમાન ', જૈનની ' દયા ', અને વૈષ્ણવની ' ભક્તિ ' એ ત્રણનો જોટો નથી; એકદમ સ્વર્ગે જાય, પરંતુ તે ત્રણેને નરકમાં ખેંચવા જેવાં પાછાં વિઘ્નો છે; ' દીન 'ને ' જીવહિંસા ', કારણ ન હોય તોપણ જાનવરને દુઃખ દે; જૈનમાં ' મલિનતા ', એટલે કે જીવની દયા ખાતર સ્વચ્છતાના નિયમોનું બળિદાન: અને વૈષ્ણવની શિવ વગેરેની નિંદા; આ પ્રમાણે ત્રણ વિઘ્નો ન હોય તો જ ઉપર સ્વર્ગમાં જઇ શકે!

સાધારણ અનુભવની વાત છે કે જપતપવાળા તથા ઉપાસકો, તેમાં પણ પતિવ્રતા મતનો દાવો કરનાર ઉપાસક પછી તે ગમે તે ધર્મનો હોય, તો તે ક્રોધી ઘણે ભાગે હોય છે. પરંતુ તેણે જાણવું જોઇએ કે પતિવ્રતાને પણ સાસુ, સસરા, દીયર, જેઠ, બધાંની સેવા કરીને સ્વામીની કરવાની છે એ નીતિ છે. આશ્ચર્ય એ છે કે રૂચિ અનુસાર પોતાના ઇષ્ટને મોટા કહેવા ખાતર વ્યાસ ભગવાને બધાને (કારણ) બ્રહ્મ સ્વરૂપે સરખા કહ્યા છતાં પણ બીજાના ઇષ્ટને હલકા પાડવા અગર ઉતારી પાડવામાં શી વડાઇ છે? ગરીબ સ્ત્રીને જઇને કોઇ કહે છે કે "તારો ધણી હલકો છે" તો તે તાબેદાર હશે પણ સહન કરી શકશે?

જેવી રીતે સાચા બ્રાહ્મણની વ્યાખ્યા સામવેદની વજ્રસુચિ ઉપનિષદમાં આપેલી છે ને પ્રમાણેનો બ્રાહ્મણ જ બ્રાહ્મણ છે ને તે જ બ્રહ્મજ્ઞાની છે; તેમ ખરો અદ્વૈતી ગમે તે વર્ણનો પણ જ્ઞાન યુક્ત હોય તો તેને વિષ્ણુ, વૈષ્ણવ, ઉભું ટીલું–તિલક–તુલસી વગેરે કોઇ સાથે દ્રોહ હોઇ શકેજ નહિ; તેમ ખરો ભક્તિ પરાયણ વૈષ્ણવ હોય, પછી તે ગમે તે વર્ણનો હોય તેને તો દ્રોહ કોઇના ઉપર ન હોઇ શકે ત્યાં પછી દેવ અથવા ધર્મનો તિરસ્કાર તો હોય જ ક્યાંથી ? કેમકે વૈષ્ણવની વ્યાખ્યામાં જ દ્રોહ અથવા તિરસ્કાર રહી શકતાં નથી. વૈષ્ણવની કોટિ ઘણી જ ઉંચી છે, માત્ર ભાન હોવું જોઇએ. વ્યાસ ભગવાને બંનેને પ્રસગોપાત આપેલી મોટાઇ કોણ દૂર કરી શકનાર છે ? બંને પક્ષમાં ખામી હોય તો તે માત્ર 'અજ્ઞાન 'ને લીધે જ છે.

ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रंजयति ॥

થોડા જ્ઞાનથી દાઝેલાને તો બ્રહ્મા પણ ન પહોંચી શકે. ઇંગ્રેજીમાં કહ્યું છે કે "Little learning is a dangerous thing; Drink deep or touch not the pearean spring." થોડું જ્ઞાન એ એક ભયંકર ચીજ છે; કાં તો ઉંડા ઉતરીને પેટ ભરીને વિદ્યાના ઝરામાંથી અમૃત પીઓ કે કાં તો પછી તેને સ્પર્શ જ નહિ કરો." આનંદની વાત એટલી જ છે કે બંને પક્ષમાં જે સમજુ અને સંસ્કારી વર્ગ છે તેમને દ્રોહ અગર દ્વેષ દેખાતા નથી. બીજી આનંદની વાત એ છે કે ઉપર કહ્યું તેમ આ સંપ્રદાયમાં, બીજાના મુકાબલે, પોતાના ધર્મનું રહસ્ય મોટો ભાગ સારૂં જાણે છે.

આચાર્યશ્રીએ વિષ્ણુ ભક્તિ કેમ ખાસ પ્રવર્તાવી તે બદલ સહજ ઉલ્લેખ આપણે કર્યો છે. અનુમાન એમ થાય છે કે.

દ્રાવિડ દેશમાં બે જ વર્ગ મુખ્ય દેખાય છે. બ્રાહ્મણ તથા ( દ્વિજના સંસ્કાર સિવાયના ) ઇતર. આ ઇતરમાં ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર બધાનો સમાસ થાય છે. ગુજરાત અગર રજપુતાનાના ક્ષત્રિય અગર રજપુત જેવો વર્ગ જ નથી. આર્યાવર્તમાં ઘણે ભાગે બ્રાહ્મણ અને ક્ષત્રિય શૈવ ભક્તો જોવામાં આવે છે. પરંતુ દ્રવિડમાં જો કે શરૂમાં બ્રાહ્મણ સિવાયના હતા, પણ હાલમાં તો બ્રાહ્મણમાં વૈષ્ણવ ઘણા છે; કદાચ હાલ જો કે શૈવ અને વૈષ્ણવ બંને સરખા દેખાય છે તોપણ પ્રથમ દ્રાવિડમાં શિવભક્તિ વિશેષ* હતી એમ લાગે છે. ખરી

---

* આગળ પાનું ૨૪ (અ) ઉપર જે પુસ્તકનો ઉલ્લેખ કર્યો છે તે પુસ્તકના પાનું ૯૫ ઉપર નીચે મુજબ લખ્યું છે:-

Very few openly professed the Vaishnava religion in the South prior to Rámànuj The history seems to have been this: long ago, several centuries before the 11*th* century B. C. Vaishnavism was in a flourishsing state in the South; then came Buddhism and Jainism which were subsequently overthrown by the excertions of Saivas. The early Azhvars lived before the time of the Neo-Saivism of Manikkavachakar and Appar, which apparently threw into the shade every other form of cult in the South. At last consequent on the fresh emigration of Brahmins from the North called "Bhagvat Sampradayins" due to the Mahomedan invasion of Gujarat and Kanoj a new impetus was given to the smoulding faith of the Vaishnavas in the South by the

વૈષ્ણવી જાગ્રતિ આચાર્યશ્રીએ કરીને તેમાં પણ જૈન મત સાથે મળતાપણું—સંપ્રદાયનું—પૂર્વ કાળમાં કેવું હતું એ પ્રથમ બતાવ્યું છે.

આચાર્યશ્રી પ્રકટ થયા ત્યાં સુધી હિંદુસ્થાનમાં ઘણે ભાગે સ્માર્ત પંચાયતન પૂજા હતી, અને તેમાં ઘણે ભાગે મુખ્યપદ શિવને હશે. ખુદ શંકરાચાર્ય પણ પંચાયતન પૂજા કરતા હતા. આ પંચાયતનના પૂજા કરનારા બધા સ્માર્ત કહેવાતા. 'શ્રૌત કર્મ'ના મુકાબલામાં 'સ્માર્ત કર્મ' બોલાય છે. વાસ્તવમાં આ જમાનામાં આ બને કર્મો બીલકુલ મંદ થઇ ગયાં છે અને તે સાથે જ આર્યાવર્તની કીર્તિ તથા વૈભવ તથા સ્વાતંત્ર્ય પણ ગયાં! આ બે સિવાય વળી 'લૌકિક' કર્મ ત્રીજું છે, અને હમણાં તો વિશેષ પ્રચાર તેનો જ છે. તાંત્રિક કર્મ તો ત્રણેમાં છે; એકલુ

---

colors of Sts: Nathmuni Alvandar, Uyyakkandar and finally it was Shri Rámánuj that gave a state form and objective existence to the esoteric cult of the Shri Vaishnavas. વળી The great Indian Religions નામના પુસ્તકમાં મી. વી. વી. હંટર કહે છે કે "ગમે તે રૂપમાં વિષ્ણુની પૂજા કરવી એ મધ્યમ જાતના ઘણા ભાગનો ધર્મ છે. આનાં ઉંડાં મૂળ અનાર્ય લોકોની કુદરત ને પૂજવાની સુંદર આકૃતિમાં રહેલાં છે અને તેની ટોચમાંથી સુધરેલા બ્રાહ્મણ અને વિદ્વાન જાતો રૂપી ઘણી શાખાઓ નિકળે છે" * . . (ભાષાંતર પાનું ૯૫). વળી કહે છે કે "વૈષ્ણવ ધર્મની સંજ્ઞા ગૃહદેવતા શાલિગ્રામ છે, અને છોડમાં તુળશીનું વૃક્ષ છે. ઘણે ભાગે તેમની ક્રિયાઓ નીચી જાતના હિંદુઓ મૂળના જંગલી લોકોમાં ચલાવતા તેનાથી જરા ઉંચા દરજ્જાની છે" (પાનું ૧૦૧).

N. B.—આ અંગ્રેજ વિદ્વાનોના મત આધાર વગરના દેખાય છે.

તાંત્રિક કર્મ, વામ માર્ગ ઉપર જાય. કાળે કરીને આ પંચાયતન પૂજનમાં વિકાર થવાથી બધા ઉપાસકોનું ખંડન કરી બધા દેવનું પૂજન શ્રીશંકરાચાર્યે શુદ્ધ કરાવ્યું હતું, ને ત્યાં સુધી બધા જ દેવના ઉપાસક સ્માર્ત–વૈષ્ણવ સુદ્ધાંત–કહેવાતા. કાળે કરીને દરેકમાં વિકાર થાય છે તે ન્યાયને અનુસરીને વેદના દેવોમાં પણ વિકાર થયો એટલે કે રૂપાન્તર થઈ ગયું. કેટલાક વિદ્વાનો વેદનો 'અગ્નિ' દેવ તે જ 'શિવ' થઈ ગયો એમ તર્ક કરે છે. તે જ પ્રાચીન શિવનો વિકાર થઈ ઉપાસકના અધિકાર પરત્વે પ્રસંગને લઈને કામ ક્રોધાદિ વાસના યુક્ત અમુક વર્ગ માટે સ્વરૂપાંતર થઈ 'ભેરવ' થઈ ગયા. આ ભેરવના કલ્પાએલા કહેવાતા ભયંકર ઉગ્ર સ્વરૂપ ઉપર કોઈ પણ સંસ્કારી નિષ્કામ શાંત સ્માર્ત અગર વૈષ્ણવને ભાવ નં આવે એમાં આશ્ચર્ય નથી. આ અભાવનો અધ્યાસ શિવના સૌમ્ય સ્વરૂપ ઉપર પણ અજ્ઞાન લોકોનો થયો હશે એમ લાગે છે. કેમકે વ્યાસ ભગવાને તો અઢાર પુરાણોમાંથી આઠ (કોઈ દસ કહે છે) શંકરને અર્પ્યાં, ને ચાર વિષ્ણુને અર્પ્યા છે. પણ શિવ સ્વરૂપમાં, ઉપાસકનો અધિકાર ભેદથી વિકાર થયો તેથી આ ગેરસમજથી પરિણામે ધર્મમાં ગ્લાનિ જોવાથી આચાર્ય શ્રીએ ગુણાતીત, સદાશિવ, મહાવિષ્ણુ અગર ગમે તે આદિ એક વસ્તુની ત્રિગુણાત્મક ત્રિપુટિમાંથી સત્વગુણમય વિષ્ણુની (વેદના અગ્નિ તે શિવ અને સૂર્ય તે વિષ્ણુ એમ વિદ્વાનો કહે છે) ભક્તિને પ્રાધાન્ય આપ્યું હોવું જોઈએ, પરંતુ ઉપાસનામાં આ પ્રમાણે ફેરફાર કરવાનું રહસ્ય નહિ સમજાવાથી આચાર્યશ્રી શિવના તથા અદ્વૈતવાદના ખાસ શત્રુ હતા એમ ખોટે રસ્તે ચઢીને શિવ તથા શંકરાચાર્યનો સાથે જ કોઈ અજ્ઞાની ધર્માંધલોકો દ્વેષ કરે એટલે કે શૈવ અને અદ્વૈત એક જ ઝપાટામાં લેવાય ત્યાં શો ઉપાય! કદાચ તે શિવનો અવતાર હોવાથી તેં દશાને પ્રાપ્ત થયા હોય તોપણ બનવા

જોગ છે. આ બધાં અનુમાનો છે. ત્યાગ અને વૈરાગ્યનાં તત્ત્વ હોવાથી માત્ર શુદ્ધ સંસ્કારી બ્રાહ્મણનેજ અથવા શૂરા ક્ષત્રિયનેજ શિવ તત્ત્વ સમજાય. વૈશ્ય શૂદ્રો વૈભવ પ્રિય હોવાથી રૂચિ ન થાય એ સહજ ગમ્ય છે. ખરી વાતની તો પ્રભુને જ ખબર. વ્યાસ ભગવાને શૈવપુરાણમાં વિષ્ણુને શિવભક્ત કહ્યા છે, અને વૈષ્ણવી પુરાણોમાં શિવને વિષ્ણુના ભક્ત કહેલા છે એટલું જ નહિ પણ જેમ શૈવપુરાણોમાં વિષ્ણુનું માહાત્મ્ય દેખાય છે તેમ વૈષ્ણવી પુરાણોમાં શિવનું દેખાય છે. હવે વિદ્વાનો લગભગ બધા જ અનુમાન એમ કરે છે કે એક પણ પુરાણ શુદ્ધ નથી, દરેકમાં કોઇએ ને કોઇએ નવું નવું ઘુમાડી દીધું છે. ધીમે ધીમે જેમ સાંપ્રદાયિક ઝનુન વધ્યું તેમ તેમ વધારા થતા ગયા. ખેર આપણે પાછા મુદ્દા ઉપર આવીએ. શૈવીપુરાણમાં એક શિવપુરાણ જોવાથી જ જણાશે કે શિવે પોતે જ પોતાના તથા વિષ્ણુ વચ્ચે અભેદ જોવાનું કહ્યું છે, તથા ભેદ જોનાર તથા નિંદક નરકે જશે એમ કહેલું છે. ( જુઓ જ્ઞાનસંહિતા અ૦ ૨૧ ) તેમ તે જ ઠેકાણે કહ્યું છે કે જે માણસ પોતાના મનમાં એક દેવને મોટા ગણી બીજાને હલકા ગણે તે મનુષ્યને પિશાચનો અવતાર મળે. ( જુઓ વાયુસંહિતા અ૦ ૯ ).

મહાભારતમાં બંનેને સત્વ રૂપે કહ્યા છે.

**रुद्रो नारायण श्चैवेत्येकं सत्वं द्विधाकृतम् ।**

શ્રુતિમાં જેમ વાસુદેવ; નારાયણ વિષ્ણુ મુખ્ય ઉપાસ્ય કહ્યાં છે તેમ–

**उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकंठं प्रशांतम् ।**

ઇત્યાદિ શિવ પણ છે. ઉપાસ્ય બ્રહ્મ–હિરણ્ય ગર્ભ–વાસુદેવ–શિવ બધું વસ્તુતઃ એક જ સ્વરૂપ છે.

. . એક ગરૂડપુરાણમાં જ ખુદ વિષ્ણુ કહે છે કેઃ–" વળી શિવ

પાર્વતી, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ વગેરે દેવોનું..........જે પૂજન કે અભિનંદન કરતો નથી............ને નરકમાં પડે છે." વળી શાલિગ્રામનું પૂજન કરવામાં વિષ્ણુ તથા શિવનું ધ્યાન કરવા તેમ અંતકાળે પણ બંનેનું સ્મરણ કરવા કહેલું છે. મતલબ કે બંને એક રૂપ જ છે; પછી 'નારદપંચરાત્ર'માં વિષ્ણુને શ્રેષ્ઠ કહી ભલે શિવને ઉતરતા કહે, અને શૈવ તંત્રોમાં શિવને શ્રેષ્ઠ કહી વિષ્ણુને ઉતરતા કહે. પાંડવ ઉપર બ્રહ્માસ્ત્ર કેમ ન ચાલ્યું તેનો ખુલાસો અશ્વત્થામા તથા વ્યાસ ભગવાને કર્યો છે કે અર્જુને અને શ્રીકૃષ્ણે, શિવને બહુ સેવ્યા છે તેથી શિવજી રક્ષા કરે છે. હવે વૈષ્ણવી અનુગતો જેમ વિષ્ણુને મુખ્ય કહે છે તેમ અપ્પય્ય-દીક્ષિત 'કલ્પતરૂ'માં રામાનુજ આદિ સર્વ મતોનું ખંડન કરીને શિવને શ્રેષ્ઠ કહે છે. સારાંશ કે બંનેમાં અભેદ છે.

આ ધોરણે ખરો વૈષ્ણવ પોતાના ઈષ્ટ વિષ્ણુને ભજવામાં અને તેમને શ્રેષ્ઠ કહી ઉપાસના કરવામાં બીજા પ્રત્યે દ્વેષ કરવાનો અવકાશ જ ક્યાં રહે? બધું જ વિષ્ણુમય જોવાનું ત્યાં પછી ભેદ ક્યાં રહે? સદાશિવ તેમ મહાવિષ્ણુ, નારાયણ, પરમાત્મા, બ્રહ્મ, વગેરે નામથી જે મૂળ ત્રિગુણાતીત છે તેનાં ત્રણ સ્વરૂપ છે તે જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ અને તેઓને દરેક ગુણના અધિષ્ઠાતા કહ્યા છે તેથી તેઓ તે તે ગુણવાળા ન કહેવાય નામરૂપ થયું કે ત્રણે ગુણ હોય, પ્રસંગે વ્યક્ત થાય. કોઈ પણ વ્યક્તિ એક જ ગુણવાળી ન હોય-અમિશ્ર હોય જ નહિ. જેમ એક મહાભૂતનો પદાર્થ ન હોય, ને તેથીજ 'પંચીકરણ' અન્વયે અમુક મહાભૂત પ્રમાણમાં કમી જાસ્તી હોય છે તેમ ગુણો માટે પણ છે. ગુણો દેવમાં તથા મનુષ્યમાં પ્રમાણમાં હોય છે. ત્રણે દેવ વસ્તુતઃ એક જ છે. મહાભારતમાં મોટાઈના ઝઘડા પ્રસંગે બ્રહ્માનું પાંચમું મસ્તક શિવે છેદ્યું તથા સ્કંદ પુરાણમાં શિવ પુરાણને મળતી લિંગની

ઉત્પત્તિનો પ્રસંગ તથા શ્રીમદ્ ભાગવતમાં ભૃગુની પરીક્ષા એ સર્વ એકજ તત્ત્વ કહે છે.

ક્રોધી માણસ અંદરથી ઘણોજ શાંત હોય છે, માત્ર દુધના ઉભરા જેવો ક્ષણિક વિકાર થાય છે, અને દેખાતો શાંત માણસ અંદરથી ઘણો ક્રોધી અને દ્વેષી હોય છે એ અનુભવની વાત છે. આ રહસ્ય આ ત્રિમૂર્તિમાં પણ છે. તમોગુણના અધિષ્ઠાતા છે એમ ભલે કહેવાય, પરંતુ શિવનું સદા સત્વગુણ પ્રાધાન્ય રૂપ રહે છે. માત્ર પ્રસંગે રૂદ્ર, ભૈરવ જેવાં રૂપ ધરે છે; તેમ સત્વગુણના અધિષ્ઠાતા વિષ્ણુ, પ્રસંગે નૃસિંહ, વરાહ આદિ રૂપે ઉગ્રતમોમય ધારણ કરે છે. ગીતાનું વિશ્વદર્શનરૂપ વિષ્ણુનું જ હતું ! મતલબ કે આ બંને સ્વરૂપો એક બ્રહ્મનાં જ છે અને તેથી બંનેમાં અભેદ છે. વિષ્ણુનું સમુદ્રમાં શેષ ઉપર સ્થાન અને શિવલિંગને પણ જળાધારી; જળમાં પૃથ્વીરૂપે સ્થાન એ બંને કલ્પના એક સરખી છે. ભેદ માત્ર અજ્ઞાની તથા આગ્રહી માટે છે, ને તેને માટે ઇલાજ નથી। શિવના સ્મશાન તથા ભસ્મના એક સ્વરૂપથી દ્વેષ કરનાર કોઇ અજ્ઞાની વૈષ્ણવની ધ્યાન બહાર નહિ જ હોય કે આખરમાં સ્મશાન તથા ભસ્મ વિના છુટકો નથી જ.

શિવ અને વિષ્ણુ બંને શાપને પાત્ર છે. એક વખત વિષ્ણુને શ્રેષ્ઠ કહી, પ્રસંગે ઇંદ્ર કરતાં પણ ઉતરતા કહે છે. વિષ્ણુએ તપથી વિષ્ણુપદ મેળવ્યું હતું એમ પણ કહેવાય છે ( કૃષ્ણચરિત્ર પાનું ૯૦ ), તેમ શ્રેષ્ઠ પણ તે છેજ.

પુરાણ કાળ પછી અનેક સંપ્રદાયો પ્રકટયા, તેને લીધે પુરાણોમાં જેને લાગ મળ્યો તેણે નવી બાબત ઘુસાડી દીધી છે એમ વિદ્વાનો કહે છે. ઉપનિષદ્માંજ અલ્લા ઉપનિષદ્ જેવાં થયાં ત્યાં પછી પુરાણોનો શો હિસાબ ? બૌદ્ધો, જૈનો તેમ જે તે સંપ્રદાયના

આગ્રહી વિદ્વાનોએ આ પ્રમાણે આપણાં શાસ્ત્રોમાં ઘણું ઘુસાડયું છે, ને તેને લઇને સામસામા ઉડીને ધર્મ તથા દેશને બહુ નુકશાન પહોંચ્યું છે એ હવે નિર્વિવાદ દેખાય છે. એકજ પદ્મપુરાણમાં શરૂમાં શિવનું તથા ભસ્મ રૂદ્રાક્ષ તથા ત્રિપુંડ્રનું અલૌકિક માહાત્મ્ય આપી અંતના ભાગમાં નિંદા દેખાય છે! આનો અર્થ શું? બુદ્ધિ અને યુક્તિનીજ જરૂર પડશે. વિચાર કરતાં સમજી શકાશે. આવા સંજોગોમાં આગ્રહી શૈવો પ્રથમ ભાગ માન્ય રાખે અને આગ્રહી વૈષ્ણવો પાછળનું માન્ય કરે એ સહજ છે. અસ્તુ. આવા સંજોગોને લઇને શિવ વિષ્ણુનાં તત્ત્વ સંબધે બે બોલ વધારે કહેવાની જરૂર દેખાય છે. કેમકે સ્માર્ત કે શૈવમાંથી ક્વચિતજ વિષ્ણુનો નિંદક મળી આવશે લિંગાયત સિવાય હજારમાં એકાદ મળી આવે; પરંતુ વૈષ્ણવોમાંથી અજ્ઞાની આગ્રહી નિંદક કાંઇક વિશેષ જોવામાં આવે છે. માટે શાસ્ત્રમાં આ બંનેનો અભેદ કેવી રીતે છે તે દૃષ્ટિથી જરા વધારે જોઇએ કે જેથી હાલની દુર્દશા કાંઇક કમી થાય.

લગભગ દરેક પુરાણમાં આ બે દેવ વચ્ચે અભેદ કહેલો છે. ભેદ ગણનારને ખુદ વિષ્ણુપુરાણમાં તેમ પદ્મપુરાણમાં ખાસ (જુઓ ભૂમિખંડ અ. ૬૭ શ્લોક ૧૩૮–૩૯–૪૦ તથા પાતાલખંડ અ ૭૩ શ્લોક ૧૪૯–૧૫૨ ) સ્પષ્ટ શબ્દોમાં 'અધમ' કહ્યો છે. શ્રીમદ્ભાગવત જેવા અંતિમ વૈષ્ણવી પુરાણમાં પણ અભેદ સ્પષ્ટ છે ( જેમ કે જુઓ દક્ષયજ્ઞભંગ વખતે ખુદ શ્રીવિષ્ણુએ આપેલો બોધ ). વળી પુરાણોમાં ક્વચિત્ શિવને નારાયણ, અને નારાયણને શિવ કહેલા છે. પરમેશ્વર–આદિ બ્રહ્મ–તરીકે એટલે કે 'કારણ બ્રહ્મ' તરીકે બ્રહ્મ, પરબ્રહ્મ, પુરૂષોત્તમ વગેરે નામથી, શિવ, વિષ્ણુ, તેમ પ્રસંગે બ્રહ્મા, શક્તિ, સૂર્ય, ગણપતિ દેખાય છે; પરંતુ ખરા મુદ્દાના હરીફ તો શિવ અને વિષ્ણુજ છે, કેમકે શક્તિનો તે બંનેમાં સમાવેશ થાય છે. હવે બંને વ્યક્તિઓ–અગર કહો કે બંને તત્ત્વોને એ

મૂળ પુરૂષનાં ત્રિગુણાત્મક ત્રણ સ્વરૂપ માન્યાં છે, અને મૂળ તત્ત્વ જે આદિ શિવ અથવા આદિ વિષ્ણુ તે તો ત્રિગુણાતીત છે. હવે જે આ ત્રિગુણાત્મક ત્રિપુટિને કાર્યની વહેંચણ થઇ છે તે માત્ર કાર્યપક્ષ તરીકેના હોદ્દાથી સમજવાની છે, પણ સાથે એ ભૂલવાનું નથી કે એ ત્રણેની અલગ અલગ અધિકારવાળી કચેરીયો નથી, કે જેથી એક બીજાના અધિકારમાં હાથ ન ઘાલી શકે. પ્રસંગોપાત્ ત્રણે તત્ત્વોમાંથી ગમે તે તત્ત્વ ગમે તે કાર્ય કરી શકે છે એમ શાસ્ત્રો સ્પષ્ટ બતાવે છે. જેવી રીતે મનુષ્ય એકલા સત્વ, રજ અથવા તમોગુણનો બનેલો ન હોઇ શકે, –તેમજ આ ત્રણે દેવોનું સમજવાનું છે. ચોવીસે કલાક જુદા જુદા દરબાર ભરીને મુકદમાઓ ચલાવી ફેંસલા કરે છે એમ જે મહાત્માના મગજમાં વાત આવી શકતી હોય તો તે મુબારક હો. વળી જ્યાં પુરાણોના વિભાગ પણ સત્વ રજ તમ ઉપર થાય ત્યાં શો ઇલાજ? શૈવો દસ શૈવી પુરાણોને સાત્વિક કહે, બીજાને રાજસિક તામસિક કહે, અને વૈષ્ણવો ફક્ત વૈષ્ણવી પુરાણોને સાત્વિક કહે !

હવે શિવના સંબંધમાં મૂર્તિ કરતાં પણ 'લિંગ' સ્વરૂપે વિશેષ પૂજાય છે. આ 'લિંગ' શબ્દ સંબંધે ઘણી ગેરસમજ દેખાય છે. ખુદ સ્માર્ત કિંવા શૈવમાંથી પણ જુજ સમજનાર મળી આવે ત્યાં પછી કોઇ અજ્ઞાન આગ્રહી વૈષ્ણવોની ગેરસમજનું તો પૂછવું જ શું? આ 'લિંગ' વિષે કોઈ કોઇ પુરાણમાં જેમ બીજી ઘણીજ વિચિત્ર અને બીભત્સ વાતો બીજા દેવો માટે હોય છે તેમ ન મનાય એવી વાત દેખાય છે, તે કાંતો કોઇ દ્વેષીલાને હાથે થયું હોય, અથવા જ્ઞાનદર્શક રૂપક હોય, અથવા તો કોઇ કેવળ તાંત્રિક વામમાર્ગી ઉપાસકની મસ્તી હોય! એવા વામી તો સ્માર્ત વૈષ્ણવ બધા ધર્મોમાં છે એટલે તે વિષે કાંઇ કહેવાનું નથી. વેદમાંજ એવી ઘણી વામ ઉપાસના ઘુસી ગઇ છે. તેથી એવા કેવળ તાન્ત્રિકવાળા 'લિંગ'

માટે જે કહેવાતું હોય તે ભલે કહેવાય, બાકી શાસ્ત્રો જોતાં આ શિવલિંગ તે એક બ્રહ્માંડનું ચિન્હ છે. બ્રહ્મનું 'અંડ' ઈંડું તે બ્રહ્માંડ, ને તે ઈંડાના આકારનું 'લિંગ' હોય છે. 'લિંગ' એટલે ચિન્હ; નિરાકાર નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપજ આ બ્રહ્માંડરૂપી લિંગ સમજવાનું છે, છતાં કોઇ અજ્ઞાન વૈષ્ણવ કહે કે અમારા તિલકમાં લક્ષ્મીજી બીરાજે છે તેથી શિવલિંગને કેમ નમસ્કાર કરાય? તેવીજ રીતે એક વૈષ્ણવરાજ કહે કે "રૂદ્રાક્ષ એ રૂંઢનું ચિન્હ છે." શાસ્ત્રમાં રૂદ્રાક્ષની ઉત્પત્તિ સ્પષ્ટ છતાં કેટલું અજ્ઞાન! કેટલી ગેરસમજ અને કેટલો અનર્થ? આમ કોઇ ગમે તેમ બોલે બાકી પુરાણો અન્વયે, અને ખાસ શિવપુરાણ અન્વયે, આગળ કહ્યા મુજબ, બ્રહ્મા તથા વિષ્ણુ વચ્ચે મોટાઇની હરીફાઇ થઇ તે કજીઓ શાંત કરવા શિવજીએ અલૌકિક જ્યોતિનો સ્તંભ ઉત્પન્ન કર્યો કે જેનો પાર એ બેમાંથી કોઇ ન પામ્યા. તેજ જ્યોતિનો સ્તંભ તે લિંગ. બાર જ્યોતિર્લિંગો છે તેતો ભક્તોની ભક્તિથી સ્વયંભૂ પ્રકટ થયાં હતાં. આ શિવલિંગનો ખુલાસો દસે શૈવી પુરાણોમાં તથા બીજામાં પણ દેખાય છે.

હવે વેદમાં જે શિવ, શંકર, શંભુ વગેરે નામો છે તે જેમ વિષ્ણુ, વ્યાપકના અર્થમાં છે તે પ્રમાણે છે; પરંતુ દેવ તરીકે 'રૂદ્ર' નામ ખાસ દેખાય છે. વિદ્વાનો કહે છે કે આ રૂદ્ર તે જ અગ્નિ, અને વિષ્ણુ તે જ સૂર્ય. આ અગ્નિની જ્વાળાની જ્યોતિ તે જ શિવલિંગ, આસપાસનો ધૂમ તે જટા, અગ્નિની વેદિ તે જળાધારી, અને ભસ્મ તે ઉપાસકનું 'ચિન્હ'. મહાભારતના અનુશાસન પર્વ અ. ૧૪ શ્લોક ૩૨-૩૪-૩૫-૩૬ માં બ્રહ્મા, વિષ્ણુ, ઈંદ્રિ વગેરે મહાદેવની પૂજા કરે છે એમ કહ્યું છે તે જ એ લિંગ. કેટલાકો શિવલિંગ તથા જળાધારીને બીજરૂપે પુરૂષ સદાશિવ, અને જળાધારીને સ્ત્રી રૂપે યોનિ-કારણ-વિષ્ણુ એમ માનીને સૃષ્ટિનાં ઉત્પાદક તત્ત્વો કહે

છે. જેવી રીતે આદિ નારાયણ, બ્રહ્મા, કશ્યપ, તથા મનુ એકમાંથી બે રૂપ કરીને સૃષ્ટિ કરી તેવોજ ભાવ આ દ્વંદ્વમાં હોવાનું કહે છે. આ વાતને કાંઇ આધાર પણ મળી આવે છે. આપણા શાસ્ત્રમાં સંસ્કૃત ભાષામાં શાનો આધાર ન મળી શકે ? વિષ્ણુના મોહિની સ્વરૂપની જે વાત છે તે આ મુદ્દાને ટેકો આપે છે, તેમ વળી પદ્મપુરાણ પાતાલખંડ અધ્યાય ૧૧૪ શ્લોક ૩૩ માં તો વિષ્ણુને શિવની પત્નિ, સ્પષ્ટ કહેલ છે, ને તે જ પ્રમાણે **रुद्रहृदयोपनिषद्** તથા **रुद्रोपनिषद्**માં પણ દેખાય છે, બ્રહ્માની ઉત્પત્તિ પણ સૂચક છે.

વળી પુરાણોની અજબ માયાજાળ જોતાં એજ શક્તિ–દેવી તે બ્રહ્મા વિષ્ણુની માતા થઇ જાય છે, ને વળી પત્નિ થઇ જાય છે. **પાર્વતી** અને **લક્ષ્મી** માટે પણ તેમજ; જે પાર્વતી તે જ લક્ષ્મી, ને તે જ રાધા ! જેમ બ્રહ્મા વિષ્ણુ અને શિવમાંથી એક એકના પ્રસંગે પુત્ર પૌત્ર થાય છે, તેમ પાછા ત્રણે, શક્તિના પુત્ર થઇ જાય છે. આ બધાનો અર્થ શો ? રહસ્ય શું ? આનુજ નામ અભેદ, અને એજ માયાનો વૈભવ ! એકજ બ્રહ્મ, કારણ રૂપે એક, અને કાર્ય રૂપે અનેક, પછી નામરૂપ ગમે તે આપો. જેમ ગોલોકમાં પુરૂષ માત્ર કૃષ્ણ રૂપે અને સ્રીમાત્ર રાધારૂપે છે, તેમજ સૃષ્ટિમાં પુરૂષ માત્ર શિવરૂપ અને સ્રી માત્ર પાર્વતી કહેલ છે. આ બંને પુરૂષ અને પ્રકૃતિનાં રૂપ સમજવાનાં છે. કેમકે મૂળ બ્રહ્મતત્ત્વ તો નિર્ગુણ, નિરાકાર, સર્વવ્યાપી, સર્વ શક્તિમાન છે. વળી શિવનું 'કામનાથ' સ્વરૂપ તે કિશોર કૃષ્ણ જેવું, અને પાંચ વર્ષનું સુંદર શિવનું રૂપ બાળકૃષ્ણ જેવું !

પુરાણોમાંથી એક મુદ્દાનો સાર કાઢવા જેવો છે, કેમકે આગ્રહી લોક ગોથાં ખાઇ જાય છે. મૂળ પુરૂષ–બ્રહ્મનાં આ ત્રણે સ્વરૂપઃ– બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, શાપને પણ પાત્ર થયાં છે, તેને લીધે તેમનાં અનેક સ્વરૂપ તથા અવતાર થયા છે; પરંતુ તેમ કરીને તે બધાંજ

સ્વરૂપો ફક્ત તેમનાં નિત્ય સ્વરૂપ માનીને મૂળને ભૂલી જવું ન જોઇએ. આ ધોરણે જેમ વિષ્ણુ અને વૃંદાના અરસપરસના શાપથી એક શિલારૂપે શાલિગ્રામ થયા ને એક વૃક્ષરૂપે તુલસી થયાં, તેમ ભૃગુઋષિના શાપથી કિંવા બીજા કોઇના શાપથી રૂદ્રનું એક સ્વરૂપ વ્યાઘ્રચર્મ, રૂંઢમાળ, સર્પનાં આભૂષણ, ભૂત પિશાચના પરિકરવાળું એમ કલ્પાયું હોય તો જેમ વિષ્ણુનાં નૃસિંહ, કૂર્મ, મત્સ્ય, વરાહ, શાલગ્રામ વગેરે રૂપો છે તેવું સમજવાનું છે. જેવી જેની રૂચિ તેવું તેને માટે પ્રભુનું સ્વરૂપ એજ રહસ્ય છે. આ બધાની મતલબ પણ એજ કે બંનેમાં અભેદ ! કેમકે વાસ્તવમાં જેમ વિષ્ણુનું સૌમ્ય, સત્વમય સ્વરૂપ છે તેવુંજ શિવનું નિત્યસ્વરૂપ સ્ફટિક સમાન ગૌર, સુંદર, શાંત અને આનંદમય અને સાત્વિક છે. એટલે ભેદનું નામ નિશાન પણ ન મળે ! શાપિતરૂપ, પ્રસંગને તેમ અન્ય પ્રસંગોને અનુ-સરીને ભલે ગમે તેવાં થયાં હોય, અને ઉપાસકભેદે નિત્ય હોય, પરંતુ વસ્તુતઃ આજ રૂપ નિત્ય છે. વળી જુઓ કે વિષ્ણુએ શિવની કમળપૂજા કરી તેથી નામ ' પુંડરીકાક્ષ ' પડ્યું, તેમ વિષ્ણુના નામથી ' હિરણ્યગર્ભેશ્વર ' રામેશ્વર જેવાં અનેક નામનાં શિવનાં સ્થાન છે. તેવીજ રીતે શિવને ત્રિશૂળ આપનાર વિષ્ણુ શ્રીકૃષ્ણરૂપે, અને વિષ્ણુને સુદર્શન ચક્ર આપનાર શિવ ! ત્રિપુરાસુર વધ વખતે વિષ્ણુ શિવનું વાહન પોઠીયા રૂપે થયા ! આવી અનેક બાબતોનો શો મર્મ ? માત્ર અભેદ !

વળી અભેદની મજા એ છે કે વૈષ્ણવો તો ગમે તે ભાવથી પણ શિવને મહાન વૈષ્ણવ તથા ગુરૂ કહે છે. પણ વૈષ્ણવી પુરાણો-માંજ વિષ્ણુ શ્રીકૃષ્ણ તથા શ્રીરામ ખુદ શિવના શિષ્ય તથા ઉપા-સક હતા એ વાત ભાગ્યેજ કોઇ જાણતું હશે. આ ત્રણેએ શૈવી દીક્ષા લીધી હતી, અને શિષ્ય થયા હતા ( જુઓ અનુક્રમે પદ્મપુ-રાણ–પાતાલ ખંડ અ. ૧૦૫ શ્લોક ૨૦૦–૨૧૮ તથા સ્વર્ગખંડ

અ. ૩૭ તથા પાતાલખંડ અ. ૧૧૬ ). વળી પાતાલખંડ અ. ૧૮૫ શ્લોક ૨૨૫ માંતો વિષ્ણુએ ભસ્મ ચોળીને ભક્ષણ પણ કર્યું ત્યારે શિવના સ્વરૂપનું દર્શન થયું એમ લખે છે. વળી એક પ્રસંગે એમ દેખાય છે કે ભસ્મ ચોળીને તે ભક્ષણ કરવાથી, કૃષ્ણવર્ણ છતાં સ્ફટિક સમાન થયા, અને ભક્તોને માહાત્મ્ય સમજાવ્યું. શ્રીકૃષ્ણ, પાશુપત ભક્તો સાથે વર્ષ રહી, દરરોજ ભસ્મથી ઉધ્ધૂલિત થઇ, શત રૂદ્રાધ્યાયનો જપ કરતા. શ્રીરામે પણ દીક્ષા લીધી હતી, અને દરરોજ પૂજન કરતા. ( જુઓ તુલસીકૃત રામાયણ ). પણ પ્રાકૃતભાવ લેવો હોય તો જુઓ કે શિવ સ્વકીયા પાર્વતીની ભસ્મ ચોળીને લોટયા તો વિષ્ણુ પરકીયા વૃન્દાની ભસ્મ ચોળીને લોટયો ! કેટલો અભેદ ! આ ભસ્મ રૂદ્રાક્ષ તથા ત્રિપુંડ્ર માટે કોઇ અજ્ઞાની વંઠ્ઠુવો ગમે તેમ કહે પણ હકીકત ઉપર મુજબ છે. પુરાણમાં છે તેમજ એકવીસ ઉપનિષદોમાં એ બાબત દેખાય છે. ખાસ કરીને જાબાલોપનિષદ્ તથા સ્કંદ પુરાણમાં બહુ સ્પષ્ટ છે. ભસ્મનો નિંદક ભસ્મનો મંત્રજ જરા સમજે તો આંખ ઉઘડે. અગ્નિ, જળ, વાયુ, આકાશ, સ્થળ, સર્વ ભસ્મ, મન, ચક્ષુ, ઇંદ્રિયો આ સર્વ જે છે તે ભસ્મ છે, એમ કહેલું છે. ભસ્મ લગાવતી વખત તથા તે પછી માણસને એકજ ભાન થવું જોઇએ કે "મારી ઇદ્રિય માત્રનું સંયમન કર્યું છે, અને હું વાસના રહિત શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ છું." વળી તે વખત સમાધિ જેવી સ્થિતિ થવી એમ ભસ્મનો મર્મ છે. સંસ્કારી દ્વિજે આ પ્રમાણે સંધ્યા સમયે ભસ્મ લગાવીને પછી તે ઉપર ગમે તેવા આકારનાં અને પદાર્થનાં તિલક કરે એમ શાસ્ત્રનો હેતુ દેખાય છે, પછી દ્વિજના સંસ્કાર વગરના જેમ કહે તેમ ભલે; બ્રાહ્મણોમાંથી પણ ન સમજનાર અથવા સમજ્યા છતાં દુરાગ્રહને લીધે મળી આવે ત્યાં સંસ્કાર રહિત અન્ય માટે શો ઇલાજ ? પરસ્પર નિંદા અને તેથી બંનેનું પતનજ થાય ! અસ્તુ.

વળી જેમ શિવ તત્ત્વ ઘણું ગૂઢ હોવાથી સંસ્કાર વગરનાને ગમ્ય નથી ને તેથી અજ્ઞાન વર્ગમાં ગેરસમજ થાય છે, તેમ તેમના પ્રસાદ નિર્માલ્ય માટે પણ દેખાય છે. રૂદ્રનું એકાદ શાપિત કિંવા વામી સ્વરૂપ આગળ કરીને પછી તેમનું એકંદર નૈવેદ્ય તથા નિર્માલ્ય અગ્રાહ્ય છે એમ બોલે છે. ઉપર કહ્યા મુજબ વામી–કેવળ તાંત્રિક–લિંગ માટે એ ખરૂં ! પરંતુ વૈદિક તથા વૈદિક તાંત્રિક મિશ્રિત પૂજન થતું હોય તે માટે બિલકુલ બાધ નથી. બાકી તો એકંદર જેમ કોઇ પણ દેવનું નૈવેદ્ય સિદ્ધાંત તરીકે ન લેવાનું ક્વચિત્ પુરાણોમાં દેખાય છે તેનો મર્મ સમજતાં તે ધોરણ આ પ્રસંગ માટે લાગે છે. દેવના નૈવેદ્ય ઉપર નિર્વાહ કરનારને શાસ્ત્ર પુરાણમાં 'દેવલક' કહ્યો છે. શિવપુરાણમાં જેમ ઉપર કહેલા વામી સ્થાપિત લિંગને બાદ કરી દરેક લિંગનો પ્રસાદ લેવાનું કહેલું છે તેમ અન્ય ઠેકાણે પણ દેખાય છે ( જુઓ પાતાલખંડ અ. ૧૧૪ શ્લોક ૨૦૬ ). વળી ખુદ વિષ્ણુ ભગવાન તથા હનુમાનજીએ શિવનો ઉચ્છિષ્ટ પ્રસાદ લીધો હતો ( જુઓ તે જ પાતાલખંડ અ. ૧૧૪ શ્લોક ૨૦૨–૨૦૩ ). વળી તે જ પાતાલખંડના તે જ અધ્યાયના શ્લોક ૩૯૦–૩૯૧ માં પોતાના નિર્માલ્ય વસ્ત્રોમાંથી રક્ત બ્રહ્માને, અને પીત વિષ્ણુને આપ્યાનું લખ્યું છે. માટે પ્રસાદની જ્યાં ત્યાં મનાઇ કરી હોય ત્યાં બુદ્ધિનો ઉપયોગ કરીને પ્રસાદ ઉપર નિર્વાહ કરનાર માટે હેતુ છે એમ અથવા વામીપ્રસાદ માટે પોતાનીજ ભાવના મુજબ સમજવું. મતલબ કે 'ભાવ' ઉપરજ આધાર છે; બાકી વિરોધી વાક્યો તો દેખાશે, ભાવજ મુખ્ય છે.

આ પ્રમાણે શાસ્ત્રોનું રહસ્ય સમજવા માટે તમામનો સમન્વય કરી નિષ્પક્ષપાત દૃષ્ટિથી જ સત્ય મળી શકે.

આ તમામ બાબતોનો સમન્વય એટલો જ કે ઉપર કહ્યા મુજબ આ બંને દેવો એકજ મૂળના રૂચિ અનુસાર રૂપ હોવાથી

અભેદવાચક બ્રહ્મ રૂપે છે. માત્ર દરેક જણે રૂચિ અધિકાર પરત્વે સાર કાઢીને સમાધાન કરવું અને પોતાનો નિશ્ચય કરી અન્યમાં દોષ ન જોવો ને દ્વેષ તજવો, એજ રહસ્ય છે. પછી તો જેવાં જેનાં પ્રારબ્ધ–વ્યક્તિ તથા સમષ્ટિનાં–હિંદુનાં અને હિંદુ ધર્મનાં !

વળી બીજી રીતે જોતાં વાસ્તવમાં શિવ અને વિષ્ણુ એકજ છે તેને માટે જોઇએ તેટલાં પ્રમાણ છે. ગીતામાંજ પોતાના નામમાં રૂદ્ર તથા શંકર નામ લીધાં છે. 'વિષ્ણુસહસ્રનામ' માં પણ 'શંકર' નામ છે. તેવી રીતે **શિક્ષા** નામના ગ્રંથમાં **શિવ** નું નામ **વિષ્ણુ** છે. વાયુ પુરાણ તથા લિંગ પુરાણમાં શિવનાં 'આદિત્ય' વગેરે આઠ નામ છે, તેમાં **વિષ્ણુ** નામ છે. શિવતત્ત્વથી આરંભીને ભૂમિ સુધીનાં તત્ત્વમાં **શિવ** વ્યાપક છે તેથીજ વિષ્ણુ. આ તમામ રહસ્ય આચાર્યશ્રીની જાણમાં હોવાથીજ શ્રીશંકરાચાર્યે પૂજન પ્રસંગના સંબંધમાં શિવ કરતાં પણ વિષ્ણુ પૂજન વધારે વખત કહેલું છે, તે એટલે દરજ્જે કે તટસ્થ અને સ્વતંત્ર મગજના વિદેશી વિદ્વાનો જેવા કે મેક્સમ્યૂલર કૅાલબ્રુક, બાર્થ અને પ્રોફેસર વેબર ઇત્યાદિ પંડિતો કહે છે કે શંકરાચાર્યનું વલણ શિવ કરતા પણ વિષ્ણુ તરફ વધારે હતું. બાર્થ તો ત્યાં સુધી કહે છે કે તે વિષ્ણુના અવતાર હતા. 'કૅાલબ્રુક' કહે છે કે બૃહદ્ધર્મપુરાણમાં શ્રી શંકરને વિષ્ણુનો અવતાર કહેલો છે. આ યુરોપી પંડિતો ગમે તેમ કહે પરંતુ શાસ્ત્રમાં વાયુ પુરાણ, કૂર્મપુરાણ આદિ પુરાણોમાં વ્યાસ ભગવાને કહ્યું છે કે ધર્મના તથા બદ્રિનારાયણની મૂર્તિ વગેરેના ઉદ્ધાર માટે શંકર અવતરશે તે પ્રમાણે તો શંકર શિવનોજ અવતાર હતા એ નિર્વિવાદ છે. માત્ર ખુબી કયાં છે કે તેમનો બંને વચ્ચેનો એટલો અભેદ છે કે આ પ્રમાણે તટસ્થોને પણ અસર થએલી છે. શંકરે ઘણા ગ્રંથોમાં ઠામ ઠામ વિષ્ણુનું પૂજન કહેલું છે, અને સ્તોત્ર તથા સ્તુતિ પણ તેમના નામની કહેલી છે. તેઓશ્રીના કુળદેવ શ્રીકૃષ્ણ

હતા એમ કહેવાય છે. તેવી રીતે અભેદનાં બીજાં દષ્ટાંતો પણ જોઇએ તેટલાં છે. રામચંદ્રજીએ સેતુની પાળ બાંધતા પહેલાં શ્રી રામેશ્વરની સ્થાપના કરી; શંકરે પોતાના મકાન પાસે શ્રી કૃષ્ણની મૂર્તિ નદીના પ્રવાહથી સ્થાન ભ્રષ્ટ થઇ હતી તેની વિધિપુરઃસર પુનઃ સ્થાપના કરાવી તથા પૂજન માટે પણ વ્યવસ્થા કરી. તેમનાજ જન્મ વખતની શાસ્ત્રની યોજના જુઓ કે દેવોએ કૈલાસમાં જઇને મહેશ્વરને કહ્યું કે " વિષ્ણુએ લોકો માટે શાસ્ત્રો રચ્યાં છે પરંતુ તેનો ગેર ઉપયોગ થઇને વર્ણાશ્રમનો ક્ષય થવા *માંડયો છે, " ત્યારે શંકરે કહ્યું કે " વિષ્ણુએ સંકર્ષણ ( કપિલ ) થઇને મારી આજ્ઞાથીજ ઉપાસનાનો ઉદ્ધાર કર્યો હતો, અને હવે જ્યારે તેનો ગેર ઉપયોગ થાય છે તો હું જાતે અવતરીને ઉદ્ધાર કરીશ. " આ શંકરના અવતાર પ્રસંગે પણ હંમેશ માફક બીજા દેવો પણ અવતાર લઇને આવ્યા હતા. દરેક મુખ્ય અવતાર સાથે બીજા દેવો પણ અંશાવતાર લે છે. જેમ શંકર, શિવના અંશાવતાર હતા તેમ તેમના શિષ્ય પદ્મપાદ વિષ્ણુના અંશાવતાર હતા. આચાર્યને કાપાલિકની તરવારમાંથી તેમણે નૃસિંહસ્વરૂપ લઇને રક્ષણ કર્યું હતું. તે જ સ્વરૂપને આચાર્યશ્રી શાંત થવા સ્તુતિ કરે છે તેમાં ખાસ કહે છે કે " આપ સત્વગુણ રૂપ હોવાથી ક્રોપને યોગ્ય નથી, રૂદ્રનો તમો ગુણ આપને ન ઘટે ! " કેટલો અભેદ ? આનુંજ નામ અદ્વૈત ! અભેદની મજા જુઓ કે જાતે શિવનો અવતાર, અને પાછું પોતાના કુળદેવ કોણ તો લક્ષ્મી. નૃસિંહ ! વળી બીજું દષ્ટાંત જુઓ કે વિષ્ણુના અંશાવતાર રામ, તેમનું માનસિક ધ્યાન શંભુ ધરે, અને ખુદ વિષ્ણુ પાર્વતી સાથેના મહાદે-

---

* આ ઉપરથી સમજાશે કે વર્ણાશ્રમ ઉપર હાન ધાડ આવી છે તેમ ઠેઠ પ્રાચીન કાળથીજ ચાલ્યું આવ્યું છે. ઇશ્વરની ઇચ્છા પ્રમાણે અને કાળના ક્રમ પ્રમાણે થયાંજ કરે છે. માત્ર નિમિત્ત પોતાને માથે પ્રભુ લેતા નથી.

વના વિવાહ માટે વિનંતિ કરવા માટે બ્રહ્મા સાથે મહાદેવ પાસે જાય, તેમ જાનમાં પણ ભેગા જાય ! અને આ સમયે વિષ્ણુના અંશાવતાર રામચંદ્રજીનું મહાદેવ ધ્યાન કરતા હોય ! તેમ રામચંદ્રજી મહાદેવનું પૂજન તથા ધ્યાન કરે* ! આ બધાનો મર્મ એટલોજ છે કે મનુ અને શતરૂપાએ જે આદિ પ્રભુનું ધ્યાન ધર્યું હતું કે જેનાં બ્રહ્મા વિષ્ણુ તથા મહેશ એમ ત્રણ સ્વરૂપ છે તે પ્રભુના આ ત્રિમૂર્તિ અંશો છે.

વળી જેમ શિવ તપ કરે છે તેમ વિષ્ણુ પણ કરે છે. જુઓ કે નરનારાયણ રૂપે ગંધમાદન પર્વત ઉપર તપ કરતા હતા, તેથી ઇંદ્રને બીક લાગી અને અપ્સરાઓ મોકલી પણ કાંઇ વળ્યું નહિ એટલે અપ્સરાના ઉરૂમાંથી ઉર્વશી પેદા કરીને મોકલી તેણે તપનો ભંગ* કર્યો. ( કૃષ્ણ ચરિત્ર પાનું ૭૯ )

બીજી ગમ્મત જુઓ કે મોહિની રૂપ જોવા મહાદેવને ઇચ્છા થાય તે માગણી વિષ્ણુ સ્વીકારે અને મોહિની રૂપે થઇને મહાદેવને મોહ પમાડે, અને આજ વિષ્ણુ પાછા વિષ્ણુ રૂપે સમુદ્રમથનમાં દેવો સાથે મંડી પડે, અને ×હળાહળની વખતે મહાદેવની પ્રાર્થના કરે ! આ કેટલું ગૂઢ જ્ઞાન છે ? આનુંજ નામ માયા !

નારદે વિષ્ણુને શાપ આપ્યો તેના પ્રાયશ્ચિત્તમાં વિષ્ણુએ શિવનાં શતનામ લેવા આજ્ઞા કરી ! આ બધાની મતલબ, ઉપર કહ્યું તેમ

---

* તુલસીદાસજી કહે છે કે શ્રી રામચંદ્રજી હંમેશ શિવપૂજન કરતા હતા !

* આ હકીકત વાસ્તવિક દેખાતી નથી. ઉર્વશી તો નરનારાયણેજ ઉત્પન્ન કરી હતી.

× આ હળાહળના પ્રકટ થવાથી વિષ્ણુ સ્યામ થઇ ગયા હતા ( વાયુપુરાણ ૫૪–૬૩ ).

અભેદ ! શ્રીમદ્ભાગવતમાં, વાલ્મીકિ અગર તુલસીની રામાયણોમાં, બીજાં શાસ્ત્રોમાં તથા ગ્રંથોમાં લખેલું છે. ખુદ પુરાણના કર્તા વ્યાસ ભગવાન બંનેને પ્રસંગે શ્રેષ્ઠ કહીને ઐકય બતાવે છે, તથા મહાત્માઓ પ્રત્યક્ષ બતાવી ગયા છે તેમ એક બ્રહ્મનાં જ બધાં સ્વરૂપો છે. ગમે તે ઇષ્ટ હોય પરંતુ સરવાળે પ્રભુનેજ પહોંચે છે. ગીતામાં તેવી સ્પષ્ટ પ્રતિજ્ઞા છે. વૈષ્ણવને ખાસ માન્ય શ્રીમદ્ભાગવતમાં પણ અનેક વખત બંને વચ્ચે અભેદ કહ્યો છે.

રામભક્ત હનુમાને તુલસીદાસને શિવનો મંત્ર આપ્યો હતો, અને શિવે પાછો રામનો આપ્યો. શિવજીનો ‘ તારક મંત્ર ’ પણ રામનામનો કહેવાય ! જે રામના શિવ ઉપાસક કહેવાય તે જ રામ પાછા શિવને ભજે ! એક બીજી ગમ્મત એ છે કે મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી સાથે વાદ કરવા માટે શૃંગારનું જ્ઞાન મેળવવા શંકરે પરકાયાપ્રવેશ કરી આવીને પોતાના રક્ષણ કરેલા સ્થૂળમાં પ્રવેશ કરવા માંડયું તે વખતે સ્થૂળને બળતો દેખીને નૃસિંહ ભગવાનની સ્તુતિ કરીને પોતાનું રક્ષણ કરાવ્યું હતું. પદ્મપાદ શિષ્યે નૃસિંહ ભગવાનની સ્તુતિ કરી હતી. નૃસિંહ ભગવાનને તેમણે કેવી રીતે વશ કર્યા હતા તેના ખુલાસામાં તેઓ કહે છે કે એક ભિલ્લને વશ નૃસિંહ ભગવાન તેની ભક્તિથી થયા હતા, અને તે જ ભિલ્લની કૃપાથી પોતાને પણ ફળ મળ્યું હતું. વળી નૃસિંહ ભગવાને પોતાને ( પદ્મપાદને ) ખુલાસો કર્યો કે “ બ્રહ્મા પણ ન કરી શકે એવા એકાગ્ર ચિત્તથી આ ભિલ્લે મારી ઉપાસના કરી છે. ” વિષ્ણુ અગર શિવ ભક્તિનેજ વશ છે. અને જ્યાં સાચી ભક્તિ ત્યાંજ અભેદ !

આ બધા પ્રસંગોમાં વળી વિષ્ણુના અંશાવતાર વ્યાસ ભગવાન શંકરના મંડનમિશ્ર સાથેના સંવાદ વખતે પ્રત્યક્ષ થઇને તેને કહ્યું કે “ આ પદ્મપાદ સાક્ષાત્ વિષ્ણુ છે ”. સંસ્કારી ગૃહસ્થો આ બધા અભેદનો મર્મ સમજવા પ્રયત્ન કરશે તો નિષ્ફળ નહિજ થાય. બીજાં

બહારનાં દૃષ્ટાંતોની પણ શી જરૂર ? શંકરાચાર્યે પાખંડ મત માત્રનો પરાજય કર્યો તેમાં શૈવ અને વૈષ્ણવ બંને આવી જાય છે. શિવ વિષ્ણુનું પૂજન વિધિસર કરાવ્યું, અને શૈવ અને વૈષ્ણવો બંનેને સુધાર્યા. ભાક્ત, ભાગવત, વૈષ્ણવ, પાંચરાત્ર, વૈખાનસ અને કર્મ હીન એમ ૭ પ્રકારના વૈષ્ણવોને જીત્યા; ગણપતિ તથા શંકરના ગણને પૂજનારાને જીત્યા; દ્વારકામાં શૈવ અને વૈષ્ણવ બંનેને જીત્યા. ' જીત્યા ' એટલે કે દેવના પૂજનમાં બીગાડ થયો હતો તે કાઢી નંખાવી શુદ્ધ પૂજનવિધિ સ્થાપી, અને તેમાં શિવ, વિષ્ણુ, અંબિકા અને ગણપતિ વગેરે દેવોની ઉપર મુજબ પૂજનશુદ્ધિ કરાવી.

વળી મોટી ગમ્મત એ છે કે વિષ્ણુના અંશાવતાર રામચંદ્રજીએ સ્થાપિત કરેલા મહાદેવ રામેશ્વરમાંજ શિવના અંશાવતાર શંકરાચાર્યે શૈવોને હરાવ્યા. ઉપર કહેલા મંડનમિશ્રને આચાર્યશ્રીના સંવાદ વખતે જૈમિનિ મુનિ પણ પ્રત્યક્ષ થઇને કહે કે શિવ પુરાણમાં કહ્યું છે કે ચાર યુગમાં ચાર મહાત્માઓએ જગતનો ઉદ્ધાર કર્યો છે તેમાં ત્રણ વિષ્ણુના અંશાવતાર કપિલ, દત્તાત્રય અને વ્યાસ, અને કલિયુગમાં ચોથો શંકરનો અવતાર પ્રકટ્યો છે. આ બધા પ્રસંગો કરતાં પણ શ્રી શંકરાચાર્યનાં માતુશ્રીનો પ્રસંગ અપૂર્વ છે. માતુશ્રીના અંતકાળ સમયે આચાર્યે બ્રહ્મોપદેશ કર્યો ત્યારે બોલ્યાં કે મને તો નિરાકારમાં કાંઇ ગમ પડતી નથી, એમ કહીને સગુણ બ્રહ્મનો બોધ માગ્યો, ત્યારે પ્રથમ શંકરનું સ્તવન કરતાં શંકરના ગણ આવ્યા તેમને જોઇને માતુશ્રી બોલ્યાં કે મારે તેમની સાથે જવું નથી ગમતું, એટલે આચાર્યે વિષ્ણુનું સ્તવન કર્યું, તે ઉપરથી તેમના પાર્ષદ આવ્યા, ને તેમની સાથે માતુશ્રી ખુશી થઇને વૈકુંઠમાં ગયાં. શંકરનાં માતુશ્રી કૈલાસમાં નહિ પણ વૈકુંઠમાં ! કુન્તામા ધૃતરાષ્ટ્રને ઘેર રહે અને ધૃતરાષ્ટ્ર પાછા પાંડવોમાં રહે ! દીકરાને મૂકીને ધૃતરાષ્ટ્ર સાથે વનમાં જઇને દેહ મૂકે ! આ બધું માયા !

શંકરનાં માતુશ્રીનો વૃત્તાંત અસંસ્કારી શૈવ અગર વૈષ્ણવને ગળે ઉતરવોજ કઠણ છે. પણ સત્ય કાંઇ અસત્ય થઇ જાય? આનુંજ નામ માયા! આચાર્ય કાંચીમાં ગયા ત્યાં શિવકાંચી તથા વિષ્ણુ કાંચી બન્નેનાં માહાત્મ્ય વધાર્યાં, અને બંનેમાં જે દ્રોહ થયો તે પાછળથી અણુસમજુ અનુયાયીઓમાં થયો.

'હરિશંકર' ક્ષેત્રમાં આચાર્યે 'હરિ' અને 'શંકર' બંનેની સ્તુતિ કરી હતી. ક્ષેત્રનું નામજ સૂચક છે.

ખંભાતના અખાતને અરબી સમુદ્રથી જુદો પાડનાર ભૂશીરના છેડે ભાવનગરની હદમાં ગોપનાથ મહાદેવનું પ્રાચીન મંદિર છે, તેની સ્થાપના શ્રી કૃષ્ણે કરી હતી એમ કહેવાય છે. નરસિંહ મહેતાએ શરૂમાં સાત દિવસ ભૂખ્યા તરસ્યા જેની ઉપાસના કરી હતી તે જ આ શિવ. 'ગોપનાથ' માંજ શ્રી કૃષ્ણનો અર્થ છે, મતલબ કે બંને એકજ સ્વરૂપ છે.

શંકરાચાર્યની માફક તેમના શિષ્ય વિષ્ણુના અંશાવતાર પદ્મપાદે તીર્થયાત્રામાં શિવ તથા વિષ્ણુનાં ( રંગનાથ ઇત્યાદિ ) બંનેનાં ધામોમાં ગયા હતા. વિષ્ણુના અંશાવતાર રામચંદ્રે શંકરની સ્થાપના કરી તે જ રામેશ્વરમાં વિષ્ણુના અંશાવતાર પદ્મપાદે એજ મહાદેવના ધામમાં જઇને વિષ્ણુના અંશાવતાર રામચંદ્રજીની સ્તુતિ કરી, તેમાં 'રામેશ્વર' શબ્દની વ્યુત્પત્તિ ત્રણ રીતે કરીને સમાસ કર્યા. 'કર્મધારય' બહુવ્રીહિ અને તત્પુરુષ એમ ત્રણ સમાસ કરીને ત્રણ રીતે અર્થ કર્યા; રામ એહવા તે ઇશ્વર, રામ છે ઇશ્વર જેના તે, અને રામના ઇશ્વર. અદ્વૈત તે શૈવજ હોય નહિં તથા શિવ વિષ્ણુનો અભેદ છે એમ બતાવનાર સમર્થ રામદાસનો પ્રસંગ ઘણો ઉંચી કોટિનો છે. તેઓશ્રી રામ ભક્ત એટલે વૈષ્ણવ હતા, છતાં અદ્વૈત મતવાળા હતા, અંતકાળમાં દસવાર 'હર' અને અગિયારમી વાર 'રામ' કહીને દેહ મૂક્યો હતો. આનુંજ નામ અભેદ,

અદ્વૈત, માયા જે કહો તે. અદ્વૈતોમાં ઘણા વિષ્ણુઉપાસક છે. સન્યાસીઓ, અરે શંકરાચાર્યો પણ કૃષ્ણ ઉપાસક દેખાય છે! અદ્વૈત તો માત્ર એક ઉચામાં ઉંચી કોટિ છે. બાકી વ્યવહારમાં તો વિશિષ્ટસંપ્રદાયજ ઉપયોગી છે. અને તે અગર કોઇ સંપ્રદાય સામે અદ્વૈતનો અધિકાર પરત્વે વિરોધ નથી, પછી ઝઘડો શા માટે જોઇએ ? શૈવો વાસુદેવને પણ શંકર કહે છે. ટેકામા બનાવે છે કે શિવપુરાણમાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે રૂદ્રોમાં હું શંકર છું. ગીતામાં તથા શ્રીમદ્‌ભાગવતમા પણ તે જ પ્રમાણે કહેલું છે. શિવ વિષ્ણુ એકજ વસ્તુ દર્શક છે એ સંબંધમાં ઉપર આધાર સાથે કહેવાઇ ગયું છે. શિવનું નામ વિષ્ણુ અને વિષ્ણુનું નામ શિવ જેવામાં આવે છે. શ્રી શંકરાચાર્ય બધાના સમાધાન માટે કહે છે કે ' નારાયણ એજ મહેશ્વર ' એમ કહો એટલે કાંઇજ વાંધો રહે નહિ. જે વ્યાસ ભગવાન આધાર છે તેમનાં પુરાણોમાં પ્રસંગોપાત્ત બંનેને શ્રેષ્ઠપણું આપી એકને બીજાના દાસ તથા ભક્ત કહ્યા છે, અને ભગવતી પુરાણમાં બંનેને દેવીના ભક્ત કહ્યા છે!

શંકરને અગર ગમે તે દેવને જ્યેષ્ઠપણું અગર કનિષ્ઠપણું કારણથીજ પ્રાપ્ત થાય છે. તે જ કરણથી કાર્યરૂપ માયાને વિષે દેવતાઓ ઉત્પન્ન થયા છે એમ શ્રુતિઓ કહે છે. શાસ્ત્ર માત્રનો સાર બંને વચ્ચેના અભેદનો છે. કાર્યબ્રહ્મ ને કારણબ્રહ્મનોજ સંબંધ!

શ્રી રામાનુજાચાર્યના પ્રસંગમાં શ્રીશંકરાચાર્યના પ્રસંગ માટે એ બોલ જાસ્તી કહેવામાં આવ્યા, પરંતુ તેમ કર્યા વગર ઇલાજ નથી. અધુરા તથા અધીરાઓનો એવો આગ્રહ હોય કે આચાર્યશ્રી શિવ તથા શંકરાચાર્યના વિરોધી હતા તો આ માત્ર ભ્રમ છે એ સહેજ સમજાય તેમ છે; દરખાસ્ત ઉપર જેમ સુધારો Amendment મૂકાય છે તેમ માત્ર સુધારો છે. બાકી વેદ માટે લડનાર આચાર્ય સામે વિરોધ હોયજ ક્યાંથી ? વિરોધ માત્ર અજ્ઞાની અસં-

સ્કારીને. સુધારાનું વિવેચન કરવામાં મૂળ દરખાસ્તનું વિવેચન કરવું પડે તે ન્યાયથી કરવું પડ્યું છે. કેમકે અદ્વૈત શબ્દ સુધારામાં કાયમ રહી ' વિશિષ્ટ ' શબ્દમાંજ સુધારો છે.

આચાર્યશ્રીના મત પ્રમાણે મોક્ષ, અભાવાત્મક હોઇને પરાશ્રયી કહેલો છે, એટલે કે ભગવાનની ભક્તિ કરી કૃપા મેળવી પ્રાપ્ત થાય છે એમ ઠરાવેલું છે. પોતાની વિધિ, સાધન, ઇષ્ટ અને વૈકુંઠ ઇત્યાદિ માનવામાં દૃઢ છે, તેમાં તર્ક અગર શંકા માટે સ્થાનજ રાખ્યું નથી.

વિષ્ણુ ભગવાન ત્રણ સ્વરુપ ધારણ કરે છે. ચિત, અચિત્ અને ઇશ્વર. એટલે કે અનુક્રમે જીવ, જડ ( જગત ) અને ઇશ્વર, તે જીવ જેવો ખરો પરંતુ ' વિશિષ્ટ ' એટલે કે જીવ તે અણુ છે અને ઇશ્વર તે અણુનો અણુ અને મહાનનો મહાન ( **अणोरणीयान् महतोमहीयान्** ) તે જીવ, એટલે કે ઇશ્વરનો આત્મા, પ્રકૃતિથી ' વિશિષ્ટ ' એટલે કે ઓતપ્રોત છે, તેને પછી વાસુદેવ અગર બ્રહ્મ જે કહેવું હોય તે કહો, પણ તે જીવને ભક્તિ તથા જ્ઞાનથી પ્રાપ્ત કરવાનો છે. આ પ્રમાણે સિદ્ધાંતના એક ક્ષેત્રમાં મુદ્દાનો પણ બારીક તફાવત છે, અને વળી તે પણ બ્રહ્મલોકને પામ્યા પછીનાને માટે છે, અને કેવળ તત્ત્વજ્ઞાનની બારીક નકશીદાર કારીગરીના ભેદ છે છતાં પણ બિચારા પામરો આડું કે ઉભુ ટીલું ખરૂં, તુલસી કે રૂદ્રાક્ષ ખરી, ભસ્મ કે ગોપીચંદન ખરૂં, મહાદેવ કે વિષ્ણુ ખરા અને તપ્ત * મુદ્રા અશાસ્ત્ર કે સશાસ્ત્ર ? આવા ક્ષુલ્લક ઝઘડામાં પડી ને

---

* આ બદલ હકીકત એવી મળે છે કે શૈવ દીક્ષાવાળા લિંગાયતો તેમ બીજા તપ્તાંકિતોના દુરૂપયોગના સમાધાન માટે શંકરાચાર્યે તપ્ત મુદ્રાનો નિષેધ કર્યો હતો; તેનો ભાવાર્થ એ હતો કે શંખ ચક્રની તપ્ત મુદ્રાને બદલે ભગવાનની મૂર્તિનાં તેમ જે તે દેહનાં ચિન્હ ધારણ કરો તો સારૂં, અગર લોઢાનાં ચક્ર ધારણ કરો તો પણ ઠીક. શૈવ અને

ક્લેશ કરવામાં મૂળ મુદ્દોજ ચુકી જાય અને બાહ્યાચારનેજ બાઝી પડે ત્યાં શો ઇલાજ ? વાસ્તવમાં અદ્વૈતની કૈવલ્ય મુક્તિ તે જ વિશિષ્ટની વૈકુંઠ પ્રાપ્તિ છે.

શબ્દમાંજ ભેદ પણ વસ્તુમાં અભેદ છે; પરંતુ ' રજ્જુ ' નું ભાન ન થાય ત્યાં સુધી સર્પનો ભ્રમ કેમ જાય ? આગળ કહ્યું છે તેમ સાચા અદ્વૈત અથવા સાચા વિશિષ્ટાદ્વૈત અથવા શૈવ વૈષ્ણવને તો દ્રોહ હોયજ કેમ ? બાકી અધુરા અસંસ્કારી અગર સ્વાર્થપરાયણ ઉપરચોટીઆ વિદ્વાનો એવો આભાસ કરાવે કે શંકરાચાર્ય જાણે કે વેદધર્મના દુશ્મન હોય, એ એક દીલગીરીની વાત છે. આના પરિણામમાં આ સંપ્રદાય તથા ત્યાર પછીના સંપ્રદાયવાળાઓ મૂળ શંકરાચાર્યના મત સામે તેમ અંદર અંદર પણ નકામી ઝીણી બાબતોમાં લડી મરી જીંદગી ગુમાવે એનો ખરેખર શોચનીય છે. એકનના ' સોફિસ્ટ ' જેવી આ મહાત્માઓની સ્થિતિ છે. પંડિતોની સભા ભરીને પછી **मद्दस्य कटयां शरठः प्रविष्टः** જેવી કોટિના પૂર્વપક્ષ ઉભા કરીને પછી વાદ ચલાવે તેમાં શું હાંસલ થાય ? વૈયાકરણી કહેશે કે હા વાક્ય શુદ્ધ છે તેથી બરાબર છે, પરંતુ તર્કવાળો કહેશે કે કેડમાં છિદ્ર ક્યાં છે તે સરડો પેસી શકે ? ' સોયના કાણામાંથી ઉંટ કેમ ન પેસે ' ? વગેરે પ્રકારના પૂર્વપક્ષો કરીને સોફિસ્ટો જીંદગી વ્યર્થ કાઢતા હતા તેવી રીતે આપણા વિદ્વાનોમાં પણ પ્રસંગોપાત્ જોવામાં આવે તો એજ શોચનીય.

---

વૈષ્ણવ બંનેને તેમ બીજાઓને સુધારવાના પ્રયત્ન ભેગો આ પ્રસંગ બન્યો હતો. આચાર્યનો હેતુ, કર્મ તથા ઉપાસનાની શુદ્ધિ કરીને જ્ઞાન માર્ગ ઉપર દોરવવાનો હતો, એટલે કે નિષ્કામ કર્મ કરીને બ્રહ્મજ્ઞાન મેળવવા બોધ હતો, તેના આધારમાં ગજરાજ, પ્રહ્લાદ, વિભીષણ, દ્રૌપદી અને વ્રજની ગોપીઓ વગેરેએ ક્યાં તપ્ત મુદ્રાઓ લીધી હતી એમ સમજાવાને બોધ કર્યો હતો.

કેવળ વિદ્વત્તાની ખાતર ગમે તેવી કોટિઓ કરો અને વિદ્યા વિનોદ કરો, પરંતુ વ્યવહારમાં આવા ઝઘડા બહુ નઠારી અસર કરે છે એ અનુભવસિદ્ધ છે. સદ્ભાગ્યે હમણાં જોકે ધર્મની એકંદર તો ગ્લાનિજ છે, પરંતુ સુખ દુઃખ આદિ, દ્વંદ્વના નિયમ પ્રમાણે હંમેશાં મિશ્રિત હોય છે તેમ આવા ઝઘડા દેખાતા નથી. હાલની કેળવણીથી થએલાં માઠાં પરિણામો ભેગું આ એક સારૂં પણ છે. ખ્રિસ્તી મુસલમાની ધર્મની પ્રવૃત્તિ જો કે બીજાઓને પોતાનામાં લેવાની કમતી થઇ નથી, સ્વરૂપાંતર થાય છે, તોપણ એકંદર ચોતરફ ધર્મની શિથિલતાને લઇને આર્યાવર્તમાં તે પ્રવૃત્તિ કમી થતી હોય તોપણ બનવા જેવું છે. વાસ્તવમાં તો આ પ્રવૃત્તિ અનેક રૂપે દેખાય છે.

હવે દરેક સંપ્રદાયવાળા કાંઇક નરમાશ તથા ઔદાર્ય બતાવવા માંડયા છે અને તેથી પરિણામે ભ્રાતૃભાવ વધવાની આશા રહે છે, બાકી ફક્ત વિદ્વત્તાના જોરથી અથવા મિથ્યાભિમાનના જોરથી અથવા તર્કની અગર બીજી સત્તાથી એક બીજાને હરાવવાની દાનત માણસ રાખે ત્યાં સુધી તેને સત્ય વસ્તુ મળવાનીજ નથી.

તપ્ત મુદ્રા માટે આગળ ઘણો ક્લેશ થઇ ગયો, પરંતુ હમણાં શૈવોનો અગર ઇતર વૈષ્ણવોનો તે માટે બીલકુલ કજીઓ નથી એ ઘણી આનંદની વાત છે. આ સંપ્રદાયમાં વિદ્વત્તા તો અથાગ છે, માત્ર દૃષ્ટિ કોણ angle of vision જરા ફેરવીને પોતાના મત સિવાય બીજો મત પણ દુનિયામાં હોઇ શકે એટલી સહિષ્ણુતા* રાખીને

* T. Rajgopalacharya in the same "Vaishnavite reforms in India" says:—On the practical side, the characteristics of the sect, distinguishing it from the rest of the people became accentuated in course of time, and an amount of exclusiveness and one sidedness the symbol of the class, which can not but be deplored in its own interest.

પછી પોતાની શ્રદ્ધા તથા અભિમાન દરેક સંપ્રદાયવાળો રાખે તો ઘણુંજ ઉત્તમ થાય. આટલા સુધારા સાથે આ સંપ્રદાય અદ્વૈત કરતાં પણ સરળ અને વ્યવહારિક છે એમ કહેવા બીલકુલ હરકત નથી.

આ ધર્મમાં પાંચ સંસ્કાર મુખ્ય છે. તપ્ત મુદ્રા ધારણ, ઉર્ધ્વપુંડ્ર ધારણ, નામ ધારણ ( છોકરાનું નામ પાડવું તે વિષ્ણુ ભગવાનના નામ ઉપરથીજ પાડવું તે ), માળા અને મંત્ર. આ બધું ભક્તિ માટેનો પૂર્વ રંગ છે.

આગળ કહ્યું છે તેમ 'વિશિષ્ટાદ્વૈત,' 'અદ્વૈત' ઉપરનો 'સુધારો' હોવાથી 'મૂળ અદ્વૈત'નું વિવેચન સ્વરૂપાન્તરે વારંવાર થવાનુંજ. શ્રી શંકરાચાર્યે તો વેદ ધર્મનો ઉદ્ધાર કરીને માટીનો ગોળો હતો તેમાંથી એક નમુનો ઘડયો; હવે પછી તેના ઘાટ જેમ જેને ફાવે તેમ ઘડાય! ખરૂં જોતાં 'અદ્વૈત'ને સંપ્રદાય કહેવો એજ બરાબર નથી. એક પ્રકારનો 'વદતોવ્યાઘાત' છે. અદ્વૈત તો માત્ર એક ઉંચામાં ઉંચી અગમ્ય કોટિ છે. તેની કલ્પના ઘણી વિકટ અને અધિકાર વગર અસંભવિત છે. તે કોટિના આધિકારી જવલ્લેજ પાકે, પરંતુ તેથી તેને કોઇ સંપ્રદાયનું સ્વરૂપ મળી શકે નહિ. ૧૯૦૧ ના વસ્તી પત્રકના રિપોર્ટમાં અદ્વૈતનો દાવો કરનાર મુંબઇ ઇલાકામાંથી ફક્ત ૧૪૦૦ માણુસ હતાં, અને રામાનુજી ૬૬૪૬ હતાં.

સંપ્રદાયનું વ્યવહારિક સ્વરૂપ તો વિશિષ્ટાદ્વૈતથીજ બંધાયું. અદ્વૈતને કોની સાથે વિરોધ થાય? 'વિરોધ' શબ્દમાંજ દ્વૈત ભાવ આવે છે. શ્રુતિ કહે છે કે દ્વૈત ભાવ એજ ભય છે' **દ્વિતીયાદ્વૈ ભયમ્ ભવતિ ॥** ખુબી બધી ઉપનિષદો તથા બ્રહ્મસૂત્રોના અર્થ કરવામાં છે. બંનેમાં 'અદ્વૈત' સામાન્ય છે. માત્ર 'વિશિષ્ટ' એટલો વિશેષ, એટલે કે અંતર્વ્યવસ્થામાં સહજ ભેદ, બાકી સ્વરૂપમાં

બંને અદ્વૈત એટલે કે એકજ છે. અંતરનો વૈરાગ્ય બંનેમાં પ્રધાન છે. બાહ્યાચારનું પાછળથી બહુ જોર વધ્યું તેમ તેમ ભેદ વધતો ગયો. અદ્વૈત માત્ર એક મત, વાદ, કોટિ અથવા સિદ્ધાંત છે, સંપ્રદાય કહેવાયજ નહિ. ' અદ્વૈત ' એ અનુભવની વસ્તુ છે. બોલવાપણુંજ નથી, બોલ્યા કે દ્વૈત થયું. એ મતમાં સાધક દશામાં તમામ શાસ્ત્રો ઇત્યાદિ સાધન તરીકે માન્ય છે, સિદ્ધ થયા પછી જરૂરનાં નથી. ' વિશિષ્ટ ' માં અંત સુધી જરૂરનાં છે. મજા જુઓ કે શંકરાચાર્યે સિદ્ધાંત તરીકે સત્ય વાત પ્રકટ કરી, બાકી પોતે સંન્યાસી છતાં ઠેઠ સુધી કર્મનિષ્ઠ તથા પંચાયતનના ઉપાસક રહ્યા હતા. અદ્વૈતનું સ્વરૂપ પણ સંપ્રદાય જેવું નથી. ધીમે ધીમે બીજા સંપ્રદાયોના હુમલા તથા હરિફાઇને લીધે સ્વરૂપ બંધાયું, બાકી તેનું સ્વરૂપ હોયજ કેવી રીતે ?

સાધન માટે ગમે તે સંપ્રદાય માન્ય હોય ત્યાં પછી પોતાનો જુદો સ્વતંત્ર સંપ્રદાય ક્યાંથી હોય ? દ્વિજના સંસ્કાર એજ દીક્ષા. અન્ય સંપ્રદાયોમાં ગૃહસ્થોને દીક્ષા અપાય છે. શંકરના સંપ્રદાયમાં મુખ્ય દીક્ષા સંન્યાસની જ છે. જ્ઞાનમાં બીજું શું હોય ? અદ્વૈતમાં વૈરાગ્ય મુખ્ય છે અને તેથી કરીને સંસારના વૈભવ ઉપરના તિરસ્કાર માટે દેવ પણ તે ધોરણના જોઇએ. શરીરના શૃંગાર વૈભવ આદિમાં બેદરકારી સાથે ક્ષાત્ર કર્મ ઉપર વલણ અદ્વૈત મતવાળામાં વિશેષ દેખાય છે. ઉગ્રકર્મ કરનાર પછી તે ગમે તે વર્ણનો હોય તો પણ તેમનો દેવ પણ તેવોજ જોઇએ.

**યથા દેહે તથા દેવે** એ ન્યાયથી અદ્વૈત નામ ધરાવનારા સ્માર્તોમાંના કેટલાક શૈવોનો દેવ પણ રૂચિ અનુસાર ઉગ્ર અને શૌર્ય પરાક્રમવાળો ધીમે ધીમે થઇ ગયો. સહજમાં રીઝે અને સહજમાં ખીજે એવો દેવ શિવ ઠર્યો, પછી પાછાં તેનાં ઉગ્રસ્વરૂપ ભૈરવ આદિ થયાં. આ પ્રમાણે નિવૃત્તિપરાયણ તેમ પ્રવૃતિપરાયણ એમ બંને વૃત્તિવાળાને શિવ સ્વરૂપ રૂચિકર થયું. વગડામાં ગામ બહાર મંદિર, સ્નાનમાં પાણીનો

લોટો, ધંતુરાનાં તથા તેવાં વગડાઉ પુષ્પ, અને નૈવેદ્યમાં ભાંગ આદિ એ પ્રમાણે પોતાની વૃત્તિને અનુસરીને ઇષ્ટની પણ વૃત્તિ કલ્પાઈ; શિવનું સૌમ્ય સ્વરૂપ લગભગ ઉડી ગયું, અને ઉગ્ર કર્મઠો અગર વિરાગી કિંવા વામી ઉપાસકોની મરજી પસંદ ઘડાવા માંડયું. વળી શિવને ત્યાગ વૈરાગ્યનું સ્વરૂપ એટલુંજ નહિ પણ તેમનો પ્રસાદ લેવામાં પણ કેટલી ગેરસમજ ?

વામમાર્ગી કેવળ તાંત્રિક માટેના ઉપાસ્ય શિવનો અભક્ષ્ય અપેય વસ્તુઓનો પ્રસાદ અગ્રાહ્ય છતાં એકંદર તમામ અગ્રાહ્ય થઇ ગયો. આ પ્રમાણે સંસારમાં રક્ત થએલા તે જમાનાના જન સમૂહને અધિકાર પરત્વે આચાર્યોએ શિવને ઠેકાણે વિષ્ણુ પ્રધાન ઠરાવ્યા. ખુબી એવી બની કે અદ્વૈત સ્માર્ત શૈવો अहं ब्रह्मास्मि બોલવા માંડયા. સાધનસંપત્તિ વિનાના આ બ્રહ્મજ્ઞાનીઓ નાસ્તિકપણા ઉપર જાય તેમાં કાંઇ આશ્ચર્ય ? દયા, દાન, ભક્તિ વગેરે ઉપર ઉદાસીનતા આવી ગઈ. આ અદ્વૈતોના ઇષ્ટ શિવ તો પૃથ્વી ઉપર વારંવાર આવીને લોક કલ્યાણ માટે કર્મ કરે ત્યારે અનધિકારી અદ્વૈતો સમજ્યા વગર જગતને ભલે મિથ્યા કહે; પરંતુ તેમના ઇષ્ટ શિવ તથા બ્રહ્મા વિષ્ણુ તેમજ સ્વર્ગ આદિના માલીકો તથા ગ્રહ નક્ષત્રોના માલીકો પણ પૃથ્વી ઉપર લોક કલ્યાણ માટે આવે છે ને કર્મો કરી બતાવે છે. આ પ્રમાણે અદ્વૈતો ખુદ જગત્ મિથ્યા કહે, અગર બીજા મતવાળા સમજ વગરનો ખોટો આક્ષેપ કરે, પરંતુ રહસ્ય સમજ્યા વગરનું અદ્વૈત પણ તેમના જગત્ જેવુંજ મિથ્યા સમજવાનું છે. તો પછી સંપ્રદાય ક્યાં રહ્યો ? આ કહેવાતા અદ્વૈતીઓમાંથી કદાચ કોઇ કર્મ ઉપાસના જ્ઞાનમાંથી ગમે તે માર્ગે હિમાલયમાં જઇ જપ તપ યોગ કરીને છાનામાના બ્રહ્મમય થાય, પણ તેથી કાંઇ સંપ્રદાય કહેવાય નહિ. અદ્વૈત સંપ્રદાયને બદલે વૈષ્ણવ વિશિષ્ટાદ્વૈત સંપ્રદાયના મુકાબલામાં ' શૈવી સંપ્રદાય '

અગર વાસ્તવમાં બધા માટે "સ્માર્ત" સંપ્રદાય શબ્દ વપરાય તો કાંઈક ઠીક, બાકી " અદ્વૈત સંપ્રદાય " શબ્દજ, ઉપર કહ્યું તેમ અર્થ વગરનો છે. સંપ્રદાય સ્માર્ત, શાક્ત, શૈવી અગર વૈષ્ણવી જેવાજ હોઇ શકે. શંકરનાં સ્તોત્રો આ બાબત સ્પષ્ટ સમજાવી શકે છે.

અદ્વૈતને શૈવ સંપ્રદાય કહો કે તરત દ્વૈત ભાવ થયો, અને અદ્વૈતભાવ ગયો. મતલબ કે અદ્વૈત અને શૈવને કાંઇજ સંબંધ નથી. અનાયાસે અદ્વૈતો ઘણે ભાગે શૈવી હોવાથી અદ્વૈતને સંપ્રદાયની ઉપાધિ લાગી હોવી જોઇએ.

અદ્વૈત શબ્દમાંજ શિવ અગર વિષ્ણુને ખાસ સ્થળજ ક્યાં છે? કોઇ પણ ઇષ્ટ હોઇ શકે. બીજો શબ્દ આવ્યો કે અદ્વૈતભાવ ગયો, એટલે ભેદ પણ થયો. અદ્વૈતમાં દ્વૈતભાવ અગર ભેદ સંભવેજ કેમ? વંધ્યાપુત્ર જેવી ઘટના થઇ જાય છે. આ ઉપરથી અદ્વૈતને સંપ્રદાય નહિ કહેતાં પાછળના ત્રણ વૈષ્ણવી સંપ્રદાયોજ સંપ્રદાય કહેવા યોગ્ય છે. અદ્વૈતને તો સ્માર્ત શૈવ અગર વૈષ્ણવ બધા સરખા છે. શંકર ઇષ્ટના ઝઘડામાં પડયાજ નથી, એ વાત સ્તુતિનાં સ્તોત્રો જોવાથી સમજાશે, બાકી શંકરના બ્રહ્મમાં ગમે તેનો સમાસ થઇ શકે.

ગીતાના ક્ષેત્રજ્ઞ જેવું અદ્વૈત છે, બધામાં છે અને કોઇમાં નથી; પાછું માળાના મણકા જેવું પણ ખરૂં, એક અગમ્ય કોટિ છે, ને તેનો અધિકારી પણ કવચિતજ પાકે, લાખોમાંથી કરોડોમાંથી એકાદ પાકે, પણ તે પછી શૈવ અગર વૈષ્ણવ સંજ્ઞાને પાત્ર રહેજ નહિ! મતલબ કે ચારે સંપ્રદાયો એકજ માતપિતાનાં બાળક છે, તોપણ એક બાળક વિરાગી હોવાથી સંસાર માંડતું નથી, છતાં પણ તેને સંસારના ઉપાધિ લાગે છે, એટલે ચારેનો સંસાર મંડાયો તેથી ચાર ઘર જુદાં થયાં. આજ રહસ્ય અન્ય ધર્મો માટે લાગુ થઇ શકે છે; બધામા અંતર્ગત તથા એકમેકને મુકાબલે જોતાં તે જ રહસ્ય દેખાય છે. શુકદેવજી પરમહંસ દશામાં મસ્ત થઇને ફરતા હતા, તેમના

ઉપર છોકરાં ધુળ નાંખતાં હતાં, તેથી શુકદેવજી હસતા હતા, ત્યાં નારદજી આવી પહોંચ્યા, અને આવો પ્રકાર દેખીને પોતે પણ ચપટી ધુળ નાંખી એટલે શુકદેવજીએ યોગબળથી એક મોટી શિલા ઉપાડી ત્યારે નારદજી કહે કે આ ભેદ કેમ ? તેનો ખુલાસો કર્યો કે આ અજ્ઞાન બાળક માટે 'અભેદ', પણ તમે તો જાણનાર હોવાથી તમારી સાથે 'ભેદ' દ્વૈતભાવ.

આ પ્રમાણે એકજ માણસ એકજ સ્થળે ને સમયે દ્વૈત તથા અદ્વૈત થઇ શકે છે. ખુદ શંકર, વાદવિવાદમાં અદ્વૈત અને વ્યવહારમાં સગુણ બ્રહ્મના ઉપાસક એમ બે રૂપે દેખાય છે: વારંવાર કહ્યું છે તેમ અધિકાર શબ્દમાંજ બધું રહસ્ય છે; આનુંજ નામ માયા અને માયાવાળો સંસાર તે 'મિથ્યા'!

યુરોપી વિદ્વાનોમાંથી કેટલાક સપૂર્ણ આગ્રહી લેખકો આ ધર્મને ખ્રીસ્તી ધર્મની નકલ કહે છે, તે જો કે પાયા વગરની વાત છે, પણ તેનો ભાવાર્થ એજ છે કે આ સંપ્રદાયમાં વ્યાવહારિક નીતિ તથા ભક્તિના ઉત્તમ માર્ગ બતાવી મોક્ષ બતાવ્યો છે; બાકી ખ્રિસ્તી ધર્મની ઉત્પત્તિ અગાઉ હજારો વર્ષથી આ સંપ્રદાયનાં તત્ત્વો ચાલ્યાં આવે છે, એ ઉપરથી આ વિદ્વાનોનો તર્ક કેવળ પાયા વગરનો કહેવો પડે છે ભક્તિ માર્ગની દૃષ્ટિથી જોતાં ખ્રિસ્તી અગર મુસલમાની ધર્મની ભક્તિ ઉદારતા દઢતા તથા શૈલિ આ ધર્મમાં દેખાય, તેમ યવનોને પણ આચાર્યશ્રીએ બીજા આચાર્યોની માફક પાવન કર્યાથી વિશાળ ભાવના પણ ખરી; પરંતુ આચાર વિચારમાં આસ્માન જમીન જેટલો ભેદ!

આગળ કહ્યું તેમ આ ધર્મવાળો સ્વામીનારાયણના ધર્મવાળા માફક મૂર્ખ ભાગ્યેજ હોય છે. યુરોપીયન લોકો તિલકની નિશાનીથી નંબર ૧૧૧ કહીને લશ્કરી નોકરીમાં તેમને ખાસ બાહોશ ગણવામાં આવે છે.

આ બે સંપ્રદાયનાં તત્ત્વોનો મુકાબલો કરવાથી કાંઇક ઠીક પડશે એમ લાગે છે. અદ્વૈત મતમાં 'વિવર્તવાદ' ને લઇને બ્રહ્મ સિવાય તમામ વસ્તુ મિથ્યા કહેલી છે, અને વિશિષ્ટાદ્વૈત મતમાં 'પરિણામવાદ' ને લઇને જગત્ સદ્દવસ્તુ પરતંત્ર હોઇને બ્રહ્મને આધીન છે, પ્રકૃતિનું પરિણામ છે, મિથ્યા નહિ પણ વાસ્તવિક પદાર્થ છે; બ્રહ્મના મુકાબલામાં વિકારવાળું હોવાથી અસત્ ખરૂં, પરંતુ કેવળ અસત્ નહિ; બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય તેમ અવ્યક્તમાંથી જગત્ વ્યક્ત થાય છે, અને બીજમાં વૃક્ષ વિલીન થાય છે તેમ જગત્ વ્યક્તમાંથી અવ્યક્તમાં વિલીન થાય છે. અદ્વૈત મતમાં બ્રહ્મનું દૃશ્ય સ્વરૂપ જગત્ છે, અને વિશિષ્ટાદ્વૈતમાં બ્રહ્મજ જગતનું નિમિત્ત તથા ઉપાદાન કારણ છે.

જગત્ બ્રહ્મથી અલગ વસ્તુ છે. અદ્વૈતમાં જીવ અને બ્રહ્મસ્વરૂપથી અભિન્ન, પરંતુ માત્ર ઉપાધિથી ભિન્ન લાગે છે, માયાને લીધે જીવ પોતાનું સ્વરૂપ ભૂલીને શોક સંતાપને વશ થાય છે; અને વિશિષ્ટાદ્વૈતમાં જીવ અને બ્રહ્મ ભિન્ન વસ્તુ માનેલી છે. જીવ ત્રણ પ્રકારનાં દુઃખોને આધીન છે, અને બ્રહ્મ ક્લેશ રહિત છે; જીવ નિયમ્ય, બ્રહ્મ નિયામક છે; જીવ વ્યાપ્ય, બ્રહ્મ વ્યાપક છે; બ્રહ્મ વિભુ તથા એક, જીવ ઘણા અને અણુ છે. અદ્વૈતીનું બ્રહ્મ અજ્ઞેય, અમેય, અચિંત્ય અને કેવળ નિર્ગુણ હોઇને કાંઇ પણ વિશેષણ રહિત હોવાથી બોલવાને પણ માર્ગ નથી એવું છે, તેમાં તટસ્થ અને સ્વરૂપ એમ બે લક્ષણ કહીને વાસ્તવમાં સ્વરૂપજ કહે છે. વિશિષ્ટાદ્વૈતનું બ્રહ્મ વ્યવહારગમ્ય, સગુણ, સવિશેષ, સર્વ દોષ રહિત, કલ્યાણનું નિધાન કહીને તટસ્થ અને સ્વરૂપ ભેદ માન્ય કરતા નથી. અદ્વૈતનું બ્રહ્મ સંન્યાસી જેવું અને વિશિષ્ટનું ગૃહસ્થ જેવું. અદ્વૈતની માયા તે અદ્વૈતનું અનાદિ અજ્ઞાન, વિશિષ્ટાદ્વૈતને

માન્ય નહિ, પણ ગુણયુક્ત રચનાર અનાદિ શક્તિ તે માયા છે એમ કહે છે.

ગંભીરતાથી જોતાં શબ્દોનીજ મજા છે, બાકી વાસ્તવમાં નિર્ગુણ બ્રહ્મ, માયાની ઉપાધિ અંગીકાર કરે એટલે સગુણ થાય. ઉપનિષદોમાં તેવું સ્પષ્ટ છે; આ નિર્ગુણ સગુણનું ખરૂં સ્વરૂપ નહિ સમજાયાથીજ દુનિયામા અનર્થ થયા છે, થાય છે ને થશે. બ્રહ્મ સમાજીઓ, આર્યસમાજીઓ, પ્રાર્થનાસમાજીઓ અને નાસ્તિકો એ બધાની ઉત્પત્તિ એ ગેરસમજમાંથીજ છે. વેદાન્તી કદી નાસ્તિકપણા ઉપર જાય તો તે પણ આજ કારણથી. વાસ્તવમાં જોતાં પ્રત્યેક 'વૃક્ષ'ની વ્યષ્ટિથી સમષ્ટિ 'વન' કહેવાય. જેમ પ્રત્યેક કોષાણુ ( electron ) નો સમષ્ટિ શરીર, તેમ પ્રત્યેક શરીરનો જીવ અને તેની ઉપાધિનિર્મિત સમષ્ટિ તે સગુણ બ્રહ્મ; આ પ્રમાણે વિશિષ્ટાદ્વૈતમાં યુક્તિ છે. અદ્વૈતને જીવ–બ્રહ્મ ઘટાકાશ, મઠાકાશવત્, ઘટમૃત્તિકાવત્, તરંગસમુદ્રવત્ છે; તેમાં સગુણ નિર્ગુણ એમ બને બ્રહ્મની ઉપાસના કહી છે. એકમાં ક્રમયુક્તિ અને બીજામાં એકદમ વિદેહ મુક્તિ છે.

વિશિષ્ટાદ્વૈતમાં સગુણ બ્રહ્મજ ઉપાસ્ય કહેલો છે, અદ્વૈતમાં જીવ અને બ્રહ્મનું ઐક્યજ્ઞાન તે જ મોક્ષનુ સાધન કહેલું છે; મુક્તિનુ લક્ષણ બ્રહ્મની સાથે સામ્ય, અને મુક્તિનું સ્વરૂપ તેની સાથેનુ ઐક્ય છે.

વિશિષ્ટાદ્વૈતમાં જીવ, બ્રહ્મના સ્વભાવ તથા ગુણોને પ્રાપ્ત થાય પરંતુ ઐક્ય ન થાય. ઐક્યનો ભલે 'અનુભવ' કરે, પણ ઐક્ય થાય નહિ. આ પ્રમાણે અદ્વૈતનું દૃશ્ય બ્રહ્મ કાલ્પનિક* ભાસ છે, અને

---

* ખુદ ભાગવતમાંજ શ્રીકૃષ્ણ પોતાની વિભૂતિઓને 'મનોવિકાર' કહે છે, ને **શ્રીધરસ્વામી** પોતાની ટીકામાં ખુલ્લાસો કરીને કહે છે કે આકાશપુષ્પ જેવી વાણી માત્ર સમજવાની છે ( અધ્યાય ૧૬ શ્લોક ૪૧ ).

વિશિષ્ટાદ્વૈતનું પાછળનો સુધારો–Amendment હોવાથી વ્યવહારૂ દેખાય છે.

અદ્વૈતનું દશ્ય માત્ર બ્રહ્મ છે અને વિશિષ્ટાદ્વૈતમાં જીવાત્મા સતચિતઆનંદસ્વરૂપ જ્ઞાનવાન ખરો પણ અણુ, અને પરમાત્મા તમામ ગુણોથી પૂર્ણ અને વિભુ છે.

આગળ કહેવાઇ ગયું છે તેમ સ્થળ સમય અને સંજોગોને લઇને આ બંને મત પ્રકાશ પામ્યા છે; જેની જે વખત જરૂર હતી તે તે વખત પ્રભુએ વ્યક્ત કર્યાં છે.

બન્ને શાસ્ત્રને માન્ય છે, તથા અનાદિ છે; એટલે વાદવિવાદ માટે અવકાશ નથી. આઠ સંપ્રદાયોમાંથી દ્વૈત સિવાયના બધામાં 'અદ્વૈત' શબ્દ છે, તેમ બંગાળના ગૌડીયામાં પણ અચિંત્યભેદાભેદ નામથી એટલે કે ગમે તેવાં વિશેષણ સહિત પણ 'અદ્વૈત' કાયમ રહે છે.

રામાનંદી શાખા આ સંપ્રદાયની ગણાય છે, છતાં હમણાં તે સ્વતંત્ર હોવાનું કહે છે. શંભુદળના ગોસાઇ અને રામદળના વૈષ્ણવી સાધુ વચ્ચેનો કલેશ તો પુરાણો છે, તેમાં વળી હમણાં આ મૂળ અને વચ્ચે જબરો કલેશ થયો છે, એ પણ ભારતનાં ભાગ્ય !

---

एतास्ते कीर्तिताः सर्वाः संक्षेपेण विभूतयः ।
मनोविकारा एवैते वाङ्मात्रेणाभिधीयते ॥

શ્રીધરસ્વામી ટીકામાં કહે છે કે:–

मनोविकारा एव नतु परमार्थाः यथा किंचित् खपुष्पादि वाङ्मात्रेण अभिधीयते तुल्याः ॥

# ૫. દ્વૈત.

આ સંપ્રદાયના આચાર્ય શ્રી આનંદતીર્થ ઉર્ફે મધ્વ ગુરૂ બારમા સૈકામાં ( કોઇ પંદરમો સૈકો કહે છે ) થયા હતા. તેમનો જન્મ ઉડુપી પાસે યાજક નામના ગામમાં થયો હતો કેટલાક જન્મ સન ૧૧૯૯ માં થયાનું કહે છે, ને કેટલાક ચોક્કસ રીતે શકે ૧૦૪૦ ના આશ્વિન સુદ ૧૦ ના રોજ થયો હતો એમ કહે છે. તેમના પિતાશ્રીનું નામ મધ્યગેહ ભટ્ટ હતું. તેઓ વૈષ્ણવ હતા. આચાર્યશ્રીનું પૂર્વાશ્રમનું નામ વાસુદેવ હતું.

પત્રકના આસન ૪–૫ જોવાથી જણાશે કે વિશિષ્ટાદ્વૈત તથા આ સંપ્રદાયમાં બહુ તફાવત નથી, પણ સિદ્ધાંતમાં મોટો ભેદ અને તેથી ઝઘડો છે. આચાર્યશ્રીએ ' જનસમૂહનો અધિકાર વધારે ઘટતો જોઇને ભક્તિ ઉપરજ વધારે વજન મુકવાનુ પસંદ કર્યું, ને તેથી તેઓશ્રીએ જગતમાં બે તત્ત્વ માનેલાં છે; એક સ્વતંત્ર, અને બીજું અસ્વતંત્ર ' વિશ્વ ', એ ' માયા ' થી ' ભાસતુ ' ' નહિં પણ ' સત્ય ' માન્યું છે. જગતમાં પાંચ ભેદ અનાદિ અને સત્ય માનેલા છે. ( ૧ ) જીવેશ્વર ભેદ, ( ૨ ) જડેશ્વર ભેદ, ( ૩ ) જડ જીવ ભેદ, ( ૪ ) જીવ ભેદ, અને ( ૫ ) જડ ભેદ. આખા બ્રહ્માંડમાં સર્વ સજીવ તથા નિર્જીવ પદાર્થના ગુણ, કર્મ અને સ્વભાવમાં સહજ વૈલક્ષણ્ય દેખાય છે, માટે ભેદજ મુખ્ય છે. જીવ તે ઇશ્વરનો સેવક અને આત્મસુખનો અનુભવ તે જ મુક્તિ કહેલાં છે. ભગવાન નારાયણની ભક્તિ એજ મુક્તિ, અને તે મુક્તિનું સાધન પ્રત્યક્ષાદિ ત્રણ પ્રકારથી કહે છે ભક્તિ માટે આરાધન, તેના પણ ત્રણ પ્રકાર કહે છે. અંકન, નામકરણ, અને ભજન. અંકન તે વિષ્ણુ સ્મરણ માટે ભગવાનનાં આયુધનાં ચિન્હ ધારણ કરવાં તે; નામકરણ એટલે કે પુત્રાદિનાં ' કેશવ ' આદિ નામ પાડીને વિષ્ણુનું સ્મરણ કરવું તે; ત્રીજું ભજન તો

સમજાય તેવું છે. બ્રહ્મ, જગત્ અને જીવ એ ત્રણેનો પરસ્પર અભેદ થઇ શકતો નથી; પૂર્ણ શુદ્ધ દ્વૈત વિના ભક્તિ અગર ઉપાસના થઇ શકેજ નહિ, એટલે કે જીવ તે હંમેશ જીવજ રહેવાનો, જગત્ તે જગતજ રહેવાનું, અને બ્રહ્મ તે બ્રહ્મજ રહેવાનું. આ પ્રમાણેના સિદ્ધાંત આ સંપ્રદાયમાં છે. આ મતમાં 'અદ્વૈત'નો કેવળ અભાવ છે; જીવને બ્રહ્મમયતા અનુભવવાનું અગર પામવાનું નથી; જીવને ઇશ્વરનાં બનાવેલાં રમત માટેનાં રમકડાં માનેલાં છે. જીવ, સેવક અને વિષ્ણુ, સેવ્ય છે; તેથી સેવા ભક્તિ કરવી એજ પુરૂષાર્થ કહેલો છે. સાધન અને પ્રાપ્તવ્ય, વિશિષ્ટ તથા દ્વૈત સંપ્રદાયમાં સામાન્ય છે. કેવળ દ્વૈત કરવાનું કારણ એમ લાગે છે કે શ્રીરામાનુજાચાર્યે લોકોનું વલણ વિષ્ણુ.ભક્તિ ઉપર વાળ્યું, પરંતુ તેમાં પાછું અદ્વૈત-પણું હોવાથી ભક્તિનું પ્રાબલ્ય તથા માહાત્મ્ય જોઇએ તેટલાં વધ્યાં નહિ, તેમ લોકોનો અધિકાર ધીમે ધીમે ઘટતો દેખીને લોકોના વલણ તથા સ્થળ સમયને લઇને ભક્તિ ઉપર વધારે શ્રદ્ધા કરાવીને સર્વને અધિકારી કરવા માટે આચાર્યશ્રીએ બીલકુલ 'દ્વૈત' કરી નાંખ્યું; અદ્વૈતની લાલચ તથા તેનું નામનિશાન પણ કાઢી નાંખ્યાં! વળી એમ કહેવાય છે કે અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈતના આચાર્યો વચ્ચેના સંવાદમાં આ આચાર્યશ્રીને મધ્યસ્થ ઠરાવ્યા હતા તે પ્રસંગે તેમણે આ ત્રીજો માર્ગ લીધો. સૂત્રભાષ્યમાં શંકર ઉપર આક્ષેપ છે, તથા ભાષાનું ગૌરવ કમતી છે તેનું કારણ એમ કહેવાય છે કે તેઓશ્રીને તે વખતના સન્યાસી વિગેરે અનુયાયીઓએ બહુ હેરાન કર્યા હતા, તેથી આવેશ આવતો. તેમના ભાષ્યમાં પુરાણોનો આધાર બહુ છે. શંકરાચાર્યે બૌદ્ધોના વિરોધમાં બૌદ્ધોનું નાસ્તિકપણાનો અંશ સ્વીકાર્યો એમ કહે છે.

મુદ્દાની વાત એ છે કે અદ્વૈતમત શંકરના પહેલાં હતો એવું કોઇપણ ઠેકાણે દેખાતું નથી. -પ્રસ્થાનત્રયીના તેવા અર્થ આચાર્ય-

શ્રીએ પ્રથમજ કર્યા એમ મનાય છે. મતના ખંડન ભેગું શિવનિંદા દાખલ થઇ એટલું માત્ર વિશેષ. શ્રી રામાનુજાચાર્યે અદ્વૈત સામેના વિરોધમાં ' અદ્વૈત ' પણું, વિશેષ ઉમેરીને પણ સ્પષ્ટ સ્વીકાર્યું તે બંને, આ આચાર્યશ્રીએ કાઢી નાખ્યાં, અને કેવળ ભક્તિજ પ્રધાન રાખી.

આ ધર્મમાં વેદને સ્વતઃ પ્રમાણ માને છે. પ્રત્યક્ષ, અનુમાન તથા સ્મૃતિ પુરાણ આદિ વેદ વિરુદ્ધ ન હોય તો માન્ય છે. યજ્ઞમાં પશુ હિંસા નથી. વેદમાં જ્યાં સર્વોત્તમપણું આપ્યું છે તે બધાનો પ્રતિપાદ્ય પદાર્થ વિષ્ણુજ છે. લક્ષ્મીજી ફક્ત વિષ્ણુભગવાનથી ઉતરે, બાકી બધાથી ચઢે–મતલબ કે લક્ષ્મી અને નારાયણ બેજ પૂજ્ય છે.

અદ્વૈતમાં ખાસ ઇષ્ટદેવ છેજ નહિ, પણ આ બે વૈષ્ણવી સંપ્રદાયોમાં વિષ્ણુ અગર તેના અવતારોનીજ અનન્ય ભક્તિ બતાવી છે તેમાંથી આ સંપ્રદાયની એક શાખાના કેટલાક વીર વૈષ્ણવ પણ કહેવાય છે તેના જુજ દુરાગ્રહી વૈષ્ણવોની ગેરસમજથી બીજા ઇષ્ટદેવોની અવજ્ઞા થવાનો પ્રસંગ આવે છે. તેના ઉપાયમાં ફક્ત જ્ઞાનજ છે. સત્ય જ્ઞાન થયુ કે પછી દ્વેષ અગર દ્રોહ ઉડી જશે. બાકી આ સંપ્રદાયમાં શિવ સાથે ખાસ અભાવ નથી.

આચાર્યશ્રી માટે એમ પણ કહેવાય છે કે તેઓ મૂળ શિવપંથી હતા; તેમનું નામજ અર્થસૂચક ને સ્પષ્ટ છે. તેઓશ્રીએ બંનેનો સંપ કરવા બહુ શ્રમ લીધો હતો, પણ તે આખર સફળ થયો નહિં; બંનેના ઝઘડાનો નીકાલ નહિં કરી શકવાથી ત્રીજો માર્ગ લીધો. ભક્તિ તત્ત્વ માટે કલીયુગના વધવાથી, કમી અધિકાર પરત્વે એજ માર્ગ ઉત્તમ છે એતો નિર્વિવાદ છે.

આ સંપ્રદાય અદ્વૈત મતનો ફાંટો હોવો જોઇએ એમ ઘણાનું માનવું છે, કેમકે આચાર્યશ્રીના આનંદતીર્થ નામમાં 'તીર્થ' શબ્દજ, ઉપર કહ્યા મુજબ પ્રકાશ આપી શકે છે. આ સંબંધમાં હકીકત એવી

દેખાય છે કે તેમના ગુરૂ અદ્વૈતવાદી હતા. અચ્યુતપ્રેક્ષ નામના એક મહાન વિદ્વાનને અદ્વૈત વાદથી સમાધાન નહિ થવાથી ઉકળી ગયા, અને અનંતેશ્વરનું અર્ચન કરવા માંડયા, તેમાં તેમને સાક્ષાત્કાર થયો, અને આશ્વાસન મળ્યું કે " તારો શિષ્ય થશે તેમની પાસેથી તને સમ્યગ્ જ્ઞાન મળશે." ઇશ્વરની અઘટિતઘટિત માયાની રચના પ્રમાણે આચાર્યશ્રી—જેમનું બીજું નામ વાસુદેવ પણ હતું તેઓ-પ્રપંચમાંથી વિરકત થઇને તેમની પાસેજ રહ્યા. સંસારમાં આચાર્ય શ્રીને પાછા લાવવા માતા પિતાએ બહુ સમજાવ્યા, પણ ન માન્યું. પછી તેઓશ્રીને બીજો ભાઇ પ્રાપ્ત થયો કે તરત તેઓશ્રીએ સંન્યાસ લીધો, અને પૂર્ણપ્રજ્ઞ નામ સ્વીકાર્યું. ગુરૂએ તેઓશ્રીની બુદ્ધિથી સંતોષ પામી " આનંદતીર્થ " નામ આપ્યું. પછી આચાર્યે ચોતરફ પ્રવાસ કર્યો અને વિજય પણ મેળવ્યો. બદ્રિનારાયણના ક્ષેત્રમાં નારાયણ તથા વ્યાસ ભગવાને આજ્ઞા કરવાથી તેમણે ભાષ્યો કર્યાં તેમાં તમામ શાસ્ત્રનો સાર, વિષ્ણુ પૂજન જ કાઢયો. એકંદર ૩૭ ગ્રંથ લખ્યા છે.

આચાર્યશ્રીના પણ ઘણાં પરાક્રમો કહેવાય છે. ગુજરાતના રાજા કુમારપાળનો જૈન ધર્મ છોડાવનાર આ આચાર્ય હતા એમ કહેવાય છે. વળી એક વખત માર્ગમાં પોતે મસ્ત બનીને બેઠા હતા ત્યાંથી કોઇ રાજાની સ્વારી નીકળી. આચાર્ય ઉઠયા નહિ તેથી કોઇ ઢોંગી છે એમ ઠરાવીને છેવટ તેમના ઉપર થઇને હાથી ચલાવવા રાજાએ હુકમ કર્યો, પણ વશિષ્ઠ આગળ વિશ્વામિત્રનું કંઇ ચાલ્યું નહિ! બ્રહ્મબળ આગળ ક્ષાત્રબળ શું કરે ? હાથીનું ચાલવાનું તો પડી રહ્યું, પરંતુ સ્વારીમાં કોઇ પણ હાથી, ઘોડા કે માણસની ગતિ બંધ પડી ગઇ ! બધાજ સ્તબ્ધ બની સ્થિર થઇ ગયા ! તમામની ગતિ કુંઠિત થઇ ગઇ ! પછી રાજા ચેત્યો; નીચે ઉતરી સાષ્ટાંગ પ્રણામ કરીને પછી દીક્ષા લીધી. એક વેપારીનું વહાણ બુડતું હતું

તેને યોગબળથી બચાવ્યું. વ્યાપારીએ બધો માલ આચાર્યશ્રીને અર્પણ કરવા માંડ્યો તે ન સ્વીકાર્યો ! માત્ર તેમાંથી ગોપીચંદનનાં ઢેફાં લીધાં ! ! આ ઢેફાં શિષ્યોએ ભાગવા માંડયાં ત્યારે તેમાંથી એક કૃષ્ણ મૂર્તિ નિકળી તે લઇને આચાર્યશ્રીએ ઉડપીમાં સ્થાપિત કરી.

## ચૈતન્ય–ગૌડેશ્વર–મત.

દ્વૈતવાદી ઇસ્લામી ધર્મમાંથી અદ્વૈત સ્વરૂપનો સુફી મઝહબ નીકળ્યો તેમ દ્વૈતવાદી મધ્વ સંપ્રદાયમાંથી અદ્વૈત સ્વરૂપનો આ ફાંટો છે. આ પંથ અગર મત, એક સંપ્રદાયના સ્વરૂપનો છે. મધ્વ સંપ્રદાયમાં સ્પષ્ટ દ્વૈતભાવ છે તેના ઉપર આ સુધારો વધારો છે. વિશિષ્ટાદ્વૈત જેવો આ અચિંત્યભેદાભેદનો સંપ્રદાય છે. તેનો સિદ્ધાંત પણ તે જ છે. અદ્વૈત વેદાન્તમાં ' ભેદાભેદ ' નામનો એક પક્ષ છે, તેમાં સંસારકાળમાં જીવ અને પરમાત્માનો અભેદ કેટલાક માને છે, તેમ કેટલાક, સંસારકાળમાં ભેદ અને મુક્તિમાં અભેદ માને છે, એમ બે પક્ષ છે. આ મતમાં "અચિંત્ય" વિશેષ છે. કલિયુગમાં જપ, તપ, યોગ, કર્મ, જ્ઞાન, ભક્તિ વગેરે બની શકવા જેવું નહિં હોવાથી શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે માત્ર ભગવાનનું કીર્તન તથા સ્મરણજ સાધન છે, એ આ સંપ્રદાયે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે.

જે વખત બંગાળામાં તથા ઉડીયા ( ઓરીસા ) માં શાક્ત અને ખાસ વામ માર્ગોના વિકાર થયા હતા, અનેક પંથો નિકળ્યા હતા, જીવહિંસા અથાગ થતી હતી, તર્કનું પ્રબળ ઘણું હતું, પ્રભુના અસ્તિત્વની પણ પરવા ન હતી, એવા સંજોગોમાં ધર્મસંસ્થાપના " ના પ્રભુના સંકલ્પને અનુસરીને બંગાળામાં શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રગટ થયા ! ભગવાનનાં નામ કીર્તન ચોતરફ ફેલાવ્યાં. તેઓ શ્રીગૌરાંગ મહાપ્રભુના નામથી વિશેષ ઓળખાય છે. નવદ્વીપ ( નદીયા ) શહેરમાં જગન્નાથમિશ્ર નામના પવિત્ર બ્રાહ્મણને ઘેર

ઈ. સ. ૧૪૮૫ માં તેમનો જન્મ થયો હતો. માતુશ્રીનું નામ શચી-દેવી હતું. બારમા સૈકામાં નિંબાર્ક અને જયદેવે શ્રીકૃષ્ણની ભક્તિ ઉદ્દીપન કરી તે પૂર્ણ કરવા માટે આ મહાત્મા પ્રગટ થયા. તેઓ-શ્રીનું ચરિત્ર અદ્ભૂત છે, અને ઘણુંજ મનન કરવા લાયક છે. શ્રી રાધા કૃષ્ણના યુગલ સ્વરૂપનો અવતાર મનાય છે. તેઓશ્રીના વખત-માંજ પંડિતો અવતારનો સ્વીકાર કરવા ના પાડવા માંડયા એટલે શાસ્ત્રોના આધાર પણ ગૌડ પંડિતોએ કાઢયા. શાસ્ત્રમાં શું નથી ?

પરીક્ષિત રાજાના પ્રશ્નથી શુકદેવજીએ શૃંગાર રસનો પ્રવાહ બંધ કર્યો તે આ મહાત્માએ પાછો શરૂ કરી પૂર્ણ કર્યો એમ મનાય છે. બંગાળા, ઓરીસા, મણીપુર વગેરે મુલકોમાં હજારો સ્ત્રી પુરૂષ, સાધુ અને સંસારી આ ભક્તિમાર્ગના શૃંગારમાં તલ્લીન રહે છે. ૧૯૦૧ ની સાલમાં લગભગ ૮ લાખ માણસો હતા. પછીથી સંખ્યા ખૂબ વધી. હમણાં તો ઘણી વધે છે. જર્મનીમાં માર્ટિનલ્યુથર થયો તે જ અરસામાં આ મહાત્મા પ્રકટયા. અંગ્રેજ વિદ્વાનો બંનેનો મુકાબલો કરે છે ( જુઓ રેવ૦ ઈ૦ ઑસ્ર્ટાન કૃત "ધી ગૉડઝ ઑફ ઈંડીયા" ).

કોઈ પણ ધર્મ અથવા મત સામે આ વિશાળ દૃષ્ટિવાળા-ઓને દ્વેશ યા તિરસ્કાર નહિં હોવાથી સ્માર્ત શાક્ત, શૈવ, સમાજી, તથા સુધારકોને પણ આ ધર્મ પ્રત્યે, અને ખાસ શ્રીગૌરાંગ મહા-પ્રભુ પ્રત્યે બહુ માનની લાગણી રહે છે. દીનતા અને વૈરાગ્ય મુખ્ય હોવાથી સર્વેનું આકર્ષણ કરે છે.

ઉપર કહી ગયા તેમ યુગલ સ્વરૂપનો અવતાર કહેવાય છે. કૃષ્ણસ્વ-રૂપ અંતરમાં છે, અને બાહ્યમાં રાધાજીનું ગૌર સ્વરૂપ છે. કૃષ્ણાવ-તારમાં વૈરાગ્ય અને સંન્યાસનું સ્વરૂપ બતાવી શકયા નથી તેથજ ભક્તિનું સ્વરૂપ પણ બતાવી શકયા નથી તેથી રાધારૂપે કપટ સંન્યા-સી વેશમાં આ સ્વરૂપ પ્રગટ થયું મનાય છે. અપૂર્વવૈરાગ્ય સાથે

મદનમોહન શ્રી કૃષ્ણને શૃંગાર રસથી રાધા ભાવે રીઝવતા. રાધા ભાવમાં લગભગ સજ્જ રહેતા તે વખત પોતે એક મનુષ્ય તરીકેજ દાવો કરતા, પરંતુ જ્યારે કૃષ્ણભાવ આવતો એ વખત મનુષ્યભાવ રહેતો નહિં; શંકરના **अहंब्रह्मास्मि**ના પ્રત્યક્ષનો અનુભવ થતો તે બતાવતા. આનુંજ નામ અદ્વૈત ! વળી કૃષ્ણાવતારમાં અનેક સાધનો વપરાયાં છે; સામ, દામ, દંડ, ભેદ, એમ બધી પ્રકારની કૂટ રાજનીતિ પૂર્ણપણે બતાવી છે; અને આ અવતારમાં ફક્ત પ્રેમનુંજ શસ્ત્ર હાથમાં લીધું હતું, પ્રેમનું સ્વરૂપજ હતા એમ કહીએ તો ચાલે. તેમનું સૌંદર્ય પણ અદ્દભુત હતું. પોતે ખુદ થઇને આચાર્યપણું સ્વીકાર્યું નથી, પરંતુ પોતાના છ શિષ્યો જેઓ વિરક્ત ગોસ્વામીઓ હતા તેમને ધર્મ પ્રચારની આજ્ઞા કરી હતી. આ ગોસ્વામીઓએ ઘણા ઉંચી કોટિના ગ્રંથો લખ્યા છે. ત્યાર પછી પણ અનેક ગ્રંથો સારા મહાત્માઓના હાથે લખાયા છે. ગોસ્વામિઓને વ્રજમાં મોકલીને પ્રાચીન વૃંદાવન વ્રજ મંડળના તીર્થો લુપ્ત થઇ ગયાં હતાં તે ફરીને પ્રગટ કરાવ્યાં હતાં, અને ચોતરફ શ્રી કૃષ્ણની ભક્તિ પ્રસારી હતી, તેમ ધર્મસંસ્થાપના માટે મોટાં મંદિરો બંધાવ્યાં તથા સેવા પણ કરાવી. આ ગોસ્વામીઓનો વૈરાગ્ય વાંચતાં રૂંવાટી ઉભી થાય છે !

આ સંપ્રદાયની ખાસ ખુબી એ છે કે બાહ્ય આચારને બહુ માન આપ્યું નથી; ગૃહસ્થ માટે વર્ણાશ્રમની વ્યવસ્થા ખરી, પરંતુ સાધુ થવા પછી બધાને વૈષ્ણવની સંજ્ઞા પ્રાપ્ત થાય છે, પછી તેમાં ભેદ બીલકુલ રાખ્યો નથી. ઉપાસ્ય દેવમાં શ્રીકૃષ્ણ છે, ને તે પણ વ્રજનો રાસલીલાવાળો મદનમોહન યુગલ રૂપે છે. મથુરાં તથા દ્વારકાના શ્રીકૃષ્ણ ઉપાસ્ય નહિ, પણ વ્રજના કૃષ્ણ, કિશોર અવસ્થાવાળા, ને તે પણ રાધાજી સાથે યુગલ સ્વરૂપે ઉપાસ્ય છે. સાધારણ મનુષ્યની શૈશવ, પૌગંડ તથા કિશોર અવસ્થા અનુક્રમે પાંચ, આઠ તથા સોળ વરસની અંદર હોય છે;- પરંતુ શ્રીકૃષ્ણને આ બધી લીલા બાર વ ર

સુની અંદર કરવાની હોવાથી અનુક્રમે ૩, ૬. તથા ૧૨ વર્ષની અંદર પૂર્ણ કરી છે. રાસ વખતે શ્રીકૃષ્ણ કિશોર સ્વરૂપે મનાય છે. રાધાજી વર્ષે દોઢ વર્ષે નાનાં હતાં; તે કિશોરી કહેવાય છે. આ યુગલ ઉપાસના પુરૂષ પ્રકૃતિ રૂપે છે. દ્વૈતની શાખા છતાં શંકરના અદ્વૈત જેવું સ્વરૂપ ધારણ કરે છે. મધ્વની શાખા હોવાથી પ્રસ્થાનત્રયી ઉપર * સ્વતંત્ર ભાષ્ય કોઇયે કર્યું નથી, પરંતુ તેમના ગોસ્વામીઓની શક્તિ જોતાં તે કાર્ય સહજ હતું એમ કહેવા હરકત નથી. ત્રિપુટિના બ્રહ્મા, વિષ્ણુ, શિવ એમના કરતાં શ્રીકૃષ્ણ મોટા એટલે કે અવતારી, અને બીજા અવતાર, એટલે કે તે જ બધાનું મૂળ કહેલ છે. મૂળ બ્રહ્મ કહો કે ભગવાન કહો તે જ શ્રીકૃષ્ણ અને બીજા બધા તેમના અંશ.

આ ધર્મમાં માનસિક ક્રિયા ઘણી છે. લગભગ અષ્ટાંગ યોગ બીજા પ્રકારે છે. વૈધેયી પૂજા વગેરે કર્મ, અધિકાર-વધવાથી આપોઆપ છુટી જાય છે; અને પછી પ્રાકૃત ત્રિગુણાત્મક દેહ પડતો મુકીને અપ્રાકૃત ચિન્મય દેહ ધારણ કરી અનુક્રમે ગૌરાંગ મહાપ્રભુની તથા યુગલ સ્વરૂપની અષ્ટકાલીલીલાસેવામાં સતત્ રહેવાનું છે. અભિમાનત્યાગ એ મુખ્ય સાધન છે, અને તેથી કરીને શ્રી ગૌરાંગ પ્રભુની સેવામાં કિશોર સ્વરૂપે, અને યુગલ સ્વરૂપની સેવામાં પાંચ ભાવમાંથી રૂચિ અનુસાર, અને અંતમાં ઉત્તમ પ્રકારના મધુર ભાવમાં બાર વર્ષની અંદરની મંજરી સ્વરૂપે, મંજરી સ્વરૂપ ગુરૂની સમીપ રહી, કોઇ એક સેવા સ્વીકારી, લીલાનું આસ્વાદન કરવાનું તત્ત્વ છે. એક રીતનો રાજયોગજ છે. અંતિમ સ્થિતિ સવિકલ્પ સમાધિની છે. શંકરના અદ્વૈતમાં જીવ, બ્રહ્મમાં લય

* જેપુર માં કોઇ એક પ્રસંગે એક ગોસ્વામીએ ભાષ્ય કર્યું અને તે જેપુરમાં છે. ભગવાને જાતે લખાવ્યું એમ મનાય છે, ને તે ગોવિંદ ભાષ્ય કહેવાય છે.

થઇ જાય છે, ને દ્વૈતપણુ રહેતું નથી, તેને બદલે જીવ - દ્વૈત પણું ઠેઠ સુધી યાદ રાખે છે એટલો બારીક ભેદ છે, બાકી તત્ત્વ જોતાં ભેદ દેખાતો નથી. કૃષ્ણ રાધારૂપ થાય છે ને રાધા કૃષ્ણરૂપ થાય છે. બંનેનું એક સ્વરૂપ પણ થઇ જાય છે. આ મધુરભાવમાં એક સ્વરૂપ થઇ જવું એનુંજ નામ અભેદ, અદ્વૈત ! રાધાજી તે શ્રીકૃષ્ણની આહ્લાદિની શક્તિ છે, અને ગોપીઓ તે રાધાજીની કાયવ્યૂહ રૂંવાટી-જ છે, એટલે તત્ત્વમાં અદ્વૈતપણું ગૂઢ રૂપે રહેલું છે. જેવો કપટ સંન્યાસ તેવુંજ કપટ અદ્વૈત ! સિદ્ધાંતમાં બ્રહ્મા સુધી જીવ કોટિના ગણેલા છે, ને શિવ તથા વિષ્ણુ ઇશ્વર કોટિના ગણેલા છે. તત્ત્વ દૃષ્ટિથી શિવ, વિષ્ણુ, બ્રહ્મ, કૃષ્ણ, એક છે, પરંતુ ઉપાસના માટે શ્રીકૃષ્ણ યુગલ સ્વરૂપે છે ને તે જ શ્રેષ્ઠ છે. શંકરનો માત્ર ઉપાસ્ય દેવ માટે આગ્રહ નહિ, બાકી તેવોજ મર્મ છે. તત્ત્વ અને વ્યવહાર-લીલા-જુદાં, બાકી વસ્તુ એક. કૈલાસ, વૈકુંઠ બધાથી ઉંચો શ્રી કૃષ્ણનો ગોલોક કહેલો છે. સર્વથી શ્રેષ્ઠ વ્રજ લોક છે. શિવ અને કૃષ્ણમાં ભેદ ગણવો એ આઠ અપરાધમાંનો મુખ્ય છે, પરંતુ ઉંડા ઉતરીને જોતાં ઉપાસના વખતે વૈષ્ણવ વૃત્તિથી શિવને ઉતરતા ગણીને ભેદ કરે છે. આ સંપ્રદાયનું મુખ્ય ધામ નવ દ્વીપ છે, ત્યાં પ્રથમ ' બુડાંમાહ ' એટલે બુઢા શિવનાં દર્શન કરીને પછી શ્રી ગૌરાંગ પ્રભુનાં દર્શન કરવામાં આવે છે. બીજા કોઇ વૈષ્ણવ સંપ્રદાયમાં આટલી ઉદારતા દેખાતી નથી. જન્માષ્ટમીની આફક શિવરાત્રિનું વ્રત પણ નિર્જલા કરનાર આ સંપ્રદાય સિવાય ભાગ્યેજ કોઇ વૈષ્ણવી સંપ્રદાયમાં હશે. નિંબાર્કમાં તથા રામાનંદી સાધુમાં પણ તેવું દેખાય છે. જેવી રીતે શ્રી ગૌરાંગ મહાપ્રભુ યુગલ અવતાર મનાય છે તેમ તેમના ખાસ મંડળના બળરામના અવતાર શ્રી નિત્યાનંદના તથા શંકર અને વિષ્ણુના અવતાર અદ્વૈતાચાર્યનાં, તથા ગદાધર, શ્રીવાસ પંડિત વિગેરે દરેકનાં બે બે સ્વરૂપો છે. આ ઉપરાંત ગૌરચંદ પણું મોકું છે. પરંતુ મુખ્ય

ચોસઠ ગણ્યું છે. કલિયુગ માટે સંકીર્તન એજ સરળ માર્ગ શાસ્ત્રે કહ્યો છે તેને અનુસરીને નામસંકીર્તન એજ મુખ્ય સાધન છે. ગૌરાંગ મંડલમાં બીજા દેવ વગેરે ઘણા અવતાર લઇને આવ્યા હતા એમ કહે છે..

શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર, ( ઉજ્જ્વલ ) એમ પાંચ ભાવ મુખ્ય છે. શાંતરસ જેના ભોગી સનત્કુમાર વગેરે છે તે વૈષ્ણવોને ખાસ ઇષ્ટ દેખાતો નથી. દાસ્યભાવ તો બધાજ વૈષ્ણવ ધર્મમાં છે. સખ્યનો અને મધુરનો સ્વાદ આ સંપ્રદાય સિવાય ભાગ્યેજ કોઇ સમજ્યા છે. વાત્સલ્ય ભાવનો સ્વાદ વલ્લભી સંપ્રદાયે કાંઇક ચાખ્યો છે;. પરંતુ તેમાં ઐશ્વર્ય તદ્દન ભૂલ્યા નથી, એટલે પૂર્ણ સ્વાદ ક્યાંથી મળે ? મધુરનો અનુભવ વલ્લભી સંપ્રદાયમાં કાંઇક દેખાય છે; પરંતુ આ સંપ્રદાયમા પૂર્ણ છે, કેમકે પ્રભુત્વ બીજા કોઇ સંપ્રદાયમાં ભુલાતું નથી. શ્રી વલ્લભાચાર્ય શ્રીગૌરાંગ મહાપ્રભુને બે વખત મળ્યા હતા, તેમને ભેટવાથી શક્તિસંચાર થયો હોવો જોઇએ; તે ઉપરાંત વળી ગદાધર પંડિત પાસેથી કાંઇ વિશેષ પ્રાપ્ત પણ કર્યું હતું, એટલે તેઓશ્રીએ આસ્વાદને લીધું હતું એમ આ સંપ્રદાયના ગ્રંથો ઉપરથી કહેવા હરકત નથી. ' સોનું અને સુગંધ ' જેવું આ ધર્મમાં છે. નિંબાર્ક સંપ્રદાયમાં આ મધુર રસ દેખાય છે, તે પણ આ ધર્મના સંસર્ગથી વૃદ્ધિ પામ્યો હોવો જોઇએ, સિવાય બીજા કોઇ આ સ્વાદનો દાવો કરતા હોય તો તે પણ આ સંપ્રદાયનું અનુકરણ છે એમ કહેવા હરકત નથી. થીઓસોફીની માનસિક ક્રિયા પણ આ ધર્મની કાંઇક છાયા દેખાય છે. હરેક પ્રકારે શાંત તથા દાસ્યભાવ કરતાં પણ સખ્ય, વાત્સલ્ય કે મધુર ભાવથી, પ્રભુનું પ્રભુત્વ જાણ્યા છતાં ભુલી અને પ્રત્યક્ષ સંબંધ કરવાનું સૂત્ર છે. 'નિંબાર્ક તથા વલ્લભી સંપ્રદાયોમાં રાધાજી વિવાહિત હોવાથી આ સંપ્રદાયમાં રસ અપૂર્ણ ન રહે તે માટે ' ભાવ '

જ પરકીયાને બતાવ્યો છે કે જેથી રસની પુષ્ટિ થાય. ગોલોકમાં પણ સ્વકીયાભાવ છે. સેવા કરતાં પણ પ્રભુને આવો નિર્દોષ પ્રેમ વધારે પ્રિય છે એજ રહસ્ય છે. હરેક પ્રકારે રસને વધારીને લીલામાં તલ્લીન થઇ સમાધિ જેવી દશામાં રહેવાનું સૂત્ર છે.

વેદાંત અને સાંખ્યનું આ મતમાં મિશ્રણ છે, પુરૂષ એક શ્રી કૃષ્ણનેજ માનેલા છે, અને જીવમાત્રને પ્રકૃતિનાં રૂપ કહેલાં છે. પુરૂષ પ્રકૃતિનો સતતનો રાસ–લીલા–નાં દર્શન કરવાં, તે પુરૂષત્વનુ અભિમાન હોય ત્યાં સુધી કેમ થઇ શકે ? માટેજ સૌથી શ્રેષ્ઠ મધુર ભાવમાં પ્રકૃતિરૂપે સ્ત્રીત્વ સ્વીકારીને ૧૨ વર્ષની અંદરની મંજરીનું ચિન્મય સ્વરૂપ કલ્પીને નિત્ય લીલાનાં દર્શન થઇ શકે. રાધાજીની કોઇ સખીની મંજરી થઇને સેવામાં–પ્રાકૃત સેવા નહિ પણ ઉંચા પ્રેમભાવમાં હાજર રહી લીલાનું આસ્વાદન કરવાનુ છે. આ સેવા તે પ્રાકૃત નથી, ત્યાંતો બધાં સરખાં છે, બધાંજ સચ્ચિદાનંદ સ્વરૂપે છે. વાસ્તવમાં ઉંચામા ઉંચી કોટિનો બ્રહ્માનંદ છે. અદ્વૈતી શંકર પંચાયતન પૂજા કરે, અને સ્તોત્રો કરે, અને ગૌરાંગ પ્રભુ અદ્વૈતી સંન્યાસી પાસેથી **તત્ત્વમસિ**નો સ્પષ્ટ અર્થ સમજીને મંત્ર લે ! આ માત્ર અનુભવ કરવા જેવી વાત છે, લખવાનું કે બોલવાનું થઇ શકે તેમ નથી; એમાં કેટલુ રહસ્ય છે ? હરેક પ્રકારે છુટા ન પડવું એજ અદ્વૈત તત્ત્વ ! અદ્વૈતમાં દ્વૈત અને દ્વૈતમાં અદ્વૈત ! એટલે કે તત્ત્વમાં અદ્વૈત અને વ્યવહારમાં દ્વૈત ! શ્રીકૃષ્ણથી પ્રાકૃત કામનુ સ્વપ્ન પણ નથી; કેમકે શુક્રશોણિતવાળા દેહનું નામ નિશાન નથી. એ દિવ્ય શૃંગાર રસનો સ્વાદ લેતાં પ્રાકૃત કામ રૂંવાટીમાં પણ ન આવવો જોઇએ. જો તેમ થાય તો નરકવાસજ સમજવો. શૃંગાર રસમાંજ બધી માધુર્ય લીલા સમાયેલી છે. યુરપ એશીયામાં પણ પ્રભુ સાથે આવા સંબંધ કરનાર ઘણા ભકતો થઇ ગયા છે, વજ્રના આવરણ નીચે કોમળ બ્રહ્મજ્ઞાન રાખેલું છે, અગ્નિની જ્વાળાઓ વચ્ચે માખણનો પિંડો

છે. માણસ માત્રનો શત્રુ કામ છે; તે કામને દિવ્ય પ્રેમના શૃંગારથી જીતવાનો છે; કાંટાને કાંટાથી કાઢવાનો છે; હોમીઓપથી દવા જેવું છે; બહારનું આવરણ ભેદી શકે તે જ વીરપુરુષ લાભ લઈ શકે; પ્રાકૃત કામનું સ્વપ્ન પણ ન હોય તોજ ઝાંખી થાય; ખાંડાની ધાર જેવો ખેલ છે; કામભાવના થવી પ્રાણી માત્રને સહજ છે; તેથી વૃત્તિઓને દાબીને નહિ પણ વાળીને કૃષ્ણમય કરી નાખી દિવ્ય પ્રેમની ભાવના કરવાની છે; ઉંચામાં ઉંચી કોટિનું કર્મ, ઉપાસના તથા જ્ઞાન તેની અંદર છે. સેંટટેરીસા ( St. Teresa ) નામનો ભક્ત કહે છે કે સ્ત્રીભાવ સિવાય ભગવાન સાથે ગાઢ સંબંધ થાયજ નહિ. આ મહાત્માએ પણ લગભગ ગૌડેશ્વર સંપ્રદાયની માફક વિભાગ કરેલા છે.

યોગીની સવિકલ્પ સમાધિ, વેદનું બ્રહ્મજ્ઞાન, અને કર્મોના સાક્ષાત્ યજ્ઞનારાયણ તેમાં છે અદ્વૈતવાદીનો જાણે કે પ્રત્યક્ષ અનુભવ છે; પ્રભુનું પ્રભુત્વ ભુલીને તેની સાથે પ્રત્યક્ષ સંબંધ કરવાનો હોવાથી તેમજ પ્રાકૃત દેહનું ભાન ભુલવાનું હોવાથી વેદાંતના બ્રહ્મનું વ્યવહારૂ સ્વરૂપ છે; એક રીતે છ દર્શન ઉપરાંતનું આ સાતમું દર્શન છે એમ કહીયે તો ચાલે. અદ્વૈતી માફક હજારો લાખોમાંથી કવચિતજ કોઈ અધિકારી નિકળી આવે. શરૂઆતમાં તો મંત્ર જપ અને મહામંત્રથી સ્મરણ કરવાનું છે. વૈધેયી ભક્તિ સાથે શ્રવણ કીર્તન વગેરે નવધા ભક્તિ સાથે નામ સંકીર્તન શરૂ થાય એટલે પછી ગૌરાંગ પ્રભુની કૃપાથી આગળ વધાય છે, ને સ્ફૂર્તિ થાય છે, એમ અનુભવીઓ કહે છે. ગૌડીઆ વૈષ્ણવોના વૃદ્ધ શુષ્ક કાષ્ટ જેવા દેખાતા સાદા મેલા ઘેલા પણ અંદરથી જાગ્રત સાધુનો સમાગમ થાય અને પછી તેઓને શૃંગારરસમાં ડુબીને કૃષ્ણલીલાનો આનંદ અષ્ટસાત્વિક ભાવો સહ લેતા જોવામાં આવે તોજ આ વસ્તુનો ખ્યાલ કંઇક આવી શકે. પ્રભુ સાથેના પ્રત્યક્ષ સંબંધનો આ ખેલ છે. વૈકુંઠમાં તો કેવળ

પ્રભુના પ્રભુત્વનો ભાવ છે, તેથી આગળ ગોલોકમાં વાત્સલ્ય, સખ્ય અને મધુર ભાવનો પ્રત્યક્ષ સંબંધ છે, પણ પ્રેમ તો ગોલોકમાંજ છે, વ્રજમાં પરકીયા 'ભાવ' નો પ્રેમ એજ વિશેષ! પ્રભુને પણ પ્રેમજ પ્રિય છે. શ્રીકૃષ્ણ હંમેશ જીવ માત્રને પ્રેમ દાન કરવા ઉત્સુક હોય છે. જેમનાં ભાગ્ય હોય તે જ પ્રાપ્ત કરી શકે; પ્રેમજ સાધન ને પ્રેમજ પ્રાપ્ય છે. બીજા સંપ્રદાયમાં દિગ્વિજય કરીને આચાર્યોએ નામ કાઢ્યુ છે તેને બદલે શ્રીગૌરાંગ પ્રભુએ દીનતા, વૈરાગ્ય અને પ્રેમ બતાવીને નામ કાઢ્યું છે રજોગુણ અને તમોગુણનું નામ પણ ન મળે! આ પ્રેમનુંજ તત્ત્વ એટલે દરજ્જે હતું કે અરણ્યમાં વાઘ, સિંહ, રીંછ, હાથી વગેરે પણ તેમને દેખીને નૃત્ય કરવા મંડી પડે, અને મોઢેથી ઉચ્ચાર પણ કરે! હરણ અને વાઘ એકમેકને ભેટીને નાચે, અને મુખમાંથી અવાજ પણ કાઢે, જંગલી હાથીઓના ટોળાંને પણ તેવી અસર થાય ઇત્યાદિ લીલા અપૂર્વ છે. શ્રી કૃષ્ણના અવતાર ગણાવાથી આચાર્યો કરતા પણ વધારે પૂજ્ય ગણાય છે. ઇશ્વરનો અવતાર મનાય છે. તેમાં વિશેષ એ છે કે આચાર્યો તથા મહાત્માઓ પોતાના વતનમાં ભાગ્યેજ મનાયા છે; પરંતુ શ્રીગૌરાંગ મહાપ્રભુને પોતાનાજ વતનમાં સમર્થ પંડિતો તથા સાધુ સંત મહાત્માઓ વગેરેએ પણ અવતાર તરીકે માન્યા હતા! વેદ વિહિત કર્મ, ઉપાસના, જ્ઞાન, ભક્તિ એ બધાનો સમાવેશ તેઓશ્રીએ નામસંકીર્તનમાં કર્યો છે હાલ પણ વૈષ્ણવો સંકીર્તન કરે છે તે વખતે અપૂર્વ દૃશ્ય થાય છે. નૃત્ય, ગાન તથા પંચમના ઉંચામાં ઉંચા અને આર્ત સ્વરથી પોકાર કરતા, રૂદન કરતા, રોમાંચ, કંપ, અશ્રુપાત, સ્તંભ, વગેરે ભાવો પ્રત્યક્ષ કરતા, આ સંતોને જોવામાં આવે તો પત્થર પણ પીગળી જાય! સાત્વિકભાવ જે ભક્તિનું મુખ્ય ફળ છે તે પ્રત્યક્ષ દેખાય છે. રસ્તામાં કીર્તન જતું હોય તો યુરોપી લેબાસમાં છતાં પણ બંગાળી બારીસ્ટર વગેરે આવેશમાં આવી

સામીલ થઇ જાય છે. કવચિત્ ખ્રિસ્તિઓ પણ આવેશમાં આવે છે.

અદ્વૈતનું બ્રહ્મમયપણું, અને વૈષ્ણવોની સાલોક્ય, સારૂપ્ય, સામીપ્ય સાર્ષ્ટિ અને સાયુજ્ય મુક્તિ, એ બધાનો સમાવેશ વૈકુંઠલોક ઉપરના ગૌલાક-વૃંદાવનમાં, સાધક ગોપીના સ્વરૂપમાં રહી, મહારાસ પ્રસંગે વૃંદાવનમાં રાસરમીને અંતે સિદ્ધ ગોપીભાવમાં સતત્ બ્રહ્માંડોમાં રાસ ખેલવો, અને લીલાનું આસ્વાદન કરી આનંદ કરવો એજ મોક્ષ માનેલો છે. ગુણરહિત અપ્રાકૃત ચિન્મય દેહ ધારણ કરી શકે ત્યારે તેમાં પ્રવેશ કરવાનો અધિકાર મળે છે. ચારમાંથી હરકોઇ ભાવેથી પણ યુગલ કિશોર સાથે સંબંધ કરવો એજ સાધન છે. ઉપર ઘણીવાર કહેવાઇ ગયું તેમ, પ્રભુનું પ્રભુત્વ જાણવા છતાં ખીલકુલ ભૂલી જઇને તેમની સાથે પ્રત્યક્ષ સંબંધ કરી ઐક્ય જેવો સ્વાદ લઇ અદ્વૈત આનંદ લેવાનીજ ભાવના દેખાય છે. આનુંજ નામ "અચિંત્ય ભેદાભેદ" રાધાજી શ્રીકૃષ્ણની શક્તિ, અને શ્રીકૃષ્ણ શક્તિમાન. શક્તિ શક્તિમાન જૂદાં હોય ? તેથીજ યુગલ સ્વરૂપે અદ્વૈત, અને પોતે યુગલના અવતાર થઇને દેખીતા દ્વૈત પણ વાસ્તવમાં સ્પષ્ટ અદ્વૈત કરી બતાવ્યું ! સદ્‌ભાગી જીવને પ્રથમ શ્રદ્ધા થાય, પછી સાધુ-સત્પુરૂષનો સમાગમ, પછી શ્રવણ કીર્તન, પછી સાધન ભક્તિ, તેનાથી અનર્થ નિવૃત્તિ, પછી ભક્તિ નિષ્ઠા, પછી શ્ર વણાદિમાં રૂચિ, પછી આસક્તિ, પછી શ્રીકૃષ્ણમાં પ્રીતિનાં અંકુર, એ પ્રમાણે ભાવ ગાઢ થાય ત્યારે પ્રેમ થાય, વૈધેયી ભક્તિમાંથી રતિ, અને રતિ વધતાં વધતાં પ્રેમનો ઉદ્‌ભવ થાય એટલે વૈધેયી ભક્તિમાંથી અનુ-ક્રમે રતિ, પ્રેમ, સ્નેહ, માન, પ્રણય, રાગ, અનુરાગ, ભાવ અને મહાભાવ થાય છે. પ્રાકૃત દૃષ્ટાંત લેવું હોય તો અનુક્રમે શેરડીનો સાંઠો, રસ, ગોળ, ખાંડ, સાકર સીતા, મીસરી, અને શુદ્ધ મીસરી ઠીક ઘટે છે. છેવટના ભાવ અને મહાભાવ એ તો ગોપીઓ અને શ્રીરાધા-જીનાજ છે. મનુષ્ય વધારેમાં વધારે અનુરાગ સુધી જઇ શકે કાળે

કરીને સિદ્ધ ગોપીભાવ પામે ત્યારેજ ભાવનો અનુભવ લઇ શકે.

જડ જગતને ચિત્ જગતનું પ્રતિબિંબ કહેલું છે. પ્રતિબિંબ જેમહંમેશ વિપરીત દેખાય છે તેમ ચિત્ જગતમાં શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુરસનો ક્રમ છે તે વિરૂદ્ધ જડ જગતમાં ક્રમ દેખાય છે. માટે આ જડ જગતનું સ્થૂલ શરીર ભૂલી ચિન્મય થઇ એકાદ ભાવ સિદ્ધ કરીને અંતે મધુરભાવનો સ્વાદ લેવાનો છે.

એકંદરીમાં આ સંપ્રદાયમાં ઘણીજ સરસ વ્યવસ્થા અને યોજના છે. બીજા સપ્રદાય આચાર્યોથી ઉદ્ભવ્યા છે, અને આ સપ્રદાયમા શ્રી ચૈતન્ય મહાપ્રભુએ અવતાર લઇને છ ગોસ્વામીયોને શક્તિ આપીને આચાર્ય બનાવ્યા હતા એટલે વિશેષ હોય એમા શું આશ્ચર્ય ! વળી આગળના બધાના અનુભવનો લાભ લઇને છેવટનો સુધારો વધારો ( amendment ) હોવાથી ઉત્તમ હોય એ પણ સહજ છે. પરંતુ કુદરત કોઇને છોડે છે ?

બધા સંપ્રદાયોમાં વિકાર થાય, દરેક વસ્તુમાં થાય, તો પછી આ સંપ્રદાયનું ગમે તેવું સરસ ધોરણ હોય પરંતુ કાળ અને કુદરત કોઇને મૂકે છે ? પ્રકૃતિ અને કાળ કોઇને છોડે નહિ ! આ ધોરણે આ સંપ્રદાયમાં વિકાર થઇ એકસઠ પેટા પથો નીકળ્યા છે, તેમાં કેટલાક તો *વામમાર્ગ ઉપર પણ ગયા. આનુજ નામ માયા ! માયાવાદની નિંદા કરવાથી શું માયા કોઇને છોડે છે ? ઉલટી વધારે વળગે ! માયાવાદના નિંદકોજ માયાને વશ થએલા દેખાશે ! પ્રભુની કૃપા હોય તો માયાવાદી તેમ તેનો દૂષી ગમે તે મનુષ્ય મુક્ત થઇ શકે !

---

* આની અંદર ૧૩ મુખ્ય છે તેનાં નામઃ—

આઉલ, બાઉલ, કર્તાભિન્ન, નેડા, દરવેશ, સાંઇ, સરજીયા, સખીભેડી, સ્માર્ત, જાતગોસાઇ, અતિવાડી, ચુડાધારી, અને ગૌરાંગનાગરી.

એક નોંધ લેવા જેવી વાત એ છે, કે આ મહાત્માએ ધાર્મિક સુધારા સાથે નૈતિક અને વ્યાવહારિક સુધારા પણ કર્યા છે. આ ધોરણે વિદ્યા, કળા, ખાનપાન, વસ્ત્રાભૂષણો, રીતભાત એમ દરેક બાબતમાં સુધારા કર્યા. ઋષિઓનો પ્રાચીન ઇતિહાસ અને આ અર્વાચીન 'ચૈતન્ય ચરિતામૃત' માં ભોજનની સામગ્રીની સંખ્યા જોવાથી ખ્યાલ આવી શકે. ભાષાનું જોડાણ તથા વિસ્તાર પણ ત્યારથીજ વધ્યાં. પરદેશનું અનુકરણ ભાષામાં પણ દાખલ કર્યું. જેમકે વ્રજમાં હલકામાં હલકા માણસને પણ મોટા માણસ 'ભઇઆ'–ભાઇ–કહેશે, તે શબ્દનો ઉપયોગ કરાવીને તોછડાઇ હતી તે દૂર કરાવી. હાલ ધોતી પહેરવાની ઢબ વગેરે તેઓશ્રીના વખતની છે એમ કહેવાય છે.

## ( ૬ ) શુદ્ધાદ્વૈત.

આ સંપ્રદાય સોળમા સૈકાના આરંભમાં શ્રી વલ્લભાચાર્યજીએ ચલાવ્યો છે. આચાર્યશ્રીનો જન્મ તિલંગદેશનાં "કાકરખંભ" ગામે લક્ષ્મણભટ્ટ અને ઇલ્લમાગારૂ માતપિતાથી ઇ. સ. ૧૪૭૯, સંવત ૧૫૨૯, અથવા કેટલાકના કહેવા મુજબ ૧૫૩૫ ના ચૈત્ર વદી ૧૧ ના રોજ થયો હતો. ત્રિદંડીસ્વામી માધવાનંદ સરસ્વતી પાસેથી વિદ્યાભ્યાસ કર્યો હતો. પત્રકના આસન ૩ ( ૩ ) તથા ૪ ની હકીકત તેની તેજ છે. મધ્વાચાર્યે, જનસમુદાયને દ્વૈતભાવ બતાવીને ભક્તિ તરફ દોર્યા, પરંતુ તેનું પરિણામ પાછું એ આવ્યું કે અદ્વૈતની ભાવના જ નષ્ટપ્રાય જેવી થવા માંડી, એટલે પાછું લોકોને મૂળ જ્ઞાન યુક્ત ભક્તિ માર્ગે લઇ જવા અદ્વૈત ભાવના કરાવી. આ પ્રમાણે ભક્તિભાવ કાયમ રાખી અદ્વૈત તત્ત્વ જાળવવા માટે, લોકના અનુગ્રહ તથા તે વખતના જન સમાજના અધિકાર તથા સ્થિતિ સંજોગોને લઇને આ સંપ્રદાય પ્રવર્તાવ્યો છે. આગળ કહેવાઇ ગયું છે તેમ "પ્રસ્થાનત્રયી"માં તો દરેક સંપ્રદાયનાં બીજ છેજ; માત્ર સ્વરૂપ, આચાર્યોએ

સ્થળ સમય પરત્વે બાંધ્યાં. તેઓશ્રીના ભાષ્યની ભાષા દ્વૈતના ભાષ્ય કરતાં વધારે ગૌરવશાળીની છે. વિશિષ્ટાદ્વૈત તથા દ્વૈત સંપ્રદાયમાં ભગવાનનું ઐશ્વર્યજ મુખ્ય છે, તેને બદલે આચાર્યશ્રીએ ભગવાન સાથે પ્રત્યક્ષ સંબંધની ઝાંખી ગૌડ સંપ્રદાય માફક કાંઇક કરાવી. અદ્વૈત તત્ત્વ કાયમ રાખીને, જગતને "મિથ્યા,' નહિ પણ "સાચું" કહીને તેનો પૂરો લ્હાવો લેવા માટે ભગવાનની સેવાના નિમિત્તે ઉત્તમ યોજના કરી છે. ખુબી એવી કરી છે કે જગતને સાચું કહીને "સંસાર"ને જ્ઞાન દૃષ્ટિથી "મિથ્યા" કહ્યો છે. જગતના વૈભવ ભગવાનને અર્પણ કરી તેનો પ્રસાદ તરીકે ઉપયોગ લઇ, વિષ્ણુના પૂર્ણ કલાવતાર શ્રી કૃષ્ણચંદ્ર, તે પણ વ્રજવાસી શ્રીકૃષ્ણ, બાળસ્વરૂપની ભક્તિ કરીને ગોલોક પામવારૂપી મોક્ષ કહેલો છે. અજ્ઞાન, શૂદ્ર, સ્ત્રી, બાળક એમ દરેક વર્ગને, એટલે કે માણસ માત્રને, વૈભવ ગમત સાથે ભક્તિ થાય, અને તે સાથે સંસ્કાર તથા ઇચ્છા હોય તો બ્રહ્મજ્ઞાન મળે, એવો માર્ગ આચાર્યશ્રીએ કરી આપ્યો છે. દીલગીરી એટલીજ કે પાછળથી શિવ, શક્તિ વગેરે અન્યદેવ તથા શંકરના અદ્વૈત સામે વસ્તુના અજ્ઞાનથી દ્રોહ વધ્યો.

શ્રીકૃષ્ણનું પણ ગોકુળ વૃંદાવનમાં ગોપીઓ સાથે રહેવાનું થયું ત્યાં સુધીની એટલે કે અગીઆર વર્ષ ને બાવન દિવસ અંદરના નિર્દોષ, નિઃસ્વાર્થ પ્રેમમય બાળ ચરિત્રને, ભગવાનની લીલા તરીકે માનીને મુખ્યત્વે કરીને વાત્સલ્ય ભાવથી ભક્તિ કરવાનું કહેલું છે, કે જેથી કરીને કનિષ્ટ અધિકારીને પણ આનંદ સાથે જ્ઞાન પ્રાપ્ત થઈ ધીમે ધીમે મોક્ષ–ગોલોક પ્રાપ્તિ–થઇ શકે. "મધુર" ભાવ કંઇક અંશે દેખાય છે, તે ગૌડેશ્વર સંપ્રદાયની પ્રસાદી છે એમ બંગાળી ગૌડ સંપ્રદાયના ગ્રંથોમાં છે. આ સંપ્રદાયના ગ્રંથોમાં ક્વચિત્ પ્રસંગ બતાવ્યો છે પરંતુ તે બીજી રીતે બતાવ્યો છે ( જુઓ નિજ વાર્તા)

આચાર્યશ્રી અંત સુધી ગૃહસ્થ હતા. ગોલોક પ્રાપ્તિના માત્ર

ચાળીસ દિવસ પહેલાં સંન્યાસના ધર્મ સમજાવવા સંન્યાસ લીધો હતો. એમ કોઇ કહે છે. આ સંન્યાસના પ્રકારમાં પણ મત ભેદ છે. અસ્તુ. કળિયુગમાં અધિકારી નહિ પાકવાથી સંન્યસ્ત આશ્રમ વર્જ્ય કહેલો છે, તેથી માત્રઅંત સમયે સંન્યાસ લીધો હતો. શાસ્ત્રમાં શું નથી ? જેમ ન લેવા માટે આધાર મળે તેમ " જે દિવસે વૈરાગ્ય થાય તે જ દિવસ સંન્યાસ લેવા " પણ કહેલું છે **यदहः विरजेत् तदहःरेव प्रव्रजेत्।** વિરક્ત સાધુ સંન્યાસી આ સંપ્રદાયમાં નથી. બાકી તમામ સંપ્રદાયોમાં છે. શરૂમા હતા પણ પાછળથી અદશ્ય થઇ ગયા એમ પણ સંભળાય છે. શંકરાચાર્યે મૂળની પુનઃ સ્થાપના કરી, અને આચાર્યે બીલકુલ કાઢી નાંખ્યા. એક ગૃહસ્થાશ્રમજ પોતે તથા અનુયાયીઓએ રાખ્યો, પરંતુ જેમ આખરમાં પોતે લીધો તેમ તેમના પુત્ર-લાલજી ગોકુલ-નાથજી તથા તેમના લાલજી પુરૂષોત્તમલાલજીએ પણ સંન્યાસ લીધો હતો એમ નીકળે છે. કોઇ કહે છે દંડી સંન્યાસ લીધા હતા, પરંતુ તે વાત કેટલાક ઇનકાર કરે છે. આચાર્યના પિતાએ પણ સંન્યાસ લીધો હતો તેમ તેમના બંને ભાઇઓએ પણ સંન્યાસ લીધા હતા ત્યાં સુધી સ્માર્તની પરનાલિકા હતી એમ કહેવાય છે.

આચાર્યશ્રીના પુત્ર શ્રી વિઠ્ઠલેશજી મહારાજ બહુ પ્રતાપી હતા. પિતાના કરેલાં ભાષ્યો ઉપર વ્યાખ્યાનો કર્યા હતા. આ મહાત્મા પણ સંસારી છતાં પિતા માફક અંદરથી વિરકત, પરમવૈષ્ણવ તથા સમર્થ પંડિત હતા. પંઢરપુરના પાંડુરંગ ભગવાન તેમની સાથે પ્રત્યક્ષ વાતો કરતા હતા એમ કહેવાય છે. હાલ પણ તેમનો સ્થાપેલો મઠ ત્યાં છે.

આવા સરળ સિદ્ધાંત, તથા સાધનથી નિદાન વૈશ્ય તથા શૂદ્રને-ખાસ લક્ષ્મીપુત્ર વૈશ્યને-આ સંપ્રદાય, લોકપ્રિય થઇ પડયો. વિષ્ણુને ગોપાળ સ્વરૂપમાં ભજનારાઓનુ એક મંડળ ઉભું કરીને વિષ્ણુસ્વામીએ પ્રથમ શરૂઆત કરી હતી. તેમની ગાદી વિરક્ત

સંન્યાસીની હતી, તે ગાદી આચાર્યશ્રીએ લીધી, શિષ્ય પરંપરામાં ચોથા આચાર્યશ્રી થયા. તેમણે એ ભક્તિનો વિસ્તાર વધારીને પ્રચાર કર્યો છે. ખાનપાન સર્વ ઇશ્વરને અર્પણ કરીને પોતે ભોગવવાનું મુખ્ય સૂત્ર છે. સંન્યાસી થવાની જરૂર બીલકુલ રાખી નથી. પોતે સંન્યાસના ધર્મ પાળી બતાવ્યા પણ જમાનાને માન આપી સંન્યસ્ત આશ્રમની જરૂરીઆત કાઢી નાખી. અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, દ્વૈતાદ્વૈત, તથા સાકાર અદ્વૈત વગેરેના સંન્યાસથી દુનિયાને કાંઇ ફાયદો નથી, એવી સમજ તથા વૃત્તિવાળા, તે સાથે લક્ષ્મી તથા વૈભવવાળા, વ્યવહારૂ વૃત્તિ તથા નીતિવાળા વાણિજ્ય વૃત્તિના, સંસારમાં નિમગ્ન, દ્વિજ છતા ઘણાક દ્વિજના સસ્કાર વગરના તથા કોઇક સંસ્કારવાળા વૈશ્ય વર્ગને ખાસ કરીને આ સંપ્રદાય ઘણોજ રૂચિકર - તથા અનકૂળ થયો.

આગળના આચાર્યોના પરિશ્રમથી બ્રાહ્મણ ક્ષત્રિય વર્ગ, બુદ્ધ જૈન વગેરે મતમાંથી સનાતન ધર્મમાં વળ્યા, પરંતુ બાકીના અને ખાસ વૈશ્ય વર્ગને હજી બરાબર અસર થઇ ન હતી, તે આચાર્યશ્રીએ કરાવી. આથી કરીને બીજા સંપ્રદાયોમાં છે તેમ આ સંપ્રદાયમાં બ્રહ્મચારી, સંન્યાસી, અને સાધુ જેવો વિરક્ત વર્ગ—જેમને કેટલાક આ સંપ્રદાયના આગ્રહી અણસમજુ વૈષ્ણવો 'કંગલા' કહે છે તે ઉજ નહિ, એટલે પછી મઠ, આશ્રમ વગેરે ક્યાંથી હોય? તે ગમે તેમ હો પણ આ સંપ્રદાયના વૈષ્ણવોનો ઘણે ભાગે ભક્તિભાવ ભલે જ્ઞાન રહિત હોય, પણ અપૂર્વ અનન્ય શ્રદ્ધાવાળો દેખાય છે.

મીરાંબાઇએ શ્રીકૃષ્ણનેજ પુરુષ કહેલા છે અને કુણ્ટિકીએ જેમ ફકત પૃથ્વીરાજને પુરુષ કહ્યો હતો તેમ આ મતમાં પુરુષ ફક્ત શ્રીકૃષ્ણનેજ કહેલા છે; બાકી પ્રાણી માત્ર પ્રકૃતિ રૂપે સ્ત્રી ગણેલી છે, ને તેથી સ્વામીસેવા માટે સખીભાવથી વૃંદાવનમાં

ગોપીરૂપે સતત્ રાસ ખેલવો એજ કર્તવ્ય, સાધન અને મોક્ષ માનેલાં છે. પ્રાપ્તવ્યમાં ગોલોક છે. આગળ કહી ગયા તેમ ગૌડ સંપ્રદાયની કંઈક ખુંબી દેખાય છે. 'ચૈતન્ય ચરિતામૃત' તે ગૌડ સંપ્રદાયનો વેદ જેવો ગ્રંથ છે, તેમાં આચાર્યશ્રીએ માધવપૂરે પંડિત પાસેથી દીક્ષા લીધી હતી એમ લખેલું છે, પરંતુ ઉપર કહ્યા મુજબ, આ સંપ્રદાયના ગ્રંથોમાં બીજી રીતે ઉલ્લેખ છે. રસમય ગ્રંથો બહાર પડ્યા નથી એમ સંભળાય છે એટલે સત્ય વસ્તુનું ભાન લોકોને શી રીતે થાય?

સાધનમાં ગુરૂની અનન્યભાવથી સેવા કરવી, કૃષ્ણ ભગવાનના ઉત્સવો ઉજવવા વગેરે બતાવ્યાં છે. વેદમાં રસરૂપ આનંદરૂપ પુરુષોત્તમ ખાસ વેદના મંત્રોથી 'પૂજવાના' નહિ પણ 'સેવવાના' છે. સેવા એજ મુખ્ય છે. ચાર સંપ્રદાયના વૈષ્ણવ સાધુઓ કહેવાય છે તેમાં રામાનંદી, નિંબાર્ક મતના, મધ્વ મતના અને વિષ્ણુસ્વામી મતના છે, વલ્લભી મતના સાધુ છે નહિ.

આ સંપ્રદાયને વલ્લભી સંપ્રદાય અથવા ભક્તિ પ્રધાન હોવાથી ભક્તિમાર્ગ અથવા ખાસ કરીને 'પુષ્ટિમાર્ગ' પણ કહે છે. 'પુષ્ટિ' એટલે 'પોષણ' એટલે કે જીવનું ધાર્મિક પોષણ એટલે કે પ્રભુની કૃપા. આ કૃપા તે માત્ર ભક્તિથીજ પ્રાપ્ય છે. પ્રેમલક્ષણા ભક્તિથીજ કૃષ્ણપદ સેવા પ્રાપ્ત કરવાની છે. સેવા ત્રણ પ્રકારની છે. તનુજા, વિત્તજા અને માનસી. પુષ્ટિ પુરુષોત્તમ, મંત્ર અથવા ઉપાસનાને આધીન નથી, પણ ભક્તિને આધીન છે. માટે મુખ્ય મુદ્દો ભક્તિનોજ છે. જ્ઞાનનું પરિણામ ભક્તિ છે. જ્ઞાન પાછું શિથિલ થાય તે માટે ભક્તિ છે. ભક્તિમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન ત્રણે આવી જાય છે. આ ભક્તિમાં ખાસ તત્ત્વ 'પ્રેમ'નું છે. ખાને ભક્તિમાજ પ્રેમ ભક્તિનો માર્ગ છે. માત્ર તે દરેકની દૃષ્ટિએ પડતો નથી, ભક્તિરૂપી પ્રેમભાવ ચાર પ્રકારનો છે. ગૌડ સંપ્રદાયમાં કહી ગયા તેમજ

પાંચ ભાવમાં ઈશ્વરના મધુરભાવમાંજ પ્રેમની ભાવના તીવ્ર છે. પ્રેમની ખુબી એવી છે કે જેમ તે ઉપરીપણું ભોગવે છે તેમ દાસત્વ પણ સ્વીકારે છે. શ્રીકૃષ્ણ પ્રભુએ બધા ભાવ કરી બતાવ્યા છે. ગૌડ સંપ્રદાયની આ કાંઇક ઝાંખી છે. બંગાળા ઓરિસામાં ગૌરાંગ 'મહાપ્રભુ અને ગુજરાત માળવામાં વલ્લભ મહાપ્રભુ.' બંગાળાના ગૌડી આ ગ્રંથોમાં આચાર્યશ્રીનો ઘણી વખત ઉલ્લેખ આવે છે. તેમ આ સંપ્રદાયના ગ્રંથોમાં ચૈતન્યનો પણ ઉલ્લેખ આવે છે.

આ સંપ્રદાયમાં બ્રહ્મ સંબંધની કોટિમાં બહુ રહસ્ય છે. પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન મેળવી પ્રભુમાં સુદૃઢ અને સર્વોત્કૃષ્ટ પ્રેમ કરીને "આત્મનિવેદન" એટલે કે સર્વસ્વ પ્રભુને અર્પણ કરવું. તે જ બ્રહ્મ સંબંધ છે. બ્રહ્મસંબંધીઓમાંથી સજ્ઞાન કેટલાં હશે તે પ્રભુ જાણે! દ્વિજના ખાસ સંસ્કાર જેમને નથી તેમને માટે આ બ્રહ્મ સંબંધ હોય એમ લાગે છે.

પ્રથમ કહેવાઇ ગયું તેમ જો કે 'પ્રસ્થાનત્રયી'નો આધાર છે પરંતુ શંકર તથા રામાનુજ જેટલી પરવા નથી. શંકરમાં મુખ્ય જ્ઞાન છે. રામાનુજમાં પણ સારી પેઠે છે, પરતુ આ સંપ્રદાયમાં વિષ્ણુદૈવત પ્રધાન છે, તે ધીમે ધીમે ગોપાળકૃષ્ણમાં કેંદ્રિત થઇ, અને તેથી ઉપાસના વગેરેમાં શ્રીમદ્ભાગવત તથા પંચરાત્રતંત્ર મુખ્ય છે. જ્ઞાનને તર્કનો આધાર છે, અને ભક્તિને શ્રદ્ધાનો છે. આ બંનેનો સમન્વય આચાર્યશ્રીએ અચ્છો કર્યો છે.

શંકરાચાર્યની 'માયા' મિથ્યા શક્તિ છે, અને આચાર્યની માયા તે ભગવાનની સત્ય શક્તિ છે. શંકર જગતને વિવર્તરૂપ કહે છે. અને આચાર્ય બ્રહ્મના સત્યધાટ પરિણામ કહે છે. સાંખ્યમાં પુરુષ પ્રકૃતિ વચ્ચેની ખાઈને આચાર્ય દૂર કરે છે. એકનો વિવર્તવાદ, અને બીજાનો અવિકૃત પરિણામ વાદ.

બ્રહ્મમાંજ ચિત તથા અચિત્ રામાનુજીઓએ મૂક્યાં; બંને અલગ છતાં બ્રહ્મમાં રહે છે એમ કહ્યું. અદ્વૈતમાં જીવ જગતનું ઉપાદાન

તથા નિમિત્ત કારણ બ્રહ્મ કહે છે, તે ઠેકાણે બ્રહ્મ ફક્ત નિમિત્ત, અને ચિત્ અચિત્ ઉપાદાન કહેલાં છે.

રામાનુજાચાર્યે બ્રહ્મને વિશેષણ યુક્ત કર્યું, અને વલ્લભાચાર્યે શુદ્ધ કર્યું. ચિત્ બ્રહ્મમાં અચિત્ કેમ રહી શકે? તેથી તેમણે 'આવિર્ભાવ અને તિરોભાવ'નો સિદ્ધાંત ઠરાવ્યો. અને ઇશ્વરની કૃપાથીજ જીવને સ્વરૂપનું ભાન થઇ શકે એમ ઠરાવ્યું.

'મુક્તિશાસ્ત્ર' નામના પુસ્તકમાં લખ્યું છે કે:—

"પ્રલય પછી એક તેજનો ગોળો થયો, તે પ્રકૃતિ પુરુષ રાધાકૃષ્ણ, બે ભાગ થઇને સૃષ્ટિ કરે ને એક થઇ પ્રલય કરે, એજ 'લીલા.' રાસક્રીડાથી થાકયાં ત્યારે પરસેવાનું ટીપું પડયું તેમાંથી પુરુષ થયો, તે મહાવિષ્ણુ, તે જ વિરાટ્ને તેમાં અનંતકોટિ બ્રહ્માંડો.

ગોલોકનો ક્રમ નીચે મુજબ:—

"પૃથ્વી, ચંદ્રમંડળ, સૂર્યમંડળ, બ્રહ્મસદન, વૈકુંઠ, કૈલાસ, અને ગોલોક."

માયાની અજબ મજા છે કે આ સરળ સંપ્રદાય ઉપર હરેક પ્રકારે પણ બીજાઓ કટાક્ષ કરે છે. અંદર અંદરપણ ખુદ વિઠ્ઠલનાથજીના લાલજી ગોકુલનાથજીએજ બીજી શાખા કાઢીને છુટા પડયા; તેમ તેમના લાલજી ગોપાળલાલજીએ પણ નવો માર્ગ લીધો. તિલકમાં પણ શ્રી ગોકુલનાથજીએ ભેદ પાડયો, ને તેમાં વળી જહાંગીર બાદશાહના વખતમાં અંદર-અંદરની તકરારને અંતે સમાધાન થવાથી ફેરફાર થયો તથા કંઠીની પરવાનગી પણ તે જ વખત પાછી મળી એમ કહેવાય છે. આ તિલક સંબંધે ખુદ શ્રી ગોકુલનાથજી 'રસભાવ'માં ખુલાસો કરે છે તે તો 'મધુર' રસની પરાકાષ્ટા લખી છે.

આ સંપ્રદાયમાં ધાર્મિક ગ્રંથો સંસ્કૃત તથા પ્રાકૃતમાં ઘણા થયા છે, પરંતુ શિવ તથા બીજા દેવ દેવીઓની નિંદા દેખાય છે તે માત્ર આચાર્યશ્રીના પછીથીજ થયું છે. ધીમે ધીમે, પ્રાકૃતમાં વાત વધારે વધી. 'ચોસઠ વૈષ્ણવની વાર્તા," બસોબાવન વૈષ્ણવની વાર્તા," "માળા પ્રસંગ" જેવા ગ્રંથોમાં અન્ય સંપ્રદાયને ગૌરવ ઓછું આપવામાં નિંદા પણ દેખાય છે. કીયા ધર્મમાં નથી? પ્રશ્ન માત્ર પ્રમાણનો છે. ટકાવારીમાં ફેર છે!

આની સાથે એ પણ વિચિત્ર છે કે આ સંપ્રદાયના વિરૂદ્ધ પણ શરૂથીજ પુસ્તકો લખાયાં છે. જેમકે "પાખંડ ધર્મ ખંડન," કાશીનામું, (ફારસીમાં) વિગેરે. આધુનિક "પુષ્ટિમારગ"ના જેવા પણ ઘણા છે. ગમે તેમ હોય પણ બંગાળાના ચૈતન્ય સંપ્રદાયના સમયથીજ આ સંપ્રદાય ચાલે છે અને દુષ્મનોના હુમલા છતાં પણ સુસ્થિત છે. લક્ષ્મીપુત્રો ઘણે ભાગે તેમાંજ છે. જ્યાં લક્ષ્મી ત્યાં સર્વસ્વ હોયજ!

આ સંપ્રદાયમાં મુખ્ય પુષ્ટિ અને મર્યાદા એમ બે માર્ગ છે. પુષ્ટિ માર્ગમાં મર્યાદા એટલે કે શાસ્ત્રના નિયમની દરકાર રાખી નથી; મર્યાદામાર્ગમાં નિયમો રાખ્યા છે. મર્યાદામાર્ગ પ્રમાણેની પૂજા પણ પુષ્ટિ માર્ગના ખાસ ધોરણ પ્રમાણે વાત્સલ્યના પ્રેમ ભાવથી કરવાની છે. આ પૂજા તે વૈદિક અથવા વૈધેયી નહિ, પરંતુ પ્રેમ ભાવની 'સેવા' કરવાની છે. વિધિ કરતાં ભાવ તેમાં મુખ્ય છે.

આ તથા ઉપરના બંને વૈષ્ણવ સંપ્રદાયોમાં માયાવાદનું ખંડન દેખાય છે. પણ માયાનો મજા એજ છે કે માયાના ખંડનમાંજ માયાને બીજા શબ્દોમાં અથવા સ્વરૂપમાં વિકૃતરૂપે પણ સ્વીકારી છે; પછી તેને લીલા, ભગવત ઇચ્છા, આત્મ સૃષ્ટિ વિગેરે નામ ભલે અપાય. અદ્વૈત મતથી આજ સુધી બ્રહ્મ-માયામય બ્રહ્મ-મલિન હતો તે આચાર્યશ્રીએ શુદ્ધ કર્યો તેથીજ 'શુદ્ધાદ્વૈત;' પ્રભુ પોતાની લીલાથી સૃષ્ટિ બનાવે છે એટલે તે માયાને આધીન શામાટે થાય?

પોતે પૂર્ણ સત્તાવાન અને સ્વતંત્ર છે પછી તેને માયા કેવી ? આમ કહીને લીલારૂપી માયા વળગાડે છે. વાસ્તવમાં આગળ અનેકવાર કહેવાઇ ગયું તેમ માયા શબ્દનાજ ઝઘડા છે, બાકી તત્ત્વમાં બધાજ એક છે. આચાર્યોના પાછળના અનુયાયીઓ ઝઘડા ઉભા કરે છે, ને પછી તે કુદરતના નિયમાનુસાર વૃદ્ધિ પામે છે. "હેતે હેત વધે અને ઝેરઝેર વધે". બાકી વલ્લભી 'પ્રેમ"અને શંકરનું અદ્વૈત જ્ઞાન એમાં શો ભેદ છે ? વલ્લભનો ગોલોક, રામાનુજ તથા મધ્વનું વૈકુંઠ, શૈવોનો કૈલાસ, ને તે પ્રમાણે દરેક ઇષ્ટ ધામ, અને અદ્વૈતીની બ્રહ્મમયતા અથવા કૈવલ્યપદ, એ બધાં એકજ વસ્તુનાં જૂદાં જૂદાં નામ છે.

આચાર્યશ્રીના આ શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં, શિવ અગર શંકરાચાર્યનો દ્વેષ અથવા દ્રોહ નથી, પરંતુ જેમ કુદરતમાં દરેક વસ્તુમાં કાળે કરીને વિકાર થાય છે તેમ પાછળના અનુયાયીઓએ, અરસપરસના દ્વેષના પરિણામે, આગળ કહ્યા મુજબનાં પુસ્તકોમાં, શિવ, શિવાલય, રૂદ્રાક્ષ વિગેરેની તથા બીજા દેવદેવી તથા સંપ્રદાયની નિંદા કરી ને બીજા દેવ દેવીઓને હલકાં પાડયાં છે; પણ તેવું કીયામાં નથી ? ભક્તિને પ્રધાનપદ આપવામાં મોટો અશિક્ષિત વર્ગ ઘણે ભાગે અજ્ઞાનમાં ઘસડાઇ જાય એમાં દોષ કોનો ? સિદ્ધાંતમાં ભક્તિમાર્ગમાં મર્યાદાનો અવકાશ ન હોય એ ખરૂં છે, પરંતુ રહસ્ય ન સમજે તો અદ્વૈતીમાંથી લગભગ નાસ્તિકપણા ઉપર જવાનો આક્ષેપ આવ્યો તેમ આ માર્ગમાં પણ અનીતિ ઉપર જવાનો આક્ષેપ છે. સાધારણ મર્યાદી, જ્ઞાનથી કેટલો વિમુખ છે એ પ્રત્યક્ષ અનુભવની વાત છે. એક વાત તો ચોકસ છે કે આ વર્ગને આ સંપ્રદાયનું અવલંબન ન મળ્યું હોત તો પરિણામની પ્રભુનેજ ખબર ! દ્વિજના સંસ્કાર જવાથી જે ખોટ પડી હતી તે કાંઇક પુરાઇ.

શ્રીકૃષ્ણ પૂર્ણકલાવતાર હોવાથી આ સંપ્રદાયનો પ્રથમ મંત્ર શ્રીકૃષ્ણ નામનો છે. યોગ્યતા પ્રમાણે મંત્ર આપવાનું ધોરણ છે;

પછી તેમાં બીજી રીતે વિકાર થાય તેમાં કોનો દોષ? આ મંત્ર વૈદિક નથી એમ બીજા વૈષ્ણવો કહે છે, પરંતુ કૃષ્ણ નામમાંજ બધા વેદ શું નથી? આ મંત્રદીક્ષાના જ્ઞાન ઉપરાંત રાધાકૃષ્ણ સ્તોત્ર આદ ગોપ્યબોધ પુષ્કળ છે, અનેક જ્ઞાનપૂર્ણ ગ્રંથો છે. પદાર્થમાત્ર દોષ યુક્ત હોવાથી તે શ્રીકૃષ્ણ અથવા સદ્‌ગુરુને અર્પણ કરીને પછી ગ્રાહ્ય કરવાનુ કહેલું છે, તેમાં પણ કાળે કરીને વિકાર થાય તેનો શો ઇલાજ? સિદ્ધાંત શુદ્ધ છે, વિકાર માટે નાઇલાજ! આચાર્ય-શ્રીના વંશજોને પણ ગુરુ તરીકે શ્રીકૃષ્ણ જેવાજ આ વૈષ્ણવો માને છે અને તેવું દરેક ધર્મમાં છે. શાસ્ત્રની આજ્ઞા પણ તેવીજ છે. ગુરૂ તો પ્રભુ કરતાં પણ વધારે ગણાય છે. માત્ર ગુરૂમાં ગુરૂપણું અને શિષ્યમાં શિષ્યપણું જોઇએ. બનેમા વિકાર થાય તેમાં કોનો દોષ? કિયા સપ્રદાયમાં પ્રકારાંતરે નથી? બાકી અજ્ઞાનનો ઇલાજ તો જ્ઞાન સિવાય શો હોઇ શકે?

આ સંપ્રદાયમાં વર્ણભેદ વસ્તુતઃ રહેલો છે; માત્ર મોક્ષ તે સર્વને ભક્તિથી પ્રાપ્ય કહેલો છે. જ્ઞાન અને કર્મને પણ ભક્તિનાં સાધન કહેલાં છે. ભક્તિ પણ પ્રેમભક્તિ! વેદોક્ત પૂજન કરતાં પણ પ્રેમ સેવા પ્રધાન હોવાથી તમામ વર્ગને બહુ અનુકૂળ છે. આ સેવા પણ જો બરાબર થાય તો સહજ નથી. ઉગ્ર તપ જેવી અથવા યોગ જેવી છે. શિયાળામાં રાતના ત્રણ વાગે માણસ ઉઠે તોજ પહોંચી શકે! આખો દિવસ કામગીરી મળે તેમ છે. ખાન પાન મોજશોખ વિગેરે માટે ટીકા કરનારા, સાચા વૈષ્ણવની સેવા જુએ તો જરૂર તપ અને યોગજ દેખશે. બાહ્ય શુદ્ધિનો તો પારજ નથી, અંતર શુદ્ધિ પણ ખરી. એ તો ગમે તે ધર્મમાં સંસ્કારની વાત છે. માર્ગ તો ઉત્તમ છે પછી જેવા જેના સંસ્કાર અને અધિકાર! ભક્તિવાળા ભક્તિને ઉંચી કહેવામાં જ્ઞાનની નિંદા કરે અને જ્ઞાન-વાળા ભક્તિની કરે, પરંતુ અંતિમદશામાં બને એક છે એમ

અંતિમ કોટિએ પહોંચેલો ભક્ત અથવા જ્ઞાનીજ અનુભવી શકે. વ્યાસ ભગવાને જેમ આઠ (કોઇ દસ કહે છે) પુરાણમાં શિવને અને ચારમાં વિષ્ણુને મુખ્ય પદ આપ્યું છે, બીજામાં દેવી વિગેરેને છે તેમ શાસ્ત્રોમાં જ્ઞાન અને ભક્તિ બંને છે. જેને જે રૂચિ હોય તે લે, પછી તેમાં ઝઘડા દ્વેષ શામાટે જોઇએ?

પાશ્ચાત્ય કલ્પના અન્વયે ક્ષત્રિયોમાં 'સિથિયન' મળવાથી રજપુત થયા; તે રજપુતો જ્યાં સુધી યુદ્ધનાં પરાક્રમો કરતા હતા ત્યાં સુધી આગળ કહ્યું છે તેમ શિવ અને કાલિને ઉગ્ર સ્વરૂપમાં મુખ્ય સ્થળ મળ્યું. શિવનું સૌમ્ય સ્વરૂપ બદલાઇને, ઉગ્ર પુરૂષ સ્વરૂપ ભૈરવ રૂપે થયું, અને સ્ત્રીરૂપે શક્તિનું કાલિ સ્વરૂપ થયું. વિષ્ણુપૂજન તે કારણસર તેવામાં બહુ વિસ્તાર પામ્યું નહિં હોય એમ લાગે છે, પરંતુ દ્રાવિડમાં ખાસ રજપુત વર્ગ નથી ત્યાં વિષ્ણુપૂજન પ્રિય થઇ પડયું હશે. આગળ કહ્યું છે તેમ તે મુલકમાં બેજ વર્ગ છે, બ્રાહ્મણ તથા ઇતર. ઇતરમાં ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર બધાજ આવી જાય છે, કેમકે મહારાષ્ટ્ર તથા મદ્રાસ ઇલાકામાં બ્રાહ્મણ શિવાયના લગભગ બધાજ ઘણે ભાગે દ્વિજ સંસ્કાર વિનાના અને સઘળા માંસાહારી છે. ગુજરાતમાં પણ શિવનું ભૈરવ સ્વરૂપ બહુ ઉગ્ર થઇ પડવાથી સાત્વિક વિષ્ણુ રૂચિકર થઇ પડયા હશે, તેમાં પણ કોમળ ગુજરાતના લોકોને વલ્લભી સંપ્રદાય ઘણોજ અનુકૂળ થઇ પડયો. કોમળ ગુજરાતનાં કોમળ મનુષ્યોને, ખાસ લક્ષ્મીપુત્રોને, બ્રહ્મા વિષ્ણુ ને મહેશ તથા તેમના અવતારોનાં કેટલાંક સશસ્ત્ર ઉગ્ર સ્વરૂપને ઠેકાણે શ્રીકૃષ્ણ ભગવાનનું નિર્દોષ, પ્રેમ મૂર્તિમય બાળ સ્વરૂપ-ઘણુંજ પ્રિય થઇ પડયું. દયા, ક્ષમા, અહિંસા ને પ્રેમ એ વલ્લભી સંપ્રદાયમાં મુખ્ય હોવાથી, તેમ લક્ષ્મીપુત્ર વૈશ્યોને વૈભવ સાથે ભક્તિનું પોષણ મળવાથી બ્રાહ્મણોને પણ ઘણો આશ્રય મળ્યો.

શ્રી નરસિંહ મહેતાના સમયના અરસામાં વિષ્ણુપૂજન

ગુજરાતમાં વિશેષ પ્રકાશ પામ્યું હોય એમ લાગે છે; તેમાં પણ
લભી સંપ્રદાયે ગૌરવ અતિશય વધાર્યું; ને બાકીનું સ્વામિનારાયણે
પૂર્ણ કર્યું. રજપુતોનો એટલે કે રાજ્યઆશ્રય જ્યાં સુધી દેશને હતો
ત્યા સુધી અદ્વૈત અને શિવપૂજન પોષાયાં. રજપુતોનાં રાજ્ય જેમ
જેમ શિથિલ થયાં અને વૈશ્ય વૃત્તિ વધવા માંડી તેમ તેમ દયા, ક્ષમા,
શાંતિ તથા વ્યાપાર વૃત્તિ વધતી જોઇને આચાર્યોએ સ્થળ સમયને
લઇને ધર્મ રક્ષણ અર્થે વિષ્ણુ પૂજા વિસ્તારી. બ્રાહ્મણોને તો ફક્ત
આશ્રયનીજ અપેક્ષા હોય છે. 'જીસકે તડમે લડુ ઉસકે તડમે હમ,'
" આનેવાલેકી બોલ બાલા ઔર જાનેવાલેકા મૂં કાલા", એ કહેવત
પ્રમાણે આશ્રયદાતાની બોલબાલા બોલે એમાં તો કાંઇ આશ્ચર્ય નથી.
બ્રાહ્મણ માટે આ પ્રમાણે ટીકા થાય, પરંતુ સમયને અનુસરીને
વર્તવુ એજ ડાહપણ છે, તેમ શાસ્ત્રની પણ આજ્ઞા છે. હાલની અધોગતિ
જો કે બ્રાહ્મણની ગુજરાતમાં ખાસ છે, અને હાડમારી ચોતરફ છે,
પરંતુ તેમાં ઉંડા ઉતરીને જોતા, દરેક બાબતમાં હોય છે તેમ દોષો તો
પોતાનાજ નિકળશે, આ સંબંધમા એક વાત બહુ ગમ્મત ભરેલી
કહેવાય છે. સીતાજીને રાવણ લંકામાં લઇ ગયો ત્યાં તેમણે માનતા
લીધી કે ". પાછી અયોધ્યામાં સુખરૂપ જઇશ ત્યારે એક બ્રાહ્મણ
જમાડીશ ". એકજ બ્રાહ્મણની માનતા લેવાનુ કારણ કે તે વખતમાં
હાલની માફક બ્રાહ્મણો લાડુ માટે ભટકતા ન હતા **ब्राह्मणो
मोदकप्रियः** એ સૂત્ર અર્વાચીન છે. અયોધ્યામાં સીતા માતા
પધાર્યાં બાદ પેલી માનતા પ્રમાણે બ્રાહ્મણ ભોજનના સંકલ્પ માટે
બ્રાહ્મણ બોલાવવા તજવીજ કરી, પરંતુ કોઇ કબુલ કરે નહિ !
આખર એક ગરીબ બ્રાહ્મણને 'કાંઇ શ્રદ્ધા કાંઇ જોરાવરી' એ
ન્યાયથી પકડી આણ્યો. આ બ્રાહ્મણે ચોધાર અશ્રુપાત કરવા
માંડયો, કે " મારી આ દશા ?" તેને રડતો દેખીને સ્ત્રી સ્વભાવથી
માતુશ્રી પણ શ્રાવણ ભાદરવો વહેવરાવવા મંડ્યાં; તેમને દેખીને

ભરત શત્રુઘ્ન લક્ષ્મણ એમ બધા 'गतानुगतिको लोकः' ન્યાયથી અશ્રુપાત કરવા મંડ્યાં. કારણ કોઇજ પૂછતું નથી ! છેવટ શ્રી રામચંદ્રે શરૂવાત કરી ત્યારે કોઇ એ પુછ્યું કે " આ બધાં તો ઠીક, પરંતુ આપ અશ્રુપાત શા માટે કરો છો ?" ત્યારે બોલ્યા કે "હાલ એક બ્રાહ્મણ જમાડવા માટે આટલી મુશ્કેલી પડે છે તે બ્રાહ્મણ કલિયુગમાં ભીખ માગતા થઇને હાડમાર થશે એ દેખીને મને અશ્રુપાત થાય છે !" આગળ બ્રાહ્મણો ઉંચી કોટિના હતા અને તેમની વૃત્તિ રામચંદ્રજીના આ બ્રાહ્મણ જેવી હતી તે બદલ શાસ્ત્રોમાં અનેક દાખલાઓ છે. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે પણ બ્રાહ્મણ ભોજન માટે તેવી ભાંજગડ આવી હતી. પૈપ્પલાદ નામના કાશિક ગોત્રના બ્રહ્મણની વાત મહાભારતમા આ ધોરણનીજ છે. ભૃગુ, પરશુરામ, આદિ બ્રાહ્મણોના વંશજોની આ દશા ? કાળ સર્વભક્ષી છે !

ઉપર કહ્યું તેમ રાજ્ય આશ્રયથી જેમ શિવપૂજન બ્રાહ્મણોએ વિસ્તાર્યું તેમ વૈશ્યના આશ્રયથી વિષ્ણુપૂજન વિસ્તાર્યું. સ્થળ સમયને માન આપ્યું છે. વિષ્ણુપૂજનને રાજ્ય આશ્રય ન હતો એમ નહિ, પરંતુ સાધારણ સ્થિતિનું અનુમાન, પરાક્રમોને અંગે આ પ્રમાણે થઇ શકે છે. બાકી બ્રાહ્મણો સિવાય કીયો ધર્મ ફાલ્યો છે ? બૌદ્ધ ધર્મ તો બ્રાહ્મણોએજ ફેલાવ્યો તેમ જૈનધર્મમાં પણ તેમનોજ આશ્રય હતો જૈનધર્મનાં પુસ્તકો રચવામાં તથા અભ્યાસ કરાવવામાં હજી સુધી પણ બ્રાહ્મણોજ આગેવાન ! તે જ પ્રમાણે આ બધા શૈવી અગર વૈષ્ણવી સંપ્રદાયો ચલાવવામાં આગેવાન બ્રાહ્મણોજ હતા. શ્રી કૃષ્ણે પણ નવો ધર્મ પોતાના પિતાને કહ્યો તેમાં પણ બ્રાહ્મણો મુખ્ય હતા. ઋષભદેવજી ભગવાને પણ બ્રાહ્મણોને બ્રહ્મા વિષ્ણુ તથા મહેશથી મોટા કહ્યા હતા. અને હમણાંના સ્વામીનારાયણના ધર્મ પુસ્તકોમાં વેદનો આધાર લાવી આપનાર તથા ધર્મ ચલાવનાર બ્રાહ્મણો હતા. એનો તો ઘણાને પ્રત્યક્ષ અનુભવ પણ હશે !

બાબુ અરવિંદ ઘોષના કહેવા મુજબ ક્ષત્રિયોનો બ્રાહ્મણો સાથેનો ગુરૂ સંબંધ તુટવાથીજ વૈશ્ય રાજ્ય થયું, તે હવે તેમના મજુર શૂદ્રને મળશે, અને પાછો અંતે કલ્કિ બ્રાહ્મણ! એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે "આશ્રયવિના પંડિત, લતા અને વનિતા શોભતાં નથી," એ પ્રાસદ્ધ છે. સંપ્રદાયો ચલાવનાર બધાજ આચાર્યબ્રાહ્મણ!

આ બધું થયું તેમાં એક રીતે જોઇએ તો કોઇએ કાંઇ કર્યું નથી. કુદરતના નિયમ પ્રમાણે થયાંજ કરે છે માણસો માત્ર નિમિત્ત થાય છે. આ બધી કુદરતી ક્રાંતિઓજ છે. બ્રાહ્મણો મૂળ ત્રિકાળ જ્ઞાની એટલે ધર્મના રક્ષણ માટે સંજોગોને લઇને અનુકૂળ થતા હતા. મતલબ કે બધા કાર્યમાં ધમ્યગ્નોજ હાથ છે પ્રારબ્ધને વશ થઇને પુરુષાર્થ પુરુષો કરે છે બાકી નિર્માણ તો દરેક વસ્તુનું ઠરીજ ચુકયું છે. મુદતબંધી જ્વરના જેવી સ્થિતિ છે. દવા કરો અગર ન કરો પણ મુદત વીત્યેજ અમુક જ્વર ઉતરવાનો.

પ્રભુની માયા અતકર્ય છે. જેમ દરેક વસ્તુમાં વિકાર કાળે કરીને થાય છે તેમ આચાર્યશ્રીએ ગોપાળકૃષ્ણની ભક્તિ કરી બતાવી તેમાં અને કૃષ્ણ ભગવાનની લીલાઓનું અનુકરણ કરવામાં કાળબળથી અસલ ચીજ ઉડી ગઇ અને નકલ માત્ર રહી. જેમ અદ્વૈતના વિકારમાંથી કેટલાક અસંસ્કારીઓમાં પાછળથી લગભગ નાસ્તિકતા ઉપર વાત આવી, તેમ બીજા સંપ્રદાયમાં અજ્ઞાનીઓમા બાળચેષ્ટા ઉપર વાત આવી ગઇ, એતો કુદરતનો વિકારનો કાયદો છે. બંગાળામાં ચૈતન્ય ભગવાને જે ભક્તિરસ, અશ્રુપાત તથા નૃત્ય ગીતથી ભજવી બતાવ્યો હતો, તેના અનુકરણમાં આજ ત્રણસેં વર્ષથી લોકો ભક્તિરસમાં રડવાનુ કરે છે અને નાચે છે; કે જેથી બીજાઓને તો એમજ લાગે કે પ્રભુપ્રાપ્ત માટે જાણે કે બીજો માર્ગજ નહોય ને? જો કે આ ભક્તિરસ અપૂર્વ છે તો પણ હિંદુસ્તાનની અધોગતિથી ત્રાસી જઇને દેશભક્ત સ્વામી વિવેકાનંદ

અતિ તીવ્ર લાગણીથી તપી જઇને પોકાર કરે છે કે "ચૈતન્ય ભગવાનનો રાધાભાવ અને શ્રીકૃષ્ણ સાથેની તન્મયતા બીજામાં કેમ આવે ? માત્ર તેમની ચેષ્ટાથી ઓરિસા ત્રણસેં વર્ષથી નાચે છે ને રડે છે; ને તેમાંથી લોક તદ્દન બાયલા થઇ ગયા અને બંગાળા પણ પુરુષત્વહીન થઇ ગયો. માત્ર લોક રડતાં સારૂં શીખ્યા !"

ભલે ટીકા થાય પરંતુ હાલ પણ સંકીર્તનો રસ્તામાથી જતાં હોય છે ત્યારે મોટા અધિકારીઓ બેરિસ્ટરો વગેરે આવેશમાં આવીને ઇંગ્રેજી લીબાસમાંજ સામેલ થઇને નાચવા કુદવા મંડી પડે છે !

રડવું એ ભક્તિનું એક ચિન્હ ખરૂં, પરંતુ સાચો આવેશ હોય તો ઠીક, બાકી કાઠીઆવાડમાં પ્રથમ સાસરે જતી વખતે–મન હોય કે ન હોય તો પણ–રૂઢીને અનુસરીને કેટલાકમાં કન્યાને પછાડો ખાવી પડે છે, તેમ માત્ર રૂઢિના જોરથી, અથવા માનસિક નિર્બળતાથી અથવા દેખાદેખી ચેષ્ટા માત્ર થઇ જાય તો પછી તેમાં શો અર્થ ? બંગાળાના ભજનમાં રડવા તથા નૃત્ય ગીત માટે ભલે ટીકા થાય પરંતુ એ ભજનોમાં શ્રદ્ધા અને ભક્તિનો રંગ હાલ પણ અપૂર્વ થાય છે, એ બદલનો ખ્યાલ નજરે જોવાને ભાગ્યશાળી થાય તેનેજ આવી શકે. ખેર, સાધારણપણે જોતાં બંગાળી પ્રજાજ બહુ તીવ્રલાગણીવાળી હોવાથી જે કાર્યમાં પડે તે પૂર્ણપણે બજાવે એ સ્વભાવજ છે.

ઉપરની બંગાળા માટે જે ટીકા છે તે ટીકા પ્રકારાન્તરે ગુજરાતને પણ સહજ લાગુ કરવામાં આવે તો વાંધો કાઢવા જેવું નથી. મૂળ કારણ તો દરેક વસ્તુના સત્ય જ્ઞાનનો અભાવ છે; તેમાંથીજ વિકાર થાય છે. શ્રીકૃષ્ણની અગર આચાર્યશ્રીની અગર ચૈતન્ય ભગવાનની અન્ય પામરોથી કલ્પના પણ કેમ થઇ શકે ? પરિણામે નાટક જેવી ચેષ્ટાજ થાય. બંને સંપ્રદાયોમાં પરિણામો વિપરીત ક્વચિત્ દેખાય છે તેનું કારણ સત્ય વસ્તુનું અજ્ઞાન તથા અનધિકાર,

દયારામે જે ભાવથી ગરબી બનાવી તે ગાનારમાં કેટલામાં આવી શકે ? બંગાળામા જો વીરરસનું નામ કદાચ ગયું હોય તોપણ ઇશ્વરની કૃપાથી એકદમ હાલ તો પાછું બહુ આવવા માંડયું છે; માત્ર સ્વામીજી જોવા રહ્યા નહિ. ગુજરાતમાં પણ તેમ થયુ છે અને સપાટાબધ થાય છે એમ કહેવા કાંઇ હરકત છે ? ગુજરાતમાં રડવાની ચેષ્ટા નથી દેખાતી, પણ તેને બદલે રાસ આદિની શુદ્ધ નહિ પણ વિકૃત ચેષ્ટા દેખાય છે. કેમકે ગુજરાત વ્યાપારી પ્રવૃત્તિવાળો તેથી રડવુ નાચવુ કેમ ફાવે ? મરદાનગીથી નાચવા, કુદવા, રડવા, કરતાળો વગાડવા અને ગાવામાં કોઇ જાતનો બાધ દેખાતો નથી. પાશ્ચાત્યો પણ તેમાંનુ ઘણુ ખરૂં સાંસારિક પ્રસંગે કરે છે. દાક્ષિણાત્યો પણ નૃત્ય મરદાની ભરલું કરે છે તે પ્રમાણે મરદાઇ સાથે એ બધી ચેષ્ટા થાય તો વાંધો નથી. પુરુષોએ પુરુષત્વજ ભૂલી જવુ એ કાતો કોઇ બ્રહ્મમય થએલા વૈષ્ણવનુ કામ, અગર તો નકલી નિર્માલ્યનુ કામ ! બંગાળી ભક્તોનુ નૃત્ય આદિ મરદાઇ ભરેલુ છે.

આચાર્યશ્રી જેવા મુક્ત મહાત્મા ગમે તેવી રીતે ભક્તિ કરે અને નરસિંહ મહેતા જેવા સાચા ભક્તો ગમે તે વર્ણન કરે, પરંતુ પામરોએ તેમની નકલ કરવામાં ઘણી સાવચેતી રાખવાની છે કે જેથી "ઊંટ અને પાછું ઉકરડે ચઢયા" જેવુ થાય નહિ મૂળ પ્રજા નિર્માલ્ય થઇ છે, યજ્ઞ જેવા વીરત્વના તથા રજોગુણમય ભવ્ય પ્રસંગ ગયા; તેમાં પાછા આવા નિર્માલ્ય, સમજ વગરના એકલા ચાળાજ વધે તો પછી કાંઇ બાકી રહે ?

હિંદુસ્તાનની હાલની અધોગતિના કારણોમા કેટલાક સત્વગુણ આગળ કરે છે, પરંતુ તે ભૂલ દેખાય છે. સત્વગુણનો અર્થ બરાબર સમજે તે માણસ આ પ્રમાણે ન બોલે; સત્વગુણ તો રજોગુણ પછી

આવે. ખરી વાત એ છે કે આપણે તમોગુણમાંજ લોટીએ છીએ; તેમાંથી રજોગુણમય થયા બાદ સત્ત્વગુણની આશા રાખવી જોઇએ.

પાશ્ચાત્યો તમોગુણમય દેખાય છે; પરંતુ તમોગુણ એશિયાને આપીને તેઓ રજોગુણમય થયા છે. હવે તેઓ રજોગુણના ભોગ વિલાસથી તૃપ્ત થવા માંડયા છે; તેથી સાત્વિક ભાવ ઉપર જઇને બ્રાહ્મણ થવા આશા રાખે તો વાસ્તવિક છે. બાકી આપણે તો ઉપર કહ્યું તેમ તમોગુણમાંથી રજોગુણમાં જઇએ ત્યારે સત્ત્વગુણની વાત પણ કરાય.

ભૂખે મરતો કળકળતો ભીખ માગતો-અન્ન માગે કે સ્વરાજ્ય માગે-નિર્માલ્ય કંગલો પામર ભક્તિ શું કરી શકશે, કર્મ પણ શું કરશે, અથવા યોગ શું કરશે તેમ જ્ઞાન પણ શું મેળવશે? **बुभुक्षितः किं न करोति पापम्** । માટે શુદ્ધ અંતઃકરણથી પોતાનું અંતર તપાસી, અર્જુન જેવી મર્દાનગીની સજ્ઞાન ભક્તિ થાય તોજ દિવસ વળે.

પૂર્વના આચાર્યો પ્રમાણે આચાર્યશ્રીયે પણ ઘણાં પરાક્રમો કર્યા છે વિજયનગરના રાજા કૃષ્ણદેવજીની સભામાં સ્માર્તોને જીત્યા હતા એમ કહેવાય છે. લક્ષ્મી અને શારદાને, આર્યાવર્તમાં તો શોક્યો જેવું હોવાથી શત્રુવટ જેવું છે, એ પ્રત્યક્ષ અનુભવની વાત છે આચાર્યશ્રીની દૃષ્ટિ પણ વિશાળ હતી; ગમે તેવાને પણ પાવન કરતા. **અકબર** બાદશાહની બેગમની હકીકત પ્રથમ લખવામાં આવી છે તે જ ધોરણ સમજવાનું છે. (પ્રસિદ્ધ આર્યધર્મના શત્રુ મુગલ બાદશાહની સેવા સંબંધમાં જુઓ શ્રીનાથજીના અધિકારીજી ચરણદાસજીની **श्रीनाथजीकी प्रकट वार्ता** પાનું ૪૧).

હવે આ ચારે સંપ્રદાયો એકમેકને મુકાબલે કેવી રીતે છે તેનું સમગ્રપણે ઉપસંહારના રૂપમાં નિરીક્ષણ કરીએ.

ચારે આચાર્યો એક રીતે મોટા સુધારકો હતા; પતિત તથા

અનાર્યોને પણ શરણે લઈને અભેદ બતાવ્યો છે. સંસારનાં બંધારણ માટે વર્ણાશ્રમ સખ્ત રીતે પાળતા પણ અંદરથી અભેદ હતો. કેટલાએક એમ તર્ક કરે છે કે પ્રાચીન કર્મ માર્ગ—યજ્ઞ યાગાદિ-શિથિલ થઇ ગયો હતો. તેમાં સમયને લઈને યજ્ઞને ઠેકાણે મૂર્તિ-પૂજાની ભાવના વધી; આ મૂર્તિપૂજામાં આગળ કહ્યું તેમ શ્રીરામાનુજાચાર્યના વખત સુધી પંચાયતન દેવમાં ઘણે ભાગે શિવ પ્રધાન હોવા જોઇએ. જન્મેજય રાજાના વખત સુધી યજ્ઞાદિ કર્મો પ્રધાન હતાં, તથા ત્યાં સુધી 'ક્ષત્રિય' નામ પણ ખરૂં. રજપુત નામ પડયું તેની જરા અવલના અરસામાં યજ્ઞાદિ કર્મોની શિથિલતા બૌદ્ધ અને જૈનના પ્રબળથી થએલી હોવી જોઇએ રજપુ ાએ શંકરાચાર્યના સમયથી પાછી સતેજ કરી, અને બૌદ્ધોની હરિફાઇમા ભવ્યતા પામી. આગળ અનેક વખત કહ્યું છે તેમ તે વખત તથા તેની અવલ વિષ્ણુ પૂજાતા હતા, પણ ત્યાં સુધી શિવપૂજનનું ગૌરવ વધારે હોવું જોઇએ પ્રાચીન મૂર્તિપૂજા આ પ્રમાણે શત્રુની હરિફાઇમાં ઉલટી વૃદ્ધિ પામી. મૂર્તિમાં મૂળ શિવ અને પાછળથી સદાશિવ અગર કહો કે એકલી 'શક્તિ' વિસ્તાર પામી આ પ્રમાણે રજપુતોના યુદ્ધ ઉત્તેજક દેવ શિવ અને કાલિ અનુકૂળ થયાં. આગળ ટીકા કરી છે તેમ 'મોદક પ્રિય' બ્રાહ્મણોએ અનુકૂળતા પ્રમાણે રચનાઓ કરી; શંકરાચાર્યે મૂર્તિપૂજાનો પુનરૂદ્ધાર કર્યો તેથી કદાચ શિવ અને અદ્વૈત એકત્વ પામતાં હોય।

હવે આ શિવપૂજનમાં આગળ કહ્યું તેમ ભૈરવ અને કાળિ પૂજનના વિકાર થવાથી ધર્મની ગ્લાનિ થતી જોઈને શ્રીરામાનુજાચાર્યે વિષ્ણુ ભક્તિ વિસ્તારી. તેઓશ્રીએ જોયુ કે જો મૂળમાથાજ નહિ પકડીએ તો ધર્મ ઠેકાણે નહિ આવે, કેમકે શિવપૂજન અને અદ્વૈત બંને વિકૃત થઇ ગયાં હતાં. તે વખતના જનસમાજ, તેમાં પણ શાંત અને વણિકવૃત્તિવાળા વૈશ્ય વર્ગને શિવ-તત્ત્વ અગર તે

તત્ત્વના વૈરાગ્ય ઉપર તેમ શિવપૂજનની વિધિ અગર ઉપાસનાની વિકૃત પદ્ધતિ ઉપર પ્રેમ થઇ શકેજ નહિ, તેથી ખાસ વિષ્ણુપૂજન આગળ આવ્યું. બ્રાહ્મણોએ સમયસૂચકતા વાપરી અને વિસ્તાર વધાર્યો. આચાર્યશ્રી વિષ્ણુના બધા અવતારોને પૂજનીય ગણતા; પરંતુ ખાસ ઉપાસના લક્ષ્મીનારાયણની હતી, તથા તે સાથે રામચંદ્રજીનું સત્વગુણમય સ્વરૂપ વિશેષ પ્રિય હોય એમ લાગે છે. બાદ કંઇક વખત પછી વિષ્ણુસ્વામીએ બાળમુકુંદનું સ્વરૂપ દાખલ કર્યું, અને વલ્લભાચાર્યશ્રીએ ગોકુળ વૃંદાવનનું કૃષ્ણસ્વરૂપ દાખલ કર્યું.

આ પ્રમાણે રામાનુજાચાર્યશ્રીના વખતથી શિવપૂજન મંદ થઇને વિષ્ણુપૂજન વધ્યુ; તે શિવપૂજન પાછું મરાઠાના ઉત્કર્ષ સમયમાં કાંઇક ઉત્તેજીત થયું હોય એમ લાગે છે.

શ્રીશંકરાચાર્યને 'પ્રચ્છન્ન બૌદ્ધ' નો ખિતાબ કોઇ તરફથી મળે છે, પરંતુ રામાનુજાચાર્યને 'પ્રચ્છન્ન અદ્વૈત' નો ખિતાબ મળતો નથી, કેમકે તેઓએ પોતેજ અદ્વૈતનો ખિતાબ જાળવી રાખ્યો છે, માત્ર 'વિશિષ્ટની' ઉપાધિ લગાડી.

આ બંને સંપ્રદાયોમાં પડતો વિક્ષેપ દૂર કરી ઐક્ય કરવા જેમ મધ્વાચાર્યે શ્રમ લીધો હતો એમ કહેવાય છે તેમ રામાનુજાચાર્યના શિષ્ય રામાનંદે પણ બહુ મહેનત કરી પણ ફાવ્યા નહિ એમ કહેવાય છે. વૈધેયી ભક્તિને બદલે રાગાનુગા ભક્તિનું ભાન વલ્લભાચાર્યે ગુજરાત માળવામાં કરાવ્યું, અને બંગાળમાં તો ગૌડ સંપ્રદાયે કમાલ કરી છે. આ ગૂઢ રસભાવ માટે વસંતમાલિકા જેવા ઘણા ગ્રન્થો સંસ્કૃતમાં છે.

આ ચાર સંપ્રદાયોમાંથી ત્રણ વૈષ્ણવ અને એક સ્માર્ત છે; જો કે મૂળ 'સ્માર્ત' માં વૈષ્ણવ પણ આવી જાય છે; કેમકે સ્માર્તો પણ વિષ્ણુ પૂજન કરે છે. પંચાયતન દેવની પૂજા તે જ સ્માર્ત પૂજા

ત્રણેનો અદ્વૈત સાથે તેમ અંદર અંદર પણ વિરોધ છે. માત્ર બારીક દૃષ્ટિથી જોનારને વિરોધાભાસજ દેખાશે: કેમકે 'અદ્વૈતનો કહેવાતો માયાવાદ—જેમાં એક બ્રહ્મજ સત્ય કહીને ઇષ્ટ માટે દુરાગ્રહ નથી તે માયાવાદના 'માયા' શબ્દ ઉપરજ ઝઘડાનું મૂળ છે. શંકરાચાર્યે પોતાનો અદ્વૈત મત તે પ્રસંગે સ્થાપન કરવામાં, પાછળના આચાર્યો ન હતા તે વખતમાં પણ બીજા મતોમાં ખામીઓ બતાવી અદ્વૈત સિવાય પાખંડી મત માત્રનું ખંડન કર્યું છે આ ખંડનમાં મુખ્ય શસ્ત્ર 'માયા' છે, એ માયાનું ખંડન પાછળના આચાર્યોએ કર્યું ખરૂ પરંતુ 'પ્રચ્છન્ન બૌદ્ધ' માફક તેનુ સ્વરૂપ હરેક પ્રકારે પણ સ્વીકાર્યું છે.

શંકર જગતને બ્રહ્મરૂપે સત્ય, બાકી મિથ્યા કહે છે, રામાનુજ જગતને બ્રહ્મનું શરીર કહીને સત્ય કહે છે, અને વલ્લભ જગતને સાચું કહી સંસારને માયારૂપ કહે છે. આ માયાનું ખંડન પ્રથમ શ્રીરામાનુજાચાર્યે કર્યું, તેના અનુયાયીઓ આગળ વધીને શંકરને શઠપણું અર્પે છે, મધ્વને મૂર્ખપણું અર્પે છે, અને વલ્લભને અવૈદિકપણું અર્પે છે. પોતાની તપ્ત મુદ્રા સામે તમામનો વિરોધ છે, પરંતુ પોતે પ્રતિપાદન કરે છે. મધ્વનો પ્રચાર ગુજરાતમાં દેખાતો નથી એટલે તે બદલ બહુ જોવાનું નથી, પરંતુ મધ્વ માટે ખાસ કોઇને બહુ માન દેખાતું નથી. અવતારી ગૌરાંગ પ્રભુજ તેની શાખા કાઢીને પણ જુદા પડયા!

વલ્લભી સંપ્રદાયના અનુયાયીઓ ઇતર તમામ સંપ્રદાયોને અપૂર્ણ કહીને પોતાનો મત શ્રેષ્ઠ કહે છે, અને ભક્તિમાં મર્યાદા માટે અવકાશજ નથી એમ કહે છે. મધ્વ માટે એકંદર માન નથી, તેના કારણમાં જણાવે છે કે દ્વૈતભાવ તો પ્રત્યક્ષજ છે, તેમાં પછી જ્ઞાન અગર શાસ્ત્ર અગર તર્ક અગર આધારની શી જરૂર છે? આના સંબંધમાં એક એવી વાત ચાલે છે: કે એક સમર્થ વિદ્વાન મુખ્ય

મતના, દિગ્વિજય કરવા નીકળ્યા હતા, તે કાશીમાં જઇ પહોંચ્યા. અપૂર્વ વિદ્વાન હોવાથી તેમને કોઇ જવાબ આપી શક્યા નહિ. પછી બધા પંડિતો એક અનુભવી, વૃદ્ધ અને વાનપ્રસ્થ જેવા મહાત્મા પાસે ગયા, અને સભામાં પધારવા વિનંતિ કરી. તેઓશ્રીએ ના પાડી, પરંતુ બધાઓએ અતિશય આગ્રહ કરી ત્યારે છેવટ કબુલ કર્યું; સભા ભરાયા બાદ શાસ્ત્રાર્થ ચાલતાં દરમિઆન તેમના સંકેત પ્રમાણે એક ધોબી આવ્યો, તેને પેલા મહાત્માએ ઉઠીને પગે લાગીને કહ્યું કે "પધારો પ્રભુ, તમો તો સાક્ષાત્ ઇશ્વર છો." ત્યારે ધોબી બિચારો ગભરાયો અને કહે કે "મહારાજ આ શું બોલો છો? હું તો ધોબી છું, હું તે પરમેશ્વર હોઇ શકું? તમે આમ કેમ બોલો છો?' પછી હજામ, ઘાંચી એમ વારા ફરતી આવ્યા, તેમની સાથે પણ તે જ વિધિ કરવામાં આવી એટલે પેલા દ્વૈત પંડિત ગુસ્સે થઇને કહે કે "આ શું કરો છો? શાસ્ત્રાર્થને બદલે આ ચેષ્ટા શી માંડી છે? પરાજય કબૂલ કરો, અને કબૂલત લખી આપો," ત્યારે પેલા અનુભવી મહાત્મા બોલ્યા કે "પ્રથમ આ ધોબી હજામ વગેરેથી આપનો પરાજય કબૂલ કરો, પછી વાત." પંડિત કહે કે "એ શું"? ત્યારે તેઓ કહે કે "આ ગૃહસ્થો શાસ્ત્રનું કાંઇ જાણતા નથી છતાં દ્વૈતભાવ જાણે છે, તો પછી તમે વીસ પચીસ વર્ષ અભ્યાસ કરીને અથાગ શ્રમ લઇને વધારે શું શીખ્યા અગર સમજ્યા? શાસ્ત્રના અભ્યાસ વગરના આ લોકો દ્વૈત છે, તો પછી તમારૂં શું પરાક્રમ? પ્રથમ તમે તે પરાજય કબૂલ કરીને લખી આપો, પછી અમારી વાત." મતલબ કે પ્રત્યક્ષ છે તેને માટે શાસ્ત્રાર્થ શા માટે? આ પ્રમાણે પરસ્પર બારીક ભેદ છતાં આખર બધા એકજ છે એમ સહજ સમજી શકાશે.

ત્રણ 'ગગ્ગા' ની ગોળી છે. ઘી, ગોળ અને ઘઉં, એમ ત્રિમૂર્તિ, ત્રિગુણ તેમ અનેક ત્રિગુણાત્મક ભેદને લઇને ભેદ દેખાય છે.

એ ત્રણુમાં મિષ્ટાન્ન મરજી પ્રમાણે બનાવો, બાકી વસ્તુ તેની તે જ છે. શુદ્ધ બુદ્ધિથી વસ્તુસ્વરૂપ જોવામાં આવે તો સમભાવ રહે અને પ્રેમવૃત્તિ જાગે, કેમકે બધાજ મત અધિકાર પરત્વે ખરા છે.

૧૯૦૧ ના વસ્તીપત્રકના *નિવેદનમાં મુંબઇ ઇલાકામાં ૬૩૭૨૮૬૦૭ માંથી સ્માર્ત-શૈવ, ઉપરાત શાક્ત ૧,૩૩,૧૭૮ અને બીજા શૈવ ૨૭,૫૮,૫૦૧ હતા, લિંગાયત ૮,૭૦,૭૨૯ હતા, અને વલ્લભી ૮૦,૫૩૧, રામાનંદી ૧૦૦૦૦૦ અને બીજા વૈષ્ણુવો ૪૨૪૦૦૦ હતા.

આર્યાવર્તની તથા આર્યબંધુની અધોગતિ-ભલે જડવાદી શાસ્ત્રી ઉત્ક્રાંતિ કહે, પણુ ઉત્ક્રાંતિ તેઓની છે. એટલુજ સત્ય-દેખીને અદ્વૈત જ્ઞાનનો ફાંકો ધરાવવા છતાં પણુ અથાગ શોક થાય છે. ઇશ્વરના કૃત્યમા આવી ટીકા કરવી એ અયોગ્ય છે પણુ ઇલાજ નથી. હજારો વર્ષ ઉપર ઋષિઓ લખી ગયા છે તે પ્રમાણે બરાબર થતું આવે છે ને થશે એટલે હર્ષશોકનો અવકાશજ ક્યાં ? એક ઇશ્વરની ઇશ્વરી માયા આખા બ્રહ્માંડને ચલાવે છે, અને વ્યક્તિમાત્ર તેનાંજ સ્વરૂપો છે એટલે જે થાય છે તે તે જ કરે છે; તોપણુ ઉપનિષદ્ તથા ગીતા-જીમાં કહ્યા પ્રમાણે, વ્યક્તિમાં બે પક્ષીઓને સ્થાન આપી એકને ભોક્તા અને એકને સાક્ષી કહ્યો છે, અને તેનાજ ઉપર આ વૈષ્ણુવી, ને ખાસ દ્વૈત વૈષ્ણુવી સંપ્રદાયનું જોર છે. તે ઉપર જરા વિચાર કરતાં મન અને બુદ્ધિની પેલીપાર જઇ, એ યંત્ર ચલાવનારની જરા શોધ-ખોળ કરવામાં આવે તો મનુષ્યને કદાચ ચમકારો થઇ શકે કે

---

* નિવેદન લખનાર મી એન્થોવન સ્માર્ત અને શૈવ એક ગણે છે એમ દેખાય છે, પણુ તે બરાબર નથી; વૈષ્ણુવ જુદા પાડયા છે એટલે સ્માર્ત-શૈવનો અર્થ એજ કે સ્માર્તપંચાયતનમાં શિવને પ્રધાન ગણી પૂજા કરનારા હોવા જોઇએ.

બુદ્ધિની પેલીપાર કોઇ ચેતન છે, ને તેનીજ ઇચ્છા તથા આજ્ઞા પ્રમાણે બધું સૃષ્ટિનું કારખાનું ચાલે છે,-પિંડનું અને બ્રહ્માંડનું આ વાત જડશાસ્ત્રમાં આવી શકે તેમ નથી. કેમકે પાશ્ચાત્ય 'મોનિઝમ્' અદ્વૈતતત્ત્વ છતાં ફક્ત જડમાંજ માણે છે. સંતસાધુ તથા ઋષિ, મુનિ, ભક્ત, યોગી, જ્ઞાની અને સંન્યાસી વગેરેના પ્રત્યક્ષ અનુભવ તથા તે સંબંધીનાં શાસ્ત્રોથીજ તેનું અસ્તિત્વ સમજાશે. પુરુષાર્થનું અભિમાન મૂકીને ઇશ્વરના મુખત્યાર તરીકે જે પુરુષાર્થ કરવામાં આવે તોજ કાંઇ પરિણામ જણાય, કેમકે આ પ્રવૃત્તિના જમાનામાં પ્રવૃત્તિ સિવાય તો કોઇ પણ પ્રજા ક્ષણભર ટકી ન શકે, માત્ર તે પ્રવૃત્તિ તે સજ્ઞાન થવી જોઇએ. જો પ્રભુએજ અધોગતિ નિર્માણ કરી હશે તો પ્રભુએ તેનીજ અંદર ઉન્નતિનાં અંકુર પણ મૂક્યાં છે, ને તેથીજ પુરુષે તેની શોધખોળમાં પુરૂષાર્થ કરવો જોઇએ, અને તેના આદેશ પ્રમાણે તેના થવાનું અગર જે કાંઇ કરવાનું હોય તે કરવું; પરંતુ પ્રભુનોજ કાયદો છે કે જેવી ભાવના તેવું ફળ! **अहंब्रह्मास्मि** નું બળ ઘટ્યું અને **दासत्व**નું વધ્યું છે; તે સાથેજ ઇશ્વરના દાસ તો ક્યાંથી થવાય પણ મનબુદ્ધિ ઇંદ્રિયોના અને પરદેશીના દાસ થવા માંડ્યા એ પ્રત્યક્ષ છે. સંપ્રદાયો પ્રસંગને લઇને પ્રભુની ઇચ્છાથી થયા ને તે જ પ્રભુની ઇચ્છાથી વિકાર થઇને દુરૂપયોગ થયો. સેંકડો પંથો નીકળ્યા! અરસ્પરસ અજ્ઞાનીઓનો દ્વેષ! સંસારીમાં તેમજ સાધુ સંન્યાસીમાં!

બચવાની બારી હવે ક્યાં ખોળવી! પ્રસંગને લઇને સંપ્રદાયો થયા, પણ હવે તે પ્રસંગ રહ્યા નથી, -બીલકુલ બદલાયા- છે; તો આ નવા સંજોગો જોતાં પોતાનો ઇશ્વર તથા પોતાનો ખાસ ધર્મ તે ખાનગી બાબત રાખીને, ફક્ત આર્યબંધુ તથા આર્યાવર્તની ઉન્નતિ માટે બધાંનેજ સંપીને ઉદ્ધાર કરવાનો સંકલ્પ થાય તોજ આશા છે. વાસ્તવમાં તો કોઇ પણ સંપ્રદાયમાં સેંકડે પાંચ ટકા-સત્યજ્ઞાન-

વાળા સાચા દિલના શુદ્ધ અંતઃકરણ તથા ચારિત્ર્યવાળા હશે; બાકી જ્યાં માત્ર પોતાનું સારૂં શ્રેષ્ઠ કહી બીજાને ઉતારી પાડવામાંજ ધર્મ સમજે ત્યાં શો ઉપાય ? વ્યાસ ભગવાને પુરાણોમાં મુખ્ય પાંચ દેવને ઉપાસ્ય ગણીને કાર્યકારણના મુદ્દાને લીધે, રૂચિના ભેદને લીધે, બધાની ઉપાસના કહી ને પાછા અરસ્પરસ તેમને ભક્ત તથા દાસ કહેલા છે, તેનો અર્થજ ' અભેદ ' !

વળી વાસ્તવમાં કર્મ જ્ઞાન અને ભક્તિમાં પણ ગંભીરતાથી જોતાં ' અભેદ ' છે; કર્મ વગર જ્ઞાન કે ભક્તિ નહિ, ભક્તિ વગર કર્મ કે જ્ઞાન નહિ, અને જ્ઞાન વગર કર્મ કે ભક્તિ નહિ; ત્રણેમાં જૂદા જૂદા શબ્દોમાં એકજ વસ્તુનો સાક્ષાત્કાર છે: કર્મયોગમાં સર્વ કર્મના અવ્યક્ત અધિષ્ઠાતા તરીકે કાર્ય કરી રહેલી દિવ્ય શક્તિનો, ભક્તિયોગમાં સર્વ પ્રાણી અને મનુષ્યને પ્રેમથી ચાહી શકે એવી ભાવનાનો તથા તેના માલીકનો, અને જ્ઞાનયોગમાં શુદ્ધ કિંવા સત્ય અસ્તિત્વ—આત્મા—બ્રહ્મ—પરમાત્માનો.

આ રહસ્ય નહિ સમજવાથી, એક પક્ષ પકડી પોતાના ઇષ્ટને શ્રેષ્ઠ કહી બીજાને દાસ અથવા ભક્ત કહીને—પછી કોઇની દાનત ગમે તેટલી શુદ્ધ હોય તોપણ—બીજાઓને પોતાના ઇષ્ટનું અપમાન માનવાનું કારણ આપવાથી શું હાંસલ થાય છે તે સમજાતું નથી. પોતાનું ખરેખરી રીતે મંતવ્ય હોય કે બીજા બધાના દેવ પોતાના દેવના દાસ છે તોપણ તેને પ્રકટ કરી અથવા ગાઇ બતાવીને બીજા ઉપાસકોની લાગણી દુઃખવવાથી શું ફળ ? કેવળ ક્લેશ કે બીજું કાંઇ ? સ્માર્ત અને વૈષ્ણવો વચ્ચેનો વિરોધ જુઓ ! સંભારી કરતા વળી સાધુ સંન્યાસીમાં ' શંભુદળના ગોસાંઇ તથા વિષ્ણુદળના સાધુ વચ્ચેનો દ્વેષ જોતાં તો હિંદુ મુસલમાનનો દ્વેષ પણ ભૂલાશે. વિદ્વાન સંસ્કારી ઇસ્લામી અથવા ખ્રિસ્તી, પાંચે દેવને સરખા ગણશે, ને બધાને જ્ઞાનદૃષ્ટિથી પ્રસંગે માન આપશે; પણ આ બિચારા

પતિવ્રત ભક્તો તો પોતાના ઇષ્ટ સિવાય બધાનેજ તુચ્છ ગણશે! આશ્ચર્ય એ છે કે આ ભાવના સિવાય શું ઇષ્ટની ભક્તિ નહિ થઇ શકતી હોય? સંપ્રદાયોના આધુનિક નેતાઓ કેવળ સ્વાર્થની ખાતર અંતઃકરણ વિરૂદ્ધ પણ પાદરીઓ જેવો ધંધો લઇને રાગદ્વેષ પેદા કરે તો પરિણામે આર્યત્વ તથા આર્યાવર્તનુંજ બગડે!

સમ્પ્રદાયના વાડામાં બરાબર રહેવું હોય તો ઠેઠ મૂળ આચાર્યનો શક્તિસંચાર પ્રાપ્ત કરી જમાનાને અનુસરીને ચરિત્ર શુદ્ધ રાખી, સર્વ ઉપર પ્રેમ રાખીને પોતાનો કુળધર્મ ભલે પાળવામાં આવે.

વાસ્તવમાં ઇષ્ટ અપ્રકટજ જોઇએ. માત્ર પોતાના ઇષ્ટની ઉપાસનામાં બીજા ચારને તુચ્છ ગણવાનો રિવાજ મૂકી દેવામાં આવે, અને માત્ર પોતાનાજ ઇષ્ટમાં ડુબીને આનંદમાં નિમગ્ન રહેવાય તો શું ન ચાલે? હલકામા હલકા મનુષ્યની અગર પશુની નિંદામાં પણ મહાન જોખમ છે, તો પછી શ્રુતિ, સ્મૃતિ, તથા પુરાણોએ મંજુર કરેલા પાંચ દેવમાંથી કોઇ એકની પણ તોછડાઇ કરવામાં આ લોક અને પરલોક બંનેનું કેટલું બગડે તેનો ખ્યાલ કરવો બસ છે. આ લોકનું તો બગડવું પ્રત્યક્ષ દેખીએ છીએ; પરલોકની તો પ્રભુનેજ ખબર! ઇષ્ટ ધામ લેવા જતાં શું મળે તેની પણ પ્રભુનેજ ખબર! અસ્તુ.

સામાન્ય રીતે કહેવામાં આવે તો દરેક વ્યક્તિ, સમષ્ટિનું અંગ છે, અને પોતાનો ઇષ્ટજ દરેક વ્યક્તિમાં છે એજ ખરૂં વ્યવહાર વેદાંત છે; માટે કોઇ પણ પ્રાણીનું દિલ દુભાય એવા વર્તનથી દૂર રહેવામાં આવે, અને સર્વ પ્રત્યે પ્રેમ બતાવવામાં આવી પોતાના કુળાચાર પ્રમાણે પોતાના ઇષ્ટની ભક્તિમાં નિમગ્ન રહેવામાં આવે તોજ બીજા સાથે પોતાનો પણ ઉદ્ધાર થશે. એક વ્યક્તિ એકલીનો ઉદ્ધાર કેમ થઇ શકે? પ્રભુજ બધામાં છે માટે બધાનુંજ કલ્યાણ ઇચ્છવું જોઇએ; શાસ્ત્રનો મર્મ તો આમ લાગે છે, પછી મરજી!

આ ચાર સમ્પ્રદાયોનું વિવેચન બંધ કરતા પહેલાં, તેમાં વસ્તુતઃ ભેદ નહિ છતાં, દેખીતા ભેદ સમજવા માટે જેટલું કહીએ તેટલું ઓછું છે, કેમકે તેના વિકારમાંથીજ આર્યધર્મની અધોગતિ થાય છે એમ કહેવાને હરકત નથી; માટે પુનરૂક્તિનો આક્ષેપ સ્વીકારીને પણ તે વિષે સત્યના શોધનને માટે બે બોલ વિશેષ કહીશું.

વાસ્તવમાં તો માણસ માત્રને પોતાની સ્વાભાવિક વૃત્તિને અનુસરીનેજ દરેક બાબતમાં પ્રવૃત્તિ થાય છે શાંકર મતમાં બુદ્ધિનો અપૂર્વ ખેલ છે, અને તેથી સ્વતંત્રતા ઘણી છે, તેથી એ એ વૃત્તિવાળાને શાંકરમત અનુકૂળ પડે એ સહજ છે. તેવી વૃત્તિવાળાઓમાં ઘણે ભાગે બ્રાહ્મણ તથા ક્ષત્રિય હોઇ શકે. વૈશ્ય અને શુદ્રવૃત્તિ કંઇક પરતંત્રતાપ્રિય, અને વ્યવહાર સિવાયની આવી તાત્ત્વિક ઝીણી ગલીકુંચીઓમાં જરા મંદ હોય છે, એટલે તેવી વૃત્તિવાળાને પરતંત્રતા–દાસ–ભાવજ અનુકૂળ પડે એ સ્વાભાવિક છે. હવે અંદરનું રહસ્ય તપાસીએ.

શંકરના અદ્વૈતનો અધિકારી, શંકરે સંન્યાસીને કહેલો છે. તે જ પ્રમાણે ઉપનિષદ્ પણ કહે છે. ( જુઓ **बृहदारण्यक उपनिषद्** ૪–૪–૨૨ તથા ૩–૧–૧૨, તેમ **कौशितकी उपनिषद्** ૨–૧૭ ). આ સંન્યાસનો અર્થ ગીતાના સંન્યાસ જેવો સમજવાનો છે. બંગાળાના ગૌડીયા સંપ્રદાયમાં પણ છેવટની કોટિ સંન્યાસનીજ છે. માત્ર વલ્લભી સંપ્રદાયમાં તેવી કોટિ સ્પષ્ટ દેખાતી નથી, પરતુ પ્રેમમાર્ગમાં સંન્યાસ જુદા પ્રકારનો પણ હોવાનો ખરો.

ઉપનિષદ્‌ના **अहंब्रह्मास्मि** ઉપર શંકરનો ખાસ ઝોક છે; તેમ ઇસ્લામી સુફીનો 'અનલહક', અને પારસીના ' અહમીયદ અહમી મઝદાઓ ' એટલે હું તે તે જ હું ( I am that I am ), અને તે જ તત્ત્વ બાયબલના નવા કરારમાં જીસસક્રાઇસ્ટ કહે છે કે ' હું તે

મારો પિતા એક છે.' એ વાક્યમાં છે., આજ તત્ત્વ પ્રકારાન્તરે જુદા જુદા સ્વરુપોમાં આ ચારે ધર્મો તથા બીજા ધર્મોમાં પણ દેખાશે.

અદ્વૈતમાં દ્વૈતનો વિરોધ હોઇ શકેજ નહિ; અદ્વૈત પરમાર્થરૂપે, અને દ્વૈત તે તેનો 'ભાવ', અને તેથી એક વિભાગ છે. ઉપનિષદોમાં **एकमेव अद्वितीयम्** છે, તેમજ **तत् तेजोऽसृजत** છે, એટલે કે અદ્વૈતનું કાર્ય તે જ દ્વૈત. અદ્વૈતની ઝાંખી વ્યવહાર દૃષ્ટિથી કરવામાં મૂર્છા તથા સમાધિ જેવાં કંઇક સાધન કહી શકાય. વળી દ્વૈતવાદીઓનો અંદર અંદર પણ ભેદ છે. સાંખ્ય, નૈયાયિક અને વૈશેષિક. એમ આ તત્ત્વના સિદ્ધાંતોમાં પણ ભેદ. સાંખ્ય પ્રમાણે, જે વસ્તુ થાય છે તે પહેલાં તેનો 'ભાવ' હતો, ને પેલા બે કહે છે કે 'અભાવાત્મક'–'અવિદ્યમાન'–વસ્તુમાંથી 'ભાવાત્મક'–'વિદ્યમાન'ની ઉત્પત્તિ છે પ્રાચીન તત્ત્વોમાં પણ જ્યારે આ પ્રમાણે ભેદ હોય ત્યાં પછી સંપ્રદાયોમાં હોય એમાં શું આશ્ચર્ય ?

શંકરના માયાવાદ તથા 'મિથ્યા' નું પાછળના આચાર્યોએ ખંડન કર્યું છે, તે વિષે પુષ્કળ વિવેચન થઇ ગયું છે. જે અર્થ પાછળથી થયા છે તેનું તો ખંડન શંકરે અનાયાસે બૌદ્ધોના ખંડનમાં ક્યારનુંએ કરી નાંખ્યું છે. 'મિથ્યા' તે બૌદ્ધોનો અત્યંતાભાવ નહિ, એ સંબંધમાં બ્રહ્મસૂત્ર ૨–૨–૨૫ ના ભાષ્યમાં સારી પેઠે થયું છે; તેમાં અંતરબાહ્યસૃષ્ટિનું સત્યત્વ સાબીત કરીને શૂન્યત્વનું ખંડન કર્યું છે. પ્લેટોનો કલ્પનાવાદ (Idealism) તે જ ઉપનિષદ્‌નું 'વાચારંભણ' (જુઓ **छांदोग्य उपनिषद्** ૬–૧–૪), ને તે જ શંકરનું 'મિથ્યા'; પ્રકારાન્તરે એ તત્ત્વ સર્વમાં દેખાય છે.

ચાર સંપ્રદાયના ચાર વાદ છે, વિવર્તવાદ, પરિણામવાદ, આરંભવાદ અને અવિકૃતપરિણામવાદ; તેમાંથી પ્રથમનું બીજાએ વિશેષમાં શ્રુતિ બળથી ખંડન કર્યું, ત્રીજાએ ન્યાય તથા વ્યાકરણથી

કર્યું, અને ચોથાએ લીલા તથા વ્યાકરણથી કર્યું છે. ચારેમાં સામાન્ય તત્ત્વો નીચે પ્રમાણે દેખાય છે. વેદનું પ્રમાણ, વિષયવાસનાત્યાગ, ઇન્દ્રિયદમન, વિવેક, વૈરાગ્ય, એક નિષ્ઠા, જીવનો ઉદ્ધાર, અને શ્રુતિ સ્મૃતિ કલ્પસૂત્ર પુરાણ ઇતિહાસને અનુસરીને કર્મ ભક્તિ અને જ્ઞાન અનંત કાળ પર્યંત શુદ્ધ નિરંતરનું સુખ વગેરે છે; ભેદ મુખ્યત્વે માત્ર જીવ બ્રહ્મનો પડે છે; કાળ, સ્થળ, અને પરિસ્થિતિની બહાર કાંઇ વસ્તુ હોય તો તે 'નિત્યાનંદ' છે, એ તત્ત્વ સર્વમાન્ય છે; બ્રહ્મ, કાળ અને સ્થળની પાર છે; તેમ શ્રુતિ પણ અપૌરુષેય હોવાથી તેવી છે, અને તેથીજ બ્રહ્મને શ્રુતિજ સમજાવી શકે એ વાત પણ સર્વને માન્ય છે. શંકરના સિદ્ધાંતમાં દેહ ભાવે 'દાસ', જીવ ભાવે 'અંશ', અને ઇશ ભાવે 'બ્રહ્મ', એ સિદ્ધાંતમાં સર્વ સંપ્રદાયોનું રહસ્ય આવી જાય છે.

શ્રીરામાનુજાચાર્યે જે ખુલાસા બુદ્ધિથી કર્યા છે, તે બાબતોમાં હજી અર્વાચીન પાશ્ચાત્યો પણ ગુંચવાય છે; જેમ કે જ્ઞાન સવિશેષ કે નિર્વિશેષ, આપણને જાતિનું જ્ઞાન છે કે વ્યક્તિનું, જ્ઞાતા, જ્ઞાનનું વિશેષણ છે કે જ્ઞાન, જ્ઞાતાનું વગેરે. ચારે સંપ્રદાયોમાં આ બધા ખુલાસા છે, પરંતુ રામાનુજાચાર્યે ઉત્તમ વિવરણ કર્યું છે. ચારે સંપ્રદાયોમાં એકંદર જોતાં અધિકાર પરત્વે સર્વ બાબતોના ખુલાસા સમર્પક છે.

આ પ્રમાણે તમામ આચાર્યોએ પોતાના મતના સમર્થન માટે પોતાના વલણ પ્રમાણે લોકરુચિ જોઇને અર્થ કર્યા છે, અને તેથી સ્થળ સમય તથા અધિકાર પરત્વે ઉત્તમ છે. પ્રથમના સૂત્રના પ્રથમના શબ્દ અથાતોઃજ અર્થ કરવામાં બધા સંપ્રદાયની મઝા સમજાય તેમ છે. બ્રહ્મ-ઇશ-જીવ-જગત્ તથા મોક્ષ એ પાંચેની બાબતમાં બારીક બારીક અંદર અંદર ભેદ છે; શંકરમાં દાસ્યભાવ ખરો છે; પરંતુ તે 'જીવ' ભાવમાંજ, બીજા મતોમાં જીવ અણુ રૂપે દાસ્ય

ભાવ અંત સુધી સતત્ રાખે છે, અણુ જીવ તે બ્રહ્મનો 'વિભુભાવ' અનુભવી શકે, પરંતુ અણુત્વ અને દાસત્વ તો છુટવાનાંજ નહિં. શંકરનો, નિર્ગુણ નિર્વિશેષ બ્રહ્મ ઉપરનો ઝોક છે, અને બીજાઓનો સગુણ સવિશેષ ઉપર છે. શ્રુતિમાં બંને છે, એમ સર્વે કહે છે, પરંતુ માત્ર પોતાના મતને અનુસરીને સહજ સ્વભાવથી પક્ષપાત થઇ જાય છે, ખુબી એવી છે કે આ પક્ષપાત ન થાય તોપણ દરેક મતને સમર્થન આપનાર વાક્યો પ્રસ્થાનત્રયીમાથી નીકળી આવે છે, તો પછી અમુકજ અર્થ ખરો એમ આગ્રહ શા માટે જોઇએ ?

શંકર, દશ્ય માત્રને બ્રહ્મજ કહે છે, અને તે સર્વ દશ્યનો માલીક ઇશ્વર, તે માયાના આશ્રયથી કર્તા–ભર્તા અને સંહર્તા કહેવાય છે, પછી તે ઇશ્વરને ગમે તે નામ આપો તે બદલ આગ્રહ નથી; અને બીજા આચાર્યોમાંથી કોઇક કહે છે કે બ્રહ્મની એવી શક્તિજ છે, ને કોઇ કહે છે કે તે જ લીલા; વળી કોઇ કહે છે કે સગુણ તે ઉત્તમ દૈવીગુણ યુક્ત, અને નિર્ગુણ તે પ્રાકૃત લૌકિક ગુણ રહિત, એમ કહે છે.

બ્રહ્મમાં નિર્દયપણું તથા પક્ષપાત કિંવા અન્યાયીપણું ના આવે તેટલા માટે આ બંને પક્ષો અનેક યુક્તિઓ કરે છે, ને તેથી એક પક્ષ તેને અલગ રાખે છે, અને બીજો પક્ષ બીજી રીતે ઉપર કહ્યું તેમ જાત જાતના ખુલાસા કરે છે.

આ ધોરણે 'જીવ' નો બ્રહ્મ સાથેનો સંબંધ પણ સમજવાનો છે. શંકરનો ખુલાસો સરળ અને કડાકુટ વગરનો બહુ સાહસ ભરેલો છે, આત્મા–બિંબ પંડિતોની ભાષામાં કહીએ તો જીવ, પ્રતિબિંબ–આભાસ વગેરે કહે છે. બીજા આચાર્યોને, જીવને બ્રહ્મનો 'અંશ' કહીને, બ્રહ્મનું શરીર કેવું છે, તથા તેમાંથી જીવ કેવી રીતે પ્રકટે છે, કેવી રીતે રહે છે, અને કેવી રીતે અદશ્ય થાય છે, તે

સમજાવવા અનેક યુક્તિઓ કરવી પડી છે, સૂત્રમાં 'અંશ' શબ્દ છે, અને વેદમાં 'પાદ' શબ્દ છે. ભટ્ટભાસ્કર વસ્ત્રના તંતુની ઉપમા આપે છે, એટલે કે જીવને બ્રહ્મથી 'ભિન્નાભિન્ન' કહે છે; ભિન્નત્વ છે તે 'ઔપાધિક' અને અભિન્નત્વ 'સાહજિક' કહે છે; રામાનુજ અને શ્રીકંઠ વિશેષ્ય અને વિશેષણનો સંબંધ કહે છે; નિંબાર્ક મતમાં અંશને 'શક્તિ' કહી છે; બ્રહ્મ શક્તિમાન અને જીવ તેની શક્તિ એમ કહે છે; મધ્વ મતમાં જીવાત્મા તે બ્રહ્મથી પુત્ર માફક ભિન્ન, અને વિષ્ણુના અવતારો તે બ્રહ્મના હાથ પગ માફક અભિન્ન કહેવાય છે. વિજ્ઞાનભિક્ષુના મત પ્રમાણે પિતાપુત્ર તથા અગ્નિતણખા માફક સ્વાભાવિક ભેદ તથા અભેદ કહે છે. વલ્લભ મતમાં પણ અગ્નિ તથા તણખાના સંબધની જેમ કહેવાય છે

આજ ધોરણે જગતના સબંધમાં પણ શંકર, જગતનું નિમિત્ત કારણ બ્રહ્મને અને ઉપાદાન કારણ અવિદ્યાને અર્પે છે, બીજાઓ બંને કારણ બ્રહ્મનેજ અર્પે છે. વ્યવહારમાં એકજ વસ્તુ આ બંને ન હોઇ શકે, પરંતુ બ્રહ્મ તો અલૌકિક તેથી તેમાં સંભવ હોઇ શકે એમ કહે છે. આ ઉપાદાનના સંબંધમાં નિંબાર્ક મત શંકર, રામાનુજ તથા શ્રીકંઠથી અલગ પડે છે; ભટભાસ્કર તથા નિંબાર્કમાં બ્રહ્મની શક્તિને ઉપાદાન કારણ અર્પે છે; મધ્વમાં પ્રકૃતિને ઉપાદાન કહી છે, વિજ્ઞાનભિક્ષુના મતમા પણ પ્રકૃતિ ખરી, પરંતુ તે બ્રહ્મથી અવિભક્ત કહે છે, વલ્લભ મત જીવાત્માના સંબંધમાં ઉપર કહ્યા મુજબ છે. શંકરનો 'પરિણામ' તે 'વવર્ત' રૂપે મિથ્યા, અને વલ્લભનો પરિણામવાદ તેમાં જગત્ સત્ય. શંકરે, બ્રહ્મને કંઇ પણ અર્પવાથી વિકારનો ભય અતિશય લાગવાથી, અવિદ્યાનું સાધન અલગ રાખ્યું છે, અને બીજા આચાર્યો બ્રહ્મને તેવા વિકાર અર્પવા છતાં પણ બ્રહ્મને અવિકૃત રાખે છે, કેમકે બ્રહ્મની તેવી અલૌકિક શક્તિજ છે એમ કહે છે. બ્રહ્મને ઉપાદાન કારણ

અ વાથી તેનામાં વિકાર થઇને અનિત્યપણા ઉપર જવાની ધાસ્તીથી દરેક આચાર્ય વાસ્તવમાં પરિણામવાદ માન્ય કરે છે, પરંતુ પોતાના મતના સમર્થનમાં ચિત્રવિચિત્ર યુક્તિઓ લગાડે છે. શંકરે તો વિવર્ત કહીને નિરાંત કરી, અને અવિદ્યાને તે કાર્ય સોપ્યું; પરંતુ આમ થવાથી ઇશ્વર અને જીવ વચ્ચેનો સંબંધ એક થવાથી ઉપાસ્ય ઉપાસકનો ભાવ ઉડી જશે અને ભક્તિ મંદ પડશે એવી બીકથી શૈવ તથા વૈષ્ણવાચાર્યોએ અનેક યુક્તિઓ કરીને બ્રહ્મનું અવિકારીપણું કાયમ રાખીને જગતને તેનું પરિણામ કહેલું છે. આ પ્રમાણે શ્રીકંઠ અને રામાનુજ બ્રહ્મને ચિદ્ચિદ્વિશિષ્ટ શરીરજ કહે છે; નિંબાર્ક તથા ભટભાસ્કર શરીરને ઠેકાણે બ્રહ્મની શક્તિ કહે છે. આ શક્તિ તે લગભગ શંકરની અવિદ્યા જેવી કહીએ તો ચાલે. વિજ્ઞાનભિક્ષુ પણ તેમની માફક પરિણામ નહિ કહેતાં બ્રહ્મનેજ અધિષ્ઠાન કહે છે, એટલે તે પણ શંકરની અવિદ્યા જેવુજ દેખાય છે; મધ્વ મત વલ્લભમત જેવો શુદ્ધ પરિણામવાદ છે; ભક્તિને ધોખો પહોંચવાની બીકથીજ ઉપર કહ્યા મુજબ બ્રહ્મનું અવિકૃતપણું કાયમ રાખીને આચાર્યોએ આ પ્રમાણે અલગ અલગ ખુલાસા કરેલા છે.

મોક્ષના સંબંધમાં પણ તેજ ધોરણ દેખાય છે. બ્રહ્મ સર્વત્ર વ્યાપી છે ત્યાં પછી બ્રહ્મલોક વગેરે લોકગમન શી રીતે રહે? શંકરનો ઝોક બુદ્ધિથી લાક્ષણિક અર્થ કરવાનો છે, અને ઇતરાચાર્યો પોતપોતાના માની લ લોક માટે ખપ પુરતા આધાર પકડીને આગ્રહપુર્વક ગમન એજ મોક્ષ કહે છે. શંકરનો મોક્ષ તે કૈવલ્યપદ એટલે કે બ્રહ્મજ્ઞાન અને તેથી એવા જીવનમુક્ત કોટિનાને કોઇ પણ લોકમાં જવાની ખાસ જરૂર રહેતી નથી. શાસ્ત્રોનો આધાર બધા આચાર્યોને મળે છે, વસ્તુ એકજ છે, આગળ અનેકવાર કહ્યા મુજબ માત્ર શબ્દજાળ છે. બ્રહ્મ બધામાંજ છે એ સર્વને માન્ય છે; પછી ભલે પ્રકાર જુદા જુદા બને.

# ખ્રિસ્તિ ધર્મ.

આ ધર્મનો મૂળ પુરૂષ પયગમ્બર ઇશુ ખ્રિસ્ત થઇ ગયો છે. પરમેશ્વરે આદમ તથા ઇવ (હુવા) બનાવીને પછી બગીચો બનાવ્યો; તેમાંથી સેતાન (લોભ) ને વશ થઇને મનાઇ કરેલું ફળ ખાધું, તેનુ પાપ તમામ લોકોને લાગ્યુ, તેથી ખુદાએ લોકોનાં ઉદ્ધાર માટે ઇસા પયગમ્બર પોતાનો પુત્ર ઉત્પન્ન કરાવાને પૃથ્વી ઉપર મોકલ્યો. તેમના પિતાનું નામ જોસફ હતું, જાતે સુથાર હતો, તેઓશ્રીના માતુશ્રીનું નામ મેરી ( Mary ) હતુ. તેમનુ રહેઠાણ 'નેઝેરથ' ( Nazareth ) ગામમાં હતું. લોકોનાં પાપ નિવારણાર્થ માતા મેરીને લગ્ન થયા પહેલાં પરમેશ્વરે મૂકેલા ગર્ભથી આ પયગમ્બર 'બેથલહામ' ગામે જન્મ્યા હતા. જોસફે એનો સંગ બંધ કર્યો, પણ પ્રભુએ તેને સ્વપ્નમાં કહ્યુ કે "એતો મારોજ પુત્ર છે, મેં પૃથ્વીમા મોકલ્યો છે ને તે બધાને તારશે", ત્યારે તેનુ સમાધાન થયુ. કુંતીના કર્ણ જેવી વ્યવસ્થા દેખાય છે.

જોન નામના સાધુએ યાહુદીઓને બોધ આપ્યો તેમા જીસસક્રાઇસ્ટ–ઇશુખ્રિસ્ત પણ હતા. તેઓ તરત નાસીને વનમાં ગયા; ચાળીસ દિવસ સુધી પ્રભુનુ ધ્યાન ધર્યું; બાદ નિર્વિઘ્ને પાછા આવીને લોકોને બોધ કરવા માંડયો. તેઓશ્રી બાળબ્રહ્મચારી કહેવાય છે. લોકોનાં આધિ વ્યાધિ તથા ઉપાધિ મટાડવા માંડયાં તે ઉપરથી યાહુદી ધર્મગુરૂઓ ચમકયા, અને હરેક રીતે તેને ફસાવી ઇશ્વરનો પુત્ર પોતાને કહે છે તેથી ઇશ્વરનો દ્રોહી છે એમ ઠરાવી, ફક્ત બાર શિષ્યોમાયા એક ફુટીને યાહુદીઓનો રાજા કહેવરાવવાનું કરે છે, એ પ્રમાણે આરોપ મૂકી રોમન અધિકારી પાસે ખડો કરાવી ગુન્હેગાર ઠરાવીને થાભલા સરસા શરીરમાં ખીલા ઠોકાવીને મારી નંખાવ્યો હતો. આ સ્તંભ–ક્રૉસ–ના ચિન્હને ખ્રિસ્તિઓ હજી ઘણુંજ માન આપે છે; મૂર્તિ કરતાં વધારે પૂજે છે.

આ ધર્મની ઉત્પત્તિ યાહુદી ધર્મમાંથી છે એટલે કે આગળ કહ્યા પ્રમાણે આર્યધર્મમાંથીજ છે. આદમ, હવ, એડન સેતાન આદિ શબ્દો સંસ્કૃતનાંજ ફરજંદ છે. યાહુદીનો મૂળ પુરૂષ એબ્રાહીમ, યાહુદી ખ્રિસ્તિ તથા ઇસ્લામી ત્રણેને માન્ય છે. આ ધર્મનું કંઇક વિવરણ પ્રથમ થઇ ગયું છે. ઇશુખ્રિસ્ત પ્રકટ થયા તે વખત લોકો તદ્દન અંધાધુંધીમાં હતા; કોઇ જાતની નીતિ અગર ધોરણ ન હતું; જડવાદ તો નહિ પણ ઉલટ ચેતનવાદ હતો ને તેમાં સૂક્ષ્મ તત્ત્વરૂપ મુખ્ય હતું, એટલે કે ભૂત પ્રેત જેવી સ્થિતિનાં દેવદેવીઓ હતાં; મૂર્તિના પુત્નળામાં માણસો ભરાઇને પછી હુકમો કરતા અને ત્રાસ તથા જુલમનો ગજબ કરતા: મૂર્તિપૂજા ઘણી ભયંકર સ્વરૂપમાં હતી, ઇશ્વરનું કોઇને સાન ગુમાન ન હતું. મૂર્તિને ખુદ્દનેજ દેવ ગણવામાં આવતો, મતલબ કે આર્યની મૂર્તિ પૂજા એટલે કે પ્રતિમાપૂજા ( Image worship ) નહિ પણ મૂર્તિનો પથ્થર તે જાતેજ ખુદા ગણાતો હતો. આ મૂર્તિપૂજાનેજ પાશ્ચાત્યો Heathenism અથવા paganism કહે છે તે લાગુ પડી શકે, અને તેથીજ તેમને મૂર્તિપૂજા સામે દ્વેષ તથા તિરસ્કાર સમજ વગરનો પણ સાહજીક છે. આવા સંજોગોમાં ઈશુખ્રિસ્ત પેદા થયા, ખ્રિસ્ત એટલે તારનાર. મતલબ કે ધર્મ સંસ્થાપનાના પ્રભુના સંકલ્પને અનુસરીને તે દેશમાં દેવાંશી પયગંબર પ્રકટ થયા. આ ધર્મ ઇશુખ્રિસ્તના અવસાન પછી લગભગ ત્રણસેં વર્ષે પ્રકટ થયો હતો. બુદ્ધ ધર્મની આ ધર્મ નકલ છે એમ કહેવા હરકત નથી. ખ્રિસ્તિ ધર્મના 'બેપ્ટિઝમ્' ક્રિયાનું મૂળ, બુદ્ધ ધર્મના જળસંસ્કાર છે. આ પયગમ્બરે જાતે કોઇ ધર્મપુસ્તક લખ્યું નથી; પરંતુ ધાર્મિકો કહે છે કે ખુદાએ ફિરસ્તા મારફત તેમને હીબ્રુ તથા ગ્રીક ભાષામાં લખેલું બાઇબલ આપ્યું હતું. આધુનિક વિદ્વાનો કહે છે કે પયગમ્બરે ફક્ત બોધ કર્યો છે, બાકી પુસ્તકો જે લખાયાં છે તે તેમના અનુયાયી-

ઓએ લખેલાં છે. એન્જીલ, તોરેત અને જબ્બુર કિતાબો આ ધર્મમાં માન્ય છે; યાહુદીઓ અવલના ત્રણે પયગંબરને માને છે, પણ ખ્રિસ્તિને ઐવટનો ઈશુ માન્ય છે, અને પયગમ્બર પછી ઘણી લાંબી મુદને આ ધર્મ પ્રકટયો છે એટલે તેના સિદ્ધાંતો, તત્ત્વવેત્તા વિદ્વાન આચાર્યોએ ઠરાવ્યા છે. આ ધર્મના ત્રિપુટ ( Trinity ) પિતા, પુત્ર અને માતા મરીયમ ( મેરી ) માં તમામ રહસ્ય છે. આ ધર્મ પ્રથમ પોલીટીકલ સંજેગોમાંથી રોમમાં પ્રકાશ પામ્યો એટલે તેનું નામ રોમન કેથોલિક પડયુ; તેમાં પાછા અનેક વિકાર થઇ ગયા, જેમ કે ક્રાઇસ્ટના વખતમાં ટેબલ ખુરશી ન હતાં; પરંતુ ક્રાઈસ્ટના અંતિમ ભોજનમા ટેબલ ખુરશી ધુસી ગયાં ! રોમન કેથોલિકના વિકારમાંથી પ્રોટેસ્ટંટ પથ નિકળ્યો સોળમા સૈકામાં જર્મનિના માર્ટિન લ્યુથરે ' પ્રોટેસ્ટ '–વાંધો–ઉઠાવ્યો તેથી તે પંથનુ નામ પ્રોટેસ્ટટ પડયું. આ સિવાય ગ્રીસ તથા રૂશિયામાં જુદી શાખાઓ સ્થળ ભેદ પરત્વે છે. એકંદર અઢીસો વિભાગો આ ખ્રિસ્તિ ધર્મમા થયા છે, ક્વેકર ( Quaker ) જેવા કેટલાક જ્ઞાન દશાના વિચિત્ર પંથ છે. આ પથમા આનંદનીજ મનાઈ છે, હસવાની મનાઇ છે, દુનિયામા શું સુખ છે કે માણસે હસવું જોઇએ ' આ પ્રમાણે તેમના તર્ક છે, આવા અનેક વિચિત્ર પંથો છે.

તેરમા સૈકામાં ઇન્કિવઝિશનના નામથી યુરોપમાં ગુજરેલો ત્રાસ ઇતિહાસ જાણનાર કોઇ પણ માણસની જાણ બહાર હોય નહિ ! એવો ત્રાસ અને જુલમ દુનિયામાં થયો નથી, અને થશે પણ નહિ. તેનાથી રાજ્યો અને બાદશાહ ધ્રુજતા ! સાધુઓના બે વર્ગ–' ફ્રેન્સિસ્કન ' અને ડોમિનિકન, તેમાંથી ડોમિનિકનોનો બહુજ જુલમ હતો; તેઓ ઘણા ધર્માંધ અને ચુસ્ત હતા. આગળ જેને પ્રભુ ભોજન કહેલું છે, જેને ઇંગ્રેજીમાં Lord's supper કહે છે તે યુકરિસ્ટ ( Eucharist ) પંથની વિધિ જાણુવા જોગ છે. યાહુદી-

ઓની મનુષ્ય બળિદાનની કલ્પનાનો તે અંકુર છે. આગળ કહ્યું છે તેમ જેહોવાએ મનુષ્ય બળિદાન કાઢી નાખવા મહેનત કરી, પણ ફાવ્યા નહિ; બાદ પયગમ્બરે Scape goat નું તત્ત્વ રાખીને પણ નરમેધની વિધિ છિન્નભિન્ન કરી નાખી, તોપણ ખુનરેજીનાં અંકુર રહેવાથીજ 'ઇન્કિવઝિશન' દ્વારા લાખો નરમેધો થઇ ગયા છે! હમણાનો વિગ્રહનો નરમેધ તો કોનાથી અજાણ્યો હશે? 'પ્રભુ-ભોજન' કેવડાં મોટાં થયાં!

ખ્રિસ્તિ ધર્મની એકંદર પ્રગતિ અને પ્રવૃત્તિના વિવેચનની જરૂર નથી, કેમકે હાલની કેળવણીમાં તેનો અભ્યાસ આપોઆપ થઇ જાય છે. બુદ્ધ ધર્મની નકલ હોવાથી તે ધર્મના ઘણા સિદ્ધાંતો આ ધર્મમાં દેખાય છે. વૈરાગ્ય અને સંન્યાસ ઉપર ઘણો ભાર મૂકેલો છે; ધીમે ધીમે સાધુ સંતો તથા વિદ્વાનોએ આ ધર્મનું રૂપ બાંધ્યું. ચોથા સૈકામાં રોમના બાદશાહ કોન્સ્ટંટાઇને, સેંટઓગન-સ્ટાઇનના સિદ્ધાંતો ઉપરના ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો, ત્યારથી તે ધર્મનું, રાજ્યધર્મ ( State religion ) નું સ્વરૂપ બંધાયું, અને મુખ્ય આચાર્ય 'પોપ' કહેવાયા. રોમન કેથોલિક ધર્મવાળા શ્રાદ્ધ જેવી માસ'નો ક્રિયા કરે છે, મેરીની મૂર્તિ પૂજે છે, ઉપ-વાસો કરે છે. સંન્યાસીના તથા જૈન બૌદ્ધની માફક સાધુ સાધ્વીના વર્ગ તેમનામાં મુખ્ય છે, વૈરાગ્ય ઉપર બહુજ શ્રદ્ધા છે. હાલ જો કે દુનિયામાં ધર્મની ગ્લાનિ છે, મતલબ કે ઝનુન કોઇ ઠેકાણે નથી, હાલનો જમાનો તત્ત્વજ્ઞાન, ભક્તિ, અને ભૌતિક શાસ્ત્રોનો છે, તોપણ રોમન કેથોલિક અને પ્રોટેસ્ટંટ એ બે શાખાઓનો વિરોધ, શૈવ, વૈષ્ણવ, દિગંબરી શ્વેતાંબરી, શિયાસુન્ની–માફક અદૃશ્ય થયો નથી. પ્રોટેસ્ટંટનો મૂળ પુરૂષ માર્ટિન લ્યૂથર વૈરાગ્યને ઠેકાણે નીતિને સ્થાન આપે છે એટલોજ મુદ્દાનો ભેદ છે, પરંતુ બંને પક્ષના દ્વેષથી થએલા અત્યાચારો ઇતિહાસ પ્રસિદ્ધ છે.

આ ધર્મમાં હાલ બે વર્ગ કામ કરે છે, એક મુક્તિફોજવાળા અને બીજો યુનિટેરિઅન. પ્રથમનો વર્ગ હૃદય ઉપર આધાર રાખે છે, અને કેવલ ભક્તિનેજ પ્રાધાન્ય આપે છે, અને બીજામાં કેવળ જ્ઞાનને પ્રાધાન્ય આપે છે. આ પ્રમાણે સ્થિતિ હોવાથી પ્રથમનામાં જ્ઞાન-ભાગ કમી હોવાથી વિદ્વાનો રહેતા નથી, અને બીજામાં હૃદયભાગ નહિ હોવાથી નાસ્તિકતા ઉપર જાય છે. આ પંથમાં વિદ્વાનોને વિદ્વત્તાની ઉપાધિઓ 'ડગ્રી' એ માટે ઘણીજ મહત્વાકાંક્ષા રહે છે. સાધારણપણે વૈષ્ણવ જેમ ભક્તિ ઉપર, અને સ્માર્ત જ્ઞાન ઉપર અવલંબે છે તેવો પ્રકાર છે. રોમન કેથોલિક પંથમાં બંને હોવાથી તે મારો ફાવે છે. આર્યનો વિદ્વાન વૈષ્ણવ અગર ભક્ત અદ્વૈત જેમ બંને ભક્તિ અને જ્ઞાનવાળો હોય તો તે જેમ પૂર્ણ ગણાય તેવો પ્રકાર છે. વધારે ઉંડા ઉતરવાથી પાછું જ્ઞાન અને ભક્તિ એક મેદાન ઉપર મળી જશે; એક વગર બીજું ટકી શકેજ નહિ, પરંતુ તે માત્ર સમજવાળા માટે છે.

આ ધર્મ યુરપમાં તો પ્રસર્યો પણ એશિયામાં પ્રથમ-સીરીયાના ખ્રિસ્તિઓના કહેવા મુજબ, સેંટ ટોમસે (St. Thomas) સન ૨૧ માં ગોડોફોરસ-ગંધર્વંશ-તે દક્ષિણ અફઘાનિસ્તાનનો રાજા હતો તેને પ્રથમ દીક્ષા આપી. પછી ૫૨ માં ક્રેન્ગેનોર ઉતરી મલબાર તથા કોરામંડલ કોસ્ટના પ્રદેશમાં બોધ કર્યો, અને દેવળ સ્થાપ્યાં. ઇ. સ. ના બીજા સૈકામાં એલેકઝાંડ્રિઆના પેન્ટેનોસે હિંદુસ્તાનમાં ઉપદેશ આપ્યો તે જ અરસામાં બાર્થોલોમ્યુ હિંદુસ્તાનમાં હિન્દુ ધર્મનો ઉપદેશ કરતો હતો. છઠ્ઠા સૈકામાં ઇરાનમાંથી પાદરીઓ આવ્યા અને દેવળો સ્થાપ્યાં; કલ્યાણ તે વખતે મોટું ધામ હતું. પછી સોળમા સૈકામાં પોર્ચુગીસ-ફીરંગી-આવ્યા ત્યારે રોમનકેથોલિક વધ્યો અને ત્યારથી જોર વધ્યું; હાલની પ્રગતિ મશહૂર છે. આખી પૃથ્વીમાં શ્રમ લેવાય છે. અસ્તુ.

આ ધર્મનાં તત્ત્વોમાં નીતિ, પરોપકાર અને ભક્તિ મુખ્ય છે. આપણે બધા ભાઈઓ અને ઈશ્વર આપણો પિતા ( Fatherhood of God and brotherhood of man ) એજ પ્રથમ મુદ્દો છે. વિશ્વાસ એક, પ્રભુ એક; અને બેપ્ટિઝમ્ એક, એમ સિદ્ધાંત છે, અને ખ્રિસ્તિ સિવાયના બીજાને મોક્ષ નથી એમ પણ માને છે. માત્ર આ બધા સિદ્ધાંતો ઉંવટના વિગ્રહ વખતે હવામાં ઉડી ગયા હતા ! હજી પ્રભુ જાણે, ઉંટડો ક્યાં બેસે છે !

ઇશુખ્રિસ્ત એક અડગ સંન્યાસી હતા. યાહુદી રીવાજને અનુસરીને સ્ત્રીઓને આ મહાત્માએ ઉપદેશ આપ્યો નથી. જો કે આ ધર્મ બુદ્ધધર્મની નકલ છે, પરંતુ આ બાબતમાં બુદ્ધ ભગવાનની વિરૂદ્ધ પદ્ધતિ દેખાય છે. બુદ્ધ ભગવાને તો ઘણી સ્ત્રીઓને શિષ્યા કરી હતી; પોતાની અર્ધાંગનાનેજ શિષ્યા કરી હતી; એક વેશ્યાને બોધ કરીને તેના ઘરમાં રહ્યા હતા; પરંતુ આ આચાર્ય તો સ્ત્રીઓથી દૂરજ રહ્યા છે. સખત સંન્યાસ પાળ્યો હતો.

ઇશુખ્રિસ્ત ચૈતન્ય માફક પ્રેમનું અવલંબન કરાવે છે; પરંતુ આ ધર્મના અંગે જે ભય બતાવ્યો છે તે બહુ ભયંકર છે. ફંદના કાયદા પ્રમાણે તેમાં ફાયદા અને ગેરફાયદા બને છે. દુષ્ટ કર્મ કરનારા માટે એક રીતે ઠીક છે. આ ભય પ્રમાણિકપણે માનનાર ભોળાં માણસોની લાગણીથીજ ઇતર ધર્મવાળાઓને તારવા માટે યુરોપ અમેરિકાનાં બીચારાં ગરીબો પણ લાખો રૂપીયા કાઢી, ફંડો કરીને બીજા ધર્મવાળાને વટલાવે છે, અને તેના નિમિત્તે અનેક રક્તપાત પણ થયા છે અને હજી પણ થાય છે. ભયથી કાંઈક લાભ ભલે હોય, પરંતુ સાચો અને કાયમનો લાભ તો પ્રેમમાંજ છે. શોપનહોઅર આદિ આધુનિક પાશ્ચાત્ય સંન્યાસીઓનો વર્ગ ખ્રિસ્તિ ધર્મમાં થયો છે તેના કારણમાં વેદાન્ત અને ખ્રિસ્તિ ધર્મનાં ઉંચાં તત્ત્વોનું

મિશ્રણ છે. વેદાન્ત અને આ ખ્રિસ્તિ માર્ગમાં તફાવત એટલો કે વેદાન્તનો માર્ગ 'સાત્વિક' અને આ નવા પંડિતોના પંથનો 'રાજસિક.'

આ પયગમ્બરે પ્રકટ થઇ ઇશ્વરનો બોધ કર્યો, તેમાં નીતિ પાળી, સદ્ગુણી થઇ, ઇશ્વરની ભક્તિ કરી મોક્ષ પામવા ઉપદેશ કર્યો છે. યાહુદીઓના ઇશ્વર સાથેના ' જૂના કરાર ' ( Old Testament ) ને ઠેકાણે પયગમ્બરે નવો કરાર ( New Testament ) કર્યો; જૂનો કરાર યાહુદી તથા ખ્રિસ્તિ બંનેને માન્ય છે; નવો ફક્ત ખ્રિસ્તને છે, નવા કરાર મારેના બોધમાં ઇશ્વરને એક જીવંત સત્યદેવ કહેલો છે; ને વળી તેને અશરીર, નિર્વિભાગ, નિઃક્ષોભ, સનાતન કહીંને તેની શક્તિ અગાધ કહી છે

જેમ દુનિયામાંના બધા આચાર્યો એશીયાખંડમાં પાકયા હતા તેમ આ પયગમ્બર પણ એશિયામાં પાકયા હતા તેમના શિક્ષણમાં બૌદ્ધ તથા આર્ય-ખાસ વૈષ્ણવી ધર્મનાં તત્વો હતાં, તેમાં પણ મધ્વનો દ્વૈતભાવ સ્પષ્ટ હતો, અને વ્યવહાર કુશળતા રામાનુજ સંપ્રદાયની હતી. આ બધા આગળના પયગમ્બરોમાં છેવટના હજરત મહમદ તથા ફરમાનમા કુરાન હોવાથી ઇસ્લામી ધર્મમાં એકંદર પ્રકાશ વધારે પડશે.

આ ધર્મમાં પુનર્જન્મ માન્ય નથી, અને મૂર્તિપૂજાના કટ્ટા શત્રુ છતાં રોમનકેથોલિક ધર્મમાં મૂર્તિપૂજા સ્પષ્ટ છે, માત્ર સ્વરૂપાંતર છે. મેરી, ક્રાઇસ્ટ, તથા સાધુઓની મૂર્તિને પૂજે છે, તેમ ક્રોસને પણ પૂજે છે. દરેક ક્રિશ્ચિયન પોતાની છાતી સરસો ' ક્રોસ ' રાખે છે અગર ' લોકેટ ' માં ત્રિંટીમાં, કપડાં ઉપર એમ હરેક પ્રકારે ક્રાઇસ્ટની યાદગિરિ દાખલ રાખે છે, એ પણ મૂર્તિપૂજાજ રૂપાન્તરમાં છે. સુધરેલા યુવકોના ખ્યાલમાં પણ નહિ હોય કે ' નેકટાઇ ' એ પણ ક્રોસના ચિન્હનુંજ અનુકરણ છે.

આ પ્રમાણેનાં આ આગ્રહી મૂર્તિપૂજકો વગર સમજે આર્યની મૂર્તિપૂજા સામે શત્રુતા ધરાવે છે. વૈષ્ણવી સંપ્રદાયની ભક્તિ વગેરેનાં તત્ત્વો આ ધર્મમાં ખરાં, પણ ખાનપાન, ક્રિયા રહેણી કરણી ઇત્યાદિમાં ઘણો ભેદ હોવાથી આગળ કહ્યું તેમ રાત દિવસ જેટલો અંતર છે. આર્યધર્મ સાથે મુકાબલો કરવાથી જરા વધારે સમજી શકાય, પણ તે પહેલાં જરા ઇતિહાસિક દૃષ્ટિથી જોતાં જણાશે કે ખ્રિસ્તી ધર્મ એ કેવળ આર્ય ધર્મની શાખાજ છે; પરન્તુ સ્વતંત્ર ધર્મના અભિમાનની ખાતર મુદ્દાની વાતો કાઢી લઇને સ્વરૂપાંતર કહીને આ ગ્રંથ પાછળથી ચાલ્યો છે એમ જણાય છે.

આ ધર્મના ઇતિહાસની એક ગંભીર મહત્વની વાત એ છે કે તેમના બાર શિષ્યોમાંથી ચાર મુખ્ય શિષ્યો સેંઇટ જેમ્સ, સે. પીટર, સે. જોન તથા સે. પોલ હતા. તેમણે ક્રાઇસ્ટના સમયની બધી હકીકત લખી હતી; પરંતુ પાછળથી તેમાથી હિંદુસ્થાનની હકીકત બાદ કરીને બાઇબલ બસેં વર્ષ પછી પ્રસિદ્ધ કર્યું છે.

અથાગ આશ્ચર્યની વાત એ છે કે ક્રાઇસ્ટની ઉત્પત્તિ પહેલાં ઠેઠ સૃષ્ટિના મૂળયા આદમ—ના વખતથી તે તેમના જન્મ સુધીનું પેઢીનામું બનાવ્યુ છે; ત્યાર પછી પાંચ વર્ષ સુધીની તપસીલવાર હકીકત પણ બાઇબલમાં છે, અને પછી એકદમ ૩૧ મું વર્ષ આવે છે! દરમિયાન ૨૫ વર્ષનો ખાડો પડે છે! ૩૧ મા વર્ષ પછી પાછું અંતસુધી બધું મળે છે: આ ખાડાની શોધમાં ઘણા વિદ્વાનો વિચરે છે.

હમણાં વર્તમાન પત્રોમાં ખૂબ ચર્ચા થતી હતી કે તેઓ હિંદુસ્થાનમાં આવીને આખો મુલક ફરીને કર્મ, જ્ઞાન, યોગ, ભક્તિ બધું શીખી ગયા હતા; પણ તેમાં વળી પુરાવો તે લોકો તરફથીજ મળી આવ્યો છે એટલે નિઃસંદેહ છે.

એક મહાત્માએ કરેલા ખુલાસા ઉપરથી એમ નીકળે છે કે ક્રાઇસ્ટ બચપણથીજ સંસ્કારી હોવાથી જ્ઞાન ભક્તિના જિજ્ઞાસુ

હતા, ને તેથી શ્રી શંકરાચાર્ય માફક ઉત્સુક હોવાથી, છઠ્ઠે વર્ષે તે દેશમાં કાઇ પ્રાપ્તવ્ય નહિ હોવાથી બહાર નીકળી પડયા, પણ તે દેશના ધર્મોથી અંતે તેમનું સમાધાન થયું નહિ; ફરતાં ફરતાં જાપાન, ચીન તથા ટિબેટ ગયા, ત્યાં બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો શિખ્યા, બહુ સંતોષ થયો, પણ આ અવતારી ભક્ત બાળકને ફક્ત નીતિ તથા વૈરાગ્યના સિદ્ધાંતોથી હૃદયની શાંતિ કેમ થાય? તેમણે જગતની રચના, ઇશ્વર, આત્મા અને પરમાત્મા વગેરે સંબધે પૂછવા માંડયું, ત્યારે બૌદ્ધ આચાર્યો કહે કે "તે તો અમે જાણતા નથી," ત્યારે પૂછ્યું કે 'તમે આટલું પણ કયાં શીખ્યા ?" ત્યારે કહે કે "આર્યાવર્તમાં, અને તેથી તમે જો ત્યાં જશો તો તમને જરૂર બધા ખુલાસા મળશે;" તે ઉપરથી તેઓ હિંદુસ્થાનમાં ગયા; બધે ફર્યા, કાશીમા ખુબ અભ્યાસ કર્યો, ને છેવટ હિમાલયમાં પંડિત મહાત્માઓના સમાગમથી યોગ તથા જ્ઞાન તથા ભક્તિનાં તત્ત્વો શિખ્યા. તેમને શ્રી કૃષ્ણની ઉપાસના પસંદ પડી તેથી શ્રીકૃષ્ણના ઉપાસક થયા. તેમના શિષ્યોએ એ ઉપરથી ક્રાઇસ્ટનું નામ યેસુક્રિસ્ન રાખેલું; યેસુ યાહુદી શબ્દનો અર્થ પયગમ્બર' ( Prophet ) થાય છે, અને ક્રિસ્ન ( Krisn ) તે કૃષ્ણ, આ પ્રમાણે આ બધી હકીકત બાઇબલમાં પેલા ચાર શિષ્યોએ પ્રમાણિકપણે લખી. બસેં વર્ષ પછી રોમન કેથોલિક નામથી એ ધર્મ ચાલ્યો ત્યારે બસેંના સુમારે આચાર્યો-પાદરીઓ-ભેગા થઇને રોમમાં એક મહાસભા ભરી તેનું નામ 'ઇકયુમીનીયમ સભા' ( Occuminiam Council ) હતું, સભામાં નિશ્ચય કર્યો કે "આપણે આર્ય અથવા બૌદ્ધ ધર્મનો આધાર લેવાથી સ્વતંત્ર ધર્મ આપણો નહિ કહેવાય, માટે એ બધી હકીકત કાઢી નાંખવી જોઇએ;"-સુમારે સો વર્ષ ઉપર એક 'બીશપ' ને ભાષ્ય લખવાનું કહેતાં શરૂમાંજ વેદાન્ત આવ્યું તેથી તૂર્ત તે ભાષ્ય બંધ કરાવ્યું; અસ્તુ. બધાએ કબુલ્યું; માત્ર એક સત્યપ્રિય સ્વતંત્ર

મગજનો પાદરી જેનું નામ એથેનીસીયસ હતું, તે સામો થયો, ને કહે કે "સત્ય એજ ઇશ્વર ને તે જ ધર્મ, તમે મિથ્યા અભિમાનમાં સત્યવાત કાઢી નાંખો તો પછી ધર્મ શાનો "? એકનું શું ચાલે? બધાએ તેનો તિરસ્કાર કર્યો ત્યારે એ પણ બહુ નિડર હતો; તે બોલ્યો કે " હું પણ ખરો કે એકલો પણ સાચો ધર્મ ફેલાવીશ." આ પ્રમાણે સામો થવાથી તેનુ નામ એથેનીસીયસ કોન્ટ્રામેંડમ પાડયું. કૉન્ટ્રામેંડમ લૅટીન શબ્દ છે, એટલે કે સામો થનાર. આ મહાત્મા રૂશીઆ તથા ગ્રીસમાં ગયો, તે સાથે પેલું અસલ પુસ્તક લેતો ગયો; ને ત્યાં જુદો ખ્રિસ્તી ધર્મ ચલાવ્યો. હાલ પણ ગ્રીસ તથા રૂશિયાનો ખ્રિસ્તી ધર્મ ભિન્ન છે. કાળે કરીને તેમાં પણ ફેરફાર થયો છે; પરંતુ આ બધી હકીકત પેલા પાદરીઓએ કાઢી નાખી હતી તે હકીકતવાળાં પુસ્તક હજી તે મુલકમાં છે એમ મનાય છે. રોમન કેથોલિક પાદરીએ ક્રિસ્ન–કૃષ્ણને ઠેકાણે ક્રાઇસ્ટ કરી નાખ્યું. લૅટીન ક્રિસ્ટોસ Christos નો ક્રાઇસ્ટ એટલે અભિષેક, અને યેસુનો જીસસ તો ઠીક છે. આ પ્રમાણે અભિષેકની ક્રિયાવડે નામ આવું બદલ્યું, અને હિંદુસ્થાન આવ્યાની બધી વાત છુપાવી ઉડાવી દીધી; પરંતુ સત્ય કદી ગુપ્ત રહ્યું છે? **सत्यमेवजयते** એ ન્યાયથી આખર પ્રકટ થયુંજ.

ઉપર મુજબ ક્રાઇસ્ટ આર્યાવર્તમાં શિખીને એક સાચા આર્યજ બન્યા હતા એ વાત હમણાં તો પુરવાર થઇ ચુકી છે. સ્વામી રામતીર્થ પુરવાર કરવા પૂર્ણ તત્પર હતા; ઇસાહની કબર એક ગામડામાં છે, એમ પણ કહે છે; અને આજ તો હવે શંકાજ નથી. વળી બંગાળના 'બ્લૅકહોલ' ની વાત હાલમાં બનાવટી કહેવામાં આવે છે તેમ ક્રાઇસ્ટને જે પદ્ધતિથી મારી નાખવામાં આવ્યા તો તો માત્ર તેઓશ્રીની સમાધિ દશા હતી અને તેટલા માટે ત્યાંથી ઉઠીને ફરી પાછા હિંદુસ્થાનમાં આવ્યા હતા એમ પણ કહેવાય છે, એટલે કે આ ધર્મ કંઇક હિંદુ ધર્મનોજ પડઘો છે.

બાબા નગીનસિંહ આત્મદર્શીના " વેદાનુવચન " માં કહ્યું છે કે સામવેદી છાંદોગ્ય ઉપનિષદ્‌માં દૈત્યરાજા વિરોચન તથા દેવરાજા ઇંદ્ર એકજ સમયમાં બ્રહ્મા પાસે આત્મજ્ઞાન પૂછવા ગયા; વિરોચને અધિકાર પરત્વે શરીરનેજ આત્મા—બ્રહ્મ સમજી ઉપાસવા માંડયો, અને તે ધર્મ તેણે યુરપમાં ફેલાવ્યો, તેમાં શરીરને આત્મા ગણીને મુડદાને શણગારીને વૈભવ સાથે દાટે છે કે જેથી પાછો 'કયામતરોજ' અથવા Doom's day ને દિવસે કબરમાંથી ઉઠીને આત્માને સ્વર્ગનું સુખ મળે; આ પ્રમાણેનો ધર્મ પશ્ચિમમાં ફેલાયો. મુડદાને દફન કરનાર પ્રજાઓમાં એજ સિદ્ધાંત દેખાય છે. ઇન્દ્ર સાચું બ્રહ્મજ્ઞાન સમજ્યો, તે તેણે ભારતવર્ષમાં ફેલાવ્યું.

આ પ્રમાણે દેશકાળને લઇને આર્યધર્મમાં ઘણોજ બગાડ થયાથી તે મુલકમાં પયગમ્બરો થયા, તે પૈકી ક્રાઇસ્ટ પણ હતા; અને ખુબી એ છે કે પાદરીઓએ બાઇબલમાંથી આર્યનું નામ તથા તત્ત્વો કાઢી નાખ્યા તોપણ ઘણાં માર્મિક વાક્યોમાં વેદાંત સ્પષ્ટ હજુ પણ દેખાય છે.

આટલું પ્રાસ્તાવિક કહીને હવે આ ધર્મ આર્યધર્મને મુકાબલે જરા વધારે ચર્ચાશે તો નિરર્થક થશે નહિ. આ ધર્મ તથા હવે પછી વર્ણવાતો ઇસ્લામી ધર્મ એમ બંને ધર્મમાં પુનર્જન્મ મનાતો નથી, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવુ છે; અને આર્યધર્મના હિસાબે આ જન્મ તો એક ક્ષણમાત્રની જાગ્રતિ જેવું છે. **मरणंप्रकृतिः शरीरिणाम् । विकृतिर्जीवितमुच्यते बुधैः ॥** એમ રઘુવંશ જેવા કાવ્યના ગ્રંથમાં પણ ખાસ કહેલું છે. અસ્તુ.

મૃત્યુ અને જન્મ એ બધું જ્ઞાનદૃષ્ટિથી મિથ્યા છે. આ ધર્મોવાળાને ફક્ત આ જન્મનુંજ સૂઝે છે, અને મૃત્યુ પછી સ્વર્ગ અગર નરક પ્રાપ્ત કરવાનું છે; કર્મ પ્રમાણે એ બંનેની પ્રાપ્તિ છે. આર્યધર્મમાં જેમ યજ્ઞ આદિ કર્મો તથા સકામભક્તિ અમુક પ્રકૃતિનાં

માણુસો માટે કહેલ છે, તે ઠેકાણે આ ધર્મોમાં એકશઃ એક ધોરણ લાગુ કરેલ છે.

આર્યશાસ્ત્રની એટલી ખુબી છે કે સત્ય વાત પાછી પ્રકટ પણ કરી છે કે બાળકને કડવું ઓસડ ખવરાવવા સારૂ ખાવાનું આપવાની લાલચ બતાવે તેમ સારાં કર્મના ઉત્તેજન ખાતર અને નઠારાં છોડી દેવા ખાતર સ્વર્ગની લાલચ બતાવેલ છે. આવા સંજોગોમાં આર્ય-ધર્મના વિશાળ મહાસાગર આગળ આ મર્યાદિત વિસ્તારનાં તળાવડાં-રૂપી ધર્મોનો મુકાબલો કેવી રીતે થઇ શકે ? અંશતઃ મુકાબલો કરતાં આર્યધર્મમાં અમુક સાધકવર્ગ માટે જે માર્ગ બતાવ્યો છે તેવા માર્ગે જનારા સાધકવર્ગ માટે આ બાળક ધર્મો છે, એમ કહીએ તો ચાલે, બાકી વેદાન્તનાં નિષ્કામકર્મ તથા જ્ઞાન આગળ આ બાળકો માટેનો બાળકધર્મ કેમ ટકી શકે ? એક દાખલો લઇએ. પ્રેતયોનિ એ આર્યશાસ્ત્ર પ્રમાણે મૃત્યુ પછીની જીવ માટેના એકસૂક્ષ્મ દેહની કલ્પના છે—કલ્પના કહેવાનું કારણ કે વેદ પ્રમાણે તો આખી સૃષ્ટિ કલ્પિત છે; **यथापूर्वमकल्पयत् ।**

આ પ્રેતયોનિની મુદ્દત પણ બહુજ ટુંકી છે. અમુક વિધિ તથા ક્રિયા કરવાથી વળી મુદ્દત ટુંકી પણ થઇ શકે છે, પરંતુ ખ્રિસ્તિ Doom's day જેવી અગર ઇસ્લામી 'કયામત રોઝ' ની કલ્પનાનો વિચાર કરીએ છીએ તો ભયભીત થઇ જવાય છે. જીવ તે કબર આગળ વાસના સહિત પડી રહે અગર Purgatory માં અગર ગમે ત્યાં પડી રહે, અને Doom's day જે કયારે આવશે તેની ખુદા સિવાય કોઇનેજ ખબર નથી એટલે કે અનંતકાળ સુધી તેનો ઇન્સાફ થાય નહિ, એ ઇન્સાફની અદાલત કેવી ? સાધારણ અદાલતોમાં પણ વિલંબ થવાથી ન્યાયાધીશો ઠપકાને અને વખતે શિક્ષાને પાત્ર થાય છે, તો પછી આ વગર તારીખનો મુદ્દતના કેસોનો ખ્યાલ કેમ

આવે ? ઇશ્વરને ઘેર તેવું હોય ખરૂં ? ખેર એમાં પણ કાંઇક તાત્ત્વિક રહસ્ય હશે તે ધીમે ધીમે મળશે.

આ ધર્મો સ્વર્ગ સુધી પહોંચે છે. તેમનામાં સ્વર્ગની કલ્પના છે તે આપણા સપ્તલોક પૈકી ત્રીજા લોકની કલ્પનાને મળતી આવે છે. હમણાં હમણાં થીઓસોફીના પ્રયાસથી તથા આર્યધર્મના પ્રકાશથી તેમ સુફી જેવા મઝહબના સંસર્ગથી આ ધર્મોવાળા કહે છે કે "અમારામાં પણ પુનર્જન્મ છે, અને વેદાન્ત જ્ઞાન છે." તેમના ગ્રંથોમાંથી કેટલાક શબ્દો સ્પષ્ટાર્થવાળા અને કેટલાક ગૂઢાર્થવાળા બતાવીને આ પ્રમાણે વાદ કરે છે.

જો આ પ્રમાણે હોય તો પછી વિશાળ વ્યાપ્તિવાળા આર્યધર્મને વાંધોજ ક્યાં છે ? આર્યધર્મમાં હરેક ધર્મ આવી જાય છે. વેદાન્તમાં અધિકાર પરત્વે ગમે તે ઇષ્ટ અને ગુરૂ તેમ કર્મભક્તિજ્ઞાનની એમ સ્વતંત્રતા આપેલી છે તો પછી સાધક માટેની છુટનો લાભ લેવાય તો કોનો વાંધો છે ? હાલના વિદ્વાનોનો આ પુનર્જન્મ માટેનો વાદ વાસ્તવિક આધારવાળો લાગે છે. જુઓ ખુદ ક્રાઇસ્ટ કહે છે કે 'પૂર્વનો એબ્રાહીમ તે જ હું છું.' આ વાક્ય સ્પષ્ટ પુનર્જન્મદર્શક નહિ તો શું ? નવા કરારમાં લખ્યું છે કે 'હું અને મારો પિતા એક છે.' આ અહંબ્રહ્માસ્મિનું બ્રહ્મજ્ઞાન નહિ તો બીજું શું ? મહાત્મા સેઇન્ટ પૉલ કહે છે કે "જે દેવની તમે અજ્ઞાનથી પૂજા કરો છો તે દેવ તમારામાંજ છે એમ હું તમને કહું છું." વળી નવા કરારમાં ક્રાઇસ્ટ કહે છે કે "પ્રત્યેક સ્થાનમાં અને પ્રત્યેક વસ્તુમાં ઇશ્વરનેજ નિહાળો; શુદ્ધ અંતઃકરણવાળાને ઇશ્વરનો સાક્ષાત્કાર થશે," એમ ખુલ્લા શબ્દોમાં લખ્યું છે. આ વાક્યો કરતાં વધારે સ્પષ્ટ વેદાન્ત જ્ઞાન ક્યાં મળશે ? વળી જુઓ કે સીનાઇ પર્વત ઉપર દિવ્ય જ્વાળા પ્રકટેલી દેખીને મોઝીઝે પૂછ્યું કે "તું કોણ છે ? ત્યારે તેમાંથી ઉત્તર મળ્યો કે

" હું જે છું, હું જે પવિત્ર છું તે તું પોતેજ છે." **तत्त्वमसि** અગર **सोहम्** જેવીજ આ કોટિ છે. પરંતુ જો ધર્મ-ખરા ધર્મ ચુસ્ત ખ્રિસ્તિઓ કહે છે કે " અમોને પુનર્જન્મ અગર બ્રહ્મજ્ઞાન કબુલ નથી, તો પછી આવા બાળચેષ્ટાના ધર્મોમાંથી હિંદુધર્મને શિખવા જેવું શું ? ભલે અજ્ઞાન ભીખારીઓ અથવા ભોળાઓને ભરમાવી વટલાવે.

આ પ્રમાણે અધ્યાત્મજ્ઞાન ઉપર પયગમ્બર તથા તેમના ધર્મને જ્યારે લઇ જવામાં આવે તો પછી અધ્યાત્મ દૃષ્ટિથી ક્રાઇસ્ટ રૂપી મનને મારીને પછી જ્ઞાનની શરૂઆત થવાનો ધ્વનિ તેમાંથી કોઇ વિદ્વાન કાઢે તોપણ ના નથી. શ્રીકૃષ્ણે જેમ આત્મભોગ આપી ઉદ્ધવજી મારફત જ્ઞાન પ્રસરાવ્યું, એમ થયું કહેવામાં પણ શું વાંધો છે ? બાઇબલમાં ઉપર બતાવ્યા તે ઉપરાંત બીજા ગૂઢાર્થમાં વેદાન્ત જ્ઞાન પુષ્કળ છે, એથી હમણાં પંડિતો બહુ ખેડે છે, તેમાં પણ થિઓસોફી કમાલ કરે છે. આદમને મના કહેલુ ફળ જેને ઘઉંનું ડુંડું તેમ અંજીર કહેવામાં આવે છે, તેમાં પણ આધ્યાત્મિક રહસ્ય ...ય છે. પુરુષ પ્રકૃતિનુંજ રહસ્ય.

આ ધર્મવાળા બિચારા કેટલાક અધુરા પામરો માને છે કે ખ્રિસ્તિ ધર્મ જેટલું નીતિને પ્રાધાન્ય કોઈ ધર્મે આપ્યું નથી. આ વાત તદ્દન ખોટી નથી, નીતિના નિયમો માત્ર ખાસ પ્રકાશિત યા આગ્રહપૂર્વક આગળ કરે છે, પરંતુ દુનિયાના કિયા ધર્મમાં નીતિ સ્પષ્ટ શબ્દોમાં કહેલી નથી ? હિંદુ ધર્મ આ વ્યવહારિક નીતિથી ઘણો આગળ વધ્યો છે, તેનો ખ્યાલ પણ સાધારણ માણુસને આવી શકે તેમ નથી.

આજથી ત્રણુસેં વર્ષ ઉપર ઇંગ્લાંડથી જે ખાસ એલચીખાતું Embassy આવ્યું હતું તેની સાથેના 'ચેપ્લેન'ના લખેલા લેખ જોવાથી સ્પષ્ટ સમજાશે. ( જુઓ ટોડ રાજસ્થાન પાનું ૫૧૬ ).

ખ્રિસ્તિ ધર્મવાળા, આર્ય પુરાણોની વાતોને ગપ્પાં કહે અને પોતાની તેથી પણ અસંભવિત અને અયુક્ત વાતોને સાચી કહે એ કેમ બની શકે ? આવા દુરાગ્રહમાંથી શું નિષ્પન્ન થઇ શકે ?

ક્રાઇસ્ટના 'બેપ્ટિઝમ્' વખતે "ઇશ્વર કબુતર થઇને તેનામાં પ્રવેશ કરે," એ વાત 'ઐતિહાસિક સત્ય', અને હિંદુશાસ્ત્રના ઇશ્વરના અવતાર એ ગપ્પાં ! ખેર ! હાલના તત્ત્વજ્ઞાનના જમાનામાં આવી ચેષ્ટાવાળી બાબતો હવે કાન ઉપર આવતી નથી, હવે તો વેદાન્ત જ્ઞાન ચોતરફ પ્રસર્યું છે, છતાં પણ આર્યધર્મનાં તત્ત્વો આ સંસ્કારરહિત પરકીય ધર્મવાળાને ગળે ઉતરવાની મહેનત કરવી, એજ મિથ્યાશ્રમ છે; એ અસાધ્ય નહિ તો કષ્ટસાધ્ય તો ખરૂંજ. કેટલાક સિદ્ધાંતો મળે છે, પરંતુ વિધિ, નિષેધ વગેરે અંતર્વ્યવસ્થામાં ઘણો તફાવત હોવાથી મેળ કેમ પડે ? બંને ધર્મના જ્ઞાનીને ભેદજ નથી.

'ધર્મ સંસ્થાપના' માટે સ્થળ સમય તથા જે તે પ્રદેશના માણસોને અનુકૂળતા પ્રમાણે પ્રભુએ ધર્મનું રક્ષણ કર્યું છે; તેમનામાં ઇશ્વરની વિભૂતિવાળા ઘણા મહાત્મા પાકયા છે; પુરાણો જેવી બાબતો પણ છે, એટલે હિંદુધર્મમાં તમામ ધર્મોનો સમાસ થઇ જાય છે, એમ સરવાળે કહેવામાં હરકત નથી.

આ પ્રસંગે હિંદુધર્મનાં 'સ્વર્ગ' તથા ખ્રિસ્તિના 'હેવન' અને ઇસ્લામીના 'બેહસ્ત' ની કલ્પનાનો સહજ મુકાબલો કરીએ. આર્યનો ચઉદ લોકની કલ્પનાને પાશ્ચાત્યો ભલે હસી કાઢે, પરંતુ તેમાંના સંસ્કારી વિદ્વાનોની હવે કાંઇક નજર પહોંચવા માંડી છે. આર્યના ચઉદ લોકની 'કલ્પના',–'કલ્પના' શબ્દનું કારણ કે વારંવાર કહ્યું છે તેમ વેદાન્ત જ્ઞાનમાં બ્રહ્મજ સત્ય હોઇને બાકી બધી સૃષ્ટિ કલ્પિત વેદે કહેલી છે તેવી–માનેલી છે, તેનો વ્યવહારિક દૃષ્ટિથી મેળ પાડી જોતાં પ્રાચીન 'અજનાભ' તથા પછીનો 'ભરતખંડ' તથા હાલનું આર્યાવર્ત–હિંદુસ્થાન તેમાં આવી જાય છે. આ પ્રમાણે સાત લોક

ઉપરના તથા સાત નીચેના તે કદાચ ઉત્તર તથા દક્ષિણ દિશા સૂચક-પણ હોય; ઉત્તરમાં હિમાલયનો પ્રદેશ, ટિબેટ તથા ઉત્તર સમુદ્ર સુધીના પ્રદેશ હોય, અને નીચેના સાત તેમાં ઑસ્ટ્રેલિયા અને છેવટનું પાતાળ તે અમેરિકા પણ આવી શકે છે.

આ અમેરિકાના પાતાળ પ્રદેશમાં વિષ્ણુએ રાક્ષસોને કાઢયા, ને બળિનું રાજ્ય સ્થાપ્યું હોય એમ સંભવે છે. સગરના દીકરાએ ગંગા માટે પૃથ્વીના અંતરમાં ખોદીને માર્ગ કાઢયો હતો તે કેલિફોર્નિયા કે જ્યાં આસોફીસ્ટોની નવી સૃષ્ટિ બધાવાની છે તથા જ્યાં શ્રીકૃષ્ણે કાલિય નાગને—એટલે નાગ જાતના લોકના રાજાને—સહ કુટુંબ પરિવાર મોકલ્યો હોય. આ ખ્રિસ્ત ધર્મના સાતમા સ્વર્ગની પણ રખેને તેવી કલ્પના ન હોય ? ' જીઓલોજી ' ( ભૂગર્ભવિદ્યા ) તથા પ્રાચીન ખંડેરોમાથી પુરાવા દાખલ ચીજો મળે છે તે ઉપરથી વિદ્વાનો અનુમાન કરે છે કે ' એટલેંટિસ ' તથા ' લેમુરિયા ' નામના બે પ્રાચીન ખંડો હતા તે ગુમ થઇ ગયા છે, એટલે કે તે સ્થળની સ્થિતિમાં ફેરફાર થઇ ગયો છે. હિંદુસ્થાન, એશિયા, આફ્રિકા તથા અમેરિકા એમ બધાજ કદાચ જોડાએલા હોય, અને પછી કાળે કરીને એટલેન્ટિક તથા પેસિફિક મહાસાગરોથી જુદા પડયા હોય તો મેરૂ પર્વતને પૃથ્વીના મધ્યમાં કહેલો છે તેની આસપાસ સાત દ્વીપ અને સાત સમુદ્રનું વર્ણન આપેલું છે તે જુનો ભૂગોળ પ્રમાણે સાચું હોય તોપણ શું અસંભવિત છે ? બે અઢીલાખ વર્ષથી દુનિયાં વસી હતી એમ હાલના વિદ્વાનો હવે કહેવાં માંડયા છે, કેમકે બાઇબલના ફરમાન વિરૂદ્ધ બોલવાનો ગુન્હો હવેના જમાનામાં નથી. આર્યનો ચક્રવર્તી રાજાના રથના સાત ફેરાથી સાત ખંડ થયાનું રૂપક જે આપ્યું છે તે આ પ્રાચીન ભૂગોળનું કાંઇક જ્ઞાન આપે છે, બાકી પ્રાચીન ગ્રંથકારો ખોટું શી બાબત લખે ? કાંઇ નિશો કરીને લખ્યું હતું એવો

પુરાવો છે ? માત્ર બુદ્ધિના વિકાસને તક આપવા ખાતર રૂપકો આપેલાં છે ( મારા ધર્મવિચાર ભાગ ૧ માં આ વિષે વિવેચન છે ).

આ ધર્મનું વિવેચન બંધ કરતાં પહેલાં તેમના નેતાઓના ઉત્સાહ માટે બે બોલ જાતઅનુભવના કહેવા લાયક લાગે છે. "બીજા ધર્મવાળા નરકે જશે તેથી તેમને બચાવવા ખાતર ખ્રિસ્તિ કરીને પછી કલ્યાણ કરવું," એ પ્રમાણે આ ધર્મનું સૂત્ર છે. આખી દુનિયામાં ખ્રિસ્ત ધર્મ અત્યારે ફેલાયો છે તેમાં સામ દામ દંડ અને ભેદ એમ બધા ઉપાયો કામે લગાડયા છે, એમ દેખાય છે. શરૂમાં પોર્ટુગાઝો તથા વલંદાઓ હિંદુસ્થાનમાં આવ્યા ત્યારે સાધારણ 'ફિરંગી' ના નામથી ઓળખાયા. આ 'ફિરંગી' શબ્દ કદાચ ફ્રેંક શબ્દનો અપભ્રંશ પણ હોય. આ લોકોએ સવડ પ્રમાણે બીજા ઉપાયો સાથે જરૂર પડે ત્યા બળાત્કાર તથા જુલમ પણ કરેલા છે, એમ ઇતિહાસ કહે છે. હજી પણ આ જુસ્સો નરમ નથી; માત્ર આ શાંતિના સમયના શાંતિના માર્ગ લીધા છે, બાકી જુસ્સો અને દુરાગ્રહ જરા પણ કમી થયા નથી હિંદુસ્થાનનાં 'મિશનો' તથા તે માટેના ફંડોના સંબંધમાં સ્વામી વિવેકાનંદે પ્રકાશ પાડયો તેમ હવે તો પ્રસિદ્ધ વાત થઇ કે યુરપ અમેરિકામાં પેટભરૂ પાદરીઓ હિંદુસ્થાનના લોકોને Canibals મનુષ્ય માંસ ભક્ષણ કરનારા, દુષ્ટ મૂર્તિપૂજકો Heathens નાના બાળકોને મારી નાખનાર Infanticide કરનાર, વિધવાઓને દુઃખ દેનાર, એમ અનેક રીતે ખોટાં વગોણાં કરીને ફંડો ઉભાં કરે છે તેમાં બીચારા ગરીબ નિર્ધન લોકો પણ ધર્મના ઝનુન તથા લાગણીથી પૈસા ભરે છે ! આ પ્રમાણે હિંદુસ્થાનમાં એક વાત કરે, અને બહાર બીજું બોલે છે ! પાપી પેટ માટે ધર્મના નિમિત્તથી આ પ્રમાણે અસત્ય બોલી પાપ બાંધવું તેને માટે દિલગીરી સિવાય બીજો કિયો શબ્દ બોલી શકાય ? બાર–તેર વર્ષ ઉપર ખંભાતથી ટ્રેનમાં આવતા વિલાયતથી તાજો આવેલો એક

યુવાન ઈંગ્રેજ પાદરી ઉત્સાહપૂર્વક ગર્વ સાથે અમને કહે કે "બસ તમે મારી સાથે વાદવિવાદ કરો," ત્યારે અમે જવાબ આપ્યો કે "પાદરી સાહેબ આપ ધર્મના અભ્યાસી પાસ થયેલા ડીગ્રીવાળા છો, નિષ્ણાત છો, ને પાછો તમારો રોટલો તે ધંધા ઉપર છે, અને હું તો ધર્મના જ્ઞાનથી અજાણ્યો છું, ખાસ અભ્યાસી નથી", તોપણ કહે કે "નહિ બસ વાદ કરો"; તેઓએ છટાથી રૂવાબથી કહ્યું કે " જુઓ અમે કેટલા હિંદુને વટલાવ્યા ?" એટલે અમે કહ્યું કે "હજી પણ ગમે તેટલી સંખ્યા વધે તો તેથી હિંદુ ધર્મને શું હાનિ છે ? સત્ય થોડું અને અસત્ય હંમેશ મોટા પ્રમાણમાંજ હોય છે, સત્ય સમજનાર પણ થોડાજ હોય છે"; પછી તેમણે પ્રશ્ન કર્યો કે " તમે મૃત્યુ પછી શું જાણો છો ?" ત્યારે Doom'sday ની વાત કરી, એટલે અમે કહ્યું કે "જ્યાં તમે વિરમો છો ત્યાં અમારી શરૂવાત થાય છે;" અમારે હિસાબે તો આ જન્મ એક વિકારરૂપે હજારો લાખોમાંથી એક પરપોટા જેવો અસ્થિર છે, અમે તો અનેક જન્મ પામીને વૃદ્ધ થયા છીએ અને તમે તો એકજ જન્મના બાળક છો, એટલે બાળ–બુઢ્ઢાનો મેળ કેમ થાય ? તમારો અને અમારો મુકાબલો થઇ ન શકે; અમારે મૃત્યુ જેવી ચીજજ નથી અને તમારે મૃત્યુ સાથે બધો અંત આવે છે; હાલ તમે હિંદુ ધર્મનું ઉપરચોટીયું જોઇને તેની નિંદા કરો છો, પરંતુ ઈંગ્રેજ બચ્ચો હમેશ સત્યપ્રિય હોય છે, તે પ્રમાણે મશ્કરી કરતાં કરતાં પણ તમારી દૃષ્ટિ આગળ સત્ય તરી આવશે, એટલે તમેજ બ્રાહ્મણને પગે લાગશો, એટલુંજ નહિ પણ બ્રાહ્મણ થશો, તમે કહો છો તેમ તમે ઉંચા હિંદુને પણ ક્રિશ્ચિયન કર્યા હશે, પરંતુ તેવા થોડા ઘણા વટલેલાના મુકાબલામાં યુરપ અમેરિકામાં જોશો તો વેદાન્ત ધર્મમાં વટલેલા હજારો અને લાખો દેખાશે, ને તે પણ પાછા વિદ્વાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો નિકળશે, આજની તારીખે પણ ક્રાંતિનું કાર્ય ચાલે છે; તમારા પોતાનામાં ક્રાંતિ

થાય છે તે પણ તમે કદાચ નહિ સમજી શકો; ખુબ સમજજો કે બધાજ ધર્મ ખરા છે, સ્થળ સમય અને જનસમુદાયની અનુકૂળતા પ્રમાણે જેને જે માફક હોય તે સાચો, એક અસ્ત્રે ભેંશ અને માણસ બધાંજ કેમ મુંડાય ? કુદરતમાંજ ભેદ છે, બુદ્ધિમાં ભેદ છે, એમ બધામાં ભેદ છે તો પછી અધિકારના ભેદે કરીને જેને જે ધર્મ મળેલો છે તે જ સાચો છે." આખર પોતાના ધર્મનું ગૌરવ ન છોડયું પણ અમારી દલીલ સાંભળીને વિચારગ્રસ્ત થઇ ગયો, અને કહે કે "મને આવી રીતે કોઇએ સમજાવ્યું નથી." તે જ પ્રમાણે વડોદરે જતાં એક લશ્કરીખાતાનો અધિકારી છેવટની જર્મની સાથેની લડાઇના પ્રસંગમાં મળ્યો હતો તે કહે કે " બંને પ્રજા વચ્ચે વૈમનસ્ય કરાવનાર આ પાદરી વર્ગજ છે; યુરપ અમેરિકામાં એક વાત કરે, સરકારમાં બીજી કરે, અને હિંદુસ્થાનમાં ત્રીજી કરે; આ પ્રમાણે સરકાર અને લોકોનું બંનેનું હિત બગાડનાર અને બંને પ્રજામાં ગેરસમજ ઉભી કરનાર આ પાદરી વર્ગ છે " ગમે તેમ હો પરંતુ ધર્મના ઝનુનમાં આ લોકો હજી વટલાવવાની કેટલી મહેનત કરે છે અને કેટલા કેસો ઉભા થાય છે એ પ્રસિદ્ધ છે, ચીનનાં તોફાન તો હજી તદ્દન તાજાં છે. પાદરીઓ માટે આ પ્રમાણે ટીકા કરતાં દરમ્યાન પણ કહેવું પડે છે કે દવાદારૂ તથા કેટલાક બોધ આપવામાં પાદરીઓએ સારૂ કામ પણ કરેલું છે. એકલું સારૂં અગર એકલું ખોટું સૃષ્ટિમાં છેજ નહિં, મિશ્રિતજ હોય છે; પણ માત્ર પ્રશ્ન પ્રમાણનો છે; માત્ર હેતુમાંજ સર્વ છે. વટલાવવાની દાનતને બદલે નિષ્કામે સેવા કરે તોજ ધન્યવાદ!

## ૮. ઇસ્લામી ધર્મ.

આ ધર્મની ઉત્પત્તિ ઉપરના ખ્રિસ્તિ ધર્મ જેવી લગભગ છે. આગળ કહ્યા પ્રમાણે બંનેની ઉત્પત્તિ યાહુદી ધર્મમાંથી છે. યુરપમાં

ખ્રિસ્તિ ધર્મ ચાલવા માંડયો, પણ એશિયાખંડમાં તેની બહુ અસર થઈ નહિ. તેમાં પણ તે વખતની મૂર્તિપૂજાના મથક અરબસ્તાનની તો ઘણીજ વિચિત્ર અને ભયંકર સ્થિતિ હતી. ખર્ચના કારણસર દીકરીઓને જીવતી દાટતા, એક સ્ત્રી ઘણા પુરૂષો વચ્ચે થતી, અજ્ઞાન પૂર્ણ હતું, વિદ્યા નહિજ જેવી, 'અરબ' નો અર્થ પણ 'ગમાર' જેવો થાય છે, પ્રકાશ નામ ન હતું; અનીતિ અને અવ્યવસ્થા હતાં, તે દરમિયાન મહંમદ પયગમ્બર સાહેબે પ્રકટ થઈ ધર્મસંસ્થાપનાનો પ્રભુનો સંકલ્પ પૂરો કર્યો.

ઇ. સ. ૫૭૦ ના અગસ્ટની તા. ૨૯ સોમવારે પ્રાતઃકાળે તેઓશ્રીનો જન્મ પિતા અબ્દુલાસાહેબ નામના પવિત્ર પુરૂષ તથા માતા અમીનબીબીથી મક્કામા થયો હતો.

આ પયગમ્બરને 'હઝરત' (પવિત્ર) પયગમ્બર કહે છે, 'મહમદ' નો અર્થ 'પ્રતાપવાન' થાય છે.

શ્રીરામકૃષ્ણ પરમહંસની માફક તેઓશ્રી પણ ભણેલા ન હતા. વાલ્મિકિને જેવી રીતે દિવ્યશક્તિ પ્રાપ્ત થઇ ને લખવું વાંચવું આવડયું તેમ આ પયગમ્બરને પણ થયુ હતું. આ ધર્મને 'ઇસ્લામી' પણ કહે છે, ને તે પાળનાર મુસલમાન કહેવાય છે. 'મુસલમાન' 'મુસ્લીમ' ઉપરથી થયો છે, 'ઇસ્લામ' તથા 'મુસ્લીમ' નો મૂળ ધાતુ એકજ હોવાથી બંને શબ્દો યથાર્થવાચક છે: તેના અર્થમાં શાન્તિ, સુખ, મુક્તિ, કુશળતા, ભક્તિ અને શરણાગતિનો સમાસ થાય છે, તે સાથે નિરાકાંક્ષપણાનો ધ્વનિ છે. નીતિશાસ્ત્રની દૃષ્ટિથી જોતા તેનો અર્થ "સાત્વિક શીલ સંપાદન કરવા માટે પરિશ્રમ લેવો તે" એમ પણ થાય છે.

ધર્મનું મુખ્ય પુસ્તક કુરાન છે, તે અવલના જીસસ-ઇસા-મોઝીઝ-મુસા વિગેરે પયગમ્બરોના વચનો કુરાનના ફરમાનને ન નડે ત્યાં સુધી કબુલ રાખે છે; મંત્ર કુરાન અને હં. મહંમદ પયે-

ગમ્બર. ખ્રિસ્તિઓને માન્ય નહિ, અને ઇસુ તથા બાઇબલ દસ્તાવીને કુરાનથી વિરૂદ્ધ હોય તે માન્ય નહિ, આટલોજ ભેદ. કુરાને શરીફના ૩૦ ભાગ–સીપારે, ૧૪ અધ્યાય–સુરે, શુમારે ૬૦૦૦ શ્લોક, ૭૭૬૩૯ શબ્દ, અને ૩૨૩૦૧૫ વર્ણ છે લગભગ ૧૦૦ વર્ષ પછી પયગમ્બરનાં ભાષણો, કાર્ય, આચાર તથા કામ કરેલાં તથા નિકાલ કરેલા તેના સંગ્રહને 'હદીસ' કહે છે.

ફક્ત એક કુરાન તરફ દૃષ્ટિ કરવાથી યાહુદી તથા ખ્રિસ્તિ ધર્મની સંકલના પણ સમજાય છે, કેમકે આગળના બધા અનેક પયગમ્બરોનાં ફરમાન એકઠાં કરીને કુરાન બનેલું છે.

કુરાનનો ધાતુ 'કરઅં=વાંચવું' થાય છે. જેમ વેદનો ધાતુ વિદ્=જાણવું તેમ કુરાન તે 'વાંચવું.' અરબીમાં 'પ' ન હોવાથી કુરાન તે પુરાણ કહેવા શી હરકત છે? તેમાં શ્રુતિ જેવી કોઇ ઠેકાણે સ્થિતિ દેખાય છે, સ્મૃતિ તો છેજ, અને પુરાણ તો જોઇએ તેટલાં.

પયગમ્બરો ૧૨૦૦૦૦ થયા છે, તેમાંથી ફક્ત ૨૮ કુરાને શરીફમાં છે. આ કુરાન તે મહમદ સાહેબને ફીરસ્તા મારફતે મળ્યું હતું.

પયગમ્બર કોરેશજાતના મક્કાના રહીશ હાસમના કુળમાં હતા. વળી હઝરત એબ્રાહીમના દીકરા હઝરત એસ્માઇલના વંશજ પણ હતા. હઝરતના દાદા અબ્દુલ મુતલ્લેબ મક્કાના 'કઆબા' ના રક્ષક (પૂજારી) નો માનવંતો દરજ્જો ભોગવતા હતા. મક્કા ઉપર હબસાનો હાકેમ એબ્રાહીમ ચઢી આવ્યો તે અરસામાં હઝરતનો જન્મ થયો. તે વખતે 'કઆબા' માં મૂર્તિઓ હતી; તે અગાઉ તેમના પિતાશ્રી સ્વર્ગવાસી થયા હતાં; માતુશ્રી અમીનાએ દાદાને બોલાવીને સોંપ્યા; તેઓ કઆબામાં લઇ ગયા ને નામ મહમદ

પાડયું. હઝરતને હલીમાનામની આહેરાણીએ ઉછેર્યા હતા; શ્રી કૃષ્ણ માફક.

બારમે વર્ષે એક ખ્રિસ્તિ ફકીરે ભવિષ્ય કહ્યું કે "એ મોટા પયગમ્બર થશે." પચ્ચીસ વર્ષ થયાં ત્યારે ખતીજા નામની તવંગર ઓરતે તેમને નોકર રાખ્યા. પયગમ્બરશ્રી ૧૫ વર્ષે મોટાં હતાં એટલે કે તેમની ૪૦ વર્ષની ઉમર હતી. ખતીજા તેમના કામથી ખુશ થઇને આખર લગ્ન કર્યાં, તે સંબંધથી બે દીકરા ને ચાર દીકરી થયાં; સૌથી નાનીનું નામ ફાતમા. કોઇ કહે છે કે તેમણે ૯ સ્ત્રી કરી, ને કોઇ ૧૫ કહે છે. અયશા ઠેઠ સુધી જીવી–૪૭ વર્ષ જીવી. પાંત્રીસમે વર્ષે મક્કામાં મસજીદમાં 'કબ્આબા' ના મકાનની મરામત વખતે પાછા મૂળ જગાએ મૂકવા બદલ ઝઘડો થયો, તેનો નીકાલ હઝરતે કર્યો, ત્યારથી પયગમ્બરની નિશાનીઓ જાહેર થવા માંડી.

શરૂમાં વંશપરંપરાથી આવેલ 'કબ્આબા' માં પૂજન કરતા હતા. સ્વામી દયાનંદના માફક પહાડ વિગેરે એકાંત સ્થળમાં જઇ તપ કરવા માંડયું; ફીરસ્તાઓએ દર્શન આપ્યાં; અને ખુદાનાં ફરમાન સંભળાવ્યાં, તથા ઇસ્લામનો બોધ કરવા કહ્યું; પહેલાં શિષ્યો તેઓશ્રીની સ્ત્રી ખતીજા થયાં; પછી હઝરત અલી ઝેદ ને પછી પહેલા ખલીફા અબુબકર થયા; પછી ધીમે ધીમે ૫૦ માણુસ થયાં; ચોવીસમે વર્ષે મક્કાના કોરેશીઓએ તેમના ઉપર જુલમ કરવા માંડયો, ને કહ્યું કે તે ઢોંગી છે વિગેરે. એ પ્રસંગે બધાંને પોતે નાસી જવાનું કહ્યું, પોતે પણ નાઠા ને મદીને ગયા. ત્રીજે વર્ષે પાછા મક્કા નજીક 'ગેયફ' ગામમાં આવ્યા. ખતીજા ૬૫ મે વર્ષે ગયાં; પછી હઝરતે બીજાં લગ્ન કર્યાં; ધીમે ધીમે ઇસ્લામીની સંખ્યા વધી તેમ ફીરસ્તાઓ મારફત તેમને હુકમો પણ મળતા ગયા. ૫૩ મે વર્ષે પાછા ઇસ્લામીઓ સાથે મક્કે ગયા. આ યાત્રા વખતે પણ પાછોં કોરેશીઓએ જુલમ કર્યો, તેથી પાછા બધા મદીના ગયા.

આ સાલ ઘણી મહત્વની છે, કેમકે ઇસ્લામી સંવત ત્યારથી શરૂ થયો. 'હેજરા' એટલે 'નાસી ગયા' ની યાદદાસ્ત ખાતર ખાતર હેજરીસન શરૂ થયો. ત્યાર પછીની તેમની કારકીર્દી કાફ્રો સાથેની લડાઇઓમાં તથા યાહુદી સાથેની લડાઇઓમાં તથા ખ્રિસ્તિ સાથેના વાદવિવાદ વિગેરેમાં ગઇ; દશ વર્ષ સુધી આ ચાલ્યું; ઇસ્તં-બુલ તથા ઇરાનના શાહને ઇસ્લામ સ્વીકારવા કહાવ્યું; ના પાડવાથી લડાઇઓ થઇ; લડાઇઓ ઘણી થઇ ને તેમાંની ૨૭ માં પોતે જાતે ઉપરી હતા; આખરે મક્કા લીધું; તેઓશ્રીના અંતકાળ વખતે ઇસ્લા-મીઓની સંખ્યા ૧૨૪૦૦૦ થઇ હતી. મૂર્તિપૂજા તો એશિયા તથા યુરપમાં ઠેઠ પ્રાચીન વખતથી હતી; દરેક પયગમ્બરના વખતમાં હતી; ઘણે ભાગે હિંદુસ્થાનની મૂર્તિપૂજાનો ભયંકર વિકાર એ હોવો જોઇએ.

આ ધર્મમાં એકજ પરમેશ્વર માન્ય છે, તેને ખુદા કહે છે; તેનાં બે વિશેષણ 'રહમાન' અને 'રહીમ', 'રહમાન' તે આ દુનિયામાં અનેક બાબતમાં દયા રાખનાર અથવા મોમેનો (ઇસ્લામો) અને કાફ્રો બંને ઉપર આ દુનિયામાં દયા રાખનાર; 'રહીમ' તે કયામતને દિવસે ખાસ મોમેનો (ઇસ્લામી) ઉપર દયા રાખનાર.

ઇસ્લામના ઘણા શત્રુ હતા, કાફ્રો ખાસ તથા બીજા યહુદી ખ્રિસ્તિ, સાબેઇન, નસારા, મનુસ, મોશરકો. યાહુદી તથા ખ્રિસ્તિ લોકના પયગબરો ઇસ્લામને માન્ય છે ખરા, પરંતુ તેમની સાથે દુશ્મનાવટ હતી, કેમકે યાહુદીઓએ એક દિવસમાં ૪૪ પયગંબરને મારી નાખ્યા હતા, ને ત્યાર બાદ તેમને બોધ દેવા ૧૧૨ આવ્યા તેમને પણ મારી નાખ્યા. યાહુદીઓ હઝરતને પયગંબર માનતા નહિ; વળી ઈસા પયગંબરને પણ મારી નાખ્યા. ખ્રિસ્તિઓ સાથે દ્વેષનું કારણ કે તેઓ પણ મહુમદ સા૦ ને માનતા નથી, તેમ વળી

તેમના ત્રણ ખુદા છે, ખુદા, તેનો દીકરો ને મરીયમ માતા એમ ત્રણ ખુદા કહે છે, વળી હરામ હલાલનો વિવેક નથી.

હવે કુરાનમાં હિંદુશાસ્ત્ર જેવી ઘણી બાબતો દેખાય છે, લગભગ દરેકનો જવાબ છે, એ ચાર દાખલા આપીએ.

શેતાન તે એહબીસ અને તે ફીરસ્તા અઝાઝીલને ખુદાએ નામંજુર કરી કાઢી મૂકયો તે વિષ્ણુના પાર્ષદ જયવિજય જેવું છે. રકીબ અને અતીદ ફીરસ્તા તે અનુક્રમે ખુદાને ઘેર સારાં અને નઠારાં કૃત્યનું નામું લખનાર ચિત્રગુપ્ત. વળી આ મઝહબમાં જીવ કબરમાં તેના દેહમાં 'કયામતરોજ' સુધી રહે તેમાં તે જ રાતે મુનકર તથા નકીર ફીરસ્તા પરીક્ષા લે છે; પાસ થાય તો સુખે રહેવા દે, તથા સ્વર્ગની દિશાનું દ્વાર ખોલી ખુશીમાં રહેવા દે, અને નાપાસ થાય તો નરક તરફનું દ્વાર ખોલી કયામત સુધી કાયમ શિક્ષામાં રાખે. આ જીવ કબરમાં રહેવા બદલ અનેક વખત કુરાને શરીફમાં લેખ છે. જુઓ ૧૭–૮૦, ૨૦–૨૫, ૩૬–૫૨, ૪૨–૧૧, ૫૮–૧૫, ૧૬, ૧૦૦–૯ વગેરે.

પયગંબર પહેલાં મૂર્તિપૂજા કેટલી ખરાબ હતી, તેના દાખલામાં જુઓ કે સ્ત્રીપુરુષ નગ્નાવસ્થામાં મક્કામાં કાબાની પ્રદક્ષિણા કરતાં ( ૯–૩૧ ); મૂર્તિ અને ખુદાને જુદા ગણતા ને જુદા ભોગ આપતા ( ૬–૧૩૭ ); વળી દીકરીઓને જીવતી દાટતા કે મૂર્તિને કુરબાની કરતા ( ૬–૧૪૨ ).

જન્નત તે સ્વર્ગ અને જહન્નત–દુઝખ–તે નરક. માલેક તે દુઝખના ચોકીદાર ફીરસ્તાઓનો ઉપરી; 'વિરજા' નદીની કલ્પના પણ છે; ઉપરાંત દુઝખ ઉપર વાળ જેવો બારીક 'સેરાત' નો પુલ છે, તેની ધાર તલવારની ધાર જેવી છે; પુણ્યશાળી ચાલ્યો જશે ને પાપી

ઉંધે માથે નરકમાં પડશે, ને તે હમેશ નરકમાં રહેશે. જુઓ ૪૦–૧૧, ૧૨–૪૮, ૧૯–૫૦–૫૧ ૫૨–૫૬, ૭૦–૨૩–૨૪ વગેરે મક્કામાં બે મુખ્ય પવિત્ર વસ્તુઓ છે, ઝમઝમનો કુવો તથા કઆબા. કઆબા તે હઝરૂલ અસ્વદ–ને પવિત્ર 'સગઅસ્વદ' (अश्मन्=પથર), ઘણું કરીને વરાહ અવતાર જેવી કલ્પના છે, જમીનને જળમાથી કાઢી તેમાં પ્રથમનો એ પત્થર છે, ને મહાદેવની મિસાલનો છે એવું કોપ કહે છે. કઆબાનું મંદિર ૧૮× ૪ ફીટ તથા ૩૫ ફીટ ઉચું છે; તેમાં અગ્નિ-કોણમાં એક શિવલિંગ જેવો પત્થર છે. શિવજીના ત્રણ પ્રસિદ્ધ લિંગોમાં એક કાશી, બીજુ સોમનાથ અને ત્રીજું કઆબા એમ ત્રણ કહેવાય છે. તુર્કોના પુરાણા સિક્કામાં એક તરફ ચદ્રમા અને બીજી તરફ શિવલિંગનુ ચિન્હ હતુ, એમ કહેવાય છે, એટલે આ 'કઆબા' શિવલિંગ હોવું જોઇએ, એમ ઘણા કહે છે. પ્રથમ એ પત્થર સ્ફેદ હતો પણ 'હાજીઓના' પાપની કબુલતોથી કાળો થઇ ગયો એમ તે લોકો માને છે. 'કઆબા' ને ખુદાનું ઘર માને છે. આ સિવાય 'લાત' 'ઉજ્જા' તથા 'સનાત' એ બ્રહ્મા, વિષ્ણુ તથા શક્તિનાં પૂજન હતા એમ કહેવાય છે. 'કઆબાની' હદમાં એક પગલાના આકારનું પત્થરમા ચિન્હ છે, તેને 'મુસલ્લા' કહે છે, તેને ઇબ્રાહીમનું પગલું માનવામાં આવે છે ને તેથી પૂજાય છે. વળી મક્કાથી થોડે દૂર 'હીરા,' 'સફા,' તથા 'મર્વા' પહાડની પણ ખુદાના પવિત્ર સ્થળની યાદગીરી તરીકે, ગિરિરાજ માફક પરિ-ક્રમા કરવામા આવે છે. 'હજ' ની યાત્રા ઘણીજ પવિત્ર મનાય છે.

હઝરત એબ્રાહીમે પોતાની સ્ત્રી હાજર અને દીકરા હ૦ એસ્માઇલને મક્કામાં મુકયાં, તે વખત હ૦ એસ્માઇલને નીચેથી કુવો ફુટ્યો તે જ એ કુવો, ને ત્યારથીજ મક્કા વસ્યુ; તે પાણી-પવિત્ર ગંગાજળ–ફક્ત 'પૂજા' માટે લેવાય છે તેમ આચમન લેવાય છે, તથા યા ળુઓ 'રૂઝા' ખોલતી વખતે તેના પાણીથી

'જુમ્ણુ' કરે છે; ' કાબા ' પત્થરને ચુંમી કરે છે, તે પણ પ્રાચીન છે,

વળી કુરાનમાં ઠામઠામ બીજમંત્ર જેવા અક્ષરો આવે છે. શરૂમાંજ અ-અ-મ-નો અર્થ अहंब्रह्मास्मि જેવો દેખાય છે. આ પ્રમાણે ગૂઢ મંત્ર જેવા બીજા પણ અક્ષરો વારંવાર આવે છે, તેના અર્થો પણ પંડિતો જૂદા જૂદા કરે છે.

જારૂત ને મારૂત બે ફીરસ્તાઓ હતા. આદમના વંશજો પાપ કરતા હતા તેથી તેમને સુધારવા ખુદાએ આ બે ફીરસ્તાઓ મોકલ્યા, તેમાં ઝોહરા નામે એક સ્ત્રી પણ ફરીયાદે ગઇ તેની સાથે તેઓ પ્રેમમાં પડયા, અને દારૂ પીધો. આ ફીરસ્તાઓ શિક્ષા ભોગવે છે, ને પેલી ઓરત શુક્રનો તારો થઇ! એજ શુક્રનો તારો તે આપણા શુક્રાચાર્ય, તેમ વળી ધ્રુવના તારા જેવી હકીકત!

' કયામત ' તે ' પ્રલય, ' ' કુરબાની ' તે જ નાનો પશુયજ્ઞ અથવા ભૈરવ, કાલિ દેવોને પશુ બળિદાન અપાય છે તે. વળી એમ કહેવાય છે કે હ૦ મહમદ સા૦ ના દાદા હાસમે ' ઝમઝમ ' ની અંદર કંઇક ખજાનો છે એમ સમજી ખોદાણ કર્યું પણ કાંઇ મળ્યું નહિ તેથી દીકરાની કુરબાની કરવાની માનતા લીધી, ખજાનો જડયો, પણ કુરબાની માટે તેમની પત્નીએ વાંધો લેવાથી ઉંટનું બળિદાન આપ્યું.

પયગમ્બર મુસા તથા એબ્રાહીમનાં જન્મની વાત શ્રીકૃષ્ણને કાંઇક મળતી દેખાય છે. મુસાની ખાતર ૭૨૦૦૦ બાળકોનો નાશ થયો હતો ( આ બદલ યાહુદી ધર્મમાં ખુલાસો છે ). કુરાનેશરીફ ઉપરથી દેખાય છે કે તે વખતમાં ૭૧ પંથ યાહુદીમાં, ૭૨ ખ્રિસ્તિમાં અને ૭૩ ઇસ્લામમાં હતા, અને ઇસ્લામમાંથી એક સિવાય બધા દુઝખમાં જશે ( ૬-૧૬૦ તથા નીચેની ટીકા. ).

પ્રથમ કહેવાયું છે કે બધા ધર્મની ઉત્પત્તિ આર્યધર્મમાંથી છે

તેના પુરાવામાં જુઓ કે આ છેવટના કુરાનમાંજ તેમના પંડિતો તે વાત સાબીત કરે છે.

આદમની પીઠમાંથી એક પછી એક ઓલાદો થઇ તેમાં એક વખત ખુદાએ કબુલત લીધી તે સ્થળ હિંદુસ્થાનમા "હ્રય" નું સ્થાન હતું એમ કેટલાક 'તફસીર' લખનાર કહે છે. (૭-૧૭૨ તથા તેની ટીકા જુઓ).

વળી હઝરત નૂહે વહાણુ બાંધ્યું ને અરસામાં એક 'ચૂલો' નીકળ્યો, તે જગા પણ હિંદુસ્તનમાં છે, તેના પાણીથી હવે રોટલી પકાવી. પછીના પયગમ્બરોને પણ તેમણે આખર નૂહના વખતમાં તેમાંથી પાણી નીકળ્યું એટલે તેઓ વહાણુમા ચઢી બેઠા (૧૧-૪૦ તથા ટીકા).

ખુદાએ પ્રથમ એક નક્કર ઢગલો બનાવ્યો, પછી તેમાંથી સાત પૃથ્વીનાં પડ કર્યાં, અને સાત આકાશ બનાવ્યાં (જુઓ ૨૧-૩૦); વળી આ સાત પડની પૃથ્વી તેની પણ, સાત આકાશ માફક સાત પૃથ્વીઓ કરી (જુઓ ૬૫-૧૨), તે હિંદુનાં ચઉદ લોકની કલ્પના છે; આદમ ને માટીમાંથી બનાવ્યો, એ પચ મહાભૂતમાંથી ઘણુંજ સ્થૂળ તત્ત્વ તેની કલ્પના છે. વળી ખુદાએ પ્રથમ જળ સરજાવ્યું, એ પણ હિંદુશાસ્ત્રને મળતું છે. જેવી રીતે કુમારિલભટ્ટ જન્મથી બૌદ્ધ હતો ને તેમની વિદ્યા શીખીને અંતે તે જ ધર્મનો નાશ કર્યો, તથા સુધન્વા રાજાએ પણ કર્યું, તેમ હ૦ પયગંબરે બૌદ્ધ માફક વિકૃત હિંદુધર્મ સાથે, હિંદુ-કાફર-મટીને સર્વેને સુધાર્યા.

હ૦ ઇબ્રાહીમને તે વખતના લોકોએ પ્રહલાદની માફક સંળગતી આગમાં નાખ્યો હતો, પણ કાંઇ ઇજા થઇ નહિ અને અગ્નિ શાંત થઇ ગયો. આ પ્રમાણે દૃષ્ટાંતોનો પાર નથી. અરબ લોકમાં તે વખતના કેટલાક નઠારા રિવાજ હતા તે બંધ કરવા

તથા એકંદર લોકોને નીતિને માર્ગે લઇ પ્રભુ તરફ વાળવા માટેજ ઘણો પ્રયત્ન છે, બાકી જુદા જુદા ફિરસ્તા પયગંબર વિગેરેના ઉપર તે વખતના વિરૂદ્ધ પક્ષના લોકોએ આક્ષેપ કરવામાં તથા પયગંબરોને સંકટ દેવામાં બાકી રાખી નથી.

હિંદના ભક્તો જેવી આ ધર્મમાં પણ સખ્ત કસોટી નંકળી છે. ફિરસ્તાને ખુદાની દીકરીઓ કહેતા, અને નિમાઝ વખતે તળીઓ પાડી, બુમો પાડી, ઘોંઘાટ કરી વગેરે અનેક રીતે સતાવતા હતા તેમના ઉપર કોપ થતો, બાકી માત્ર વ્યાજબી રીતે ન્યાય પુરઃસર જે કોઇ અવાજ* કરે તે સામે વિરોધ ન હતો. એક શુક્રવારને રોજ હ૦ સાહેબ મસજીદમા બોધ કરતા હતા, તે વખતે દુષ્કાળ હતો; તે સમયે શામ ( મુલકનુ નામ છે ) માથી વેપારીઓ ખોરાક લઇ વેચવા આવ્યા, આ લોક ઢોલ વગાડીને ફરતા હતા, એ ઢોલ સાંભળીને બંદગી કરતા કરતા પણ મુસલમાનો બ્હાર નંકળ્યા ને ખોરાક વેચાતો લીધો; ફક્ત ૧૨ માણસ ટકી રહ્યા ( ૬૨–૧૧ ની ટીપમાં 'હદીસ ' નો છતલ્લો આપીને લખ્યું છે. ), મતલબ કે કેવળ ઉંચામાં ઉચા પ્રકારની ભક્તિ, શાંતિ, દયા, ક્ષમા વગેરે હતાં. હાલનો વિકાર તો સર્વેમાં છે તે પ્રમાણેજ થાય છે. હીબ્રુ તથા અરબી ભાષામા મુસલમાની ધર્મનુ વિવેચન કુરાનમા છે, અને ગ્રીક તથા હીબ્રુમા ખ્રિસ્તિ ધર્મનુ છે. અરબી, મોગોલિક, સેલ્ટિક, ફારસી વિગેરે ભાષામા મોઝીઝનુ તોરત ( તૌરેઝી ), ડેવિડનું ' સામ ' અગર ' જબ્બુર ', ઇસસનું ' એન્જીલ ' યા ' ગોસ્પેલ ', અને છેવટનું મહુમદનું કુરાન એ ચાર મોટા ગ્રંથોનું જ્ઞાન આપનાર ચાર મહાત્મા થયા તે પયગંબર કહેવાય છે. આ ચારે પુસ્તકો ખુદા–

* હાલ મસજીદ આગળ વાજા વગાડવામાં લડાઇઓ થાય છે પણ તે ફક્ત હિંદુસ્થાનમાજ, તુર્કસ્તાન તથા અફઘાનિસ્તાનમાં મૂળ મુદ્દો સમજેલા હોવાથી ત્યાં ભાંજઘડજ નથી.

પરમેશ્વરે સત્ય ધર્મના પ્રકાશ માટે પયગંબરોને આપીને ધર્મનો ઉપદેશ કરવા ફરમાન કર્યું હતુ, એમ કહેલુ છે. બાઇબલમાં બીજા ત્રણેનો ઘણો ભાગે સમાસ થઇ જાય છે. કુરાનમાં પ્રસગે બાઇબલને મળતુ અને પ્રસગે વિરૂદ્ધ પણ છે. 'વેદ' શબ્દ વિદ્ જ્ઞાનવાચક ધાતુ ઉપરથી નીકળ્યો છે, તેમ 'ઇસ્લામી' નો અર્થ આગળ કહ્યા પ્રમાણે નિરાકાર ઇશ્વર થાય છે. હજી કેટલુ સત્ય અપ્રકટ હશે તે પ્રભુ જાણે! જેમ કે કેટલાક તો અથર્વવેદમા अल्लोपनिषद् અકબરના વખતમા દાખલ થઇ ગયુ છે, એમ પણ માને છે, ને સનાતનીઓ ના પાડે છે. ખરી ખબર પ્રભુને.

આ પયગબરોએ હજારો વર્ષ ઉપર આ કિતાબો લખ્યા છે એમ મનાય છે. મૂળના ફરમાનમા વિકાર થાય એટલે પાછું બીજું ફરમાન થાય. હિંદુ સ્મૃતિઓના માફક કાંઇક સ્વરૂપ છે. આ બધાં ફરમાનોમા છેવટનો મહમદ પયગબરનો દુનિયાંની આખર સુધી હમેશ માટે ચાલશે, એમ ખુદાનુ છેવટનુ ફરમાન છે, એટલે હાલમાં તો ફક્ત કુરાનેશરીફજ માન્ય છે. કુરાનમાં આગળનાં બધા ફરમાનોનો સમાસ છે. આગળ કહ્યા પ્રમાણે કુરાન પણ પુરાણુ છે, કેમકે અરબી ભાષામાં 'પ' અક્ષર નથી. હિદુ તથા મુસલમાન ધર્મ કેટલે દરજજે મળતો છે તે સંબધમા મળીયાના સ્વ૦ મોરજી ઠાકોર સાહેબે એક પુસ્તક લખ્યુ છે તે ઉપરથી સમજાશે.

આ ધર્મમા હિદુ પુરાણુ માફક ઓલિયા, ઋષિઓ માફક ત્રિકાળજ્ઞાની હતા. તેઓએ ભક્તિ જ્ઞાન, નીતિ એ બધું સમજવા માટે 'અલ્હદિથ', 'ઇજમા,' કિયાસ' વગેરે સ્મૃતિ પુરાણની મીસલના અનેક ગ્રથો લખ્યા છે, તેમા સૃષ્ટિ અસંખ્યવાર ઉત્પન્ન થઇ અને નાશ પામ્યાની વાતો છે. અનેક સૃષ્ટિઓમાં, અનેક વખતે, અસંખ્ય વીર થઇ ગયા છે તેમા જીન જેવા દુષ્ટ પણ દેખાય છે;

મતલબ કે હિંદુ પુરાણો જેવીજ યોજના આ દેખાય છે. જ્ઞાનદૃષ્ટિથી જોતાં આ બધું ઠીક છે, પરંતુ ચુસ્ત સાધારણ મુસલમાનને તો કુરાનેશરીફ જે વ્યવહારમાં ચાલે છે તે જ કબુલ છે, પછી વિદ્વાનો અગર સંસ્કારીઓ ભલે અર્થો કરવામાં વિહાર કરે!

આ પ્રમાણે 'કુરાન' આ ધર્મમાં માન્ય, તથા આધારભૂત મૂળ ગ્રંથ છે.'કુરાન' આરબી શબ્દ છે. તેના મૂળ ધાતુનો 'અર્થ એકઠું કરવું' એમ થાય છે. ઇતરધર્મ પુસ્તકોની માફક આ ગ્રંથ પણ પયગંબરના પછીથી લખાયો છે એમ આધુનિક વિદ્વાનો કહે છે. વેદમાં જેમ અમુક ઋષિનું નામ છે પરંતુ તે ઇશ્વરનીજ આજ્ઞા ગણાય છે તેમ 'કુરાન' એ મહુમદ પયગંબર મારફત ખુદાએ કરેલું ફરમાન છે; માત્ર ઋષિને ઠેકાણે પયગંબર સમજવાના છે. વિદ્વાનો ગમે તેમ અનુમાન કરે પણ શ્રદ્ધાળુ માટે તો કુરાન ખુદાએ ફિરસ્તા મારફત પયગમ્બરને આપેલું મનાય છે.

છ પ્રકારનાં ઇમાન કહ્યાં છે તેમાં ઇશ્વરની ભાવના હિંદુધર્મ જેવી છે; શિવ વિષ્ણુનાં જેમ સહસ્ર નામ છે તેમ ખુદાનાં ત્રણ હજાર છે. જેમ શિવ વિષ્ણુ અગર કહો કે મુખ્ય દેવનાં હજારો લાખો નામ છે, તેમાથી માત્ર હજાર હજાર મળી આવ્યાં છે, તેમ ત્રણ હજારમાંથી ફક્ત ૯૯ કુરાનેશરીફમાં છે.

આ ધર્મમાં સધર્મી માટે અરસ્પરસનો બંધુભાવ ઉંચામાં ઉંચી કોટિનો છે તેવો અપૂર્વ સાચો બંધુભાવ ભાગ્યે કોઇપણ ધર્મમાં હશે. કાફરના 'ધર્મને 'કુફ્ર' કહે છે; તેમાં મૂર્તિપૂજક, અગ્નિપૂજક તથા નરાલમાં ખ્રિસ્તિ યાહુદી વગેરે આવે છે. 'કાફર' મટીને ઇસ્લામી થયો કે પછી તે ઇસ્લામી માત્રનો પ્રેમપાત્ર થઇ ચૂકયો. ફ્રીમેસન જેવોજ ભ્રાતૃભાવ! કાફરને મારવા પણ ખાસ આગ્રહ કર્યો છે, પરંતુ 'કાફર' ના અર્થમાં ગેરસમજ થવાથી જેમ દરેક ધર્મમાં

વિકાર થાય છે તેમ વિકાર થયો અને તેથી ઇતિહાસમાં ઘણાં ક્રૂર કર્મો થએલાં જોઇએ છીએ. પયગંબર પ્રકટ થયા તે વખતે ચોતરફ ક્રૂર મૂર્તિપૂજા હતી, ધર્મનું ઠેકાણું ન હતું, અરબસ્તાનમાં યાહુદી તથા ખ્રિસ્તિ ધર્મ પણ હતા. આ બધા ધર્મોમાં ઘણો વિકાર થઇ ગયો હતો.

આવા સંજોગોમાં પયગંબર પ્રકટ થયા અને કહે કે, "હું ઇશ્વરનો સેવક છું, અને ઇશ્વર–ખુદા–નાં ફરમાનને માન આપવું જોઇએ" એમ કહી, "ઇશ્વર તરફ લક્ષ આપો, તેની ભક્તિ કરો અને તેને નહિ માનતાં મૂર્તિનેજ માની અનાચાર કરતા બંધ પડો", એ પ્રમાણે બોધ કર્યો મૂર્તિમાં માણસ ભરાઇને ફરમાન કરતા એમ આગળ કહેવાયું છે. મૂર્તિપૂજન બંધ કર્યું પરંતુ શંકરાચાર્ય પ્રચ્છન્નબૌદ્ધ કહેવાય છે, તેમ પયગંબરે મક્કામાં 'કઆબા' નામનો કાળો પત્થર પૂજાતો હતો તેનું પૂજન–ચુંબન–કાયમ રાખ્યું. પયગંબરના આ ખરા બોધની અસર લોકો ઉપર એટલી થઇ કે મૂર્તિપૂજાનો મુખ્ય આચાર્ય હતો તેણે પોતાના હાથેજ હજારો પુતળાં તોડી નાખ્યાં. આ પયગંબરને અનેક સંકટો નડયાં હતાં, પરંતુ બધું સહન કર્યું અને ખુદાનું ફરમાન બજાવ્યું. ઈશ્વર તથા સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે સંબંધમાં બાઇબલના જુના કરાર પ્રમાણે માન્યું છે એમ દેખાય છે.

તેઓશ્રીના ઉપર લોકોનો અથાગ વિશ્વાસ હતો, તેથી તેમને 'અલઅમીન'–વિશ્વાસપાત્ર–પણ કહેતા. પયગંબરના સિદ્ધાંતમાં શાંતિ મુખ્ય છતા બીજાઓ સાથે લડાઇ થવાનું કારણ એ હતું કે સારા લોકને બીજાઓ ત્રાસ આપતા હતા, અને એક ખુદાનો મુદ્દો નહિ સ્વીકારીને અત્યાચાર કરતા હતા, તેમને વિષ્ણુના અવતાર પરશુરામ ભગવાન માફક બળજોરીથી પણ ઠેકાણે આણ્યા હતા. પાછળથી ધર્મના નિમિત્તથી યુરપમા ક્રુઝેડો થઇ, અગર ઇરાન હિંદુસ્થા-

નમાં તેમ સર્વત્ર કાપાકાપી તથા કતલો થઇ તેમાં પયગંબરના ફરમાનનો સંબંધજ નથી. એ બધી લડાઇઓ મુખ્યત્વે રાજ્ય લોભની હતી કેમકે ખ્રિસ્તી પારસી, હિંદુઓ એમ બધા સાથે લડાઇ કરી ને કતલો કરી છે તેમ મુસલમાનોમા અંદર અંદર પણ કયા થોડી થઇ છે? માત્ર ઝનુની લોકોએ ધર્મના નામથી ત્રાસ ઘણો કર્યો, તેમ કોઇ ઝનુની બાદશાહો તથા ચઢાઇ કરનારાઓએ અન્યાચાર કર્યો તેમાં ઇસ્લામી ધર્મનો દોષ કાઢવો એ અર્થ વગરનું છે. ધર્મને બદનામી આપવાની આજ સુધીની ગેરસમજ કેટલાક ઇતિહાસકારોએ ચલાવી છે, પરંતુ તે વાસ્તવિક લાગતી નથી. પયગંબરના હાથમાં કુરાન અને સમશેર હતાં તો પરશુરામના હાથમા પણ શુ હતું? બનેમાં કેટલું બધું સામ્ય છે?

બેશક કાળે કરીને જેમ દરેકમાં વિકાર થાય છે તેમ આ મઝહબમાં પણ વિકાર થયો, અને તેનો ગેરઉપયોગ થયો છે, પરંતુ તેથી કાંઇ સાચા મુદ્દા ઉડી જાય નહિ. ધર્મના સિદ્ધાંતોમાં તો શાન્તિજ છે, કુરાનના ફરમાનમાં ધર્મનિષ્ઠ થવાનું કહેલુ છે પછી તે ખ્રિસ્તિ હો, યાહુદી હો, કિંવા કોઇ પણ હો; પરંતુ ઇશ્વર એક છે; પરલોકમાં જવાનું છે, તે બદલ શ્રદ્ધા રાખી સદ્ગુણ પાળવાથી, સારાં કર્મ કરવાથી સારાં ફળ મળશેજ, પછી તેને દુઃખ અગર બાધા રહેજ નહિ એ મતલબનું ફરમાન છે. પરમેશ્વર પાસે જવાની ઉત્કંઠાને બદલ તેની બીક રાખને સદાચાર પાળવો અને ધર્મ પાળવો એજ મુખ્ય સાધન કહેલું છે

આ ઇસ્લામી અગર મુસલમાની ધર્મમાં તેમ તે અગાઉના ખ્રિસ્તિ ધર્મમાં તથા બનેના મૂળ યાહુદી ધર્મમાં તથા તેથી પ્રાચીન ઝરથોસ્તી ધર્મમાં અને સૌથી પ્રાચીન મિસર તથા બેબિલોનના ધર્મમાં પણ વૈષ્ણવી ભક્તિ પ્રધાન છે. ખ્રિસ્તિ ધર્મ જેમ બુદ્ધ ધર્મના સિદ્ધંતોને મળે છે તેમ ઇસ્લામી મઝહબ ખ્રિસ્તિને ઘણે

ભાગે મળનો છે. ઈસુને પયગંબર કબુલ કરે છે–યાહુદી કબુલ કરતા નથી, તેઓ કહે છે કે હજી હવે ઈસુ થવાનો છે–પણ ખુદાનો દીકરો કબુલ કરતા નથી. છેવટના પયગંબર હ૦મહમ્મદ અને ફરમાનમાં તેમનાજ ફરમાન કબુલ રાખે છે. આ તથા ખ્રિસ્તિ ધર્મો સ્વર્ગથી આગળ જઈ શકયા નથી, ઈશ્વરને દયાળુ ઈનસાફી માન્યો છે પરંતુ ભક્તિભાવના ગૌરવ માટે ગમે તેવા પાપીને પણ ગુન્હો માફ કરી શકે છે અને તેને સ્વર્ગ બક્ષીસ આપી શકે છે એમ કહેલું છે. હિંદુશાસ્ત્રમાં અજામિલે જેમ પોતાના દિકરા નારાયણનું નામ મરતી વખત દીધું તેથી વિષ્ણુના પાર્ષદના દર્શન થઈ છેવટ મોક્ષ પામ્યો તેમ ખુદા પણ ઈનસાફ કરતા દરમ્યાન ખાસ કેસ તરીકે ગમે તેને મહેરબાની બતાવી શકે છે. આ પ્રમાણે મહેરબાની માટે અવકાશ છે પરંતુ જે ગુન્હા માટે બક્ષીસ નથી તેવા માટે આ મઝહબની નરક–જહન્નમની કલ્પના ઘણી ભયંકર છે, ત્યાં જનારને પછી બીચારાને છુટવાની આશાજ નહિ, એ નિરાશાજનક છે. કેટલાક કહે છે કે તેવાઓને પણ છેવટ સ્વર્ગ મળવાનું પરંતુ તે કાંઈ સર્વમાન્ય નથી. સ્વર્ગ–નરકની કલ્પના તથા 'કયામત રોઝ' ની કલ્પના ખ્રિસ્તિ ધર્મ જેવીજ લગભગ છે. બાઈબલનાં ફરમાન માન્ય ખરાં, પરંતુ કુરાનેશરીફનાં ફરમાન વિરૂદ્ધ ન હોય ત્યાં સુધીજ. જેમ પયગમ્બરની અવલના પયગમ્બર ઈસુ પ્રકટયા તે વખત બધે મૂર્તિપૂજા હતી, તેમ હ૦ મહમ્મદ પયગમ્બરની વખત પણ મૂર્તિપૂજા હતી, પરંતુ બંને પયગમ્બરોના ફરમાનમા તફાવત છે. ઈસાપયગમ્બરની અવલ પણ મૂર્તિપૂજા હતી તેમ પયગમ્બરો પણ હતા, તથા ખુદાનાં ફરમાન પણ ચાલુ હતાં. ઈસ્લામી મઝહબની અગાઉ આ ધર્મને 'ઈસ્લામી' મઝહબ કહેતા. આ મઝહબ તે સાબેઈન, ઈબ્રાહિમી, યાહુદી અને ખ્રિસ્તિ છે. આ બધા મઝહબોમાં વિકાર થઈ ગયો હતો અને તેથી મહમ્મદ પયગ-

મ્બર થયા ત્યારેજ સાચા મુસલમાન થયા. ખ્રિસ્તિધર્મ માત્ર યુરપમાં હતો અને ઇસ્લામી એશિયામાં થયો અને યુરપ વિગેરેમાં ગયો.

ખ્રિસ્તિ તથા ઇસ્લામી ધર્મ પ્રવર્ત્યા તે પહેલાં આખી સૃષ્ટિમાં હિંદુ ધર્મ હરેક પ્રકારે હતો, એમ હવે વિદ્વાનો સમગ્રપણે કહે છે. દેશકાળને લઇને વિકાર પામે એ ખરૂં, બાકી તત્ત્વ હિંદુનું હતું.

હવે ઇસ્લામી ધર્મ હિંદુસ્થાનમાં ક્યારે દાખલ થયો તે સંબંધમ, વિદ્વાનો કહે છે કે મુસલમાનોએ સિંધ જીત્યું તેના સો વર્ષ અગાઉ કોચીનમાં વેપારી તથા પાદરી તરીકે આવ્યા. સાતમા સૈકામાં મલેકમદીના નામનો વેપારી થોડા ધર્મગુરૂઓ સાથે મેંગ્લોરમાં ઉતર્યો. મલબારનો સંવત છેવટનો પરૂમલ રાજા ઇસ્લામી ધર્મ સ્વીકારીને અરબસ્તાન ગયો, ત્યારથી ચાલ્યો છે. ધર્મ બદલ્યાની તારીખ ઇ. સ. ૮૨૫ ના અગસ્ટની તા. ૨૫ મી કહેવાય છે. આ પ્રમાણે દક્ષિણ હિંદુસ્થાનમાં લગભગ ૧૨૦૦ વર્ષ ઇસ્લામ હિંદુધર્મ સાથે સંપીને ચાલ્યો.

કેટલીક બાબતમાં ખ્રિસ્તિ ધર્મમાં નથી તેવા મૂળ યાહુદી ધર્મના સિદ્ધાંતો પણ આ ધર્મમાં છે, ખાનપાનમાં અમુક ' હક્ક ' અને અમુક ' હરામ ' એ યાહુદી ધર્મના સંસ્કાર છે.

આ પ્રમાણે આ ધર્મના સિદ્ધાંતો છે, પરંતુ જેમ ખ્રિસ્તિ ધર્મમાં ગૂઢ વેદાન્ત છે તેમ આ ધર્મમાં પણ છે એમ વિદ્વાનો કહે છે. સુફી જેવા પંથમાં તો વેદાન્ત સ્પષ્ટ છે; પરંતુ કુરાનમાંજ તેવા ગૂઢ અર્થ છે એમ મનાય છે, માત્ર અધિકાર પરત્વે તે જોવાને પાત્ર થએલાઓ લાભ લઇ શકે, બાકી વિકાર તો ક્યાં થયો નથી? જેમ આર્યશાસ્ત્રમાં યજ્ઞની પશુહિંસાનો વિધિ આજ્ઞારૂપે નથી, પરંતુ અમુક વર્ગ માટે એક રોચક સાધન તરીકે હોવાનો મર્મ છે, ને તે પણ વાસનાવાળા માટે, તેમ આરબો પ્રથમ બહુ ક્રૂરતાથી

પશુને મારતા; એક દિવસ એક પગ કાપે ને બીજે દિવસે બીજો વગેરે, તે ઠેકાણે કતલ કરવાની વિધિ હ૦ સાહેબે કહી, પછી તે ધીમે ધીમે એક સામાન્ય ધર્મ-કર્મ-યજ્ઞની હિંસા માફક થઇ પડ્યું.

આ ધર્મમાં ઘણા પંથો છે. આગળ કહેવાઇ ગયું છે કે પયગંબરે ભાખ્યું હતું કે ૭૩ પંથો પડશે તે ઉપરથી ૭૩ નો મેળ લેખવામાં આવે છે.

મુખ્ય પંથ બે-શિયા અને સુન્ની છે. આ બે પંથમાં અગર બીજા સાથે મહત્વનો તફાવત નથી છતાં પણ સ્માર્ત વૈષ્ણવ જેવો કલેશ છે, તેથી વિશેષ છે. એટલુંજ નહિ પરંતુ ઇતર ધર્મો તરફ છે તે કરતાં પણ અરસપરસ દ્વેષ વધારે છે પરંતુ ખુબી એ છે કે વૈષ્ણવો અંદર અંદર લડે પણ શૈવ-સ્માર્ત સામે એક, તેમ ઇસ્લામીઓ અંદર અંદર લડે પણ ઇતર સામે એક !

શિઆ મઝહબમાં વળી આગાખાની મઝહબ છે, તેમાં તો હિંદુ ધર્મનું તત્ત્વજ દેખાય છે. વિષ્ણુ-ઇશ્વરના અવતાર મનાય છે. શિઆનો અર્થ "પક્ષકાર' થાય છે. સુન્ની સામે શિયા પક્ષકાર છે; પક્ષ મળી ગાદીના વારસાઇ હક બદલમાં પડ્યા લાગે છે પરંતુ અરસપરસના દ્વેષથી લાગે છે કે ઘણી ઝીણી બાબતોમાં તફાવત છે.

હી૦ સ, ૭૫૦ પછી પાછું અલીના વંશજો ખલીફાત બગદાદ લઇ ગયા તે ૧૨૫૮ સુધી રહી. પછી ખલીફાત કેરો તથા કોર્ડોવા ગઇ ને છેવટ કોન્સ્ટાન્ટીનોપલ ગઇ, અને હાલમાં અદશ્ય થઇ ગઇ; માત્ર હિંદુસ્થાનમાં તેનું નામ સંભળાય છે.

કેરોની ખલીફાત ૯૦૯ થી ૧૧૭૧ સુધી હતી; તે સીરીયાના સાગદીને તોડી, ૧૫૧૭ સુધી તુર્ક સરદારના તાબામાં રહી, પછી કોન્સેન્ટીનોપલ સેલીમે જીત્યુ. ૧૬૯૮ માં નેપોલીઅન બોનાપાર્ટે જીત્યું. છેવટ તુર્ક સેનાપતિ મહમદઅલીએ જીત્યુ.

આ ખલીફાઓમાં હારૂન ('અરેબીયન નાઇટસ' નો નાયક) તથા તેમના દીકરાનો અમલ સાર્વભૌમ હતો. એશીયા તથા યુરપનો મોટો ભાગ તેમના તાબામા હતો. તેઓ સર્વને માન આપતા, તેમના વખતમાં વિદ્યાની વૃદ્ધિ પણ ખુબ થઇ

આ પ્રસંગે હિંદુસ્થાનમા તાબુત-તાઝીય'—થાય છે તેનું મૂળ જોતાં એમ જણાય છે કે બાબર શીયા પથનો હતો; કરબલાની લડાઇ પછી બાબર દર સાલ ત્યાં યાત્રાર્થે જતો હતો, પણ હિંદુસ્થાનમાં આવ્યા પછી જવાતું નહિ ત્યારે મોલવીઓએ સમજાવ્યું કે હુસેનની કબરની પ્રતિમા કરીને દર્શન કરવાં તે ઉપરથી દસ દિવસનો સમારંભ કર્યો. હ૦ પયગંબર પણ મક્કાથી મદીના નસીને ગયા તે વખત પણ તેવી રીતે પ્રતિમા કરી હતી.

હિંદુસ્થાનમાં તથા ઇરાનમાં શિયા વિશેપ છે. અફઘાનિસ્તાનમા પણ છે. મહુમ્મદ પયગંબર પછી શંકરાચાર્યની ગાદી મારૂક, લોક પસંદગીથી અબુબકર ઉમર ઉસ્માન તથા અલી. એમ ખલીફાઓને સુન્ની માને છે, પરંતુ શિઆ એક ફક્ત અલીને માને છે. હજરત મહુમ્મદના આદ્યશિષ્ય, ભત્રજા અને જમાઇ અલીનેજ ખરા વારસ માને છે, અને તે અવલના ત્રણને અનાધિકારી કહીને નામંજુર કરે છે. અલી તથા તેમના અગીઆર વંશજ મળીને બાર 'ઇમામ' —ધર્મગુરૂ આચાર્ય કહેવાય છે. અલીને હજરત મહુંમદ જેટલું માન આપીને હઝરતઅલી પણ કહે છે. શીયાને પ્રથમના ત્રણ ખલીફ જેમ માન્ય નથી તેમ સુન્ની કહે છે કે ધર્મસભાએ મદીનામાં ઠરાવ્યા તે સાચા. અલી તે ચોથા ખલીફ, ને તે પછી ઝગડો જાગ્યો. આ ચારમાંથી બે પયગમ્બરના સસરા, અને બે જમાઇ થાય. ઇ. સ. ૬૩૨ થી ૬૬૧ સુધી પ્રજાસત્તક રાજ્ય ચાલ્યું—જે હાલ પાછું તુર્કોએ સ્થાપ્યું. છઠ્ઠા ખલીફા મુઆવિયાએ

અલીના દીકરા હુસન તથા હુસેન એમ વંશના બીજા બધા મારી નાખ્યા, અને ખલાફત દમાસ્કસ લઇ ગયો. મુઆવિયાના દીકરા અજીદે, હુસનને ઝેર દઇને માર્યો, અને ભાઇ હુસેને તેને ખલીફ સ્વીકારવાની ના પાડી તેથી લડાઇ કરવા લશ્કર મોકલ્યું. લડાઇ ઇરાનમાં કરબલામા થઇ ત્યા હુસેનનું મૃત્યુ થયું.

આ બે મુખ્ય પંથ સિવાયના પંથોમાં 'ઝાહેદ' મઝહબનો સંન્યાસ જાણવા યોગ્ય છે. એક વિચિત્ર 'હશશશીન' નામનો પંથ પ્રાચીન કહેવાય છે. આ 'હશશશીન' શબ્દમાથી ઇંગ્રેજી એસેસીન ( Assassin ) શબ્દની ઉત્પત્તિ થઇ કહેવાય છે. મુસલમાની ધર્મ નહિ સ્વીકારનારને જ્યા મળે ત્યાં કાપી નાખવાનો તેમનો સંકેત હતો. અગીયારમી સદીમાં સરીયામાં આ પંથ પ્રગટયો હતો. આના વિરૂદ્ધ 'અહમ્મદશાહી' પથ છે તેમા આવાં યુદ્ધ તથા ખુના મરકીની તદ્દન મનાઇ છે. બળજોરી ને 'જહાદ' બીલકુલ માન્ય નથી. ( જુઓ પાનું ૭૯ Census Report of 1901 part I. ) ૧૯૦૧ માં આ પંથના લોકની સંખ્યા ૧૦૦૦૦ દસ હજાર હતી

આવા અનેક પથો છે, પરંતુ નોંધ લેવા લાયક માત્ર સુફી પંથ અગર મહઝબ છે. આ મઝહબ વેદાંતને મળતો હોવાથી વિશેષ વિવેચનને પાત્ર છે.

ઇ. સ. ૬૨૩ માં મક્કા તથા મદીનામાંથી ૪૯ વિદ્વાનોએ એકઠા થઇ નિશ્ચય કર્યો કે આપણે એકત્ર થઇ પયગમ્બરના ફરમાનને અનુસરીને પાપનો પશ્ચાત્તાપ કરીને યથાશક્તિ ધર્મકૃત્ય કરવું પછી ત્યાં કસમ લીધા ને સ્વતંત્ર મત સ્થાપ્યો, તેનૂં નામ 'સુફી' પડયું. વાસ્તવમાં આ પંથ સ્થાપનાર કોઇ ખાસ દેખાતો નથી. ઇસ્લામી દેશોમાં વખતો વખત એના મહાત્મા પાકયા છે.

'સુફી' શબ્દ 'ફીલસુફી' નો સૂચક છે. વળી ગ્રીક 'સોફીઆ' (Soppia) એટલે ડહાપણનો શબ્દ છે તે પણ સૂચક છે. અરબીના મૂળ 'સાફી સાફ' એટલે શુદ્ધના અર્થમાં સુફીઓ પોતે સ્વીકારે છે. 'અહલી સુફા' એટલે દાન લેનારા એમ પણ અર્થ છે. વાસ્તવમા સુફી શબ્દનો સરળ અર્થ શુદ્ધ જ્ઞાની થાય છે. સુફ એટલે ઉન, ઉનનું કપડું એટલે કે પવિત્ર ધાબળી અથવા ઝબ્બો પહેરનાર ખુમી એ છે કે હિંદુમાં જે ઉન પવિત્ર તે જ ઇસ્લામીમાં! આ ધર્મમાં પ્રેમલક્ષણા ભક્તિ પ્રધાન છે અને અંતિમ હેતુ વેદાન્ત જ્ઞાન છે; આ જ્ઞાન તે 'તરીકત' કહેવાય છે.

હઠયોગ જેવી ક્રિયા પણ આ પંથમાં છે; પરંતુ 'મારીફતં' ની યોજનાના રાજયોગ જેવી છે. 'મારિફત' એટલે કે અભેદ સાક્ષાત્કાર. આ મઝહબનો મૂળ પુરુષ હઝરત અલી ખલીફા છે. તેમના ૪૫ શિષ્યો સંન્યાસીની માફક નીકળી પડયા હતા. વળી એમ પણ લખે છે કે–'સુફી' નામ પ્રથમ અબુહાસમ નામના સાધુનું ઇ. સ. ૧૫૦ ના અરસામાં પડ્યું, પરંતુ સુફી મઝહબનો બોધ તો ઝુન્નુ ને મિસ્રિ એ જાહેરમાં કરેલો દેખાય છે, અને તેથી કરીને ખરા પ્રથમના આચાર્ય તેઓશ્રી મનાય છે; પછી પ્રખ્યાત મનસુર બગદાદમાં રહ્યા.

આ મઝહબનો આશય પ્રેમમય બની, વ્યક્તિત્વમાં વ્યક્તિત્વ ગુમાવી દઇ, પ્રેમમય થઇ જવાનું છે. આ છેવટની સ્થિતિ તે જ 'હક્ક' એટલે સત્ય ને તે ઉપરથી 'હકીકત' શબ્દ સમજાશે. રૂમી જલ્લાલુદીન મહમદ સાહેબે સુફી તત્ત્વ ઉત્તમ સમજાવ્યું છે; વિશ્વની ઉત્પત્તિ પૂર્વે 'કદમ' અનાદિ ચૈતન્યનું તેજ સત્ય એટલે 'હક્ક'. વૈદિક ધર્મને આ ધર્મ એટલો બધો મળતો છે કે કુરાનને વેદવાણીજ માને છે.

આ ધર્મ આર્યધર્મ ઉપરથી ઉત્પન્ન થયાનું પાશ્ચાત્યો સારી પેઠે

માને છે. આ ધર્મનાં તત્ત્વો પણ ખ્રિસ્તિ માફક હિંદુસ્થાનમાંથી લેવાયાં છે એમ કહેવાય છે. કેટલાક પાશ્ચાત્યો અનુમાન કરે છે કે ઇરાનમાં ઇસ્લામી ધર્મ બળજોરીથી પળાતો તે સામે આ સુફી મઝહબ પ્રકટ થયો છે, પણ તે ખરૂં લાગતું નથી.

વળી એમ પણ કહેવાય છે કે કબીર સાહેબ, મહંમદ પેગંબરને મહાદેવનો—રૂદ્રનો એક અવતાર કહે છે. વેદની માફક કુરાનના 'યોગિક' અર્થ સાધારણ અધિકારીને ગમ્ય ન હોઇ શકે તેથી વેદનાં યજ્ઞાદિ કર્મો ઉપર સાધારણ અધિકારીની વૃત્તિ હોય છે, તેમ સાધારણ ઇસ્લામીને પણ કુરાનના સ્થૂળ અર્થ ગમ્ય છે, અંદરનું રહસ્ય સાચો અધિકારીજ સમજી શકે, એમ કહેવાય છે. વેદ, બાઇબલ માફક કુરાનના ફરમાનના અનેક પ્રકારે અર્થ થાય છે. આ મઝહબ ઇરાનમાં વિશેષ છે, અને હિંદુસ્થાનમાં સિંધમાં વિશેષ છે, તેમ અરબસ્તાન, મોરક્કો, ઇજીપ્ત તથા મુસલમાની લગભગ દરેક દેશમાં ખરો; બાકી પ્રકટ અગર ગુપ્તપણે સર્વત્ર છે; ગ્રીસમા હતો; પ્લેટોનો સાર્વભોમ પ્રેમ તે પણ આજ ઇશ્ક, રોમમાં પણ સ્વરૂપાંતરમાં હતો.

આ મઝહબનો પાયો પ્રેમ છે; વૈષ્ણવી ને તેમાં પણ ખાસ વલ્લભી સંપ્રદાયની અથવા ગૌડ સંપ્રદાયની પ્રેમલક્ષણા ભક્તિ અને વેદાન્તનું મિશ્રણ આ ધર્મમા છે. વૈષ્ણવ સંપ્રદાયમાં ભક્ત, સ્ત્રી—ગોપી—ભાવ બતાવે છે, અને પ્રભુને પુરુષ કહેલો છે, ને તેથી ઉલટ ભાવનાથી આ મઝહબમાં પ્રભુ તે માશુક અને ભક્ત આશક દેખાય છે; પરતુ પાછી મઝા એ છે કે જેમ રાધા તે કૃષ્ણ થઇ જાય અને કૃષ્ણ રાધા થઇ જાય છે, અને બંનેનું એક સ્વરૂપ અડધાંઅડધ થઇ જાય છે, તેમ આ મઝહબમાં પણ ખુદા આશક અને ભક્ત પણ માશુક પ્રસંગે થઇ જાય છે; મતલબ કે પ્રેમ સાગરમાં

અભેદ છે, ત્યાં વિધિનિષેધ છેજ નહિ. એમાં મસ્તી એટલી બધી છે કે તેનું વર્ણનજ ન થઇ શકે, માત્ર અનુભવ લે તે જ સમજી શકે, કેમકે પ્રેમ રૂપી 'શરાબ' કહેવાય છે, અને ભક્તિરસને પ્રેમ શરાબનો પ્યાલો કહે છે. કબીરસાહેબ અને બીજા દિવ્યજ્ઞાની મહાત્માઓની વાણી માફક કર્મકાંડ, પૂજન વગેરે 'શરિયત' ને એળગીને આગળ જનાર માટે આ શરાબ અગર પ્રેમ છે. માનવ પ્રેમ તે 'ઇશ્કમિઝાઝી' અને પ્રભુનો પ્રેમ તે 'ઇશ્ક હકીકી' અગર 'ઇશ્ક ઇલાહી' કહેવાય છે. શુદ્ધાદ્વૈતમાં 'આત્મા ને પરમાત્મા' નો તણખો કહ્યો છે, તે જ તત્ત્વ સુફીમાં છે. આ અનાદિ ચૈતન્ય 'કદમ' તે જ 'અલ્લા.' અલ્લાએ પ્રાણ ઉત્પન્ન કર્યો ને સૃષ્ટિ ઉત્પન્ન કરી, પણ તેને માયારૂપે ખોટી કહી છે, કેમકે સ્વતંત્ર અસ્તિત્વ તેનું નથી, લગભગ શંકરના અદ્વૈત સ્વરૂપનુ છે; અને આ ખોટી માયા સમજવા માટેજ ભક્તિ.

સાધનચતુષ્ટયના સ્વરૂપના આ મઝહબમાં ચાર પગથીઆં કહેલાં છે.

ફનાફીશય:—કોઇ પણ ચીજમાં ગુમ થઇ જવું તે, મતલબ કે હરેક પ્રકારની મૂર્તિપૂજા જેવી વિધિ.

ફનાફીશેખ:—કોઇ પણ ગુરૂમાં ગુમ થઇ જવું તે. ગુરૂ તે જ શેખ તે જ, સાકી ને તે જ ઉપર કહેલો એ શરાબનો પ્યાલો પાનાર.

ફનાફીરસુલ:—પયગંબરમાં ગુમ થઇ જવુ તે.

ફનાફીલાહ:—પ્રભુમાં ગુમ થઇ જવું તે, એટલે કે પ્રભુને સર્વસ્વ અર્પણ કરવું તે—જીવનમુક્ત દશા.

આ સિવાય વળી બકા—બાદ—ઉલ—ફના—વિદેહમુક્ત જેવી સ્થિતિ છે. સાંધુ જલાલુદીન, મનસુર, રૂમી આદિ આ કોટિના છે.

'હક્ક' નો અર્થ ઉપર કહેવાઇ ગયો છે, તે ઉપરથી 'અનલહક' મંત્ર સુફીનો છે તે ઉપનિષદ્‌ના अहंब्रह्मास्मि અગર सोऽहम्‌ના સ્વરૂપનો છે તેમ 'બલીનેસ્ત'-'બલી' એટલે 'હા' અને 'નેસ્ત' એટલે 'ના'-મંત્રનો 'શું' તું તે નથી? એમ અર્થ થાય છે, તે મંત્ર પણ तत्त्वमसिના સ્વરૂપનો છે.

ઉપરનાં ચાર પગથીઆં કહ્યાં તે પ્રમાણે મોક્ષની પણ ચાર ભૂમિકાઓ મનાઇ છે.

શરિયત—મુરીદ-શિષ્યના ધર્મ પાળવા તે.

તરીકત—ભક્તિમાર્ગ.

મસરફત—જ્ઞાનમાર્ગ.

હકીકત—મોક્ષમાર્ગ.

મહાત્મા સ્વેડનબર્ગ, લિયોટોલ્સ્ટૉય, બાબાપ્રેમાનંદ, ભારતી, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ, જૈન તત્ત્વજ્ઞાની કવિરત્ન આનંદઘનજી, તથા હાલના બુદ્ધિસાગરજી, પ્રેમાનંદ, દયારામ, નર્મદ, બાળાશંકર, મણિલાલ નભુભાઈ, પઢીઆર, સાગર લલિત, લાલન, કલાપિ, કવિ નાનાલાલ, વસંત આદિ રત્નો, કોઈ પણ પ્રકારે આ સુફી તત્ત્વના સ્વરૂપના પ્રેમના સંદેશા લાવનારજ કહેવા જેવા છે. મીરાંબાઇના જોટાની બસરાની રબીયાં બાનુ સુફી મઝહબમાં પ્રસિદ્ધ ભક્ત થઇ ગઇ છે, તેણે આ મઝહબ બહુ પ્રકાશમાં આણ્યો એમ કહેવાય છે.

આ ઠેકાણે કહેવું પડે છે કે ચૈતન્ય ભગવાનની પ્રેમભક્તિથી બંગાળામાં અસર થઇ, અને વલ્લભી પ્રેમભક્તિથી ગુજરાતમાં થઇ તેમ, આ સુફી પ્રેમની કવ્વાલીઓ, કજરીઓ તથા ગઝલોનું થયું એમ લાગે છે. પ્રેમાનંદ, ને તેમાં પણ ખાસ પ્રેમમસ્ત દયારામની ગરબીઓમાંથી અર્થને બદલે અનર્થ થવાનો સંભવ છે

તેવાજ સંભવ - સુફીની પ્રેમભક્તિમાંથી થાય તો શું આશ્ચર્ય? * 'ભેંસ આગળ ભાગવત' અને 'આંધા આગળ આરસી' જેવો ભેદ છે. માટેજ આ પ્રેમમાર્ગો પણ અધિકારી માટે છે, સાધારણ પામર માટે નથી કોઇ સમજે કે વલ્લભી પ્રેમમાર્ગ બહુ સહેલો અને સાધારણ વર્ગ માટે છે તો તે ભૂલ છે; પ્રેમમાર્ગ, કર્મ તથા ભક્તિમાર્ગથી પણ વધારે કઠણ છે. પામરો આ પ્રેમભાષામાં શું જાણે? વ્યભિચારજ જાણે. તેઓના મનમાં વ્યભિચાર અને બ્રહ્મજ્ઞાન ભેગા આવી શકેજ કેમ? આજ કારણથી અસંસ્કારી અજ્ઞાન સ્વધર્મી અને અજાણ્યા પરધર્મી આ પ્રેમમાર્ગની ઠઠ્ઠા કરે છે. અધિકાર સિવાય પ્રેમમાર્ગ ઉપર જાય તો ગર્દભ ને સાકરના ભોજન જેવા ઘાટ થઇ પડે, અને અંતે વિનાશજ સમજવો. પ્રભુ સાથે એકતા કરવી તે કાંઇ સાધારણ માણસનું કામ નથી; તે બીચારો ભલે કર્મો કર્યા કરે અને જ્ઞાનના વાતો કર્યા કરે. જેમ વલ્લભી સંપ્રદાયમાં છે તેમ આ સુફી મઝહબમાં પણ ગૂઢ તત્ત્વજ્ઞાન રૂચિકર તથા આકર્ષક અને સહજ સમજાય તેવું કરવાના હેતુથી શૃંગાર-યુક્ત બનાવવામાં આવ્યું છે, બાકી દેખીતો વ્યભિચાર અને બ્રહ્મ-જ્ઞાન અને તે પણ અદ્વૈત સિદ્ધાંતનું, એમ સ્થૂળ અને સૂક્ષ્મનો મેળ

---

* સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇ કહે છે કે:–It may be remarked that by leaving out the rational side of this religion of love from which Arabian and Persian Suffism has largely borrowed that it has dwindled into a religion of carnal enjoyment. It can however not be denied that the higher side is amply represented in the odes of Hafiz and a few other writers of his turn of mind, but these are rather the exception than the rule.

કેમ કરીને પડે ? તથા 'અદ્વૈત સિદ્ધાંતના સંબંધમાં સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇ લખે છે કે, It preaches not universal brotherhood but universal love, Universal Unity. Love your neighbour not as your brother but as yourself. ( see p. 94 of Monism or Advaitism ).

જેવી રીતે હિંદુશાસ્ત્રોમાં મહાત્માઓએ સંકટ વેઠ્યાં છે, તેમ સુફી મઝહબમાં પણ બન્યું છે. પ્રહ્લાદજી જેવા ઘણા દાખલા જોવામાં આવે છે. પ્રસિદ્ધ સાધુ મનસુર હલ્લાજે બગદાદના ખલીફાને મોઢે ' અનલહક '-અહંબ્રહ્માસ્મિ જેવો મંત્ર બોલવાથી તેને શૂળી ઉપર ચઢાવ્યો તોપણ તે જ મંત્ર બોલતો; તેમાંથી લોહીનાં ટીપાં પડ્યાં તેમાંથી પણ તે જ ' અનલહક ' શબ્દ નીકળ્યો; તેની પછી ચામડી ઉતારી તેમાથી, લોહીમાંથી, માંસમાંથી, હાડકામાંથી એમ બધામાંથી તે જ ' અનલહક ' શબ્દ નીકળ્યો; આખરે તેને બાળી મૂક્યો તો રાખમાંથી પણ તે જ શબ્દ નીકળ્યો; એ રાખ પાણીમાં નાખી તોપણ તેમાંથી તે જ શબ્દ નીકળ્યો.

હનુમાને સીતાજીને પોતાની છાતી ચીરી નાંખીને અંદર ' રામ ' શબ્દ લખેલો બતાવ્યો, તેવીજ આ પ્રેમભાવના છે.

શાહજાદા મજનુની લયલા તરફની પ્રેમની ભાવના પણ તેવીજ ઉચ્ચ કોટિની છે.

લયલાએ પોતાના રક્તબિંદુમાંથી અનેક મજનુ બતાવ્યા હતા! કેટલું રહસ્ય છે ? તેવી રીતે યોગીરાજ શમ્સન તબ્રીઝીએ પોતેજ પોતાની ચામડી ઉતારી આપીને પછી ચાલતા થયા હતા!

આવા અનેક પ્રસંગો બનેલા છે. શાસ્ત્રના તથા લૌકિક એમ બધા વ્યવહારની પેલીપાર જઇ આર્યાવર્તમાં તથા તેની બહાર ભક્તોએ જે ભક્તિરસ રેડ્યો છે તે બધાનું કેન્દ્રસ્થાન એકજ દેખાય છે.

જેમ ગોપીઓના શૃંગારમાંજ બ્રહ્મજ્ઞાન છે, તેમ સુફી મઝહબની વાણીમાં છે. નિદ્રા એટલે સમાધિ. ખુશબો એટલે સનમ–પ્રભુ–ની મીઠી નજરે, શરાબ એટલે પ્રેમની ઉન્મત્ત દશા, ચુંબન એટલે પ્રભુનું સામીપ્ય, સનમ એટલે પ્રિયા–પ્રભુ, સાકી એટલે ગુરૂ, સ્નેહ એટલે સાત્વિક સેવા, અધરરસ એટલે અપરોક્ષ અનુભવની ઝાંખી, ગાલની લાલી એટલે પ્રભુની દયા એ બધીજ અર્થ-વાચક શૃંગારની વાણી છે.

ગ્રીસના ઓર્ફિયસ ( Orpheus ) નામના મહાત્મા ગાયકે યુરિડિસ ( Euridice ) ની પાછળ સતુંજ કીર્તન કરવાથી બીજી સ્ત્રીઓએ તેનું ડોકું કાપીને પાણીમાં નાખી દીધું; ત્યાં પણ ' યુરિડિસ ' ' યુરિડિસ ' નો પ્રેમ જપવા માંડયું; તે સાથે તેની વીણા પડી હતી, તેમાંથી પણ તે જ શબ્દો નીકળ્યા. લાલન વેરાગણ, સમર્થ યોગી ગુલાબસિંહની રમા, જયદેવ કવિની પત્ની, રોમીયો ને જુલીએટ, વગેરે પ્રાકૃત ભાવમાં પણ ઉચ્ચ કોટિનાં દૃષ્ટાંતો છે.

આ બધી પ્રેમભાવનાઓ ' મર્યાદા ' બહારની એક કોટિની છે. સાધુ શિરોમણી જલાલુદ્દીન મહુમ્મદ સાહેબ જે 'રૂમી' નામથી પ્રસિદ્ધ છે, કેમકે તે ' રૂમમાં રહ્યા હતા તે પણ એક મોટા સુફી મહાત્મા થઇ ગયો છે. તે કહે છે કે, " હું ક્રિશ્ચિયન દેવળમાં ગયો, હિંદુઓનાં મંદિરોમા ગયો, પારસીઓની અગીઆરીઓ જોઇ વળ્યો, મક્કે ગયો ને જોયું, સંન્યાસીના મઠો જોયા, ડુંગર ઉપર, દરિઆમાં એમ ચોતરફ ખોળ્યો; પણ પરમેશ્વર જડયો નહિ, તે આખર મારા પોતાના શરીરમાજ જડયો ! ! " વેદનો ' કૂટસ્થ ' બીજે ક્યાં જડે? " મેરે દિલમેં મેરા પ્યારા હય મગર મિલતા નહિ, " સ્વરૂપનાં સુફી ભજનો ગમે તેવા નાસ્તિક તથા જડને પણ હચમચાવી નાખે તેવાં હોય છે વિસનગરના અનવરખાંનું અનવર કાવ્ય હમણાંનુંજ છે, આ મહાત્મા હમણાંજ સ્વધામે ગયા.

સૂફી મઝહબ હિંદુ ધર્મને એટલો બધો મળતો છે કે તેઓમાંથી ઘણાનું માનવું છે કે હિંદુસ્થાનમાં જે અવતારો થયા અગર મહાત્મા થયા તે અરસામાંજ અરબસ્તાનના મહાત્મા થએલા હોવા જોઇએ, પરંતુ સમય માટે મુકાબલો કરવો કઠણ છે. હિંદુશાસ્ત્રની ગણત્રીમાં મતભેદ પડવાથી ચોકસ થઇ શકતું નથી, એટલે તે સાહસ ઊઠાવવા જેવુંજ નથી સાર એટલોજ કે આગળ જેમ કહેવાઇ ગયું છે તેમ દરેક ધર્મની છેવટની કોટિમાં જતાં એકજ તત્ત્વ દેખાશે. સત્ય બે હોઇ શકેજ નહિ, અને તેથીજ બ્રહ્મ એક અને સત્ય છે; માત્ર નામરૂપના આવરણમાં ભેદ! અંતિમ દશાએ પહોંચ્યા પછી સંપ્રદાયનો આગ્રહ કેમ રહી શકે?

આર્ય ધર્મ સિવાયના પરકીય ધર્મો જેને અનાર્ય ધર્મો કહેવામાં આવે છે, તે બધાનું, ઘણા વખત કહ્યું છે તે પ્રમાણે, મૂળ આર્યજ નીકળે છે. હિંદુશાસ્ત્ર જોતાં બ્રહ્મામાંથીજ સુર અને અસુર થયા છે; તેજ આર્ય અને અનાર્ય સમજવાના છે. કશ્યપના દીકરા દેવ તથા દૈત્ય તે પણ આર્ય-અનાર્યની વહેંચણી છે. દૂષિત મનથી લખાએલા ઇતિહાસો ઉપરથી મુસલમાનના ત્રાસ તથા જુલમ અને ધર્મના વિરોધ યાદ કરીને હજી લોકો પોકાર ભલે કરે, પરંતુ પોતાની ભૂમિમાં પાકેલા હિરણ્યકશિપુ, રાવણ, કંસ આદિના ઇતિહાસ જોવાથી મુસલમાનના કહેવાતા જુલમ કઇ વિસાતમાં નહિ લાગે. આ મોટા રાજાઓને તો ઇશ્વર નામ સાથેજ દ્વેષ હતો; તે નામથી કોઇ પણ કૃત્યની પણ મનાઇ હતી; પોતાનેજ સર્વ શક્તિમાન ઇશ્વર મનાવતા આ આર્ય બાળકોના હાથે-નિર્દોષ આર્ય લોકોની જે હાનિ થઇ છે, તેનું વર્ણન પણ થઇ શકે તેમ નથી. રાવણના ખાણામાં બ્રાહ્મણનું રક્ત જોઇએજ, પછી તે ગમે ત્યાંથી લાવવું પડે. રામચંદ્રને બ્રાહ્મણોનાં અસ્થિના કેટલા ઢગલા બતાવવામાં આવ્યા હતા!

મુસલમાની મઝહબના ફરમાનમાં એક હાથમાં કુરાન અને

બીજા હાથમાં સમશેર રાખવાનું સૂત્ર છે એમ કહેનાર માટે દ્રોણા-ચાર્યનું વ્રત ધ્યાનમાં લેવાશે એટલે બસ છે. अग्रतश्चतुरोवेदान् पृष्टतः सशरंधनुः । આ પ્રમાણેનાં સૂત્રોનાં રહસ્ય સમજવામાંજ ખુબી છે. દ્રોણના "અગ્રે વેદ અને પાછળ ધનુષ" જેવુંજ આ કુરાન શમશેરનું ઓઠું છે. પ્રસંગોપાત્ તેવા પ્રકારો બનવા પામે તેથી તે કાંઇ ધર્મનાં સૂત્રો કહેવાશે?

આ કહેવાતા અનાર્યોની ઉત્પત્તિ પણ વળી આર્યભૂમિમાં દેખાય છે એમ પ્રથમ કહેવાઇ ગયુ છે. 'મ્હારા ધર્મવિચાર' ભાગ ૧ ના પ્રકરણ ૩ માં કાંઇક દિગ્દર્શન કરવામા આવ્યું છે. વિશ્વામિત્ર અને વસિષ્ઠની પ્રસિદ્ધ લડાઇમાં કામધેનુના હુંકાર-રમાથી અસંખ્ય અનાર્યો નીકળ્યા તેમાં શક, યવન, હૂણ, કાંબોજી અને બર્બર હતા. પાછી જરૂર પડી એટલે તે જાતો ઉપરાંત તેની રૂંવાંટીમાંથી મ્લેચ્છ હારીત, કિરાત, રૂમશાની (રૂંવામાથી નીકળ્યા તે), ખોરાશાની (ખરીમાથી નીકળ્યા તે) વગેરે અનેક અનર્યોની ઉપત્તિ બતાવી છે. આ રૂપક સહજ સમજાય તેવું છે. આવી રીતે આર્ય-શાસ્ત્રો, પુરાણ તથા ઇતિહાસો પણ, બ્રાહ્મણ ક્ષત્રિય એમ આર્ય લોકો ભ્રષ્ટ થવાથી બહાર કાઢેલા તેઓનાં નામ પણ નીકળે છે. વિશ્વામિત્રે પોતાના મોટા દીકરાઓને આજ્ઞાભંગ કરવાના દોષ માટે મ્લેચ્છો થવા આજ્ઞા કરી એમ શ્રીમદ્ ભાગવત જેવા ગ્રંથમાં પણ લખેલું છે. જૈનો વળી પોતાના આચાર્ય બાહુબળે આ ધર્મ પ્રવર્તાવ્યો એમ દાવો કરે છે. મતલબ એટલોજ કે આ બધાં નામ મૂળ આર્યોનાંજ છે. આર્યાવર્તમાથી તેઓ બહાર જઇને વસ્યા તે મ્લેચ્છ અગર અનાર્ય કહેવાયા. આ અનાર્યો તે કદાચ જૂના ઝંદ, લેટિન, ગ્રીક, આરબી સેમિટિક, મૉંગોલિક, ચીનાઇ ઇત્યાદિક હોવા જોઇએ; કેમકે બધાંના તત્ત્વો એકમેક સાથે તેમ હિંદુધર્મ સાથે મળતાં છે. ભાષાનું પણ તેમજ છે. સંસ્કૃતભાષા બધાનું મૂળ દેખાય છે.

આ પ્રમાણે આ પ્રકરણની શરૂઆતમાં કરેલા વિવેચન તથા પત્રક ઉપરથી તેમ પ્રાચીન ધર્મના વિવેચનથી તથા આગળના પ્રકરણોમા બતાવ્યા પ્રમાણે બધા ધર્મો એકજ સ્વરૂપે છે. માત્ર સ્થળ, સમય તથા પાત્રો પ્રમાણે નામ, રૂપ તથા અંતર્વ્યવસ્થાઓ જુદા દેખાય છે, બાકી મુદ્દો તથા પરિણામ એકજ છે એમ હવે પૂર્ણપણે સિદ્ધ થયુ એમ કહીએ તો હરકત નથી

## વિભાગ ૨ જો.

ઇતર પ્રાચીન પ્રજાઓ તથા તેમના ધર્મો બંને ઘણે ભાગે નષ્ટ થયા છે. સ્પાર્ટા, કાર્થેજ, ફીનિશીયા, બેબીલન વિગેરેના સ્થાનના પણ પત્તા નથી, ત્યા ધર્મોનો ક્યાં પત્તો? માત્ર ગ્રીસ તથા રોમના ઇતિહાસમાથી હકીકત મળી આવે છે. આ પ્રમાણે માત્ર પારસીઓ તથા યાહુદીઓએ, મુલક છોડતાં છોડતાં પણ ધર્મ સાથે રાખ્યો છે; તેથી તે દરેક અંશે બચવા પામ્યા છે ચીન જાપાનમાં હજુ પણ પ્રાચીન ધર્મો દેખાય છે.

પ્રથમ વિભાગમાં અનુક્રમ નંબર ૧-૭-૮ માં વિદેશી ધર્મોનું વિવરણ છે. આ સિવાયના પ્રાચીન પ્રજાઓના પ્રાચીન ધર્મોમાં સહજ નોંધ લેવા લાયકમા મુખ્ય એસીરીયાનો, બેબીલનનો ઇજીપ્ત-મિસરનો, ફિનિશિયાનો, ઇરાનનો એટલે કે હાલના પારસીઓનો, યાહુદીઓનો, ગ્રીસનો, રોમનો, ચીનનો, જાપાનનો, મેકસીકોનો, પીરૂનો અને પ્રાચીન-કહેવાતી જંગલી-પ્રજાઓનો એ પ્રમાણે છે. 'એટલેંટિસ' તથા 'લેમૂરીયા' ના ધોવાઇ ગએલા દેશના ધર્મોના તો પત્તાજ ક્યાંથી હોય?

તમામ પ્રાચીન ધર્મોનું નિરીક્ષણ કરવામાં પાર ન આવે, તેથી મુખ્ય પસંદ કર્યા છે; કારણ કે પ્રથમના વિભાગમાં બતાવ્યા પ્રમાણે કહેલા ધર્મોમાં પણ તત્ત્વ તે જ છે, એ બતાવવાનો છે.

પરંતુ મ્હારા ધર્મવિચાર ભાગ ૧ ના પ્રકરણ ૩ માં બતાવ્યા પ્રમાણે જ્યારે તમામ સુધરેલી પ્રજાઓ આર્યનાં સંતાન છે, ત્યારે તેમના ધર્મો પણ આર્યધર્મનાં સંતાન હોય એમાં શું આશ્ચર્ય ? અને તેટલા માટે બધા ધર્મોમાં એકજ તત્ત્વ હોય એમાં પણ શું આશ્ચર્ય ?

## (૧) પ્રાચીન બેબીલન ધર્મ.

આસીરિયા તથા બેબીલોનિયાનો ધર્મ ઘણો પ્રાચીન દેખાય છે. આ ધર્મની છાપ, ઇજીપ્ત–મિસરના ધર્મ ઉપર પડેલી લાગે છે; બેબીલન જ્યારે 'સેમિટિક' જાતના લોકના હાથમાં ગયું ત્યારે એ બંનેના મિશ્રણમાંથી આ ધર્મ થએલો લાગે છે; વેદના યજ્ઞાદિક કર્મકાંડના સમય જેવી આ ધર્મની સ્થિતિ દેખાય છે; કુદરતનું એટલે સૂર્ય, ચંદ્ર આદિનું પૂજન, અનેક દેવો ભેગી એક ઇશ્વરની ભાવના, સૃષ્ટિની તથા પ્રલયની કલ્પના, વિગેરેમાં સામ્ય દેખાય છે; તેમનો 'આસુ' દેવ કહેવાય છે; સૂર્ય, પૃથ્વી, આકાશ એ બધાનાં રૂપકો મનુષ્ય તરીકે આપેલા છે. બેબિલનમાં ઘેટું ઉત્તમ ગણાતું હતું; ઉપવાસો નિર્જળ કરાતા હતા; ઉપાસનામાં પ્રાર્થના પ્રથમ હતી. વિદ્વાનોના અનુમાન પ્રમાણે આ મુલકમાં આ ધર્મની અવલ બુદ્ધ-ધર્મ હતો ને તેની પણ અવલ હિંદુ ધર્મ હતો.

## (૨) પ્રાચીન ઇજીપ્ત–મિસરનો ધર્મ.

પ્રાચીન મિસરનો ધર્મ ઇ. સ. પૂર્વે લગભગ ૪૦૦૦ વર્ષ ઉપર હતો. આગળ કહેવાઇ ગયું છે કે તે વખતનો ઇતિહાસ ઉપલબ્ધ નથી, તેમ ઇતિહાસ જાણવા માટેનાં સાધનો પણ જડે તેવાં નથી; પરંતુ એક જાતના તાડપત્રના લેખો, પ્રાચીન ખંડેરો તથા તેમાંથી મળી આવતી ચીજો ઇત્યાદિ સાધનો ઉપરથી વિદ્વાનો તર્ક કરી શકે

છે, અને તે ઉપરથી અનુમાન કરી શકે છે કે અમુક સ્થળે અમુક ધર્મ અગર પંથ ચાલતો હતો. ઇતિહાસની દૃષ્ટિથી જોતાં પ્રાચીનતામાં મિસર પહેલે નંબરે આવે છે. લગભગ ૧૦૦૦૦ વર્ષ સુધી વિદ્વાનો દૃષ્ટિ પહોંચાડે છે. આર્યાવર્તમાં થયું છે તેવી રીતે આ ધર્મને પણ પરદેશી ધર્મની અસર થએલી લાગે છે. બેબીલોનિયા માફક, મિસરમાં પણ અરબસ્તાન મારફત બુદ્ધધર્મ આવેલો અને તેની અવલ હિંદુધર્મ હતો, એમ વિદ્વાનો અનુમાન કરે છે. આ બધા ધર્મોના મિશ્રણમાથી મિસરનો ધર્મ બન્યો હતો.

દરેક પ્રાચીન ધર્મમાં ઓછાવત્તા પ્રમાણમાં છે તે પ્રમાણે આ ધર્મમા પણ કુદરતનુ પૂજન થતું: સૂર્ય, ચદ્ર આદિ દેવો 'તત્ત્વો' તરીકે પૂજાતા; પ્રાણીની પૂજા આ ધર્મમાં ખાસ પ્રાધાન્ય ભોગવે છે. સૂર્ય તથા ચદ્રને 'વૃષભ' નું વાહન આપેલું છે; પશુ તથા મનુષ્યની મિશ્રિત, એમ પ્રાણ-પૂજનની પણ કલ્પના હતી; દેવળમાં પ્રત્યક્ષ મૂર્તિ નહિ, પણ મૂર્તિ માટે આવરણ રખાતુ હતું તથા બલિદાન અપાતા હતાં મ્હારા ધર્મવિચાર ભાગ ૧ પ્રકરણ ૩ માં બતાવ્યુ છે તેમ હિંદુસ્થાનના રહીશોએ ઘણાજ પ્રાચીનકાળમાં મિસરમાં જઇને વસાયત કરી, સંસ્થાન ( Colony ) સ્થાપ્યું હતું એમ વિદ્વાનોનો નિર્ણયાત્મક ઠરાવ છે. સંસ્કૃતમાં 'મિશ્ર' દેશનુ નામ આવે છે તે જ આ 'મિસર.' આ ધર્મમા મુડદા માટેની અજબ કલ્પના છે હજી પણ ખ્રિસ્તિ અગર મુસલમાનના શબ માટે જે સસ્કાર જોવામાં આવે છે તે આ પ્રાચીન ધર્મનાં અંકુર હોવા જોઇએ. મસાલા ભરીને મુડદાં દાટવામાં આવતાં હતા. આ મુડદાં 'મમી' નામથી હાલ પણ મળી આવે છે. હજારો વર્ષના મુડદાં સુરક્ષિત સ્થિતિમાં હજી પણ અસ્તિત્વ ભોગવે છે. આ હુન્નર દુનિયામાથી નષ્ટ થઇ ગયો છે હાલના શાસ્ત્રીઓ શોધ કરે છે, પરતુ પત્તો લાગતો નથી. તે જ રીતે મિસરની 'પિરેમિડો' પણ દુનિયાંની અજાયબી પમાડનાર વસ્તુ

છે. આ કીર્તિસ્તંભો હજારો વર્ષના અજબ રીતે સુરક્ષિત છે। આ 'પિરેમિડો' જોઇને હાલના ઇજનેરો પણ હેરત પામી જાય છે; તેમની અક્કલ ચાલતી નથી. આ ધર્મમાં સ્વર્ગ-નરકની કલ્પના બહુ તીવ્ર છે; પાપ પુણ્ય, નીતિ, અનીતિ વગેરે દ્વંદ્વોમાં પ્રવીણતા સારી હતી; પ્રાણીપૂજન, નીતિ, દયા તથા પરોપકાર એટલાં આ ધર્મનાં મૂળ તત્ત્વો હતાં એમ લાગે છે; આર્યધર્મનાં ઉચાં તત્ત્વો આ ધર્મમાં જોવામાં આવે છે; પુનર્જન્મનું મંતવ્ય છે: આત્મા એક તથા અમર મનાયો છે; દૈવી અને આસુરી માયા તથા તે બંનેની વચ્ચેનાં યુદ્ધો પણ જોવામા આવે છે। હિંદુસ્થાનનું શિવ-લિંગ તે મિસરનું 'એમન', દેવળના દેવ 'તે ફેલસ' સંતતિ માટે બંનેમા છે આ દેવની માનતા લેવાય છે.

મહાન સિકંદરે પોતાની યાત્રામા આવું એક દેવળ જોયું પણ હતું મિસરમાં વર્ણવ્યવસ્થા હતી; શ્રાદ્ધ ઉપર ઘણીજ શ્રદ્ધા હતી, આ શ્રદ્ધા 'સેમિટિક' પ્રજામાં ખરી તેમજ ન્ગ્રીકના આ લોકોમાં પણ ખરી. આ પ્રમાણે આર્યધર્મની છાયા જેવોજ આ ધર્મ હતો.

## (૩) પ્રાચીન ફિનિશિયન ધર્મ.

આ ધર્મ ઘણે ભાગે મિસરના ધર્મને મળતો હતો, માત્ર ધીમે ધીમે વામમાર્ગ ઉપર ગયો એટલોજ વિકાર. બીજા પ્રાચીન ધર્મો માફક આ ધર્મમાં પણ જાદુ ખરું; ઉપાસના મલિન તેમ શુદ્ધ પણ ખરી; નરમેધ ખરા; આ ધર્મના યજ્ઞો ઘણાજ ભયંકર હતા, તેમ ત્રાસદાયક હતા. મલિન ક્રિયા આ ધર્મમાં ઘુસી જવાથી આ ધર્મ વામમાર્ગ કરતાં પણ અધમ સ્થિતિમાં ગયો હતો

## (૪) જરથોસ્તી-પારસીનો ધર્મ.

પારસીઓ-પારસ્તામાં ગયા તેથી પારસી-નો જરથોસ્તી ધર્મ

ઘણોજ પ્રાચીન છે. 'જરથોસ્તી' નો કદાચ અહુષ્ટ સાથે સંબંધ હોય! પ્રથમ બધા શિવભક્ત હતા, પછીથી ઇ. સ. પૂર્વે ૧૫૦૦ માં પયગંબરે ચલાવ્યો (જુઓ મુક્તિશાસ્ત્ર), ને આર્યથી જુદા પડયા. પાશ્ચાત્યોમાંથી કેટલાકના મત પ્રમાણે, ઇ સ. પૂર્વે ૮૦૦ માં, અને બીજાના મત પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૮૦ માં, અને પારસી વિદ્વાનો પ્રમાણે ૩૦૦૦ વર્ષ પૂર્વે આ ધર્મની પ્રવૃત્તિ દેખાય છે આ ધર્મ લગભગ વૈદિક જેવો છે, એમ કહીએ તો ચાલે. વેદ માફક એકેશ્વરવાદ છે. વેદ માફક આદિ ગ્રંથ 'અવસ્તા' છે તેમાં 'ગાથા' અને 'વન્દીડાદ', એમ બે મુખ્ય ભાગ છે, પ્રથમમાં ઇતિહાસ છે, અને બીજો ક્રિયાયુક્ત છે. હાલ એમ મનાય છે કે 'ગાથા' એજ 'અવસ્તા', બાકી 'વન્દીડાદ' વગેરે પાછળથી વધેલુ છે, અર્થાત્ કે જરથોસ્ત' ધર્મના 'ગાથા' મા એક ઇશ્વરનું તત્ત્વ ર ષ્ટ હોવાથી તેજ 'અવસ્તા'.

આ ધર્મનો મુખ્ય દેવ 'અહુર્મઝદ', 'અહુર' એટલે 'અસ્તિત્વ' નો દાતા અસુર' ને મળતો છે. આ 'અસુર' ને પુરાણનો નહિ પણ વેદનો સમજવાનો असुं रंजयति स. असुरः । असु એટલે શ્વાસ અગર પ્રાણ તેમાં સુખ માણનાર, એટલે કે ઇન્દ્રિયોનાં સુખને સુખ માનનાર: પુરાણનો અસુર તે અ-સુર એટલે કે 'સુર' એટલે દેવ નહિ તે, અર્થાત્ દૈત્ય વર્ગનો એસરીયાના લોક તે 'અસુર' બહુ ક્રૂર હતા તે લોકોનો બ્યાન પણ હોય. વળી કોઇ વિદ્વાન સુર તે સુરો દારૂ પીનાર, અને 'અસુર' તે નહિ પીનાર: એમ પણ કહે છે. 'અહુર્મઝદ' શબ્દ मयासुर શબ્દસૂચક છે; પણ તેનો મેળ પડવો મુશ્કેલ છે. વળી 'દેવ' શબ્દ ઝંદ ભાષામાં તથા સંસ્કૃત ભાષામાં ભિન્ન અર્થમાં વપરાય છે. આ દેવ તે ગ્રીકોનો Deos અથવા Leus, રોમનનો Deus, જર્મનનો Teus, લીથુનીઅનોનો, Deuvas, વગેરે છે.

યુદ્ધ, યજ્ઞ, કવિ, ( આચાર્ય—ગુરૂ ) આદિ બીજા પણ ઘણા શબ્દો સામાન્ય છે સુર—અસુરનાં એટલે જ્ઞાન—અજ્ઞાનનાં યુદ્ધ. આર્ય-ધર્મ માફક આ ધર્મમાં છે. સૃષ્ટિની પ્રણાલિકા ॥ અર્થે બે પ્રકારના 'વિકાર પુરુષ' ની કલ્પના છે તેને 'મન્યુ' કહે છે. 'સ્પેન્તમન્યુ' તે સદ્વિકારનો દ્યોતક છે. અને 'આંગ્રમન્યુ' અસદ્વિકારનો દ્યોતક છે. આ બંને વિકારો વચ્ચેનાં યુદ્ધ પણ થએલાં છે. આ ધોરણે પુરુષના હૃદયમાં પણ 'સન્મન' તથા 'અસન્મન' નાં યુદ્ધ કહીને છેવટ 'સદ્વિકાર' ની ફતેહ બતાવી છે. सत्यमेव जयते नानृतम् તુંજ આબેહૂબ તત્ત્વ છે.

'મન્યુ' તે मनस्=મન એટલે કે જે ઇંદ્રિય ગ્રાહ્ય નહિ પણ મનથીજ ગ્રાહ્ય; 'સંત મન્યુ' ઉત્પાદક છે અને 'અગ્રમ-યુ' નાશક છે. આ બે તત્ત્વો ઉપર બધી ઇમારત છે. અહુર્મઝ્દ, ખોદા ( ઇશ્વર ) આ બે તત્ત્વના સાધનથી સૃષ્ટિ પેદા કરે છે: ને સંહાર કરે છે 'સ્પંતમન્યુ' મા 'સ્પન્' એટલે વધારવું, અને અંગ=अग -हन् એટલે દાબી લેવું. આ બે તત્ત્વો 'સુર' અસુર' માફક લક્ષ્યાર્થયા 'અજવાળું' અને અંધારૂ એટલે કે દિવસ અને રાત્રિ, જાગૃત અને સ્વપ્ન. સ્વર્ગ અને નરક એ પ્રમાણે દ્વંદ્વરૂપે થાય છે રાક્ષસ અથવા સેતાન ( Evilspirit ) તે અહર્મન અને ખોદા તે અહુર્મઝ્દ=સર્વજ્ઞ પ્રભુ આ બધાની મતલબ જીવશિવરૂપે બોધ કરાવે છે 'વહુમન' અથવા 'અહુમન' એટલે સારૂ મન ( બહુ= Better ) તેમ 'અહ્રમન' એટલે ખરાબ—દુષ્ટ-મન, આ પ્રમાણે આ દુષ્ટ તથા સારૂં મન મનુષ્યના વિચાર, શબ્દ અને કૃત્ય ઉપર અસર કરે છે તે જ 'મનસ્ની' 'ગવસ્ની અને કુનસ્ની'. જ્યારે મન ઉત્તમ વિચાર, શબ્દ અને કૃત્યમાં પડે ત્યારે 'હુમત' 'હુક્ત' અને હુવર્ષ્ટ', કહેવાય, અને દુષ્ટમાં પડે ત્યારે દુશક્, દુઝુખ્ત અને દુઝ-વર્ષ્ટ કહેવાય વિદ્યનો 'હુ'='યુ' ( eu ) એટલે સારાના અર્થમાં

કહે છે, જેમકે eülogy અને 'દુશ્' તે 'ડીસ' (dis) એટલે ખેરાબના અર્થમાં જેમકે—Dislike.

આ પ્રમાણે આખા ધર્મનું રહસ્ય, ઉપર કહેલા ત્રણ શબ્દ 'મનસ્ની', 'ગવસ્ની' અને 'કુનસ્ના' માં સમાય છે; એટલે કે ઉપર બતાવ્યા મુજબ કાયિક, વાચિક અને માનસિકના અર્થમાં હોવાથી "હુ સારા વિચારને વખાણું છું, સારા વચનને વખાણું છું, અને સારાં કામોને વખાણું છું." ન્યાયાધિશીમા પ્રતિજ્ઞામાં પણ આજ શબ્દો લેવાય છે.

ખ્રિસ્તી, ઇસ્લામી તથા હિંદુ ધર્મની યોજના માફક સ્વર્ગ નરક પણ છે. 'મેહેરદાવર' તે 'ચિન્વત' ના પુલ પાસે સ્વર્ગના દ્વારનો દ્વારપાલ દેવ છે; ને તે પવિત્ર મનુષ્યો માટે છે. ચિન્વતનો પુલ પૃથ્વી અને સ્વર્ગની વચ્ચે છે. પાપી, પુલ ઉપરથી નીચે નરકમાં પડે છે, અને પુણ્યશાળી, ઉપર સ્વર્ગમાં જાય છે. ખ્રિસ્તના 'પર્ગેટહરી' (purgatory) તથા ઇસ્લામના એરાફના જેવું ચિન્વત છે. 'હોમીસરીદ' એટલે કે જીવની અમરતા (Immortality) દર્શક વૃક્ષ છે તેના ઉપર ૯૯૯૯૯ ફ્રાનેશી (guardian opirits) ચોકી કરે છે. એકેશ્વરનું ખરું તત્ત્વ જરથોસ્ત પયગમ્બર સાહેબે સમજાવ્યું હતું.

ઝંદ ભાષાના ગ્રંથો નાશ પામ્યા તેમાંથી જે કાંઇ બચેલું પારસીઓ ઇરાનથી સાથે લાવ્યા તેમાંથી કાંઇક આ પ્રમાણે પ્રકાશ પડે છે. મૂળે હિંદુ અને આચરણ પણ હિંદુ જેવા હોવાથી હિંદુસ્થાનને પોતાનું વતનજ કરી માન્યું છે, કારણ કે બીજી કોઇ પ્રજા સાથે સુખેથી ભળી શકાય તેમ નથી; પરંતુ ઇરાનનેજ મૂળે વતન માને છે.

આ ધર્મમાં વેદના દેવો માફક દેવો ઘણા છે, પરંતુ ઉપર કહ્યું તેમ મુખ્ય દેવ એક 'અહુર્મઝદ' છે. પારસીઓમાં મિસરે

માફક વર્ણવ્યવસ્થા ખરી, ઉપવાસ બીલકુલ નહિ, જાદુ નહિ, શ્રાદ્ધ વગેરે ઉપર આ ધર્મમાં અથાગ શ્રદ્ધા છે. 'ડોસલાં' શબ્દથી ભાગ્યેજ કોઇ અજાણ હશે. સુતક તથા રજસ્વલાના આચાર હિંદુ કરતાં પણ સખ્ત રીતે પળાય છે; આ ધર્મમાં વેદના ત્રંસ દેવ તે પારસીના તેત્રીસ થયા બંન્નેમાં યજ્ઞ સામગ્રી સરખી છે, સદરો તે ઉપવસ્ત્ર અને કુસ્તિ સતત નાખવાનાં છે 'કુસ્તિ' તે દ્વિજોની યજ્ઞોપવીતજ છે. તૈતરીય ઉપનિષદ્‌માં વૈશ્યને ઉનની જનોઇ કહેલી છે, તેમ આપસ્તંબ સૂત્રમાં કહેલું છે કે ઉત્તરીય વસ્ત્ર ન હોય તો એક ઉપવીત વધારે ધારણ કરવું. દેવોમાં 'સામ' તે 'હજેમ' સોમ=હોત્રિયા અથવા શુકલ એટલે હોમશાલી તે અગમચેતી 'વરૂણ' તે 'ઉમનસ,' યમ' તે યિમ, 'સુમેરૂ' તે 'આરારૂન', 'બ્રહ્મા' તે 'માથ્ર' (અગર 'મિત્ર'). ઇન્દ્ર આદિને ખરાબ દેવ કહ્યા છે પુરાણના દેવના નામથી ઉલટ ભાવના તે જ શબ્દોને આપવાનું કારણ એમ લાગે છે કે અંદર અંદર મતભેદ પડવાથી આ પ્રમાણે વિરોધ થવાથી વિરૂદ્ધ અર્થ આપ્યા છે, બાકી જુઓ કે ગૌમત્ર બંનેનાં સામાન્ય છે; ગાય માટે હિંદુ કરતાં પણ વધારે પૂજ્યભાવ છે; સપ્તદ્વીપ તે સાત ભાગ વેદના મંત્ર અને 'અવસ્તા'ના મંત્રના ઉચ્ચાર લગભગ સરખા છે. ગાય, અગ્નિ, સૂર્ય, સમુદ્ર હિંદુની માફક પૂજ્ય છે; વેદ ધર્મ જેવોજ ધર્મ છે, ભાષા ઝંદ તે પણ સંસ્કૃતને અથવા ખાસ વેદની ભાષાને મળતી છે ઋગ્વેદના મંત્ર જેવી વાણીની ઢબ છબ લાગે છે. જરથોસ્ત પયગમ્બર ઘણાજ પરોપકારી, નીતિમાન તથા પવિત્ર હતા. તેઓશ્રીની છાપ આ ધર્મ ઉપર બરાબર પડી છે. અંતઃકરણની તથા બાહ્ય એમ બંને શુદ્ધિ માટે પૂર્ણ આગ્રહ છે. પ્રેતની વ્યવસ્થા પણ તે જ તત્ત્વને લઇને કરવામાં આવે છે. ભૂમિ, જળ, આગ્ન, એ બધાં પવિત્ર તત્ત્વો હોવાથી શબને મની શકે તેટલું એ બધાંથી અલગ મૂકવામાં આવે છે; અગ્નિ પૂજનનો મહિમા

વિશેષ છે; બીજાં તત્ત્વોનો પણ પૂજન મહિમા ખરો; પરંતુ ઉપર કહ્યું તેમ ઇશ્વર તો એકજ માનેલો છે.

પારસી અથવા જરથોસ્ત ધર્મને આર્ય તથા આર્યધર્મ સાથે કેવો સબંધ છે અને બન્ને એકજ જાત છે કે કેમ એ સંબંધે કંઇક વિશેષ વિચાર કરીએ.

એમ સમજાય છે કે અહુર્મઝ્દે પ્રથમ છ દેવ ઉત્પન્ન કર્યા. સુખાવતના–બહમન, સચ્ચાઇના–અર્દીબેસ્ત, બદોબસ્તના–ખરા ખર-વેરાયા, ડહાપણના–અરંભાઇટી, દોલતના–કુરવગાટ, અને ખુબસુર-તીના–ખુરદાદ તથા અમરદાદ. વેદના अहंब्रह्मास्मिના જેવું આ ધર્મમાં 'અહમીયદ અહમીમઝદાઓ', સુફીના 'અનલહક' માફકનું છે એટલે કે 'હું તે છુ'. I am that I am सोऽहम्।

વિદ્વાનોની સર્વમાન્ય હકીકત એવી નીકળે છે કે પારસી પ્રથમ આર્યાવર્તવાસી આર્યા હતા ને પછી યજ્ઞ સંબધમાં મતભેદ પડવાથી છુટા પડયા ને ઇરાનમાં ગયા. વેદથી માંડીને જે દસ્યુ, દાસ, રાક્ષસ, અસુર, કાંબોજ, વૃષલ, કૃષ્ણગર્ભ, મૃધવાચ વગેરે નામો છે તે આર્યોજ હતા. વૈદિક યજ્ઞાદિ ક્રિયા નહિ કરનારને માટે આ શબ્દો વપરાયા હોય એમ દેખાય છે. કાળના ક્રમે આ કારણથી આર્યોમા બે ભાગ પડયા; વૈદિક યજ્ઞ કરનારા અને તે નહિ માન-નારા, આ બીજો વર્ગ તે જ પારસી સમજવાનો છે; પારસી કોઇ બહારની અનાર્ય જાત નથી. આર્યશાસ્ત્રમા તેમને 'કાળા' કહેલા દેખાય છે તે જ પ્રમાણે વૈદિક આર્યોને પારસી શાસ્ત્રમા 'કાળા' કહેલા છે, આ માત્ર અન્યોન્યના તિરસ્કારનું પરિણામ છે. ઋગ-વેદમાં તેનો અર્થ સ્પષ્ટ છે, તેમ પારસી શાસ્ત્રમાં 'દહ્યુ' અને 'અહુર' તે જ 'દસ્યુ' તથા 'અસુર' સમજવાના છે. પાશ્ચાત્યોએ શરૂમાં ઠરાવ્યું હતુ કે આર્યો ઉત્તરમાંથી આવ્યા હતા એ તો હવે બીલકુલ ઉડી ગયુ છે. ઉત્તરધ્રુવથી આર્યો આવેલા એમ જે કહેવામાં આવે છે

તેનો ખુલાસો એમ છે કે હિમયુગમાં ઉત્તર ધ્રુવનો પ્રદેશ સમશીતોષ્ણ તથા સુંદર હોવાથી આર્યો ત્યાં ગયા હતા, ત્યાંથી હિમયુગને લીધે હિમાલયને રસ્તે પાછા ફર્યા તે વખતે પારસીઓ પણ ભેગાજ હતા. આ હિમયુગ તે જ વંદીદાદનો 'શિશિરહિમ' અને આર્ય શાસ્ત્રનો 'પ્રલય' એમ અનેક નામથી સમજવાનું છે. વેંદીદાદમાં પણ જળ પ્રલયની વાત છે. પ્રલયનો અર્થ બરફ પણ થાય છે. પારસી શાસ્ત્રમાં આર્યાવર્ત સંબંધી પુષ્કળ માહિતી દેખાય છે.

ઈરાનનો છેલ્લો પારસી બાદશાહ યઝદઝર્દ ઈ. સ. ૬૪૧ માં તેને હાવંદની લડાઇમાં હાર્યો અને માર્યો ગયો ત્યારે ઈરાન મુસલમાનના તાબામાં ગયું. ઇસ્લામી રાજ્ય થવા સાથેજ ઈરાનમાં એ ધર્મ લગભગ અદૃશ્ય થઇ ગયો છે; કાંઇક જૂજ લોક હરેક પ્રકારે પાળતા હશે. અફઘાનિસ્તાનમાં હિંદુઓ પાળે છે તેમ જૂજ પાળનાર હશે, પરંતુ વાસ્તવમાં યાહુદી માફક, આ લોકો ઈ. સ. ૬૯૭ માં નાસીને છેવટ હિંદુસ્થાનમાં આવ્યા તે વખતે પોતાનો ધર્મ સાથે લાવ્યા હતા. પવિત્ર અગ્નિ–આતસ બહેરામને પણ લાવ્યા હતા; પ્રથમ દીવબંદરે ઉતર્યા. ઓગણીસ વર્ષ પછી ત્યાંથી દરિયા-માર્ગે સંજાણ ગયા, ત્યાંના રાણાએ કેટલીક શરતો સાથે આશ્રય આપ્યો. ઇ. સ. ૧૩૫૦ માં અલ્લાઉદ્દીન ખીલજીએ સંજાણ ઉપર ચઢાઇ કરી (કહેવાય છે કે પારસીને આશ્રય આપ્યાના કારણસર લડાઇ થઇ હતી) ત્યારે રાણા તરફથી પારસીઓ સારી રીતે લડ્યા હતા. આખરે હાર થવાથી નાસીને વાંસદા નવસારી એમ વેરાઇ ગયા. ખંભાતમાં બહુ જોર હતું તે છેવટ ભાગ્યું, હિંદુઓને પહેલાં કાઢયાં ને અંતે પોતાનેજ છોડવું પડયું. આ ખાનદાન પારસીઓની સ્થિતિ ફેરફાર થઇ ગેઇ, રાજ્યક્રાંતિઓ થઇ ગઇ, અને શરતો પાળવાનું કારણ ન રહ્યું તોપણ એકવચનની માફક હજી પાળતા આવ્યા છે.

ઉદવાડામાં મોટી અગીઆરી તથા પવિત્ર અગ્નિ–આતસ બહે· રામ–ઇરાનથી સાથે લાવેલા તે રાખેલો છે, તેથી તે તેમનું તીર્થ ગણાય છે.

મુંબાઇ ઇલાકાના ૧૯૦૧ ના વસ્તીપત્રકના નિવેદનમાં કદમી તથા સેનશાહી એમ બે ભાગ બતાવ્યા છે. બંનેની ગણતરીમાં માત્ર એક મહિનાનો તફાવત છે.

યાહુદી ધર્મ ઉપર આ ધર્મની છાપ બહુ પડી છે, પાશ્ચાત્યોના અનુમાન પ્રમાણે ફેરિસિ–ફારસી–પારસી એમ કલ્પના છે.

સૂર્યનું, સમુદ્રનું, આતસ–સતત્ પ્રજ્વળતા અગ્નિનું આ ધર્મમાં મુખ્ય પૂજન છે; ગાયોને ઘાસ ચારો નાખવાનું તથા પૂજવાનું પણ છે. ગૌમૂત્ર બહુ પવિત્ર ગણાય છે, કુંકુમના ચાંદલાનું નિશાન હજી સૌભાગ્ય દર્શક ગણાય છે, ધર્મના કાયદા પ્રમાણે સ્ત્રી કે પુરુષ ઉઘાડે પગે અથવા ઉઘાડે માથે રહે નહિ, તેમ શુદરેહ (સદરો) પણ જેમને કુસ્તી દીધી હોય તેમને સતત રાખવાનાં છે.

એશિયા ખંડમાંથી, ને તેમાં પણ ખાસ હિંદુસ્થાનમાંથી ઉદ્યોગ હુન્નર, વેપાર વગેરે વ્યવહારના અંગે ચીજો યુરપમાં જતી તે ઇરાન મારફત જતી, અને તેની સાથે આર્ય ધર્મનાં તત્ત્વો પણ ઇરાન મારફત જતાં હતાં.

પારસીઓનો મૂળ ખવાસ કેવો હશે તે જાણવા સાધન નથી, તોપણ જે મૂઠીભર બચવા પામ્યા છે તેમને જો કે મૂળ વતનનું સ્વપ્ન નથી છતાં તેમના કેટલાક ઉમદા ખવાસથી અનુમાન થઇ શકે છે કે પોતાના રાજ્ય વખતે તેમની જાહોજલાલી તથા ઉમદા ગુણ કેવા હશે!

હાલ સાધારણ રીતે પારસી લહેરી, તન્દુરસ્ત, ટીખળીખોર,

સ્વચ્છતાપ્રિય, મશ્કરા, આનંદી સ્વભાવના અને મળતાવડા ઘણે ભાગે જોવામાં આવે છે. સ્થળ સમયને અનુકૂળ થવું ( adaptation ) એ તેમની ખાસ ખસીયત દેખાય છે. ઉદારતા, દયા, દાન, સખાવતપણું, સંપ, મિલનસારપણું ( ફ્રેંચો જેવું ), સાર્વભૌમ પ્રેમ, વગેરે ગુણો મશહૂર છે. પરોપકારવૃત્તિનો, ને ખાસ કરીને સંકટમાં આવેલા હરકોઇને ગમે તે પ્રકારે મદદ કરવાનો તો જાણે ઇજારોજ લીધો હોય ! જેમ અટકચાળાં કરવામાં કુશળ છે તેમ કોઇને પણ, કોઇ પણ ઠેકાણે, ગમે તેના તરફથી ત્રાસ અથવા તકલીફ પડતી હોય તો પારસી બચ્ચો તેની મદદે ગયા વગર ન રહે ! ઓળખાણ પીછાણની પરવા નહિ રાખે તેમ મદદ માટેની માગણીની પણ અપેક્ષા નહિ રાખે; તે સાથે વળી ઉપકાર મનાવવાની પણ પરવા નહિ રાખે. કોઇ પણ કોમનો તહેવાર હોય તોપણ તેમાં પારસીઓ મજા કરવાના. હરેક રીતે આનંદમાંજ રહેવાની ખસીયત છે. ગમે તે કારણથી પણ આ કોમમાં વરના ચાંલ્લા ( dowry ) ની પદ્ધતિ માટેનો ઘણો પોકાર છે. કન્યાવાળાની વિટંબણાનો પાર નથી. ઇલાજ માટે પ્રયત્નો કરે છે. આ કોમનું કુદરતી વલણ વ્યાપારનું હોવાથી વ્યાપારને લીધે આ કોમમાં લક્ષાધિપતિઓ ઘણા થયા છે. હમણાં હમણાં વેપારમાંથી ખસવા માંડયા છે, એટલે લક્ષ્મી પણ ખસવા માંડી છે; હમણાનું વલણ નોકરી તરફ વિશેષ દેખાય છે.

મી. જીવણજી જમસેદજી મોદીના લખેલા The Relegions system of the Parsis નો નિબંધમાં લખે છે કે ' અરબાદ માશસ્વંદ ' " પંદનામેહ " માં દારૂનો વેપાર કરવાની છુટ તથા મિજાનસર પીવાની સલાહ–advices સનાતની આ વાત નામંજુર કરે પરંતુ ચોરી છુપકીના ગુન્હામાંથી પારસી મુક્ત છે, તેમ દારુના વેપારનો તો જાણે પટો–monopoly મળ્યો ન હોય ! આટલું છતાં ખ્રિસ્તિ, હિંદુ, મુસલમાન વગેરેની માફક પા-

રસી કદી દારૂથી પાયમાલ થયો જણાયો નથી, મિજાનસર ઉપયોગ moderate use બરાબર કરે છે.

ઉપર પ્રમાણે આટલા જુજ અવશેષ રહેલાં ઇરાનનાં બાળકો હિંદુસ્થાનને શોભા આપે છે, તે ઉપરથી તેમના મૂળ સ્વરૂપનું અનુમાન થઇ શકે તેમ છે. ગુજરાતમાં પ્રથમ આશ્રય મળ્યો તે ઉપકાર યાદ રાખીને આખી દુનિયામાં પારસી ગમે ત્યાં જાય તોપણ ઘરની ભાષા ગુજરાતીજ રાખે છે. ગુજરાતી સાહિત્યમાં પણ તેમનો હિસ્સો થોડો નથી. આ બધા ગુણોનું કારણ ધર્મનાં ઉમદા તત્ત્વો છે, માત્ર વીભાસ બોલવાનો અસભ્ય દોષ આ ધાર્મિક અને સુધરેલી કોમમાં કેમ કયાંથી આવ્યો હશે તે પ્રભુ જાણે !

પારસીઓની વસ્તી સુમારે એક લાખની હશે, મોટો ભાગ મુંબઇમાં છે; સુરત જીલ્લો તથા નવસારી પ્રાંતમાં વિશેષ છે, આ કોમની રક્ત શુદ્ધિની કાળજી બહુ વખાણવા યોગ્ય છે; ફેશનમાં તરબોળ છે છતાં બીજી કોઇ કોમ સાથે કન્યા લેવા દેવાનો વ્યવહાર કરતા નથી; અનુકરણ કરવું એ તો કુદરતી બક્ષીસ છે. યુરોપિયન અનુકરણુંમાં હિંદુસ્થાનમાં પહેલે નંબરે આવે છે, હમણાં તો 'ડૅન્સ' 'બૉલ ની તજવીજો પણ થતી દેખાય છે !

## (૫) પ્રાચીન ગ્રીક ધર્મ.

પ્રાચીન ગ્રીક ધર્મ પણ ઇતર પ્રાચીન ધર્મોની માફક આર્ય ધર્મને મળતો છે. પ્રાચીન મિસર તથા ઇરાનના–અગર કહો કે પરિણામે પ્રાચીન આર્ય ધર્મોની છાપ આ ધર્મ ઉપર પડેલી દેખાય છે, તેમાં પાછળથી ખ્રિસ્તિ ધર્મનાં તત્ત્વ ભળ્યાં એટલે એક નવું સ્વરૂપ ખડું થયું; ગ્રીસના મહાત્મા હીરોડોટસ, પ્લેટો, સોલન, 'પિથેગોરાસ, 'ફિલાસ્ટેટસ, આદિ કહે છે કે ગ્રીસમાં મિસર ધર્મની

અસર થઇ અને મિસરનો ધર્મ હિંદુ ધર્મમાંથી નિકળ્યો હતો. India in Greece નામનું પુસ્તક ખાસ વાંચવા જેવું છે.

આ પ્રાચીન ધર્મમાં પણ જુની કવિતા, ખંડેર ઇત્યાદિ સાધનો ઉપરથીજ પ્રવેશ થઇ શકે છે. આર્ય પુરાણો જેવાં હોમર તથા હિસિઅડ કાવ્યનાં પુરાણો ઇ. સ. પૂર્વે ૮૦૦—૧૦૦૦ માં રચાયાં હતાં; બૌદ્ધના જેવી મહત્વાકાંક્ષાઓ તે અરસામાં હતી.

ઉપરના સમયની અવલ પણ ગ્રીસમાં ધર્મ હતો, તેમાં વેદ કાળની માફક કુદરતનું પૂજન થતું; નદી, ઝરા, પાષાણ, પ્રાણી, પશુ, એ પ્રમાણેનું પૂજન થતું હતું. 'ડેલ્ફિનાં ઓરેકલ' શબ્દથી ભાગ્યેજ કોઇ અજાણ હશે. આ 'ડેલ્ફિ' ના પત્થરને પણ બળિદાન અપાતું. તેમનો મુખ્ય દેવ "ઝયૂસસ" તે વેદનો 'દ્યૌસ્'; તે જ પ્રમાણે વેદના બીજા દેવોનાં નામ જેવાં નામ પણ છે; જેમ કે 'જ્યુપિટર' તે ઇન્દ્ર, 'સીરીઝ' તે 'શ્રી,' 'યુરેનસ' તે 'વરૂણ,' 'પ્લુટો' તે 'યમ', 'પ્લુટસ' તે કુબેર, 'ક્યુપિડ' તે 'કામ' 'ઓરોરા' તે 'ઉશસ્', 'જેનસ' તે 'ગણેશ', 'ઓલિમ્પસ' તે 'મેરૂ' ઇત્યાદિ, ગ્રીસના ધર્મમાં હોમરના વખત પછી વળી ક્રાન્તિ થઇ, તેમાં સ્મૃતિકાળના દેવો પૂજાવા માંડયા. આ ત્રીજા યુગમાં સોક્રેટિસ, પ્લેટો આદિ થયા: તેમના મંડળમાં થેલ્સ, એનેક્સગોરાસ, એરિસ્ટોટલ, ઝીનો (સોક્રેટિસનો શિષ્ય) આદિ છે. આ મહાન પુરૂષોએ સૃષ્ટિની રચનાઓ કલ્પીને મતો પ્રવર્તાવ્યા છે તેમાં આર્યનાં ષડ્દર્શન જેવાં તત્ત્વજ્ઞાન રહેલાં છે, એ બદલનું વિવેચન "મારા ધર્મવિચાર" ભાગ ૧ ના પ્રકરણ ૪ માં થઇ ગયું છે. આ જ્ઞાન સાથે તાંત્રિક ભક્તિ પણ વિસ્તાર પામી; 'ડાયોનિસ્યસ' ને સૃષ્ટિના આદિ પુરૂષ માનીને વેદાન્તના અદ્વૈત જેવો ઉપદેશ શરૂ થયો, અને પુનર્જન્મ સ્પષ્ટપણે મનાયો. મનુષ્યની ઉંચી અને પૂર્ણ ભાવના આ ધર્મમાં છે. ઇતર દેશોમાં થયું છે તેમ,

ગ્રીસમાં પણ આ મહાત્માઓને ઘણું સોસવું પડ્યું છે, પરંતુ આખર તો સત્યમેવ જયતેજ સાચું પડ્યું. આર્યધર્મનું ગ્રીકધર્મ બાળકજ છે. આર્યગ્રંથના 'યવન' તે જ ગ્રીક. હિંદુસ્થાનના રાજા, તત્ત્વવેત્તા, ધર્મગુરૂઓ, તથા વ્યાપારીઓ એમ બધાને ગ્રીસ સાથે ઘણો વ્યવહાર હતો; ને તેથી પરિણામે બંને પ્રજા તથા ધર્મો ઉપર અસર એકમેકની થઇ છે. ગ્રીસમાં લિયોનિદાસ જેવા નામને અંતે ડાસ–'દાસ' આવે છે તે સ્પષ્ટ સંબંધ સૂચવે છે.

## (૬) યાહુદી ધર્મ.

આ યાહુદી જાત તે આર્ય નહિ પણ 'સેમેટિક' ગણાય છે. એટલે હવે બાકીમાં ફક્ત 'ગોલ' અને 'નિગ્રો' વગેરે રહ્યા. યાહુદી લોકોનુ મૂળ નિવાસસ્થાન પેલેસ્ટાઇનનો મુલક કહેવાય છે; તુર્કસ્તાનમા યુફ્રેટિસ તથા ટાઇગ્રીસ નદી વચ્ચેના મુલકમાં પ્રથમ રહેતા હતા એમ નીકળે છે; આ ધર્મનો મૂળ આચાર્ય અગર પયગબર મુસા અગર મોઝીઝ છે. મોઝીઝના જેવો ઇશ્વરનો સાક્ષાત્કાર બીજા કોઇને થયો નથી એમ તેમનામાં મનાય છે. મોઝીઝે ધર્મની દશ આજ્ઞાઓ કહી છે. આ ધર્મનો મૂળ ગ્રંથ હીબ્રુ ભાષામાં છે. એ ગ્રંથ પણ વેદની માફક એક સમૂહ જેવો છે, તેમા અનેક બાબતો તથા ઇતિહાસ પણ છે. મોઝીઝના જન્મની હકીકત કેટલેક દરજ્જે શ્રીકૃષ્ણના જન્મની હકીકતનું સ્મરણ આપે છે. ઇજીપ્તમાં લોકોને આ પયગંબરે ગુલામગીરીમાંથી છોડાવ્યા હતા.

આ ધર્મનું વિવેચન કરતાં અવલ યાહુદી પ્રજા માટે બે બોલ નકામા થશે નહિ. 'યાહુદી' ને ઇંગ્રેજીમાં 'જ્યુડેઇઝમ્' (Judaism) કહે છે, તેમનું અસલ નામ ઇસ્રાઅલ દેખાય છે. ઇસ્રાઅલ તે ગૌર, એને ઇસ્રાયલ તે મિશ્રિત, અને સહજ શ્યામ વર્ણના તે ઉતરતા છે, એમ સહજ તફાવત છે. ઇસ્રાઅલનું બીજું નામ 'યાઆકિમ'

પણ છે. મૂર્તિપૂજા તથા અનાચાર બંધ કરી આ મહાત્માએ એક-દેવ–નિરાકાર ઇશ્વર–ની ભક્તિ પ્રસારી. આ તત્વને પાછળથી ખ્રિસ્તિની પિતા, પુત્ર તથા પવિત્ર આત્માની ત્રિપુટિએ ધોકો પહોંચાડયો. ધર્મની શિથિલતા થઇ હતી, ત્યારે ઇતર મુલકોમાં થયું છે. તેમ સાધુ સંતોએ જાગ્રતિ કરાવી અને જ્ઞાન ફેલાવ્યું હતું,

આ મઝહબમાં મુસા મુખ્ય પેગંબર છે, પણ હ૦ એબ્રાહીમ પણ મહત્વનું પદ ધરાવે છે. એબ્રાહીમ બદલ યાહુદીઓ કહે છે કે તે યાહુદી હતા, ખ્રિસ્તિ કહે છે કે ખ્રિસ્તિ હતા, અને ઇસ્લામી કહે છે કે ઇસ્લામી હતા, (જુઓ કુરાન રૂ. ૧૮). આ બને પયગંબરની જન્મની હકીકત શ્રીકૃષ્ણ જેવી દેખાય છે. 'ફેરઑન' બાદશાહને સ્વપ્ન આવ્યું ત ઉપરથી જોશીઓને બોલાવી પૂછતાં કહે કે "ઇસ્રાયલના વંશમાં એક માણુસ પાકશે તે તારો ને પ્રજાનો નાશ કરશે", તે ઉપરથી તેણે એક વર્ષ અંદરનાં બાળકોને મારી નંખાવ્યાં; ૭૨૦૦૦ બાળકોને મારી નાખ્યાં; પછી પ્રજાની આજીજીથી એક વર્ષ પછીનાને મારવા ઠરાવ્યું; તે દરમિઆન મુસાનો જન્મ થતાં તેમને પેટીમાં મૂકી નીલ નદીમાં પધરાવ્યા. કરણની તથા પ્રદ્યુમ્નની હકીકત જેવી છે. તે જ પેટી બાદશાહ પાસે ગઇ. તેની દીકરીએ ઉધાડીને મુસાને ઉછેર્યો. આથી મુસાએ મોટા થઇને પયગંબરીનો દાવો કર્યો, ત્યારે બાદશાહે ચમત્કાર માગ્યા તે ઉપરથી લાકડીનો મહાન અજગર બનાવ્યો, અને પછી ભવિષ્ય પ્રમાણે બાદશાહ તથા પ્રજા નાશ પામી.

તેવીજ રીતે હ૦ એબ્રાહીમની હકીકત છે. તેમના પિતાનું નામ તારેખ હતું, કુરાનમાં આઝર લખ્યું છે, કેટલાક તે ઉપનામ કહે છે, વળી કોઇ કહે છે કે તેનો કાકો થાય. અરબો કાકાને બાપ કહેતા હતા, નૂહ પયગંબરના વંશમાં 'કનઆન'નો દીકરો નમરૂદ, બાબુલનો મોટો બાદશાહ હતો. તેને જ્ઞાન આવ્યું કે "એક તારો

ઉગ્યો તેણે સૂર્ય ચંદ્ર ઢાંકી દીધા." જોગાનુજોગે હુઝમુસા જેવો ખુલાસો કર્યો, તે ઉપરથી તેણે ઓ પુરુષનો સંગ બંધ કરાવ્યો ત્યા લુપણાથી એબ્રાહીમની માતાએ હુકમ તોડયો. પછી તેને કહેવામા આવ્યું કે એ માણસ ગર્ભમાં આવ્યો ને ઉપરથી ઓરતોના ગર્ભ તપાસાવ્યા, પણ હુઝની માનો ગર્ભ કળાયો નહિ. એબ્રાહીમને તેની મા જંગલમાં મૂકી આવી, ને ધાવીને જતન કરી પછી ૧૬-૧૭ વર્ષે મા સહીત ગુફામાંથી નીકળી બાદશાહ સાથે દલીલ કરવા માંડી. લોકો તે વખત મૂતિઓ સાથે નમરૂદ બાદશાહની પૂજા પણ કરતા. આખર ભવિષ્ય સાચુ પડ્યુ.

ઇસા પયગબરના 'નવા કરાર' ને લઈનેજ તેમનો જુનો કરાર એમ,—'ઉત્તરગીગાથાને લઈને જેમ 'પૂર્વગીગાથા' કહેવાઇ તેમ—નામ પડ્યુ છે. આદમ (Adam) તે આદિમ, એડન (Eden) નો બાગ તે આધાન, ઇવ (Eve) દેવા એટલે પ્રકૃતિ—Life-Mother of creation—માતા, Divine age તે દૈવયુગ, આદિ શબ્દોથી મૂળ સ્પષ્ટ છે

ખ્રિસ્તી તથા ઇસ્લામી ધર્મનું મૂળ આ ધર્મ છે, એમ આગળ કહેવાઇ ગયુ છે, એટલે કે એ બંને ધર્મનો પિતામહ પાછો આર્ય ધર્મ ઠરે છે.

આ ધર્મમા પણ હિંદુ ધર્મ જેવી વ્યવસ્થા દેખાય છે. અવલ આકાશના દેવ અને પછી દેવદેવીઓની મૂર્તિઓ પૂજાતી, તેમ મંત્ર તંત્ર ઉત્સવ, યાત્રા બધું ખરું, જાદુ મંત્રો તો ખરાંજ, પ્રાણીપૂજા તથા બૌદ્ધની પિતૃપૂજા પ્રધાન દેખાય છે.

પાછળથી ઇ. સ. પૂર્વે આઠમા સૈકામાં એકેશ્વરવાદનું સ્વરૂપ જે સર્વસામાન્ય હતું, તે સ્પષ્ટ બંધાયું. સોલોમન રાજાએ જેરૂ-

સેલમમાં દેવળ બાંધ્યું, અને ત્યાં યજ્ઞયાગાદિની વ્યવસ્થા એક ઠેકાણે રખાવી. જૈમિનિ ઋષિની કોટિ જુદા પ્રકારની છે પરંતુ તેમના પરિશ્રમની દિશામાં આ પરિશ્રમ મુકી શકાય તેવો છે. બેબિલોનિયાના લોકોએ આ દેવળનો પાછળથી નાશ કર્યો, અને ઇસ્રાલીઓને બેબિલોનીઆમાં પકડી લઇ ગયા, તેમાં અંતે પોતાના ધર્મમાંજ એકેશ્વરવાદની છાપ પાડી, ને પછી તેની છાપ મૂળ યાહુદી ધર્મ ઉપર–પ્રતિબિંબ માફક પડી. 'કલ્કિ' ની કલ્પના જેવી કલ્પના આ લોકની દૃઢ છે કે 'માસિહા' નો અવતાર થશે ત્યારે ચોતરફ આનંદ થશે.

ખ્રિસ્તી તથા ઇસ્લામી ધર્મ જેવી આ ધર્મમાં બીજાઓને હરેક પ્રકારે લેવાની પ્રવૃત્તિ મૂળથીજ નહિ હોવાથી આ ધર્મની ખાસ પ્રસિદ્ધિ પણ બહુ ન હતી; માત્ર ખ્રિસ્તી પાદરીઓની પ્રવૃત્તિથી તેમની ઓળખ થઇ.

હિંદુસ્થાનમાં તો માત્ર અકબરના રાજ્યમાં તેમનું નામ સંભળાય છે, તે સિવાય ઇતિહાસમાં કાંઇ દેખાતું નથી. ઇસ્વીસનના પહેલા સૈકામાં રોમનોએ જેરૂસલમનો નાશ કર્યો તે વખતે યાહુદીઓ ચોતરફ નાઠા એટલે હવે તેમનું એકજ સ્થાન અમુક એમ કહેવા માર્ગ નથી. આ પ્રમાણે એક સ્થાન નહિ હોવાથી તેમના ધર્મ વિષે ચોતરફ ગેરસમજ થવા પામી. ટુકડીબંધ જ્યાં જ્યાં તે લોક ગયા ત્યાં ત્યાં, હિંદુસ્થાનમાં પારસીઓએ કર્યું તેમ પોતાનો ધર્મ લઇ ગયા. આખી દુનિયામાં આ લોક જોવામાં આવે છે; પરંતુ ખુબી એ છે કે ગમે ત્યાં પણ પોતાનો ધર્મ શાન્તિ અને ચુસ્તતાથી પાળે છે. આ લોક જેમ બધે ગયા તેમ હિંદુસ્થાનમાં પણ ગયા હતા. હિંદુસ્થાનમાં ક્યારે આવ્યા તેનો નિર્ણય થઇ શકતો નથી. કોંકણના પ્રદેશમાં ઘણા કાળ ઉપર આવ્યા હોય અને કોલાબા

જીલ્લામાં વસ્યા હોય એમ લાગે છે. તેમનો ધર્મ શાંતિનો અને ધાધલ વગરનો હોવાથી, અને હિંદુ ધર્મ પણ કોઇને ત્રાસદાયક નહિ હોવાથી, આ ધર્મ લગભગ સુષુપ્તિ અવસ્થામાંજ રહ્યો. ખ્રિસ્તી ધર્મે તેમને ત્રાસ નહિ આપ્યો હોત તો સર્વત્ર સુષુપ્તિ સ્થિતિમાંજ રહ્યો હોત. ખ્રિસ્તી ધર્મે આ ધર્મને પાછળથી ઘણોજ કચડી નાંખ્યો. યાહુદીઓની ખ્રિસ્તી મુલકોમાં થતી હાડમારીઓ તો શું પણ કતલો હજી સુધી હાલના જડવાદના જમાનામાં પણ મોજુદ છે.

યાહુદીઓ વાણીઆ અગર કહો કે મારવાડી જેવા બહુ ઝીણી બુદ્ધિના વ્યાપારી છે, તેમ તેમનું જીવન પણ સરલ સાદું હોવાથી વેપારમાં જ્યા ગયા ત્યાં અસર કરી છે. તેમની કરકસર અને લોભ તથા હિસાબની લેવદેવ મશહૂર છે. શાયલોક શબ્દ ભાગ્યેજ કોઇને અજાણ્યો હશે. ધર્મમા જેમ આ લોકો ચુસ્ત છે, તેવાજ બારીક છે. મનુષ્યની પ્રકૃતિ અગર સ્વભાવ ગમે તે વૃત્તિમાં હોય પણ કાયમ રહે છે. આ લોકની વસ્તી આખી દુનિયામાં બધી મળીને સુમારે કરોડ કહેવાય છે.

હિંદુસ્થાનમાં આવેલા આ લોક બહુ પ્રાચીન વખતના છે. કોલાબાના બેની ઇસ્રાઇલ અને કોચીનના યાહુદીઓ જુના આવી વસેલા ( colonies ) ના વંશજ છે. કોલાબામાં છઠ્ઠા સૈકામાં અને કોચીનમાં બીજા સૈકામા આવી વસ્યા દેખાય છે. પાછળથી ગોઆના વતનીઓ સાથે સેળભેળ થવાથી વસ્તી વધી.

## (૭) પ્રાચીન રોમનનો ધર્મ.

ગ્રીસ પછી રોમનો વારો આવ્યો. ગ્રીકધર્મ માફક આ ધર્મનો પણ કોઇ ખાસ સ્થાપક નથી, મૂળમાં મિસર, ઇરાન, ગ્રીસ એમ બધા દેશોમાં આર્ય ધર્મનાં તત્ત્વો, સ્થલ સમય તથા પાત્રને

લઈને રૂપાન્તરમાં પ્રકટયાં, તેમ રોમમાં પણ થયું છે. રોમની વિચિત્રતા એ છે કે દુનિયામાં જે પરાક્રમો પ્રજાઓએ કર્યાં છે તે અમુક દેશની પ્રજાઓ હતી, અને રોમનો તો ફક્ત એક રોમ શહેરનાજ હતા, છતાં આખી તે વખતની સુધરેલી દુનિયામાં સામ્રાજ્ય કર્યું હતું. આ પ્રમાણે તેમના મૂળ ધર્મનાં તત્ત્વો હતાં તેમાં ઇતર પ્રજાઓના સંસર્ગમાં આવ્યાથી અસર થઇ હોય એમ દેખાય છે; ગ્રીસનો ' ઝ્યૂસ ' તે રોમનો ' જ્યુપિટર, ' અને આર્યનો ઘૌસ્: રોમના ધર્મમાં દેવદેવીઓ અસંખ્ય થઇ પડી. આર્યતત્ત્વ અને સાથે હાલ થિઓસાફિ કહે છે કે દરેક વસ્તુને સ્થૂળ માફક સૂક્ષ્મદેહ હોય છે તેમ, રોમમાં દરેક કાર્યનો દેવ હતો; ખેતી, ઘરસંસાર, વ્યાપાર, એ બધામાં દેવ ખરા. ગૃહાગ્નિની કુમારિકાએ ( વેસલવર્જિન ) પણ પૂજાઇ. ઉપર કહી ગયા તેમ બીજી પ્રજાઓના સંસર્ગથી વખતોવખત આ ધર્મને અસર થએલી છે. શુકન, જાદુ, ઉપાસનાની તાન્ત્રિક વિધિઓ એ પ્રમાણે બધું હતું. આ ધર્મનાં ખાસ લક્ષણોમાં ક્ષમા, દયા, શાન્તિ, નીતિ અને ધર્મના નિયમ પ્રત્યે માન એ પ્રમાણે મુખ્ય છે.

આગળ કહેવાઇ ગયું છે કે ખ્રિસ્તી ધર્મનું બંધારણ રોમમાંજ થયુ હતું. ધર્મનું નામ પણ રોમનકેથોલિક પડયું, અને આચાર્ય ' પોપ ' તે રોમમાંજ થયા; મતલબ કે તે વખત પણ રોમજ કેન્દ્રસ્થાન હતું.

## (૮) ચીનનો ધર્મ.

ચીનમાં હાલનો મુખ્ય ધર્મ બૌદ્ધ છે. તે અવલ પ્રાચીન ધર્મ શું હતો તેના સંબધમાં એટલુંજ કહેવાથી બસ થશે કે ઇતર પ્રાચીન પ્રજાઓના ધર્મ માફક ચીનની પણ સ્થિતિ હતી. ચીન દેશ પ્રાચીન કાળથીજ સુધરેલો છે. જુનામાં જુની બાદશાહી ચીનની

ગણાય છે, માત્ર હમણાંજ ક્રાંતિકાળ છે, જાપાન સાથે લડાઈમાં હાર્યું ત્યારથી આ સુતેલો હાથી કાંઇક જાગૃત થયો છે. તેના ભાગલા પાડવાનો યુરોપી રાજ્યો વિચાર કરવા માંડયાં ત્યારથી વધારે જાગ્યું. આ રાજ્યોમાં પૂરેપૂરો સંપ હોત તો કદાચ ચીન છિન્નભિન્ન થઇ ગયું હોત, પરંતુ દીનદયાળ પ્રભુએ એ બધાં રાજ્યોને એવાં લોભી કર્યાં છે કે તેથી ચીનનું રક્ષણ થયું છે. દેડકાંની પાંચશેરી કેવી રીતે થાય ? એક નાંખીએ તો બીજું કુદી પડે ! ખેર. ચીનમાં હાલ પ્રજાસત્તાક રાજ્ય છે, પરંતુ ક્રાંતિના વમળમાં છે.

ચીનના વિદ્વાનો હિંદુસ્થાનમાં ઘણા પ્રાચીન કાળથી આવે છે. 'ચીન' નું નામ હિંદુ શાસ્ત્રોમાં વારંવાર દેખીએ છીએ. પુરાણો તથા ઇતિહાસિક ગ્રંથોમાં પણ બહુ દેખાય છે; 'ચીની સાડી' ને ઠેકાણે પ્રાચીન ચીનાંશુક હતું. ચીનનો હાલનો બુદ્ધ ધર્મ છે તે અવલ ધર્મ હતો તે કેવળ હિંદુધર્મજ રૂપાન્તરે હતો. બુદ્ધ ધર્મ ચોથા સૈકામાં બરાબર જામ્યો, બાદ ધીમે ધીમે બીજા દેશોના ઘણા ધર્મો દાખલ થયા છે તે કાંઇ ચીનના મૂળ ધર્મો કહેવાય નહિ.

ચીનનો બુદ્ધ ધર્મ લગભગ ટિબેટ જેવોજ છે; પરંતુ રાજ્ય આશ્રયના અભાવે તેની અસર પ્રથમ જેટલી નથી, તોપણ સુધરેલા સ્વરૂપમાં અસ્તિત્વ ભોગવે છે. ખુબી એ છે કે 'પુસાહ' ની મૂર્તિ બુદ્ધ માર્ગી સિવાયના લોકોમાં પણ જોવામાં આવે છે છતા તે બુદ્ધનો દેવ ગણાય છે. ઇ. સ. ૬૭ માં મીંગટી શાહેનશાહે સ્વપ્ન ઉપરથી બે માણસોને હિંદુસ્થાન મોકલ્યા તે કાંઇક પુસ્તકો, છબીઓ, અને કુલ સાથે પાછા આવ્યા, તે ઉપરથી બાદશાહે દેવળ બંધાવ્યું. શાક્ય એક વખતે બોધિસત્વને બોધ આપતો કહેવાય છે અને બીજી વખત હિંદુઓના દેવના સ્વર્ગમાં જઇને ઇન્દ્ર, યમ વગેરે તે ઉપદેશ કરતો કહેવાય છે. કાંઇક સમય પછી બુદ્ધનું પ્રાબલ્ય નરમ પડ્યું પણ પાછો ફેરફાર થયો. હિંદુસ્થાન અને ચીનના બુદ્ધ ધર્મી

રાજાઓ વચ્ચે વ્યવહાર શરૂ થયો; દેવળો અને મઠ વધ્યા, પોતાની પ્રજાની સાથે મળીને આગળ કહેલ કોન્ફ્યુસિઅન અને 'તાઓ' ના ધર્મ પણ બાદશાહે બુદ્ધ ધર્મ ભેગા ભેળવ્યા, અને કોઇને પણ અડચણું કરી નહિ. કોન્ફ્યુસ્યન માર્ગીઓએ હિંદુ બુદ્ધ ધર્મને કાંઇક ત્રાસ આપ્યો ખરો.

ચીનમાં હિંદુના સંસર્ગથી શબ્દવિન્યાસશાસ્ત્ર તથા સાહિત્યમાં ઘણા સુધારા થયા છે. હિંદુસ્થાનનો અઠ્ઠાવીસમો બુદ્ધમાર્ગી અધિષ્ઠાતા બોધિસત્વ છઠ્ઠા સૈકામાં ચીન ગયો હતો તેણે પુસ્તકના જ્ઞાનનો બહુ વિસ્તાર કર્યો; શુદ્ધતા, જ્ઞાન, શાન્તિ વગેરે ઉપર ભાર મુકીને ધ્યાનસ્થ થવા ઉપદેશ કર્યો; પણ પાછળથી પાછું મૂર્તિપૂજાનું માહાત્મ્ય વધ્યું; દેવ, રાક્ષસ, ભૂત, પિશાચ, વગેરેના ઓત્સવો અને વરઘોડા, બ્રહ્મદેશ જેટલા તો નહિ તોપણ સારી પેઠે જોવામાં આવે છે.

ચીન જાપાનમાં પુષ્પના છોડ તથા મોટાં વૃક્ષ ઘણાંજ નાના કદમાં ઉગાડવાની હાલ પ્રસિદ્ધ કળા છે તેને પણ બુદ્ધ ધર્મની પુષ્પની ભેટ સાથે સંબંધ દેખાય છે. ચીનમાં ધાર્મિક મોટી ક્રિયાઓ રાજા તથા અમલદારો કરે છે, પરંતુ શ્રાદ્ધ તો બધી પ્રજા કરે છે. 'રાજા દાને અને પ્રજા સ્નાને' જેવો ખેલ છે.

સોળમા સૈકાની શરૂવાતથી સુધરેલા બુદ્ધ માર્ગીઓમાં 'લોટવેઇનીંગે'' લોટસુ', (અધિષ્ઠાતા 'લો') નો ખિતાબ લઇને વેદાન્ત જેવો જ્ઞાન માર્ગ સ્થાપ્યો. શરૂમાં કહ્યું છે તેમ ગમે તેવા સ્વરૂપમાં પણ ચીનનો હાલનો મુખ્ય ધર્મ બુદ્ધજ ગણાય. મોંગોલ વંશના રાજકર્તાઓ પણ બુદ્ધ ધર્મ, રાજ્યધર્મ તરીકે પાળતા આવ્યા છે. હિંદુસ્થાનના બાદશાહ હિંદુ ધર્મ સ્વીકારે તો એકદમ હિંદુસ્થાનનો ઉદ્ધાર થાય ખરો ?

જાવા સુમાત્રા વિગેરે પ્રદેશોમાં તો મુખ્ય હિંદુ ધર્મજ હતો. ઇ. સ. ૪૦૦ માં ફાહિઆન નામનો ચીનો પ્રવાસી જાવા ગયો હતો તે કહે છે કે ત્યાં બ્રાહ્મણો ઘણા હતા.

## (૯) જાપાનનો ધર્મ.

જાપાનનો પ્રાચીન ધર્મ 'શિંતો' છે. 'શિંતો' અનાર્ય ભાષાનો શબ્દ છે. તેનો અર્થ 'દેવતાઇ માર્ગ' થાય છે. પાછળથી ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં ચીન તથા કોરિયાના માર્ગે બુદ્ધધર્મ જાપાનમાં ગયો, અને તેથી ચીનના બુદ્ધ ધર્મની છાપ તેના ઉપર પડી છે. કોબોદઇશી નામના ધર્મગુરૂએ 'શિંતો' બુદ્ધધર્મના દેવતાના અવતાર છે તેથી બંને ધર્મ એક છે એમ સમજાવ્યું ત્યારથી બુદ્ધધર્મ પ્રબળ થવા માંડયો. સત્તરમા સૈકામાં તત્ત્વજ્ઞાનની જાગૃતિ થવા માંડી, તથા બુદ્ધ દેવાલયની શોભા તથા મહિમા વધ્યાં, પણ હમણાં તો એકંદર ધર્મની ગ્લાનિ આખી દુનિયામાં છે તેની અસર જાપાનને પણ થઇ છે. જાપાનમાં ધર્મ ને રાજ્યધર્મ જેવું સ્વરૂપ ખાસ મળ્યું નથી. ખ્રિસ્તિ તથા ઇતર ધર્મો એકમેકની સહિષ્ણુતાથી રહે છે; કોઇ કોઇની પરવા કરતું નથી; જાપાનમાં હાલ તો ધર્મની ખાસ પરવા નથી. પાશ્ચાત્ય લક્ષ્મીપૂજનજ મુખ્ય છે.

જાપાનનો બુદ્ધધમ ચીન જેવોજ કહી શકાય, એટલે કે જાપાનનો મુખ્ય ધર્મ 'બુદ્ધ' જ કહી શકાય. મંત્ર તથા ક્રિયાઓ પ્રચલિત છે. 'શીનશીન' જાતના લોકો નીતિ અને ધર્મ એમ બંનેની અગત્ય બતાવે છે; આચાર્યોને લગ્નની તથા માંસ ભક્ષણ કરવાની છૂટ આપે છે; 'અમિત' બુદ્ધ ઉપર અથાગ શ્રદ્ધા રાખી તેમાંથીજ મોક્ષ મેળવવા માગે છે.

જર્મની માફક જાપાને ચોતરફની જાગૃતિ કરી તેમાં ધર્મ પણ

ભૂલાયો નથી. થોડાં વર્ષ ઉપર પૃથ્વીના તમામ ધર્મોનું નિરીક્ષણ કરવા વિદ્વાનોને મોકલ્યા હતા; મુકાબલો કરતાં અંતે પોતાનોજ ઠીક લાગ્યો એમ કહેવાય છે. જાપાનનાં ઘણાં મંદિરોમાં સંસ્કૃત મંત્રો બંગાળી ભાષામાં લખેલા દેખાય છે! જાપાનના પ્રાચીન ગ્રંથોમાં પુરાણોની માફક સૃષ્ટિની રચનાની કલ્પનાઓ, દેવદેવીઓની વાતો, અને કર્મકાંડની વિધિઓ છે, એટલે કે હિંદુધર્મ જેવીજ વ્યવસ્થા દેખાય છે. જાપાનમાં ચીન માફક, પિતૃભક્તિ ઘણી હોવાથી બૌદ્ધધર્મ એકદમ પ્રિય થયો. કુદરતના દેવ એટલે કે સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પર્જન્ય, વાયુ, નદી, સમુદ્ર, અગ્નિ ઇત્યાદિ હિંદુ ધર્મની માફક તેમના દેવો છે; વૃદ્ધિ, સૂતક, યાત્રા, શૌચ, ઇત્યાદિ હિંદુધર્મ પ્રમાણે દેખાય છે: મૂર્તિ ખાસ ન હતી, પરંતુ તરવાર અગર તેવું ચિન્હ પૂજતા. ઇ. સ. છઠ્ઠા સૈકામાં બૌદ્ધધર્મ દાખલ થયો ત્યાર પછી પણ 'શિંતો' ટકી રહ્યો છે. બુદ્ધધર્મના સંસર્ગથી એકેશ્વરવાદ સ્થિર થયો.

જાપાનના ધર્મમાં રાજ્યભક્તિ અને પિતૃભક્તિ પ્રધાન છે. હાલમાં તો સુધરેલી પ્રજાનો તેમાં પણ ઇંગ્લાંડ, અમેરિકા, જર્મનીનો જેમ 'લક્ષ્મી ધર્મ' મુખ્ય ધર્મ છે તેમ જાપાનનું પણ થયું છે. જાપાનની પ્રજાકીય જાગૃતિ એકદમ થઇ છે; આખી દુનિયાને ચકિત કરી છે. એશિયા ખંડને જાપાને ઉજ્વળ કર્યો છે, અને નેપોલિઅને જેમ યુરપને ઉંચી ભાવના બતાવી તેમ આખા એશિયાને જાપાને ઉંચી ભાવનાનાં સ્વપ્ન આપ્યાં છે. દુનિયાનાં મહા રાજ્યોમાં જાપાન હાલ કેવું સ્થાન ભોગવે છે એ કહેવાની જરૂર નથી. માત્ર ધાસ્તી એટલીજ કે રાવણ માફક અભિમાન થવા સાથે જર્મની માફક પતન થવાનું એ કુદરતનો કાયદોજ છે. ચીનનો તિરસ્કાર રહેવા દઇ, કાંઇક નરમાશ અને વિવેક શિખે ને સાથે કોરીઆ વિગેરેને સંતોષ આપી વિશાળ હૃદય રાખે તો યુરપની પીળાભય (yellow peril) નું સ્થૂળ રૂપ બંધાવા સંભવ ખરો. હમણાંની ધરતી કંપથી

ચએલી આકૃતો શું સૂચવે છે તે પ્રભુ જાણે. અભિમાનથી કીયું રાજ્ય બચ્યું છે? વ્યષ્ટિ, સમષ્ટિ, મહારાજ્ય બધાને કુદરત સરખી રીતેજ લાગુ છે.

## (૧૦) મેક્સિકો તથા પીરૂના પ્રાચીન ધર્મો.

મેક્સિકો તથા પીરૂમાં આર્યધર્મને મળતો ધર્મ હતો એમ વિદ્વાનો હાલ ચોકસ અનુમાન ઉપર આવ્યા છે. આ બધા મુલકો આર્યોએ વસાવેલા હતા એ સંબંધમાં 'મ્હારા ધર્મવિચાર' ભાગ ૧ ના પ્રકરણ ૩ માં આવી ગયું છે.

આ બધા વિદેશી ધર્મોમાં દેવ, દેવી, યજ્ઞ, કર્મ, વર્ણ, આશ્રમ, પૂજા, યાત્રા, જપ, તપ, મંત્ર, તંત્ર, ઉપવાસ, જ્ઞાન અને ભક્તિ વગેરે હિંદુ ધર્મનાં તત્ત્વો સ્થળ, સમય તથા પાત્ર પરત્વે તરેહવાર રૂપમાં જોવામાં આવે છે. તેનો અર્થ એજ કે બધાનું મૂળ એક છે, અને બધા એકજ માતાપિતાનો પરિવાર છે.

## (૧૧) પ્રાચીન જંગલી વતનીઓ (animic races) ના ધર્મો.

પ્રાચીન પ્રજાઓ આફ્રિકા અમેરિકા તથા ઓસ્ટ્રેલિયામાં હતી તેમાંથી ઓસ્ટ્રેલિયામાંથી ખ્રિસ્તિઓએ લગભગ મૂળ કાઢી નાખ્યું. એશિયામાં ક્વચિત્ છે, અને હિંદુસ્થાનમાં પણ હિંદુસ્થાનના પ્રાચીન વતનીઓને પ્રાચીન આર્યોના સમાગમથી એક ઈશ્વર સંબંધી કાંઈક સંસ્કાર થયા, પરંતુ ઇતર ઠેકાણે તો હાલ પણ મૂળ સ્વરૂપમાં છે.

ઇંગ્રેજીમાં આ ધર્મને Paganism, Heathenism. Idolatry વગેરે નામ આપે છે, અને અજાયબી એ છે કે આર્ય

ધર્મને પણ અસંસ્કારી અજ્ઞાન પાશ્ચાત્યો તેવાં નામ આપે છે. આ પ્રાચીન જંગલી લોકોમાં ઇશ્વર એક ભયંકર વસ્તુ માનીને તેને હરેક રૂપે પૂજે છે. આકાશગર્ભ, સૂર્ય, ચંદ્ર, તારા, મુએલા રાજા, પરાક્રમી પુરુષો અને મહાન પુરુષો, વૃક્ષ, પશુ, પત્થર એમ અનેક રૂપે માને છે. ખ્રિસ્તિ ધર્મના માનેલા 'પ્રલય' પછી મૂર્તિપૂજાનું ખાસ રૂપ બંધાયું, ને તે પહેલાં તો બહુજ વિચિત્ર ધર્મ હતો એમ મનાય છે. પાડો, આખલો, સર્પ એમ પ્રાણીપૂજા પણ ખરી. ઇશ્વરને ભૂત-ડાકણના બીહામણા સ્વરૂપમાં ( Devil ) ની બીકથી માને છે.

પાશ્ચાત્યો ધર્મની ઉત્પત્તિ 'ભય' માંથી માને છે, એટલે તેમનું અનુમાન પણ તે જ ધોરણસર હોઇ શકે.

મૃતરાજાઓ તથા મહાન પુરુષોને-જેના સ્વરૂપના આપણા ગામડામાં 'પાળીઆ' તરીકે જોવામાં આવે છે તેમને-પૂજવાનું જરા વધારે સમજવાળી પ્રજાઓમાં હોય છે, કેમકે જંગલી લોકોમાં તો જીવતાં પશુ પ્રાણીઓને વિશેષ પૂજે છે, અને જેને મૂર્તિપૂજકો-Heathens pagans વગેરે કહેવામા આવે છે તે લોકને ઇશ્વરનો ખ્યાલ ખરો, પણ તે પ્રત્યક્ષ મૂર્તિનેજ ઇશ્વર કહીને તેનો ઘણોજ ગેર-ઉપયોગ કરતા અને ભયંકર ખુન થતા તેમાંથી ખ્રિસ્તિ અને ઇસ્લામી ધર્મોએ ઘણો બચાવ કર્યો છે.

## પ્રકરણ ૨ જું.

### આર્યાવર્તના પેટાધર્મો તથા પંથો તથા સમજો વગેરેનું નિરીક્ષણ.

જે આર્યાવર્ત માટે જર્મનીનો પ્રોફેસર 'ડયુસન આર્ય પુસ્તકો અમાનુષિક છે એમ કહે છે; જે આર્યો માટે પ્રોફેસર મેકસડંકર ( Max Dunker ) કહે છે કે The Indians were the

largest of nations- દુનીઆમાં સૌથી મોટામાં મોટી પ્રજા હિંદુની હતી; વળી બીજો પ્રસિદ્ધ વિદ્વાન કહે છે કે They (Hindus) were as numerous as all other nations put together. આખી સૃષ્ટિની બીજી બધી પ્રજા જેટલી એકલી હિંદુની પ્રજા હતી; અને જે આર્ય ગીતાનો, કાર્લાઈલ, ઇમર્સન જેવા પંડિતો આધાર લે તે આવી ઉત્તમ અને આખી સૃષ્ટિની શિરોમણિ આર્યપ્રજા, ઉચામા ઉચે દરજ્જે પહોંચેલી છતાં હાલ અનેક ધર્મો અને પંથોથી છિન્ન ભિન્ન થઇ અધોગતિ તરફ જાય છે, એ પણ પ્રભુની માયાજ ! અસ્તુ. પાછા મુદ્દા ઉપર આવીએ.

"મ્હારા ધર્મવિચાર" ભાગ ૧ ના પ્રકરણ ૩ તથા આ પુસ્તકના પ્રકરણ ૧ માં આર્યાવર્તનાં તત્ત્વજ્ઞાન તથા મુખ્ય પ્રચલિત ધર્મોનું નિરીક્ષણ કર્યું. હવે દુનિયામાંના પેટાધર્મો તથા પંથો હાલ પ્રચલિત છે તેનું પણ અવલોકન કરવું જોઇએ, પરંતુ એતો મહા ભારત કામ થઈ પડે, અને પુસ્તકના ઉદ્દેશ બહાર વાત જાય તેથી આર્યાવર્ત જ્યારે આપણે બધાનું મૂળ ગ્રાહ્ય કર્યું છે એટલે એકલા આર્યાવર્તની હકીકત ટુંકમાં આપવાથી, "અંગુઠા પ્રમાણે રાવણ" એ ન્યાયથી આખી દુનિયાનો ખ્યાલ સહજ આવી શકશે; કેમકે જેવો પ્રકાર આર્યાવર્તમા બન્યો છે તે જ પ્રકાર સર્વ ઠેકાણે રૂપાતરમાં જોવામાં આવે છે. આર્યાવર્તના નોંધ લેવા લાયક મુખ્ય પેટા ધર્મો તથા પંથો, સમાજો વગેરેનું અવલોકન કરવાથી પ્રત્યક્ષ દેખાશે કે માવતરની માફક બધાં બાળકોમાં પણ તે જ તત્ત્વ અને ધોરણ છે.

પ્રકરણ ૧ માં બતાવેલા આર્યાવર્તના મુખ્ય ધર્મો ઉપરાંત ધર્મોના પેટામાં અનેક ધર્મો તથા પંથો દેખાય છે તે બધાનું આ ઠેકાણે નિરીક્ષણ કરવાની જરૂર નથી. ટુંકામાં જેને જે દેવ ઇષ્ટ લાગ્યો તે દેવની ભક્તિને અગ્રસ્થાન આપીને ધર્મ તથા પંથ પ્રવ-

તાંબ્યા છે. આ રીતે સૃષ્ટિના ધર્મો તથા પંથોએ તેમજ તત્ત્વજ્ઞાની-ઓએ સૃષ્ટિની અને સૃષ્ટિની રચનાની કલ્પના, જ્ઞાન, અને મોક્ષની પણ વ્યવસ્થા વગેરે પોતાની બુદ્ધિ તથા રૂચિ પ્રમાણે બતાવ્યાં છે. આ દુનિયાના પ્રચલિત પેટા પંથોમાંથી આર્યાવર્તમાં પણ ઘણા છે તેમાંથી કેટલાકનું સહજ નિરીક્ષણ કરીશું, તે ઉપરથી પણ સહજ સમજાશે કે આખી દુનિયાના પ્રાચીન તથા અર્વાચીન ધર્મો તથા પંથો મૂળમાં એકજ છે. આ પ્રમાણે તત્ત્વ એકજ હોવાથી દરેક માણસે પોતાના ધર્મમાં શોધ સારી પેઠે કરવી જોઇએ, કેમકે सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति.

માયાની મજા એવી છે કે દરેક ધર્મ કે પંથનો પ્રવર્તક જે સંજોગોમાં તથા હેતુથી શરૂ કરે છે તેમાં કાળ વગેરેના કારણથી બદલાઇ જવાથી વિકાર થાય છે, એટલે તેમાં ખાસ કોઇનો દોષ કાઢવા જેવું નથી. સર્વભક્ષી કાળજ મુખ્ય કારણ છે. અમૃત જેવી સારી વસ્તુમાં પણ કાળે કરીને વિકાર થવાથી સડો લાગે છે, ને જંતુ સુદ્ધાંત પડે છે, તો પછી બિચારા ધર્મમાં થાય તેમાં શું આશ્ચર્ય ! અક્કલના અજીર્ણના વિકારથી પીડાતા અનુયાયીઓ, વગર સમજની આગેવાની લઇને, પોતે એ વિકારની બીમારી ભોગવે છે, ને બીજાને બીમાર કરે છે. જેમ દુનિયામાં જોવામાં આવે છે તેમ, આર્યાવર્તમાં પણ વિદ્વાન–તવંગર અક્કલના અજીર્ણથી મરે, અને અજ્ઞાની–ગરીબ ભૂખમરાથી મરે ! ખેર ! હાલ તો આપણે આર્યા-વર્તના અનેક પંથો તથા સમાજોમાંથી થોડું જોઇએ.

આર્યાવર્તમાં ઘણા પંથો અને ધર્મો થયા તેનાં અનેક કારણો છે. મુખ્ય કારણ તો મહાભારતનું યુદ્ધ છે. આર્યાવર્તની પડતીનો દિવસ વાસ્તવમાં ત્યારથી આવેલા કળિયુગ સાથેજ શરૂ થયો એમ કહીએ તો ચાલે. હિંદુ સામ્રાજ્ય શિથિલ થવા માંડ્યું; ક્ષત્રિયરક્ત લગભગ

નાશ પામ્યું; આર્યાવર્ત ઉપર અનાદિ કાળથીજ વિદેશીઓનાં આક્રમણો તો થતાં આવ્યાં છે; દરેક દેશને પ્રમાણના ભેદ સાથે તેવો અનુભવ થએલો છે, પરંતુ આર્યાવર્ત સર્વ રીતે ઇશ્વરનો કૃપાપાત્ર દેશ હોવાથી તેમ મૂળથીજ દયાવાન ધાર્મિક કોમળ વૃત્તિવાળો હોવાથી વિદેશીઓનાં આક્રમણોનો ખાસ ભોગ થયો છે. આજસુધી તે જ ક્રમ છે. હજી પણ કેટલાયનો ડોળો આર્યાવર્ત ઉપર છે? પરંતુ ઇશ્વરની અતર્ક્ય માયાના બળથી, તેમ પૂર્વજોનાં પુણ્યનાં બળથી હિંદુત્વ હજી નષ્ટ થયું નથી.

વેદ–પુરાણના ઇતિહાસને રહેવા દઇને, રીતસરના* ઇતિહાસનો સમય તપાસીએ તો બાબર, અકબર તથા ઔરંગઝેબે એશિયાના મુલકો તાબામાં રાખ્યા હતા, તેનાજ જોટાના અનુક્રમે આર્ય બાદશાહો નંદ, ચંદ્રગુપ્ત અને અશોકે વિદેશીઓને કાઢી મુકીને પરાક્રમો કર્યાં છે. 'પાટલિપુત્ર' ના છેવટના રાજા બૃહદ્રથે બ્રાહ્મણ પુષ્યમિત્રને સેનાપતિ નિમ્યો હતો તેણે યવનો–ગ્રીકોને–હાંકી કાઢયા, પછી મરાઠા સામ્રાજ્ય દરમ્યાન સંજોગોને લઇને પેશ્વા માફક પોતેજ રાજા થયો; પોતાના રાજ્ય દરમ્યાન વિશેષ મોટા પરાક્રમો કર્યાં, 'અશ્વમેધ' યજ્ઞ કર્યો, એટલે દિગ્વિજય તો કરવોજ પડે! દેશને વિદેશીઓમાંથી મુક્ત કર્યો! ત્યાર પછી વસુમિત્રે પણ તેવાંજ પરાક્રમો કર્યાં. ત્યારબાદ વિક્રમાદિત્યે સિથિઅનોને હાંકી કાઢયા. ત્યાર પછી શાલિવાહને પણ તેવું પરાક્રમ કર્યું. પછી તુષાર વંશમાં કનિષ્ક રાજા મહા પરાક્રમી થયો તેણે તમામ વિદેશીઓને કાઢયા,

* પ્રસિદ્ધ ચીનનો લેખક હ્યુએનસેન કહે છે કે, પ્રત્યેક પ્રદેશમાં એક રાજપુરૂષ રહેતો, તે ચાલુ વૃત્તાંત લખે તેના 'નીલપીચ' 'નીલપીત'–નીલપત્રી અથવા 'નીલકોષ'–બ્લુબુક–Blue Book –કહેતા.

અને કાશગર, યાર્કંડ લીધાં. ચીનાઓ ઘુસ્યા હતા તેમને પણ કાઢયા. ઇ. સ. ૨૯૦ થી ૫૩૫ સુધીમાં 'ગુપ્તવંશ' રહ્યો તેમાં ચંદ્રગુપ્ત પ્રસિદ્ધ છે. તેનો પુત્ર સમુદ્રગુપ્ત નેપોલીયનની ઉપમા પામે છે. તેણે પણ દિગવિજય કરીને ''અશ્વમેધ'' કર્યો હતો. પછીથી સ્કંદગુપ્તે પણ તેવાજ પરાક્રમ કર્યાં અને છેવટના નરસિંહગુપ્તે 'હુણો' ને કાઢયા. પછીથી 'પૌર' વંશમાં યશોધર્મા થયો, તે સ્કંદગુપ્તના લશ્કરમાં સીપાઇ હતો. તેણે પણ 'હૂણો' ને કાઢી મુક્યા, અને અંતે 'પાલ' વંશમાં ધર્મપાલ થયો, તેણે ઇ. સ. ૭૯૫ થી ૮૩૦ સુધીમાં બ્રાહ્મણ મંત્રી દર્ભપાનિના બળથી તમામ વિદેશીઓનો કાઢી મુક્યા. આ તમામ વિદેશીઓને કાઢયા ખરા, પણ તેમનાં બીજ રહી ગયાં. છેવટનાં ઇસ્લામી અને ખ્રિસ્તિ આક્રમણો મશહૂર છે.

આ પ્રમાણે પરદેશીઓનાં આક્રમણો આ પ્રાચીન પવિત્ર ભૂમિ ઉપર અનાદિ કાળથી ચાલ્યાં આવે છે. જેમ જેમ તે વધ્યાં તેમ તેમ તેમનું જોર પણ જામવા માંડયું, અને ક્ષત્રિઓનું જોર અંદર અંદરના કુસંપ વગેરે કારણોથી નરમ પડવા માંડયું. ક્ષત્રિય સામ્રાજ્ય તુટયું, અને ક્ષાત્રબળ નિસ્તેજ થયું. અશ્વમેધ તથા રાજસૂય યજ્ઞોની સાથે ચક્રવર્તીપણું તો શું પણ સર્વસ્વ ગયું. કુદરતી રીતે કલિયુગ શરૂ થઇ ગયો; સંસ્કૃત ભાષાનું પણ માન ઘટવા માંડયું. દરેક પરદેશની ને તે સાથે વિદેશી અમલવાળાની ભાષાનું જોર વધવા માડયું. ઇશ્વરની કૃપાથી મૂળનું તેજ મંદ પડયું, પણ અદ્રશ્ય થયું નહિ. ધર્મની શિથિલતા પણ તે સાથેજ વિશેષ થવા માંડી. કેટલાક વિદ્વાનો વળી એમ પણ કહે છે કે મુસલમાનના જુલમથી ધર્મનો જુસ્સો ઉછળતો હતો, પરંતુ અકબર તથા ઇંગ્રેજ સરકારની વિશાળ તથા સહિષ્ણુ દ્રષ્ટિને લીધે ધર્મનો વેગ મંદ પડી ગયો.

આવા સંજોગોમાં ઇતર દેશોમાં ધર્મની શિથિલતા થવા સાથે

સંત, સાધુ, ભક્તો તથા તત્ત્વવેત્તાઓએ ધર્મ બચાવ્યો, અને રૂપાંતરમાં પણ વિસ્તાર્યો છે તેમ આર્યાવર્તમાં પણ થયું. જે તે પ્રદેશની પ્રચલિત ભાષામાં પદો રચાયાં, ગ્રંથો લખાયા, અને અનેક મત તથા પંથો ચાલ્યા. આ સુધારામાં ઘણીવાર વર્ણનો ભેદ રહ્યો નથી, કહેવાતા અધમમાં અધમ પણ પ્રભુની કૃપાને પાત્ર છે; તેમ યજ્ઞયાગ, જળ તપ કર્મ ઇત્યાદિ એકલાંજ પ્રભુની કૃપા માટે અગત્યનાં નથી, પરંતુ ખરી ભક્તિ ખરૂં જ્ઞાન અને નીતિની જરૂર છે. આવાં ધોરણ ઉપર જઇને તેના રહસ્યના અંતરમા જઇનેજ પ્રભુને અનુભવવાનું ભાન આ સુધારકોએ કરાવ્યું છે. શુષ્ક કર્મ ઉપાસના તથા જ્ઞાનનાં સ્વરૂપ બદલાવીને નીતિને તથા અંતર્ગત સાક્ષીને અગ્રસ્થાન આપ્યું. આ પ્રમાણે ધર્મો તથા પંથો પ્રકટયા, તેમાં કેટલાક પ્રાચીન અને કેટલાએક અર્વાચીન છે, કેટલાકના હેતુ સારા પણ વિકાર ઘણો થઇ અધોગતિને પામ્યા છે. આ તમામ પંથો તથા મતોની હકીકત એક સ્થળે મળી શકતી નથી. પેટાપંથોનાવળી પેટાપંથો ઘણા થયા છે, બંગાળાના એક ગૌડેશ્વર સંપ્રદાયના ૬૧ ફાંટા પડયા કહેવાય છે; તોપણ જે કાંઇ હકીકત મળી આવી તે રજુ કરવામાં આવે છે.

બૌદ્ધ ધર્મના સમયમાં શ્રીશંકરાચાર્યની પહેલાં બૌદ્ધના પ્રતિપક્ષી કેટલાક પંથો છે તે ઘણે ભાગે *તત્ત્વ ઉપર હોઇને મતોજ કહેવાય, પણ તે બધાજ લુપ્ત થઇ ગયા છે; સોળ નામ મળી આવે છે પણ તેના વિવેચનની હવે જરૂર નથી.

પંચાયતનના પાંચ દેવોના પૂજનમાંથી અનેક શાખાઓ થઇ

---

* માહેશ્વરમત, કાલમત, આકાશવાદીમત, જળવાદીમત, સ્વભાવવાદીમત, દિગ્વાદીમત, આત્માવાદીમત, શબ્દવાદીમત, બ્રહ્મવાદીમત વગેરે.

છે. પાંચ દેવ તે શિવ, વિષ્ણુ, દેવી–શક્તિ, સૂર્ય અને ગણપતિ. આ પાંચમાંથી પણ ઘણો ભાગ શિવ, વિષ્ણુ તથા શક્તિનો ઉપાસક છે, ને તે શૈવ વૈષ્ણવ અને શાક્ત કહેવાય છે. આ દેવો વાસ્તવમાં તત્ત્વસ્વરૂપના છે, શાક્તનો વિશેષે કરીને ઉમાના સ્વરૂપમાં શૈવ સાથે વિશેષ સંબંધ છે, અને વૈષ્ણવમાં રાધા, લક્ષ્મી, શ્રી વગેરે સ્વરૂપમાં છે. આ પંચાયતનના તત્ત્વ ઉપરાંત કબીર સાહેબ જેવા-ઓએ જ્ઞાનતત્ત્વ લઇને નિરંજન, નિરાકાર, નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનાં તત્ત્વો ઉપર પંથો ચલાવ્યા છે. ત્યાર બાદ મુસલમાનના સંસર્ગથી કેટલાક પંથો થયા: અને છેવટ પાશ્ચાત્યોના સંસર્ગથી પંથ નહિ પણ પંથના સ્વરૂપની સમાજો થઇ. હમણાં હમણાં વળી આ સમાજોના મુકાબલામાં સનાતની પંથો પણ સમાજ જેવા સ્વરૂપમાં દેખાય છે, આ સિવાય પ્રાચીન પ્રજાઓના (જેને Animic races કહેવામાં આવે છે) ઘણા પંથો છે તેમાંથી પણ કેટલાક મળી આવ્યા છે.

આ પ્રમાણે પંથ તથા સમાજો મળી આવ્યાં છે તે નીચે પ્રમાણે છે.

| | નામ. | સંખ્યા. | | નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | શૈવ. | ૯૧ | ૭ | જ્ઞાનતત્ત્વ સાથે કાંઇક બીજા મિશ્રણવાળા. | ૩૮ |
| ૨ | વૈષ્ણવ. | ૮૩ | ૮ | મિશ્રિત. | ૩૨ |
| ૩ | શાક્ત. | ૨૫ | ૯ | ઇસ્લામી મિશ્રણના. | ૨૬ |
| ૪ | સૌર. | ૧૧ | ૧૦ | પાશ્ચાત્ય સંસર્ગના મતો–સમાજો. | ૬ |
| ૫ | ગાણપત્ય. | ૧૩ | ૧૧ | આધુનિક સનાતનમંડળો. | ૧૨ |
| ૬ | ઇતર નાનાદેવોના. | ૧૭ | ૧૨ | પ્રાચીન પ્રજાઓના. | ૭ |

આ પંથો મૂળ, કોઇ એક ધર્મનાં વિકૃત સ્વરૂપો છે, તેમાંથી પાછા ઉપર કહ્યું તેમ વિકાર પામી અનેક પંથો થયા છે; કેટલાક તો એવા અશ્લીલ, મલિન અને ભયંકર છે કે તેનો હેતુ ગમે તેવો હોય તો પણ પરિણામે સામું જોવા જેવા નથી.

## ૧ શિવ તત્ત્વના પંથો.

૧ શૈવ. (૧) ૨ રૌદ્ર. ૩ લિંગમુદ્રાવાળા. ૪ ભાક્ત.

---

(૧) આ મતમાં સૃષ્ટિના કર્તા શિવને માનેલા છે, બ્રહ્મા તથા વિષ્ણુ, શિવના ઉત્પન્ન કરેલા કહેલા છે. શિવે એક મહાન સ્તંભ ઉભો કર્યો, જ્યારે બ્રહ્મા તથા વિષ્ણુમાં મોટાઈ માટે તકરાર થઇ ત્યારે શંકરે ઠરાવ્યું કે 'આ સ્તંભનો આદિ અંત લાવે તે મોટો'. આ હુકમનો અમલ કરવામાં અને કામનો નિકાલ કરવામાં વિષ્ણુ સત્ય બોલ્યા તેથી શિવે વરદાન આપ્યું કે 'તમે પૂજાશો.' આ પંથનો સંપ્રદાય જેટલો વિસ્તાર છે. શિવપુરાણ, સ્કંદ પુરાણ, લિંગપુરાણ, વગેરે સાત આઠ પુરાણોમાં શિવને આ પ્રમાણે પ્રાધાન્ય આપેલું છે.

પાશુપત દર્શન, જેવી રીતે પશ્ચિમ હિંદુસ્થાનમાં પ્રકટયું તેમ આ શૈવાગમ દર્શન તામિલ દેશમાં થયું. ઋગ્વેદની સંહિતા જેવી આ દર્શનની સંહિતાઓ છે. આર્યોનો રુદ્ર અને દ્રાવિડોનો શિવ, પાછળથી એક થયા બૌદ્ધની હરિફાઇમાં શિવ અને વિષ્ણુની ભક્તિ વધી અને અનુયાયીઓમાં વિરોધ જાગ્યો; વૈષ્ણવ અથવા સાત્વત તંત્રવાળાઓમાં " આલ્વારો " અને પછી આચાર્યો થયા, અને શૈવ અથવા પાશુપત તંત્રવાળાઓમાં અવધૂતો અને આચાર્યો થયા. આ આગમ અદ્વૈત તત્ત્વનું ખરૂં પરંતુ શિવ માટે ખાસ પક્ષપાત છે. જેવી રીતે ભાગવત દર્શનમાં વિષ્ણુ માટે છે, તેમ આ તંત્રમાં

૫ જંગમ. (૧). ૬ પાશુપત અથવા માહેશ્વરમત.(૨) ૭ કારુણિકસિદ્ધાન્ત. (૩) ૮ આકાશમુખી. ૯ રૂખરસ. ૧૦ સુખરસ. ૧૧ કડાંલિંગી. ૧૨ અવધૂત. ૧૩ લિંગાયત અથવા વીરશૈવ. (૪)

---

શિવ માટે છે. આ મતનું સમર્થન પાછળના શ્રીકંઠે પોતાના બ્રહ્મસૂત્રના ભાષ્યમાં કર્યું છે, તામિલ ભાષામાં આગમ છે તે ઉપરાંત આ શૈવ સિદ્ધાંતનું પ્રતિપાદન, આગમાંતશૈવ મતમાં સંસ્કૃત ભાષામાં પણ થયું છે. આગમ ગ્રંથો ૨૮ છે, આ મતમાંથી લિંગાયત મતની ઉત્પત્તિ સમજાય છે. આગમ શાસ્ત્રમાં ઈશ્વરની-શિવની-ઉપાસના પ્રધાન છે, અને નિગમમાં જ્ઞાન પ્રધાન છે. આગમ શાસ્ત્ર અથાગ વિસ્તાર પામ્યું છે. આ શૈવ ઉપાસના અનેક પ્રકારની છે.

(૧) આ પંથમાં અદ્વૈત સિદ્ધાંત છે; પ્રવર્તકનું ખાસ નામ મળતું નથી. આ મતના સાધુ સંસારી હોય છે, ને તે 'ગોસાંઈ' કહેવાય છે. શિવ, શક્તિની ઉપાસના કરે છે. તેમનાં નામ પાછળ 'ગિરિ,' 'પુરી,' 'ભારતિ' વગેરે હોય છે. કરાંચીથી આગળ બલુચિસ્તાનમાં હિંગલાજ દેવીનું ધામ તેમની મુખ્ય યાત્રા છે: દત્તાત્રયની ઉપાસના પણ ખરી.

(૨) શ્રીશંકરાચાર્યે જે મતનું ખંડન કર્યું તે આ મત છે, શૈવી પાશુપત મત અને વૈષ્ણવી ભાગવત મત એમ બંનેનું ખંડન છે. એક ઈશ્વરની ભાવના માટે 'કારણ' ના ભેદથી ત્રણ ભાવનાઓ છે, (૧) નિમિત્ત ઈશ્વરવાદ, (૨) ઉપાદાન ઈશ્વરવાદ, (૩) અભિન્ન નિમિત્ત તથા ઉપાદાન ઈશ્વરવાદ.

પ્રથમનો વાદ, ન્યાય વૈશેષિક ઉપરાંત આ પાશુપત મતે સ્વીકાર્યો છે, બીજો ભાગવત અથવા સાત્વત તંત્રવાળાએ, અને ત્રીજો બ્રહ્મસૂત્ર ઉપર બંધાએલો શાંકરવાદ છે. પહેલામાં ઈશ્વર શિવ રૂપે, બીજામાં વિષ્ણુ રૂપે; અને ત્રીજામાં બ્રહ્મરૂપે છે. 'પશુ' ના

પાશને તોડનારું તંત્ર તે 'પાશુપત', વિષ્ણુના સંકલ્પથી શિવના મુખમાંથી નીકળીને વિસ્તાર પામ્યું. આ તંત્ર ઘણું વિશાળ અને તત્ત્વજ્ઞાનથી પૂર્ણ છે; પરંતુ પૂર્ણપણે ઉપલબ્ધ નથી. શિવનાં પાંચ મુખમાંના ઉર્ધ્વ મુખમાંથી પાંચમો આ ન્યાય પ્રકટ થયો, તે આગમના ૨૮ ગ્રંથો છે. વિષ્ણુ તથા શિવના ઘણા અવતારો થયા છે, તેમાંથી શિવના અવતારમાંના શ્વેતાશ્વતર મુનિ આ દર્શનના પ્રવર્તક છે, એમ વિદ્વાનો કહે છે.

શ્રીકંઠ તો વેદને પણ શિવાગમ કહે છે, કેમકે વેદ પણ ઈશ્વર–શિવકૃત છે. પતંજલિના વખતમાં શૈવભાગવત શબ્દ દેખાય છે. પાછળથી ભગવાન શબ્દ વિષ્ણુમાં, અને ઇશ્વર શબ્દ શિવમાં રુઢ થયો દેખાય છે. બંનેમાં જીવ ઇશ્વરનો ભેદ–દ્વૈતભાવ છે. તીવ્ર વૈરાગ્ય તથા ત્યાગ આ મતમાં છે. નિગમ–વેદથી, આગમ જે બુદ્ધિની વ્યવસ્થાવાળું છે તે વિરૂદ્ધ ન હોય ત્યાં માન્ય હતું, અને પાછળથી થએલા વામાચારમાં વેદ વિરૂદ્ધ થવાથી અમાન્ય છે; પતંજલિના પહેલાં આગળ ખૂબ પ્રચલિત હતું, વામાચારને લીધે ખાસ શંકરાચાર્યે ખંડન કર્યું છે.

(૩) કારૂણિકસિદ્ધાંતી મત પણ માહેશ્વર મતની શાખા છે, શૈવ, પાશુપત, કારૂણિકસિદ્ધાતી અને કાપાલિક એ ચાર માહેશ્વર મતના પ્રકાર છે.

(૪) તિલંગ દેશનો મહાદેવભટ્ટ નામનો પવિત્ર બ્રાહ્મણ હતો, તેમનાં પત્નીને વૃદ્ધાવસ્થામાં ગર્ભ રહ્યો; ત્રણ વર્ષ થયાં પણ પ્રસવ થાય નહિ; પછી શંકરનું સ્તવન કર્યું; ત્યારે સ્વપ્નમાં શંકરે તેમને કહ્યું કે "હું જ તારે ત્યાં અવતરીને વીરશૈવ ધર્મ ચલાવીશ." આ પ્રમાણે પુત્રના જન્મ સાથેજ બાળકના ગળામાં લિંગ હતું. સ્વપ્નની સૂચનાં અનુસાર બાળકનું નામ વૃષભ રાખ્યું. ઉપવીત

વખતે બાળક બોલ્યા કે "મારે કશાની જરૂર નથી; હું તો વીરશૈવ ધર્મ ચલાવવા આવ્યો છું." તેમણે હજારો શિષ્ય કર્યાં. આ સંપ્રદાયવાળા શિવલિંગ સોના રૂપામાં મઢીને ગળામાં બાંધે છે. મરણુ વખતે શોકની મનાઇ છે, વાજતાં ગાજતાં સ્વારી જેવી ધામધુમ થાય છે.

શૈવ મતનો આ વિકાર છે, દ્રાવિડોનો અદ્વૈત વાદવાળો શૈવ મત વિકાર પામીને વિજાપુર પ્રગણામાં અગીઆરમા સૈકામાં ચાલ્યો દેખાય છે. શૈવ ધર્મમાં પ્રાચીન વર્ણવ્યવસ્થા હતી, તે આ સંપ્રદાયમાં શિથિલ કરી. કેટલાક આ ધર્મનો પ્રવર્તક બસવ નામનો બ્રાહ્મણ માને છે. જેવા વૈષ્ણવના-ખાસ માધ્વના-'વીર વૈષ્ણવ' તેવા આ 'વીર શૈવ' એક મેકને સ્પર્શ પણ ન કરે !

(૧)-ઓરીસ્સાના 'અંગોલ' જીલ્લામાં 'ધકેલ' ગામમાં કુંભજી નામનો સાધુ હતો. તેની પાસે કાંઇક સિદ્ધિ હતી. તેણે લોકોને ઉપદેશ કર્યો, આ પંથમાં 'અલક્ષ્ય' 'અલખ' જ મુખ્ય તત્ત્વ છે. ત્રિપુટિના દેવ પણ તેના તાબામાં. તત્ત્વ શૈવ જેવું દેખાય છે, 'અલખ' ભેગી કુંભજીની ઉપાસના પણ ખરી.

(૨) નાથ નામના સમર્થ યોગી પરમહંસે આ પંથ ચલાવ્યો; આને સિદ્ધ પંથ પણ કહે છે; તેમાં મહાન સમર્થ યોગીઓ થઇ ગયા છે. આ પંથ ઘણોજ પ્રાચીન છે. સત્યનાથ મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ જેવા મહાત્મા યોગી પણ આ પંથના હતા; આ છેવટના બંને યોગીની ઉત્પત્તિ બહુ ચમત્કારિક છે ગોપીચંદ, ભર્તૃહરિ વગેરેને વૈરાગ્ય આ મતના યોગીઓથી થયો હતો.

(૩) અયોધ્યાના 'બારાબંકી' ના 'કોટવા' ગામે એક વિરક્ત ક્ષત્રિએ આ પંથ ચલાવ્યો છે. ધીમે ધીમે ગાદીપતિયો

૧૭ ઉન્મત ભૈરવ મત. (૧) ૧૮ ઓગડ પંથ. (૨) ૧૯ અઘોરી પંથ. (૩) ૨૦ કાપાલિક પંથ. (૪) ૨૧ સંહાર ભૈરવ. ૨૨ ચંડ ભૈરવ. ૨૩ ભીમ. ૨૪ કાળ. ૨૫ કપાલ. ૨૬ ઉગ્ર. ૨૭ ત્રિપુર. ૨૮ ત્રૈપુર. ૨૯ કુમાર. ૩૦ બિંદુભક્ત. ૩૧ પૂર્ણા ભાવ. ૩૨ પૂર્ણાનંદ.

---

સંસારી થયા. રામ વગેરે અવતારોની તથા શિવની ઉપાસના છે; વસ્ત્ર ભગવાં હોય છે; આ પંથનાં ભજનો ઉત્તમ હોય છે; કબીરપંથીમાફક મહતની પાછળ 'સાહેબ' બોલાય છે.

૧ કર્ણાટકમા સુધન્વા રાજાના રાજ્યમા કુકચ્ચ નામના એક શૂદ્રે આ પંથ ચલાવ્યો હતા. રાજ્યની મદદથી શ્રી શંકરાચાર્યે આ પ્રાચીન પણ વિકાર પામેલા પંથનો નાશ કર્યો, પરંતુ અંકુર રહી ગયાં. મંત્ર, તંત્ર, ભૂત, પ્રેત, વગેરેની મલિન ઉપાસના આદિ વામ માર્ગ જેવું છે. સંસાર ઉપર વૈરાગ્ય લાવવાનો હેતુ, પણ માર્ગ બહુ અવળો થઇ ગયો !

(૨) (૩) (૪) આ ત્રણે પંથો ઉપરના ઉન્મત્ત ભૈરવ મતના ફાંટા છે. આ પંથો વાળાની ઉપાસના ઘણે ભાગે ભયંકર હોય છે; કુતરા રાખે છે; બિલાડી, સાપ, ઘો, પશુ પક્ષી, કવચિત્ માણુસની ખોપરી, મળ, મૂત્ર વિગેરે અભક્ષ્ય વસ્તુઓ પણ ખાય છે; પ્રાણીને મારી નાખીને ખાઇ જાય છે તેમ પાછાં સજીવ પણ કરી શકે છે. વાઘ, સિંહ, નાગ ગમે તેનું રૂપ ધારણ કરી શકે છે એમ સિદ્ધિવાળા કહેવાય છે. ઘણે ભાગે જંગલમાં ને વાસ કરીને પર્વતની ગુફાઓમાં રહે છે. કોઇ વાર વસ્તીમા પણ આવે છે. આ લોકોને પણ અંતે જ્ઞાન થાય છે એમ કહેવાય છે. હિમાલયમા હૃષીકેશથી ૨૦–૨૫ માઇલ ઉપર ચોતરફ ૧૨–૨૦ માઇલના પ્રદેશમાંથી એકલું માણુસ હોય તો બારણાની સાંકળ ઉઘાડીને પણ માણુસને મારી નાખી લોહી પી જાય છે; ચાર પાંચ વર્ષમાં આવાં લગભગ ત્રણસો

ચારસો મરણ થયાં છે પણ તપાસ કરતાં પોલીસને હજી પણ પત્તો લાગ્યો નથી એમ સંભળાયું છે. ત્રણ ચાર સાલ તે સ્થાન ઉપર લોકોનો પોકાર સાંભળ્યો હતો. અનુમાન થાય છે કે રખેને કોઇ અઘોરી તો નહિ હોય? એમ પણ મનાય છે કે અભક્ષ્ય દેખાતી ચીજોનું પરિવર્તન કરીને ખાય છે.

૨૧ થી તે ૨૬ સુધીના કાપાલિકના તથા ૨૭ થી ૩૨ સુધીના વામી છે (જુઓ મુક્તિશાસ્ત્ર.)

૧ શ્રીશંકરાચાર્યે મઠોની સ્થાપના કરી, પછી દસ જાતના સંન્યાસી થયા. 'તીર્થ,' 'આશ્રમ,' 'વન,' 'અરણ્ય,' 'ગિરિ' 'પર્વત,' 'સાગર,' 'સરસ્વતી,' 'ભારતિ,' અને 'પુરી.' મુસલમાની અમલમાં આ લોકને ત્રાસ થવાથી સામા થયા ને લડાઇઓ પણ લડયા હતા; પાછળથી વેરાઇ ગયા. હજી પણ કેટલાક દેશી રાજ્યોમાં લશ્કર ખાતામાં છે. તેમના 'બેડા' કહેવાય છે, ધીમે ધીમે ક્રિયા, કર્મ, મંત્ર, તંત્ર ઉપર ચાલ્યા, અને તેથી ભેદો પડયા. શૈવ સંન્યાસીના મુંડેલા 'ગોસાઇ' કહેવાયા અને વૈષ્ણવના 'વેરાગી' કહેવાયા. આ વૈષ્ણવમાં વિશેષમાં માધ્વ સંપ્રદાયવાળા થયા અને છેવટ રામાનંદી ઘણા થયા. ગોસાઇ લોકોનો વૈષ્ણવી સાધુ તરફ જુલમ વિશેષ થવાથી વૈષ્ણવી સાધુઓએ પણ એક લશ્કરી ખાતુ કાઢયું. આ પ્રમાણે આ શૈવ વૈષ્ણવ સાધુઓમાં લશ્કરી ખાતાં છે. તેમાં દરજ્જા પ્રમાણે હોદ્દા આપવામાં આવે છે. 'લેફ્ટેનન્ટ' 'કેપ્ટન' માફક 'નાગા, અતીત' વગેરે દરજ્જા હોય છે. અમુક મુદ્દત વીત્યે લાયકી પ્રમાણે બહડતી મળે છે. જો કે કાળ બદલાવાથી હવે લઢાઇઓ ક્વચિત્ થાય છે, તોપણ હિંદુ મુસલમાન અથવા શિયાસુન્ની કરતાં પણ અજ્ઞાની સાધુઓમાં અરસપરસ વધારે દ્વેષ છે! શું હિંદના ભાગ્ય!

૩૫ દાદુ પંથ. (૧) ૩૬ ત્રિકદર્શન અથવા પ્રત્યભિજ્ઞાદર્શન (૨)

(૧) આ પંથનો સ્થાપક સોળમા સૈકામાં ઇ. સ. ૧૫૫૦ ના અરસામાં અમદાવાદનો વડનગરો નાગર દાદુ નામનો થયો હતો. તેમના પિતાનું નામ વિનોદરાય હતું. બારમે વર્ષે સન્યાસ લીધો. રામાનંદના શિષ્ય હતા એમ પણ કહેવાય છે. રજપુતાના સીકી, આંબેર, વિગેરે મુલકમાં તેમનો પ્રતાપ ફેલાયો. 'સાભર' પાસે 'બરહણા' પાસે તેમનું અવસાન થયું હતું.

આ મતને કેટલાક શૈવ સંપ્રદાયનો કહે છે, ને કેટલાએક કબીરનો ફાંટો કહે છે. પ્રભુને નિરાકાર જ્યોતિ સ્વરૂપમાં માને છે, રામની ઉપાસના પણ ખરી, જપ તપ મુખ્ય છે. સિદ્ધાંતમાં અદ્વૈત તત્ત્વ છે. તેમના શિષ્યોમાં સુંદરદાસ મહાત્મા શ્રેષ્ઠ થઇ ગયા. અદ્વૈતનો કહેવાતો માયાવાદ પ્રધાન છે. પૂજનમાં ગાદી; વસ્ત્ર લાલ પહેરે છે; દાઢી, મુછ, માથું બધું મુડાવે છે; માળા દાદુજીના નામની ફેરવે છે; ફુલેરા સ્ટેશનથી ૭ માઇલ 'મીરાના.' સ્ટેશન છે ત્યાં મુખ્ય ગાદી છે.

(૨) આ દર્શન પણ પાશુપત તથા શૈવ મતનું પ્રાચીન બચ્યું દેખાય છે. તેનો ઉદ્‌ભવ કાશ્મીરમાં થયો હતો. શંકરના બ્રહ્માદ્વૈતના સ્વરૂપનું શિવાદ્વૈત દર્શન છે. 'શિવસૂત્રોનો' આવિર્ભાવ વસુગુપ્ત રાજાને શિવના ભક્તિ પ્રસાદથી થયો. તેમણે શિવાદ્વૈત દર્શન સાતમા સૈકામાં પાછળથી શૈવ સંપ્રદાયની શિષ્ય પરંપરામાં સોમાનંદે 'શિવદૃષ્ટિ' શાસ્ત્ર, 'શિવસૂત્રો' ના આધારે ૭૪૦ શ્લોકનું રચ્યું, ત્યાંથી આ દર્શનનો પાયો નંખાયો. જીવ, જગદાકારના ભાસનું કારણ શક્તિ, અને પરમેશ્વર શિવ એમ ત્રણના અદ્વૈત સિદ્ધાંત દર્શન તે 'ત્રિક.' આ સંપ્રદાય પાછળથી નવમા સૈકામાં અભિનવગુપ્તે ખુબ વિસ્તાર્યો. તેમના શિષ્ય 'ક્ષેમરાજ' સ્વતંત્ર વિચારના હતા,

૩૭ નાગા બાવાનો પંથ. (૧) ૩૮ જોગીપંથ. (૨) ૩૯ કાનફટા જોગીનો પંથ. ૪૦ હરવ્યાલી. ૪૧ ચરોતરના માધવગિર સાધુનો અદ્વૈત પંથ. ૪૨ શૂન્યવાદી. ૪૩ શિવનારાયણી. ૪૪ શિવારાધના. ૪૫ દસનામી. ૪૬ દંડી. ૪૭ ઘરબારી દંડી. ૪૮ કુટીચક (૩) ૪૯ બહૂદક. (૪) ૫૦ હંસ. (૫) ૫૧ પરમહંસ. (૬) ૫૨ સંન્યાસ. ૫૩ નામ સંન્યાસ. ૫૪ કર્મ સંન્યાસ અથવા ષટ્કર્મી. ૫૫ નાગા. ૫૬ ઉર્ધ્વબાહુ. ૫૭ આકાશમુખી. ૫૮ નખી. ૫૯ ઠાડેશ્વરી. ૬૦ ઉર્ધ્વમુખી. ૬૧ પંચધુની. ૬૨ મૌનવૃત્તિ. ૬૩ જલશયી. ૬૪ જળધારા તપસ્વી. ૬૫ ફરારી. ૬૬ દુધારી. ૬૭ અલોના. ૬૮ દુદડ. ૬૯ સુધડ. ૭૦ રૂખડ. ૭૧ ભુખડ. ૭૨ ફક્કડ. ૭૩ ઉખડ. ૭૪ અવધૂતાની. ૭૫ ઘરબારી સંન્યાસી. ૭૬ ઠીકરનાથ. ૭૭ સાલંગી ૭૮ ત્યાગ સંન્યાસી. ૭૯ આતુર સંન્યાસી. ૮૦ માનસ સંન્યાસી. ૮૧ અંત સંન્યાસી. ૮૨ બ્રહ્મચારી, ૮૩ અઘોરપંથ જોગી. ૮૪ જોગનીઓ. ૮૫ સંજોગી. ૮૬ ભોપા. ૮૭ દસનામી ભાટ. ૮૮ ચંદ્રભાટ. ૮૯ યોગમન. ૯૦ ધીર શિવનતત્ત્વના ઉપાસક. ૯૧ લિંગ શિવ તત્ત્વના ઉપાસક.

---

તેમણે આખા દેશમાં વિસ્તાર્યો. આ પંથમા સ્ત્રિઓ પણ યોગિની ભક્ત થઇ છે. **મીરાંબાઈની જોગની લલ્લેશ્વરી** શિવભક્ત થઇ ગઇ. મહા વિદ્વાન ભક્ત હતી, કાશ્મીરમાં હજી તેનું નામ રટાય છે.

૧ આ પંથના નાગાબાવા કહેવાય છે, તે તદ્દન નગ્ન હોય છે. ક્વચિત્ વસ્ત્ર પણ પહેરે છે; વિષયવાસના કોઇ પ્રયોગથી બીલકુલ નષ્ટ કરે છે; 'ચઢાવ' માં પ્રથમ હક આ લોકોને મળે છે. ચઢાવમાં સ્નાન વખતે ખાસ નગ્ન રહે છે, બાકી શરીર ઢાંકે છે.

(૨) આ પંથ યોગેશ્વર શ્રી ગોરખનાથે પ્રવર્તાવ્યો છે.

(૩) (૪) (૫) (૬) આ ચારે સન્યાસીનો આધાર વૈરાગ્ય

# ૨ વિષ્ણુ તત્ત્વના પંથો.

૧ વૈષ્ણવ. (૧) ૨ ભાગવત. (૨)

ઉપર છે; તીવ્ર વૈરાગ્ય છતાં પણ તીર્થયાત્રા કરવા અશક્ત સન્યાસી તે કુટીચક અને સશક્ત તે બહુદક, તીવ્રતર વૈરાગ્યવાળા તે હંસ, અને 'પર' શ્રેષ્ઠ વૈરાગ્યવાળા તે પરમહંસ.

(૧) (૨) આ બંને સંપ્રદાયોમાં ઇષ્ટદેવ વિષ્ણુનારાયણ વાસુદેવ છે, આ સંપ્રદાય એક દર્શન રૂપે છે. તેને 'વૈષ્ણવ' દર્શન અથવા 'સાત્વત દર્શન પણ કહે છે. વિદ્વાનો કહે છે કે વેદના નારાયણ તે વસુરાજાના ઇષ્ટ હોવાથી, વાસુદેવ થયા, અને પાછળથી સાત્વત યાદવ-વૃષ્ણિ કુળના રાજાઓ અને ખાસ શ્રીકૃષ્ણ-વાસુદેવે તે ધર્મ પાળવાથી તે વૈષ્ણવી-ભાગવત સંપ્રદાય (પાંચરાત્ર) પણ કહેલો છે. સંપ્રદાય સાત્વત દર્શન અથવા સાત્વત તંત્ર કહેવાયો. સાત્વત વંશમાં ત્રીજી પેઢીએ વૃષ્ણિ અને પંદરમીએ શ્રીકૃષ્ણ આવે છે.

આ દર્શનનું મૂળ બીજ વેદના એકાયન-નીતિશાસ્ત્ર અથવા પ્રભુને શરણ થવું તે શાસ્ત્ર, તથા તેમાંથી પ્રકટેલા પાંચરાત્રમાં છે. શૈવ અને શાક્ત દર્શનમાં મોક્ષ માટે જ્ઞાન વૈરાગ્ય પ્રધાન છે, તેમા પણ શાક્તમા વેદાનુસાર ભોગની છુટ છે; પરંતુ આ વૈષ્ણવ સંપ્રદાયમાં ઐશ્વર્ય સહિતની ભક્તિ પ્રધાન છે. વેદના કર્મ, ઉપાસના, જ્ઞાન કાંડમાંથી આ વચલો ઉપાસના કાંડ લુપ્ત થયો છે, તેને દેવતા કાંડ પણ કહે છે, તે સંકર્ષણે ચાર અધ્યાયમાં આ ઉપાસના-દેવતા-કાંડ રચ્યાનું કહેવાય છે. સંહિતા અને પુરાણોમાં આ દર્શનનો ઉલ્લેખ દેખાય છે. ઉપર કહેલું એકાયન શાસ્ત્ર, નારાયણે પાંચ બ્રહ્મર્ષિઓને શિખવ્યું, ને તે એ પાંચ યોગીશ્વરોએ પાંચ શાખામાં પ્રવર્તાવ્યું, અને એક દિવસ તથા રાત્રિમાં તેઓ શિખ્યા તેથી તેનું નામ 'પાંચરાત્ર' કહેવાય છે. સંહિતા તથા આરણ્યકોમાં રૂદ્રદંતી

અથવા ગણપતિ, સ્કંદ, નૃસિંહ બ્રહ્મા વગેરે વાચક દેવો ઋગ્વેદના અધિભૂત શક્તિના અધ્યક્ષ રૂપે ઘણે ભાગે હતા; તેની ભાવના ધીમે ધીમે જે તે સ્થાનના પૂજાના દેવમાં થવા લાગી, ને વળી પાછું એકજ દેવ-ઇશ્વરમાં એકીકરણ થવા માંડયું; તેમાંથી વળી અગ્નિ, વાયુ અને સૂર્ય એ ભૂઃ ભુવઃ સ્વઃ લોકના ત્રણ મુખ્ય દેવતા થયા, અને બીજા દેવો તેમનાં પરિકરમાં અંતર્ગત થયા. તે પછીથી આ ત્રણે વ્યૂહો બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રમાં રૂપાંતર પામ્યા. વળી પાછું મુખ્ય એક દેવ તે પરબ્રહ્મ, પરવિષ્ણુ, નારાયણ, પર શિવ, સદાશિવ અને માહેશ્વર કહેવાયા. વૈષ્ણવો તે એક દેવને નારાયણ કહે છે, અને તે નામ ઠેઠ ઋગ્વેદથી ચાલ્યું આવ્યું છે. ઋગ્વેદ સંહિતાના દશમા મંડળમાં આપઃની સ્તુતિ કરી છે, તેમાં મૂળ તેજ-વીર્ય-તે આપો દેવીએ ધારણ કર્યું, ને પછી તેના ગર્ભમાં સર્વ દેવો દેખ્યા. મનુસ્મૃતિ નર ઉપરથી નારા નામનું જળ જેને સાંખ્ય તત્ત્વ મહદ્યોનિ કહે છે; તે નારામાં સૂતેલા તે નારાયણ, તેમની નાભિ કમળમાંથી નીકળેલા બ્રહ્મા વગેરે રૂપકોનાં બીજ વેદમાંજ છે. મહાભારતમાં પણ ભાગવતો એકાયન-વાસુદેવના ઉપાસક હતા, એમ નીકળે છે. પતંજલિ, પાણિનિના સૂત્રના ભાષ્યમાં વાસુદેવનો તેવોજ અર્થ કરે છે, એટલે કે આ ભાગવત ધર્મ બહુજ પ્રાચીન છે. આ પ્રમાણે વિદ્વાનો કહે છે.

વળી વિદ્વાનો અનુમાન કરે છે કે યદુવંશના સાત્વતોની પેઢીમાં વૃષ્ણિ અને પુનર્વસુ તેમના કુળદેવ નારાયણ-વાસુદેવ હતા. શ્રીકૃષ્ણનું નામ વાસુદેવ અને શ્રીકૃષ્ણ તો માત્ર ગોત્રની સંજ્ઞા હતી; શ્રીકૃષ્ણે આ ભાગવત ધર્મનો ઉદ્ધાર કર્યો. આ ધર્મમાં પછી વેદના નારાયણ-વિષ્ણુની ભાવના ભળવાથી જુદાં નામ પડયાં. તે સમયમાં દ્વારકા તથા મથુરાવાળા તથા બીજા કેટલાક પ્રદેશોમાં

'આભીર' ની અનાર્ય જાત રહેતી હતી તેઓ ગોપાળના ઉપાસક હતા. યાદવોની સ્ત્રીઓને અર્જુન લઇ જતો હતો ત્યાં રસ્તામાં આ લોકોએ લુંટી હતી, તે જ આભીર; તેમના સંબંધથી જાડેજા રજપુત થયા એમ કહેવાય છે. આ આભીર–જાડેજા રાજાઓ પ્રતાપી થઇ ગયા તે વખતે વેદના વિષ્ણુ, નારાયણ ને પછી વાસુદેવ તથા આભીરોના બાળગોપાળ એ સર્વે શ્રીકૃષ્ણ વાસુદેવમાં પૂજાઇને અભેદ ભાવ પામ્યા, અને આખરે શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ ઉપાસ્ય થયા, એમ પણ મનાય છે. ગીતામાંજ શ્રીકૃષ્ણ કહે છે કે वासुदेवःसर्वमिति મતલબ કે વાસુદેવ શબ્દમાં સર્વસ્વ આવી જાય છે. વિષ્ણુ વાસુદેવની ભાવના શંકરને માન્ય છે, નારાયણ વાસુદેવની ભાવના વિશિષ્ટાદ્વૈતીને માન્ય છે. કૃષ્ણ વાસુદેવની ભાવના મધ્વમાં, અને બાળગોપાળ કૃષ્ણની ભાવના વલ્લભી સંપ્રદાયને માન્ય છે. આ પ્રમાણે 'શિવ' કોઇ વ્યક્તિમાં કેન્દ્રિત થયા નથી, અને 'વિષ્ણુ' અંતે શ્રીકૃષ્ણમાં થયા. આ પંચરાત્ર તંત્રમાં પાંચ સિદ્ધાંતો છે; તત્ત્વને લગતા, મુક્તિને લગતા, ભુક્તિને લગતા, યોગને લગતા અને પ્રત્યક્ષ વિષયોને લગતા હોવાથી પંચરાત્ર નામ સાર્થક છે. કેટલાક કહે છે કે વૈદિક પંચરાત્ર યજ્ઞ પાંચ દિવસ ચાલનારો, ને તેમાં નારાયણનાં પાંચ રૂપો હોવાથી પંચરાત્ર કહેવાય છે; 'રાત્રિ'નો લાક્ષણિક અર્થ લેવાનો છે.

સર્વજ્ઞ આદિ છ અંગો શિવના શૈવાગમમાં છે તેમ આ તંત્રમાં પણ નારાયણ ભગવાનના છ અપ્રાકૃત ગુણો છે.

નારાયણનાં પાંચ રૂપો તે ૧ નારાયણ–પુરુષોત્તમ; ૨ વ્યૂહ=વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ; ૩ વિભવ=અવતારો; ૪ અંતર્યામી=વિશ્વને અંદર રહીને ચલાવતો, અને જીવાત્મામાં અંદર રહીને મિત્રભાવે વસતો; ૫ અર્ચા=મૂર્તિ. શિવ તથા નારાયણ બંનેને શક્તિ ખરી, નામ માત્ર જુદાં. શિવની શક્તિ અને શિવ એકજ તત્ત્વનાં છે;

પણ આ વૈષ્ણવમતમાં શક્તિમાન અને શક્તિ, અભિનવત્ ભાસે છે, પણ વસ્તુતઃ સ્વરુપે ભિન્ન છે. વળી આ વૈષ્ણવી તંત્રમાં સુદર્શન ચક્ર તે જ વિષ્ણુનુ આયુધ છે, તે વાસ્તવમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા શક્તિનું કેન્દ્ર સ્વરૂપ છે. નારાયણના છ ગુણો ઉપરથી ચાર વ્યૂહની યોજના ઉપર કહી છે, તે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ. આ ચાર વ્યૂહમાં ભગવાનના છ ગુણ, તે જ્ઞાન, બળ, ઐશ્વર્ય, શક્તિ, વીર્ય અને તેજવાળું રૂપ વહેંચાયું છે. વાસુદેવ વ્યૂહમાં બધા છ ગુણો છે. સૃષ્ટિની ઉત્પત્તિમાં આ વ્યૂહ મુખ્ય છે.

શૈવાગમમાં સૃષ્ટિ ઉત્પત્તિનાં તત્ત્વો શિવશક્તિ, સદાશિવ, ઇશ્વર અને શુદ્ધ વિદ્યા છે તેવા સ્વરૂપના વૈષ્ણવી તંત્રમાં ઉપર કહ્યા મુજબ નારાયણ વાસુદેવ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ છે. વળી વાસુદેવમાં પરમાત્માભાવ છે, સંકર્ષણમાં જીવ ભાવના છે, પ્રદ્યુમ્નમાં મનની ભાવના છે, અને અનિરુદ્ધમાં અહંકારની ભાવના છે. આ બધા શબ્દો તત્ત્વના પારિભાષિક હોય એમ લાગે છે. પુરાણોમાં કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણ, કુળદેવતાઓનું પૂજન કરતા હતા; કાળે કરીને તત્ત્વો પૂજન રૂપે થઇ ગયાં હોય એમ વિદ્વાનો માને છે. આ ચાર વ્યૂહોમાંથી પછી બાર જુદા નામથી પૂજાય છે. જેમકે દામોદર, ગોવિંદ વગેરે. તે દરેકની મૂર્તિઓ રંગ રૂપ, આયુધ વગેરે આ તંત્રમાં બતાવ્યાં છે. આ બધાંનાં નિત્યધામનાં સ્થાન આકાશમાં સુધાસૃષ્ટિમાં પરમવ્યોમ, તે જ વૈકુંઠ, શૈવનો કૈલાસ અને પૌરાણિકનું સ્વર્ગ છે. શૈવો માફક વૈષ્ણવોમાં આત્યંતિક તાદાત્મ્ય સંબંધ નથી, પણ સાયુજ્ય સુધી જાય છે. આ ધોરણે પાંચરાત્રમાં અદ્વૈતવાદનો શબ્દ છે તે આ ભેદ સાથે સમજવાનો છે. આ પંચરાત્રના સિદ્ધાંત, રામાનુજ આચાર્યે પ્રસ્થાનત્રયનો આધાર લઇને વિશિષ્ટાદ્વૈત સંપ્રદાય સ્થાપ્યો. છે, એમ મનાય છે. પ્રસ્થાનત્રય ઉપરાંત શ્રીમદ્ ભાગવત બધા વૈષ્ણવોને—ખાસ વલ્લભી તથા ગૌડેશ્વર સંપ્રદાયને માન્ય છે.

૩ પ્રત્યભિજ્ઞ, ( પ્રત્યભિજ્ઞ હોઈ શકે ? ) ૪ ભક્તિ, ૫ રસેશ્વરમત, ૬ ચક્રી, ૭ વૈખાનસ, ૮ કર્મહીન, ૯ વીર વૈષ્ણવ, (૧) ૧૦ સુગ્રાસારી, ૧૧ નિર્મળા, ૧૨ રામરાથી, ૧૩ સખીભાવ, ૧૪ રામાનંદી. (૨)

---

અદ્વૈતીઓને જેમ નિરાકાર તથા સાકાર બ્રહ્મ માન્ય છે તેમ આ તંત્રમાં પણ વિષ્ણુ બને રૂપમાં માન્ય છે. વિષ્ણુના ઘણા અવતારો છે. શ્રીમદ્ ભાગવતમાં ચાળીસ દેખાય છે, આ વિષ્ણુના અવતારોમાં શ્રીકૃષ્ણ પૂર્ણકળા અવતાર ગણાય છે. ગૌડેશ્વર, નિમ્બાર્ક તથા વલ્લભીસંપ્રદાય પ્રમાણે શ્રીકૃષ્ણ અવતાર નહિ પણ અવતારી મનાય છે. આ દર્શન શાસ્ત્રમાં ભક્તિ મુખ્ય સાધન છે. જેવી રીતે પાશુપત, વિષ્ણુના સંકલ્પથી શિવના ઉર્ધ્વ મુખમાંથી પ્રકટયું હતું તેમ આ તંત્ર પણ **શિવ પાર્વતીના** સંવાદનું પ્રાકટય છે. જે ઉમાએ પોતે થઈને ભાવમાં કહ્યું છે તે નિગમરૂપે, અને બાકીનું આગમરૂપે સમજવાનું છે.

એકંદરીમાં વૈષ્ણવ સંપ્રદાયમાં સાધુ કરતાં સંસારીઓમાં શિવ સાથે વિશેષ ભેદ દેખાય છે.

(૧) દરેક વૈષ્ણવી સંપ્રદાયોમાં થોડા ઘણા પણ વીરવૈષ્ણવ હોય છે; પરંતુ ખાસ પંથ મધ્વ સંપ્રદાયનો છે. આ લોક ' શિવ ' નામ પણ ન બોલે. ' શિવ ' શબ્દ ભૂલમાં પણ ન બોલે. કપડું સીવવું હોય તો ' દોરો ભરો ' કહે.

(૨) **રામાનંદ** મહાત્મા ૧૪–૧૫ સૈકામાં થઈ ગયા. આ રામ ભક્ત જ્યોતિર્મઠના ( જુઓ મુક્તિ શાસ્ત્ર ) સન્યાસી હતા. રામાનુજાચાર્યના સંપ્રદાયની પરંપરામાં આ મહાત્મા પાંચમા હતા. **શંકર** અને **રામાનુજ**ના અનુયાયીઓ વચ્ચેના ઝઘડામાં જેમ **મધ્વાચાર્ય**ને મધ્યસ્થ રાખ્યાં હતાં તે વખત બન્નેની વાત નામંજુર કરી ત્રીજો માર્ગ ' દ્વૈત 'નો લઇને છુટા પડયા તેમ પરંપરાની કેટલીક વાતો આ મહાત્માને પસંદ પડી નહિં તેથી છુટાં પડયાં એમ કહેવાય છે.

તેમણે દક્ષિણમાં જઈને રામાનંદી પંથ ચલાવ્યો. રામાનુજાચાર્ય ગૃહસ્થ હતા, અને આ સુધારક મહાત્મા વિરક્ત સાધુ હતા. રામાનુજ સિદ્ધાંત ખરો, પણ જટા કોપીન તથા ભસ્મ વગેરેથી કેવલ અવધૂત દશામાં શંકરનું એક સ્વરૂપ કહેલું છે તે સ્વરૂપમાં રહેતા. હમણાં દંડી સન્યાસી બનાવવા તજવીજ ચાલે છે. ન્યાત જાતનો ભેદ તેમણે જરા શિથિલ કર્યો. બૌદ્ધ સમયમાં વાત તદ્દન બગડી ગઈ હતી, તેથી કરીને વર્ણાશ્રમની ઇમારત તદ્દન નવીન બનાવવાનું કામ **શ્રી શંકરાચાર્ય**ને માથે આવ્યું હતું, તેને અનુસરીને શ્રી શંકરાચાર્યે કરેલા નિયમો સખત હતા, તેમાંથી **શ્રી રામાનુજાચાર્યે** જરા છુટ મુકીને શિથિલતા કરી, પછી ક્રમે ક્રમે આચાર્યો વધારે વધારે ઉદારતા બતાવતા ગયા છે, તે ધોરણે આ મહાત્માએ પણ ઉદારતા બતાવી છે. વિષ્ણુના અવતારોમાં પણ ખાસ રામના ઉપાસક તેઓ હતા. રામાયણના કર્તા અપૂર્વ ભક્ત શિરોમણિ **તુલસીદાસજી** જેઓ ઈ. સ. ૧૫૩૨ માં જન્મ્યા હતા, તે આ પંથના ગુરૂક્રમમાં સાતમા હતા. તેઓશ્રીના બાર શિષ્યોમાં **કબીર** સાહેબ, **અનંતાનંદ, સુખાનંદ, સુરેશ્વરાનંદ, નરહરિય** આનંદ **( પીપારાજા ), ભવાનંદ, રામદાસ, દાનો, શેનો** ( હજામ ) અને **ગાલવાનંદ** હતા. આ સંપ્રદાયના સાધુ વિરક્ત હોય છે. સાધુ માત્રમાં આ સાધુઓ ઉંચ પદવી તથા માન ભોગવે છે. શિવ તરફ દ્વેષ નથી એટલુંજ નહિં પણ પૂજ્ય છે. ચારે વર્ણમાંથી ગમે તે વર્ણના માણસને સાધુમાં લે છે, પરંતુ પૂજા રસોઇ વગેરેમાં બ્રાહ્મણ, ને પ્રસંગે ક્ષત્રિય સાધુજ ઉપયોગી થાય છે. નીતિ ઉંચા પ્રકારની હોય છે. હિંદુસ્તાનમાં ગમે ત્યાં જાઓ ત્યાં આ પંથનો સાધુ હોયજ. તેમનાં તપ બહુ સખત હોય છે. ત્રણે મોસમની ટાઢ તડકો તથા વર્ષાદનો માર ઉઠાવવા ઉપરાંત પણ કાયાને કષ્ટ આપે છે. વૈષ્ણવી સાધુઓમાં ' ચઢાવ 'ના પ્રસંગે આ પંથના મહંતને મુખ્ય પદવી મળે

૧૫ વેરાગી, (૧) ૧૬ કુંડાપંથ, (૨) ૧૭ ગરૂડમત, ૧૮ વિષ્ણુ-સ્વામીનો પંથ. (૩)

---

છે. 'ચાર સંપ્રદાય' કરીને કહેવાય છે તેમાં મોટો ભાગ આ સંપ્રદાયના સાધુનોજ હોય છે.

રામાનુજી આચાર્યો સાથે આ મતના સાધુઓને ઝઘડા થવાથી સ્વતંત્ર સંપ્રદાય છે એમ હાલ તેઓ કહે છે. રામાનુજી આચાર્યો હાલના–રામ તથા કૃષ્ણના મંત્રોને માન્ય કરતા નથી. નારાયણ મંત્ર વેદ પ્રમાણે જોઇએ વગેરે મતભેદથી–રામ તથા કૃષ્ણના ઉપાસકો છેડાઇ ગયા છે. પોતાનુ ભાષ્ય પણ સ્વતંત્ર બનાવ્યુ છે.

(૧) વેરાગી—શૈવના 'ગોસાંઇ'ના ખુલાસામાં આ પંથનો ખુલાસો છે.

(૨) કુંડાપંથ—આ પંથના સાધુઓ કુંડામાં બધુ ભેગુ કરીને ખાય છે તેથી કુંડાપંથી કહેવાય છે. સિંધના શિકારપુરમાં એમની મુખ્ય ગાદી છે. કંઠી બાંધે છે ને રામાનંદી તિલક કરે છે. પણ ખાસ ઉપાસના દેવીની છે. આ પંથમાં અંત્યજ પણ છે. મૂર્તિ રામચંદ્રજીની પધરાવે છે, પણ ભજનો નિર્ગુણ ગવાય છે, આંગણામાં તુળસી ખરી.

(૩) વિષ્ણુસ્વામીનો પંથ, **વિષ્ણુસ્વામી** નામના પ્રખ્યાત યોગીરાજે પંથ ચલાવ્યો હતો. યોગમાં પૂર્ણ હતા તેમ સાથે વેદશાસ્ત્રમાં પણ નિપુણ હતા. ઉપાસનામાં વિષ્ણુ, ને તેમાં ખાસ ગોપાળ સ્વરૂપે શ્રી કૃષ્ણ છે. એક પ્રસંગે હોળીના ઉત્સવમાં, યોગીરાજ શિષ્યોને જગન્નાથજી લઇ ગયા; ભીડ એટલી હતી કે મંદિર સુધી પહોંચવાની મહાત્માની હિંમત ચાલી નહિં; તેથી શિષ્યો સાથે માર્ગમાંજ બેસી ગયા. જગન્નાથજીએ ત્યાં જઇને તેમને દર્શન આપ્યું; એટલે લોકો તે તરફ વળ્યા; ને તેઓશ્રી ત્યારથી વિશેષ પૂજાયા; મહિમા પણ ત્યારથીજ

૧૯ હરિવ્યાસ. (૧)

૨૦ મહાનુભાવ મત. (૨) ૨૧ કુબેરમત. (૩)

---

વધ્યો, ને સંપ્રદાયનું સ્વરૂપ પણ ત્યારથીજ બંધાયું. **શ્રી વલ્લભાચાર્ય** મહારાજે આ મહાત્માનું અનુકરણ કર્યું એમ કહેવાય છે. વૈષ્ણવી 'ચાર સંપ્રદાય'માંના એક આ પંથના સાધુઓ છે. વલ્લભી સંપ્રદાયમાં વિરક્ત સાધુ નહિં હોવાથી 'ચાર સંપ્રદાય'માં તેમને સ્થાન નથી. પણ આ સંપ્રદાયને ખરૂં.

(૧) ઉપરના પંથનો આ એક ફાંટો દેખાય છે, પણ આ પંથવાળા બહુ પ્રાચીનતાનો દાવો કરે છે. સલીમાબાદમાં મુખ્ય ગાદી છે. આ મત કમતી થતો આવે છે. બંગાળામાં કાંઇક વિશેષ . વૃંદાવનમાં તેનાં મંદિરો છે.

(૨) 'પેઠન'ના 'શેવે' ગામના જાગીરદાર **ગોપાળપંત**ના પુત્ર **શ્રીકૃષ્ણ** આ પંથના પ્રવર્તક છે. કોઇ પ્રેતની ઉપાસનાથી ખુશ થઇને તે પ્રેતે વરદાન માગવાનુ કહેતાં, શ્રી કૃષ્ણના જેવું ચતુર્ભુજ સ્વરૂપ માગ્યું; તે ઉપરથી પ્રેતે એક મુગટ આપ્યો; મુગટ હોય ત્યાં સુધી એ સ્વરૂપ રહે; તેની ગેરહાજરીમાં પાછું મૂળ સ્વરૂપ થઈ જાય. આ સ્વરૂપનો ગેરઉપયોગ કરીને વિષયની વાસનામાં પડીને પોતે રાસ ખેલવા માંડયા. રાજાને ખબર પડતાં તેને બોલાવ્યો, પણ તેનું સ્વરૂપ જોઇને રાજા ગભરાયો; પછી બાતમી મળ્યા ઉપરથી મુગટ લઈ લીધો એટલે મૂળ સ્વરૂપ થઈ ગયું. પછી તેને કાળું વસ્ત્ર પહેરાવીને, તેને તથા તેના અનુયાયીઓને દેશનિકાલ કર્યા. આ લોકોએ પાછળથી તે વસ્ત્ર સ્વીકાર્યું, ને પંથ ચલાવ્યો. મહારાષ્ટ્ર, ખાનદેશ વગેરે ઠેકાણે આ મત છે, તથા મઠો પણ ઘણા છે. સંસારી અને વિરક્ત સાધુઓ હોય છે; સંસારી વિશેષ. પશુહિંસાથી આ લોક ઘણાજ ત્રાસે છે. તેમનાં ધર્મપુસ્તકો જુદીજ લીપીમાં છે.

(૩) વડોદરા નજીક 'નાવલી' સ્ટેશનથી પાંચ માઇલ દૂર આ.

૨૨ ઉદામત. (૧) ૨૩ મેરાજપંથ. (૨) ૨૪ મલુકદાસી પંથ. ખાખી પંથ. (૩)

---

મતની ગાદી છે. **કુબેરદાસ** નામના સાધુએ આ મત ચલાવ્યો હતો. ગામલોકના મત પ્રમાણે મંદિરમાં રણછોડજીની મૂર્તિ પધરાવવાનું ઠર્યું હતું, પણ પાછળથી ખટપટ થઇને કુબેરદાસના ગુરૂ **નારાયણદાસની** પથ્થરની મૂર્તિ પધરાવી; પછી તે ખસેડી નહિ. આ પથ બહુ થોડા વિસ્તારમાં છે.

(૧) આ પંથ કુબેરમતની શાખા દેખાય છે. કબીરપંથી જેવું તિલક કરે છે. ભજન કરવાં તથા સાધુ સંતની સેવા કરવી એ મુખ્ય બાબતો છે. સંસારીઓ પણ તેમાં છે. સંસારીઓ પણ કોઇના હાથનું ખાય નહિ. પાટીદારો આ પંથમાં ઘણા છે, પણ આ ઉદા પાટીદારો સાથે બીજા પાટીદારોનો કોઈ પણ જાતનો સબંધ કે વ્યવહાર નથી. બ્રાહ્મણને પણ પોતાનું વાસણ વાપરવા ન આપે, કેમકે પછી તેમના ઉપયોગમાં ન આવે. સખેડા તાલુકામાં તથા તળ વડોદરામાં કેટલીક હકીકત મળી આવી તે ઉપરથી લાગે છે કે કાળે કરીને વિકાર થવાથી નીતિના નિયમ તેમનામાં શિથિલ થયા છે. ઓરતો ભગવવાના કેસો તેમનામાં બહુ બને છે, ને તેને લઇને અનેક અનાચારો થાય છે બીજા પાટીદારો ‘ ઉદા ’ને મશ્કરીમાં ‘ ઉધા ’ કહે છે.

(૨) આ પંથનો પ્રવર્તક ‘ પન્હા ’નો જન્હા નામનો ક્ષત્રિય છે. આત્માને જ્યોતિરૂપ કહે છે. કૃષ્ણાવતારને આ પંથવાળા ખાસ માને છે, ને તેમને **સતસાહેબ** કહે છે.

(૩) આ પથવાળા વિષ્ણુની વામનની મૂર્તિને લાલજી તરીકે પૂજે છે. આ મતમાં પુરાણને ખાસ માન મળે છે. ઇશ્વર અને માયાને અનાદિ કહીને જીવ માયાકૃત માને છે. આ પંથ મધ્વ સંપ્રદાયનો ફાંટો છે. પથમાં ગમે તે જાતના માણસોને સાધુ કરે છે. **નિમાનંદ** પણ **રામાનંદના** શિષ્ય હતા એમ કેટલાએક માને છે.

૨૬ નિમાનંદી. (૧) ૨૭ શેનાહજામનો પંથ. (૨) ૨૮ રોહિદાસનો પંથ. ૨૯ વિઠ્ઠલ પંથ. ૩૦ સાધુમત. ૩૧ રામદાસી. (૩). ૩૨ ગોપીનાથનો પંથ. ૩૩ માર્ગીપંથ. (૪)

---

(૧) (૨) આ બન્ને મહાત્માઓ પણ **રામાનંદના** શિષ્ય કહેવાય છે. **રોહિદાસ** વૈશ્ય હતા. રોહિદાસ પંથવાળા ઇશ્વરને **ગોપીનાથ** પણ કહે છે.

(૩) ગોપીનાથનો પંથ—સંવત્ ૧૨૧૧ ના ફાગણ વદ એકાદશીના રોજ વિસનગરા નાગર **લક્ષ્મણધરને** ઘેર ગોપીનાથ મહાત્માનો જન્મ થયો હતો. વાયુપુરાણ તથા ભવિષ્યોત્તરપુરાણમાં તેમના જન્મનું ભવિષ્ય છે. કુટુંબ સહિત **લક્ષ્મણધર** યાત્રા માટે નિકળ્યા. અયોધ્યામાં તેમની ભક્તિથી રામચંદ્ર પ્રકટ થયા, અને વરદાન માગવાનું કહ્યું ત્યારે તેમના જેવો પુત્ર માગ્યો, તેથી પોતેજ **કપિલ** માફક અંશરૂપે ગોપીનાથ થઇને આવ્યા. આ પંથમાં રામની ઉપાસના છે. તેમની ગાદી વડનગર, પાટણ, વિસનગર, સિદ્ધપુર વગેરે સ્થળોમાં છે. મંદિરમાં ગોપીનાથજીની મૂર્તિ પણ રહે છે. આ પંથમાં નીતિ, રીતિ, ઉત્તમ છે, પરંતુ ઉપદેશકો નહિં હોવાથી સંપ્રદાય ફેલાયો નહિં. ત્રીજી પેઢીએ **નરસિંહલાલ** થયા તે કાશી પાસે ‘ વરાહ ’ ક્ષેત્રમાં રહેતા હતા. તેમના શિષ્ય **તુલસીદાસજી** હતા. વંદનામાં, **તુલસીદાસજીએ** ‘ નર-હરિ ’ વગેરે શબ્દોથી ગુરૂવંદન પણ કર્યું છે.

(૪) માર્ગી પંથ—આ પથ કાઠીઆવાડમાં વિશેષ છે. વામ માર્ગનો ફાંટો છે. શ્રીકૃષ્ણ ઇષ્ટ છે. સ્ત્રીપુરૂષો ભેગાં મળીને ભજનની ધૂન અપૂર્વ મચાવે છે. મંજીરાની ઠોર અજબ બને છે. બધાં સંસારી છતાં સાધુ કહેવાય છે. તેમનાં ભજન ઘણાંજ ચિત્તાકર્ષક હોય છે. તેમનામાં નીતિનો બહુ છોછ દેખાતો નથી.

૩૪ ચરણુદાસી પંથ. (૧) ૩૫ હરિશ્ચંદ્રી. (૨) ૩૬ જેગોપાળીઆનો પંથ. (૩) ૩૭ સંતરામ. (૪) ૩૮ રાધાવલ્લભ. (૫)

૩૯ રામસ્નેહી. (૬)

---

(૧) (૨) (૩) (૪) (૫) બધા વલ્લભી સમ્પ્રદાયના ફાંટા છે. ચરણુદાસ ભક્ત જાતે વણિક હતો. ઔરંગજેબના વખતમાં થઈ ગયો હતો. જેગોપાળીઆ પંથ હાલ ભરૂચમા દેખાય છે. રાધાવલ્લભી મતને કેટલાક વલ્લભીની શાખા કહે છે, તેમ કેટલાક વલ્લભીને તેની શાખા કહે છે; તેથ બન્ને અલગ પણુ કહેવાય છે. બંનેમાં તિલક છાપ કંઠી વગેરેની રીત તથા પૂજન વિધિ લગભગ સરખાં છે, પરંતુ આ મતમાં રાધાજીને પૂજ્યમા અગ્રસ્થાન છે, એટલે કે શક્તિ દેવી–પ્રધાન છે. આચાર્ય સંસારી હોય છે. આ પંથનાં મંદિરો મથુરા, વૃંદાવન વગેરે સ્થળોમાં છે. તેમના ગોસ્વામી જન્માષ્ટમીની રાતે યશોદાનો વેશ લઈને ભગવાનને ઝુલાવે છે, ને દાઢીમુછ પણુ મુડાવે છે. નિંબાર્ક સમ્પ્રદાયની આ શાખા હોય એમ સમજાય છે. ગૌડીઆ સમ્પ્રદાયવાળા કહે છે કે આ પંથ તેમની શાખા છે, એકાદશીને દિવસે તેમના આચાર્યને શ્રી રાધાજીએ પાનબીડી આપી તે ખાધી તેથી તેમનો બહિષ્કાર કર્યો તે ઉપરથી આ સંપ્રદાય કાઢયો એમ કેહેવાય છે. હાલ પણુ આ લોકો એકાદશી કરતા નથી એમ કહેવાય છે. રામાનુજી તથા રામાનંદી માફક ગૌડીઆ તથા આ પંથ વચ્ચે પણુ તકરાર ચાલે છે. રામાનંદીઓ તો રામાનુજી વિરૂદ્ધ ઘણાજ ઉશ્કેરાયલા છે.

(૬) મારવાડના 'ઢુંઢાર'માં 'સવાઈજેપુર'માં રામચરણુદાસ નામનો એક વૈશ્ય બહુ હરિભક્ત હતો. વિદ્વાન નહિં છતાં પણુ ચોપાઈ દોહરા ઘણા બનાવ્યા છે તે વેદ જેવા પૂજાય છે. લોકોને તે બોધ કરતો હતો. જોધપુરના 'દાંતડા' ગામે જઈ એક સાધુ પાસેથી ઉપદેશ લઈને મેવાડના 'શાહપુર' ગામે ગયો, રાતદિવસ રામનામની

૬૫ જયકૃષ્ણપંથ (૧), ૬૬ નારાયણ દર્શની (૨), ૬૭ ચૈતન્ય (૩), ૬૮ આચારી ૬૯ જાનકીદાસનો, ૭૦ અનંત, ૭૧ આદિવરાહોપાસક, ૭૨ ખડોલા, ૭૩ રામદેવ, ૭૪ માધવી, ૭૫ રામપ્રસાદિ, ૭૬ ચતુર્ભુજી, ૭૭ નિમાનદી, (૪) ૭૮ માધવ સંપ્રદાયી, ૭૯ નિર્વાણી, (૫) ૮૦ નિર્મોહી, ૮૧ દિગંબર, ૮૨ ખાખી, (૬) ૮૩ નિરાલંબી, (૭) ૮૪ ટાટખરી, (૮) ૮૫ સંતોષી. (૯)

---

(૧) આ પંથ ઉત્તરમાં પંજાબ તરફ, અને દક્ષિણમાં મદ્રાસ તરફ દેખાય છે.

(૨) આ પંથ હાલ અદશ્ય થઇ ગયો છેઃ પૂર્વે, રજપુતાનાના કોઇ ન્યાયાધીશે લાંચ લઇને ગેરઇનસાફ કરેલો તેથી રાજાએ તેનું નાક કાપ્યું, તેણે વિચાર કર્યો કે "હવે મારે દુનિયામાં મ્હોં કેવી રીતે બતાવવું? માટે ગમે તેમ કરીને નકટાની સંખ્યા વધારૂં." પછી નાચી કુદીને જાણે સાક્ષાત્કાર થયો હોય, તેમાં વળી વિષ્ણુ ભગવાન સાથે વાત કરતો હોય તેવી ચેષ્ટા માંડી; શિષ્ય થવા માંડ્યા; નકટા કરીને પછી દરેક "અબ તેરી ને મેરી ચુપ." આખર પકડાઇ ગયો ને સજા થઇ.

(૩) આ સંપ્રદાયનું વિવરણ મધ્વ સંપ્રદાયના પેટામાં કરવામાં આવ્યું છે—જુઓ પાનું ૧૫૯. આ પંથના વિકારમાંથી ૬૧ પેટા પંથો નિકળ્યા છે. એમ કહેવાય છે.

(૪) આ પંથવાળા વામનમૂર્તિ-લાલજીના ઉપાસક છે.

(૫) આ મતના પ્રવર્તક, શૃંગેરી મઠના સંન્યાસી **માધવાનંદ** છે, ચઉદમા સૈકામાં પંથ ચલાવ્યો, પોતે વિષ્ણુ ઉપાસક હતા.

(૬-૭-૮-૯) આ પંથો નં. ૭૮ ના માધવ સંપ્રદાયમાંથી નિકળ્યા છે-સોળમા સૈકામાં પ્રચાર થયો (જુઓ મુક્તિશાસ્ત્ર).

# શક્તિ તત્ત્વના પંથો.

૧ શાક્ત. (૧)

(૧) આત્મા અને દેહ વચ્ચેનો સંબધ છે તેવો શૈવ દર્શન અને શાક્ત દર્શનનો છે. તત્ત્વની બાબતમાં બંને લગભગ મળતા છે: 'ત્રિક' દર્શનની શક્તિ તે આ દર્શનમાં શાક્ત તંત્રનું રૂપ, શૈવી દર્શન જેવું પકડે છે.

આ શક્તિ તે સાંખ્યની 'જડ' તેમજ અદ્વૈતીની 'માયા' નહિ, પરંતુ પરમેશ્વરનો પ્રકટ થવાનો વેગ–સ્વતંત્ર વેગ–આદ્ય ચિન્મયી શક્તિ છે. શિવના સ્વરૂપને જગવવા ઉન્મુખ થાય છે ત્યારે તે સ્વરૂપે 'આનંદમયી' કહેવાય છે, તેનું નામ 'શાક્તબિંદુ' પણ છે; તેના ક્ષોભથી 'અવ્યકતનાદ'નું રૂપ લે છે તે જ 'શબ્દબ્રહ્મ' તે જ ૐ–પ્રણવ, શબ્દબ્રહ્મની પ્રતીક મૂર્તિ છે, ને પછી તેમાંથી સૃષ્ટિનો ક્રમ છે.

આ શક્તિ તત્ત્વનો સ્વીકાર, વેદ તથા આગમોમાં છે. અદિતિ, ઉષા, સરસ્વતી, ઈડા, ઉમા, લક્ષ્મી વગેરેની ભાવના ઠેઠ વેદમાં છે. આ શાક્ત દર્શન સંકુચિત મર્યાદાવાળું સાંપ્રદાયિક નથી, તેની છાયા બૌદ્ધોમાં, જૈનોમાં, તથા પંચાયતનના પાંચે દેવોના ઉપાસકોમાં છે. જેમ ગમે તે દેવને 'બ્રહ્મ' લાગુ પાડી શકાય તેમ દેવતા માટે શક્તિ છે. 'બ્રહ્મ'ના ઉપાસકોમાં, પુરૂષભાવ પિતાભાવ, તેવો શાક્તને, પ્રકૃતિભાવ માતાભાવ છે. આ તંત્રશાસ્ત્ર ઘણુંજ વિસ્તાર પામ્યું છે. કોઇ પણ ધર્મ અથવા સંપ્રદાય તેના તત્ત્વ રહિત નથી, પછી તેમાં શક્તિનાં નામ ગમે તે હોય. ટિબેટ વગેરે પરદેશોમાં બૌદ્ધોમાં આ શાકતવાદ રૂપાન્તરે પેઠેલો છે. શંકરાચાર્યના ગુરૂ ગૌડપાદ પણ વ્યવહારમાં શાક્ત અદ્વૈતી હતા. વાસ્તવમાં તો આચાર્યનું કામ કરનાર માત્ર એક રીતે વ્યવહાર પક્ષમાં શાક્ત હોવાજ જોઇએ. અને હતા પણ ખરા. આ તંત્રના 'સામયિક', 'કૌલ'. અને

કારના થઈ ગયા. વળી વિકારની વૃદ્ધિ એટલી બધી થઇ ગઇ કે કુમારી પૂજન, રજસ્વલા પૂજન, વેશ્યા પૂજન વગેરે સ્વરૂપની બહુજ વિચિત્ર ક્રિયા તથા વિધિઓ છે, તેમાં કેટલીક તો એટલી બિભત્સ અને મલિન છે કે તે સંબંધમાં એક અક્ષર પણ બોલી શકાય નહિ. સિદ્ધાંતમાં ખાસ पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति मेदिनीम् । पुनरुत्थाय तत्पीत्वा पुनर्जन्म न विद्यते । 'ગુજરાતી' પત્રમાં "એક નટીની કર્મ કથા" ના મથાળાથી વાત લખાઇ હતી તેમાંથી આ માર્ગ માટે ઘણો પ્રકાશ મળશે.

આ પંથ શાક્તનો વિકાર છે. સાધારણ રીતે તો કોઇ પણ ધર્મનો પાયો અધર્મ અથવા અનીતિ ઉપર હોઇ શકેજ નહિં; પરંતુ કાળે કરીને સારામાં પણ વિકાર થાય તો પછી આનું તો નામજ 'વામ' એટલે વિકારનું શું પુછવુ ? અનુમાન એમ નીકળે છે કે સ્ત્રી પુરૂષના ભેદનું પ્રત્યક્ષ જ્ઞાન તથા અનુભવ આપવા માટે, તેવી પ્રવૃત્તિ-વાળાની કસોટી તરીકેનો મુદ્દો હોવો જોઇએ. માયામાંથી મુક્ત થવા માટે વૈરાગ્યની કસોટી રૂપે આ પરીક્ષા હોવી જોઈએ, પરંતુ પરિણામ કેટલે સુધી ગયું કે આ 'મદ્ય' આદિ અશુદ્ધ તથા ગલીચ શબ્દોને, લોકને ઠગવા અર્થે, ઉત્તમ પદાર્થનાં નામ આપ્યાં છે, જેમકે 'મદ્ય' એટલે 'તીર્થ,' માંસ એટલે શુદ્ધ, મદિરાનું પાત્ર તે 'પદ્મા,' ડુંગળી તે વ્યાસ, લસણ તે શુકદેવ, કલાલ તે 'દીક્ષિત', વ્યભિચારી પુરૂષ તે યોગી અને સ્ત્રી તે યોગિની, ભૈરવી ચક્રમાં સ્થિત ચંડાળ તે બ્રાહ્મણ, વેશ્યા તથા ચાંડાલિની આદિને સેવનાર તે પ્રયાગ તથા કાશી સેવનાર બ્રાહ્મણ, દુષ્ટ સ્ત્રી તે શક્તિ એમ કહી ચાંડાળ વેશ્યા રજસ્વલા સ્ત્રીનું પૂજન કરે છે, તેનું ઉચ્છિષ્ટ મદ્ય વગેરે ગ્રહણ કરે છે, એટલુંજ નહિ પરંતુ તેની વાંતિને પણ તે લોકો ગ્રહણ કરે છે કે જેથી પૃથ્વી ઉપર પડવા ના પામે. આ પ્રમાણે અનેક થતા ચાર આ પંથમાં ભરેલા છે. ગુણ માત્ર પલટી નાંખ્યા છે.

૩. બાઉલપંથ. (૧) ૪. કૌલયામલમાર્ગ. (૨) ૫. પંચ'મ' કારી મત. (૩)

---

(૧) આ માર્ગ પણ 'વામ'ના જેવોજ છે. આ પંથમાં પ્રવર્તક, સાધક, તથા સિદ્ધ એમ ત્રણ શાખા છે; કર્તા, ભુજા તથા બાઉલ.

(૨) ઉપરની 'બાઉલ'ની આ શાખા છે; પરંતુ તે પણ એક પંથ થઇ પડયો છે. વાસ્તવમાં કુલ–શક્તિ અને અકુલ તે બ્રહ્મ. વિકાર પામીને અધોગતિ થવાથી, મૂળના વામ માર્ગ કરતાં પણ આ પંથ બહુ આગળ વધ્યો. આ ધર્મમાં બહારનો દેખાવ વૈષ્ણવનો, અને અંદરથી વામીનો છે. તમામ પ્રકારનાં પ્રાણી પક્ષીનાં માંસ તેમને ભક્ષ્ય છે, ગૌ માંસ ખાસ ભક્ષ્ય છે, તમામ પ્રકારના મદ્ય તથા પેય પદાર્થ તથા સ્ત્રી માત્ર ગમ્ય છે, તેમાં પણ વળી ગુરૂપત્ની, મા, બેન એ ખાસ ગમ્ય છે, મતલબ કે સર્વ પ્રકારનો કામભોગ પૂર્ણ સ્વતંત્રપણે ભોગવવાથી શીઘ્ર સિદ્ધિ મળે છે એમ તત્ત્વ ઠરાવ્યું છે. કઠણ વ્રતો કરતાં પણ આ માર્ગને ઉત્તમ સિદ્ધિદાયક કહે છે. આ માર્ગમાં કહેલી ક્રિયા કરવાથી, પ્રાણી તથા વસ્તુ માત્ર ઉપર સત્તા આવે છે; ખુદ બ્રહ્મા વિષ્ણુ તથા મહેશ ઉપર પણ સત્તા આવે છે એમ મનાય છે. આ માર્ગ ઘણોજ ગુપ્ત રહે છે. ફ્રીમેસન જેવું લગભગ ગુપ્ત સંબંધમાં છે. પુરૂષ એટલા ભૈરવ ને સ્ત્રી એટલી ભૈરવી. મનમાં કૌલની ઉપાસના કરવી, લોકમાં શૈવ, અને સભામાં વૈષ્ણવનાં આચરણ બતાવી, પોતાનું ખરૂં સ્વરૂપ છુપાવવું, એ આ ધર્મનો ગુપ્ત ભેદ છે. કલિયુગમાં મોક્ષ પણ આ માર્ગથી સહજ અને શીઘ્ર મળે છે એમ ઠરાવ્યું છે. મન ઉપર કાબુ રાખવાનું મૂળ સૂત્ર તેમાંથી ઉલટ મનનો કાબુ બીલકુલ ગયો !

(૩) 'શાક્ત'માં કહેલા પાંચ 'મકાર' આ પંથમાં પ્રધાન છે, સન ૮૮૧ માં દુર્ગ જીલ્લાનાં **પાર્વતીઅંબા** નામની

૬ કાંચળીઓ પંથ. (૧) ૭ બીજમાર્ગી પંથ. (૨) ૮ શક્તિઉપાસક ૯ પરમાચારી. ૧૦ વીરાચારી. ૧૧ ભેદાચારી. ૧૨ વૈષ્ણવાચારી. ૧૩ શૈલાચારી. ૧૪ ચલિયા પંથ ૧૫ ભૈરવી પંથ. ૧૬ ભેરવ પંથ. ૧૭ શીતલાપંડિત. ૧૮ દેવી પંથ. (૩) ૧૯ પસગમ. (૪) ૨૭ સર્વવાક. (૫) ૨૧ નિગમસાવિત્ર. (૬) ૨૨ હિરણ્યના ઉપાસક. (૭) ૨૩ અગ્નિમતી. (૮) ૨૪ કવ્યવાહન (૯) ૨૫ હોત્રાવિતી.

---

સ્ત્રીએ આ મંત્ર સ્થાપ્યો હતો. ઉપરના પંથો જેવાંજ તત્વો છે. પૂજનમાં ભૈરવ ચક્ર ખાસ છે, તેમાંથી અલગ થાય ત્યારે શિવાદિનું પૂજન આદિ, અને વર્ણાશ્રમ પાળે.

(૧) આ પંથ, ગુજરાતના કાઠીયાવાડમાં ખાસ દેખાય છે, શાક્તનો ફાંટો લાગે છે. નગ્ન સ્ત્રી અથવા પુરૂષનુ પૂજન થાય છે, તેમાં પણ રજસ્વલા, અંત્યજ વગેરે ખાસ; પછી માદક પદાર્થો લઇને ઉન્મત્ત થાય છે, એક ઘડામાં તમામ સ્ત્રીઓની કાંચળીઓ નાંખે; પછી જેના હાથમાં જે સ્ત્રીની કાંચળી આવે, તે તેનો તે સમયનો પતિ થયો ! એમ પણ કહેવાય છે કે જે માણસ તેમાંથી બચ્યો તેને 'તર્યો' કહે છે, અને ફસે તેને બૂડયો કહે છે; અભેદ બતાવી, સંસાર મિથ્યા કહી તેના ઉપર કંટાળો લાવવાનો હેતુ, પરંતુ કેટલો અનર્થ ?

(૨) બીજ–પાત્ર–યંત્ર વગેરે ચિન્હ આ પંથમાં હોય છે. આ પણ શાક્તની શાખા છે. આ પંથ કાશીના **ઉજમસી**એ સ્થાપ્યો છે. મૂળ સિદ્ધાંતમાં નિર્ગુણ ઉપાસના છે; તેમાં પાછા **રામ** ખરા, **હનુમાન** તથા **શિવ** પણ ખરા, શિવરાત્રિને જ્યોતિ સ્વરૂપમાં પૂજે છે. ગુપ્તક્રિયાઓ તથા ચિન્હો હોય છે. આ પંથમાં પણ ઘણો વિકાર થઇ ગયો છે, તે એટલે દરજ્જે કે તેનું વર્ણન પણ થઇ શકે નહિં. ફક્ત જન્મ દેનારી માતુશ્રીને બાદ કરે છે; પ્રસાદ અતિશય નિંદ્ય છે

આ પંથમાં 'આદિ' અને 'મધ્ય' એમ બે પ્રકાર છે. આ પંથમાં મંદિર કે મઠ નથી.

(૩) (૪) (૫) (૬) (૭) (૮) (૯) શારદાના ઉપાસક છે.

# ૪ સૌર.

૧ સૌર. × ૨ ઉગતા સૂર્યના ઉપાસકો (૧) ૩ મધ્યાહ્ન સૂર્યના ઉપાસકો (૨) ૪. અસ્ત પામતા સૂર્યના ઉપાસકો (૩) ૫. ત્રિમૂર્તિના એક રૂપ સૂર્યના ઉપાસકો (૪) ૬. દાઢી ને કેશવાળા સૂર્યના ઉપાસકો (૫)

---

× સૌરમત.–આ મત–પંથ–સંપ્રદાય–માં સૂર્યદેવની ઉપાસના મુખ્ય છે. જીવનનું તત્ત્વજ સૂર્ય છે, અને તેથી તે આદિ અને પ્રત્યક્ષ દેવ છે, ને તેથી તે જ પરમેશ્વર છે. ઐતરેય ઉપનિષદ્‌માં આદિત્યં બ્રહ્મ મંત્ર છે તે સૂર્યંજ બ્રહ્મ છે. હાલનાં ભૌતિક શાસ્ત્રની પ્રવૃત્તિ પણ સૃષ્ટિમા સૂર્યનેજ પ્રત્યક્ષ સત્તાધારી–પરમેશ્વર–માને છે. પંજાબ તથા પશ્ચિમ હિંદુસ્થાનમા, આ પંથના અનુયાયીઓ વિશેષ છે. ઐત્તરેય 'બ્રાહ્મણ 'મા, સૂર્યનો ઉદય અસ્ત નથી કહેતા, પણ તેને સદા પ્રકાશમાન કહ્યો છે. સ્માર્ત પંચાયતનમાં પણ તેમનુ સ્થાન છે. શ્રી શંકરાચાર્યના વખત સુધી આ સંપ્રદાય ખુબ ચાલતો, તે પછીથી મંદ પડ્યો. અકબર બાદશાહ સૂર્યનો ઉપાસક હતો એમ કહેવાય છે. નિંબાર્ક સંપ્રદાયની ઉત્પત્તિમા, સૂર્યનો ખાસ સબંધ દેખાય છે. શંકરાચાર્યના સમયમા સૌરમતના ૭ પેટા પંથો હતા એમ જણાય છે. સૂર્યમાં ત્રણ કાળ, ત્રણ મુખ્યદેવ, ત્રણ વેદ એમ અનેક ત્રિપુટિઓ છે.

(૧) બ્રહ્મા સાથે એક રૂપતાના. (૨) શિવ સાથે એક રૂપતાના. (૩) વિષ્ણુ સાથે એક રૂપતાના, (૪) બ્રહ્મા વિષ્ણુ તથા શિવની ત્રિમૂર્તિ સાથે એક રૂપતાના; આ ત્રિમૂર્તિમાં પાછું રહસ્ય છે, હિતકારી ઉષ્ણતાથી આકૃતિઓ કરવાનુ ( બ્રહ્મા ), પ્રકાશથી તેનું રક્ષણ કરવાનું ( વિષ્ણુ ), અને દાહક કિરણોની એકાગ્રતાથી સંહાર કરવાનું (શિવ); આ પ્રમાણે સવાર બપોર અને સાંજનાં ત્રણ સ્વરૂપો છે. (૫) સુવર્ણ

૭. માનસિક સૂર્યની આકૃતિના ઉપાસકો, (૬) ૮. સૂર્યનારાયણના સાધારણ ઉપાસકો (૭) ૯. કાલાનુસંધાન ૧૦. ભાનુવલ્લભદિવાકર. ૧૧. કીર્તિવલ્લભદિવાકર.

## ૫. ગાણપત્ય.

૧. ગાણપત્ય, (૧) ૨. નિરંજની સાધુનો પંથ, ૩. માનભાવ, ૪. કિશોરી ભજની, ૫. દુલગાયન, ૬. ટેહેલીયા, ૭. દશમવર્ત. ૮. સાખી, ૯. નરેશપંથ, ૧૦. પાંગુલ, ૧૧. કેવળદાસ, ૧૨. ફકીરી, ૧૩. કુંભીપાકીઆ, ૧૪. ખોજા.

---

જેવી ચકચકિત દાઢી અને કેશવાળા મનુષ્યના આકારમાં ભૌતિક પદાર્થ તરીકે મનાતા સૂર્યનાં, આ લોકો દર્શન કરનાર ઉપાસકો હતા. (૬) આ લોકો સૂર્યનું સતત્ ધ્યાન ધરનારા, અને કપાળ હાથ અને છાતી પર ડામ દઈ, સૂર્યબિંબના આકાર પાડતા. (૭) ગામડામાં હજી સૂર્યમાં નારાયણ છે તે રૂપે સૂર્યને ઉપાસનારા હોય છે. કાઠીયાવાડના કાઠી લોક હાલ પણ સૂર્યના ઉપાસક છે. મૂળ પ્રજાનું તત્ત્વ હજી દેખાય છે. હાલના ભૌતિક શાસ્ત્રના જમાનામાં પણ સૂર્યજ મુખ્ય જાગતો દેવ છે, જીવનનો આધારજ સૂર્ય છે.

(૧) પંચાયતન પૂજામાં ગણપતિ પણ એક દેવ છે. આ પંથના લોક સાધારણપણે સર્વત્ર છે. ગણપતિ પૂજન દરેક માંગલિક પ્રસંગે પ્રથમ કરવામાં આવે છે, પછી તે ગમે તે સંપ્રદાયનો હોય. ગણપતિના ખાસ ઉપાસક દક્ષિણમાં—મહારાષ્ટ્રમાં—વિશેષ છે. આ પંથના ઉપાસકોને બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ પણ, આ પંથવાળાઓના હિસાબે ઉતરતા છે. શંકરના વિવાહમાંજ ગણપતિ પૂજન ! શું શાસ્ત્રની ખુબી છે ! રહસ્ય સમજાય તેનેજ તેના આનંદનો અનુભવ થઈ શકે ! ગણપતિ, વેદમાં પણ આદિ ગુરૂ છે. ગણપતિનું ખાસ ઉપનિષદ્ પણ છે—

# ૬. ×ઈતર નાના દેવોના તથા તત્ત્વોના ઉપાસકવાળા પંથો.

૧. સ્કંદ, (૧) ૨. અગેનાર, (૨) ૩. હનુમાન ઉપાસક, (૩) ૪. વાયુ ઉપાસક, ૫. આકાશ ઉપાસક, ૬. પિતૃલોક ઉપાસક, ૭. ચઉદલોક તથા કાયાની મુદ્રા ધારણ કરનાર ચોવીસ તત્ત્વના ઉપાસક, ૮. ત્રિ-ગુણોપાસક, ૯. નવગ્રહના ઉપાસક, ૧૦. ગરૂડ ઉપાસક, ૧૧. સિદ્ધ મતિયા, ૧૨. વરાહ ઉ૦, ૧૩. મહા ચમત્કૃતિ કરનાર કાળના ઉ૦, ૧૪. વરૂણ ઉ૦, ૧૫. ઈંદ્ર ઉ૦.

---

ગણપતિ વેદનો સાર ૐ રૂપ છે. ૐ માંથી ૩ તે હાથીનુ માથું, અને ૐ તે હાથીની સુંઢ. આમ ૐ ગણપતિરૂપે છે તે ૐ ના ટુકડા કરવાથી તમામ અક્ષરોની એટલે કે સ્વર, વ્યંજન તથા આંક એમ સર્વની ઉત્પત્તિ દેખાશે. એમ પણ કહેવાય છે કે ૐ નો અવાજ ફોનોગ્રાફ-મા લેતાં તેવી આકૃતિ પડે છે. ૐ નો ઉચ્ચાર કરતાં પણ, ખાસ અક્ષરોનાં મુખ અંદરનાં સ્થાન સમાઇ જાય છે. બે હાથ ઉચા કરતાં પણ ૐ નુ સ્વરૂપ થાય છે. આ પ્રમાણે ગણપતિ તે ૐકાર, ને તે જ વેદ અને તે જ બ્રહ્મ.

આ પંથમાં વામી પેટા પથ પણ છે, જેમકે મહાગણપતિ, હરિદ્રાગણપતિ, ધુંડિરાજ, ઉચ્છિષ્ટ વગેરે.

× ઉપરના સિવાય બીજા અનેક દેવ તથા તુલસી આદિ વૃક્ષ, તથા નદી વગેરે સ્વરૂપના પણ ઘણા દેવોના ઉપાસકના પથો છે,

(૧) શિવજીનો પુત્ર સ્કંદ સેનાપતિ તે દક્ષિણમાં સુબ્રહ્મણ્ય નામથી પૂજાય છે. તેમના મંદિરોમાંથી ભૂત વગેરેમાંથી મુક્ત થવા તથા પુત્ર મેળવવાવાળાની વાસનાવાળા ખાસ ઉપાસકો હોય છે. (૨) આ દેવ તે હરિહરના સમાગમનું ફળ છે. સ્કંદ પુરાણમાં તેનું વિવ-

# ૭. જ્ઞાન તત્ત્વ સાથે કાંઇક બીજાં મિશ્રણવાળા પંથો.

૧. કબીર. (૧)

રણ છે. તે એક રક્ષક દેવ છે. શિવનો વિષ્ણુ સાથેનો મોહિની રૂપે સમાગમ થયો ત્યારે આ, સંપત્તિ આપનાર દેવની ઉત્પત્તિ થઈ છે. આ પંથ પણ દક્ષિણમાંજ છે. ખેડુતનાં ઢોર, પાક, ક્ષેત્ર વગેરેનું રક્ષણ કરનાર છે. ગામડાઓમાં, પશ્ચિમ તરફ આ દેવનાં દેરાં હોય છે. ઘોડા ઉપર બેસીને લોકોનું રક્ષણ કરે છે, એ પ્રમાણે ભાવ છે; દેવ સાથે બે પત્નીઓ-પુરાણી અને પુદ્‌ગલા રહે છે; ને તેથી તેના દહેરા પાસે માટીના ઘોડા ઉપર સ્વારના રૂપે પુતળાં બનાવે છે. દેવ રાતે ચોકી કરે છે, મંદવાડમાં પણ તે દેવની માનતા લેવાય છે.

( ૩ ) આ દેવના ઉપાસક સર્વત્ર છે. આ પંથના ઉપાસકોનું, અથવા ગમે તે પંથના હોય પરંતુ આ દેવની ઉપાસના કરે તેનું કાર્ય શીઘ્ર થાય છે. આ દેવ સમર્થ યોદ્ધો-મલ્લ છે. કુસ્તીના અખાડામાં તેનુજ પૂજન થાય છે તેલ સિંદૂર હનુમાનને ચઢે છે તેમાં પણ રહસ્ય છે; મલ્લને ખાસ તેલનું માલીસ કરવુંજ પડે છે. હનુમાનને મહાવીર પણ કહે છે.

( ૧ ) આ પંથ તેમ નાનકનો, રામનારાયણસ્વામીનો, વારકરી, સનાતની વગરે અનેક પંથોમાંના ઘણા સાંપ્રદાયિક સ્વરૂપના છે. તત્ત્વ ઉપર વિશેષ વજન છે. આ બધા પંથોમાં ગુરૂમાહાત્મ્ય ઘણુંજ છે. સજ્જનસંગ, જપ, તપ, ભજન, પૂજન ક્ષેત્ર. તીર્થ, આદિનું માહાત્મ્ય ખાસ છે.

આ મહાત્માના જન્મની હકીકત તથા સાલ ચોક્કસ નથી; પરંતુ ૧૨૯૮ અથવા ૧૪૫૦ માં થયાનું કહેવાય છે. **રામાનંદના** શિષ્યોમાંના **કબીરજી** એક હતા. કાશીમાં 'લેહેર' તળાવમાં,

કમળનાં પત્રોમાંથી, **અલી ઉર્ફે વીરૂ** નામના જુલઇઆ મુસલમાનને મળી આવ્યા હતા. વળી એમ પણ કહેવાય છે કે પૂર્વ જન્મમાં તેઓ બ્રાહ્મણ હતા. દેવ માટે મુસલમાન વણકરને ત્યાં કાપડ લેવા ગયા તે વખત દેહ પડયો, તેથી જીવ તેમાં રહેવાથી, **ભરત** માફક વણકરને ઘેર ગયા. વળી એક એવી હકીકત મળે છે કે એક વિધવા બ્રાહ્મણ સ્ત્રીને કોઇ મહાત્માએ આશીર્વાદ આપ્યો કે "પુત્રવતી થા." બાઇ કહે કે "હુ તો વિધવા છુ, અને જો મને પુત્ર થાય તો મારે મરવુ પડે". ત્યારે મહાત્મા કહે કે "મારી વાણી મિથ્યા થાય નહિં અને તને કલંક લાગે નહિ એમ થશે." પછી થાળમાં પૂજનનાં પુષ્પ ભર્યા તેમાથી **કબીર** સાહેબ પ્રકટયા. બાઇએ એક જુલઇને ઘેર મુકયા. શરૂથીજ **રામ** અને **રહીમ** આ બન્ને એક છે એમ બતાવવાની શરૂઆત થઈ.

આ મહાત્મા શરૂઆતથીજ સાધુ ભેગા જાય અને ભજન કરે. પછી કોઇએ કહ્યું કે તમારો ગુરૂ કોણ? આ ઉપરથી તેમને ગુરૂની જરૂર લાગી. પણ મુસલમાનના ઘરના માણસનો કોણ ગુરૂ થાય? એક વખત **રામાનંદ** મહારાજ જતા હતા ત્યાં રસ્તામાં કબીર સાહેબ પડેલા હોવાથી (જાણી જોઇને પડ્યા હતા) ઠોકર લાગી એટલે **કબીર** સાહેબ રડ્યા, ત્યારે મહાત્મા બોલ્યા કે "બચ્ચા રામ રામ કર", આ શબ્દોનેજ **કબીરજી** મંત્ર લઈ પડ્યા, અને તેમને ગુરૂ માનીને ગુરૂ કહેવા માંડ્યા. કાંઇક મુદતે **રામાનંદજીને** કોઇએ વાત કરી તે ઉપરથી **કબીરજીને** બોલાવીને એકાંતમાં વાત કર્યા ઉપરથી પાત્ર જણાયાથી શિષ્ય બનાવ્યા. આખરમાં તેઓશ્રી મુખ્ય શિષ્ય થઇ પડ્યા.

**સીકંદર** લોદીના વખતમાં **કબીર** સાહેબે ઘણા ચમત્કાર બતાવ્યા હતા. તેમનો હેતુ **રામ** અને **રહીમ** એક છે એમ બતા-

વવાનો હતો. હિંદુ મુસલમાન વચ્ચે ઘણો કલેશ હોવાથી નુકસાન થતું હતું. મહાત્માએ—હાલ જેમ ગાંધી મહાત્મા તથા બીજા હિંદુ મુસલમાન પંડિતો જોઈ શકે છે તેમ—જોયું કે ભેગા રહેવાનું તો નિર્માણ છે તો પછી આ કલેશથી કેમ નિભાશે? આ કારણથી બનેનું એકત્ર કરવાના હેતુથી ઉપદેશ કરી બનેને પથમાં લીધા.

આ પંથમાં બાહ્ય કરતાં આંતરિક શુદ્ધિ ઉપર વધારે ભાર મુકયો છે. શંકરના અદ્વૈત સ્વરૂપ જેવું કાંઈક ખરૂં—જો કે શંકર તો બાહ્ય શુદ્ધિ માટે પણ બહુજ ચુસ્ત હતા, પણ ખરી જરૂરીયાત અંતરની કહેલી છે. તે વખતના સંજોગો તથા મૂર્તિપૂજનમાં વિકાર જોઇને તેના બાહ્ય સ્વરૂપમાં વિરોધ ખરો, પરંતુ જ્યાં રામના પોતે ચુસ્ત ઉપાસક હતા એટલે પછી બીજું શું કહી શકાય? મૂર્તિના વિરૂદ્ધ હતા એમ જે કહેવાય છે તેનો મર્મ સમજવાની જરૂર છે; ભાવજ મુખ્ય છે.

તેમનો પુત્ર કમાલ હતો. કમાલની ઉત્પત્તિ પણ દૈવિક જેવી છે. પિતા કરતાં પણ મહાન ભક્ત હતો. કમાલે પંથ ચલાવ્યો નથી.

કબીર સાહેબના અંત પછી તેમના શબ માટે હિંદુ મુસલમાન વચ્ચે ઝગડો ઉઠયો એટલે શબને ઠેકાણે ફુલનો ઢગલો થઈ ગયો! બંનેએ પુષ્પ વહેચી લીધાં. કેટલો મર્મ છે?

જુલમ અને બળાત્કાર સામે તેમનો ઈસુખ્રિસ્ત જેટલો વિરોધ હતો. ખ્રિસ્તિધર્મમાં 'કવેકર' Quaker નામનો પંથ છે તેની ઉપમા એક ઈંગ્રેજ આ પંથને આપે છે, પણ તે બરાબર નથી. 'કવેકર' તો બહુ વિચિત્ર છે.

કાશીમાં કબીરચોરો છે; ત્યાં તેમની ગાદી છે; ટોપી તથા તસ્બીર પણ છે; તેમના પંથના સાધુ તે જાતની ટોપી પહેરે છે; ગાદીનું પૂજન થાય છે; આજ સુધીમાં ૧૮ મહંત થયા છે.

૨ સુરત ગોપાળી, (૧) ૩ તકસર, ૪ મૂળ પંથ, ૫ યોગી પંથ, ૬ જીવ પંથ, ૭ નામકલી, ૮ જ્ઞાની પંથ, ૯ દવન પંથ, ૧૦ સમ પંથ, ૧૧ વંસધરાનો પંથ, ૧૨ નારાયણ પંથ, ૧૩ કમાલ પંથ, (૨) નાનક પંથ. ૧૫ ધામી પંથ, (૩) ૧૬ રાધાસ્વામીનો પંથ. (૪)

---

આ પંથ આખા ભરતખંડમાં છે. સગુણ ઇશ્વરનો અસ્વીકાર નહિં, પણ ખાસ ઉપાસના નિર્ગુણ નિરાકારની છે. આ પંથના મઠો ઠામ ઠામ છે. 'સત્ નામ સાહેબ' કરીને વંદના–બંદગી–કરે છે, તથા એકમેકને મળે ત્યારે પણ તે શબ્દોથી સત્કાર કરે છે. તેઓશ્રીના નામ પાછળ હંમેશ 'સાહેબ' શબ્દ બોલાય છે. આ પંથ વાળાઓ વાતમાં પણ 'સાહેબ' શબ્દ બહુ વાપરે છે.

કબીર સાહેબનાં ભજનનાં પદો ઘણાં માર્મિક છે. 'અવળ વાણી'થી ઘણો બોધ આપ્યો છે.

(૧) ૨ થી ૧૩ સુધીના પેટા પંથો કબીર સાહેબ પછી થયા છે. કમાલે પોતે પંથ ચલાવ્યો નથી, પાછળથી ચાલ્યો તેથી તે અડધો ગણાય છે.

(૨) નાનકપંથ—નાનક ગુરૂ, 'શિખ' ધર્મના સ્થાપક હોવાથી તેમ એ સંપ્રદાય સ્વરૂપનો પંથ હોવાથી, અલગ વિવરણ કર્યું છે.

(૩) આ પંથ મધ્ય દેશમાં છે, કેવળ એક ઇશ્વરની ઉપાસના છે.

(૪) રાધાસ્વામીનો મત—ઈ. સ ૧૫૧૫ (સંવત ૧૯૭૫)માં આગ્રામાં રાતમાં .રાધાસ્વામીનો જન્મ થયો હતો. નાનપણથીજ સંસ્કારી હોવાથી ઉપદેશ કરવા માંડયા. પછી ધીમે ધીમે ખાસ પોતાનો મત સંતમત–ફેલાવવા માંડયા. શિષ્યોની પરંપરામાં, ખાસ પ્રસિદ્ધ આગ્રાનિવાસી રાયબહાદુર સાલીંગરામ સાહેબ, પોસ્ટમાસ્તર જનરલ થઇ ગયા. તેઓશ્રી રાધાસ્વામીના અવતાર ગણાય છે. કબીરમંતને

મત, (૫) ૨૭ ધનુ મહારાજનો મત, (૬) ૨૮ દેવ સમાજ, (૭) ૨૯ બ્રહ્મ જ્ઞાન ઉપાસક પંથ, ૩૦ અગ્નિ પંથ, ૩૧ મલ્લારી પંથ, (૮) ૩૨ વિશ્વકૂસેન ઉપાસક પંથ, ૩૩ કામદેવ ઉ૦, ૩૪ કુબેર ઉ૦, ૩૫ યમ ઉ૦, ૩૬ વાયુ ઉ૦, ૩૭ વરૂણ ઉ૦, ૩૮ બિંદુને ધારણ કરનાર ઉ૦.

## ૭ મિશ્રિત× પંથો.

૧ દનીધર. ૨ દસનામી. ૩ હનુમાનન. ૪ મતંગ. ૫ નોધણ. ૬ પાલણ. ૭ વચન પંથ. ૮ ગર્ગાચાર્ય પંથ, ૯ લુપસીંગી. ૧૦ અકારી. ૧૧ સનાતની. ૧૨ બલિરાજ પંથ. ૧૩ એકેશ્વરી. ૧૪

---

(૫) નિરંજન—આ પથ મેવાડમાં છે. કોઇ કોઇ સાધુ વિરક્ત હોય છે. નિર્ગુણ નિરાકારની ઉપાસના સાથે મૂર્તિપૂજા, તિલકકંઠી બધુ ખરૂં. આ પંથના સાધુ ભાંગ ગાંજામાં ચકચૂર રહે છે. પથ ધીમે ધીમે કમતી થતો જાય છે.

(૬) ધનુ મહારાજનો મત. સિદ્ધપુરના ધનુ મહારાજે આ પથ ચલાવ્યો છે; જ્ઞાન અને ભક્તિનાં તત્ત્વો છે; બિંદુ સરોવર ઉપર તેમનું સ્થાન છે.

(૭) દેવસમાજ—બ્રહ્મસમાજના કાંઇક સ્વરૂપની આ સમાજ ખાસ પંજાબમાં છે; ભજન સારાં થાય છે; સમાજના નિયમ ઘણા ઉત્તમ છે; ગમે તેને દાખલ કરવામાં આવે છે; જ્ઞાનનું તત્ત્વ ખાસ છે.

(૮) આ પંથના દેવનું વાહન શ્વાન છે. વેદમાં **नमः श्वभ्यः श्वपतिभ्यश्च वो नमः ।** મલ્લાસુરને મારનાર પરમેશ્વર તે મલ્લારી.

× આ પંથો બહુ થોડા થોડા વિસ્તારમાં છે. જ્ઞાન અને ભજનનું તત્ત્વ વિશેષ છે.

નામદેવ પંથ. ૧૫ નરસંતી પંથ. ૧૬ પદમસી. ૧૭ મકર. ૧૮ વિષ્કર્મા. ૧૯ રયદાસી. ૨૦ સેન. ૨૧ પટ્દર્શન. ૨૨ પલ્ટુદાસી. ૨૩ ત્રિસુવેદી. ૨૪ કાર્મોલીન ૨૫ કૃષ્ણરામ. ૨૬ સધન. ૨૭ થૂહડ. ૨૮ લશ્કરી. ૨૯ ન્યારા. ૩૦ સહજી. ૩૧ કર્તાભક્ત. ૨૨ દરવેશ.

## ૮ ઇસ્લામી મિશ્રણના પંથો.

૧ પીરાણાનો મત. (૧) ૨ ઇમામશાહી પંથ. (૨) ૩ સુરાભાઇનો મત. (૩) ૪ બાલાનો મત. (૪) ૫ મહમદશાહ બાકરઅલીનો મત. (૫) ૬ નૂરશાહનો મત. (૬) ૭ ફકીરી મત-ઉર્ફ

---

(૧) પીરાણાનો મત—આ પંથને સતપંથ પણ કહે છે; તેનું મુખ્ય ધામ અમદાવાદથી સાતેક ગાઉ ઉપર છે. આ પંથના મૂળ આચાર્ય ઈમામશાહ પીર થઈ ગયા. તેમના વંશજોને, હજી પણ તે પંથવાળા આચાર્ય તરીકે માને છે. ખોજા તથા કાંઇક વોરા સિવાય મુસલમાન આ પંથમાં ભાગ્યેજ છે, બાકી બધાજ હિંદુ છે. તેમની ગાદીઓ મુકરર થઈ છે, તે ઉપર પાટીદારો સાધુ, થઇને બેસે છે; તેઓ ' કાકા ' કહેવાય છે; ' કાકા 'નો અર્થ હિંદુ મુસલમાનં સમજે તે ખરો–વાસ્તવમા અરબી શબ્દ છે; ફક્ત આચાર્ય મુસલમાન; બાકી બધી રીતે ધર્મના તત્ત્વો હિંદુનાં છે. દેવસ્થાનમાં શંકરની જળાધારી જેવી આકૃતિ કરીને પછી તેમાં લિંગને બદલે 'જ્યોતિ' રાખે છે, ને તેને 'જ્યોતિર્લિંગ' કહે છે. ત્રણુસેં ચારસે વર્ષથી સતત્ જ્યોતિઓ બે ચાર ઠેકાણે રાતદિવસ પ્રકટે છે; આ મતને ' કાકાનો મત ' પણ કહે છે.

(૨) (૩) (૪) (૫) (૬). આ પાંચે પંથો, ઉપરના પીરાણાના મતની શાખાઓ છે; ઇમામશાહીમાં બધી ન્યાતો છે, સુરાભાઇના મતમાં પાચીયા રબારી, સોની તથા કંસારા વિશેષ છે; બાલાના મતમાં ' શેખડા ' વિશેષ છે; મહમદશાહ બાકરઅલીના મતમાં, કણબી,

મત. ૧૭ મોટા પંથ. ૧૮ સત્ય કેવળ પંથ. ૧૯ બાવામીયાં સાહેબ-નો મત. (૨) ૨૦ નિરાત મત. (૩) ૨૧ દરિયા મત. ૨૨ રાંદેપીર-નો મત. ૨૩ ખોજા (૪) પંથ. ૨૪ ઈલાહી. ૨૫ મીરાં. ૨૬ બાબાલાલ.

## *૯. પાશ્ચાત્ય સંસર્ગના મતો–સમાજો.

૧ બ્રહ્મ સમાજ. ૨ પ્રાર્થના સમાજ. ૩ આર્ય સમાજ ૪ ફ્રીમેસન. ૫ થીઓસોફી. ૬ સુધારક મંડળ.

---

પુસ્તકોનું પણ પૂજન થાય છે. આ પંથમાં વલ્લભી સંપ્રદાય માફક બાળકૃષ્ણની ઉપાસના છે.

(૨) આ મતનું મોટું મંદિર–દરબાર–પતિયાલામાં છે.

(૩) આ મતનો પ્રવર્તક **નિરાત** નામનો પાટીદાર હતો. દર પૂનમે તુલસી લઇને ડાકોર જતો હતો. એક વખત કોઇ ફકીરે કહ્યું કે "પરમેશ્વર તારી પાસે છે ને ક્યાં જાય છે"! ત્યારથી **નિરાત** વેદાંતી થયો ને પંથ ચલાવ્યો. **બાપુસાહેબ** ગાયકવાડ મુખ્ય શિષ્ય હતા. સૈકા અંદરની વાત છે.

(૪) ૧૯૯૨ ના સેન્સસ રીપોર્ટમાં આ મત હિંદુધર્મ તરીકે લીધો છે. બેશક આ પંથમાં હિંદુતત્ત્વ ઘણું છે. અવતારો વગેરે માને છે, પરંતુ અંતરમાં ચુસ્ત મુસલમાન છે. આ પંથના કેટલાક ખોજાઓ ખાસ સ્વામીનારાયણના તથા બીજા સંપ્રદાયોમાં પણ છે. નામદાર **આગાખાન** તેમના મુખ્ય ગુરૂ છે. હિંદુઓને વટલાવી ઇસ્લામી કરવાની આ લોકની પ્રવૃત્તિ બહુ દેખાય છે. નહિં ખરા હિંદુ કે મુસલમાન! હમણાં બહુ ચર્ચા ચાલે છે.

* આ બધા મતો વિષે હવે પછી, પૃથક્ પૃથક્ વિગતવાર-વિવેચન આપેલું છે. ફ્રીમેસન તથા થીઓસોફી પાશ્ચાત્ય સંસ્થાઓની

# ૧૦ આધુનિક સનાતની તત્ત્વના પંથ તથા મતો.

૧ નૃસિંહાચાર્યનો પંથ. (૧) ૨ નથુરામશર્માનો પંથ. (૨) ૩ રામકૃષ્ણુ મીશન. (૩)

---

શાખાઓ છે એટલે તેમાં વર્ણાશ્રમનો ભેદ હોઇ શકેજ નહિં. બાકીની ત્રણુ સમાજોનો વેગ, કહેવાતા સુધારા તરફ બહુ દેખાય છે. વર્ણાશ્રમ અને મૂર્તિ સામે ખાસ વિરોધ છે તો પણુ તેઓમાં ધર્મનું અવલંબન તથા તત્ત્વો રહેલાં છે, પરંતુ ' સુધારાનું મંડળ ' એક નવી ન્યાત ઉભી થઇ છે, તેમાં કોઇ ધર્મ કે જાતિનું ખાસ ધોરણુ દેખાતું નથી. સુધારા કરતાં પણુ પ્રાચીનના નાશ ઉપર પ્રીતિ વિશેષ દેખાય છે. પાયા વગરની ઈમારત તેથી કીર્તિ, લોભ, અજ્ઞાન, સ્વભાવ, એમ અનેક કારણોને લઇને તાબુતની કોટી માફક કોઈ નેતા બને છે ને કોઈ અનુયાયી બને છેઃ દેશાભિમાન તથા સ્વરાજનું તત્ત્વ આગળ કરીને વર્ણાશ્રમના તથા આર્યધર્મના શત્રુની માફક વાતો ચાલે છે. ક્વચિત્ ખરા અંતઃકરણુના પણુ હશે, પણુ મોટો ભાગ તો ' ગાડરીયા પ્રવાહ' જેવો દેખાય છે. દુનિયામાં બધેજ તેમ હોય છે. "દુનીયાં ઝુકતી હે, ઝુકાનેવાલા ચાહીએ."

(૧) નૃસિંહાચાર્યનો પંથ—વિસનગરના નરસિંહરામ વિસનગરા નાગર આ મંડળના સ્થાપક હતા. આ મંડળને ' શ્રેયસ્સાધક અધિકારી વર્ગ ' કહે છે. તેમાં તત્ત્વજ્ઞાન ઉપર વિશેષ મહત્વ છે; પૂર્ણ સનાતની છે. યોગ, જપ, તપ, નીતિ વગેરે સર્વ છે. ગુરૂ પૂજનનો મહિમા વિશેષ છે.

(૨) આ મંડળ યોગ, જ્ઞાન અને ભક્તિથી પૂર્ણ છે. ભાવના બહુ વિશાળ છે. હિંદુ સિવાય બીજા પણુ શિષ્યો જોવામાં આવે છે.

(૩) રામકૃષ્ણુ પરમહંસ સ્વધામ ગયા પછી આ પંથની

૪ હિંદુ મહાસભા. (૪) ૫ લક્ષ્મીનારાયણ પંથ, (૫) ૬ બહાદર પંથ. (૬) ૭. તુલસી સાહેબ પંથ. (૭) ૮ સત્ય સમાજ. ૯ રામ-તીર્થ વૈ. સભા. ૧૦ પ્રિયતમ ધર્મ સભા. ૧૧ આનંદ સભા. ૧૨ મોક્ષ મંદિર વગેરે.

## ૧૧ *પ્રાચીન પ્રજાઓના પંથો.

૧ બાવાદેવનો મત. (૧)

---

સ્થાપના થઇ છે. સ્વામી વિવેકાનંદ હતા ત્યાં સુધી આ પંથની ચળવળ થઇ શકી નહિં. કલકત્તામાં તેમનો મઠ ખ્રિસ્તિ ધર્મના ઠાઠ ઉપર, તેવો ભવ્ય લાગે છે. પૂજા, નૈવેદ્ય, બધું ખરૂં.

(૪) હિંદુ મહાસભા—ઉપર કહેલા સુધારક મંડળોની પ્રવૃત્તિ ધર્મના નાશ તરફ છે તેની સામા આ સભા–મંડળ–ની પ્રવૃત્તિ એ નાશ અટકાવવા તેમજ ધર્મ સતેજ કરવા તરફ છે. ડુંગર ઉપર ચઢતી રેલવેનું એક 'એન્જીન' છે ને બીજું 'બ્રેક' છે.

હાલના જમાનામાં બીજા આવાં ન્હાનાં ન્હાનાં મંડળો અનેક છે, પણ તેની નોંધ લેવાની જરૂર નથી. આ સંસ્થા અમદાવાદમાં છે. આવાં નાનાં મંડળો અનેક છે.

(૫–૬–૭) આ ત્રણે પંથો આઠ દસ વરસ અંદરના છે. ત્રણે વૈષ્ણવી છે. લક્ષ્મીનારાયણ પંથનો મૂળ પુરૂષ, ડભોઇનો ગટુલાલ વાણીયો છે, રાસ વગેરે કરે છે. બહાદર પંથ, બહાદરપુરના વાણીઆએ ચલાવ્યો છે.

* આ પ્રજાઓ ઇતર દેશમાં છે તેને પાશ્ચાત્યો animic કહે છે તેવી આર્યાવર્તની કેવળ પશુમય નહિં પણ સંસ્કારી હોય છે.

(૧) બાવાદેવનો મત—આ મતનો પ્રવર્તક ફિદિયા નામનો

૨ મરૂવા મંત. (૨) ૩ ઈંદ્ર મત. (૩) ૪ અજેપાલ મત. ૫ બીજડીયા પંથ. ૬ સાજીસ્વામીનો મત. ૭ મેલડી, કામઇ, કાનલ, સવદેવ, એણુખ, ખોડીયાર, તેમ ભૂત પિશાચ, વેતાળ વગેરે માતા તથા પોતાના માનેલા દેવને માનનાર ફિરકોળ.

ગુજરાતના પાંચ લાખ ભીલોને મુસલમાન કરવા માટે ઇસ્લામી પંથવાળાઓનો વિચાર ચાલે છે એમ જણાયુ છે. આ તમામ જગલી પ્રજાઓમાં, જીવતી ડાકણુનો વહેમ વિશેષ હોય છે. કંપપણુ

---

એક જગલવાસી મનુષ્ય ઇ. સ. ૩૨૫ મા થઇ ગયો. ભીલ, નાયકા, ચોધરા, વગેરે જગલી પ્રજાના લોકો તેનના અનુયાયી થયા. પ્રથમ આ લોક સૂર્ય, ઈંદ્ર વગેરેની પૂજા કરતા. પછી "બાત્રાદેવ" નામથી દેવની ઉપાસના શરૂ થઇ. આ દેવનાં મંદિર નથી, તેમ કોઇ ઉપદેશકો નથી; ગમે ત્યાં જગલી રીતે દેવની પૂજા કરે છે. માટીના ઘોડા ચઢાવે, નાળિયેર ચટાવે, હોળી દિવાળી ઉપર માદક પદાર્થો લઇ નાચે, કુદે ને આનંદ કરે. પ્રસિદ્ધ તાંતીયા વિજતિયા, છીતીયા વગેરે આ મતના હતા.

(૨) નીલગિરિની અસલી જગલી પ્રજાઓ આ મતની કહેવાય છે. રેલ્વેના એજીનને પૂજે, ને પથ્થરને પણ દેવ કરીને પૂજે.

(૩) ઈંદ્ર મત—આ પણ જંગલી લોકોનો પંથ છે. મૂળમાં ઈંદ્ર, વરૂણ વગેરેની પૂજાનુ તત્ત્વ છે. 'મરૂવા મત' માફક મલબાર-ના પહાડી લોક પણ પુજા કરે છે.

(૪) સાજીસ્વામીનો મત—સુમારે ચારસેં વર્ષ ઉપર સાજી બાવાએ આ મત ચલાવ્યો. કોઇ રજપુત યોદ્ધાના સ્વરૂપમાં કલંકી દેવને પૂજે છે.

નુકશાન થાય તો જીવતી ડાકણે કર્યું એમ માને છે, અને તેના કારણથી ગુન્હાઓ પણ થાય છે. આફ્રિકા અમેરિકા આસ્ટ્રેલિયા વગેરેમાં જે પ્રાચીન પ્રજાઓ છે તેમના કરતાં આર્યાવર્તના પ્રાચીન લોકો, આર્યના સંસર્ગને લીધે જરા વધારે સંસ્કારી હોય છે, અને ધર્મનું કંઈક જ્ઞાન પણ વિશેષ હોય છે.

ઉપર પ્રમાણે કુલ પેટા પંથો સિવાયના બીજા ઘણા છે, પણ તેનું વિવેચન નિરર્થક જેવું છે.

આ પંથો તથા સમાજો ઉપરાંત દક્ષિણમાં તુકારામ, રામદાસ, આદિ ભક્તો થયા; ગુજરાતમાં નરસિંહ મહેતો, મારવાડ મેવાડમાં મીરાંબાઈ, ઉત્તર પૂર્વમાં તુલસીદાસ, સૂરદાસ, જયદેવ આદિ મહાન ભક્તો એકજ સૈકાની અંદરમાં થઈ ગયા; તુલસીદાસની જ્ઞાન વૈરાગ્ય યુક્ત ભક્તિ; તથા સૂરદાસ, નરસિંહ મહેતા, મીરાંબાઈ જયદેવ વગેરેની પ્રેમલક્ષણા ભક્તિ અપૂર્વ છે. આ ભક્તોને ન્યાત, જાત. સ્ત્રી, પુરૂષ વગેરે ભેદ નહોતા. પ્રભુકૃપાને બધાજ પાત્ર છે એમ આ મહાન્ સુધારક ભક્તોએ બધાએજ બતાવ્યું છે. આત્મભોગ આપીને લોકોને પ્રત્યક્ષ બોધ આપ્યો છે. વાસ્તવમાં તેમ થાય તોજ છાપ પડે. દક્ષિણમાં તુકારામ, રામદાસ સિવાય નામદેવ, એકનાથ, જ્ઞાનદેવ આદિ ઘણા જ્ઞાનીઓ તથા ભક્તો થઈ ગયા છે. દેવ મામલતદારનો ઇતિહાસ આધુનિક છતાં ચમત્કારિક છે. બંગાળાના પરમહંસ રામકૃષ્ણ પણ ઘણી ઉંચી કોટિના ભક્ત થઈ ગયા. આ મહાત્માએ ખાસ પંથ ચલાવ્યો નથી; પણ તેમના શિષ્યો,—જેમાં સુપ્રસિદ્ધ સ્વામી વિવેકાનંદ મુખ્ય હતા—એ ઘણા મઠો સ્થાપ્યા, ને યુરપ અમેરિકામાં વેદાન્ત મત ઘણો પ્રસાર્યો, હજારોને દીક્ષા આપી. સ્વામી વિવેકાનંદને યુરપ અમેરિકામાં કેટલું માન મળતું તથા પૂજાતા એનો ખ્યાલ એ હકીકત જાણ્યાથીજ આવી

ચોક. આ શિષ્યો હિંદુસ્થાનમાં તથા હિંદુસ્થાન બહાર, ગુરૂના દેહોત્સર્ગ પછી માત્ર ગુરૂ દક્ષિણાનું દેવું આપવા ખાતર સંસાર છોડી, વિરક્ત થઈ, ધર્મોન્નતિના કાર્યને માટે નિકળી પડયા હતા; તેમાં ગ્રેન્યુએટોજ ખાસ હતા. આ પરમહંસ મહારાજ કાંઇ ભણેલા નહોતા પરંતુ તેમના જ્ઞાનથી મહાન સમર્થ વિદ્વાનો પણ ચકિત થઇ જતા. તેમના શિષ્ય વર્ગમાં 'ગ્રેન્યુએટો'નો મોટો ભાગ હતો. તેઓ અપૂર્વ ભક્ત હતા. પ્રભુના નામની ખાતર નરસિંહ મહેતાની માફક, ગમે ત્યાં જવા તૈયાર હતા. બ્રહ્મો–સમાજમાં જાય ત્યાં પણ ભજનની ધૂનમાં સામેલ થઇ રંગ જમાવતા. તેમના મનમાં રાગદ્વેષને લઇને ભેદ-ભાવ હતોજ નહિં, કેમકે જ્ઞાનથી પૂર્ણ હતા.

માલસરના ગોલોકવાસી પરમહંસ માધવદાસજી મહારાજ કર્મી, યોગી જ્ઞાની–ને ભક્ત બધી રીતે પૂર્ણ હતા હજારોને શિષ્ય કર્યા. હિંદુ સિવાયના લોકોને પણ શિષ્યમાં દાખલ કરતા. સિત્તેર એંશી વર્ષનું આયુષ્ય ભોગવ્યું. તમામ ધર્મો તથા પથો ઉપર સમાન ભાવ હતો. તેમનુ બનાવેલું મદિર એક ઋષિના આશ્રમ સ્વરૂપનુ છે. ત્યાં જે જાય તેને અન્નપાણી મળે છે. ન્યાત, જાત, ધર્મ, પંથ કોઈ જાતનો બાધ લેવામાં આવતો નથી. વિદેશી ધર્મવાળા, નાસ્તિકો, જડવાદીઓ, એમ અનેક પ્રકારની વ્યક્તિઓ તેમની પાસે જતી, ને જે જાય તેમની આધિ, વ્યાધિ ને ઉપાધિ દૂર કરતા. યોગમાં પૂર્ણ હતા. એક ન્હાના બાળક માફક સતત્ આનંદમાં દેખાતા. પુરાણમાં વર્ણવેલા પરમહંસ યથાર્થ હતા; લક્ષ્મીવાન તેમ ગરીબો સર્વને પૂજ્ય હતા. ગૌરાંગ સંપ્રદાયનાં છતાં પણ પરમહંસ! સાથે વળી સંસાર વ્યવ-હારમાં અપૂર્વ કુશળતા ધરાવતા હતા. દરેક પ્રકારના મનુષ્યો માટે એક મહાન પાઠશાળારૂપે હતા. અંતિમ કોટિએ પહોંચવાથી સાંપ્રદાયિક ઝુસ્સો જોવામાં આવતો નહિં. દરેકને માત્ર પ્રેમમૂર્તિજ દેખાતા. બોધ કરવાને બદલે આદર્શરૂપે જ દેખાતા.

. હાલ ઉજ્જનમાં રહેતા ધોકા બાવા નામથી પ્રસિદ્ધ અવધૂત, તથા મહારાષ્ટ્રના સાકોરીના ઉપાસની બાવા, અહમદનગરના મેહેર બાબા, તથા પુના પાસે કેડ ગામના નારાયણ મહારાજ વગેરે ઘણા સંતોના અનુયાયીઓ સંખ્યાબંધ છે.

ઉપર પ્રમાણે પ્રાચીન, અર્વાચીન, સ્વદેશી, વિદેશી, ધર્મો તથા પંથોનું સાધારણ અવલોકન કરવામાં આવ્યું, તેમાંથી શિખ અને સ્વામીનારાયણ બનેને ધર્મની સંજ્ઞા આપવા જેવું છે, તેથી તે બંનેનું સહજ સ્વતંત્રપણે વિવેચન કરીશું, અને પછી પાશ્ચાત્ય સંસર્ગથી થએલી સમાજો તથા બીજી થોડી સંસ્થાઓ માટે પણ કંઈક કહીશું, એટલે ધર્મનું વિવેચન આપણા કાર્ય માટે પૂર્ણ થયું કહેવાશે.

## શિખ ધર્મ.

શિખ ધર્મ પણ સ્થળ સમયને લઈને સનાતન ધર્મના વિકાર સામે વાંધો પ્રોટેસ્ટ–લેનાર, સનાતનનુંજ ફરઝંદ છે. કેવળ સંસ્કૃત ભાષામાં ભજવાથીજ પ્રભુ મળે એમ નહિં, પણ ગમે તે ભાષામાં પ્રભુનું નામ લઈએ તો તે સાંભળે છે એ મુખ્ય મુદ્દો છે. હિંદુ અને મુસલમાનનો તે જમાનાનો અરસપરસનો દ્વેષ જોઈને, તેનાં પરિણામો ભયંકર દેખીને કબીર સાહેબ જે માર્ગ ઉપર ગયા હતા તેવા માર્ગ ઉપર જવાની, આ ધર્મ સ્થાપનાર ગુરુ નાનકની વૃત્તિ થઈ. આ મહાત્માએ જોયું કે મુસલમાનનું જોર વધ્યું છે, તેમનો સ્વભાવ ઝનુની છે, હિંદુઓ ધર્મચૂસ્ત પરંતુ અંદર અંદરના કુસંપને લઈને પ્રમાણમાં નબળા છે, બંનેને હવે ભેગા રહ્યા સિવાય છૂટકો નથી, બેમાંથી એકેનો નાશ થઈ શકે તેમ નથી. આ બધા સંજોગો જોઈને ગુરુએ બને વચ્ચે દ્વેષનો ભાવ છોડાવી દઈ બંધુત્વ કરાવવાનો વિચાર કર્યો. મ. ગાંધીજીના ખાસ પરિશ્રમથી સ્વરાજ્ય માટે જેમ બનેએ ભ્રાતૃભાવથી ભેગા થઈ કામ કર્યું હતું તે પ્રમાણે કરવા મનસુબો કર્યો. કુદરતની ગતિ

ન્યારી છે. સંજોગે એવા પલટાઈ ગયા કે 'ખિલાફત' માટે હિંદુઓ મુસલમાનને ભાઈ તરીકે તનમન ને ધનથી બધી પ્રકારે મદદ આપી, અને મુસલમાનો ભાઈ તરીકે 'બકરીઈદ'ની કુરબાનીમાં ગૌવધ નહિ કરવા આખા હિંદુસ્તાનના મુસલમાન સમાજ (All India Muslim League)માં ઠરાવ કર્યો, અને તેથી ભ્રાતૃભાવ દૃઢ થયો. સનાતની હિંદુઓની આંખમાં તે વખત ઉપકાર અને આનંદનાં આંસુ આવી ગયાં હતાં.

ગુરુ નાનકનો આત્મા જ્યાં હશે ત્યાં આ જોઈને કેટલો આનંદ પામ્યો હશે ? પણ પાછું ભારતનું દુર્દૈવ જાગ્યું. હાલ ભગાણુ પડયું છે, તે પાછું પ્રભુજ સાંધશે. અસ્તુ. પ્રભુ જે કરે તે સારૂંજ કરે છે.

ઉત્તર હિંદુસ્તાનમાં ક્ષત્રિય-વૈશ્ય જેવી ખત્રી જાત કહેવાય છે, તે ન્યાતના નાનક ગુરુ તથા પાછળના ગુરુઓ હતા. તે ઉચ્ચ કોટિના સંસ્કારી હતા. "ચમત્કાર વગર નમસ્કાર નહિ," તે ન્યાયે ગુરુ નાનક પણ ઈતર આચાર્યો તથા પયગંબરો, મહાત્માઓ માફક નાનપણથીજ દેવાંશીપણાના ગુણ તથા ચમત્કાર બતાવવા માંડયા.

ધર્મમાં જ્યાં જ્યાં બિગાડ જોતા ત્યાં ત્યાં નિડરપણે વાંધો લેતા, અને સામા થતા, તે સાથે સુધારા કરી બતાવી સાચી વાતનો બોધ આપતા, તથા ભાન કરાવતા. આ મહાત્માએ હિંદુસ્થાનનાં તમામ તીર્થો તથા ધામોની યાત્રા કરી હતી, તેમ હિંદુસ્થાનની બહાર જઈને મુસલમાની ધર્મની યાત્રાઓ પણ કરી હતી. આખો હિંદુસ્થાન, બ્રહ્મદેશ, અફઘાનિસ્તાન ઈરાન, અરબસ્તાન, મેસાપોટેમિયા એમ ચોતરફ નિડરપણે ફર્યા હતા. પોતાના ઉત્તમ વર્તનથી તેમ શુદ્ધ ચારિત્ર્યથી પ્રાપ્ત થએલી સિદ્ધિઓથી હરેક પ્રકારનાં માણસોને આકર્ષતા તેમ સત્ય વસ્તુ સમજાવતા.

કુદરતનો ખેલ અજબજ છે. સનાતનવેદધર્મને તારનાર

શંકરાચાર્યને જેમ સનાતનીઓજ 'પ્રચ્છન્ન બુદ્ધ' કહેવા માંડયા, અને તેમના મતને નાસ્તિકતાની પદવી પ્રાપ્ત કરવાનો પણ પ્રસંગ લાવ્યા, તેમ બન્ને કોમ વચ્ચે ભ્રાતૃભાવ કરવા માટે સ્થાપેલા ધર્મને પરિણામે, અકબરનીતિ તુટવાથી વગેરે વિકારમાંથી સંજોગોને લઇને મુસલમાન સામે વેરભાવની લાગણી ઉપર આ ધર્મનું પરિવર્તન થયું; બાકી ખુદ ગુરૂ એટલા અભેદવાળા હતા કે તેમના દેહોત્સર્ગ વખતે શબ માટે હિંદુ મુસલમાન વચ્ચે તકરાર પડવાથી તરવારો નીકળી, ત્યારે કબીર સાહેબ માફક પોતે ફુલનો ઢગલો થઈ ગયા, અને તે બંનેએ વહેંચી લીધાં. 'શિખ' શબ્દ 'શિખવવા' શબ્દનુ ટુંકું રૂપ છે. 'શિષ્ય' શબ્દના અપભ્રંશમાં 'ષ'નો 'ખ' થાય એ વાસ્તવિક છે, એટલે 'શિખ' થઈ ગયું. આ ધર્મને 'ખાલસા' પણ કહે છે 'ખાલિસા' એટલે 'શુદ્ધ'.

હિંદુ ધર્મનાં ધામોમાં, તેમજ મુસલમાનના મક્કા આદિ ધામોમાં અનેક પ્રકારના વિકાર હતા તે સમજાવીને, તથા પોતે સિદ્ધિવાળા હોવાથી પ્રત્યક્ષ પડછા આપીને જ્યાં ગયા ત્યાં લોકોને આકર્ષીને, શિખ બનાવ્યા, અને તેથીજ બંને વિરોધી જાતોએ એક નામ સ્વીકાર્યું. નિમકહલાલી, અને નીતિ એ બે આ ધર્મમાં મુખ્ય તત્ત્વો છે. આ ધર્મનો વેદ જેવો ગ્રંથ છે, તેનું નામ 'ગ્રંથ' છે. નાનક સાહેબ સાથે મરદાના નામનો ભક્ત રહેતો, તે નાનકનાં પદો ગાતો ને ફરતો; લગભગ ત્રણ હજાર પદો ગાયાં; તે બધાં પાછળથી પાંચમા ગુરૂએ એકઠાં કરીને 'આદિ ગ્રંથ' કર્યો; પાછળથી પોતે ઉમેરા પણ કર્યા છે. 'ગ્રંથ'ને 'શ્રી આદિ ગ્રંથ સાહેબ' પણ કહે છે. આ 'આદિ ગ્રંથ'નું લગભગ મૂર્ત્તિના જેવુંજ પૂજન થાય છે. 'દસ્વેન પાદશાહી' પણ તેવીજ રીતે પૂજાય છે. અરસપરસ સલામ કરતી વખત 'વાહ ગુરૂજીકા ખાલસા', અથવા 'વાહ ગુરૂજીકી ફત્તેહ', એમ બોલે છે, 'દસ્વેન પાદશાહી' નવમા ગુરૂએ બનાવેલી છે.

આ ગુરુ ઘણા દુરંદેશી તથા વ્યવહારકુશળ હતા, અને તેથી પુખ્ત વિચાર કરીને ડહાપણ વાપરીને પોતાની ગાદીના વારસાઇ હક સંબંધમાં શંકરાચાર્યની તથા મેવાડની માફક પસંદગીનું તત્ત્વ દાખલ કરીને પ્રજામત્તાક જેવું સ્વરુપ આપ્યું, ને તેથી કરીને હંમેશ ગુરુ પરંપરામાં ઉંચી કોટિના પુરુષોજ આવ્યા હતા. આ ધોરણે પોતાની હયાતીમાં પોતાના પુત્રો તથા ઇતર શિષ્યોની કસોટી કાઢીને લાયક જે પુરુષ ઠર્યો તેને ગાદી આપી હતી.

આ મૂળ ગુરુ પછીની ગુરુપરંપરામાં બીજા અંગદ માટે ખાસ નોંધ લેવા જેવું નથી. ત્રીજા ગુરુ અમરદાસ રામદાસ અર્જુનજી-ના વખતમાં આ શિખ સમાજનું રાજકીય સ્વરુપ બંધાયું. અમૃતસ-રમાં ગાદીની સ્થાપના યથાસ્થિત કરી. અત્યાર સુધી બધું શાંતિ અને અને સમાધાનીથી ચાલ્યું, એટલે ક્રાંતિના નિયમને અનુસરીને અશાંતિ પ્રકટ થઈ. બંડખોર ખુશરૂને આશ્રય આપવામાં આવ્યો! શરણાગત જાણીને; તે કારણથી, તથા દિવાનની પુત્રી સાથે પોતાના પુત્રનાં લગ્ન સંબંધ કરવા ના પાડી તે ઉપરથી આ શિખ સમાજને રાજ્ય સાથે દ્વેષ શરૂ થયો, ગુરૂને રાજ્યદ્રોહી ઠરાવ્યા, અને તેથી જુલમને પાત્ર થવા માંડયા; ગુરુનો બે લાખ રૂપીઆ દંડ થયો; આ દંડ નહિ ભરી શક-વાથી ગુરુને રીબાવી રીબાવીને મારી નાખવામાં આવ્યા.

કાંઇ પણ કૃત્ય, પછી તે સારૂં હોય કે નરસું પણ તે યોગ્ય કાળે ફળ આપ્યા વિના રહે નહિં. તાત્કાળમાં કાંઈ દેખાય નહિ, અગર સમજણ પડે નહિ, પરંતુ આઘાતનો પ્રત્યાઘાત થયા વગર રહેજ નહિ; આ પ્રમાણે વેર વધ્યું; 'હેતે હેત વધે અને વેરે વેર વધે' એ ન્યાયથી દિનપ્રતિદિન વેર વધતું ચાલ્યું.

આ ગુરુએ, આગળ કહ્યા મુજબ, 'આદિગ્રંથ' બનાવ્યો, પોતાનાં પદો પણ દાખલ કર્યાં છે. છઠ્ઠા ગુરુ હરગોવિંદસિંહ કેદમાં

પડયા તે પાછા છૂટા પણ થયા. સાતમા હરરાય તથા આઠમા હરકિશનના વખતમાં નોંધ લેવા જેવું ખાસ કાંઇ નથી.

નવમા ગુરૂ તેગબહાદુરનું ચરિત્ર ઘણું ધ્યાન આપવા યોગ્ય છે. તેઓશ્રીના વખતમાં વેર અતિશય વધી પડયું. મુસલમાની રાજ્યમાં તે સમયમાં હિંદુઓને વટલાવવા બહુ ત્રાસ કરવામાં આવતો હતો, તેથી બ્રાહ્મણો ગુરૂ પાસે ગયા, અને આર્જવ કર્યો, ત્યારે ત્રિકાળ જ્ઞાની ગુરૂએ જોયું કે મારૂં પોતાનું બળિદાન આપીશ તોજ કાર્ય સિદ્ધ થશે, કેમકે શિખ લોકો તે સિવાય ઉશ્કેરાશે નહિં; અને જુલમનો અંત આવશે નહિં. આ પ્રમાણે પોતાની જાતનોજ 'નરમેધ' યજ્ઞ આરંભ્યો. બ્રાહ્મણોને કહ્યું કે "બાદશાહને કહો કે "અમારો ગુરૂ મુસલમાન થાય તો અમે થઈએ." આ ઉપરથી બાદશાહે ગુરૂને બોલાવ્યા. વાંચનાર સહજમાં અનુમાન કરી શકશે કે આ બાદશાહ તે બીજો કોણ હોય? પોતાના પગ ઉપર કુહાડાનો ઘા કરનાર ઔરંગઝેબ સિવાય કોણ હોઈ શકે? લૉર્ડ કર્ઝને જેમ હિંદીઓને અપમાન કરીને ઉશ્કેર્યા તેમ આ બાદશાહનું વર્તન હતું. જેમ દક્ષિણમાં ત્રાસ કરવાથી શિવાજી શત્રુ ઉભો કર્યો હતો, રજપુતાનામાં મેવાડના રાજસિંહની આગેવાની નીચે રજપૂતોને ઉભા કર્યા હતા, તેમ પંજાબમાં આ શિખોને શત્રુ કર્યા. 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' નો આ પ્રત્યક્ષ દાખલો છે. ગુરૂએ 'ખાલસા' લશ્કર જમાવ્યું. ખાલસા એટલે શુદ્ધ–પવિત્ર: દરેક નામ પાછળ 'સિંહ' રાખવા ઠરાવ્યું, ગુરૂએ ઘણી લડાઇઓ લડીને પરાક્રમો કર્યા; અને ઔરંગઝેબને સારી પેઠે હંફાવ્યો. આ વિગ્રહને પરિણામે આ શિખ લોકોનું એક જબરજસ્ત પ્રજાકીય સ્વરુપ બંધાયું, અને એક નવી શક્તિ ઉત્પન્ન થઇ, અને આગળ જતાં પંજાબનું રાજ્ય મેળવ્યું: અફઘાનોને હરાવી સ્વતંત્ર થયા. રણજીતસિંહની કીર્તિ હજી તાજીજ છે. ઈંગ્રેજ સરકાર સાથે પણ લડાઈ કરી: ઈંગ્રેજ સરકારને પોતાની શક્તિ બતાવી પણ ખરી;

અને સમજુ વણિકવૃત્તિવાળી શાણી સરકારે તેમને હથિયારને બદલે શાંતિ, ઇન્સાફ આદિ સદ્‌ગુણોથી વશ કર્યા. હાલ પણ સરકારી લશ્કરમાં શિખનું મહત્વ મશહૂર છે. હમણાં સ્થાનિક અમલદારોએ આ લોકને તથા પંજાબના બીજાઓને નારાજ કર્યા હતા, પણ શાણી સરકારે પાછું રસ્તે પાડી દીધું. જો આ પ્રજાને ઈંગ્રેજ સરકારે સામ, દામ, દંડ અને ભેદથી વશ ન કરી હોત તો તે કદાચ હિંદુસ્તાનનની પણ માલીક થઈ પડી હોત, અને ઇતિહાસ બીજોજ થાત. હાલના હિંદુસ્થાનનું ભવિષ્ય તો કોઇથી કહી શકાય તેમ નથી–ઇશ્વર ઇચ્છા.

આ લોકોએ સરકારની સત્તા કેવી રીતે સ્વીકારી વગેરે બાબત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આખી દુનિયાની પ્રજાઓ શિખ યોદ્ધાનાં વખાણ કરે છે.

આ ગુરુએ ભવિષ્યનો વિચાર કરીને પોતાની પાછળ ગુરુ નામ બંધ કર્યું, અને ગ્રંથ સાહેબને ગુરુ ગણી પૂજવા ફરમાન કર્યું. 'દસ્વેન (દશમી) પાદશાહી' પોતે બનાવી. આ ગ્રંથ આદિગ્રંથ કરતાં જુદાજ માર્ગ ઉપર છે; કેવળ હિંદુધર્મ અને પુરાણોની વાતો છે; ત્યારથી લગભગ આ ધર્મ હિંદુધર્મ જેવો થઇ ગયો. પોલીટીકલ કારણથી મૂળ ગુરુએ શિખધર્મ ચલાવ્યો, પરંતુ રક્તમાં હિંદુધર્મ હોવાથી પાછા મૂળ સ્વરુપ ઉપર આવ્યા. પૃથ્વી પણ શું ગોળ નથી? પોતે દુર્ગાના ઉપાસક હતા, તમામ ગુરુઓ સનાતની હતા, તેમ ઇષ્ટના ઉપાસક હતા. તેમના વંશજો હજી પણ તે જ માર્ગ ઉપર દેખાય છે. મૂર્તિ સામે ખાસ વિરોધ નહિં, માત્ર ગ્રંથને ખાસ માન આપવાનું તત્ત્વ આગ્રહપૂર્વક છે, પછી ગમે તે દેવને માને તેની મનાઇ નથી. ગુરુઓમાંથી કોઈ દેવીના તો કોઈ બીજા દેવના ઉપાસક હતા; માત્ર હમણાં પાછો વિરોધ દેખાય છે. પ્રભુ જાણે કોણ કરાવે છે. કાળજ સર્વનું કારણ છે.

શિખ ધર્મના પાંચ કક્કા પ્રસિદ્ધ છે. કેશ, કંગવા (કાંસકો), કૃપાણ (કોઈ પણ તીક્ષ્ણ હથિયાર) કડા (હાથે લોઢાનું કડું પહેરે છે તે), અને કચ્છ (એક જાતની ચડ્ડી). આ દરેક વસ્તુમાં વ્યવહારિક અને રાજકીય કુનેહ ઉપરાંત ગુપ્ત જ્ઞાનનાં બીજ પણ છે. આ પાંચ કક્કા પણ નવમા ગુરુના હુકમથી થયા છે. 'ખાલસા' પણ તેમનીજ કૃતિ છે.

વસ્તીપત્રક ના કામે તથા બીજી રીતે કેટલાક પાશ્ચાત્યોનો પ્રથમ પ્રયત્ન એવો હતો કે શીખ હિંદુ નહિ પણ ઇતર જાત છે. પ્રતિનિધિત્વના હકની ખાતર શિખ, જૈની, બ્રાહ્મણેતર, અસ્પર્શ્ય, પછાતવર્ગ એમ અનેક તડ પાડી નિર્બળ થએલા હિંદુત્વને નિર્બળ વધારે કરવાનો આ પોલિટિકલ પ્રયાસ હિતેચ્છુઓનો દેખાય છે, પરંતુ ઉપર બતાવ્યું તેમ તે હિદુ તો શું પણ શુદ્ધ હિંદુ છે. હિંદુ સિવાય બીજા કોઇનું ખાય નહિ, માત્રા 'પહોલ' મંત્ર લીધેલા થોડામાં અરસપરસ રોટી વહેવાર ખરો. હરદ્વાર કાશી વગેરેની યાત્રાઓ ખાસ કરે છે. હિંદુ જેવી પ્રત્યક્ષ નાતજાત તેમનામાં નથી, એટલે કે વૈષ્ણવી બ્રહ્મસમર્પણ જેવો 'પહોલ'નો મંત્ર જેમને મળે તેમાં ન્યાત જાત ભેદ નથી, બાકી તે સિવાયનામાં વર્ણભેદ બરાબર છે; બધાજ ક્ષત્રિય-લડાયક જાતના છે, તોપણ વર્ણભેદ એક રીતે તેમનામાં ચતુર્વર્ણના ધોરણનો દેખાય છે. સ્વરૂપાંતરે મૂર્તિપૂજા પણ છે. ગુરુઓ બધા ચૂસ્ત હિંદુ તથા સનાતની હતા; હજી પણ ગુરુવંશના તેવાજ છે; વેદ, દેવ, ધામ અને તીર્થ બધાને માને છે. ગાયને તો હિદુ કરતાં પણ વધારે પૂજે છે; ગુરુઓ બધા દેવી ઉપાસક હતા. ૧૮૯૭ ના જુન મહીનામાં, Hindu Jubilee Technical Institute ની સભામાં શિખ લોકોના ધર્મગુરુ બાબા ખેમસિંગ બેડીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે 'શિખ તે ચુસ્ત હિંદુ છે'. દેશના રક્ષણ માટેજ ગુરૂ ગોવિંદસિંહે લડાયક વર્ગ ઉભો કર્યો હતો. જૈનોને પણં હિંદુથી છુટા પાડવા કેટલાકનો

પ્રયત્ન હતો, તે પણ આવી રીતે નિષ્ફળ ગયો. તેઓ હિંદુ શિવાય કોણ હોઇ શકે? અંતે સત્ય તે સત્યજ રહેવાનું.

હમણાં હમણાં સુધારકોના ઉત્સાહમાં 'નાનકાના' મંદિરમાં થયેલાં ખુનોની હકીકત મશહૂર છે. ત્યારપછીની ચળવળ પણ હજી સુધી ચાલે છે. પ્રભુની શી મરજી છે તે પ્રભુજ જાણે! આ મંડળમાં ફિરકાઓ બહુ છે. ગુરૂના વંશજો હજુ પણ શિખોનો પૂજ્ય છે. આ બેદિ પોતે સનાતન ધર્મ પાળે છે, ને સાથે નવા થતા શિખને દીક્ષા પણ આપે છે. ગુરૂઓ બધા ઇષ્ટ દેવદેવીના ઉપાસક હતા તેવી રીતે તેમના વંશજો હાલ પણ દેખાય છે.

## સ્વામીનારાયણનો ધર્મ.

નામદાર બ્રિટિશ સરકારની સત્તાની સાથેજ ઉદ્ભવવા પામેલો આ ધર્મ ગુજરાતમાં, અને તેમાં પણ કચ્છ કાઠિયાવાડમાં ખાસ પ્રસર્યો, અને ધીમે ધીમે એક સંપ્રદાયના સ્વરૂપમાં આવ્યો છે. આ ધર્મનો પાયો અ૦ નં૦ ૪ ના વિશિષ્ટાદ્વૈતના સિદ્ધાંત ઉપર છે, તેમ તેનાં સિદ્ધાંત તથા તેનાં સાધનો અ૦ નં૦ ૪-૫-૬ ના વૈષ્ણવી સંપ્રદાયોનાંજ છે; પ્રાપ્તવ્યમાં મોક્ષ તે 'અક્ષર ધામ'ની પ્રાપ્તિ રૂપ છે. આ રામાનુજ સંપ્રદાયના ફાંટાવાળા ધર્મમાં વૈરાગ્ય સાથેની ભક્તિ મુખ્ય છે.

આ સંપ્રદાયના મૂળ આચાર્ય શ્રી સહજાનંદ મહારાજ ઉત્તર હિંદુસ્થાનના વતની હતા. કૃષ્ણ ભગવાનની ભક્તિમાં, અદ્વૈતના અભેદમાં, સ્ત્રી પુરુષના એકત્વમાં એમ અનેક પ્રકારે કાળે કરીને વિકાર થવાથી, અજ્ઞાન અને ગેરસમજ થવા માંડી. શિવની ભક્તિમાં તથા ઇતર વૈષ્ણવોમાં પણ સ્થળ સમયના બળથી અભક્ષ્યાભક્ષ્ય, અજ્ઞાન નૈતિક શિથિલતા તથા આળસનો પ્રવેશ વિશેષ થયો હતો. પેશ-વાઇની પડતી સાથે હિંદુત્વની પડતી પણ આવી. આવા સંજોગોમાં વળી

રાજ્યોના અંદર અંદરના ઝઘડાથી તેમ મુસલમાનો સાથેના ઝઘડાથી ચોતરફ અશાંતિ હતી; ઇંગ્રેજ સરકારના પગ સ્થિર થતા હતા; અનાચાર, લુટફાટ એમ ગુજરાતના કોળી ઠાકરડા તથા કાઠીઆવાડના કાઠી, આયર, મેર મિયાણા વાઘેર, રજપૂત વગેરે જાતો અધોગતિને પામતી જતી હતી. આ સ્થિતિ હોવાથી પ્રભુની કૃપાથી 'ધર્મ સંસ્થાપના'ની પ્રતિજ્ઞા સાર્થક કરવા આ સંપ્રદાયનો પ્રાંદુર્ભાવ થયો; સ્ત્રી પુરુષનો ભેદ પૂર્ણ રીતે કર્યો; દર્શન માટે બંનેને જવા આવવાના માર્ગ પણ જુદા રખાવ્યાં; એ વર્ષની બાળકીને અડકવાથી સાધુ–બ્રહ્મચારીને ઉપવાસ પડે; એવડી બાળકીને પણ ડોશી કહીને બોલાવે!

આચાર્યને મુસીબતોમાં મણા હતી નહિ, પરંતુ શાંતિથી સહન કરીને લોકહિતનું કાર્ય કર્યું, આચાર્યનું યોગબળ, મનોબળ બહુ ઉગ્ર હતું; આકર્ષક શક્તિ અજબ હતી, યોગબળથી અપૂર્વ સિદ્ધિ મેળવી હતી, ને તેથી માણસો એકદમ આકર્ષાતાં; ધર્મનું નામ ન સમજે તેવા લોકોને પણ ઠેકાણે આણ્યા. ગુરુ સેવાનો આ સંપ્રદાયમાં અથાગ મહિમા છે. ગુરુ પણ એવા યોગી થઇ ગયા કે દરેક સ્વામીનારાયણના ધર્મવાળો હજી પણ દઢતાથી માને છે કે "અંતકાળે મહારાજ જરૂર દર્શન આપીને અક્ષર ધામમાં લઇ જશે." ગુરુને સાક્ષાત્ ભગવાન માનેલા છે.

## અર્વાચીન સમાજો તથા સંસ્થાઓ.

બ્રિટિશ અમલ શરૂ થવા સાથે તેમનાં સાહિત્ય, ભૌક્તિશાસ્ત્રો, તેમનો ખ્રિસ્ત ધર્મ, તથા તેઓના પાદરી વગેરેનો પ્રયત્ન અને ખુદ પાશ્ચાત્યોના પ્રત્યક્ષ સંસર્ગથી હિંદુસ્થાનમાં નવી કેળવણી પામેલા ઉત્સાહી ગૃહસ્થોએ કેટલીક સમાજો તથા સંસ્થાઓ સ્થાપી છે.

આ સમાજોના પ્રકટ થવામાં પણ 'ધર્મ સંસ્થાપનાનો પ્રભુનો

સંકલ્પજ મુખ્ય છે, બેશક તેમાં કાંઇ ખામી નથી અગર તેમાં ગેર-સમજ અને વિકાર એકદમ થયાં નથી એમ નથી, પરંતુ સત્ય જ્યાં હોય ત્યાં સત્યને માન આપવું જોઇએ, અને ગ્રાહ્ય પણ કરવું જોઇએ. આપણા પોતાના સિવાયનું બાકીનું બધું તિરસ્કારને પાત્ર કરવું એ શસ્ત નથી. 'સોળપચાં પંચાસી' એમ એક માણસ હિસાબ ગણતો હતો. ત્યાં એક બાળક બોલ્યું કે 'ના એંશી', ત્યારે પેલો વૃદ્ધ કહે કે 'તું બાળક શું સમજે!' આવી ચેષ્ટામાં કાંઇ અર્થ છે? દ્વંદ્વનો કાયદો સર્વત્ર છે. સારૂં નરસું મિશ્રિતજ હોય.

પાશ્ચાત્ય ઉન્નતિને અનુસરીને પશ્ચિમનો સંસર્ગ લાગ્યો, પવન ફુંકાયો, પછી અગ્નિ પ્રકટતાં દાવાનળ પણ થઇ જાય તો તેમાં આશ્ચર્ય શું?

એકતરફ આ નવાં તત્ત્વોનો ઉદ્ભવ થવા માંડ્યો, અને બીજી તરફ દેશી સામ્રાજ્યો શિથિલ થયાં; ધર્મને રાજ્યાશ્રય મળતો શિથિલ થયો; ધર્મનું જ્ઞાન મંદ થયું, એટલુંજ નહિ પરંતુ નવી કેળવણીમાં, પોતાનો ધર્મ નઠારો છે એમ શિક્ષણ મળ્યું; નવાથી અંજાઇ ગયા અને પોતાનું રહસ્ય નહિ સમજતાં ખ્રિસ્તિ ધર્મ પ્રસરી જશે અને હિંદુપણુ નાશ પામશે એ બીકમાં શુદ્ધબુદ્ધિથી તેમાં કેટલાક આકળા, અધીરા અને અધુરા કુદી પડ્યા; કુદરતનો ક્રાંતિકાળ કહીએ તોપણ ચાલે. આ પ્રમાણે જેમ કુદરતમાં સારૂં નરસું મિશ્રિતજ હોય છે, તેમ દ્વંદ્વથી ભરેલા નવા પંથ અને સમાજો પ્રકટ થવા માંડ્યાં; તેમાં નીચેની સંસ્થાઓની નોંધ લેવા જેવી છે.

૧. બ્રહ્મસમાજ:—આ પંથ અગર સમાજ બંગાળામાં પ્રકટ થઇ છે. ઇ. સ. ૧૮૩૦ માં રાજા રામમોહનરાયે શરૂ કરી.

૨. પ્રાર્થના સમાજ: આ પંથ અગર સમાજ બ્રહ્મસમાજનું બાળક છે. મુંબાઇ ઇલાકામાં મુખ્ય, પુના તથા અમદાવાદમાં

પ્રાર્થના સમાજો સ્થપાઈ છે. બ્રહ્મસમાજ સંવત ૧૮૮૪ માં સ્થપાઇ અને પ્રાર્થના સમાજ પ્રથમ મુંબઈમાં સંવત ૧૯૨૪ માં સ્થપાઈ.

૩. આર્યસમાજઃ—આ પંથ આખા હિંદુસ્તાનમાં છે. પરંતુ વિશેષ બળ ઉત્તરમાં છે. મૂળ આ સમાજના સ્થાપનાર કાઠીઆવાડમાં મોરબીના દયાનંદ સ્વામી છે.

૪. ફ્રીમેસનઃ—આ ગુહ્ય પંથ આખા હિંદુસ્થાનમાં તો શું પણ આખી સૃષ્ટિમાં છે. એમ કહીએ તો ચાલે. યુરપ તરફથી અહિં આવેલો છે. આ મંડળના સભાસદ ઘણે ભાગે પૈસાપાત્ર તથા વગદાર હોય છે.

૫. થિઓસોફિ:—આ પંથ પણ યુરપથી આવેલો છે. રૂશિયાની એક સ્ત્રી, મૅડમ બ્લેવટ્સ્કિ એ હિંદુસ્થાનમાં સ્થાપ્યો છે. આ પંથમાં પણ તમામ જાતો છે. ખાસ ધર્મ કે પંથ નથી, પરંતુ સર્વ ધર્મનું એકીકરણ અગર દઢીકરણ જેવી સંસ્થા છે. ગમે તે ધર્મ પાળો પણ તેમાં સમજીને સજ્ઞાન થવાનુંજ સૂત્ર છે.

ઉપરના પંથો તથા સમાજો કાંઇ સંપ્રદાયના સ્વરૂપનાં નહિ હોવાથી તેમનું ખાસ નિરુપણ કરવાની જરૂર નથી, પરંતુ આ મંડળ અગર સમાજો માટે બે બોલ હાલના જમાના માટે ઉપયોગી થયા વિના નહિંજ રહે માટે થોડું સંક્ષેપમાં કહીશું.

ચાલતા સ્વધર્મથીજ સમાજની ઉન્નતિ થતી નથી, અને ઉલટી અધોગતિ થઇ છે માટે દેશની ઉન્નતિ ખાતર સંપ ઐક્ય વગેરે હેતુથી સ્થપાએલી નં. ૧–૨–૩ બ્રાહ્મોસમાજ, પ્રાર્થના સમાજ. તથા આર્યસમાજ, એમ ત્રણેનો ઝઘડો સામાન્ય રીતે મૂર્તિપૂજા, પુનર્વિવાહનો પ્રતિબંધ તથા જ્ઞાતિબંધનની સામે છે. બ્રહ્મોસમાજ એ ખ્રિસ્તિ ધર્મનો

પડ્યો છે. પ્રાર્થનાસમાજ બ્રહ્મોસમાજની નકલ છે, અને આર્યસમાજ એ બધાનું મિશ્રણ છે. આ ત્રણ સિવાયનાં બાકીનાં બે મંડળોમાં તો જ્ઞાતિભેદ અગર વર્ણભેદ હોઈ શકેજ નહિ, કેમકે યુરપની સંતતિ છે. પ્રથમની ત્રણ સમાજોની પ્રવૃત્તિ પુનર્લગ્ન તરફ તથા મૂર્તિપૂજન વિરૂદ્ધ વિશેષ છે, અને તેમાં વળી આર્યસમાજની પ્રવૃત્તિ ખ્રિસ્તિ મુસલમાની ધર્મની માફક બીજાઓને પોતાના ધર્મમાં લેવાની વિશેષ છે.

ખ્રિસ્તિ ધર્મના બહારના આડંબરથી તથા એકંદર વિલાયતીના ભપકાથી અંજાઈ જઇને શરૂમાં બ્રહ્મોસમાજ થઇ, પરંતુ કુદરતની બલિહારી છે. ખ્રિસ્તિ ધર્મના આડંબરથી કેટલાક અતિઉત્સાહમાં અંજાઇ ગયા ખરા પરંતુ હિંદુત્વ છોડ્યું નહિ, અને ખ્રિસ્તિ થવાનો અટકાવ કરવા માટે જાણે કે આ સમાજ એક ઉપાય થઇ પડી. બાપ પાસે દાદીના સીમંતનો હિસાબ માગ્યો, પણ બાપ અને દાદીનો અસત્કાર કર્યો નહિ.

આ સમાજો તે તે વખતે સારા હેતુથી જાણે કે ધર્મ સંસ્થાપનાના સંકલ્પ પ્રમાણેજ થઇ, પરંતુ કુદરતના નિયમને અનુસરીને વિકાર પણ તરત થયા. અને હવે લોકની આંખ ઉઘડી કે એમ રઘવાટ તથા ઉતાવળ કરીને વગર સમજથી સમાજો થાય તે કેમ ટકી શકે ? વખતોવખત આ કારણથી તેમાં ફેરફાર થયા ને થાય છે. પાછો પવન સનાતન ધર્મનો થયો, અને હાલ વળી પાછી ક્રાંતિ દેખાય છે.

હવે પ્રત્યેક સમાજ તથા મંડળ માટે પૃથક્ પૃથક્ બે બોલ કહીએ.

## બ્રહ્મસમાજ.

આનું ખરૂં નામ ' બ્રહ્મસમાજ ' છે, પરંતુ બંગાળામાં ' આનો ઉચ્ચાર, ' ઓ ' જેવો કરવામાં આવે છે, તેથી બ્રહ્મોસમાજ કહેવાય

છે. આ સમાજનો સ્થાપનાર મૂળ પુરુષ રાજા રામમોહનરાય હતો. તેમનો જન્મ સને ૧૭૭૪ માં થયો હતો. ઉત્તમ બ્રાહ્મણ કુળનો પૈર્ણય હતો. સંસ્કૃત, આરબી, ફારસી એમ ઘણી ભાષાનું એમને જ્ઞાન હતું. સોળ વર્ષની ઉમ્મરે તેણે મૂર્તિપૂજા વિષે પુસ્તક લખ્યું, આ મૂર્તિ સામેનો વિરોધ ખાસ ખ્રિસ્તિ ધર્મના સંસર્ગથી અને ખ્રિસ્તીઓની મૂર્તિ માટે સમજ વગરની નિંદાથી ઉત્પન્ન થયો હતો; પુસ્તક લખ્યા પછી તરત આ નર ટિબેટ ગયો, અને 'લામા' માટે ખુલી ટીકા કરી કે "માણસ તે પરમેશ્વર થાયજ કેમ?" ટિબેટમાં બુદ્ધ ધર્મ જોયો; બધા ધર્મોમાંથી તત્ત્વ કાઢવાનો તેમનો પ્રયત્ન હતો; તે પરિશ્રમના પરિણામે આખર ઇ. સ. ૧૮૩૦ માં બ્રહ્મોસમાજ સ્થપાઈ.

સ્થાપનારનો ઉદ્દેશ અજ્ઞેય, નિર્વિકલ્પક ઇશ્વરની ભક્તિ કરવાનો હતો. આગળ કહ્યું તેમ ખ્રિસ્તી ધર્મની બાહ્યરંગની છાયા પડવાથી તેની નકલ કરી પણ હિંદુત્વ અગર હિંદુધર્મ છોડયાં નહિ; ન્યાતજાત વિરુદ્ધ છતાં હિંદુ ધર્મનાં મૂળ તત્ત્વોને છોડ્યાં નહિ; સભામાં વેદ વંચાતા હતા; એકંદર હિંદુત્વ ગયું નહિ.

આ મહાન પુરુષની દૃઢ માન્યતા હતી કે ધર્મથીજ દેશનો ઉદ્ધાર થઇ શકે, માટે ધર્મ માટે તેની તીવ્ર લાગણી હતી; આ પુરુષની પ્રવૃત્તિ એકદેશીય નહિ પણ ચોતરફની હતી.

સ્વદેશી એટલે બંગાળી ભાષા ખીલવવા માટે તેમનો પ્રયત્ન પ્રથમનો પણ ભગીરથ હતો. દેશહિત માટેની ચળવળ હાલ જે કાંઈ જોવામાં આવે છે તેનો મૂળપુરુષ આ નરરત્ન હતો એમ કહીએ તો ચાલે તેમ છે. ઈંગ્રેજી શિક્ષણનું ઉત્તેજન આપનાર, 'સતી'નો રિવાજ બંધ કરાવનાર, સ્ત્રીઓના હક માટે લડનાર, અને છેવટે ધર્મને પણ સુધારવાની મહેનત કરનાર આ નર હતો. સને ૧૮૧૩ માં તેણે ધર્મના વાદ માટે 'આત્મીય સભા' સ્થાપી; તે બે વર્ષ પછી બંધ

પડી. એક અંગ્રેજ મિશનરી આ નરને વંટલાવવા જતાં પોતેજ વંટલાઇ ગયો; એટલુંજ નહિ પણ તેમનો મુખ્ય શિષ્ય અને ઉપદેશક થઇ પડયો. ઉપરની સભા સ્થાપી તે અવલ પણ ઇ. સ. ૧૮૧૨ માં 'એકેશ્વર વાદ'નો બોધ કરવા તેણે 'યુનિટેરિયન સોસાઇટી' સ્થાપી, તેમાં આ અંગ્રેજ પાદરી વુલિયમ એડમ ( Williim Adam ) આગેવાન હતો, તથા તેમાં બીજા અંગ્રેજો પણ હતા. આ પાદરીની સલાહથીજ એક સ્વતંત્ર સભા ભરવાનું ઠરાવ્યું; સભા પોતાને ઘેરજ ભરી; આ સભા તે જ બ્રહ્મોસમાજનો પૂર્વરંગ કહી શકાય; દર શનિવારે વેદ વંચાતા અને ઉપાસના થતી હતી; જનમંડળ વધતું ગયું એટલે એક ભાડાનું ઘર લીધું; તેમાં સને ૧૮૨૮ ઑગસ્ટની તા. ૨૦ ના રોજ પ્રથમની સભા ભરાઇ, તે સભાને 'બ્રહ્મોસમાજ' કહીએ તો ચાલે. બાદ સમાજ વૃદ્ધિ પામી; તેથી એક ફંડ ઉભું કરીને તેમાંથી એક મકાન બંધાવ્યું; તેમા તા. ૨૩ જાન્યુઆરી ૧૮૩૦ ના રોજ 'બ્રહ્મોસમાજ'નું મુહૂર્ત કર્યું; એટલે કે ખરી બ્રહ્મોસમાજની ઉત્પત્તિ તથા સંજ્ઞા ત્યારથી ઉત્પન્ન થયાં.

આ નવા સંપ્રદાયે લોકોને ખળભળાવી મૂક્યા, રામમોહનરાયને વિટંબણાની મણા રહી ન હતી, છતાં ઈશ્વરની ઇચ્છાથી સમાજ વૃદ્ધિ પામતી ગઈ; બાદ દેવેન્દ્રનાથ ટાગોર તેમાં ઈ. સ. ૧૮૪૩ માં દાખલ થયા, અને કેટલાક સુધારા તેમણે કર્યા. પાપનિવારણ, ક્ષમા, સારાં કામ, ધ્યાન અને ભક્તિ એ બધાં ધર્મનાં કાર્ય છે; આત્મસમર્પણ એજ ખરો ભોગ અને શુદ્ધ અંતઃકરણ એજ દેવળ છે એમ ઠરાવ્યું; સાતે સોગન લેવાનું ઠરાવ્યું; ખ્રિસ્તી ધર્મની નકલ કરવામાં આ બધી ધામધુમ થઈ, પરંતુ મર્મ તો હિંદુજ કબૂલ રહ્યો; ત્યાર પછી ઇ. સ. ૧૮૬૫ માં પ્રસિદ્ધ સુધારક કેશવચંદ્રસેને પોતાના વિચારો બહાર પાડ્યા, તે ઘણાજ બેહાર પડતા હતા; ન્યાતજાત એકદમ કાઢી નાખવા જુસ્સો કર્યો; તેમ તેમાં વિરોધ પણ પુષ્કળ મળ્યો; લગ્નક્રિયામાં સુધારો કર્યો. આ પ્રમાણે સુધારાનો પવન જોસભેર ફુંકાવાથી સમાજમાં

બે ભાગ પડ્યા, તે વખત પ્રથમની જુની સમાજ આદિબ્રહ્મોસમાજ કહેવાઈ. હિંદુઓને 'આરંભશૂરા'નો ખિતાબ મળે છે તે અન્વયે, અગર તો સુધારકો દીર્ઘધ્વનિઓ કરે પરંતુ પ્રસંગ આવે પાણીમાં બેસી જાય છે એ આક્ષેપ અન્વયે, અગર તો પછી કેવળ અંધસ્વાર્થની ખાતર પોતાની નાની બાળકીને કુચબિહારના રાજા સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું, તેમ તે લગ્નમાં લગ્નક્રિયા જુની પદ્ધતિથી કરી તે વખતથી કેશવચંદ્રની સારી પેઠે નિંદા થઇ, ને તેનું વજન ઘટયું. ઇ. સ. ૧૮૮૪ માં તેના મરણ પછી તેના પક્ષવાળાઓએ વધારે જુસ્સા ભરેલો સમાજ કાઢયો. આ પ્રમાણે ત્રણ બ્રાહ્મોસમાજ થઇ. આ ત્રીજીનું નામ "સાર્વજનિક" અગર સાધારણ બ્રહ્મોસમાજ પડ્યું. આ સમાજના સભ્યો ઘણા ચૂસ્ત છે; તેમાં ખ્રિસ્તી 'પ્રેસ્બિટીરિયન' જેવી પદ્ધતિ કાંઇક અંશે દેખાય છે. કેશવચંદ્રસેનનું મંતવ્ય હતું કે તેની મા 'જૉન ધી બેપ્ટિસ્ટ'–જેના ઉપરથી ખ્રિસ્તી ધર્મની ક્રિયા 'બેપ્ટિઝમ્' કહેવાય છે, અને જેની પાસે ક્રાઇસ્ટ 'બેપ્ટિઝમ્' લેવા ગયા હતા ત્યારે તેને નિષ્પાપ જોઇને ઉલટું તે પોતેજ ક્રાઇસ્ટના પગે પડ્યો હતો–નો તથા ચૈતન્ય પ્રભુનો અંશ છે.

ઉપરના આગેવાનો ઘણાજ તીવ્ર તથા ઉગ્ર ઉત્સાહી અને દૃઢ ભક્તો હતા; તેમનું વર્તન ઉંચી કોટિનું હતું; તેમની શ્રદ્ધા નિર્ગુણ નિરાકાર ઈશ્વર ઉપર હતી, પરંતુ પૂર્ણ સમજ વગરનું કરે તેમાં શો અર્થ હોય? ઈસ્લામી તથા ખ્રિસ્તી તત્ત્વના ધોરણે ઇશ્વર નિરાકાર ખરો તેમ તેમની માફક પાછો કંઇક સગુણ પણ ખરો. નિરાકારને ભજવાનો ઠરાવ કર્યો પણ પાછો ભજતી વખતે સગુણ કરવો પડયો. ગુણનું વર્ણન કરવા માંડ્યું ત્યાં નિર્ગુણ કેમ કહી શકે? 'નિરાકાર' કહીને પાછો સાકાર રૂપે ધ્યાન ધરે; ગુણ આપ્યા પછી આકાર વગર કેમ ચાલે? આ બધું 'વંધ્યાપુત્ર' તેમ 'વદતોવ્યાઘાત' જેવું લાગે છે, પરંતુ તેના પણ ખુલાસા થઇ શકે છે. સગુણ કહે અને પાછો

નિરાકાર કહે તે માત્ર મૂર્તિપૂજાના દ્વેષમાંજ હોવું જોઇએ.

એમ કહેવાય છે કે રામકૃષ્ણ પરમહંસને કેશવચંદ્રસેન સાથે સમાગમ થયો હતો; બનેના માર્ગ જૂદા હતા, પરંતુ ભક્તિમાં તેમનું ક્ષેત્ર સામાન્ય હતું. કેશવચંદ્રસેન પરમહંસ પાસે જતા, અને પરમહંસ તેમની સમાજમાં જતા. ભકિતની ધૂન બન્નેને સામાન્ય હતી. બંગાળાનાં ભજનનો ખ્યાલ ગુજરાતના ગૃહસ્થોને આવી શકે તેમ નથી. હિસાબથી કામ કરનાર, કાર્યદક્ષ, વ્યાપારી ને વ્યવહાર કુશળ ગુજરાતમાં ભકિતની ઉંડી ભાવના ક્વચિત્ ખરી, પરંતુ બાહ્ય આડંબરનું આકર્ષણ વિશેષ દેખાય છે; વ્યવહાર કુશળ વણિક્‌વૃત્તિ હોવાથી અંતરના ઘા બહુ હોઇ શકે ખરા? આપણી પ્રાર્થનાસમાજનાં ભજનથી બંગાળાની સમાજનાં ભજનનો ખ્યાલ આવી શકે નહિ. ગૌરાંગ પ્રભુના વખતથી, આગળ કહેવાઈ ગયું છે તેમ, બંગાળાનાં ભજન અપૂર્વ છે; મોટા અમલદારો વિદ્વાનો, ગ્રેજ્યુએટો, એમ બધા, ભજનમાં ભેગા ભળી જાય છે, અને ગાન તથા નૃત્યમાં શરમ લાગતી નથી. બ્રહ્મોસમાજમાં પણ ભજન, મંદિરોની માફક થતાં. પરમહંસજી જ્યારે સમાજમાં જાય ત્યારે ભજનની ટોર અચ્છી જામતી. યુરોપીઅનોના 'ડેન્સ'માં જેમ ધૂન લાગે છે તેમ ભજનો થતાં. કેશવને પરમહંસજીના શકિતવાદની કાંઇક ઝાંખી થવા માંડી, એટલામાં તો સર્વભક્ષી કાળ તેનો કોળિયો કરી ગયો! જો આ બે મહાત્માનું કાર્ય ભેગું થયું હોત, તો આ ધર્મનો કંઇક ઓર રંગ આવત, ઇશ્વર ઇચ્છા'! પરમહંસના પવિત્ર સંસર્ગના અભાવે ખ્રિસ્તી ધર્મની છાપ પડી; પરંતુ ઇશ્વર કૃપાથી હિંદુત્વ ગયું નહિ.

બ્રહ્મોસમાજનો મૂળ પાયો તો ઉપનિષદ્ છે. નિર્ગુણ બ્રહ્મને ભજાય કેમ? માટે સગુણ બ્રહ્મની ઉપાસના, અને તેને અંગે બુદ્ધ, ખ્રિસ્તિ માફક જાહેર પ્રાર્થના, અને મનુષ્યસેવા એમ ક્રમ છે. સિદ્ધાંતમાં વિચિત્રતા છે. વિચિત્રતા એ કે નિરાકાર છતાં સગુણ માને છે! મોક્ષ

સંબંધી આ તથા પ્રાર્થનાસમાજની ભાવના સ્પષ્ટ નથી. સાયુજ્ય મુક્તિનો મુદ્દો છે કે શૈવી યા વૈષ્ણવી ભક્તિથી મળી શકે તેવી ધામ પ્રાપ્તિ માટેની ભક્તિ છે, એ વાત સ્પષ્ટ દેખાતી નથી; કૈવલ્ય તો દેખાતું નથીજ.

આ સમાજોમાં ખ્રિસ્તી ધર્મની છાપ પુષ્કળ છે, પરંતુ મુસલમાની ધર્મનું તત્ત્વ બીલકુલ દેખાતું નથી. જૂનીમાં વેદ ઉપનિષદ્ માનતા; નવીમાં તેટલે દરજ્જે નહિ, પણ ॐ તત્સત્ તો ખરૂં; એટલે તેમાં જૈન બૌદ્ધ દાખલ થયા નહિ; મુસલમાન પણ કોઈ દેખાતા નથી.

કુદરતનો ખેલ જુઓ કે મૂર્તિપૂજાનો કટ્ટો શત્રુ કેશવચંદ્રસેન, તેમની છબી–' મૂર્તિને '–પાછળથી ફૂલહાર ચઢે ! આ કેવી મૂર્તિપૂજા આનાથી આગળ જઇએ તો કહેવાય છે કે મૂર્તિના કટ્ટા આ સુધારક શત્રુઓ કેશવચંદ્રસેનને જીવતાં પણ હિંડોળામાં ઝુલાવતા !

વૈષ્ણવો શ્રી કૃષ્ણ ભગવાનની મૂર્તિને ઝુલાવે તેના કરતાં આ જીવંત મૂર્તિને સુધારકો ઝૂલાવે એ મૂર્તિપૂજાને શું નામ આપવું? આ ચમત્કારિક વાતથી સનાતનીઓ અને સુધારકો બન્ને ભડકી જાય તેવું છે. આનુંજ નામ ' માયા ' !

## (૨) પ્રાર્થનાસમાજ.

ઉપર કહ્યું તેમ બ્રહ્મોસમાજનું આ એક બચ્ચું છે. બંગાળની પ્રજા અતિ ઉત્સાહી, આતુર, અને તીવ્ર લાગણીવાળી છે. ગુજરાતની પ્રજા વ્યાપારવૃત્તિવાળી સ્વાર્થ શાસ્ત્રની પૂર્ણ અભ્યાસી, હિસાબે કામ લેનારી ધીમી છે. જુસ્સામાં અને હિંમતમાં પ્રમાણ ઓછું છે. આ ન્યાયથી બ્રહ્મોસમાજની નકલ થઇ તે પણ લગભગ અરધો સૈકો વીત્યા પછીથી થઇ ! નરમ અને કોમળ ગુજરાતની નરમ અને કોમળ પ્રજામાં આ સમાજ પણ નરમજ રહી. દક્ષિણની પ્રજા પ્રમાણમાં વધારે ધર્મ-

ચુસ્ત હોવાથી ત્યાં પણ નકલ તો થઈ પરંતુ તે પણ નરમજ, થઈ; મૂર્તિપૂજાની વિરૂદ્ધ સમાજમાં બોલે ને ઘેર જઇને પાછું રીત પ્રમાણે બધું કરે! મુંબઇમાં સંવત ૧૯૨૪ માં પ્રકટ થઇ, અને અમદાવાદમાં ૧૯૩૦ માં થઇ; પુનામાં પણ તે અરસામાં થઇ. અમદાવાદના સુપ્રસિદ્ધ મહાત્મા **ભોળાનાથ** સારાભાઇ વડનગરા નાગર ગૃહસ્થ, મોટા ખાનદાન ઘરના અને ઇનામદાર હતો. તેઓશ્રી જન્મથીજ સંસ્કારી તથા કુદરતી કવિ તથા ભક્ત હોવાથી અને વિદ્વાનોનો સમાગમ ઘણોજ પસંદ હોવાથી, બંગાળના સુધારકો અમદાવાદ તરફ આવે ત્યારે તેમને ત્યાં સત્કાર થતો હતો. યુરપ અમેરિકામાંના વિદ્વાનોનો સત્કાર પણ તે જ ગૃહસ્થને ત્યાં થતો. લક્ષ્મી અને શારદા શોકયો હોવાથી ભેગી હોતી નથી, પરંતુ આ ગૃહસ્થમાં સર ચીનુભાઈ માફક બને સંપીને રહેતી. બીજા લક્ષ્મીવાન ગૃહસ્થો હતા, પરંતુ તેમને વિદ્યાનો સંસ્કાર નહિં તેમ તેમાં પ્રવૃત્તિ પણ નહિ. ખેર, આ પ્રમાણે પરદેશીના સમાગમથી તથા મૂર્તિપૂજામાં વિકાર દેખવાથી આ ભક્તરાજને પણ સમાજ કાઢવાનો ઉત્સાહ થયો. આ ગૃહસ્થ ઉપરાંત રા. બા. **રણછોડભાઇ** તથા રા. સા. **મહિપતરામ** રૂપરામ આ કાર્યમાં ભાગ લેનાર હતા. **મહિપતરામ** ભાઈ બહુ ચુસ્ત હતા. **રણછોડભાઇને** ઘેર તો મૂર્તિપૂજા થતી પણ હતી. આ ત્રણે ગૃહસ્થોના શુદ્ધ વર્તનની છાપ સારી પડી. **ભોળાનાથભાઈ** જે વખત ભાષણ કરતા, અથવા ભજન કરતાં કરતાં ગળગળા થઇ જતા તે જેણે નજરે જોયું હોય તેનેજ ખ્યાલ આવી શકે. હમણાં ત્યાં ભાષણોએ થાય છે ને ભજનોએ થાય છે, પણ 'સાપ ગયા ને લીસોટા રહ્યા' જેવો કીસ્સો દેખાય છે. આ સમાજે થોડો વખત જુવાની ભોગવીને હવે એકદમ વૃદ્ધાવસ્થા જેવી સ્થિતિમાં આવી દેખાય છે. દરેક ધર્મમાં, સમાજમાં તેમજ વસ્તુમાં આ પ્રમાણે કાળે કરીને વિકાર થાય છે, એ કુદરતનો કાયદો સુધારક અથવા સનાતની કોઇએ ભુલવાનો નથી; આ સમાજના સિદ્ધાંતમાં પણ બ્રહ્મસમાજ માફક નિરાકાર છતાં સગુણબ્રહ્મની ભાવના હોવાથી

મોક્ષનો બોધ સ્પષ્ટ નથી. 'સાયુજ્ય મુક્તિ' કે 'કૈવલ્યપદ' કે કેવો મોક્ષ તેની સ્પષ્ટતા દેખાતી નથી.

બ્રહ્મસમાજની નકલ તો કરી ખરી, પણ બંગાળી ભક્તોની ભક્તિનો હજારમો અંશ પણ ન મળે! માત્ર હાથ ઉંચા કરીને ખ્રિસ્તિઓ પ્રાર્થના કરે છે તેવા સ્વરૂપની નકલ કરી. જાણે સાકાર હોય તેમ બૂમો મારવાથી કાંઇ હૃદયના એકાંતના ભજનની મજા આવી શકે? મૂળમાંજ ગૂજરાતમાં મહારાષ્ટ્ર જેવી સજ્ઞાન ભક્તિના જુસ્સાનીજ ખામી, ત્યાં પછી એકલી નકલથી શું દિવસ વળે? બ્રહ્મસમાજમાં તો કલાકોના કલાકો ભક્તિરસમાં ડુબીને બંગાળીઓ નાચે કુદે, રડે અને ધૂન મચાવે; સાટે અહીંની સ્થિતિ તો નજરે જોવાથીજ સમજી શકાય. વલ્લભ સંપ્રદાયને મળતો બંગાળમાં ગૌરાંગ પ્રભુનો 'ગૌડ સંપ્રદાય' છે. તેમના અનુયાયીઓ અગર બીજા કોઇ મૂર્તિપૂજક ભક્તો બ્રહ્મસમાજના અનુયાયીઓ સાથે ભળીને ભજનો કરી શકે. કેશવચંદ્રસેન (બ્રહ્મોસમાજી) તથા દેવીઉપાસક રામકૃષ્ણ પરમહંસ સાથે બેસીને ભજન કરતા! પણ અહીં તેવું સ્વપ્ન પણ છે? કેવળ શુષ્ક નકલજ! તેમાં પણ તત્ત્વ સમજનાર સેંકડે પાંચ ટકા પણ ભાગ્યેજ હશે! નિરાકાર સગુણને ભજવામાં શાસ્ત્રનો બાધ નથી, પણ ભક્તિ અંતઃકરણની સાચી હોય તે જ ધર્મ. તે હોય તો પછી બધાજ—ગમે તે નામરૂપના ધર્મો ઉત્તમ છે.

## ( ૩ ) આર્યસમાજ.

આર્યસમાજની ઉત્પત્તિ પણ 'ધર્મ સંસ્થાપના'ના પ્રભુના સંકલ્પને અનુસરીનેજ થએલી છે. ભલે જેમ દરેક ધર્મ અગર વસ્તુમાં થાય છે તેમ પાછળથી તુરતમાં વિકાર થયો; બાકી મૂળ ઘણું ઉમદા છે. ધર્મની ગ્લાનિ વખતેજ આ ધર્મ ઉદ્દભવ પામ્યો છે. મૂળ પુરુષમાં તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં સહજ મતભેદ પડ્યો, તેમાંથી લક્ષ્યબિંદુ'

અદલાઇ જાઇને સનાતનીનો દુશ્મન જેવો આ પંથ થઈ પડ્યો, એ દેશનાં દુર્ભાગ્ય ! અગર કહો કે ઇશ્વર ઇચ્છા.

વાસ્તવમાં 'આર્યધર્મ' એટલે 'વૈદિક સનાતન ધર્મ'. હજારો લાખો વર્ષનો પ્રાચીન સનાતન ધર્મ એટલે તેમાં વખતો વખત વિકાર થાય એમાં આશ્ચર્ય શું ? ખ્રિસ્તી ધર્મના જોરને જેમ બ્રહ્મોસમાજે ખાળ્યુ તેમ આર્યસમાજે પણ ખાળ્યું છે. આ પાશ્ચાત્ય સંસર્ગના કારણથી ક્રાંતિનો કાળ હતો, તેવામાંજ દયાનંદસ્વામી પ્રકટયા. વૈદિક સનાતન ધર્મ વિકારયુક્ત થવાથી શુદ્ધ કરવાના હેતુથી વૈદિક ધર્મ જૂદો પાડવા માટે 'આર્યસમાજ' નામ રાખ્યું.

સ્વામી દયાનંદે ઔદિચ્ય બ્રાહ્મણને ઘેર સંવત્ ૧૮૮૧ એટલે સને ૧૮૨૪ માં મોરબી નજીક ટંકારા ગામે જન્મ લીધો હતો. તેમના પિતા અમલદાર હતા. અને શિવભક્ત હતા, પરંતુ તેમની બધી પદ્ધતિ પુત્રને પસંદ નહતી. તેઓશ્રીનું પૂર્વાશ્રમનુ નામ મૂળશંકર હતું. તેમનો સ્વભાવ મૂળથીજ ચિકિત્સક હતો, અને બુદ્ધિ તીવ્ર હતી. ઘરની પરનાળિકા શૈવ દીક્ષાની હતી. એક વખત શિવની પિંડી ઉપરથી ચોખાના દાણા ખાતી તથા ઉપર કુદકા મારતી ખિસકોલીને દેખીને તેઓએ તર્ક કર્યો કે જે પોતાનું રક્ષણ નથી કરી શકતો તે બીજાનું શું કરશે ? તે જ વખત ઇશ્વરનું ખરૂં સ્વરૂપ શોધવાનો તેમણે સંકલ્પ કર્યો. આ સંકલ્પ સફળ કરવાની ખાતર તેઓશ્રીએ લગ્ન કરવાની ના પાડી, અને એકવીસમે વર્ષે ઘર છોડયું, સંત સાધુની શોધ ખોળ માંડી, યોગીઓને જોયા, હઠયોગ કરીને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા ઇરાદો કર્યો, પણ કાંઇ દેખાયું નહિ; તેમના પિતા ઘેર લઇ ગયા, પણ પાછા નાઠા; નાસીને ચાણોદ ગામ પાસે શૃંગેરીમઠના એક વિદ્વાન સંન્યાસી પૂર્ણાનંદ પાસેથી સંન્યાસની દીક્ષા લીધી; તેમનું નામ દયાનંદ પાડયું; બાદ યોગાભ્યાસ કર્યો; બાદ મથુરામાં જઇ જન્માંધસ્વામી વિરજાનંદ સરસ્વતી પાસેથી

શાસ્ત્રનું અધ્યયન કર્યું; ગુરુદક્ષિણામાં ગુરુની આજ્ઞા થઇ કે "વૈદિક ધર્મનો ઉદ્ધાર કર"; આ કાર્ય પછી તેમણે ઉઠાવ્યું; પછી મૌનવ્રત લીધું; પછી હિમાલયમાં જઇ તપ કર્યું; અને પછી ચોતરફ પ્રયાણ કર્યું, અને સમાજો સ્થાપી. આ સમયમાં સનાતની ધર્મ તથા પંથોમાં કેટલાક સુધારાની ખાસ જરૂર હતી એમ કહ્યા વગર છૂટકોજ નથી. હિંદુમાંથી જેઓએ વગર સમજે મુસલમાન અગર ખ્રિસ્તી ધર્મમાં ગયા હતા તેમને પાછા તેમની ઇચ્છાનુસાર શુદ્ધ કર્યા. ને પોતાની સમાજમાં લીધા અને શુદ્ધ આર્ય કર્યા. તે સમયના અનુભવીઓ કહેતા કે સનાતની આચાર્યો તથા પંડિતોના આગ્રહથીજ ખ્રિસ્તી ધર્મનો વેગ અટકાવવા આ મતની ખાસ જરૂર પડી હતી.

આ આચાર્યની આ પ્રમાણે પૂર્વના આચાર્યો કરતાં પ્રવૃત્તિ ઘણી વિશાળ અને નવીન સ્વરુપની હતી. પેલી બે સમાજો માફક મૂર્તિપૂજા, પરદેશ ગમન પ્રતિબંધ, ન્યાત જાતના પ્રતિબંધ, પુનર્વિવાહ પ્રતિબંધ, સ્પર્શાસ્પર્શ, બાળલગ્ન, એ વગેરે બાબતો તરફ વિરોધ બતાવ્યો; મતલબ કે વૈદિક ધર્મના ઉદ્ધાર ભેગો આ સુધારાનો ઝુંડો પણ ઉઠાવ્યો. વેદમાંથી ફક્ત ખાસ 'સંહિતા'જ માન્ય છે; એકેશ્વર વાદ સ્પષ્ટ છે; સંધ્યા, યજ્ઞ યાગ માટે ખાસ આગ્રહ છે; આ સમાજનો બ્રહ્મચર્ય માટેનો આગ્રહ ઘણોજ વખાણવા લાયક છે.

વેદ અને તેને અનુકૂળ સ્મૃતિ પુરાણ આર્યસમાજને માન્ય છે. સૃષ્ટિની ઉત્પત્તિના વિષયમાં પ્રકૃતિને ઉપાદાન કારણ અને પરમેશ્વરને નિમિત્ત કારણ કહે છે; અને તેને નિત્ય, સત્ય, ન્યાયી અને કર્મના ફળનો દાતા વગેરે ગુણો અર્પે છે. ઉપાસનામાં સગુણ અને નિર્ગુણ બંને છે. જીવ સાથે ઇશ્વરનું સાધર્મ્ય તથા વૈધર્મ્ય બતાવે છે. પુરાણની સ્વર્ગ, નરક, વૈકુંઠ કૈલાસ અને શ્રાદ્ધ આદિને નિરર્થક કહે છે. ન્યાત તથા મૂર્તિ સામે ખાસ વિરોધ છે. ભસ્મ, તિલક આદિ બાહ્ય ચિન્હ બીલકુલ માન્ય નથી. આચાર્યે ચારે વેદો ઉપર ભાષ્યભૂમિકા

નામનો લખેલો ગ્રંથ બહુ વિદ્વત્તા ભર્યો છે. સાધારણ વર્ગ માટે સત્યાર્થ પ્રકાશ ઉત્તમ છે. તેમાં ૧૪ પ્રકરણ છે. આ સિવાય પણ બીજાં ઘણાં પુસ્તકો સંસ્કૃત તથા પ્રાકૃતમાં તેઓશ્રીએ લખ્યાં છે. તેઓ જ્યાં જતા ત્યાં યશ મળતો. પુનામાં કાંઈક અપમાન થયાની વાત ચાલે છે પરંતુ તે સર્વમાન્ય નથી; બાકી કાશી જેવા સ્થાનમાં પણ તેમનું સન્માન થયું હતું. ઠામ ઠામ વૈદિકશાળાઓ સ્થાપી અને વેદનો ઉદ્ધાર કર્યો.

આચાર્યે મૂર્તિપૂજનનું ખંડન કર્યું છે તે માત્ર તેના વિકાર તથા તેમાં દેખાતી ગેરસમજથી નારાજ થઇને કર્યું હતું. વેદના સ્થૂળ અર્થ કરતાં લાક્ષણિક અર્થ કરી બતાવ્યા. એક વખત એક માણસે આચાર્યનું પુતળું બનાવી ગામમાં ફેરવી સારી પેઠે અપમાન કર્યું, તે ઉપરથી તેમના અનુયાયીઓએ ફરીયાદ કરી, ને તે ઉપરથી તે માણસ ઉપર ફોજદારી કેસ ચાલ્યો ત્યારે બચાવમાં કહે કે " આ ફરીયાદજ મૂર્તિપૂજા છે "; ઇન્સાફ થયો તેમાં એ માણસ દોષમુક્ત થઇ છુટી ગયો ! આર્યસમાજીઓ શ્રી દયાનંદની છબીને મૂર્તિ કરતાં પણ વધારે ભજે છે તેનું શું ?

આચાર્યે જે કાંઇ સ્થળ, સમય તથા પાત્રને લઇને કહેલું તેનો એકદમ વિકાર થઇ ગયો, અને તેના અનુયાયીઓની મુખ્યવૃતિ મૂર્તિપૂજા સામેજ થઈ, અને પરિણામે સનાતનીઓની શત્રુતા તથા તિરસ્કાર પ્રાપ્ત કરવાની હોંસજ વધી ગઈ છે. એ ત્રણ વર્ષ ઉપરનાં વૃંદાવનનાં તોફાન હજી તાજાં દૃષ્ટાંત છે. કુદરત શું કહે છે ? ' જે આપો તે પામો ' પ્રેમ આપો તો પ્રેમ મળે અને તિરસ્કાર આપો તો તિરસ્કાર મળે. હમણાંના સ્વરાજના તથા શુદ્ધિના ઝપાટામાં મૂર્તિપૂજાનો દ્વેષ કંઇક દબાયો છે, બાકી હવે તો જ્યારે અફઘાનીસ્તાનના અમીરે બકરી ઈદને દિવસે ગૌ વધની કુરબાની કરવાનું બંધ કરાવ્યું તો પછી આર્યસમાજી બધુઓ મૂર્તિપૂજા અને સનાતની ધર્મનો દ્વેષ

પડતો મૂકી સહિષ્ણુતાથી ભાઇચારો કરે તો વધારે સારૂં. જેમ મરહૂ. હાલતો શુદ્ધિ તથા સંગઠન વગેરેના શુભ કાર્યમાં રોકાયાથી સનાતની તરફ દ્વેષ કંઇક કમી થયો છે.

## (૪) ફ્રીમેસન મંડળ.

આ મંડળની રચના તથા ક્રિયા ગુપ્ત સ્વરૂપનાં છે. ખુબી એ છે કે ગમે તે ધર્મનો, સ્વભાવનો, સ્થિતિનો, અને મુલકનો માણસ તેમાં દાખલ થયો કે એકદમ તદ્રૂપ થઇ જાય છે. પ્રાણાન્તે પણ તેનું રહસ્ય કદી કહેવાનો નહિં! કેટલાએક એમ અનુમાન કરે છે કે આ માણસોને કાંઇ ભયંકર ભવ્ય સ્વરૂપો બતાવીને શરૂમાંજ તેમના મગજમાં કોઈ અપૂર્વ દહેશત બેસાડી દે છે; પણ આ અનુમાન સબળ દેખાતું નથી; કેમકે મરણથી નહિં ડરનાર ગૃહસ્થો પણ તેમાં છે. એમ કહેવાય છે કે એક બે સભાસદોએ ઘણી મુદત ઉપર વાત પ્રકટ કરી દીધી, પરંતુ તેમનો કાળ તુરતજ આવ્યો, અને આ ગુપ્ત મંડળે પાછો સંકેતમાં ફેરફાર કર્યો. હજી સુધી આ રહસ્ય સુરક્ષિત છે. આ ગુપ્ત મંડળ આખી દુનિયામાં છે. Fatherhood of G d and brotherhood of man આ મંડળનો સિદ્ધાંત દેખાય છે. પ્રાકૃતિક તથા આત્મિક ઉન્નતિનો મુદ્દો સાદો અને સનાતન છે.

આવા સંજોગોમાં આ મંડળ માટે કાંઇ કહેવાપણું રહેતુંજ નથી. કોઈ પણ ધર્મમાં આવુ ગુપ્ત હોઈ શકે નહિં. કદાચ એમ પણ બને કે "કાંઇ ગુપ્ત નથી એજ ગુપ્ત." અથવા ગુપ્ત હોય પણ ખરૂં! કોઇ વિચાર પારખનાર (thought reader) અથવા યોગી કદાચ જાણી શકે. ખેર આપણને ગુપ્ત ભેદની પરવા નથી. આપણે તો માત્ર તેના ઇતિહાસનું સ્વરૂપ જે પ્રસિદ્ધ રીતે ઉપલબ્ધ છે તેના વિષે બે બોલ કહીશું.

આ મંડળમાં પેટા વિભાગો છે. જો કે સાધારણપક્ષે એમ

મનાય છે કે જર્મનીમાં ધંધાની અડચણોને લઇને થોડા કડીઆઓએ એક મંડળ ઉભું કર્યું, ને પછી તે વિસ્તાર પામ્યું. પરંતુ એકંદર જોતાં આ મંડળનું મૂળ સ્થાન ઇજીપ્ત કહેવાય છે. હવે ઇજીપ્તમા તો હિંદુઓ જઇને વસ્યા હતા એમ આગળ કહેવાઇ ગયું છે એટલે મૂળ સ્થાન હિંદુસ્થાન કહીએ તો પણ ચાલે. સૃષ્ટિની શરૂઆતથીજ આ મંડળની હયાતીનો દાવો કરવામાં આવે છે. 'બેબલના મીનારા' ( Tower of Babel ) ના વખતનું અથવા 'જેરૂસલમ'માં સોલોમનનું 'જુઇસ્ટ' દેવળ બંધાયું ત્યારથી અથવા આદમ અને ઈવ થયાં ત્યારથી અસ્તિત્વ મનાય છે. કોઇક Eleusinion mysteries, કોઇ ક્રુઝેડના શરો તો કોઈ બ્રીટનના ડ્રુઇડોને મૂળ સ્થાપક પણ કહે છે. કૌરવ પાંડવના વખતમાં આવું એક મંડળ હતું ને તેમાં વિદુરજી હતા એમ પણ કહેવાય છે. 'મેસન' એટલે 'કડીઓ,' એટલે કે સૃષ્ટિની રચના સમજનાર મહાન શિલ્પશાસ્ત્રી. ગ્રીસના પિથેગોરાસના તત્ત્વજ્ઞાનીઓના મંડળના સ્વરૂપનું, અથવા ખરી રીતે હિરેકિલટસે, ( આ તત્ત્વવેત્તા ગ્રીસનો અથવા ઇટલી પાસેના 'ઇલચર'-ગ્રીસના કોલોની-નો હતો તે નક્કી જણાતું નથી ) ગુપ્ત મંડળો સ્થાપેલાં તેનાં બચ્ચાં પણ કહેવાય છે. ઈંગ્લૅંડમાં, આઠમા સૈકામાં એ ગુપ્ત મંડળનું અસ્તિત્વ હતું એમ જણાય છે; અને કોઇ કહે છે કે મુસાફરી કરતા કડીયા ધર્મમંદિરોના પાયા ચણવાના ઉદ્દેશથી મધ્યયુગમાં ફરતા તેના પુરાવામાં હજી યુરોપમાં તેમના બનાવેલા મકાનોનાં નિશાન છે; તેરમા-ચૌદમા સૈકામાં તેનું દર્શન થાય છે; વળી તેનું ઠેઠ ઇસ્વીસન પહેલાં સાતમા સૈકામાં નુમા Numa-ની વિદ્યાપીઠમાં જાય છે. હિરેકિલટસના મંડળમાં પ્રવેશ પરીક્ષા લેવાતી, તથા ત્યાર પછી પણ શિક્ષણ અપાતું, ને પરીક્ષા લેવાતી ને ડીગ્રીઓ અપાતી. ગ્રીક મહારાજ્ય કેમ ચલાવવું તે, હિરેકિલટસના ઈ. સ. ના ૫૦૩ ના સમયના આ મંડળમાં ખાસ શિખવાડવામાં આવતું હતું. તેમની શિક્ષા ( discipline ) ઘણી સખત હતી.

માણસની હરેક રીતે કસોટી કાઢવામાં આવતી અને ખરો નિડર અને લાયક જણાય તોજ તેને યોગ્યતા પ્રમાણે અધિકાર મળતા: અર્વાચીન 'લોયોલા' ( Loyola ) ના ઓર્ડરના સ્વરૂપનું એ મંડળ હતું તેની છાયાં જેવું આ મંડળ કહેવાય છે: ત્રણ ડીગ્રી હાલ પણ લેખી પડે છે. સન ૧૭૧૭ માં લંડનમાં ચાર કુટિરોની એક મહા કુટિર બંધાઇ અને એક મહા અધિકારી નીમાયો. ડેનીયલ કોકસ ૧૭૯૦ માં અમેરિકાના મંડળનો પ્રથમ ગ્રાંડ માસ્તર થયો હતો.

હિંદુઓમાં આડાં, ઉભાં, ધોળાં, લાલ, કેસરી એમ જુદા જુદા રંગ તથા આકારનાં તિલકથી જેમ માણસ કીયા ધર્મનો છે એ ઓળખાય, તેમ આ મંડળના માણસો એક બીજાને કાંઇ અમુક નિશાનથી ઓળખે છે; પરંતુ તે, બહારનો માણસ સમજી શકે નહિં. આ મંડળમાં ભ્રાતૃભાવ મુખ્ય મુદ્દો છે. ગુન્હામાં આવી શિક્ષા પામનારની તો દુર્દશા છે; પરંતુ ગુન્હેગારને પણ હરેક પ્રકારે મદદ કરવામાં આ મંડળનો સભ્ય પાછો ન પડે. ન્યાત: જાત, ધર્મ, પંથ, ઉંચ, નીચ, ગરીબ, તવંગર; નાનો, મોટો, એમ બધાં ભેદ ભૂલી જઇ માત્ર ભ્રાતૃભાવની અભેદ વૃત્તિ રાખવાનું સૂત્ર દેખાય છે. એક જાતનું સહકારી મંડળ ( co-operative society ) કહીએ તોપણ ચાલે. માત્ર આ મંડળના સભ્યોની પદ્ધતિ જુદી. પાશ્ચાત્ય માટકી જીવનને અનુસરીને, ઉપરથી બેદરકારી બતાવે પણ અંદરથી ખરા દિલથી મદદ કરે. તેમનાં ફંડો પણ મોટાં હોય છે. શાળાઓ, બોર્ડીંગો; ઉદ્યોગશાળાઓ વગેરે પુષ્કળ હોય છે. કોઇ મરણ પામે તો તેના કુટુંબને સારી પેઠે મદદ કરે છે. આવાં કારણોથી તેમાં દાખલ થવાનું ઘણા લોકોને મન થાય છે. આ મંડળની ખુબી એવી છે કે અસહકાર અથવા તેવા કોઈ પણ રાજ્ય વિરૂદ્ધનાં પ્રપંચમાં આ મંડળવાળા ભળી શકે નહિં. એક રીતે રાજ્યના-વગર પગારના નિમકહલાલ નોકર જેવા છે. આ મંડળોનાં મકાન (Lodge) ને સાધારણ લોકો 'ભૂતખાનું' કહે છે. ઘણાં અનુમાન કરી શકે

છે કે તેમાં કાંઈ સૂક્ષ્મ તત્ત્વ ઉપર લક્ષ હોવું જોઇએ; નિદાન નાટક જેવી રચના 'શીનરીનેરી'ની યોજના સારી પેઠે હોવી જોઇએ. જ્યારે મંડળ ભરાય છે, ત્યારે મેમ્બરો નાગી તરવારથી ચોકી કરે છે એમ ઠેઠ બચપણથી સાંભળતા આવ્યા છીએ. જાદુ જેવી કાંઇક વ્યવસ્થા હોવી જોઇએ, એમ ઘણાનું અનુમાન છે.

The Mother Lodge of Kilivrnning બહુ પ્રાચીન છે. સન ૧૧૪૦ પહેલાં મનાય છે. વળી 'એથેલ્સ્ટન ગાથા' પ્રમાણે ઇંગ્લાંડના યોર્કમાં સન ૯૨૬ માં સભા ભરાઈ હતી એમ નીકળે છે. લંડનની 'મેટ્રોપોલીટન સંસ્થા ૧૭૧૭ માં થઈ. આ બંને વચ્ચે તકરાર થઇ. છેવટ 'યુનાઇટેડ ગ્રાંડ લૉજ ઑફ઼ ઇંગ્લાંડ' નામે સંયુક્ત સંસ્થા થઈ.

પાશ્ચાત્યોનું અવલોકન કરનાર સાધારણ બુદ્ધિનો માણસ સહજ સમજી શકે કે આ મંડળોનાં ગુપ્ત રહસ્ય જાણવા યત્ન કરવો એ સાહસ છે, પાશ્ચાત્યો જ્યારે કોઇ બાબતમાં પ્રવેશ કરે ત્યારે તેમનાં ખંત, કાર્યદક્ષતા અને પ્રયત્ન અપૂર્વ હોય છે. છેલ્લા બે સૈકાથીજ આ મંડળનુ વિશેષ પ્રાબલ્ય દેખાય છે. તેજ ધોરણથી ચેતન (spirit) નુ ભાન આ પાશ્ચાત્યોને થયું કે તરત ગાભરા અને આકળા થઇ જાય છે. યુરપ અમેરિકામાં ને તેમાં પણ ખાસ અમેરિકામાં તો ઘેલછાનો પાર નથી. વ્યવહારિક બુદ્ધિથી આ સ્પીરીટ ઉપરથી વેપાર રોજગાર ધમધોકાર ચલાવે છે. આ સ્પીરીટની ઘેલછામાંજ આવાં મંડળોવાળા ગુંચવાડાને અટવાય છે, આગળ જઈ શકતાં નથી, ને બહાર નીકળી શકતાં નથી.

ખ્રિસ્તિ ધર્મક્રિયામાં, માત્ર અઠવાડિયામાં એક દિવસ, બણીઠણીને, કલાક અડધો કલાક સાચી અથવા નાટકી દાઝથી એકાગ્રતા બતાવી, બંદગી કરવામાં, ઉંચાં મોં તથા ઉંચા હાથ કરીને રાગ તાણવામાં આવે તેથી શું સંસ્કાર પ્રાપ્ત થાય! બંદગી વખતે કોઈ પણ માણસનું સાચુ લક્ષ ક્યાં હોય છે તે તે જ જાણે કે પ્રભુ જાણે! સસરો પૂજા કરતા હતા ત્યાં કોઇએ આવીને વહુ કામ કરતી હતી

તેને પુછ્યું કે 'સસરા કયાં છે?' ત્યારે વહુ કહે કે ઢેડવાડે ગયા છે! વહુ સાચી ભક્ત હતી તેથી અંતઃકરણુ જાણી ગઇ; ખરેખર સસરાનું મન, તે વખત ઢેડવાડે ઉઘરાણી માટે ગયું હતું.

આ બધું પાશ્ચાત્ય માટે તો ઠીક પરંતુ સંસ્કારી આર્યોને પણુ તેનો મોહ થાય એ જરા આશ્ચર્ય છે. પણુ તેમનો શો ઇલાજ? પોતાનું જાણુતો ન હોય એટલે બીજો શો માર્ગ? ગમે તેમ હોય પણુ જમાનાને લઇને આ મંડળ વ્યવહારમાં ઘણું ઉપયોગી છે. એક રીતે કહીએ તો એક નવી ન્યાત પણુ કહેવાય. સહકારી મંડળ તો ખરૂંજ. ભ્રાતૃભાવમાં અપૂર્વ છે. વાસ્તવમાં ઇશ્વર પ્રત્યે દૃઢભાવ રાખવાનું, સ્વતંત્ર બનવાનું, સભ્યતા સાચવવાનું, પુરૂષત્વ નહિં ગુમાવવાનું, શારીરિક તથા માનસિક સંપત્તિ સાચવવાનું વગેરે અનેક ધોરણુ તેમાં છે. પરતંત્ર, અવ્યવસ્થિત ચિત્તવાળો તથા અનીશ્વરવાદી તેમ અરાજકવાદી આ મંડળમાં રહી શકે નહિં. આ ત્રણુ પ્રાચીન મુદ્દાઓમાં હાલ ઉપર પ્રમાણે બહુ સુધારો વધારો થયો છે.

આધુનિક મંડળમાં સ્ત્રીઓ પણુ દેખાય છે. અઢારમા સૈકાના પાછલા ભાગમાં મીસીસ ઓલ્ડવર્થ નામની સ્ત્રી સભાસદ તરીકે પ્રખ્યાત છે. બે ડીગ્રી લઇને ગુપ્ત રહી હતી. તેણે જનસેવા ખુબ કરી હતી, બીજો દાખલો ઈંગ્લંડની મીસીસ પેટન છે. લૉજના રૂમની ભીત પાછળ સંતાઇને ગુપ્ત રહસ્ય જાણ્યું હતું એમ કહેવાય છે. ત્રીજી ફ્રેંચ બાનુ મેમડીઝેઇન ટ્રેઇલીઝ થઈ ગઈ. તેણે પણુ દેશસેવા ખુબ કરી હતી. પુરૂષના લીબાઝમાં રહેતી હતી. પાછળથી જણાયું કે તે સ્ત્રી છે. તે કહેતી હતી કે "મારા દેશ માટે હું પુરૂષ છું, અને મારા ભાઇઓ માટે હું પાછી પુરૂષ બનીશ."

દરેક વસ્તુમાંથી સારજ કાઢી લેનારને આ મંડળની હકીકત ઉપરથી બહુજ શીખવાનું મળી શકે તેમ છે.

એક વખત નદીના પૂરમાં એક રીંછ તણાતું હતું; કાંઠે ઉભા ઉભા કેટલાક સાધુઓ પૂર જોતા હતા. સંન્યાસી થાઓ કે સાધુ થાઓ પણ કામ ક્રોધ લોભ મોહ કેટલાના છુટયા છે? તેમાં પણ લોભ તો ભાગ્યેજ કોઇને છુટતો હશે. અંતરના વૈરાગ્ય વિના બહારના ફેરફારથી શું વળે? આ ન્યાયથી આ સાધુઓમાં એક બિચારો લોભીઓ સાધુ હતો, તેને આ રીંછ કામળ જેવું લાગ્યું, ને તે ઉપરથી તે કામળ લેવા નદીમાં પડયો, કામળ પકડવા જતાં પોતાનેજ રીંછે પકડયો. એટલે રીંછના ભેગો તે પણ તણાયો; કાંઠે ઉભેલા સાધુ સમજ્યા કે સાધુએ કામળ લીધી પણ ભારથી લઇને આવી શકતો નથી, તેથી બિચારો તણાય છે, તેટલા માટે કાંઠેથી બૂમ મારી કે 'કમલી છોડ દે', ત્યારે સાધુ કહે કે "મેં છોડતા હું લેકીન કમલી નહીં છોડતી હય." સસલાનાં બચ્ચાંની ફરિયાદથી હાથીને પકડી રાખવા જેમ સસલાએ પોતાની કેડમાં દોરડું બાંધીને પછી હાથી આવ્યો એટલે તેના પગમાં ભરાવ્યું અને હાથીને ખેંચવા માંડતાં પોતે ઘસડાયો ત્યારે તેની સસલી કહે કે હવે બિચારા હાથીને છોડી દો, ત્યારે બોલ્યો કે 'પણ હાથી ક્યાં છોડે છે?' આવો કાંઈ ખેલ હોય તો પ્રભુ જાણે. આ મંડળના ગૃહસ્થોમાંથી સાત્વિક વૃત્તિવાળા કેટલા હશે? બાકી રજોગુણ પ્રધાન છે. ગમે તેમ હોય પરંતુ ભ્રાતૃભાવનો એવો મોટો ગુણ છે કે તેમાં હજારો ખામીઓ શમી જાય. રાજ્યભક્તિ અને સ્વધર્મીને હરેક પ્રકારે ગુપ્ત રીતે પણ સહાય કરવી એ બે મુખ્ય સૂત્રો છે.

હમણાં પ્રોમેસન ( Promason ) નો નવો પંથ નીકળ્યો છે તેમાં મૂળ ફ્રીમેસન ( Free Mason ) નું જે ગુપ્ત કહેવાનું હતું, તે ઘણે ભાગે પ્રસિદ્ધ થઈ ગયું છે એમ જણાય છે. જપ તપ યોગથી સપ્તલોકનાં દર્શન કરવાનું સૂત્ર હતું તેને બદલે નાટક જેવી ચેષ્ટા થતી હતી, અને તેથી કરીને વિકાર થઈ ગયો હતો તે પાછું મૂળ સ્વરૂપ ઉપર આવવાં માટેનો આ પ્રયત્ન છે એમ કહેવાય છે. અગીઆર

ડીગ્રીમાંથી ૭ સાત ઉપર પહોંચવાનું હતું તેમાં આગળ વધવા પ્રયાસ છે.

## (૫) થિઓસોફી.

આ 'થિઓસોફી' પણ ધર્મ નથી તેમ પંથ પણ ખાસ કહેવાય નહિ, પરંતુ એક સમાજ અગર મંડળ છે; હિંદુ શાસ્ત્રનો અંશ છે. 'થિઓસોફી'નો અર્થ 'થિઓસ' પરમેશ્વર અને 'સોફિયા' તે 'જ્ઞાન' એટલે કે આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાન–એટલે કે ગુપ્તજ્ઞાન થાય છે, અને તેથી તેમાં ગમે તે ધર્મ અગર પંથનો માણસ દાખલ થઇ શકે છે. પાશ્ચાત્યોએ એક વખત એક બાબત હાથમાં લીધી એટલે પછી તેને યથાસ્થિત કરીને પાર મૂકી દેવાના. આ સૂક્ષ્મશાસ્ત્ર ઉપર પણ તે જ ખંત અને મહેનતથી, એક ભૌતિક શાસ્ત્ર માફક મંડયા છે, એટલે હજી પણ કાંઇક ઓર રંગ બતાવશે એમ લાગે છે.

સને ૧૯૦૧ ના મુંબઈ ઇલાકાના વસ્તીપત્રકના નિવેદનમાં થિઓસોફીને esoteric Buddhism કહેલું છે. ખ્રિસ્તી ધર્મ આ પંથને દુશ્મન ગણે છે, છતાં મજા એ છે કે ખ્રિસ્તીધર્મવાળાને હાથે આ પંથ ઉભો થયો છે. મૂળ આચાર્ય યુરોપીઅન બાનુ હતી અને હાલ બાનુજ છે. મૂળ આચાર્ય 'મેડમ બ્લેવટ્સ્કિ' અને હાલ 'એનિબિસાંટ' છે. મેડમ બ્લેવટ્સ્કિ સન ૧૬૩૧ માં રૂશિયાની દક્ષિણે 'નીયર' નદીના કાંઠા ઉપર આવેલા 'ઇકાનેરી' ગામમાં ઉંચકુળમાં જન્મી હતી. આ બાઇ જન્મથીજ સંસ્કારી હોવા સાથે દૃઢ અને મક્કમ,–અગર જક્કી કહીએ તોપણ ચાલે હતી. એક સીત્તેર વર્ષનો વૃદ્ધ પુરુષ જતો હતો તેને માટે તેની દાસીએ કાંઇક ટીકા કરી; મશ્કરીમાંથી તે જ વૃદ્ધ પુરુષ સાથે પોતે સત્તર વર્ષની ઉમ્મર છતાં લગ્ન કર્યું. પરિણામ શું આવે? અણબનાવ થયો અને છૂટાં પડયાં! આ છુટાં થયા પછી પૂર્વ તરફ પ્રવાસ શરૂ કર્યો. કોકેસસ પર્વતમાં સાત વર્ષ સુધી કોઇ મહાત્માનો સમાગમ થયો હતો એમ

કહેવાય છે. પોતાની માન્યતા હતી કે પોતે પૂર્વ જન્મમાં હિંદુ હતાં; પરંતુ યુરપમાં અવતાર લેવાનું કારણ એ કે આર્યાવર્તનું કલ્યાણ કરવા સાથે આ બાબતમાં યુરપ અમેરિકા પાછળ હોવાથી આખી પૃથ્વીનું કલ્યાણ કરવું; તેવા સંકલ્પથી યુરપમાં જન્મ લીધો હતો.

પોતાનું નામ પોતે 'રાધાબાઇ' આપતાં. ટિબેટમાં ત્રણ વર્ષ સુધી ગુરુના પ્રત્યક્ષ સંસર્ગમાં રહીને પછી મિસરમાં જઇને પ્રેતાવાહન મંડળ સ્થાપ્યાં, પછી અમેરિકા જઇ કર્નલ આલ્કટના પ્રેતાવાહનમાં વિશેષ પ્રકાશ પાડયો; ત્યાંથી આ પંથ, સમાજ, અગર મંડળને થિઓસોફી 'નામ આપીને ૧૮૭૫ માં અમેરિકામાં દાખલ કર્યો; ત્યાંથી છેવટ આ પ્રવૃત્તિ માટે મૂળ ખરૂં ધામ હિંદુસ્થાનજ છે માટે ત્યાં જવું એમ નક્કી કરીને બંને સાથે હિંદુસ્તાનમાં આવીને સને ૧૮૭૯ માં મુંબઇ આવ્યાં; ત્રણ વર્ષ પછી મદ્રાસ પાસે, અડિયાર ગામમાં મંડળી સ્થાપી, અને એક માસિકની શરૂઆત કરી. આ મંડળની નવિનતા તથા કેટલીક ખુબીઓથી યુરોપીઅન અને હિંદુઓ તેમાં દાખલ થવા માંડ્યા,' અને પછી સમાજોની સંખ્યા વધી પડી. 'અડિયાર'નુ ધામ હાલ શું સુંદર બનાવ્યું છે!

આ પંથ અગર ધર્મમાં ખરી રીતે નવું કાંઈ નથી, તેમ ફ્રીમેંસન માફક ખાસ ગુપ્ત પણ કાંઈ નથી, માત્ર પાશ્ચાત્ય શોધક વૃત્તિથી તથા તર્ક, બુદ્ધિ વગેરેની મદદથી સૂક્ષ્મ તત્ત્વ, એક સ્થૂળ તત્ત્વ માફક ઇંદ્રિયોને સહજ ગ્રાહ્ય કરી આપ્યું છે. આ પંથમાં, રાજયોગ માર્ગ ઉપર વિશેષ વજન આપ્યું છે. વાસ્તવિક તો જપ અને યોગનો પ્રભાવ વિશેષ દેખાય છે.

ઘણા લોકો એવો આરોપ મુકે છે કે લોકોને ધીમે ધીમે ખ્રિસ્તિ ધર્મનાં તત્ત્વ તરફ વાળવાનો આ ગુપ્ત માર્ગ છે. વાસ્તવમાં તો બધાજ ધર્મો ઉત્તમ છે, ત્યાં પછી વિરોધ માટે અવકાશજ ક્યાંથી રહે? ગમે

તેવાં આર્યતત્ત્વ હોય પણ જ્યાં વર્ણાશ્રમનું બંધન નહિં ત્યાં આર્યને સ્થાન શી રીતે મળી શકે ? વર્ણાશ્રમ છોડવાનો અધિકાર પરમહંસની કોટિના મનુષ્યની છે, તો તેવા અભેદભાવને પાત્ર થવો હોય તો તે જાણે કે પ્રભુ જાણે ! બધાજ 'પરમહંસ'ની સ્થિતિમાં હોય તો પણ તે જ જાણે ! ગુરૂપરંપરામાં મહાત્માઓ પૈકી કુતુહોમી–કુતુમિહિર-તથા મૌર્ય છે. કુતુહોમીનું નામ લાલસિંહ, શાંતનુ રાજાના ભાઇ દેવાપી પણ મનાય છે. મૌર્ય તે શ્રી રામચંદ્રજીથી એકવીસમો પુરૂષ કહેવાય છે, તેમજ દુનિયાના મહાત્માઓનો વાસ પણ હિમાલયમાંજ કહેવાય છે. અમેરીકાનો હિલેરીયન નામનો મહાત્મા ( Master ) આ બંનેની ખાસ પ્રીતિપાત્ર હતો એમ કહેવાય છે.

સનાતની ધર્મની દૃષ્ટિથી જોતાં ઋષિ, મુનિ, આચાર્યો, પડતા મુકીને બૌદ્ધ મહાત્માને હિમાલયમાં ખોળવા જવું, અને તેમાં પાછું પોતાનો આચાર વિચાર ભૂલી, અધિકાર ન છતાં પણ વર્ણાશ્રમ છોડી, પરકીય ગુરૂ અથવા આચાર્ય કરવા એ સનાતની આર્યને ભાગ્યેજ આનંદદાયક લાગશે; તોપણ સાથે એમ કહેવું પડે છે કે હાલના જમાનાના સંજોગોમાં આ પંથથી જાગ્રતિ થઈ છે, અને ગમે તો "હબસી ભાઇના કાન" માફક પણ પોતાનું જોવા કાંઈ તક મળી છે; નવા ચશ્માથી જુનું જોવાનો ઉત્સાહ વધ્યો છે, અને એકંદર પોતાના ધર્મ ઉપર શ્રદ્ધા વધતી ગઇ છે, એ પણ આનંદની વાત છે.

આનંદનું કારણ પણ આનંદમય છે. પાશ્ચાત્ય પંડિતોએ કંઇક અજ્ઞાન, કાંઇક અભિમાન, કંઇક દંભ એમ અનેક કારણોને લઇને હિંદુધર્મ, શાસ્ત્ર, દેવ, પંડિત, રહેણી, કરણી, નીતિ, રીતિ વગેરે દરેક બાબતનો તિરસ્કાર કર્યો અને તે ઝેર હિંદુઓમાં રેડ્યું. આસ્તે આસ્તે પ્રમાણિક પાશ્ચાત્યોને સાચી વાત સમજાવા માંડી ત્યારે સત્યનો જુસ્સો ઉછળ્યો. પુનર્જન્મનુ જાણીને તો અંજાઇજ ગયા. પોતાનાં સંકુચિત સ્વર્ગ, નરક, તે બદલની કલ્પના, સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે પો-

-તાના ધર્મની બાબતો છોકરમત જેવી લાગી, અને વેદાંતનો સ્વાદ આપ્યો, ને તેમાંથી આવી સંસ્થાઓ થઇ, એટલે આર્ય તત્ત્વજ્ઞાનને પોતાના ભૌતિક શાસ્ત્રથીજ શણગારવા માંડયું; મતલબ કે જેમણે બગાડયું તે જ સુધારક અનાયાસે થયા. હિંદુઓ ઉપર કૃપા કરવા માટે એ કાર્ય નથી થયું પરંતુ સાચી વાત સમજાયાથી सत्यमेवजयते સાચું પડયું. જે સર્પે દંશ કર્યો હતો તે જ સર્પ ઝેર ચુસવા માંડયો. આર્યો સર્પદંશ ભુલી ગયા અને ઝેર ઉતરવા માંડયું તે જોઇ શક્યા અને તેથી થીઓસોફી ઉપકારક થઇ. પોતાનુંજ પોતે ભુલી ગયા હતા તે બીજા વિશ્વાસપાત્ર-ના મુખથી આધુનિક ભાષામાં જાણ્યું એટલે આનંદ થયો. આનંદ તો આત્માનો ધર્મજ છે, પોતાની અંદરજ છે, બહારથી આવતોજ નથી. પાશ્ચાત્યોને આનંદ થયો તે સાથે તેમના આર્ય મૂર્તિ-પૂજકોને પણ થયો ! અસ્તુ પરિણામે બધે આનંદ એજ આનંદ !

એક માણસની સોય, ઘરમાં ખોવાઈ હતી; ઘરમાં અંધારૂં હોવાથી બહાર અજવાળામાં તે ઘરધણી ખોળવા માંડયો; ત્યાં કોઇએ પુછ્યું કે " શું ખોળો છો ? " એટલે કહે કે " સોય; " પેલો કહે કે "ક્યાં પડી, છે ?" ત્યારે કહે કે ' ઘરમાં '; પછી પુછ્યું કે " ત્યારે બહાર કેમ ખોળો છો ? " એટલે કહે કે ઘરમાં અંધારૂં છે તેથી બહાર અજ-વાળામાં શોધું છું, "

આ સંપ્રદાયનો મોક્ષ એવી રીતનો છે કે આપણા સાત લોકનો અનુભવ આ દેહેથીજ લઇને વાસના માત્રનો ક્ષય કરી નાખવો, અને પછી છેવટના લોકમાં જઇ વસવું. આ પંથના મહાત્માઓ પાંચમા લોક સુધી જવા પામ્યા છે; જનઃ અને તપઃ લોક બાકી છે એમ કહેવાય છે. સ્થૂળ સપ્તલોકની આગળ તે જ નામનાં સૂક્ષ્મ સપ્તલોક છે ત્યાં આ લોકમાં આ જન્મમાંજ સૂક્ષ્મદેહથી વિચરી અવાય તો પછી મરણ પછી તે લોકમાં જવાનું રહે નહિ, અને મરણ પછી બાકીના લોકમાં રહીને પાછો વધારે ઉંચો અવતાર લેવો એમ

ધીમે ધીમે પછી મનુષ્ય અવતાર છુટીને આગળ વધતાં વધતાં દેવપદ પામીને પછી પ્રભુના ધામમાં મોક્ષ પામે એમ તત્ત્વ દેખાવ છે. આ બધા લોક કંઇ આકાશમાં અદ્ધર નથી, પરંતુ તે તે બધાનાં ક્ષેત્ર જુદાં છે, જેમકે એકજ ઘરમાં કીડી, મકોડી, ચકલી, ઉંદર, ખીસકોલી, ગરોળી, માંકડ અને મચ્છર એમ અનેક જંતુ રહે છે તેમાં એકના ક્ષેત્રનું બીજાને ભાન નથી હોતું. કીડી શું કમાય છે, ક્યાં રહે છે, વાડી વસ્તાર કેટલો છે, તેનો આપણને કાંઈ ખ્યાલ છે? તે જ પ્રમાણે આ દુનિયામાં આ બધા લોકનાં ક્ષેત્ર છે, તેમાં માત્ર તેને લાયક સૂક્ષ્મ દેહ ધરીને જવાનું છે. કીડીની ગતિ કીડીજ સમજી શકે તેમ સપ્ત લોકમાં જે સૂક્ષ્મ દેહો વસે છે તે જો સૂક્ષ્મ દેહ ધરીને જાય તોજ તેના ભેગા ભળી શકાય. સ્થૂળ અને સૂક્ષ્મ એ બેનો મેળ થાયજ નહિ, હવે આ તત્ત્વ સામે હિંદુધર્મે તત્ત્વનો શામાટે વિરોધ હોય? હિંદુધર્મના તત્ત્વનોજ ખુલાસો છે.

આ પંથવાળા ખ્રિસ્તીઓ કહે છે કે અમારા બાઇબલમાં પુનર્જન્મ આદિવેદાન્તનાં તત્ત્વો છે તો તે માટે પણ ક્યાં વાંધો છે? આ પંથથી શોધકવૃત્તિને બહુજ ઉત્તેજન મળ્યું. તેમનાં પુસ્તકો ખાસ વાંચીને મનન કરવા લાયક છે.

'સ્પિરિટો'ની ઘેલછા યુરપ અમેરિકામાં વધી હતી, તેનો આ પંથથી ખુલાસો ઘણો ઉત્તમ થઇ ગયો છે. પ્રેતાવાહનમાં સ્પિરિટો સાથે 'મીડીયમ' મારફત અનેક ખેલ અને તમાશા થાય છે તે ખરેખર જાણવા લાયક છે; તેમાંથી કેટલીક ગરબડ અને છેતરપીંડી અને પ્રસંગે નુકસાન પણ થાય છે, એ બધું થિઓસોફિએ સારી રીતે સમજાવ્યું છે. જેમ આ સૃષ્ટિમાં આનંદી, ક્લેશી, મશ્કરા, ઠગ, દગાખોર, પરોપકારી એમ અનેક વિભૂતિઓ દેખાય છે તેમ એ સ્પિરિટોની સૃષ્ટિઓમાં હોય છે, તેથી માણસને જાતજાતના અનુભવ થાવ છે. કેટલીક વખત પોતાના વિચાર બહુ બળવાન અને ઉગ્ર થઇ જવાથી તેનું

સ્વરુપ બંધાઈ જઈ પ્રેતસ્વરુપ થઇ જાય છે. આ વિચારથી બંધાએલાં સ્વરુપ ( Thought form ) અન્વયે એક માણસને અમુક ઓરડામાંથી અમુક પુસ્તક લાવવા માટે એવો દૃઢ સંકલ્પ-વિચાર થયો કે તે ઓરડામાં જઇને જુએ તો પોતેજ ખુરશી ઉપર બેસીને પેલી ચોપડી વાંચતાં પોતાનેજ દેખ્યો ! આ વિચારશરીર તુર્તજ વેરાઇ ગયું. ઈ. સ. ૧૮૮૨ માં The society of Psychicalresearch સ્થપાઇ, ને ચાલી, તેમાં અધ્યક્ષસ્થાન ઉપર રાઇટ ઓન. એ. જે બાલ્ફર (માજીપ્રધાન), તથા સભ્યોમાં સર વુલ્યમ ક્રુકસ, પ્રોફેસર વુલ્યમ જેમ્સ, સરઓલિવર લૉજ આદિ પ્રોફેસરો, ઉમરાવો, ભૌતિક શાસ્ત્રીઓ એમ દાખલ થયા હતા. આ પંડિતોએ ગ્રંથો પણ લખ્યા છે તે જોવા જેવા છે. આવા બધા પ્રકારો થિઓસોફિ સારી રીતે સમજાવે છે. હવે જેને જડ-સ્થૂળ સિવાય કાંઇ પણ માનવુંજ નથી તેને માટે કાંઇ કહેવાનું નથી, પરંતુ શ્રદ્ધાવાળા માટે કાળજી રાખવાની કે કોઈ બદમાશ સ્પિરિટ મળે તો જીંદગી પણ બગાડી નાખે. એક અમલદારને આવા ચાળામાં એક બદમાશ સ્પિરિટ વળગી ગયું, તે પછી તેના ઉસ્તાદે કેટલી મુશ્કેલીથી તેને મુક્ત કર્યો હતો. 'સ્પિરિચ્યુએલિઝમ્' વાળાઓ પોતાનાં મંડળ ( sceance ) ભરે છે, તેમાં અનેક પ્રકાર દેખાડે છે. જોસફાઈનનું આવ્હાહન કરાવી, નેપોલિયનનો પુનર્જન્મ તે દસકામાંજ કહેવરાવ્યો હતો, પરંતુ નેપોલિયનનો અવતાર જોવામાં તો આવતો નથી ! વાસ્તવિકમાં આવા માર્ગમાં કાંઇ અર્થ નથી. યુરપ અમેરિકામાં આ સંબધમાં અનેક ધતિંગો જાગ્યાં છે. ઇસ્પીતાલો, પોસ્ટઓફિસો ફોટોગ્રાફરોના એમ અનેક રાફડા ફાટયા છે. એ લક્ષ્મીપૂજકોને તો શું અગમ્ય છે ? થિઓસોફિનો આ સંબધમાં ઘણો ઉત્તમ ખુલાસો છે, અને તેમનો બોધ ખાસ ધ્યાન આપવા જોગ છે; આ બોધ પાશ્ચાત્યો તથા તેમના ભક્તો માટે છે, બાકી સનાતનીને માટે તો શાસ્ત્રોએ મશાલ લઇને બતાવ્યું છે કે મરી ગએલાનું પ્રેતાવ્હાહ્ન કરી તેને સંસારમાં પાછો ખેંચવા આકર્ષણું કરવામાં તે બિચારા જીવની અધોગતિ ઉલટી થાય છે; તે જીવ જરા

સંસ્કારી હોય અને આગળ વધવા મહેનત કરે ત્યાં પાછું સંસારનું આકર્ષણ થાય એટલે ત્રિશંકુ જેવી દશા થાય. હિંદુ શાસ્ત્રમાં મરણ વખતના સંસ્કારનું મહત્વ અને ગાંભીર્ય જો સમજાય તો પછી એ જીવ યોગ્ય રસ્તે ચાલ્યો જશે.

મરણ વખતે પાઠ કરાવવાનું; ભજન કરાવવાનું મરનારના કાનમાં 'ઓ' કરીને વગર સમજે હાલ જે પ્રાણપોક મૂકવામાં આવે છે, તે ઓમ્‌નો અપભ્રંશ છે, તે ૐકારના ધ્વનિનું તથા તે સંબંધી પાછળની તમામ વિધિઓનું તથા મંત્રોચ્ચારનું એકજ રહસ્ય છે કે જીવને પૂર્વના શરીર તથા સંબંધીઓનું વિસ્મરણ કરાવવું જોઇએ. મુડદાં બાળવાનું તથા वीत अपसर्प આદિ મંત્રોથી પ્રેતને માયા મૂકીને આગળ જવાનું કહેવા તથા ભવિષ્ય જ્ઞાનનું ભાન કરાવવા માટેજ છે.

થિઓસોફિનું એક પરિણામ જરા ધ્યાન ખેંચવા જેવું છે. સ્પિરિટવાળાને અગર થિઓસોફિવાળાને સૂક્ષ્મ ભૂતોમાંથી કાંઈ લાભ મળતો હોય તો ભલે, અગર તેમાંનો કાંઇ પોતાનું સૂક્ષ્મ શરીર છૂટું પાડીને તેમના મંડળમાં જઇ આવીને તેને કાંઇ ખાસ લાભ મળતો હોય તો ભલે, પરંતુ આ પંથના કેટલાક સાધકો જેઓ અંતર્ગત સૂક્ષ્મનો અનુભવ લેનાર ( esoteric ) સાધકોનાં શરીર એવાં કૃશ, નિરસ, શુષ્ક અને નિર્જીવ દેખાય છે કે તેમાંથી પોતાની જાતને અગર દુનિયાને શું હાંસલ થવાની આશા રહે? ઉલટું નબળાં મનવાળા માટે તો એ ભય છે કે જે વહેમ તથા બીક ઊડી ગયાં હતાં તે પાછાં નવાં સ્વરૂપ લઇને ખડાં થાય! સૃષ્ટિની માયાની રચના એવી છે કે કોઇ પણ વસ્તુનું ખરૂં સ્વરૂપ સમજનાર હજારો લાખોમાંથી જવલ્લેજ નીકળી આવે, અને તેથી કરીને નબળાં મન ઉપર આ વહેમ વધુ માઠી અસર કરે એમાં આશ્ચર્ય શું? જેમ યોગની ક્રિયામાં જોખમ છે તેમ આ esoteric સાધકોનો માર્ગ પણ રાજયોગ કહેવા છતાં હઠયોગ જેવો હોવાથી યોગનાં બધાં જોખમ તેમાં પણ છે.

યોગ માટે કહ્યું છે તેમ સાધક, અધિકારી હોય અને ગુરુ ઉત્તમ હોય તોજ ઠીક, બાકી તો આ બને માર્ગમાંથી સ્ખલિત થઇને જે દશાને પામ્યા છે તે દષ્ટિગોચર થાય ત્યારેજ આંખ ઉઘડે. વળી આટલો પરિશ્રમ કરીને પણુ શું ? યોગી પણુ સમાધિમાં હોય ત્યાં સુધી સાત્વિક, બાકી ભક્તિ અગર જ્ઞાન વગરનો આવો શુષ્ક યોગી શા કામનો ? તેની જીંદગીમાં શો સાર ? યોગ વખત યોગી અને પછી પાછો દુષ્ટ માણુસ થવામાં જીંદગીનું સાર્થક શું ? રાક્ષસો દૈત્યો વગેરે દુષ્ટ બુદ્ધિના, યોગથી રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત કરીને યોગમાંથી ઊઠયા કે તરત રાક્ષસજ હતા કે ફેર પડતો ? તપજપ યોગ વગેરે માટે તો તેટલો સમય શાન્ત રહેવુંજ પડે; પણુ તે સમય વીત્યા પછી પાછો રાક્ષસ તે રાક્ષસ કે બીજું કાંઈ ? માટે સાચા જ્ઞાન વગરના આ યોગી અગર થિઓસોફિસ્ટથી દુનિયાને શું હાંસલ ? કદાચ મલિન વૃત્તિવાળા, મલિન વિદ્યાથી નઠારાં કર્મો અથવા સારાં કર્મો અગર ખેલ નાટકો કરે છે તેવા માનસિક કસરતના ખેલ ( Mental acrobatic feats ) કર્યા તો તેથી શું વળ્યુ ? માટેજ અધિકારનું સૂત્ર કદી ભૂલવાનું નથી. ચારિત્રશુદ્ધિ વગરનું બધુંજ ધૂળસમાન છે. ચારિત્ર્ય શુદ્ધિ ત્યાંજ ખરો ધર્મ છે.

હમણાં હમણાં જમાનાની વૃદ્ધિ સાથે આ સૂક્ષ્મ ભૂતોના શાસ્ત્રમાં પણુ વૃદ્ધિ થાય છે. દરેકના શરીરમાંથી લાલ લીલાં પીળાં સફેદ એમ રજકણો નીકળે છે, ને તે ઉપરથી તે માણુસનું ખમીર સમજાય છે, તે રંગોના ફોટોગ્રાફ લેવાય છે ! વળી ‘ ઍથેરિક ડબલ ’ જે સનાતન શાસ્ત્રના ‘ પ્રાણુકોષ ’ને મળતો છે, ને જે શરીરથી લગભગ એક વેંત દૂર રહે છે તે જોવા માટે યંત્ર પણુ બનાવવામાં આવ્યું છે, ‘ એફ્રુ સ્રરેઝ ’ માફક સૂક્ષ્મ જોવાના અરીસા રૂપી પડદા ( Screens ) પણુ બનાવવામાં આવ્યા છે. આ સૂક્ષ્મ પ્રદેશના આવા અનેક પરિશ્રમોમાં સત્ય કેટલું અને ભ્રમ કેટલો તે તો બદક્ષના અનુભવીને

ખબર ! ફ્રેંચ ડૉક્ટર 'એરેડૂક' વિચારના સ્વરુપનો ફોટો લીધો હતો ત્યાર પછી તો પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્ર જેવી પ્રગતિ આ દિશામાં ઘણી વધી છે, તેમાં ખરૂં કેટલું અને ભ્રમ કેટલો તે પ્રભુ જાણે! આગળ કહ્યું તેમ અધિકારનું સૂત્રજ મુખ્ય છે.

આ પંથમાં અંગ્રેજો હતા. ૧૯૦૧ ના મુંબાઇ ઇલાકાના વસ્તીપત્રકના નિવેદનમાં એન્થોવન ( Mr. R. E. Enthoven ) સાહેબ લખે છે કે 'The disciples of Madame Blavatsky are either discreetly veiled under some other denomination, or have now been reduced to one-a fact that seems improbable in spite of the fact that days of the miracles in tea-cups and cigarettes have apparently passed away with the death of the founder of Esoteric Buddhism.'

આ પંથ સનાતની નાગરોમાં પણ જૂજ દાખલ થયો છે. ગુજરાતમાં ચુસ્ત સનાતની તે નાગર, તેમાં પણ આ પંથનો પ્રવેશ દેખાય છે! વર્ણાશ્રમનું પાલન નહિં એજ દેખાતો બાધ! ભાવનગર ચુસ્ત સનાતની અને ત્યાંજ આ પંથ વળી નાગરોમાં દાખલ થયો સંભળાય છે. આનુંજ નામ માયા ! કુદરતની બલિહારી છે !

હમણાં શ્રી કૃષ્ણમૂર્તિની આગેવાની નીચે આ સમાજનું રૂપ ઉત્તમ બંધાશે એમ દેખાય છે. શંકરના અદ્વૈત સ્વરૂપનુંજ આ બ્રાહ્મણ આચાર્યનું ધોરણ દેખાય છે. કેલીફોર્નીયામાં નવી સૃષ્ટિની કલ્પના ચાલી રહી છે!

ઉપરની પાંચ સંસ્થાઓ પૈકી પ્રથમની ત્રણ સમાજ માટે વધુ વિવેચનની જરૂર છે, કેમકે છેવટની બે મંડળી તો પાશ્ચાત્યના અનુકરણની છે પરંતુ પ્રથમની ત્રણને વૈદિક ધર્મને અનુસરીને હોવાનો દાવો કરે

છે તથા જનસમાજના નેતા થઈ સુધારાનો ઝુંડો ઉઠાવે છે. તેમના પરિશ્રમ તથા પરિણામનું જરા શાંતિ અને નિષ્પક્ષપાતપણાથી નિરીક્ષણ કરીએ.

## સામાન્ય વિવરણ.

આગળ કહ્યું છે તેમ આ સમાજોની પ્રવૃત્તિ ખાસ કરીને એકંદરીમાં ન્યાત જાત તથા તેને અંગે સ્પર્શાસ્પર્શ, મૂર્તિપૂજન, પુનર્લગ્ન પ્રતિબંધ વગેરે સામે મહાન વિરોધ હતો. આ બધી બાબતો ઘણીજ મહત્વની છે, માટે તે બદલ જરા લંબાણ પુર્વક ઉહાપોહ કરીએ તો હરકત નથી. તેમાં પહેલાં, પ્રાચીન આર્ય સિદ્ધાંતોને પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રોનું સમર્થન, ઉપર કહ્યા પ્રમાણે આ વિભાગના હવે પછીના ભાગમાં, હાલના કહેવાતા સુધારકોના ઉઠાવેલા પ્રશ્નો સંબધમાંજ ઘણે ભાગે આવશે. ક્રમે ક્રમે દરેક બાબત લઈશું; પરંતુ તે પહેલાં પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રની દૃષ્ટિએ જોતાં સમગ્રપણે બે બોલ નકામા નહિં થાય.

આર્ય—હિંદુઓની સ્થિતિ અપૂર્વ છે. આવી સ્થિતિમાં આટલા બધા લોક, ને આવડો મોટો દેશ પૃથ્વીમાં જોવામાં નહિં આવે. ખ્રિસ્તી, મુસલમાન, બૌદ્ધ સર્વેને પોતાનો દેશ, પોતાનાં રાજ્ય, પોતાની પ્રજા એ પ્રમાણે છે, ને તેથી એક વ્યક્તિને કાંઈ ઈજા થાય તો આખી પ્રજા મદદે જાય ! હિંદુને તેમાંનું કાંઈ ન મળે ! પોતાના દેશમાં એટલે કે પોતાના ઘરમાં પણ પરાધીનતા ! અને બીજે દેશ તો તેમને માટે છેજ નહિં. તુર્કોનું તુર્કસ્થાન, અરબોનું અરબસ્તાન, અફઘાનોનું અફઘાનિસ્તાન, ઈંગ્રેજનું ઈંગ્લાંડ, એજ ન્યાયે હિંદુનું હિંદુસ્થાન કહેવાય પરંતુ આવી નિરાધાર સ્થિતિમાં પરમેશ્વર સિવાય કોઇ બેલી ન મળે ! હિંદુ નામ રહ્યું છે એજ પ્રભુની કૃપા ! પરદેશી, વણિક વૃત્તિની છતાં પણ નીતિમાન, ન્યાયી અને શાણી સરકાર છે એજ બંનેનાં મોટાં ભાગ્ય !

આપણાં શાસ્ત્રોના સિદ્ધાંતોને મૂર્ખાઇ ભરેલા કહેનારા સુધારકો હમણાં જરા વિચારમાં પડ્યા છે; કેમકે જે પાશ્ચાત્યોના પોતે મૂર્તિપૂજક છે, તે જ વટલ્યા છે, અને આપણા સિદ્ધાંતો પોતાનાં ભૌતિક શાસ્ત્રોથી સાબીત કરે છે. ઈમર્સન, કાર્લાઈલ ડ્યુસન આદિ મહાન પુરુષો આપણાં પુસ્તકોને અમાનુષિક કહે છે! દીલગીરી એટલીજ કે કોઇ કોઇ ભૌતિક શાસ્ત્રના સિદ્ધાંતો, ઘણાં વર્ષ ઉપર શીખવાડતા તે જ હજી અહિં ચાલ્યા કરે છે, અને યુરપ અમેરિકામાં હંમેશ બદલાતા જાય છે. દાખલા તરીકે આપણા નસીબમાં હજી નાસ્તિકવાદ જડવાદ વગેરે લાગ્યા છે. ટીન્ડલ, ડાર્વિન, હુસકલી, હેકલ વિગેરેના સિદ્ધાંતો હજી અહિં વંચાય છે. યુરપ અમેરિકામાં તેમનું નામ ભુલાઇ જવા માંડયું; હાલ પશ્ચિમમાં નાસ્તિક જડવાદી છેજ નહિં, એમ એક રીતે કહી શકાય; આત્માવાદી થયા છે: માત્ર તેમના અનુયાયીઓ આપણા મહાત્માઓ પાશ્ચાત્યોના રદ થએલા જુના સિદ્ધાંતોને વળગી રહ્યા છે, તે જ સ્થિતિ દરેક બાબતમાં છે. પાશ્ચાત્યની હાલની જાગ્રતિ અહિં ભાગ્યેજ પ્રકાશ પામી છે. પાશ્ચાત્યોની જાગ્રતિનાં થોડાં દૃષ્ટાંત આપીએ.

(૧) વર્ણાશ્રમની આપણી વ્યવસ્થા પાશ્ચાત્ય પંડિતો ઉત્તમ કહે છે, અને કહે છે કે તેમને–પાશ્ચાત્યોને–બચવું હોય તો તે જ ધોરણ લેવું જોઇએ, આ સંબંધમાં સારી સંતતિ માટે Science of eugenics થયાં છે, તેમાં ચીકાગોના પ્રસિદ્ધ પ્રોફેસર આલ્બર્ટ એબ્રાહામ્સ બહુજ આગળ ધપે છે. સામુદ્રિક ઉપરથી વર્ણ પારખે છે, તે ઉપરાંત રક્ત ઉપરથી વર્ણ ઓળખે છે. આ શાસ્ત્ર એટલું વધ્યું છે કે કોઈ સ્ત્રી પુરુષને લગ્ન કરવાં હોય તો રક્તનું બિંદુ મોકલી આપે તે ઉપરથી નિર્ણય કરી આપે છે કે એ બેને બનશે કે કેમ? ઉંચી જાતના પુરુષનું રક્ત હલકી સ્ત્રીના રક્ત સાથે મેળવતાં તેનાં સંતાન સંભવ નિવડશે, નીચો પુરુષને ઉંચી સ્ત્રી હશે તો અધમ સ્ત્રી કરતાં પણ અસંભ

સંતાને થશે, વગેરે ભવિષ્ય સાચાં પડે છે. આજ તત્ત્વ આપણું લોમ વિલોમ લગ્નનું સ્મૃતિ કહે છે.

(૨) તેજ પ્રમાણે કુળ ગોત્રમાં લગ્ન કરવાથી પ્રજા નબળી પડે છે, એ પણ રક્તનાં બિંદુથી સાબીત કરે છે. આજ કારણસર પિતા તરફથી અમુક અંતર, તથા માતા તરફથી અમુક અંતર, સ્મૃતિઓએ બતાવ્યું છે. મુસલમાનોમાં જે ગણિત શાસ્ત્ર ઉંચ્ચ કોટિએ પહોંચ્યું હતું તેમાંનું હાલ ક્યાં છે ? કારણ શું ? વ્યાધિ વગેરે અનેક પરિણામોનાં કારણો તેમાંથીજ બતાવવામાં આવે છે.

(૩) પાશ્ચાત્ય લગ્ન રિવાજથી હિંદુઓ મોહી પડે છે તે જરા જોઈએ. ઠેઠ પ્રસૂતિની પૂર્વે એક મિનિટ પહેલાં પણ સ્ત્રી પાશ્ચાત્યોમાં લગ્ન કરી શકે છે અને પ્રસૂતિ થયા પછી બીજીજ મિનિટે પણ છેડા છૂટા કરી શકે છે. હાલમાં તો વળી જુના કાયદાને સુધારીને ( amendment ) કર્યું છે તેમાં પ્રસવ પછી પણ પુરુષ કહે કે મારૂં બાળક છે તો લગ્ન કાયદેસર ! હવે છેડા છૂટા માટેનાં કારણો જોતાં પશુને પણ હસવું આવે તેવાં ! ઓસ્ટ્રીઆના એરન અંજેલ નામના માણસે બે વર્ષમાં ૬૦ સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં ! કેટલા દાખલા આપીએ ? રોજ વર્તમાન પત્રોમાં ભવાડા જોવામાં આવે છે. પાશ્ચાત્યોમાં સૌથી અગ્રેસર અમેરિકાની દશા તો ભલભલા સુધારકને કંપાવે તેવી છે. આવી સ્થિતિ હિંદુ તો શું પણ એશિઆનો કોઈ પણ રહીશ સહન કરી શકશે ? પુનર્લગ્ન બાજુ રાખતાં એક પુરુષ અનેક સ્ત્રી કરી શકે, અને એક સ્ત્રી અનેક પુરુષ કરી શકે તેને શું કહેવું ? પાંશ્ચાત્ય પંડિતોજ આને પશુવૃત્તિ કહે છે. રૂશિઆનો મહાત્મા ટોલ્સ્ટોય ( Tolstoy ) કહે છે કે " પ્રથમના દીકરા ઉપર જેમ સર્વ સામાન્ય ધિઃક્કાર હોય છે તેમ અમુક માણસને હતો ". આનું કારણ શોધતાં એજ નીકળે છે કે એ પ્રથમનો દીકરો કોનો તે પ્રભુ જાણે ! તેથીજ બાપને પ્રથમનો દીકરો અળખામણો હોય તો એમાં

શું આશ્ચર્ય ? તત્ત્વવેત્તા કોમ્પ્ટે સ્વતંત્રપણે ચિકિત્સા કર્યા પછી કહે છે કે "વર્ણાશ્રમનું જે ધોરણ છે તે જાણે કે પોતે કરેલા નિર્ણય પ્રમાણે ન હોય !"

(૪) સૂર્ય ચંદ્ર ગ્રહણ વખતે આપણાં શાસ્ત્રો પ્રથમ તથા પછીથી પેટ ખાલી રાખવાનું કહે છે, તેનું રહસ્ય પાશ્ચાત્યો હમણાં સમજ્યા છે કે પશુ પક્ષી પણ તે વખતે ખાતાં નથી; કેમકે પેટમાં વાયુ થઇને બગાડ કરે છે, માટે ખાવું ન જોઇએ, એવું પશુ પક્ષીને સહજ જ્ઞાન હોય છે.

(૫) રજસ્વલાના સંબંધમાં પ્રો. એબ્રાહામ્સે એક વખત તેની નોકર સ્ત્રીને, એક સુંદર ફુલ દેખીને તે ફુલ લાવવા કહ્યું. ફુલ તે બાઇએ હાથમાં લીધું કે તરતજ કરમાઈ ગયું, બીજું લાવી તે પણ કરમાયું. તપાસ કરતાં જણાયું કે જ્યારે જ્યારે રજસ્વલા હોય છે ત્યારે ત્યારે આ પ્રમાણે થાય છે, તે ઉપરથી તેણે અખતરા કર્યા ને ઠરાવ્યું કે તે વખતમાં સ્ત્રીમાં ઘણુંજ ઝેરી વિષ થાય છે જેને મેનો-ટોકસીન ( Manotoxin ) કહે છે. માટે તે સમયમાં સ્ત્રી બીલકુલ અસ્પર્શ્ય રહેવી જોઇએ. આ રહસ્ય, પારસી કોમ જેવું કોઈ સમજ્યું દેખાતું નથી.

(૬) મૂર્તિપૂજા સંબંધમાં સને ૧૯૦૮ માં પારીસની પ્રખ્યાત ભૌતિક શાસ્ત્રી Mrs: Fenelon મેડમ ફેનેલને વીજળીના તારને છેડે રંગબેરંગી ખડી ચાકના ટુકડા બાંધી અખ્તરા કરતાં અનાયાસ એક ગાયન ગાયું તેનું ચિત્ર બોર્ડ ઉપર પડયું; પ્રથમ ગભરાઇ કે શું કંઈ ભૂત હશે ? ભૂતને તથા ઇશ્વરને નહિ માનનારી છતાં ચમકી ! પાછી હિંમત આણીને સજ્જ થઇ; પછી બીજી વાર બીજું ગાયું તો બીજું ચિત્ર પડયું. પછી એક વખત સર્વ સંગ્રહ ( એનસાઇક્લોપિડિયા ) માં વેદના સ્વરની વાત વાંચી, તે ઉપરથી તેને કૌતુક થયું, ને કોઈ

હિંદુની શોધ કરતાં એક બંગાળી બ્રાહ્મણ જડી આવ્યો; તેને પૂછતાં કહે કે હું તો ઘણા વર્ષથી અહીં છું તેથી મને કંઈ આવડતું નથી તો પણ નાનપણમાં મારી માએ ભૈરવાષ્ટક બંગાળીમાં શીખવાડયું હતું તે જેવું તેવું ગાઈ શકું; એ ગાયન તેણે ગાયું તે ઉપરથી કાશીમાં છે તેવાજ ભૈરવનું કુતરા સાથેનું ચિત્ર પેલા ,પાટીઆ ઉપર પડયું. આજ પ્રમાણે માનચેસ્ટરના પ્રો૦ વુડે ( Wood ) ચારેક વર્ષ ઉપર ગોપાળ મંત્ર અહીં આવી શીખીને વિલાયત જઇ પોતાની પ્રયોગશાળા ( લેબોરેટરી )માં તે મંત્રનો જપ કર્યો તો તે પરથી ગાયો વાછરડાં વચ્ચે શ્રી કૃષ્ણની મૂર્તિ બોર્ડ ઉપર ખડી થઇ ગઇ. અવાજ ( Sound )ના ફોટા પારીસમાં હાલ પણ લેવાય છે. મૂર્તિ સંબંધનું આ રહસ્ય ઈસ્લામી, ખ્રિસ્તિ તથા સમાજી બધુ સમજે તો દ્વેષ રહે ખરો ?

(૭) અર્જુનના દિગ્વિજયમાં મેક્સિકો આવી જાય છે એ હવે પાશ્ચાત્યોએ ત્યાંના ઇતિહાસથી વીસેક વર્ષ ઉપર પુરવાર કર્યું છે; એટલે ભૂગોળનુ જ્ઞાન પણ આર્યોનુ હાલ સુધારકો માને છે તેવું કેમ હોઇ શકે ? આર્ય દિગ્વિજયો પાંચે ખંડમાં થતા હતા.

આ પ્રમાણે અનેક દૃષ્ટાંતો આપી શકાય. અસ્તુ. હવે એક પછી એક બાબત અનુક્રમે લઇએ. પ્રથમ વર્ણાશ્રમ, ન્યાતજાત, સ્પર્શાસ્પર્શ લઇએ.

## વર્ણાશ્રમ—ન્યાત જાત—સ્પર્શાસ્પર્શ.

પ્રથમ ન્યાત જાત-વર્ણાશ્રમ-નો મુદ્દો હાથપર લઇએ. દુનિયામાં એકલું સુખ અગર એકલું દુઃખ છેજ નહિં, મિશ્રિત અને મુકાબલે છે; માત્ર સુખ દુઃખના પ્રમાણ ઉપર આધાર છે. મુકાબલેથીજ સુખી કે દુઃખી કહેવાય છે. મહારાજા આગળ રાજા દુઃખી, અને રાજા આગળ તેના ભાયાતો અગર ઈનામદારો અગર તાબાના ઠાકોરો દુઃખી. આ પ્રમાણે, ન્યાત જાતથી સુખ અથવા દુઃખ છે તેનો મુકાબલો,

જે લોકોમાં તેવી સંસ્થા પ્રત્યક્ષમાં નથી તેમની સાથે કાંઇક કરવો રાસ્ત થશે. ન્યાત જાત નથી તેવા લોકો ખરેખર સુખી હોય છે કે કેમ ? અથવા તો "ન્યાત જાત" શબ્દ નહિં પણ બીજી રીતે તેવા ધોરણે તે લોકોને રહેવું પડે છે કે કેમ ? આ લોકોનું જીવન આદર્શ રૂપ છે કે કેમ ? આ બધું તપાસવાની જરૂર છે. આંખ ઉઘાડીને જોવાથી જણાશે કે ધંધાને અંગે અગર સામાજીક પ્રસંગોને લઇને ન્યાતો કરતાં પણ વધારે સખત વાડાઓ તેમનામાં હોય છે. આવી સખ્તીની ન્યાતો તેમનામાં પડે છે તોપણ પાછો પોકાર તો ખાલુજ છે. પાશ્ચાત્યો આદિ નવી પ્રજાઓ છે. હિંદુ પ્રજા આ બધી ક્રાંતિઓમાંથી પસાર થઇને બધા અનુભવ લઇને વૃદ્ધ થઈ છે ન્યાત જાત જેવાં બંધન સિવાયની બાકીની પ્રજાઓ સુખીજ છે કે કેમ તે બધા આંકડા મુકીને ન જોવાય ત્યાં સુધી કેમ નિર્ણય થાય ? એ આંકડા શી રીતે મળે ? માટે લાંબી ભાંજઘડ રહેવા દઇ, આપણે આપણું જોઇએ. આખી દુનિયાની પટલાઇ કેમ બની શકે ? 'એસોશીએશનો' ની સંસ્થા સામે હડતાળોનો પાશ્ચાત્ય પવન ફુંકાયો છે, તેમાં બન્ને પક્ષો તે બે ન્યાત અગર તડ નહિં તો શું ? તે તડમાંથી છુટું પડનારની શી વલેહ થાય છે ? કેટલો જુલમ ? અસ્તુ.

ન્યાતની ઉત્પત્તિનો એકજ શબ્દ 'અનુકૂળતા'માં આવી જાય છે. સ્થળ સમય અને પાત્રોને લઇને સરખા આચાર વિચારવાળાએ પોતાના વાડા બાંધ્યા તે જ 'ન્યાત' છે. સ્વદેશ સામી દુશ્મનાવટથી, અથવા લોકોને પાયમાલ કરી નાખવા માટે, અથવા નિશામાં, અથવા આત્મ હત્યા કરવા માટે આ વાડા બંધાયા નથી, એ તો ઐતિહાસિક વાત છે. વળી આ વાડા એક પ્રકારની 'એસોશીએશન' છે, પણ તે બાંધનાર અમુકજ વ્યક્તિઓ હતી એમ નથી. અમુક વખતમાં અમુક માણસે અમુક ન્યાત બાંધીને ત્રાસ આપ્યો એવો કોઇ ઈતિહાસ છેજ નહિં. સારૂં કરતાં નરસું થાય એમાં કોનો દોષ ? મીઠાઈ ખાતાં દાંતથી જીભ

કરડાય તો દાંતને શિક્ષા કરવી ? હાથેજ ઓઠો વાગે તેમાં કોને કહેવું ? વળી ' જરૂરીયાત 'નું તત્ત્વજ જે તે વખત ગ્રહણ થએલું છે. વિકાર થવો એતો કુદરત છે. ક્યાં વિકાર થયો નથી ? કુદરતને રોકનાર કોણ છે ?

હવે સ્મૃતિઓ સંબધમાં જુઓ કે સ્મૃતિઓ એકજ વખતમાં લખાઈ અગર સમયના અંતરે લખાઈ તેનો નિર્ણય કરવાનો આ પ્રસંગ નથી, તોપણ એટલું તો છે કે સ્મૃતિઓ બધી એક સરખી રીતે કહેતી નથી તેનો અર્થ શો ? સ્થળ સમય વગેરે સંજોગોને લઇને જૂદી જૂદી સ્મૃતિઓ થઇ છે. કોઈપણ સ્મૃતિ અગર પુરાણ અમુક વર્ગના લોકના દ્વેશ ખાતર બન્યું હોય એમ જણાયું નથી, માટે દ્વેશ અને તિરસ્કાર દૂર કરી સ્મૃતિકારો જેવી દષ્ટિથી ભેગા મળીને, દુશ્મનીના ભાવથી નહિં પણ દોસ્તીના ભાવથી, નાશ કરવાના ભાવથી નહિં પણ દુરસ્તી અથવા સહાય કરવાના ભાવથી, વિચાર કરીને નિર્ણય ઉપર આવવામાં કોઇથી વાંધો લઇ શકાય તેમ છે ? આર્ય વર્ણાશ્રમની વ્યવસ્થામાં તિરસ્કાર માટે અવકાશજ નથી, કેમકે બધુંજ બ્રહ્મમય છે. પ્રકૃતિના ત્રણ ગુણને લઇને ચાર વર્ણ થયા છે. એકજ ગુણ હોત તો એક વર્ણ થાત. સત્યયુગમાં એક સત્વ ગુણ હતો ત્યારે બધા બ્રાહ્મણ હતા, હાલ કલિયુગમા તમો ગુણ સામાન્ય હોવાથી બધાજ શુદ્ર રૂપ થયા છે. તમોગુણવાળા તે શુદ્ર, તથા રજોગુણવાળા તે વૈસ્ય, મિશ્ર રજોગુણ તથા સત્વ ગુણવાળા તે ક્ષત્રિય, અને સત્વ ગુણવાળા તે બ્રાહ્મણ—આ પ્રમાણે પ્રકૃતિમાં એટલે કે કુદરતમાંજ છે ત્યાં શો ઉપાય ? વળી बृहदारण्यक ઉપનિષદ્‌માં તો ક્ષત્રિયની ઉત્પત્તિનુ કારણ પણ લખ્યું છે. **ब्रह्मवाइदमग्रआणसीदेकमेव । तदेकंसन्न व्यभवत्तच्छ्रेयोरुपमत्यसृजते क्षेत्रं+++तस्मात्क्षत्रात्परनास्ति+ ++क्षत्रएवत्तद्यशोदधाति ॥** પૂર્વે એકલો બ્રાહ્મણ વર્ણ હતો. તે પોતાનું કાર્ય બરાબર ન બતાવી શકયો. તેણે પોતાના તેજમાંથી દક્ષતર ક્ષત્રિય વર્ણ સર્જ્યો. તે ઉત્તમ ક્ષત્રિય વર્ણને પોતાનો યશ સમર્પ્યો—મતલબ કે બ્રાહ્મણ તે જ ક્ષત્રિય.

વર્ણાશ્રમ અગર ન્યાત જાત સંબંધે સૃષ્ટિમાંથી મળે તેટલી પ્રાચીન હકીકતનું નિરીક્ષણ કરીએ. વેદમાંજ **પ્રજાપતિએ મનુ** તથા **શતરૂપાનું** રૂપ લઇને, ઠેઠ કીડી સુધીની સૃષ્ટિ ઉત્પન્ન કરી છે (જુઓ **बृहदारण्यक अध्याय १ चतुर्थ ब्राह्मण मंत्र ४**). આ પ્રમાણે હોવાથી કોણ કોનો દ્વેશ કરશે? શ્રીમદ્ભાગવતના નવમા સ્કંધના ચઉદમા અધ્યાયનો શ્લોક ૪૮ તથા એકાદશ સ્કંધના ૧૭ મા અધ્યાયના શ્લોક ૯ થી ૧૩ જોવાથી પણ રૂપકની ખુબી જણાશે કે મૂળ 'હંસ' નામનો એકજ વર્ણ હતો. આ **हंस** શબ્દમાંજ રહસ્ય છે. **अहम् सः** નુ ટુંકું રૂપ તેજ **हंस** છે. મતલબ કે એક બ્રહ્મજ હતું હવે જેમ વર્ણ એક હતો તેમ વેદ પણ ૐકાર રૂપે એક હતો એમ કહેલું છે, વાસ્તવમાં વેદ તો અસંખ્ય હતા, પરંતુ કાળે કરીને નાશ થવાથી જે કાંઈ બચ્યું તેમાંથી પછી **વ્યાસ** ભગવાને વ્યવસ્થા કરીને, વિભાગ પાડીને, ચાર વેદનું રૂપ આપ્યુ: એટલે કે શ્રીમદ્ ભાગવત્માં કૃતયુગના સમયમાં એકજ વર્ણ એકજ વેદ હતો એમ કહેલું છે, તેમાં ધર્મનુ રૂપક કેવું સમજાવ્યું છે? વળી તે સમયમાં કર્મ તથા ઉપાસનામાં માત્ર ઈશ્વરનું માનસિક ધ્યાન હતું. આ પ્રમાણે કૃતયુગનું સ્વરૂપ આપેલું છે. પછી કૃતના અંત અને ત્રેતાની શરૂઆતમાં, સત્વગુણ શિથિલ થઇ રજોગુણનું પ્રાબલ્ય વધવાથી ધર્મ તથા કર્મમાં ક્રાન્તિ થવાથી ઈશ્વરના શ્વાસરૂપ ૐકાર રૂપી એક વેદના ત્રણ થયા: તે **ऋक्‌यजुस्** અને **साम**. આ ત્રણ વેદમાંથી ત્રણ વર્ણ થયા, તે જ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, ને તે જ **सत्व**, **रजस्** અને **तमस्**ના થયા એમ કહેલું છે એ પ્રાચીનમાં પ્રાચીન **ऋग्वेद**, તેમાં વૈશ્ય, ક્ષત્રિ તથા બ્રાહ્મણ **भूः भुवः** અને **स्वः**માંથી થયા એમ કહેલું છે (**ऋग्वेद** ૧-૬-૧૧) **यद्‌ब्राह्मण राजनिवायजत्रे** પણ પ્રથમના મંડળમા છે. પછી પાછું પુરૂષસૂક્તમાં ચારે વર્ણનું પૂર્ણ રૂપક દેખાય છે. કેટલાક પંડિતો, આ ઉપરથી એમ પણ કહે છે કે વેદમાં પાછળથી ઘુસ્યું છે;

ને તેમાં પણ પ્રથમનું, તથા છેવટનું દસમું, જેમાં પુરૂષસૂક્ત છે તે, એમ એ બન્ને મંડળ પાછળથી થયાં છે. પાશ્ચાત્ય પંડિતો ઉપરની અંધ શ્રદ્ધાને લઇને આર્ય પંડિતો પણ કેટલાક આવો ધ્વનિ કરે છે. પરંતુ આ બે મંડળ સિવાય પણ વર્ણ વિભાગ દેખાય છે તેનું કેમ? क्षत्रिय શબ્દ ऋग्वेद संहितामा ઘણે ઠેકાણે છે (જુઓ ૭-૪ ૬૪-૨, ૮-૪-૨૫. ૮-૭-૬-૭-૧). તે જ પ્રમાણે विश પણ દેખાય છે. આ સુધારાવાળા પંડિતો ગમે તેમ કેહે પરંતુ पुरुषसूक्तનો મહિમા શુદ્ધ આર્યને કદી શંકાસ્પદ થવાનો નથી. વળી पुरुष सूक्त-માંજ ऋक् यजुस् અને साम દેખાય છે તો પછી આ સૂક્ત પાછળ-થી કેમ સંભવે? વળી यजुर्वेदમાં પણ ચાર વર્ણ કહેલી છે તેનું કેમ? અસ્તુ.

વાસ્તવમાં જો કે ચાર વર્ણ તથા ચાર આશ્રમ અનાદિ છે તો પણ એક બ્રહ્મના ભાન માટે, તેમ અભેદ વૃત્તિ થવા માટે આ એકનું અનેકત્વ માત્ર એક રૂપક દેખાય છે; બાકી બ્રહ્મમાં ભેદ હોઇ શકેજ નહિં, અને તે જ ધોરણે શ્રીમદ્‌ભાગવતમાં કૃતયુગ માટે એક ધર્મ, એક વેદ અને એક વર્ણનું રૂપક છે. આ બધુ ગમે તેમ હોય પરંતુ पुरुषसूक्तનું રહસ્ય ઘણુંજ મનન કરવા લાયક છે, માટે તેનું સહજ અવલોકન કરીએ.

યજ્ઞપુરૂષનાં ચાર અંગમાંથી ચાર વર્ણ થયા. આ વર્ણોના આચાર વિચાર ઉપરથી જે તે અંગમાંની ઉત્પત્તિનું રૂપક સમજી શકાશે. મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, સાથળમાંથી વૈશ્ય, અને પગમાંથી શૂદ્રની ઉત્પત્તિ કહેલી છે. હવે 'વર્ણ'ની ઉત્પત્તિ સાથે 'આશ્રમ'ની પણ કહેલી છે, તેના રૂપકની મજા જુઓ કે માથામાંથી સન્યસ્ત આશ્રમ, છાતીમાંથી વાનપ્રસ્થાશ્રમ, હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ, અને પેઢુમાંથી ગૃહસ્થાશ્રમ. આ પ્રમાણેની વર્ણાશ્રમની ઉત્પત્તિમાં કેટલું રહસ્ય છે તે જાતે સમજવાનો પ્રયત્ન કરવાથીજ

સમજાશે. આ પ્રમાણે યજ્ઞ રૂપ પુરુષ તે એક જાતનું મનુષ્ય જાતિ (Human race)નું શરીર સમજવાનું છે. ब्राह्मणोऽस्य मुखमासीत्‌નો શબ્દશઃ અર્થ જોતાં વિરાટ્‌નું મુખ તે બ્રાહ્મણ હતું; 'મુખમાંથી ઉત્પન્ન થયા' એમ નહિં લખતાં આ પ્રમાણે લખેલું છે; મતલબ કે બ્રાહ્મણને વિરાટ્‌ના મુખનું 'રૂપ' આપ્યું છે. વેદનો ब्रह्म શબ્દ મુખથી બોલનાર તે ब्राह्मण. તે જ પ્રમાણે बाहूराजन्यः कृतः તથા ऊरू तदस्य यद्वैश्यः માં 'ક્ષત્રિય' તથા 'વૈશ્ય'ને માટે રૂપક છે. ક્ષત્રિય માટે राजन्यः कृतः શબ્દો છે, પણ રૂપક તે જ છે: માત્ર 'શૂદ્ર'ના રૂપકમાં अजायत શબ્દ છે, એટલે કે 'જન્મ' વાચક શબ્દ છે, એટલે કે શૂદ્રની 'ઉત્પત્તિ' પગમાંથી કહેલી છે; અને આગલી ત્રણ વર્ણમાં 'ઉત્પત્તિ' અગર 'જન્મ' વાચક શબ્દ વપરાયો નથી. પગના રૂપકથી શૂદ્રને ગતિવાચક કહેલો છે તે માત્ર તેના ધંધાનું રૂપક છે. વળી પગનો દેવ વિષ્ણુ! કેટલો મર્મ છે?

આ ચાર પ્રકારના વિભાગમાં એક બીજું રહસ્ય છે. બ્રાહ્મણને મુખનું સ્થાન આપ્યું છે તેમાં જુઓ કે બીજા ગમે તેટલા વિદ્વાન પાકે પરંતુ અવિદ્વાન બ્રાહ્મણ જેવી શુદ્ધ વાણી, તેમાંથી કેટલાને પ્રાપ્ત થાય છે? શાસ્ત્ર, જ્ઞાન, કાયદા કાનુન આપવાનું કાર્ય મુખ્યત્વે બ્રાહ્મણોનુંજ હતું. હાલ પણ હજારો વર્ષ ઉપર પાડેલા ભેદનો આ ભેદ (રહસ્ય) પ્રત્યક્ષ છે. મુખની કામગીરીમાં બોલવું, શિખવવું, વાદ કરવો વગેરે જીભના કામની (લાડુઆનો પણ સમાસ થઇ શકે) કુદરતી કુશળતા હજી પણ બ્રાહ્મણની મુકાબલામાં અવિચ્છિન્ન તથા સર્વોત્કૃષ્ટ છે. ક્ષત્રિયોને બોલવું થોડું, પણ શૌર્ય, બળ, અને પરાક્રમદર્શક કર્મ ઘણું દેખાય છે, માટેજ તેને બાહુનું સ્થાન મળ્યું. વાક્‌ચાતુર્યમાં બ્રાહ્મણને પહોંચવું મુશ્કેલ. જનક જેવા સમર્થ પણ, અજ્ઞાન બ્રાહ્મણ શિષ્ય થઇને આવે તો પણ તેની યોગ્યતાને માન આપતા હતા. બોલવાનું–બોધનું–કામ બ્રાહ્મણનેજ હતું. વૈશ્યનું સ્થાન ઉરૂ–હૃદયથી માંડીને

જંઘા સુધીનો ભાગ છે. વૈશ્યના હૃદયમાં કુદરતી શાંતિ, સહનશીલતા, દયા, ડહાપણ, અન્ન ઉત્પન્ન કરી બધાનું પોષણ કરવાનું, એમ મોટા પેટનો ભાવ સૂચવે છે; અને શુદ્રને પગનું સ્થાન આપીને સેવા ધર્મની કુશળતા સૂચવી છે. આનો અર્થ એટલોજ છે કે, આગળ કહ્યું તેમ, ગુણ અને કર્મને લઇનેજ જન્મથી વર્ણો બધાઈ છે, ને તે જ પ્રમાણે તેમના સ્વભાવ હજી તે જ ધોરણે સાધારણપણે દેખાય છે. જીવો અનાદિ કહેલા છે, એટલે કેમ બદલાય? પાણીની માછલીનું જીવન પાણીજ છે, દુધમાં નાંખે તો ઉલટી મૃત્યુ પામે. વળી મજા જુઓ કે મુખ અને હાથ અરસપરસ સહાયક છે: એક વગર બીજું નકામું; બને ભેગાં થાય તો પણ પેટ વગર નકામું: અને જો પગની મદદ ન હોય તો ત્રણે નકામાં! મતલબ કે ચારે વર્ણો એકમેકને આધારે છે. વળી માથા ઉપરનું પાણી હાથ તથા પેટ ઉપર જઇ શકે પણ નીચેનું પાણી માથા ઉપર નહિ જઇ શકે. આ બધી કુદરતનીજ વ્યવસ્થા છે, પછી ક્રાન્તિ તો થયાજ કરશે.

ઉપર મુજબ ચાર વર્ણને ચાર સ્થાન આપી, તેમની ઉત્પત્તિ સમજાવીને શાસ્ત્ર બેસી રહ્યું નથી, પણ આગળ વિરાટ્‌માંથી ઉત્પત્તિનો વિસ્તાર એટલો કર્યો છે કે કોઇ ભાગ્યેજ રહી જતુ હશે. વિરાટ્ સૃષ્ટિની રચનાની કલ્પનામાં 'મહત્તત્વ'થી માંડીને ઇંદ્રિયો, તેના દેવતાઓ, પાચ તન્માત્રાઓ, ઋષિયો, મનુઆદિ પુરૂષો, વિષયો, ઉત્તમ વર્ગ સાથે ભૂત, પિશાચ, દૈત્ય, રાક્ષસ વગેરે; જડ, ચેતન એમ આખી સૃષ્ટિની કલ્પના વિરાટ્‌માંથી થએલી છે. વળી તેના અવયવમાંથી ચઉદ લોક કલ્પાયા; વેદ, દિશાઓ, ઇતિહાસ, પુરાણો (શ્રીમદ્ ભાગવત સ્કંધ, ૩ અધ્યાય ૧૨ જુઓ), આત્મવિદ્યા, જપ, તથા દયા, સત્ય, વિદ્યા, દંડ, નીતિ, કામ, ક્રોધ, લોભાદિ, છંદ, ૐકાર, સ્વર, એમ આખા બ્રહ્માંડમાં છે તે બધુંજ વિરાટ્‌માં કલ્પાયું છે તો પછી આવી સંજોગો અને રૂપકમાં ભેદ કેમ હોઇ શકે?

વર્ણાશ્રમના તિરસ્કારનો તો ખ્યાલ પણ કેમ કરીને થઇ શકે ? એકજ વસ્તુમાંથી બધાંની ઉત્પત્તિ બતાવી ત્યાં નાનું મોટું કોણ ? ત્યાં 'બોલશેવિક્' માટે પણ ક્યાં અવકાશ થયો ? માત્ર 'ત્રેતા'ના અંતમાં અને 'દ્વાપર'ની શરૂઆતમાં ન્યાતો વધી, કેમકે પશુવૃત્તિ વધી. માનસિક ને બદલે વ્યવહારિક સૃષ્ટિ થઇ. ને તેથી 'લોમ-વિલોમ' લગ્ન વ્યવહારથી, ન્યાતો થઇ. સૂત પુરાણી જેવા તે જ અરસામાં થયા. માટે વર્ણાશ્રમને અંગે વિવાહના વિષયમાં પણ યુક્તિ કેવી ઉત્તમ કહેલી છે તે જરા જોઇએ.

સજાતીય સ્ત્રી કરવાનો પ્રથમ વિધિ છે; પરંતુ જે પુરૂષની કામ વાસના પ્રબળ હોય અને વેગ રોકી ન શકે તેને માટે અનુક્રમે ઉત્તરોત્તર ઠેઠ શૂદ્ર સુધીની સ્ત્રી કરવા પણ માર્ગ રાખ્યો છે. આ ક્રમથી વિપરીત લગ્ન એ છે કે શૂદ્રનો બ્રાહ્મણી સાથે જો સંબંધ થાય તો તેને 'વિલોમ' લગ્ન સંજ્ઞા આપીને દૂષિત કહેલો છે. આ પ્રમાણે સજાતીય લગ્ન સિવાયનાં 'લોમ' અગર 'વિલોમ' લગ્નના પ્રસંગથી, આ ચાર વર્ણના 'સંકર'–મિશ્રણ–માંથી બીજી ન્યાતો જાનો ઉત્પન્ન થઈ છે. (લગ્ન સંબધમાં ભૌતિકશાસ્ત્રના હમણાના રક્તાશાસ્ત્ર સંબધમાં ઉપર કહેવાઇ ગયું છે. વળી દીલની વિશાળતા જુઓ કે આ પ્રમાણેનાં લોમ લગ્નમાં પણ અધિકાર પરત્વે ઉચ્ચ પદ્વીઓ અપાઇ છે. એટલે ઉપરના વર્ણમાં બ્હડતી (Promotion) મળ્યાના દાખલા પુષ્કળ છે. બ્રાહ્મણોએ પોતાનાથી ગમે તે ઉતરતી વર્ણની સ્ત્રીમાંથી ઉત્પન્ન કરેલા પુત્રોને બ્રાહ્મણ કર્યા છે. કાક્ષિવાને શૂદ્ર સ્ત્રીમા ઉત્પન્ન કરેલા પુત્રોને બ્રાહ્મણ કર્યા હતા. મહાભારતના શાંતિ પર્વના ૧૨૪ મા અધ્યાયમાં, **પરાશર** મુનિ પોતે કહે છે કે મારા પિતામહ, **ઋષ્યશૃગ**, **કાશ્યપ**, **મતંગ**, **દત્ત-કુમાર** અને **માત્સ** આદિ ઘણા ઋષિઓ તપથી પોતાના "મૂળ સ્વરૂપ," બ્રાહ્મણપણાને પામ્યા હતા. વિશેષમાં વળી, **ઋષ્યશૃંગનો**

જન્મ મૃગલીમાંથી, કૌશિકનો કુશમાંથી, જાંબુકનો જંબુકીથી, ગૌતમનો સસલીથી, વસિષ્ઠનો ઉર્વશી અપ્સરાથી, અગસ્ત્યનો, 'કુંભમાંથી' જન્મ! આ લોકોનો ફીગો વર્ણ ! મૂળ ગોત્ર અંગિરા, કાશ્યપ, 'વસિષ્ટ' અને ભૃગુ છે. બાકીનાં બધાં કર્મવડે ઉત્પન્ન થયાં છે. આવા શાસ્ત્રના પ્રસંગોના, કેટલાક ઉત્સાહી સુધારક વિદ્વાનો જાણી જોઇને વિપરીત અગર ઉલટ ભાવાર્થ કરે છે. 'કર્મ'નેજ વર્ણપણુ આપવાના રઘવાટમાં તેઓ ઘોટાળો કરી નાખે છે. જાબાલ સત્યકામને આ ઉત્સાહી ગૃહસ્થો તેમના હિસાબે 'શૂદ્ર' કહે છે; તેજ રીતે ઐત્તરેય બ્રાહ્મણ (૨-૩-૧૯) માં કવષઐલુશ, શૂદ્ર છતાં ઋષિ થયા એમ કહે છે. આ પ્રમાણે કેવળ કર્મને મહત્ત્વ આપવા આવા અનર્થો કરીને ઘોટાળા કરે છે. પણ આ તર્કો પાયા તથા આધાર વગરના છે. એક માણસ કહે કે ગીતામાંજ 'ચાહ'નો ઉલ્લેખ છે. सर्वस्य 'चाहं' हृदिसन्निविष्टः +++ આવા અર્થો માટે શો ઇલાજ? ગીતામાં मद्याजी मां नमस्कुरु । તેમાં मद्याजी તે 'મદ્યને ભજનાર' એમ અર્થ થાય ત્યાં શો ઇલાજ? आपस्तंबसूत्र (૨-૫-૮૦) મા 'કર્મ'થી બ્રાહ્મણપણુ તથા શૂદ્રપણું મળ્યા બાબત ઉલ્લેખ છે તેનો વાસ્તવિક અર્થ તો એમ છે કે મૂળ જે વર્ણો બનાવી-सृष्टम्-તે જ 'કર્મ'ના ધોરણે લઇને કરેલ છે. મહાભારતના શાંતિપર્વમાં કહ્યુ છે કે न विशेषोऽस्ति वर्णानाम् सर्वं ब्राह्म मिदं जगत् । ब्रह्मणा पूर्व 'सृष्टं' हि कर्मभिर्वर्णतांगतम् ॥ આ પ્રમાણે ગીતામાં પણ चातुर्वर्ण्यं मया 'सृष्टम्' गुणकर्मविभागशः માં सृष्टम् શબ્દ છે; મતલબ કે મૂળમાંજ ગુણને કર્મને લઇને વર્ણો બધાઇ છે, ને પાછળથી ઉંચા વર્ણમાથી નીચા વર્ણમાં જવુ અથવા નીચમાંથી ઉપર જવું એ પુરૂષાર્થ એટલે કર્મ ઉપર અવલબે છે. કર્મે કરીને માણસ જેમ નોકરીમાં અથવા દરેક રીતે જીવનમાં ઉંચ નીચ થાય તે ધોરણ છે. શાસ્ત્રમાં ઘણીવાર બ્રાહ્મણનાં કર્મ તથા ગુણ જેનામાં ન હોય તેને શૂદ્ર ગણવા અને શૂદ્રમાં બ્રાહ્મણના ગુણ કર્મ હોય તેને બ્રાહ્મણ

'ગણવા' કહ્યું છે, 'બનાવવા' નહિ. **વિશ્વામિત્ર 'બ્રહ્મર્ષિ'** 'થયા', તે ક્રમે કરીને 'થયા', એટલે કે બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત કર્યું; બાકી મૂળ વર્ણ તો ક્ષત્રિયનોજ કહેવાય. 'લૉર્ડ', 'ડ્યૂક', 'બૅરોનેટ', સરદાર, દરખદાર, જાગીરદાર વગેરે ખિતાબ લાગું પડે છે, એવો વંશપરંપરાનો વર્ણ છે.

પ્રકૃતિના ત્રણ ગુણને લઇને દેવયોનિમાં તેમજ ઉદ્‌ભિજ્જ, અંડજ, સ્વેદજ, તથા જરાયુજમાં પણ વર્ણભેદ છે. પશુ વગેરેમાં ચાર વર્ણ શાસ્ત્રે કર્યા છે તે પણ યથાર્થ છે. ગુણને અનુસરીને સ્થૂળ સૂક્ષ્મ તથા કારણ શરીરના ભેદથી દરેકમાં ચાર વર્ણ છે. 'ઉદ્‌ભિજ્જ'માંથી વૃક્ષોમાં પીપળો, બીલી, વડ, વગેરેમાં બ્રાહ્મણના ગુણ છે; સાગ વગેરેમાં ક્ષત્રિય, ફળ ફુલ દેનારમાં વૈશ્ય, અને વાંસ વગેરેમાં શૂદ્રના ગુણ છે. તેવીજ રીતે પુષ્પમાં રહેનાર કીટ તે બ્રાહ્મણ, રક્ત પીનાર ક્ષત્રિય, રેશમનો કીડો વૈશ્ય, અને મલિન વસ્તુનો કીડો તે શૂદ્ર. 'અંડજ'માં પણ ચક્રવાક વગેરે બ્રાહ્મણ; શકરો વગેરે ક્ષત્રિય; મયૂરાદિ વૈશ્ય, અને ગીધ, કાગડો વગેરે શૂદ્ર; 'જરાયુજ'વર્ગમાં મેષ, મૃગ, ગાય અને અશ્વ અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે. **તૈત્તરીય સંહિતામાં** દેવના પણ ચાર વર્ણ કર્યા છે. અનુક્રમે અગ્નિ, ઈંદ્ર, વિશ્વેદેવો, તથા ભૂયિષ્ટા છે. અમુક એક વર્ગમાં પણ પાછો વર્ણભેદ!

આ પ્રમાણે આખી દુનિયામાં સર્વમાં કુદરતી ચાર વર્ણો છે તેમ આર્યોમાં હતી. બીજી પ્રજાઓમાં અજાણતાં પણ વર્ણો છે અને આર્યોમાં સજ્ઞાનપણે હોવાથી તેને માટે કાયદા કાનુન બાંધીને સુવ્યવસ્થિત કરી છે. અનેક જન્મોને અંતે સંસ્કારને લઇને વર્ણો કુદરતી બને છે. પ્રાચીનકાળમાં અજ્ઞાનપણે એ કાયદા પળાતા હતા ત્યારે આર્યની શ્રેષ્ઠતા પણ હતી. અર્જુનને વર્ણસંકરતા માટે જે ખેદ થયો તે સ્થિતિ ખરેખર પાછળથી થઇજ! જે અવસ્થાનાં વર્ણનો જીવ હોય તેની અયોગ્ય વાસનાને લીધે બીજી અવસ્થાના વર્ણમાં જન્મ

લે એટલે વર્ણસંકરતા થાય. બ્રાહ્મણને શૂદ્ર થવાની વૃત્તિ થવાથી તે શૂદ્ર જન્મે, અને શૂદ્રને અધિકાર-યોગ્યતા-નહિ છતાં બ્રાહ્મણ થવાની વાસના થાય એટલે બ્રાહ્મણમાં જન્મ લે; આથી કરીને બ્રાહ્મણોમાં શૂદ્ર અને શૂદ્રમાં બ્રાહ્મણો દેખાય છે અને અંતે વર્ણોનો ચોટાળો થઈ જઈને અધઃપાત થાય એ સહજ છે.

ઉત્ક્રાંતિના નિયમ મુજબ જીવ સ્થાવર જંગમમાં ફરતો ફરતો અનુભવ લેતો લેતો, એક બાળકની માફક આજ્ઞાધારીની અવસ્થા સ્વીકારી શૂદ્ર યોનિમાં આવે છે. જેને પાશ્ચાત્યો Labour class કહે છે તે જ આ શૂદ્ર વર્ગ. માનવસૃષ્ટિના ને ખાસ હાલના બંધારણમાં આ વર્ગ, બહુજ મહત્વનો અને ઉપયોગી છે. પછીની યુવાવસ્થામાં જીવ ગૃહસ્થાશ્રમીની સ્થિતિમાં હોવાથી વણિક્‌વૃત્તિ સ્વીકારીને ઉદ્યોગ કરીને સ્વાર્થ અને પરમાર્થ સાધે છે, ને તે વર્ગ તે જ વૈશ્ય વર્ગ; આ ગૃહસ્થાશ્રમના ઉત્તરાર્ધ અવસ્થામા સર્વના રક્ષણ માટે રાજ્યતંત્ર ચલાવવા તથા તે સર્વને અંગે યુદ્ધ વગેરે ધર્મનો સ્વીકાર કરીને ક્ષાત્ર ધર્મ માટે ક્ષત્રિયપણું સ્વીકારે છે. અને છેવટની વૃદ્ધાવસ્થા જ્ઞાનથી પરિપક્વ થવાથી સંસાર ઉપરનો મોહ પણ મંદ થવાથી જીવ બ્રાહ્મણપણું સ્વીકારીને ઉપદેશક, કવિ, ભક્ત, આચાર્ય વગેરે ધર્મ સ્વીકારીને પ્રજાને ઉપકાર કરે છે આ પ્રમાણે શૂદ્ર, બ્રાહ્મણપણું સ્વીકારે, તેમ બ્રાહ્મણ શૂદ્રપણું સ્વીકારે પછી તેમાં શી મજા? ઉદ્ધાર કેટલાકનો થાય પણ અધઃપાત ઘણાનો થવાનો. બ્રાહ્મણ જ્ઞાતિયો પોતાનો ધર્મ ભૂલીને ધર્મને બદલે હક એકલો સંભાળવા માગે તે ઇતરવર્ણો કેમ સહન કરી શકે? તેમજ શૂદ્ર પોતાની યોગ્યતા નહિ છતાં બ્રાહ્મણપણું સ્વીકારી ધર્મોપદેશક થઈ પડે તે પણ બ્રાહ્મણોથી કેમ સહન થાય? દીવાન જો હવાલદારનું કામ ઉઠાવે અને હવાલદાર દીવાનનું કામ ઉઠાવે ત્યાં કંઇ મજા રહે? હાલના નવા જમાનામાં આ પ્રમાણે અધિકાર અને યોગ્યતા સિવાય પોતાનું

કર્ત્તવ્ય મૂકીને અન્યથા બોજા ઉઠાવે તો પછી તેથીજ વર્ણસંકરતા અને અંતે આર્યોની અને આર્યાવર્તની અધોગતિ થાય એમ કહેવામાં-શી હરકત ? આર્યપ્રજાના આર્ય રાજ્યકર્તા તથા ચારે વર્ણો પોતાના ધર્મો બરાબર પાળતા ત્યાં સુધી આર્યોની તથા આર્યાવર્તની જાહોજલાલી બની રહી, અને ધીમે ધીમે આ પ્રમાણેની વ્યવસ્થામાં પાછળથી જેમ જેમ દોષ તથા ક્રિયાલોપ થવા માંડ્યાં, તથા નિવાસસ્થાન ફર્યા તેમ તેમ આગળ જતાં દ્વાપરને અંતે અને કલિની શરૂઆતમાં જાતો નવી પ્રકટી; પાછું બૌદ્ધોએ વર્ણાશ્રમનો નાશ કરેલો તેનો ઉદ્ધાર શ્રીશંકરાચાર્યે ન્યાત જાતની નવી સૃષ્ટિ રચી, એટલે કે વર્ણાશ્રમ ઠરાવ્યાં, અને તેમાંથી ન્યાતો બધાઇ એમ ક્રમ દેખાય છે. શુમારે ચારહજાર ન્યાત જાતો હિંદુસ્થાનમાં હાલ છે ! શાસ્ત્રની ખુબી જુઓ કે મનુષ્ય તથા ઇતર પ્રાણીને પણ આ પ્રમાણે ચાર વર્ણો આપી છે. દાખલા તરીકે સર્પની જાતમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર કહેલા છે, તેમજ ગુણ, દોષ, સ્વભાવ, આહાર, વિહાર, તેમના દંશ, ને તે માટે ઔષધ ઉપચાર પણ જે તે વર્ણને અનુસરીને જૂદાં કહેલાં છે (ભવિષ્યપુરાણ–અધ્યાય ૩૭, શ્લોક ૧૦ થી ૪૪).

ઉપરનાં શાસ્ત્રનાં રૂપકમાં કેટલુ ગાંભીર્ય છે ? માટે રગવાટ નહિં કરતાં, વિચાર પૂર્વક જરા શાંતિથી તપાસ થાય તો ઠીક. રૂપક કેમ આપ્યું એ પ્રશ્ન તો હસી કાઢવા જેવો છે. જીંદગીમાં ઘડીએ અને પલકે રૂપકનોજ વ્યવહાર દેખાય છે. ઇતિહાસને રસિક કરવા માટેજ રૂપકની જરૂર; રૂપક વગર માણસને ઘડીભર ચાલશે નહિં. રૂપક અગર બાહ્યરંગના મુકાબલે રહસ્ય અગર અંતરંગ સમજી શકાશે. ‘ આકાર ’ ( Form ) કલ્પ્યા શિવાય ‘ ચેતન ’ ( spirit ) ને ક્યાં રાખવો ? આ રૂપકના ખુલાસા કરવામાં ઉતરવાની કંઇ જરૂર નથીઃ જેની તેની પોતાની વૃત્તિ, રૂચિ, સંસ્કાર તથા અધિકાર અન્વયે તેમની મુનસફી ઉપરજ નિર્ણય કરવાનું રાખીશું. બાકી કલ્પનાની ભવ્યતા

કેટલી છે તે સમજાય એટલે બસ. જુઓ કે પુરુષસૂક્તમાં પુરુષના ચાર અંગને ચાર વર્ણનાં સ્થાન અર્પીને સમગ્રપણે એક 'મહાપુરૂષ' તેજ 'જનસમાજ' કહ્યો છે. આ જનસમાજના મળ વર્ણમાંથી ચાર થયા તેમાં પણ પાછું "પાણી પણ ન પેશી શકે તેવા" સજ્જડ કોઠા (Water-tight compartments) નહિં. ગુણકર્મે કરીને ઉંચનીચપણું પ્રાપ્ત થઇ શકે છે તેનાં દષ્ટાંતો જુઓ કે પુરૂષ વર્ગમાં ત્રસદસ્યુ, અરૂણ, સુદાસ, માંધાતા, શિબિ, કક્ષિવાન, વગેરે ક્ષત્રિઓને; અને સ્ત્રીવર્ગમાં વિશ્વવાસુને પણ વેદમાં ઋષિ તરીકે વર્ણવેલાં છે. વળી હકીકતની ખુબી જુઓ કે બ્રાહ્મણ ક્ષત્રિયના તો વંશો શાસ્ત્રના ગ્રંથોમાં એકજજ બનાવ્યા છે, એટલે કે બ્રાહ્મણ ક્ષત્રિયનો અભેદ તેની ઉત્પત્તિમાંજ છે, પુરુષસૂક્તના પુરુષમાંથી જેમ બધાની ઉત્પત્તિ છે તેમ પછીથી કશ્યપનો બધો પરિવાર કહેલો છે. શુક્ર યજુર્વેદ (૧૬-૩૦) માં ધંધાને અંગે ઘણાજ વિભાગ બનાવ્યા છે.

વર્ણવ્યવસ્થામાં ઉપર કહ્યા પ્રમાણે લગ્નનો પ્રશ્ન ઘણોજ નિકટનો સંબંધ ધરાવે છે. કુદરત તો સવર્ણ લગ્નજ કરવાનું કહે છે. પશુપક્ષિઓ વગેરે પ્રાણી માત્રમાં સવર્ણજ લગ્નના વિષયમાં પણ શાસ્ત્રે કેટલી ખુબી કરીને મર્મ સમજાવ્યો છે? આર્યલગ્ન એ ઠાનગ માફક પશુવૃત્તિ માટે નથી, પણ એક ધર્મકાર્ય છે. ઉલટું પશુવૃત્તિ દાબવા માટે છે એ ભુલવાનું નથી. ક્ષત્રિય કન્યા બ્રાહ્મણને આપવાનો તો ક્રમજ દેખાય છે; પરંતુ આગળ કહ્યું તેમ, દ્વાપરની શરૂઆતમાં તમોગુણના પ્રભાવથી, વિષયવાસના વધવાથી 'લોમ' લગ્નની છુટ અપાઇ દેખાય છે. વાસ્તવમાં તો સવર્ણ લગ્નજ ઉત્તમ માનેલું છે, ને તે હાલ પણ સુધરેલી પ્રજા મંજુર કરે છે, કેમકે તેથી રક્તશુદ્ધિ સચવાય છે. વૈશ્ય સુધીની આ છુટ પ્રત્યક્ષ છે. ધૃતરાષ્ટ્રનો દાખલો મોજુદ છે. શુદ્રના દાખલા **મત્સ્યગંધા** જેવા છે. 'અનુલોમ' લગ્નોમાં બ્રાહ્મણો ઇતર શુદ્ર સ્ત્રી સાથે લગ્ન કર્યું હોય તો તેની સાતમી પેઢીએ તે પ્રજા બ્રાહ્મણ થઇ

શકે છે, ત્યાં સુધી છુટ રાખી છે; પરંતુ રક્તશુદ્ધિના વિશેષ પ્રેમને લીધે આ છુટનો બરાબર અમલ થયો નહિ. આ રક્તશુદ્ધિ માટે પાશ્ચાત્યો, ને ખાસ ટોચે પહોંચેલા અમેરિકનની હકીકત જોતાં દક્ષિણ તથા પશ્ચિમ અમેરિકામાં ગોરી અને બીજી પ્રજા વચ્ચે લગ્ન કરવા દેવા સંબંધમાં કાયદાનું ધોરણ એમ ઠર્યું છે કે જેનામાં ⅛ અગર તેથી વધારે મિશ્રિત વર્ણ—રક્ત હોય તે 'મિશ્રિત' ગણાય; અને તેથી કરીને તેવો મિશ્રિત વર્ણનો પુરૂષ કે સ્ત્રી, ગોરી સ્ત્રી અથવા પુરૂષ સાથે લગ્ન કરી શકે. આ કાયદાનો લાભ લઈને મિલેટા જાતના લોકોમાંથી ગોરૂંતત્ત્વ ⅞ રક્ત થવા પહેલાં પણ કેટલાંક ગોરાં હોય છે તે ગોરામાં ભળી જાય છે.

આ ધોરણે રક્ત શુદ્ધિ ખાતર, સ્મૃતિ માત્રની 'વિલોમ' લગ્ન માટે સખત મનાઈ છે તે લગ્ન નહિં પણ એક જાતનો 'વ્યભિચાર;' અને તેમાં પણ પાછી મિશ્રિત જાતિં સાથેનાં ઉચ્ચ વર્ણનાં લગ્ન તો કેવળ નિંદ્ય કહ્યાં છે. દુષ્યંતને લાગણી કેવી થઈ હતી? તેમાં કેટલું રહસ્ય છે? 'વિલોમ' લગ્નનો ખ્યાલ આવવા માટે એક 'કમાંડીગ ઓફીસર'ની કન્યા 'સોલ્જર'ને આપવાથી, અગર યુરોપીયન ગૃહસ્થની દીકરી એક હબસીને આપવાથી, અગર કોઈ રાજા અગર નવાબની દીકરીને એક ભીખારી વરવાથી જે લાગણી કન્યાના વર્ગના લોકને થાય તે લાગણી 'વિલોમ' લગ્નમાં છે, અને તેથી તેને કનિષ્ટ કહ્યાં છે. સવર્ણ લગ્નજ ઉત્તમ કહી, બાકીનાં બધાં ઉતરતાં કહ્યાં છે, કેમકે મિશ્રણથી હલકા ગુણજ વધે. સફેદ રંગમાં બીજો ભેળવો એટલે સફેદ રંગજ કમતી થશે. બ્રાહ્મણનો સફેદ સત્ત્વગુણ, ક્ષત્રિયના રાતો રજોગુણ અગર તેથી આગળ પીળો રજો તમોગુણ મિશ્રિત વૈશ્ય, તથા શ્યામ તમોગુણ વાળા શૂદ્રના મિશ્રણમાં છેવટનો વર્ણ, શ્યામવર્ણજ બધાનો થાય; ને તે જ રહસ્ય અસવર્ણ લગ્નમાં છે.

ઉપર કહેલાં 'લોમ વિલોમ' લગ્નો, ક્ષેત્ર દોષ, ક્રિયા લોપ, નિવાસફેર, તથા મુખ્યત્વે કરીને ધંધા રોજગારને અંગે અનેક વર્ણો તથા ન્યાતો જાતો થઇ છે; જેમકે-સુથારની ન્યાત ને સુથારનો ધંધો કરનારની એક સંસ્થા અગર પાઠશાળા (Guild or University), અને પ્રત્યેક વ્યક્તિનુ ઘર તે ઉદ્યોગશાળા (Techincal School) છે. ન્યાત જાત એકદમ અચાનક કોઇના કરવાથી થઇ નથી, પરંતુ ઘણીજ પ્રાચીન છે. તે સંબધમાં જુઓ કે ધધાને અંગે વેદમાં સુથાર, લુહાર, શિલ્પકાર, સોની, વણકર, વૈદ્ય, વગેરે અનેક વર્ણ કિંવા જાતોનાં નામ દેખાય છે. સંસારના વ્યવહારમાં વર્ણ કિંવા ન્યાત જાતના સ્વરૂપની સમાજે વગર કેમ ચાલે? સ્વરૂપ માત્ર બદલાય, બાકી તો અનાદિ કાળથી હરેક સ્વરૂપમાં ન્યાત જાતો તો ખરીજ. ઉપર કહ્યાં તે ધોરણે જૂદા જૂદા વાડા બધાવાનાજ. સવર્ણ લગ્નથીજ વંશમાં રાજ્ય ગાદી કિંવા ઉમરાવપણું પ્રાપ્ત થઇ શકે છે; 'લોમ' લગ્નોના દાખલા અપવાદરૂપે છતાં પણ ઘણા છે. બાકી 'વિલોમ' તો ક્વચિતજ દેખાય છે. ને તે ન છુટકેજ થએલાં હતાં. શુક્રાચાર્યની દીકરી દેવયાનીને વૃષપર્વા પરણ્યો હતો તે સંજોગો જૂદાજ છે. દૈત્યની કન્યા શર્મિષ્ઠાને તેજ વૃષપર્વા રાજા પરણ્યો તે સંજોગો જોવાથીજ સમજાય. બાકી વિશ્વામિત્ર ઋષિ અપ્સરાની જાતની મેનકા સાથે સંબધ કરે તેમાંથી પુત્રી રત્ન શકુંતલા થાય, તેને ક્ષત્રિય દુષ્યંત ગાંધર્વ લગ્નથી સંબધ કરે! આ બધો વ્યવહાર કેટલો અર્થ સૂચક છે? ધૃતરાષ્ટ્ર જેમ વૈશ્ય કન્યાને પરણ્યા હતા, ગાંધારી-ગંધાર-કદહાર-ની કન્યા-ને પરણ્યા હતા તેમ ત્યાર પછીના તેથી પણ આગળ વધ્યા છે. ચંદ્રગુપ્ત, યવનના રાજા સેલ્યૂકકસની પુત્રીને પરણ્યો હતો. ઉદયપુરના મહારાણા કુંભાજી માટે કર્નલટૉડ કહે છે * કે ઈરાક, ઈરાન, તુરાન, તથા કાફરીસ્તાન વગેરે

---

* ટીપ—આ વાત મેવાડના વિદ્વાનો સ્વીકારતા નથી. કુંભા-

દેશ જીત્યા હતા અને તેમના બાદશાહોની દીકરીઓ પરણ્યા હતા. આવા દાખલાઓ ઘણા છે. વળી જુઓ કે મુસલમાનો સાથે પણ રજપુતોએ તથા કવચિત્ મરાઠાઓએ લગ્ન વ્યવહાર કર્યો હતો, અને હાલ હિંદિઓ–બ્રાહ્મણો સુદ્ધાંત–પારસીઓમાંથી અગર ઠેઠ યુરપ, અમેરિકા, આફ્રિકામાંથી પણ કન્યા રત્ન કયાં લાવતા નથી ? આ ધોરણે દેવ, ગાંધર્વ, દૈત્ય, દાનવ, યવન, મ્લેચ્છ, આવી જાતોમાંથી બ્રાહ્મણ ક્ષત્રિય સાથેનાં લગ્નના પ્રસંગો, હાલના સંજોગોમાં પણ, 'લોમ'જ ગણાય. આ ધોરણે યુરપ, અમેરિકામાં હાલ પણ લગ્ન માટે એક પ્રકારની ન્યાતોજ દેખાશે. રક્ત શુદ્ધિ માટે વડીલોનો અથાગ આગ્રહ હતો. ઉદયપુરના શુદ્ધ રક્તવાળા રાણાની હાલ પણ અપૂર્વ કાળજી છે. રક્ત શુદ્ધિના સંબધમાં ડાર્વિન, સ્પીનોઝા આદિ પંડિતોએ પાશ્ચાત્યોની આંખો ઉઘાડી છે. રક્ત શુદ્ધિ માટે પારસી ગૃહસ્થોની કાળજી વખાણવા યોગ્ય છે. બાબતમાં આ પ્રો૦ એબ્રાહામ્સેને કમાલ કરી છે. તો પણ હાલ જેમ પશુ, પક્ષી, ફળ, ફુલ વગેરેની વર્ણસંકરતા કરવાનો પાશ્ચાત્ય હુન્નર નિકળ્યો છે અને તે ઉપરનો પ્રેમ પ્રકટયો છે તેવો પૂર્વજોનો ન હતો અને અત્યારનો આ "મા મૂળો ને બાપ ગાજર, તેના દીકરા સમશેર બહાદર"નો પવન પણ હવે ફુંકાઇને ટુંક મુદ્દતમાંજ શાંત પડી જશે. લગ્ન સંબધમાં ભરતખંડ શિવાય વર્ણવ્યયસ્થા કોઇ ઠેકાણે નથી, છતાં પણ તે પ્રજાઓ શામાટે ઉત્તમ ગુણો બતાવે છે ? તેનો ખુલાસો એજ છે કે પાશ્ચાત્યોમાં પણ પ્રકારાંતરે ન્યાતોના બદલામાં ઉચ્ચ નીચ કુટુંબના ભેદ ઉપરાંત વળી વૈદકીય પરીક્ષા અરસપરસની કરાવે છે ! આ તથા બીજી પ્રજાઓ 'ન્યાત' શબ્દ બાદ કરીને ઉત્તમ પ્રજા માટે ઉત્તમ

---

**જીની** સમાધિ મેવાડમાં 'એકલિંગજી' નજીક છે. મીરાંબાઇનો કુંભો રાણો વડસસરો થાય છતાં કેટલી ગેરસમજ છે ? નાટકો પણ ખોટાં ભજવાય છે ! દુનિયામાં એમજ ચાલે છે !

સાથેજ લગ્ન સંબધ કરે છે; માત્ર તેમાં 'ધર્મ'નું બંધન નહિં હોવાથી તેમનાં બંધન તુટીને તે પ્રજાઓ નષ્ટ થાય છે; અને છે તેમાં છેડાછુટકાના તથા બીજા અનેક અનર્થ દેખાય છે. હિંદુના ધર્મ બળેજ, વર્ણવ્યવસ્થા સાચવીને, હજી પણ ઉત્તમ પ્રજા ઊત્પન્ન કરાવીને ઉત્કૃષ્ટતા સાચવે છે. પાશ્ચાત્યો હવે ગભીર વિચારમાં છે. વિલોમ લગ્નનો પાશ્ચાત્ય પડિતો ભૌતિક શાસ્ત્રના આધારે બીલકુલ ધિક્કારે છે.

ઉપર જેમ લગ્ન માટે 'લોમ વિલોમ'ના પ્રકાર છે તેમ ખાન-પાન માટે પણ દેખાય છે, પણ તેમાં વિવેક હતો દ્વિજના વર્ગમાં છુટ હતી. 'આઇને અકબરી'માં, "શિષ્યોએ કસાઇ, શિકારી તથા પારધી સાથે એક સુંફરાપર યા ખુમચામાં ખાવું નહિ" એમ ફરમાવ્યું છે. **વિરાટ્** રાજાને ઘેર **ભીમસેનને** રસોઇઓ રાખ્યો તે વખત તેની ન્યાત જાત કોણે તપાસી હતી? **આશ્વલાયન ગૃહ્યસૂત્ર**માં શૂદ્ર પાસે રસોઈ કરાવવાનો ખાસ ઉલ્લેખ છે. વિશેષમા **આપસ્તંબ** ( ૨-૩-૪૦ )મા ધાર્મિક ક્રિયાની પણ છુટ છે. હાલ જેમ પાશ્ચાત્યોના અનુકરણમાં સંભાવિત ગૃહસ્થો શૂદ્ર રસોઇઆ રાખે છે તેમ પ્રથમ ન હતું એમ નહિ, પણ તે વખત, વર્ણોના સંસ્કાર હતા તેમ ધોરણ હતું. નવીન કાંઈ નથી. આપદ્ધર્મની એટલી બધી છુટ છે કે વેદમાં **ચાક્રાયણ ઉશસ્તિ** ઋષિએ ભુખમરાથી હાથીના માવતનુ એઠુ ખાધુ, પણ પાણી નજીકના તળાવમાંથી પીધુ. ઇસ્લામી ધર્મતત્ત્વમાં પણ તેવે પ્રસંગે હરામચીજ હલાલ થઇ શકે છે. વળી ક્ષત્રિયને રસોડે બ્રાહ્મણને જમવાનો તો ચાલુ રીવાજજ હતો. આવી રીતે બીજા પણ દાખલા છે. શૂદ્રનું નહિ ખાવામાં પણ ભૌતિક શાસ્ત્રનો મર્મ છે. કોઇ ઉંચી કોટિની યુરોપીઅન હોટેલમાં દેખાશે કે એકનો પીધેલો પ્યાલો કે વાસણ તેજાબથી સાફ કરે છે, અને એકનો વાપરેલો રૂમાલ હાથથી નહિ પણ ચીમટાથી પકડીને નોકર ધોઈ આપે છે, હાથ પણ નહિ અડકાડે. આ બધામાં શું રહસ્ય છે? આ સિદ્ધાંત કેટલે દરજ્જે આર્યોમાં વિસ્તાર પામ્યો છે તેનો

એક રમુજ ભરેલો દાખલો સંભળાય છે. એમ કહેવાય છે કે પ્રસિદ્ધ ટાગોર કુટુંબને, મુસલમાનનો ખોરાક ફક્ત સુંઘવાના ગુન્હા માટે બહિષ્કાર કર્યો હતો. દ્રૌપદી, સીતા, વગેરેના હાથની રસોઈ ઋષિ મુનિયો જમ્યા હતા તથા એકંદર ક્ષત્રિયને ઘેર બ્રાહ્મણને જમવાના જોઇએ તેટલા દાખલા છે: વળી શ્રીકૃષ્ણે ભરવાડનું ખાધું, જગન્નાથજી-ના રૂપમાં કરમાબાઇનો ખીચડો ખાધો, રામે ભીલડીનાં ચાખેલાં બોર ખાધાં, પણ એમને ન્યાત બહાર કોણે મુક્યા હતા? આ બધામાં રહસ્ય સમજવાનીજ ખુબી છે. રહસ્ય એ છે કે દ્વિજોના સંસ્કાર, બ્રહ્મણ સિવાય બીજા દ્વિજોમાંથી નષ્ટપ્રાય થયા છે, અને તેથીજ અજ્ઞાન અને તેથીજ ન્યાતો અને ઝઘડા!

આ પ્રમાણે પ્રાચીન કાળથી વ્યવહાર ચાલ્યો આવે છે. સ્થળ, સમય, તથા અધિકાર પરત્વે સ્મૃતિઓ થઇ છે, તેમ વ્યવહારમાં પણ ફેરફાર થાય છે; પરંતુ શાસ્ત્રનો ન્યાત જાત માટેનો મુદ્દો બીજોજ છે. બાહ્યરંગ નીચે અંતરંગ બીજો છે. માણસ જાતનું મન કુદરતી રીતે સ્વતંત્રતા તો ઠીક પણ સ્વચ્છંદાઈ ઉપર જવાનું કરે છે, તેને કાંઈ પણ નિયમથી કાબુમાં રાખવું હોય તો સંસારનું બંધારણ સારૂં ટકે એજ મુદ્દો છે. મન ઉપર કાબુ રાખવાથીજ માણસ જાત છે, બાકી પશુત્વ તો ક્યાં લેવા જવું પડે એમ છે? પશુ માટે કોઇ જાતનો બાધ છે? કુતરૂં કોનાથી વટલાશે? વર્ણ વ્યવસ્થાની રચના જોવાથી જે તે વર્ણ માટે કેવા પ્રકારનો કાબુ રાખવાનું છે તે સમજાશે. વ્યક્તિ ઉપરથી સમષ્ટિનુ ધોરણ બાંધીને વર્ણવ્યવસ્થા થએલી છે. સૌથી કનિષ્ટ અધિકારી શુદ્ર છે, ને તિરસ્કાર યુક્ત નહિં પણ ધંધાને અંગે સેવા ચાકરી–મજુરી કરનારાઓનો વર્ગ તે જ શુદ્ર. આ ધંધો કરનારને અભિમાનનું બલિદાન આપવાનું છે કે જેથી સેવા ચાકરી યથાસ્થિત થઇ શકે; વૈશ્યને લક્ષ્મીનું બળિદાન આપવાનું પણ તે જ ન્યાયથી ઠરાવ્યું, ક્ષત્રિયને શરીરનું, અને બ્રાહ્મણને કઠિણમાં કઠિણ 'સ્વ' (ego) નું

બળિદાન આપવા ઠરાવ્યું. કામ, ક્રોધ, લોભાદિથી મુક્ત હોય તોજ તે માણસ બ્રાહ્મણ કહેવરાવવાને લાયક કહેવાય.

પાશ્ચાત્ય વિદ્વાનો તો આ આર્યવર્ણવિભાગ—ન્યાત જાત—ની વ્યવસ્થાથી મોહી ગયા છે. ૧૮૯૩ ના બેઇન સાહેબના સેન્સસ રીપોર્ટ (Baine's Census Report 1893), માં બાર્થ જેવા વિદ્વાનોની સાથે મળતા થઇને ઘણીજ પ્રશંસા કરે છે. આ મહાન વિદ્વાનોમાંથી મિસ્ટર જે. એસ. કૉટન, ઓગસ્ટ કોમ્ટે, સર મોનિયમ વીલીયમ, સર ડબલ્યુ ડબલ્યુ હંટર, આદિના અભિપ્રાય ખાસ જોવા જેવા છે. કોમ્ટે તો ત્રણ વર્ણ સ્પષ્ટ બનાવે છે, ૧ યાજક, ૨ શાસક, અને ૩ કૃષિ વાણિજ્ય આદિ કર્મકારી. આવા વર્ણ સિવાય પાશ્ચાત્યોની અધોગતિ થશે એમ પણ કહે છે. વાસ્તવમાં આ વિભાગ કઈ પ્રજા કબુલ નહિં કરે? પાશ્ચાત્ય ઉત્ક્રાંતિનો નિયમ વાસ્તવમા પ્રત્યક્ષ કરી બતાવ્યો છે. બ્રાહ્મણ છતાં ઇતરવર્ણ જેવી વૃત્તિ જેની થાય તેણે સમજવું કે જે વર્ણના કર્મની પ્રીતિ તેમને થાય તે વર્ણને લાયક અગર તે જ વર્ણનો તે છે, કેમકે શાસ્ત્ર કહે છે કે મૂળ બધા બ્રાહ્મણ હતા, એટલે બધાજ જપ, તપ કરવાને અધિકારી હતા; પછી કાળે કરીને વિકાર થતાં થતાં જરૂરીયાત પ્રમાણે ઉપર કહ્યું છે તેમ ન્યાતો જાતો વધી! બાકી શાસ્ત્ર પ્રમાણે ધર્મ પાળી મોક્ષ માટે દરેક વર્ણના માણસને છુટ છે. રક્તશુદ્ધિનું તત્ત્વ આર્ય વડિલોને, ઉપર કહ્યું તેમ, પ્રાણથી પણ પ્રિય હતું. રાજાનો દિકરો ગાદીનો વારસ થાય, અમીર ઉમરાવનો વારસ જાગીરદાર થાય, ખુનીના વારસની મીલ્કત જપ્ત થાય, તો પછી જે તે વર્ણના વંશજને પોતાના કુળના લાભ ગેરલાભ કેમ ન મળે? જેમ દરેક પ્રજા પોતાનું અભિમાન ધરાવે છે, દરેક વ્યક્તિવાર કુટુંબ અભિમાન રાખે છે તે જ ધોરણ છે, બાકી કોઈ પણ વર્ણને પોતાનાથી ઇતરવર્ણ ઉપર દ્વેશ અગર તિરસ્કાર આર્યવર્ણવ્યવસ્થામાં દેખાયો નથી. ઇતર પ્રજામાં તેવું દેખાય છે, પરંતુ આર્યરચનામાં તેવું નથી.

મહાભારતના શાંતિપર્વના ૧૨૪ મા અધ્યાયમાં **પરાશર** કહે છે કે "વિદ્વાન બ્રાહ્મણો શૂદ્રને પ્રજાપતિ–બ્રાહ્મણતુલ્ય કહે છે, પરંતુ હે રાજન્, હું તો શૂદ્રને જગતના વિષે મુખ્ય દેવ વિષ્ણુતુલ્ય જોઉં છું." આવી ઉંચી ભાવના કોઇ દેશમાં હોય તો બતાવો. જ્યાં આવી ભાવના છે ત્યાં શૂદ્ર, અતિશૂદ્ર અગર કોઈ પણ તરફ તિરસ્કાર અગર દ્વેષને અવકાશ શી રીતે મળે? **પરાશર** આગળ વધીને કહે છે કે "શૂદ્ર એ સ્થૂલ શરીરના અભિમાનરૂપ છે, તેથી સ્થૂલનો ત્યાગ કરીને સૂક્ષ્મ શરીરને પામે છે, તે પણ શૂદ્ર છે, અને તેને વિદેહ કહે છે; જે સ્થૂલ અને સૂક્ષ્મ બનેને ત્યજીને બધાનું કારણ–આત્મારૂપે–પ્રાપ્ત થાય છે તે પ્રકૃતિમાં લય થનારા કહેવાય છે, એ ત્રણેને ઉલ્લઘીને જે બ્રહ્મને પામે છે તે બ્રાહ્મણ છે. સામવેદની **વજ્રસૂચિ** ઉપનિષદ્‌માં બ્રાહ્મણની વ્યાખ્યા આપી છે તે જોવાથીજ સમજાશે કે આદર્શ કેટલો ઉન્નત છે.

હાલના સુધારાના વાવાઝોડામાં મુખ્ય મુદ્દો ભૂલી જવાય નહિં તો ઠીક. 'ધર્મ' સાથે વર્ણનો સંબધ ખરો, પણ ન્યાત સાથે ધર્મનો ખાસ પ્રત્યક્ષ સંબધ નથી. આર્યનું તો જીવન ધર્મ સિવાયનું છેજ નહિં, પરંતુ આ અનેક ન્યાતજાતો, આગળ ઘણીવાર કહેવાઇ ગયું તેમ સંજોગો તથા અનુકૂળતાને લઇને થઇ છે. માટે આ ન્યાત-જાતના દ્વેષમાં બીચારા 'ધર્મ'ને ઘસડવો વ્યાજબી નથી. ઠેઠ બ્રહ્મો-સમાજના સુધારાથી એટલે કે સૈકા ઉપરાંતથી આ ભૂલ શરૂ થઇ છે. ઉલટ ધર્મનું ખરૂ જ્ઞાન લોકોને થાય તો, તેમ ધર્મથી પ્રાપ્ય નિડરતા અને સ્વતંત્રતા મળે તો, વર્ણાશ્રમ તથા ન્યાતજાતનો વિવેક સમજી ધર્મ પણ શુદ્ધ થવા પામે, અને સુધારાની ધારણા પણ સફળ થાય! અસ્તુ.

આ પ્રમાણે વર્ણવ્યવસ્થાનો ઇતિહાસ છે. હમણાં પાશ્ચાત્ય હવા-માનને લઇને સંકરપણું કરવું હોય તો ઇલાજ નથી. યુરોપિયનો માત્ર મોઢેથી બોલતા નથી, અગર કદાચ જાણતા નહિં હોય, તો 'પણ

રક્તશુદ્ધિ માટે તેઓ અભિમાન કેટલું ધરાવે તે જરા જોઇએ. યુરોપી-યનને યુરોપીયન× સ્પર્શ્ય છે, પરંતુ કેટલો ભેદ છે ? તે જ પ્રમાણે યુરોપીયન અને બીજાનું સમજવું. અમેરીકન જ્યાં જશે ત્યાં પોતાનું એટલે 'અમેરિકન' ન્યાતનું અભિમાન કેટલું ધરાવે છે તે પ્રત્યક્ષ છે એક વ્યકિતની પાછળ આખો દેશ ઝંપલાય છે. તમે અમુકના દિકરા બ્રાહ્મણ, વાણિયા, અમુક નામવાળા, અને અમુક કુટુમ્બના છો એમ કેવી રીતે ભૂલી જઈ શકાશે ? તમે પોતે કહેશો કે " હું હયાત નથી, " અગર "મારી મા વંધ્યા છે", એવુંજ પોતાની વ્યક્તિત્વ ભૂલવાનું કહેવા જેવું છે. વળી હવે, તો એ પાશ્ચાત્યો પણ રક્તશુદ્ધિનું તત્ત્વ સ્વીકારવા માંડયા છે. જસ્ટીસ **બીમનની** ચિતા નો ઠેઠ અગસ્ટ ૧૯૨૨ માં પ્રકટ થઇ છે. સત્ય આખર જીતવાનુંજ. જે આર્યત્વ સાચવવા માટે ચારે વર્ણના વડિલોએ પ્રાણોની આહુતિઓ આપી છે તથા લીધી છે, હજારો યજ્ઞો થઇ લાખો બળિદાન અપાઇ ગયાં છે, તેના સપુતો એકદમ તો કેમ લપશી પડશે ? માટે આપણે હજી પણ ન્યાતજાત માટે સારી પેઠે મનન કરીને સાર કાઢવા યત્ન કરીયે.

ઇગ્લાંડ અને ફ્રાન્સની પ્રજાઓ જૂદી ન્યાતો તરીકે, નજીકમાં છતાં કેવી રીતે વર્ત્યાં છે તે ઇતિહાસની દૃષ્ટિથી જોઇએ. ઇગ્લાંડ-ની ગાદી ઉપર ફ્રાન્સનો રાજા આવ્યો ત્યાર પછી લગભગ બસેં વર્ષે ઈંગ્લાંડ સ્થિર થયુ, તે અવલ રોમન મહારાજ્યના તાબામાં હતુ તે વખત તેની સ્થિતિ હાલના આર્યાવર્ત જેવીજ લગભગ હતી. હથિયારનો કાયદો સખ્ત હતો. રોમ પછી જર્મની, ડેન્માર્ક અને છેવટે ફ્રાન્સના આક્રમણ પછી ધીમે ધીમે ઇગ્લાંડ ઠેકાણે પડયુ. તેમાં પણ મૂળના બ્રિટન તો રહ્યાજ નહિં, પરંતુ આ બધી ન્યાતોનું મિશ્રણ થઇ હાલની વર્ણસંકર જેવી ઇંગ્રેજની ન્યાત બનેલી છે; તે પ્રજાનું

× આ અર્થસૂચક શબ્દનો ઉપયોગ હવે બધ થયો છે. એન્ગલો ઇડિયન શબ્દ પણ તેવો સૂચક શું નથી ?

સ્વરાજ્ય જામ્યું, પણ તે ક્યારે કે જ્યારે ફ્રાન્સના ઉમરાવો તથા અમલદારો ઇંગ્લાંડનેજ પોતાનો દેશ માનવા માંડયા ત્યારે પૂર્ણ શાંતિ, અને આનંદ વ્યાપ્યાં. રોમનની પણ પ્રથમ ત્રણ જાતો હતી. પેટ્રીશીયન 'અથવા' પેટ્રન, પ્લીબીઅન, અને 'ક્લાયન્ટ', એ અનુક્રમે બ્રાહ્મણ વૈશ્ય અને શૂદ્ર (રોમમાં ક્ષત્રિય તો બધાજ હતા); 'પેટ્રન'નો 'ક્લાયન્ટ' સાથે કન્યાવ્યવહાર થવાથી જે પ્રજા થાય તે 'પ્રજા પ્લીબીઅન'માં જતી. 'પેટ્રન'તે બ્રાહ્મણ ક્ષત્રિય મળીને એક વર્ગ હોય તેવો હતો, પ્લીબીઅનો પણ ક્ષત્રિય વૈશ્ય જેવા હતા.

આ સ્થળે ખાસ નોંધ લેવા જેવું એ છે કે બે ત્રણ બાહેરની પ્રજાઓ-ને તે પણ સજાતીય જેવી-ના ટુંક મુદતના આક્રમણથી 'બ્રિટન'ની અસલ જાત ઉડી ગઈ ને હાલ છે તે આ નવી મિશ્રિત જાત બની ગઇ! આગળ કહ્યું તેમ બીજી પ્રજાઓ પણ ઉત્કર્ષ પામી, અને પાછી નષ્ટ પણ થઇ ગઇ. તેમના તથા તે સ્થળનો પણ પત્તો નથી, પરંતુ આર્યાવર્ત ઉપરનાં આક્રમણો હજારો લાખો વર્ષોથી ચાલે છે પરંતુ લાખો વર્ષનો વેદ અને વર્ણાશ્રમ અને તેને લઇને ઉત્કૃષ્ટતા એમને એમ ચાલે છે, અને હિંદુમાં ગમે તેટલો વિકાર થયો છે પરંતુ પોતાના સ્વરૂપમાંથી તલમાત્ર ખસ્યા નથી. 'કાર્થેજ' મિસર, આસીરીયા, નિનેહ્વી બાબીલન, લીડીયા, ઇરાન, ગ્રીસ, રોમ, આદિની પ્રાચીન પ્રજાઓ ઉડી ગઈ, ને તેમના ધર્મોનું પણ નામ નિશાન ન મળે! પણ હિંદુ અખંડિત છે. બીજી મૃત પ્રજાઓ કબરમાંજ રહી, અને હિંદુ મૃત કરતાં બૂરી દશામાં વારંવાર આવ્યા છતાં, વારંવાર સજીવન થઇ, અને થાય છે, તેનું શું કારણ? આ પ્રતાપ કોનો? વર્ણાશ્રમના અલૌકિક બંધારણનોજ. આ સનાતન ધર્મનાં લાખો વર્ષના વેદ, કર્મકાંડ સંસ્કાર, પાઠ, પૂજન, સંધ્યા, સ્નાન, આજ સુધી અક્ષત ઉભાં છે. હાલના અમેરીકન, જર્મન, ફ્રેંચ, રોશયન, ઇટાલીયન, એમ એ બધી પ્રજાઓને ન્યાત કહેવી કે જાત કહેવી? હિંદુસ્થાનના કાયદામાં, યુરોપીયન, અને દેશીના

ઇન્સાફમાં ભેદ! તો આ ભેદને શું કહેવું? પ્રાચીન ગ્રીસના ઉમરાવ, સ્વતંત્ર લોક, તથા દાસ ( Nobles, freeman and slaves ) ને શું કહેવું? રોમના **પેટ્રીશીયન**, તથા **પ્લીબીયન**, ને શું કહેવું? આ દાસ તથા પ્લીબીયનો શદ્રો કરતાં ઘણાજ હલકા ગણાતા; મુકાબલો પણ થાય તેમ નથી. શદ્રો તો તેમના કરતાં ઘણાજ ઉંચા છે. ન્યાત જાતની ટીકા કરનાર પાશ્ચાત્યોની સ્થિતિ જોતાં જણાશે કે આર્યોમાં તો ન્યાત જાત હોવામાં કાંઇ પણ સિદ્ધાંત છે, જેમકે એક ન્યાત અથવા જાત બીજી ને ચઢતી ઉતરતી ગણે છે તેમાં અમુક સંસ્કારની ખામીને લઇને ગણે છે, પરંતુ પાશ્ચાત્યોમાં તો કોઇ પણ ધોરણ અથવા સિદ્ધાંત સિવાયજ ચઢતા ઉતરતા માને છે; અમેરિકામાં ખાસ ૧ શુદ્ધ અમેરિકન, ૨ નવો ઇગ્લાંડનો આવેલો New Englander, ૩ Born gentible Amerrca જન્મનો શહેરી અમેરીકન, ૪ ઇંગ્રેજ તથા સ્કોટીશ નવા આવેલા, ૫ આઇરીશ, ૬ પશ્ચમ યુરપના આવેલા, ૭ ઇટલીઅન, ૮ યાહુદી, ૯ મોગોલીયન, ૧૦ નીગ્રો.

આ ન્યાત જાતોમાંથી ડચ લોકો કરતાં આયરીશ પોતાને ઉચા માને છે, ચીનાઓ નીગ્રો કરતાં ઉચા માને છે. અમેરીકન લોકો ચીના તથા જાપાની બન્નેને હલકા માને છે, જુના પણ જાપાનીયો ચીનાને હલકા ગણે છે.

આ ઉપરાંત ધધાને અંગે જેમ ન્યાતો બધાય છે તેમ ચીનાઓ Loundrymen, તેમ નીગ્રો Porter, જાપાની બટલર, ઇટલીયન તથા ગ્રીક લોકો જોડાને બ્લેકીંગ લગાડનાર, રશીયન તથા યાહુદી ઉતરેલાં કપડાં વગેરે વેચનાર, 'ફેશનેબલ' લોકોમાં ફ્રેચ નર્સો, ઘર કામ માટે આયરીશ છોકરીઓ, વેઇટર–waiter–માં નીગ્રો, પૂર્વ અમેરિકામાં જ્યોતિષ, હસ્તરેખા વગેરે માટે **હિંદી**, વળી તે જ ધધા માટે સ્પેનના લોકો હિંદી હોવાનો ઢોંગ કાઢીને દાવો કરનાર; આ પ્રમાણે પાશ્ચાત્યોમાં, ને ખાસ શ્રેષ્ઠ અમેરિકામાં વગર ધોરણની ન્યાત-

જાતો દેખાય છે પાછા આપણા આર્ય ધર્મ ઉપર આવીએ.

વર્ણ તથા આશ્રમ સંબંધમાં સર્વ સામાન્ય ધર્મો શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ૧૭ મા અધ્યાયમાં બતાવ્યા છે તે, ઉપરથી એકદમ દેખાશે કે દેવદરબારમાં ભેદ છેજ નહિ. સર્વ વર્ણના સાધારણ ધર્મોમાં અહિંસા, સત્ય, ચોરી ન કરવી, કામ, ક્રોધ, લોભ અને તૃષ્ણા ન કરવી, સર્વ પ્રાણીઓનુ પ્રિય તથા હિત કરવાનો ઉદ્યમ, એ પ્રમાણે કહેલાં છે.

તે જ પ્રમાણે ચારે વર્ણ બ્હારનો કોને કહેવો તે બતાવવા તેવા માણસનો સ્વભાવ વર્ણવતાં કહ્યું છે કે અપવિત્રતા, મિથ્યાભાષણ, ચોરી, નાસ્તિકપણુ, યોગ્ય કારણ વગરના કજીયા, કામ, ક્રોધ, અને તૃષ્ણા છે. તુલસીદાસે તો ભક્તિ વિનાનો ગમે તે જાતનો હોય પણ ચમાર કહ્યો છે.

વર્ણના સામાન્ય ધર્મો કહ્યા તેમ સર્વ આશ્રમોના સાધારણ ધર્મોમાં શૌચ, આચમન, સ્નાન, સંધ્યાનું ઉપાસન, સરળતા, તીર્થનું સેવન, જપ, અસ્પૃશ્યનો ત્યાગ, અભક્ષ્યનો ત્યાગ, અયોગ્ય ભાષણનો ત્યાગ, સર્વ પદાર્થોમાં ઇશ્વરની ભાવના, મનનો નિગ્રહ, વાણીનો નિગ્રહ, તથા કામનો નિગ્રહ એ મુજબ કહેલાં છે.

આ પ્રમાણેની ભાવના તથા ભ્રાતૃભાવનું વ્યવસ્થિત બંધારણ કોઇ પ્રજામાં હોય તો જોઈ વળજો. તેમાં પણ પાશ્ચાત્યોથી તો બોલી શકાય તેમજ નથી, કેમકે તેમનો બોધ બાહ્યનીતિ ઉપરજ છે. ઉપર મુજબ સર્વ સામાન્ય ધર્મો કહીને પછી પરમહંસ દશામાં શાસ્ત્ર, જે સ્વતંત્રતા આપે છે તેથી તો કદાચ સુધારાવાળા પણ ચકિત થઇ જશે. પરમહંસ દશામાં વેદનું દાસત્વ પણ કાઢી નાંખ્યું. સુધારકો સ્વતંત્ર વિચાર ( Freethinkers )નો દાવો કરનારાને, જે તે 'સમાજ'ના દાસ તો શું પણ ગુલામ થવું પડે છે, ત્યારે પરમહંસને બંધન માત્રમાંથી શાસ્ત્ર

મુક્ત કરે છે, એટલુંજ નહિં પણ જ્ઞાનીને જ્ઞાન દશામાં વેદના વિધિ-નિષેધ ઉલટ બાધક કહેલા છે. સુધારકોમાંથી તેવી દશાને પહોંચ્યાનો દાવો કોઈ કરતું હોય તો તેની ના નથી. ઋષભદેવજી મળમત્રમાં આળોટતા, અને કોઈ ગાંડો માણસ આળોટે તેમાં જે તફાવત છે તે જ તફાવત સમજવો. ઋષભદેવની યોગ્યતાને કોઇ પાત્ર થયું હોય તો તે જાણે કે પ્રભુ જાણે. ઘણાઓનો અનુભવ છે કે આ સમાજોના મૂળ પુરૂષ પછીના અનુયાયીઓ થાય છે તેઓ સમજપૂર્વક અથવા વગર સમજથી પણ અંદરથી ઘણે ભાગે નાસ્તિક હોય છે. ધર્મના સુધારા ઉપરની અંધશ્રદ્ધા અને ભક્તિથી મૂળ પુરૂષે સમાજ કાઢી હોય તે પુરૂષની ભાવના ઉડી જાય, અને માત્ર બાહ્યચાળા રહી જાય તેમાં પછી શી આશા રખાય? કદાચ આ પાછળના અનુયાયીઓને તે બદલનું સ્પષ્ટ ભાન નહિ હશે કે તેઓ અંદરથી નાસ્તિક છે, પરંતુ દુર્ભાગ્યે, કહેવાતા સુધારકોનો મોટો ભાગ, સત્ય જ્ઞાનના અભાવે-પાશ્ચાત્યો તો આસ્તિક થવા માંડયા છતાં, નાસ્તિકજ દેખાય છે, તેમના વર્તનમાં સમાજોના ઉત્પાદકોનો એક પણ ગુણ દેખાય છે? હવે નાસ્તિક માણસને સ્થિરતા અગર નિશ્ચય કેમ કરીને હોય? ઉપરથી આસ્તિકનો બધો ચાળો કરવો તેથી કાંઇ બીજા ઉપર છાપ પડે? વધારે નિરીક્ષણ કરતાં આ લોકો આસ્તિક તો નથીજ, તેમ કેવળ નાસ્તિક પણ કહેવાય નહિ; તેમનો વિચારાનો કોઈ જાતનો નિશ્ચયજ નહિં! પાછી કમનસીબી એ છે કે આ કહેવાતા નાસ્તિક સુધારાના મુકાબલે, કહેવાતા સનાતની અગર આસ્તિકોનું વર્તન જોતાં તેમાં પણ દૃઢતાની મોટી ખામી! માત્ર તેમનો બાહ્યાચાર તથા આડંબર સારો, પરંતુ સુધારક-અંદરથી નાસ્તિક સુધારક-ને તો બાહ્યાચાર અગર અંતરનો વિચાર પણ શુદ્ધ નહિં! તેના કરતાં શુદ્ધ નાસ્તિક સારો કે તેના વર્તનમાં પરમેશ્વરની ખોટ પૂરી કરવા કાંઇક વિશેષ રહે છે. પોતાની જીભ કરડાય તેમાં કોના ઉપર ક્રોધ કરવો? હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી, ખ્રિસ્તિ, સુધારક, સનાતની, બધા હિંદી છે, અને હિંદુ ન્યાતનાં

અંગો છે, તેમાંથી કોને ખરાબ કહેવા ? બધાજ સારા પરંતુ આપણે કાંઇક વાટાઘાટ કર્યા શિવાય છુટકો નથી.

આ ઉપરથી એક પ્રશ્ન ઉભો થાય છે કે સુધારકોની પ્રવૃત્તિ ઠીક અગર સનાતનીઓની નિવૃત્તિ, અથવા બેદરકારી ઠીક? જો અંદર વૃત્તિ ન સુધરે તો બનેનો ફેરો ફોકટ છે; ભેંશ આગળ ભાગવત જેવું છે. "આપ આપકે તાનમેં ગદ્ધાભી મસ્તાન" જેવો તમાશો છે. આ સનાતની અને સુધારકના બે પક્ષો આપોઆપ પડી જાય છે, તેમાં સુધારાવાળાને કોઈ જાતનું બંધન ન જોઇએ. આ તે સ્વતંત્રતા કે સ્વચ્છંદીપણું ? બને પક્ષમાં અજ્ઞાનનો ભાગ નિકળી જાય તો પછી એકજ છે. ગીતામાં ત્રણ કોટિનાં માણસનો વિનાશ કહ્યો છે; અજ્ઞાન, સંશયવાળો, તથા શ્રદ્ધા વગરનો—अज्ञश्चाश्रद्दधानश्चसंशयात्माविनश्यति। બાકી જેમ દરેક વ્યક્તિ પોતાને ઉત્તમ માને છે તેમ ગમે તે સભા-જના સભ્યો (મેમ્બરો) પણ ભલે માને, આમ અજ્ઞાનના પરિણામે ગદ્ધોંકી જમાતમેં લાતનકી સરાહ જેવો ખેલ ખાસ આ અજ્ઞાનના ઝઘડાઓ કહેવાય. ઇશ્વર સારૂંજ કરતો હશે. બનેને ખરા જ્ઞાનની જરૂર છે, તવંગરના મનથી ગરીબ દુ:ખી, અને ગરીબ ફકીરને મન તવંગર દુ:ખી. જેની તેની દૃષ્ટિથી જોવાય તોજ સમજાય. विषक्रमिन्यायथીજ દુનિયા ચાલે છે. માયાના આવરણનીજ એ ખુબી છે. દરેક વ્યક્તિ પોતાને શ્રેષ્ઠ માને છે. રૂપ અને અક્કલ અંધારામાં વહેંચાયાં છે એજ પ્રભુની કૃપા છે. દરેક વ્યક્તિ કેવી મસ્તીમાં રહે છે તેના એક બે દાખલા આપીશું. એક વખત ઇંદ્ર ઇંદ્રાણીને પોતાના વૈભવ, રૂપ, ઐશ્વર્ય વગેરેનો સારી પેઠે ગર્વ થયો તે સંજોગોમાં **લોમશ** ઋષિ આવી ચઢયા. ઋષિને દેખીને ઇંદ્રે ગર્વના આવેશમાં પુછયું કે મારા જેવા સુખી તમે કોઇ પણ ઠેકાણે જોયા છે ? ત્યારે ઋષિ કહે કે હા, હમણાંજ એક ડુક્કરના જોડાને જોઇને આવું છું; તેમની મસ્તી, વૈભવ, ઐશ્વર્ય અપૂર્વ છે; મોટા ઉકરડા ઉપર કોઇ પણ આવરણ

સિવાય, ખુલ્લામાં સ્ત્રી બચ્ચાં સાથે નિડરપણે, ખુલ્લી રીતે, સંકોચ વગર આનંદમાં આળોટે છે, અને બધી પૃથ્વીને તરણાતોલ ગણે છે ! કોઈ જાતની ભીતિ અગર પરવા નથી; પૂર્ણ આનંદ તથા વૈભવમાં સહ-કુટુંબ સહપરિવાર અપૂર્વ લ્હાવો લે છે; માટે દુનિયામાં સુખી પેલો ડુક્કર અગર આપ એમ બેજ દેખ્યા !! બીજી એક એ વાત છે કે ઈંદ્રને ડુક્કરનું સુખ દેખીને પોતાને પણ એ રૂપમાં લ્હાવો લેવાનુ મન થયુ; ને તે પ્રમાણે ડુક્કરનુ રૂપ ધારણ કર્યું. લ્હાવો લેતાં લેતાં તેનો અભ્યાસ થયો એટલે ગમવા માંડયું, અને તેથી તેમાં નિમગ્ન રહેવા માંડ્યા. પછી દેવોએ ઘણુ સમજાવ્યા પણ માને નહિ, અને એ શરીર છોડે નહિં. આખર થાકીને દેવોએ તેના સઘળા પરિવારને હણ્યો અને ઇંદ્રના ડુક્કરના દેહને પણ હણ્યો ત્યારે ઇંદ્ર પોતાના મૂળરૂપમાં સ્થિત થઇને માયાના આવરનું પ્રાબલ્ય જોઇને ઇંદ્ર હસ્યા. તેવી રીતે એક રાજાની પણ આખ્યાયિકા છે. એક રાજા સંસ્કારી તથા ધાર્મિક હતો, પરંતુ પૂર્વના સંસ્કારના વિપાકથી પ્રારબ્ધવશાત્ હવેનો અવતાર સુવરનો થશે એમ એક મહાત્માએ કહ્યું તે ઉપરથી તે બિચારો બહુ શોક કરવા માંડયો, પછી જોશીઓ તથા મહાત્માઓને બોલાવીને તેણે નિર્ણય કરાવ્યો કે સુવરનો જન્મ ક્યાં થશે અને પોતે કેવી રીતે ઓળખાશે. આ બધુ જાણીને પછી કુંવરને કહે કે અમુક નિશાનીથી મને ઓળખી કાઢજે, અને મને મારીને સુવરના દેહમાંથી મુક્ત કરજે. આ પ્રમાણે કુંવરે ફરતાં રાજાને સુવરના રૂપમાં ઓળખ્યો, પડખે ભુંડણુ અને તેનો મોટો પરિવાર ચોતરફ આજુબાજુ ચાલતો અને બધાં મોજ કરતાં હતાં. કુંવરે હાથમાં તરવાર લીધી કે તરત સુવરરૂપ રાજાને સંસ્કારથી પૂર્વનું સ્મરણ થયું અને ભાન આવવાથી કહે કે, " ભાઇ, હું જ્યારે રાજા હતો ત્યારે મેં તને કહ્યું હતું એ ખરૂ પરતુ મને તો આ જીંદગી રાજા કરતાં પણ ઘણીજ ગમે છે; આ સુવરની જીંદગીમાં તો સ્વતંત્રતા અને મોજમજા અથાગ છે; લાજ, શરમ, મર્યાદાની તો

જરૂરજ નહિં, માટે આ મારો ઉત્તમ અવતાર માનું છું, હું હજાર ગણો સુખી છું." આનું નામ સ્વતંત્રતા અને આનું નામજ માયા! એક કાળી કદરૂપી સ્ત્રી પણ અરીસામાં જોઇને ટાપટીપ કરશે. માણસ પોતાને અગર પોતાનાં સ્ત્રી તથા છોકરાંને કદરૂપાં માને તો સંસાર ચાલેજ કેમ? પ્રભુ કોઇને, રૂપના ખજાનામાંથી આપે છે, તો કોઇને અક્કલના ખજાનામાંથી આપે છે કોઇને દ્રવ્યના ખજાનામાંથી આપે છે તો કોઇને ભૂખના ભડાકાના ખજાનામાંથી આપે છે; વળી કોઇને મૂર્ખાઈના ખજાનામાંથી પણ આપે છે, તો કોઇને ક્લેશના ભંડારમાંથી પણ આપે છે. પ્રભુ દીનદયાલ છે. કર્મનાં ફળ તથા યોગ્યતા પ્રમાણે જેને જે જોઇએ તે પ્રભુ આપે છે!

આ પ્રમાણે સૃષ્ટિની વ્યવસ્થા છે. જ્યાં વ્યક્તિ તેટલા ભેદ, ગોપી તેટલા રાગ, ઋષિ તેટલા મત, વગેરે વ્યવહારમાં જોઇએ છીએ, છતાં પણ બધામાં આત્મા એકજ છે. ત્યાં પછી ભેદ અગર તિરસ્કાર શી રીતે હોય? સ્થાવરથી તે બ્રહ્મા સુધીનાં સઘળાં શરીરોનાં ઉપાદાન કારણ પંચ મહાભૂત છે, અને આત્મા તો બધામાં કારણ તરીકે એકજ છે, મતલબ કે નામ, રૂપ ભલે જૂદાં દેખાય પરંતુ સઘળા પદાર્થો આત્મભાવે સરખાજ કહેવા પડે એટલે પછી વર્ણ, આશ્રમ, શુદ્ધ, અશુદ્ધ, એ બધું ક્યાં રહ્યું? પરંતુ વર્ણ અગર ન્યાત જાતો તો, આ પ્રમાણે પ્રાણી માત્રના દેહ સરખા છતાં પણ તેમના સ્વાર્થની સિદ્ધિ માટે, પ્રવૃત્તિનો સંકોચ કરી ને દ્વારા ધર્માદિક પુરૂષાર્થ કરવા સારૂ તેઓના જૂદા જૂદા વર્ણ તથા આશ્રમ ( Stages ) શાસ્ત્રે કલ્પ્યાં છે, ને તે જ ધોરણે દેશ કાળને લઇને ગુણ, દોષ, શુદ્ધ, અશુદ્ધ, એ પ્રમાણે ધધા ઠર્યા છે. સમયને અનુસરીને ફેરફારો થયાજ કરે છે ( શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધના ૨૧ માં અધ્યાયના શ્લોકો ૩ થી ૭ સુધીના સારો પ્રકાશ આપે છે ). એક સરખી સ્થિતિ કોઈની રહી નથી અને રહેવાની પણ નથી. 'સદા દોર દોરા રહાતા નહિં, ગયા વખ્ત ફિર હાથ આતા નહિ." તુર્કસ્તાનનો તથા અફઘાનીસ્તાનનો ફેરફાર મોજુદ છે.

આ ધોરણે વર્ણ—ન્યાત, જાત, એમ ભેદો સમયને લઇને વધતા ગયા, એમાં કોનો દોષ કાઢવો ? નીચેની ચારેક બાબતો બનેલી છે, પછી માનવું ન માનવુ મરજીની વાત છે. એક ખૂનના કામમાં પોલીસે ભૂતને આરોપી ઠરાવ્યો હતો; એક વાંનરાએ નુકશાન કર્યાથી તેના ઉપર બિગાડનું તોહમત મૂકાયુ હતું, 'હોડી 'ની ઘોડી થઈ ગઈ; જર્મન 'કાઉંટ (count)નુ 'જર્મનકા ઉંટ ' એટલે કે જર્મનનું ઉટ એમ થઇ જાય તેનો શો ઈલાજ ? એક ઈંગ્રેજ ફર્સ્ટકલાસના પેસેંજરે કુતરાની ટીકીટ લીધેલી નહિં તેથી આગળના સ્ટેશને તાર કરવાથી + માસ્તરે પૂછ્યું કે Are you unbooked dog sir ? આવા કઈક રંગ ઉડે તો પછી ઈલાજ નથી. હાલજ જુઓ કે આપણી રહેણી કરણી, રીતભાત, આચાર વિચાર એક દસકામા કેટલા બદલાઇ ગયા ? આ કાર્યમાં સાબાશી અગર દોષ કોને આપશો ? કેટલાક ઉગ્ર સુધારકોની ઉતાવળ અને રઘવાટ તો અલૌકિક છે, મનોનિગ્રહનુ તો સ્વપ્ન પણ નથી. જુઓ કે પોતાની માને કોઇ ડાકણ ન કહે. હિંદુસ્થાનમાં મુસલમાન, ખ્રિસ્તિ, પારસી એમ ઘણી જાતો છે, પરંતુ જે આર્ય સપુતો બળાત્કારની સામા થતા હતા તે જ ખુશીથી પોતાને નિંદે છે અને પોતાની અધમના ગણે છે ! નાહક ધાંધલ મચાવી અને હજી મચાવે છે ! ક્રાંતિ તથા વિપાકફળજ વાસ્તવમાં બધુ કરે છે, તો પણ પામરો જાણે છે કે અમેજ કરીએ છીએ, અને નાહક ઢોલ પીટાવે છે. અધર્મથી દેશ પાયમાલ થઇ ગયો, "ધોનીયાના ધોળ ગવાઇ ગયા", પરંતુ જાદુગીરીથી દૂષિત થયેલી આંખ હજી ઉઘડતી નથી ! માટે કાંઇક શાંતિ અને ગભીરતાથી તેમ રાજ્ય નીતિથી કામ લેવાય તો સારૂ, ઈશ્વર ઉપર કાંઇક શ્રદ્ધા રહે તો ઠીક; પણ આમાં દોષ કોઇનોજ નથી. આ ક્રાંતિકાળ છે, ત્યાં પુરૂષ બીચારો

---

+ પેલો ઇંગ્રેજ ગૃહસ્થ બહુજ ગુસ્સે થયો. આ પ્રસંગ પછી રેલવેની નોકરીમાં મેટ્રીક થએલાને રાખવા ઠર્યું હતું.

શું કરે ? ગઇ કાલનો "ભીરૂ" બંગાળી તે આજનો 'ગાઝી' થઇ ગયો ! ભીરૂ સુરતી અમદાવાદી, નડીયાદી, વીરમગામી, એકદમ તોફાની થઈ ગયો ! એકજ ક્ષણમાં ક્રાંતિ કાળ આવે છે ! એકજ રાતમાં મહાન પ્રસંગથી માથાના વાળ ધોળા થઇ ગયાનું તો ઘણીવાર સંભળાય છે ! આ પ્રમાણે ક્રાંતિજ કારણુ છે, ત્યાં પછી કોઇના ઉપર નાહક જવાબદારી નાંખીને ક્લેશ વહોરવો એમાં શો અર્થ ? કારણુસર ન્યાતો થઇ હતી અને કારણુસર પાછી વીખરાશે, ને કારણુસર પાછી નવી ઘડાશે. એકાદ વ્યક્તિ પોતે ગાડા નીચેના શ્વાન માફક ભલે ભાર ખેંચવાનો દાવો કરે, બાકી ખરો સુધારક 'કાળ'જ છે. કોને ખબર હતી કે તુર્કો એકદમ યુરોપીઅન થઈ જશે ? કોને ખબર હતી કે ખલીફ ઉડી જશે ? કોને ખબર હતી કે અફઘાનીસ્તાન તુર્કસ્તાનનું જોઇને આકળું થઇને ઝંપલાશે ને પાછો પ્રત્યાઘાત થશે ? કોને ખબર હતી કે ખલીફ ગયા પણુ હિંદુસ્થાનમાં ખીલાફત જાગશે ને તેને હિંદુ મદદ કરશે ? કોને ખબર હતી કે ચીન જર્મની રશીયા વગેરે પ્રજાસત્તાક થશે ? આવડા મોટા ફેરફાર થાય છે તો બીચારી ન્યાત જાત પણુ તે જ કુદરતના નિયમને નમીને માન આપશે એમાં શું આશ્ચર્ય ? બાકી માણુસ બીચારો શું કરશે ? બૌદ્ધ, શિખ, તથા ખ્રિસ્તિ ધર્મોએ, તેમજ સુધારક સમાજો તથા વ્યક્તિઓએ વર્ણુ ભેદ કાઢી નાખવા ઘણુા પ્રયત્નો કર્યા પણુ પરિણુામ શું આવ્યું ? બૌદ્ધો હિંદુસ્થાનમાંથી દેશ નિકાલ થયા, શિખની એક ન્યાત વધી, ખ્રિસ્તિઓમાં–ખાસ ગોવામાં–વર્ણુ વિભાગ ચાલે છે અને હજી કુળદેવને તેઓ પૂજે છે, સમાજો પણુ તેટલી ન્યાતો વધી; બાકી મૂળ ન્યાત જાતતો 'અક્ષત' છે ! ! ! સનાતન તે સનાતનજ રહેશે, અને આગન્તુક પંથ તથા સમાજો ઉત્પન્ન થશે ને નાશ પામશે. જેમકે શરીરજ પ્રત્યેક ક્ષણે પરમાણુઓ બદલે છે અને સાતે વર્ષે બધાંજ બદલે છે એમ પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્ર હમણાં કહે છે ! આપણું શાસ્ત્ર તો કહે છેજ. જ્યાં આ પ્રમાણે સૃષ્ટિનો ખેલ છે ત્યાં પછી ન્યાત

જાતમાં ફેરફાર થયા છે તેમ થશે, જરૂર પણ છે, અને આખર પોતાનો નિર્માણ થયેલો માર્ગ લેશેજ; તમે કહેશો તોપણ થવાનું તે થશે અને નહિં કહો તો પણ થશે, માટે જે પુરૂષાર્થ કરવો તે સમયને અનુસરીને-નેતર માફક કરવો, વાંસ માફક નહિ.

રૂપકની જે ખુબી છે કે વર્ણાશ્રમ પ્રમાણે યુગની પણ કેવી યોજના છે? સત્યયુગ સુવર્ણમય, ત્રેતા રૌપ્ય, દ્વાપર તામ્રમય, અને કલિ લોખણ્ મય! હાલ, પ્રત્યક્ષમાં ઠામ ઠામ લોખણનુંજ માહાત્મ્ય અને ઉપયોગ છે। લોખણની બારીક ચીજો, વૈદ્કીય શસ્ત્ર વગેરે સુવર્ણથી પણ મોંઘાં! સત્યયુગમાં એકલા બ્રાહ્મણો વેદના અધિકારી હતા. આ ઉપરથી બીજાઓને-હાલ મદ્રાસમાં તથા કેટલેક દરજ્જે મહારાષ્ટ્રમાં જે વલણ દેખાય છે તેવાઓને-દ્વેષ કરવા કારણ ન હતું. કેમકે તે વખતમાં વર્ણ એકજ હતો, અને તે બ્રાહ્મણજ હતો. એ યુગમાં પ્રાણીની ઉત્પત્તિ પણ માનસિક દૃષ્ટિથી કહેલી છે. કેટલું રહસ્ય છે? બાદ ત્રેતાયુગમાં કેટલાકના અધિકાર ઘટવાથી તથા કાળના વિકારથી બ્રાહ્મણ અને ક્ષત્રિય પણ અધિકારી થયા, અને છેવટના ભાગમાં ઉત્પત્તિ-ક્રમ પણ સ્થૂલ સંબંધથી યોજાયો. દ્વાપરમાં વૈશ્ય અધિકારી થયા; અને હાલ કલિમાં તો કોણ અધિકારી નથી? બ્રાહ્મણને શૂદ્ર થવાની તલપ આવે છે, અને શૂદ્રને બ્રાહ્મણ થવાની તલપ આવે છે! બ્રાહ્મણોને ઠેકાણે શૂદ્ર બેસવા માગે ત્યાં પછી હવે બ્રાહ્મણને શૂદ્ર કહેવા અગર શૂદ્રને બ્રાહ્મણ કહેવા એટલોજ પ્રશ્ન છે. મતલબ કે વર્ણાશ્રમનો પાયો સ્થળ, સમય, તથા અધિકાર પરત્વેજ છે. શેઠ નોકરનો સંબંધ કેમ મટી જાય? પ્રત્યક્ષ સ્પર્શથી પણ શું વળે? શેઠને નોકર સ્પૃશ્ય છે, પણ તેથી તેમનામાં સમત્વ અગર ભ્રાતૃભાવ થઈ જશે? બાદશાહને હજુરીયો રાતદિવસ સ્પૃશ્ય છે, પરંતુ કેટલો ભેદ છે? ફક્ત સ્પર્શથી વર્ણભેદ જાય ખરો?

હવે જ્ઞાન દૃષ્ટિથી જોતાં ઉપર કહ્યું તેમ હાલનું ભૌતિક શાસ્ત્ર

પણ તેને ટેકા આપે છે કે–આ દેહ દર ક્ષણે મરે છે ને જીવે છે. એકજ શરીરનો 'પ્રાણ' અગર 'જીવ' જન્મ વખતનો જુઓ, અને મુકાબલે વૃદ્ધાવસ્થાનો જુઓ! શું ગયું અને શું રહ્યું.? માનો તો બધુંજ ગયું અને બધુંજ રહ્યું! આનુંજ નામ 'માયા'! સૃષ્ટિમાં તેવોજ ક્રમ છે. માટે વસ્તુ માત્ર નામરૂપે પૃથક્, બાકી વસ્તુ માત્રની ખરી વસ્તુ એક બ્રહ્મ છે. નદીનો પ્રવાહ એક સરખો દેખાય છે; જાણે કે તે જ જળના સતત્ અસ્તિત્વનો ભાસ થાય છે, પણ વાસ્તવમાં શું છે? તેવીજ રીતે દીવાની જ્યોતિનું છે. જુનું અદૃશ્ય થતું જાય છે, અને નવું જન્મ પામતું જાય છે છતાં જ્યોત જાણે એકજ શિખાની બની રહી હોય એમ આભાસ થાય છે! આ પ્રમાણે પિંડ બ્રહ્માંડનું સમજવાનું.

હિંદુસ્થાનમાં ચતુર્વર્ણ જન્મથીજ પ્રાપ્ત થયેલો છે, તેથી એ સિદ્ધાંત ઉત્ક્રાંતિ ( Evolution theory )ના ધોરણના વારસાઇ બદલના કાયદા ( Law of heredity ) ને કેટલે દરજ્જે મળે છે તે પણ જોવાનું છે. આગળ જણાવ્યું તેમ શાસ્ત્રની યોજના પ્રમાણે ગમે તે માણસ પુરૂષાર્થથી ઉંચનીચપણું ગુણકર્મથી 'પ્રાપ્ત' કરી શકે છે ( acquire ). આ નિયમ–Law of acquisition ને અનુસરીને પણ ઘણાં રત્નો પાક્યાં છે. સાચાં મોતી અગર હીરા કરતાં બનાવટી કેવાં ચળકાટ મારે છે? જન્મના 'સરદાર' કરતાં કિતાબના

---

* સર ચિનુભાઈ બેરોનેટ વિદ્યાર્થી અવસ્થાના સહાધ્યાયી હોવાથી, તેમ તેમની સાથે ઠેઠ સુધી મૈત્રીનો સંબંધ રહેવાથી એક વખત વિનોદમાં અમે પુછ્યું કે તમે 'શાહુકાર સરદારો,' 'લશ્કરી સરદારનો' કિતાબ કેવી રીતે જાળવશો? ધોતીયું, ગુજરાતી વૈશ્યની પાઘડી તથા બેસ પહેરીને તરવાર ક્યાં બાંધશો? તમે કેવા સરદાર? ત્યારે આ વિદ્વાન, હસમુખા, અને અપૂર્વ સંસ્કારી મહાત્મા કહે કે 'ન સમજ્યા, અમે મૂર્ખના સરદાર!'

'શેઠ સાહુકાર સરદારોન્' કેવા દીપે છે? સત્વગુણ, રજોગુણ અને તમોગુણ, તથા તેને લઇને કર્મની વ્યવસ્થાના ધોરણે દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, અગર સ્થાવરની યોનિમાં જીવને જવાનું છે, તો પછી ન્યાત જાતનાં બંધન કોને ક્યાં નડયાં? ઉલટાં, માર્ગ-દર્શક સાધનો જેવાં છે.

'વર્ણ' શબ્દનો મૂળ અર્થ 'રંગ' થાય છે. આ રંગના ધોરણે ચારે વર્ણના ભેદ થયા છે, અને તે જ ધોરણ આખી સૃષ્ટિને વિદ્વાનો લાગુ પાડે છે. પોર્ટુગીઝ 'કાસ્ટા' (જાત), અને લેટીન 'કેસ્ટસ' (પવિત્ર) ઉપરથી જેમ 'કાસ્ટ' (caste) 'જાત' સમજી શકાય છે, તેમ આ 'વર્ણ' ઉપરથી 'ન્યાત જાત' સમજી શકાય તેમ છે. મૂળ 'વર્ણ'માંથી 'જાત,' અને પછી 'ન્યાત' થઈ છે. જેમ બ્રહ્મમાંથી કીટ સુધીની સૃષ્ટિ થઈ છે, અને તે બધી જૂદી જૂદી ન્યાત જાતો છે, તેમ મૂળ વર્ણ ચાર અને ન્યાતજાત અનેક. આ કારણથીજ જન્મનું ધોરણ લાગુ થઈ ગયુ.

આ ચાર રંગ-વર્ણ-ની પ્રજા ને ગોરી, ભૂરી અગર રતાશ પડતી, પીળી, અને કાળી છે. યુરપ અને કાંઈક અંશે એશિયામાં ગોરી, એશિયાના બાકીના ભાગમાં પીળી, અમેરિકામાં ભૂરી અગર રતાશ પડતી, અને આફ્રિકામાં કાળી! આફ્રીકા અને એશિયા પ્રાચીન કાળમાં એક ખંડ હતો તે વખતે આફ્રિકાની કાળી પ્રજા-જેમાં દ્રાવિડોનો સમાસ આ પંડિતો કરે છે-સાથે આર્યોનો કન્યા લેવાનો સંબંધ થયો, ને તેમાંથી દ્રાવિડ તથા આર્યની મિશ્રિત પ્રજા થઈ, ને તેટલા પુરતો વર્ણ તથા રંગ આર્યોનો બદલાયો, આ પ્રમાણે આધુનિક પંડિતો દ્રાવિડને આર્ય કરતાં પણ પ્રાચીન પ્રજા કહે છે. આ મતનું ખંડન પણ પાછું ચાલી રહ્યું છે. આફ્રિકાની કાળી પ્રજાને દ્રાવિડ લોક કહેવામાં આવે તો તે કંઇ બીલકુલ સંભવતું નથી. કેવળ તર્ક! કુદરતની અજાયબી એટલી તો છે કે મદ્રાસ ઇલાકાના માણસો કરતાં ઉત્તરમાં જેમ

જાઇએ તેમ ગૌરવર્ણું વિશેષ દેખવામાં આવશે, પરંતુ તેતો આબો હવાનું કારણજ સમજાય છે. અસ્તુ. આ પંડિતોનું અનુમાન એમ છે કે ૭ હજાર વર્ષ ઉપર પ્રલય થયો હતો તે વખતે એશિયા અને આફ્રિકા જુદા પડયા–શ્રીકૃષ્ણની દ્વારકાં ડુબી ગઈ તેજ અરસો–ને તે અરસામાં આફ્રિકાના લોક હિંદુસ્તાનમાં આવ્યા અને દ્રાવિડ કહેવાયા ! પરંતુ આ એક આધુનિક કલ્પના છે. સાચા આર્ય પંડિતોની સમજ બીજી રીતે છે, ને તેજ ખરી છે. ખેર. આપણો મુદ્દો વર્ણું માટેનો છે. આ દ્રાવિડો અગર કેટલાકના કહેવા પ્રમાણે કહેવાતા શૂદ્રોની કન્યા આર્યોએ પ્રસંગને લઇને લીધી: આર્યો થોડા તેથી તેમનો વિસ્તાર વધાર્યો; પરંતુ શાસ્ત્રે અનિવાર્ય કામવાસના જેને હોય તેને માટેજ આવાં 'લોમ' લગ્નની છૂટ રાખી હતી. કાંઈ એકંદર ધોરણ કરી આપ્યું નથી. આગળ કહેવાઇ ગયું છે તેમ, આ લગ્નો હલકાં ગણાતાં, અને વિલોમ લગ્ન તો તદ્દન કનિષ્ટ મનાતાં હતાં, આવા સંજોગોમાં ક્ષોભ થવાથી શૂદ્રોએ આર્યોની કન્યા લેવાનો પણ પ્રસંગ આવ્યો એટલે તેમને 'વિલોમ' લગ્ન કહીને શાસ્ત્રે મનાઇ કરી, કેમકે કાળે કરીને ઉત્ક્રાંતિના નિયમને અનુસરીને સુધારો થયો, જેથી કરીને તમામ પ્રકારની છુટ નિકળી ગઈ, અને એકલાં સવર્ણ લગ્નો માન્ય રહ્યાં. આ 'વિલોમ' લગ્નની કલ્પના કરવી હોય તો આગળ કહ્યું છે તેમ આફ્રિકાના પ્રાચીન વતની હબસી, અગર ઓસ્ટ્રેલિયા કે અમેરિકાના પ્રાચીન વતની (આ બન્ને વતનીઓનો સુધરેલા ગોરાની કૃપાથી ઘણે ભાગે નાશ કરવામાં આવ્યો છે. ઓસ્ટ્રેલીયામાં તો તદ્દન નિર્બીજ થઇ ગયા છે) નું કોઈ યુરોપીયન કન્યા સાથેના લગ્નનું પરિણામ કેવું આવે તેનો ખ્યાલ કરવો બસ છે. આ વાત મશહૂર છે એટલે વિશેષ કહેવાની જરૂર નથી. 'લિંચિંગ'થી કોણ અજાણ છે ? આ પ્રમાણે વિલોમ લગ્નની સ્મૃતિદ્વારે મનાઇ કરી છે તે હાલનાં પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રો સમર્થન કરી આપ્યું.

આ નવા પંડિતો દ્રાવિડો માટે ગમે તેમ કહે, બાકી પાંચ

ગૌડ અને પાંચ દ્રવિડ એમ બે મુખ્ય વિભાગ છે, તેમાંથી દ્રાવિડ વાળા વિભાગમાં આચાર શુદ્ધિ તથા આહારવિહાર શુદ્ધિ પ્રત્યક્ષ વધારે દેખાય છે. આ પ્રમાણે વર્ણોના મિશ્રણથી ન્યાત જાત થઈ છે. એક જાતનો 'શ્રમ વિભાગ'—Division of labor—છે. અને તે કયા મુલકમાં, કઈ પ્રજામાં, ગમે તેવા રૂપમા પણ નથી? ગ્રામ્ય જીવનમાં આ 'શ્રમવિભાગ' હજી પણ સ્પષ્ટ દેખાય છે. ખરો ઇતિહાસ ઉપલબ્ધ નથી, પરંતુ વિદ્વાનોના તર્કના ઘોડા—હાલની મોટરો અગર વિમાનો—ક્યાં ન પહોંચે! 'બાસુબીલ,' 'પટેલ બીલ,' અને છેવટના 'ગૌર (ડાક્ટર) બીલના પ્રસંગે આ વિષયનો ઉહાપોહ અચ્છો થયો છે. સનાતનીયો જો શુદ્ધ અંતઃકરણના સાચા હશે તો સરકારના ગમે તેવા કાયદા થશે તો પણ શુદ્ધ આર્યરક્તમાં સંકરતા પ્રભુ નહિંજ પેસવા દે. પ્રત્યક્ષ વાત છે કે પારસીઓએ તો બીલકુલ નિષેધ કર્યો છે, હવે કોઇ હિંદી, ઈંગ્રેજ બાનુ સાથે લગ્ન કરે છે તે વખત ઇંગ્રેજો કેવા ઉશ્કેરાય છે તે જોવા જેવુ છે. बुद्धिःकर्मानुसारिणी। ઇશ્વર જે કરે છે તે સારા માટેજ હોય છે. સારી પેઠે ઠસવાની ખાતર વારંવાર કહેવું પડે છે કે લોમ, અને ખાસ કરીને વિલોમ લગ્ન નિયમ તરીકે નહિં પણ અપવાદ તરીકેજ થતાં હતાં. અને તેજ સ્મૃતિકારોએ પાછાં બીલકુલ બંધ કર્યાં. આવાં શાસ્ત્ર વિરૂદ્ધનાં લગ્નો પ્રથમ થતાં હતાં અને હાલ પણ ક્યાં થતાં નથી? નવાં બીલ કરો કે નવા કાયદા કરો, કુદરત તેની તેજ છે. રક્તશુદ્ધિ અને ઉત્કૃષ્ટ પ્રજોત્પત્તિ એ બે રહસ્યો વર્ણભેદમાં રહેલાં છે. મુંબાઇના એક લુહાણા ગૃહસ્થ કહે કે ન્યાતમાં કોઇ પ્રસંગે મતભેદ થવાથી તડ પડયાં, પછી તેમાં સમાધાન કરવાની વિષ્ટિ ચાલતાં એક સુધારક તેઓને ઘણીજ ગંભીરતા તથા ગૌરવથી બોલ્યા, કે "જુઓ, જાપાન વગેરે દેશોમાં મિશ્રણ કરવા માગે છે, અને અહિં પણ આગળ વધેલા તેમ કરે છે, તો પછી આપણે પાછળ પડવું ન જોઇએ;" પેલા ગૃહસ્થ તો આ શિખામણ સાંભળીને

દિઙ્મૂઢજ બની ગયા અને રજા લીધી ! કઇ ન્યાતમાં આહવા 'વિશાળ દીર્ઘદષ્ટિવાળા ક્યાં નથી ?

વર્ણવ્યવસ્થામાં દ્વેષ અગર તિરસ્કારનો અવકાશજ નથી; પરંતુ શાસ્ત્રનું રહસ્ય સમજવાની ખામીને લઇને ગેરસમજ થવા પામે છે. જ્યાં યુગોને તથા આકાશનાં નક્ષત્રોને વર્ણવિભાગ આપ્યો છે, ત્યા પછી શું કહેવાનું ? સત્યયુગને બ્રાહ્મણ, અને કળિયુગને શુદ્ર કહ્યો છે, એમાં કેટલું રૂપક અને રહસ્ય છે ? રવિ અને મંગળને ક્ષત્રિય, ગુરૂ અને શુક્રને બ્રાહ્મણ, અને ધ્રુવને ક્ષત્રિય કહ્યો છે ! આ પ્રમાણે વર્ણ વહેંચણી થાય, ત્યાં પછી બોલવાપણું ક્યાં રહ્યું ? કોઈ ઉટવૈદના હાથમાં કોઈ ઝેરી દવા આવી હોય, અથવા કોઈ દુષ્ટના હાથમાં સત્તા આવી હોય, તો જેમ ગેરઉપયોગ થવા સંભવ છે, તેજ ધોરણ વર્ણ વ્યવસ્થામાં છે. આજ સબબથી **રામચંદ્રે** અનધિકારી શુદ્રને તપ કરવા માટે, લોક કલ્યાણ અર્થે શિક્ષા કરી હતી. વર્ણભેદ તથા ન્યાત જાત આર્યાવર્તમાં અનાદિકાળથી છે, માત્ર તેની સંખ્યામાં વધઘટ થાય, બાકી મુદ્દો ઠેઠથી ચાલ્યો આવે છે, આ હજારો લાખો વર્ષો થયાં, દરમ્યાન વિદેશીઓનાં આક્રમણ થયાં, પરધર્મીઓના હુમલા થયા, લઢાઇઓ થઇ, હાર્યા, જીત્યા, પરંતુ તેમાં હિંદુઓ **ન્યાત જાતના કારણથીજ** હાર્યા, અગર પાછા પડ્યા એમ એક પણ ઇતિહાસ કહે છે ? ઉલટ હિંદુના બંધારણથી ફાયદા થયાના હજારો દાખલા છે. જુઓ કે રામચંદ્રના વખતથી તે શિવાજી અને પેશ્વા સુધીનાં પરાક્રમો વર્ણાશ્રમનો ધર્મ ચુસ્તપણે હતો; અને ત્યાં સુધીજ પરાક્રમો થઇ શક્યાં. તેની શિથિલતા સાથે અધોગતિ થઈ ! રજપુતો થાક્યા, અને પરદેશી–વિદેશી અમલ થયો, તેમાં પણ ન્યાત જાતે શું નુકશાન કર્યું છે ? **યુધિષ્ઠિર** સુધી હિંદુ સામ્રાજ્ય પૂર્ણ હતું. ત્યાર પછીના યાવનિક ઇત્યાદિથી માંડીને તે ઇસ્લામી આક્રમણો થયાં, અને તેને અંગે જુલમો થયા, તેમાં આખર ફિરંગીઓ ( પોર્ટુગીઝે ) એ પણ નાશ કરવામાં બાકી નથી રાખી, પરંતુ આવા ત્રાસના સમયમાં

પણ **વિક્રમ, ભોજ, ક્ષત્રિયો** પાક્યા ! બાદ રજપુતોએ પરાક્રમ કર્યા; અને બે ત્રણ સૈકાઓ ઉપર મરાઠાઓએ સામ્રાજ્ય સ્થાપ્યાં ! આ બધાં કાર્યમાં ન્યાત જાત નડી હતી કે ઉલટ તેથીજ ફાવ્યા ? લાખો વરસો સુધી વઢી ઝઘડીને આર્યોએ વર્ણાશ્રમ, ન્યાત જાત સાચવી રાખ્યાં, તેમાં ન્યાત બીચારી કદી નડી છે ? એકલા રજપુતોએ, એકલા શિખોએ, એકલા મરાઠાઓ તથા બ્રાહ્મણોએ રાજ્યો–મહારાજ્યો–સ્થાપ્યાં અને ચલાવ્યાં, તેમાં આ ભેદ કોઇને કદી પણ નડ્યાનુ સાંભળવામા આવ્યું છે ? બસ, એકદમ આ દસકામાંજ ભૂતની માફક નડવા માંડયો ! હવે એકજ ન્યાત જાતવાળા ભેગા ખાનારાઓનો ઈતિહાસ તપાસીએ. સાથે બેસીને જમનારા રજપુતો કેમ અંદર અંદર કપાઈ મુવા ? કારણ શું ન્યાત જાતનું હતું ? તેજ પ્રમાણે કાઠી, મરાઠા, દક્ષિણીઓ, એમ અંદર અંદર સાથે જમનારી જાતો પણ કેમ લઢી છે ? આગળ વધીને જોતાં એકજ ભાણામાં બેસીને જમનારા મુસલમાન બધુઓ અંદર અંદર કેમ કપાઈ મુઆ અને હજી કેમ કપાઇ મરે છે ? અને તેજ પ્રમાણે સુધરેલી વિદ્વાન, ભ્રાતૃભાવ અને તત્ત્વજ્ઞાનનો આડબર કરનારી, ખ્રિસ્તિ પ્રજાઓ પણ કેમ કપાઇ મરે છે ? આ બધાનો અર્થ શો ? ન્યાત જાત નથી ત્યાં પણ લઢાઇ કલેશ બધું છે. ન્યાત છે ત્યાં પણ બધું છે. તો પછી ખરૂં કારણ શું ? કારણ ખુલ્લુ છે. મન અગર અંતઃકરણ શુદ્ધ થવાની જરૂર છે, તે માત્ર સાથે જમવાથીજ થઇ શકે નહિ. મન શુદ્ધ ન થાય ત્યાં સુધી બહારનો દેખાવ બધો દંભ છે; અને તે વિના કલેશ મટે પણ નહિં. ન્યાત જાત તોડવાથી મન એક થશે ખરૂં ? ન્યાત જાત વગરની પ્રજાઓમાં એક મનવાળા કલેશ વગરના કેટલા મુલક જોયા ? 'યુટોપિયા' જેવો આકાશમાં કોઇ અદ્ધર મુલક વસાવો તો ભલે, બાકી આ સ્થૂળ પૃથ્વીમાં તો નહિં મળે ! મન એક થયા શિવાય ફક્ત જીભથીજ બોલવું, જીભથી ખાવું, અને જીભથી કહેવું કે અમે તો 'અભેદ વાળા,' 'સાર્વભૌમ દૃષ્ટિ વાળા,' (cosmopolitan)

તો તેનો? કંઈ અર્થ છે? પ્રભુએ ચોખામેળ અંત્યજની મદદે, અંત્ય-જના રૂપમાં જઈ મુવેલો બળદ ઉપાડી તેનું કામ કરી આપ્યું, એનુંજ નામ સાર્વભૌમ દૃષ્ટિ! આવી દૃષ્ટિ થાય તોજ સુધારાનું નામ છાજે!

ઉપરની ઐતિહાસિક હકીકતથી સહજ સમજાશે કે હિંદુઓની અધોગતિ–અધોગતિ કહેવામાં આવે તો તેનું કારણ ન્યાતજાતની નડતર નથી, પરંતુ બીજાં અનેક છે. માટે નિષ્પક્ષપાતપણે, શાંતિથી, શુદ્ધ મનથી, લાગણી પૂર્વક, સનાતની ને સુધારા વાળા સલાહથી કામે કરે, તો શું અસંભવિત છે? હિંદુ અને મુસલમાન ભેગા મળી શક્યા, અને હિંદુ હિંદુ સાથે નહિં મળી શકે? મુસલમાન ગૌવધ બંધ કરી શકે તો શું હિંદુઓ ખોટી જીકર તથા દુરાગ્રહ નહી છોડી શકે? જો તેટલો પણ સ્વાત્મભોગ આપવાની શક્તિ ન હોય, તો ફક્ત જીભના લબકારાથી શો અર્થ સરશે? લાંબાં ભાષણો કરીને, આવા ચેન, ચાળા ચેષ્ટા ( acting, gestures ) વગેરેથી કદાચ લોકપ્રિય થયા, માન મળ્યું, વાહવા થઇ, પણ "મારૂં તે મારા બાપનું ને તારામાં મારો ભાગ," "હું તારી આંખમાં આંગળી ઘાલું ને તું મારા મોંમાં આંગળી ઘાલ," આવા વર્તનથી શો અર્થ સરશે? "સંબસંબકો સમાલીયો, મે મેરી ફોડતા હું" જેવો પ્રસંગ આવેછે, ત્યારે બંને પક્ષોના કહેવાતા આગેવાનો ખુલ્લા પડે છે. 'આવેશમાં આવીને કહેવામાં આવે કે બધાં સાથે રોટી બેટી વહેવાર કરો તો તે બની શકશે? આમ કેહેવાથી એક થવું સંભવિત છે? આ વ્યવહારિક લાગે છે? ખાસ બોલવામાંજ કંઈ ડહાપણ દેખાય છે? તેમ ત્યાં સહીસલામતિ દેખાય છે? પરિણામ એજ આવે; એક કલેશ, અને બીજું સુધારાની સમાજો જેવી નવી ન્યાતો! સ્વભાવ ન બદલાય અગર ન સુધરે ત્યાં સુધી શું બની શકે?' એક સત્પુરૂષે એક વીછીને સાતવાર અગ્નિમાં પડતો બચાવ્યો. વીંછી પણ સાતે વખત બચાવનારને કરડયો! બેમાંથી કોઇએ જાતિ સ્વભાવ છોડયો નહિં!' આ પ્રમાણે જાતિ સ્વભાવને

લઇને વર્ણ તથા ન્યાતજાતો બધાઇ છે, તે એક જાતની સહકારી મંડળીઓ ( co-operative societies ) છે. બેશક પ્રસંગે અજ્ઞાન દશામાં ન્યાતોમાં જુલમ પણ થાય છે, પણ સારા નરસા પ્રસંગે કેટલી મદદ મળે છે તે જુઓ. સહકારી મંડળીયો કેટલીક જન્મતાંજ સુઈ ગઈ, અને કેટલીક થોડું આયુષ્ય ભોગવીને મરણ શરણ થયાનુ જોઇએ છીએ, પરંતુ મહાત્માઓની બાંધેલી, અગર દૈવી બધાએલી-વર્ણાશ્રમની આ મડળીઓ હજી તેવી આબાદ ઉભી છે. આ મંડળીના ઉપયોગીપણા માટે એક આખ્યાયિકા ઉત્તમ છે. સમુદ્રના કાંઠા ઉપર એક ટીટોડીનાં ઈંડાં હતાં. તે ભરતીમાં તણાઈ ગયાં, તે ઉપરથી ટીટોડીએ નિશ્ચય કર્યો કે બસ દરીયો ઉલેચીને પણ અંદરથી મારાં ઇડાં કહાડું. પછી ટીટોડી માદા તથા નર અને તેનાં બચ્ચાં એમ બધાં ઘરના મળીને ચાંચમાં પાણી ભરી ભરીને બહાર નાખવા માડયાં, પછી સગા સંબધી વગેરે પોતાની ન્યાત જાતનાં આવ્યા, પછી પરનાતીલાં પણ પક્ષી જાતનાં ભેગાં ભળ્યાં, પછી પક્ષીની ન્યાત જાત સમસ્ત મદદે ગઇ, દરિયો ઉલેચવા મડી પડયાં. આ પ્રસગે અનાયાસ નારદ મુનિ ત્યાં જઈ ચડયા. હકીકત બધી સાંભળી, બહુ દયા આવી, તેમ ટીટોડીના સાહસ તથા ખતને ધન્યવાદ આપ્યો. પછી વિષ્ણુ ભગવાન પાસે જઇને કહે કે "તમારા ગરૂડને તો પક્ષીયોએ ન્યાત બહાર મુક્યો છે," એટલે વિષ્ણુ ભગવાન ગભરાયા અને કહે કે "જા ભાઇ, ન્યાતીલાનું એકદમ સમાધાન કરો." આ ઉપરથી પક્ષિસમસ્તના રાજા અને વિષ્ણુ ભગવાનનુ વાહન છતાં ગર્વ મૂકીને તે સ્થળે જઈ પોતાની પાંખની ઝપટથી દરીયાને ભાન કરાવ્યું એટલે દરિયાએ ઇડા તરત સોંપી દીધાં. હવે આ રૂપકમાં ટીટોડાને કોઈ ગરીબ પામર સમજો અને ગરૂડને મોટો સાધન વાળો સમર્થ પુરૂપ અગર તે ન્યાતનો પટેલ અગર ખુદ રાજા સમજો. પરતુ આ દષ્ટાંતના રૂપકમાં કેટલો મર્મ છે તે વિચારવા યોગ્ય છે. આવી 'સહકારી મડળીયો' શિવાય-પછી તેનાં નામરૂપ ગમે તે હોય-દુનિયા ચાલેજ કેમ?

હવે અર્થશાસ્ત્રના ધોરણથી જોવામાં આવે તો સમજાશે કે અમુક ન્યાત જાત બંધાયાથી તે ધંધો અથવા કારીગરી કેટલાં વધ્યાં હતાં? હાલના સ્વચ્છંદના જમાનામાં પ્રત્યક્ષ અનુભવની વાત છે કે જે ધંધામાં લાભ દેખાશે ત્યાં બધા દોડશે અને પેલાનું તથા પોતાનું એમ બધાનું બગાડશે. વળી ધંધાને અંગે ન્યાતો હોવાથી નિષ્ણાત (expert) ખોળવાની પણ મુશ્કેલી પડે નહિ. પાશ્ચાત્યોની અનેક પ્રકારની મંડળીઓથી પણ લોકનાં દુઃખ દૂર થયાં છે? ન્યાત જેવું એક પણ સહકારી અગર બીજી રીતનું મંડળ આટલી લાંબી મુદત સુધી જીવતું જોવામાં આવે છે? આટલો સુધારો, લક્ષ્મી, મંડળીઓ સરકારની તથા લોકોની દેખરેખ છતાં અમેરિકા જેવા શ્રેષ્ઠ મુલકમાં આજની તારીખે પોકાર છે કે પાંચ લાખ બાળકોની કોઈ ખબર લેતું નથી અને તદ્દન ભીખારીની સ્થિતિમાં છે! ખરૂં સુખ ક્યાં છે એનો પ્રભુજ જાણે.

Daily Heraldમાં લખે છે કે ચીકાગોના હેનરીનેલ (Henry Neil) નામના ન્યાયાધીશ કહે છે કે It will be noted that the gravest chrge–That in the Unied Slates there are 500,000 children who lead lives of utter neglect & direct poverty. આ ઉપરાંત વળી Hon. James J Davis, secretery of labor in Presrdent Codlidge's Cabinet આગળ વધીને કહે છે કે There are half a million children beiug schooled for crime in the Unted Sates.'

આટલી સુધારાની ધમાલમાં પણ આર્યોનાં સદ્ભાગ્યે સત્પુરૂષો નીકળી આવે છે. એક સંસ્કારી ધર્મશીલ પાટીદાર, કોઈ ભોજનના સમારંભમાં કોટ પાટલુન પહેરીને જમવા બેઠેલા એક સુધરેલા બ્રાહ્મણને પીરસતાં અચકાયો, ને બોલ્યો કે-"હું પ્રાયશ્ચિતમાં નહિ

પડું." ધર્મના પવિત્ર સંસ્કારો અનાદિકાળથી રક્તમાં હોય. તે ધીમે ધીમે મંદ પડે પણ એકદમ તો કેમ નાશ પામે? પશુ પક્ષી વગેરેમાં ન્યાત જાત નથી, પણ જુદી જાતો છે. અને જાતિ સ્વભાવ વર્ણાશ્રમ જેવાજ ભિન્ન અને સ્પષ્ટ છે. ભેદ વગર ચાલેજ કેમ? વ્યક્તિ વ્યક્તિએ ભેદ છે ત્યાં પછી ભેદ કેમ કાઢી શકાય? કુદરતમાંજ ભેદ અને ક્રાંતિ ભર્યા છે ત્યાં બીજો શો ઈલાજ?

કદાચ સુધારકોમાંથી જેમનું માનવું એમ હશે કે બધા ભેગા જમવાથી દેશનો ઉદ્ધાર એકદમ થઇ જશે તો તે માટે પણ ઉતાવળ ડહાપણ ભરેલી નથી. જરા દીર્ઘદૃષ્ટિ વાંપરી, ડહાપણનો ઉપયોગ કરી, કાર્યદક્ષ થઇને, લોકોને જાગૃત કરીને તેમની સમજ કરવામાં આવે તો ઠીક. પોતાની ભૂલ પોતે સુધારે તેજ બહેતર. નાહક પારકાને તાબે શામાટે થવું જોઇએ? પારકાની પટલાઈ કામ નહિ લાગે. પારકાને શી ખબર પડે? પારકાને શી પીડા? જન્મ, મરણ, સુખ, દુઃખ, લાભ, હાનિ, જશ, અપજશ, એ બધાંની માફક આપણુ જાતેજ ભોગવવાનુ છે. આપ મુવા વિના સ્વર્ગે કેમ જવાય? માટે જરા સબુરી પકડાય તો ઠીક. ફળ પાકવા દ્યો. વાવીને તરત કેમ લણાશે? ઉન્નતિ કરવાનો દૃઢ સંકલ્પ કરીને, ઉન્નતિ થશેજ એવી દૃઢશ્રદ્ધા રાખીને, મનોબળ વધારવું જોઇએ. સૃષ્ટિ થઇ ત્યારથી આજ સુધીમાં એક ન્યાત અગર જાત રહી નથી, અને રહેશે પણ નહિં. સંસારજ જ્યાં અનિત્ય છે, ત્યાં પછી ન્યાત જાત કયાંથી અમરપટો લાવી? હિંદુસ્તાનમાં–ને ખાસ ગુજરાતમાં ન્યાતો વધી છે, અને વધે છે એ ખરૂં, પરતુ તે કંઈ કોઇએ દુશ્મનાવટથી કર્યું છે? પરદેશીનાં આક્રમણ અને સંસર્ગથી નાઇલાજે સવડ તથા સુખની ખાતર વધી છે. હાલના સંજોગોમાં અડચણ આવતી હશે તો પાછી ફેર તપાસ થવો ઇષ્ટ છે. ફેરફાર કરનાર તો કુદરતજ છે, માણસ શું કરશે? માણસ ભલે પુરૂષાર્થ કરે પણ અહંકાર ન જોઇએ. વળી એ પણ જોવાનું છે કે

આ ન્યાતજાતથી હિંદુસ્થાનને કદી નુકશાન થયું છે? હાલમાંજ આ પોકાર કેમ થયો? હિંદુસ્તાન પાયમાલ થયું છે તેના કારણમાં અજ્ઞાન, કુસંપ ને ધર્મની શિથિલતા છે. બાકી ન્યાતજાતના કારણથી થયાનુ કાંઈ પણ ઇતિહાસમાં વાંચવામાં આવ્યું છે? વર્ણાશ્રમ ધર્મપાળતાં પાળતાંજ મહાન પુરૂષોએ પરાક્રમ કર્યાં છે, અને ઉલટ તેની શિથિલતા સાથે પ્રજાઓ નાશ પામી છે એમ ઇતિહાસો કહે છે. ઇતિહાસમાં તો કુસંપજ કારણ બતાવ્યું છે. ખાનપાનનું ઐક્ય તે ઐક્યજ નથી. આંખ ઉઘાડીને જોવાથી જણાશે કે એકજ ન્યાતવાળા તો શું પણ એક ઘરવાળા પણ કયાં ઝઘડા કરતા નથી? ન્યાતમાં તડો પડતાં નથી? આ બધાનો અર્થ શો? આગળ કહેવાઈ ગયું છે તેમ ઐક્યનો પ્રયત્ન કરી તે માટે ઉપાય શોધવામાં આવે તો સારૂં. ઉપાયમાં સ્વધર્મપરાયણતા શિવાય બીજું કાંઈ નહિં મળે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, જૈન, બૌદ્ધ, અનાર્ય, સિથિયન, ગ્રીક, પઠાણ, તુર્ક, મોગલ. અરબ, એ બધાનું હિંદુસ્થાનમાં સંમેલન થયું છે, પરંતુ ન્યાતજાતના પ્રતિબંધથી ખરાબી થયાનો દાખલો દેખાય છે? ઓખામંડળના વાઘેરામાં યવન મિશ્રણ કહેવાય છે, અને માળીયાના મિયાણા જાડેજા રજપૂતો કહેવાય છે! હિંદુસ્તાનમાં વસતા મુસલમાન પૈકી શેખ સૈયદ, પઠાણ અને મોગલમાંથી પણ શુદ્ધ અને અસલ મુસલમાન ગણાય તે શિવાયના બધાજ લગભગ નેવુ ટકા મુસલમાન મૂળ હિંદુ છે એમ છતાં હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન તથા આ નવીન મુસલમાન સાથે સાથે આનંદમાં રહે છે. ધર્મમાં પણ આવાં વિચિત્ર મિશ્રણ ઘણાં થયાં છે. રાજકીય તથા વ્યાપાર ધંધામાં ન્યાત જાતનો ભેદ નડયો દેખાતો નથી. હિંદુ મુસલમાન ભેગા વસે ત્યાં પછી હિંદુમાં અંદર અંદર હરકત આવેજ કેમ? મુસલમાની રાજ્યમાં હિંદુ નોકર હતા, અને હિંદુના રાજ્યમાં મુસલમાન હતા, હાલ પણ છે. બીરબલને વટલાવવા અકબરે તજવીજ

કરી તે વખતે બોરબલે કરેલી યુક્તિનો કિસ્સો મશહૂર છે. બન્નેની બલિહારી છે, અસ્તુ. હિંદુ હિંદુ સામા લડયા છે; હિંદુ મુસલમાન સામા લડયા છે; હિંદુ તરફથી મુસલમાન મુસલમાન સાથે લડયા છે. હાલ પણ બ્રિટિશ નોકરીમાં તમામ જાતના હિંદુ, મુસલમાન, શીખ, જાટ, વગેરે ભેગા રહી કામ કરે છે, તેમાં બીલકુલ અડચણ આવી દેખાતી નથી. હિંદુસ્તાન બહાર એશિયા, આફ્રિકા તથા યુરપ ખંડમાં લડાઇમાં જનારા હિંદુ પોતાનો વર્ણાશ્રમ ધર્મ પાળે છે તે પણ પ્રત્યક્ષ છે. મુસલમાન શિખ વગેરે પણ પોતાનો ધર્મ પાળે છે, એટલે કે એકમેકનુ નહિ ખાનારા, એકમેકનુ ખાનારાઓ ક્રીશ્ચીયનો અંદર અંદર લઢી મરે છે તેમને પણ કેવી મદદ કરે છે? એકમેકનું ખાનારાઓ સનાતનીઓ પણ જેમ નહિ ખાનારાને જમતી વખતે સ્પર્શ નહિ કરે તેમ અંદર અંદર પણ જમતી વખત સ્પર્શ કરતા નથી. સ્વચ્છતા ને તનદુરસ્તીના બારીક નાજુક નિયમો શાસ્ત્રે કર્યા છે. આ નિયમોને હાલના ભૌતિક શાસ્ત્રીયો ઉમદા કહીને પ્રશંસા કરે છે. મુસલમાન બન્ધુઓ જેમ એક ભાણામાં બધા જમવા બેસી જાય, અગર એકજ મટકામાથી તેનો તેજ લોટકો બોળી બોળીને પાણી પીએ પછી તેમા કોઢીઓ, રક્તપિતીઓ, ચાદી, ક્ષય, અગર પ્રમેહના રોગ વાળો ગમે તે હોય, અને એ વિષે બીક ન હોય અગર સૂગ ન ચડતી હોય તો તેમ કરવા હરકત નથી, પરંતુ ઝેર બધુ "જાણવામાં" જ છે. "અજાણ્યા" ને કંઇ નથી. હાલની ભૌતિક શાસ્ત્રની શોધોમાં તો હસ્તમિલાપનો સ્પર્શ તથા પાસે બેસીને શ્વાસોચ્છ્વાસનો સ્પર્શ, અગર બીજાના કપડાનો સ્પર્શ પણ ભયંકર કહે છે, ત્યાં પછી ખાનપાનના સ્પર્શની વાતજ શી? એમ કહેવામાં આવશે કે બધાં પ્રભુનાં બાળક છે, ત્યાં સૂગ અગર ભીતિ શા માટે? તો તેવા માટે બાધ નથી. ભલે સુખે અનુકરણ કરે. સોડાની બાટલી પીતાં ગામડીયાનુ મોં જોશો તો બિચારો મોં બગાડીને પણ ગટગટાવી જાય છે. તેમની એવી સમજ હોય છે કે બા-

ટલી પીવામાં આબરૂ અને મોટાઇ છે, તથા નવીનતા પણ છે. બાટલીમાં પાણી કેવું, કેવો માલ, કેટલો જુનો, બાટલી સાફ કોણે કરી અગર ધોઈ, એ બધું જાણવાની શી જરૂર? અભેદ તે કેમ નભી શકે? બાળક, વૃદ્ધ, દરદી એ બધાંને એક પ્રકારનો અને એકજ પ્રમાણમાં ખોરાક આપી શકાશે? તેવી રીતે સ્વભાવનું પણ સમજવું. વસ્તુમાં ભેદ નથી પરંતુ ઉપરના તંદુરસ્તી વગેરેના નિયમના ધોરણ ઉપર ભેદનો આધાર છે. ગામડીયાને હિસાબે ગોરાની હેટ-ટોપીવાળા એટલા સાહેબ લોક, પણ તેમાં કેટલો ભેદ છે? બાદશાહ, વાઈસ-રૉય અને ગાડી હાકનાર, બધા સાહેબ છે, પણ કાંઈ તફાવત છે? પ્રાણી તથા વસ્તુમાત્રમાં વસ્તુતઃ અભેદ છે; કેમકે બધું બ્રહ્મ છે. પણ શાસ્ત્રનો અભેદ પ્રાપ્ત કરી શકાશે? શાસ્ત્રમાં તો શત્રુ અને મિત્ર, માટી તથા સુવર્ણમાં જેને અભેદ હોય તેને બધો અભેદ છે. આ યોગ્યતાનો માણસ ભલે બ્રાહ્મણ અને અંત્યજમાં અભેદ રાખે. શાસ્ત્રમાં કહ્યું છે કે બ્રાહ્મણ અને અંત્યજ, ચોર અને દાતા, સૂર્ય ને તનખો, શાંત ને ક્રૂર, એ બધામાં મને દેખે તેજ પંડિત કહેવાય.

વળી શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે કૂતરાં, ચાંડાળ, બળદ અને ગધેડા સુધી સર્વ પ્રાણીને પૃથ્વી ઉપર પડીને દંડવત્ કરવાના છે. (જુઓ સ્કંધ ૧૧ અધ્યાય ૨૯ શ્લોક ૧૩-૧૪-૧૫). મહાત્માઓએ પણ કહીને કરી પણ બતાવ્યું છે. એવા મહાત્મા હાલ કેટલા છે? તમે તો કહેશો કે મારો સ્વાર્થ હોય ત્યાં અને મારી મરજી પડે ત્યાં ભેદ, ને બાકી અભેદ! એટલે કે કોઇ જાતનો નિયમજ નહિ. ગામડાના વેઠિયાને મન હવાલદાર તે સરકાર છે, પણ સમજવાળો શું જાણે છે? સ્વતંત્રતાનો દાવો કરતા ખ્રિસ્તિ વગેરે લોકોમાં પણ સામાજીક નિયમ ન્યાત જાત કરતાં પણ સખત છે એ કોનાથી અજાણ્યું હશે? પણ કવચિત્ અંધ એવા કેટલાક ભોળા સુધારકને તો નિયમજ નહિ. હિંદુ ગાય મૂકે, પારસી પણ ગાય મૂકે, મુસલમાન

સુવર મૂકે, પણ આવો કોઇ બેભાન સુધારાવાળો તો કંઇ ન મૂકે! સમાજના નિયમ પાળ્યા શિવાય તો છુટકોજ નહિ, એટલે લાચાર! મુસલમાનને અસ્પર્શ્ય ;ડુક્કર, તે માંસાહારી માત્રોનું ખાદ્ય. હિંદુની પવિત્ર ગાય ને પારસી સિવાયના તમામ માંસાહારીને ભક્ષ્ય! કાંઇ ભેદ છે? સુધારકને તો કેવળ અભેદ જોઇયે એ તો પોતાની માને વાંઝણી કહેવા જેવું છે. અભેદ તો ફક્ત બ્રહ્મજ્ઞાનીને અગર ગાંડાને હોઇ શકે, બાકી પૃથ્વીમાં જ્યાં જોશો ત્યાં ભેદજ ભેદ! નામ રૂપમાં તફાવત, બાકી ભેદ સર્વત્ર છે.

હજી સુધી વડિલોના પુણ્યથી ભોળા સુધારક બધા ઉપાય બતાવે છે પણ એક મોટો ઉપાય છે તે બતાવતો નથી ને કરતો પણ નથી. "માર બુધું ને કર સુધું" ની માફક "સબ સાથ જગન્નાથ" થાય તો બધી કડાકૂટ મટી જાય. બસ, બધા મુસલમાન, અગર હાલના સંજોગોમાં ખ્રિસ્તિ થઇ જાય તો પછી કાંઈ પંચાત છે? પણ વિચિત્રતા એ છે કે ખ્રિસ્તિનાં ખાનપાન, મોજમજાહ, ની બધી છૂટ જોઇયે છીએ, છતાં હિંદુત્વ છોડવું નથી. અંગ્રેજ અંગ્રેજત્વ છોડે છે? મુક્તિફોજ જેવી યુક્તિઓ કરી, ઠગવા, પેટની ખાતર યુરોપીયન સ્ત્રી પુરૂષો, હિંદુ પોષાકનો વેશ ભલે કહાડે, પરંતુ તે શિવાય કિયા પાશ્ચાત્યે હિંદુ પોશાક સ્વીકાર્યો? કિયા દેશના સુધારકે પોતાની જાતનું અથવા જાતિનું અભિમાન મુકયું છે?

આપણા બિચારા બાપડા થઇ પડેલા હિંદુની બાબતમાં હિંદુ તો ઠીક, પરતુ ખ્રિસ્તિ, મુસલમાન, પારસી યાહુદી, અંગ્રેજ ગમે તે કુદી પડે છે. બાકી પેટભરા પાદરી તથા પરોપકારી પોલીટીકલ મિત્રો શિવાય ખરા યુરોપિયન અથવા મુસલમાન કદી ડહાપણ ડોળે છે? પોતાના પગ તળે બળતું કોણ જોઇ શકે? આ વિક્રમ, ભોજના અવતારો જાણે કે પરદુઃખભંજન માટેજ જન્મ્યા હોયને! પોતાનું તો બરાબર સંભાળે! તેમાં તો કોઇને ચંચુપ્રવેશ પણ ન કરવા

દેવો ! મુઠીભર પારસી પોતામાં દૃઢ, પણ જ્યાં હિંદુની વાત આવી કે કુદરતી પરોપકારની લાગણી ઝળકી ઉઠે છે. જાણે "બોડી બામણીનુંજ ખેતર!" પણ જ્યાં સપુત હિંદુઓ પોતાને વગોવનાર નીકળી પડે ત્યાં પારકા શા માટે ક્યાસ રાખે?

આપણા કહેવાતા સુધારક તથા થઈ પડેલા નેતાઓની આંતરિક સ્થિતિ બારીકાઇથી જોવાથી માલુમ પડશે કે મૂળપુરૂષ શિવાયના બીજાઓમાંથી ઘણે ભાગે થોડાનીજ આંતરિક શુદ્ધિ દેખાશે. કોઈ પણ પ્રકારના સંસ્કાર, જપ, તપ, સત્સંગ વગેરેના અભાવ છતાં આચાર્યો જેવા બનીને કોઇ વ્યક્તિ સાર્વભૌમપણાની મોટી મોટી વાતો ભલે કરે; પરંતુ વાસ્તવમાં હરેક પ્રકારે પોતેજ લાભ લઇ લેવાનો લાગ ખોળે ત્યાં શી દશા? વાડ ચીભડાં ગળે ત્યાં શો ઇલાજ? 'પિકેટિંગ' વાળાનેજ દારૂ જોઇએ ત્યાં પછી શો ઉપાય?

મહાન સુધારક કવિવર્ય શ્રીનર્મદાશંકરનો આ ક્ષેત્રમાં ઘણો કીમતી અનુભવ છે, તેમનો સુધારાનો આવેશ તેમ પાછળથી સનાતની થયા તેનો આવેશ, અભ્યાસ કરવા યોગ્ય છે. તેઓશ્રીના કંઇક આવેશમાં બોલીએ તો, ન્યાત-જાત તોડવાની જીવતોડ મહેનતમાં શરૂના સુધારાવાળા ન ફાવ્યા તેનાં કારણમાં ખાસ કારણ ઉતાવળ-ચડ ચૂલા ખાઉ' અને 'ધા ભેગા જીવડા' જેવો ગભરાટ-ગણી શકાય. પોતાનું પૂરેપૂરૂં સમજ્યા વગર બીજાનું અનુકરણ કરવા જાય તો પોતાનું અને પારકુ બન્ને જાય! ધોબીના કૂતરાની વલે થાય. આ જૂના સુધારકોમાંથી કેટલાક વિચક્ષણો એ સ્થિતિ તરત સમજ્યા. એ વેપારમાં 'ટકાની ડોસી ને ઢબ્બુ મુંડામણ' જેવું થયું. તેથી કેટલાક પાછા પણ ભળવા લાગ્યા. યુરપમાં પચાસ વર્ષ ઉપર જે જડવાદ હતો એ અત્યારે છે? તેવી સ્થિતિ આ સુધારકો તથા સમાજોની થઇ. 'આખી રાત રોઇ ત્યારે એક ડોસી ખોઈ.' સુધારકોના શરૂના ઝનુનમાં કોઇ મહાત્મા હિંદુધર્મને તોડી પાડવામાંજ પરાક્રમ

માનીને હવામાં ઉડયો, તો કોઈ ખ્રિસ્તિ ધર્મના પ્રેમના પ્રવાહમાં તણાયો; કોઇને દેશાભિમાનનો જબરો વા વાયો તો કોઇને પોતાનું બધુંજ ખોટું કહેવાનું ઝોડ વળગ્યું; કોઇએ હિંદુઓને એકદમ સાહેબ કરવાનું બીડું ઝડપ્યું તો કોઇએ હિંદુસ્થાનને વિલાયત કરી નાખવાનું બીડું ઝડપ્યું; કોઇને એક ઇશ્વરની ભક્તિ ઉપર લગની લાગી તો કોઇએ ઘણા દેવો માટે તેમના ઉપર ચડાઇ કરી, કોઇને નિર્ગુણ બ્રહ્મ ઉપર આસ્થા ચોંટી તો કોઇએ મૂર્તિપૂજા સામે મોટો પોકાર કર્યો; કોઇએ જાત-જાતના બંધન સામે બંડ ઉઠાવ્યું તો કોઈએ પછાત કોમની પટલાઇ લીધી; કોઇએ શાસ્ત્રો અને બ્રાહ્મણો ઉપર અસ્ત્ર-શસ્ત્રનો પ્રહાર શરૂ કર્યો તો કોઇએ સ્વતંત્ર અગર સ્વચ્છંદ વર્તનનો લ્હાવો લેવા રઘવાટ કર્યો; કોઇએ સ્વતંત્રતાના ઝનુનમા સ્ત્રીઓને એકદમ મડમો બનાવી દેવા મૂછ મરડવા માંડી, તો કોઇ ખાન-પાન પોષાકના ભપકાના પ્રવાહમાં તણાયો; કોઇ પાશ્ચાત્ય ખાન-પાન વગેરે ઇશકમાં મશગુલ થઈ ગયો તો કોઈ સ્વતંત્રતાની શરણાઇઓ વગાઢવા મંડી પડયો; કોઇએ પુનર્વિવાહની પડઘંમ વગાઢી તો કોઇએ બાળ લગ્ન ઉપર પ્રહાર કરવા રામઢોલ વગાડયો; કોઇ ફક્ત દેશની ખાતર જૂના વિચારના સનાતનીઓને દુશ્મન ગણી હરાવવાની ખાતર જાંઘ ઠોકી ખડો થઈ ગયો, તો કોઈ હરેકે પ્રકારે પ્રસિદ્ધિ મેળવવાની તથા પ્રકાશમાં આવવાને માટે ઝપલાયો; કોઇ વિધવાનો વાવટો ઉરાડીને આગેવાન થઇ કૂદી પડયો, તો કોઇએ ધર્મક્રિયા તથા રૂઢીઓને વ્હેમ તરીકે વગોવીને વાવાઝોડાં ઉઠાવી તેમાં ગાહોમ કર્યો. આ પ્રમાણે અનેક બાબતોને લઇને ભેગા થઇ મહેનત કરી પણ પરિણામ જુઓ તો કાંઈ? પરિણામ શત્ય અગર ઉલટ વિપરીત થઇ જશે. ત્યારે કહેશે કે–' આ પરિણામનું તો અમને સ્વપ્ન પણ નહતું; પ્રભુ પાસે આવું કયાં માગ્યુ હતું "? છેવટ કલ્પાંત સાથે કહેશે કે–" હે પ્રભૂ! મને મારા મિત્રોથીજ બચાવો."

આવા દાખલા હાલમાંજ કેટલા જોવામાં આવે છે ? લગભગ સીતેર ટકાનો અનુભવ તેવો જોવામાં આવશે. હાલના સુધારાની સ્થિતિ દીર્ઘદર્શીપૂર્વજો હજારો વર્ષ પહેલાં ભાખીજ ગયા છે. ખાન-પાન બધામાં મલિન ભાવના થવાનું ભવિષ્ય કહેવાઇ ચુકયું છે. કલિયુગનું વર્ણન ગમે તે પુરાણમાં તેવુંજ મળી આવશે. કહેવાતા સુધારાનો ભ્રમ કોઇ અજબ દેખાય છે. 'ભ્રમ' વસ્તુજ એવી છે. ભ્રમણાની મઝા એવીજ છે.

એક ઘાંચીનો બળદ બહુ નબળો હતો, તેને ઘાંચી કદાચ થોડું ઘાસ-કચરૂં નાખે તે એક પેંધેલું ગધેડું ખાઇ જતું. ઘાંચી બિચારો દરરોજ ખુદાને બંદગી કરે અને ગધેડાને ઉપાડી લેવા અરજ કરે. એક દિવસ બહારથી આવ્યો ત્યારે કોઇએ કહ્યું કે- 'તમારા ઘર આગળ કંઇક જનાવર મરી ગયું છે.' ત્યારે તેને ખાત્રી થઈ કે, ખુદાએ મારી અરજ સાંભળી ખરી. ઘેર જઇને જોયું તો પોતાનો દુબળો મુડદાલ બળદ ભુખથી મરેલો દીઠો, ત્યારે બિ-ચારો ભોળો ઘાંચી કહે કે-'યા ખુદા ! તુને ગદ્ધા ઔર બેલકું ભિ નહિ પહેચાના ? તેરેમેં ઇતનીભિ અક્કલ નહિ ?' આ પ્રમાણે પ્રમા-ણિકપણે ઇશ્વરને ઠપકો આપ્યો અને ઇશ્વરને મૂર્ખ માન્યો, કેમકે પોતાની અરજ સંભળાઈ એ તો નિર્વિવાદજ માનેલું, પણ ભૂલ માત્ર મૂર્ખ પરમેશ્વરનીજ એમ માન્યુ, 'ઉલટી ખુઝીરામ' જેવો આ કિસ્સો છે.

આવા ભ્રમો કાઢી નાખી શાન્તિથી વિચાર કરવામાં આવે તો ઠીક. સહિષ્ણુતાની ખાસ જરૂર છે. તેમ મોટા દિલની પણ જરૂર છે. સ્પર્શાસ્પર્શના અતિ આવેશમાં જેમ કેટલીક યુરોપીયન રમણીઓ ચુંબન તથા હસ્તમિલાપ સામે વાંધો લે છે અને તે પણ દરગુજર થાય છે; વળી જેવી રીતે મહાભારતમાં આપેલા દ્દષ્ટાન્તમાં એક બ્રાહ્મણ સ્પર્શાસ્પર્શના અથાગ વહેમમાં ઝાડ ઉપર રહેવા માંડયો તો

ત્યાં પણ મહાત્માઓ તેની પાસે જઇને મળ્યા હતા, તો તેવી રીતે આવાં વિશાળ હૃદય રાખવાં જોઇએ.

કુદરતની બલિહારી છે કે સમાજસુધારકોની આગળ કહ્યા મુજબ, ખુબી એ છે કે ખ્રિસ્તિ ધર્મથી મોહ પામી તેના પાયા ઉપર સંસ્થાઓ બાંધી, પરંતુ આર્ય રક્ત પાછું સતેજ થયું; તેજ સંસ્થા ખ્રિસ્તિ ધર્મના ફેલાવાના વેગને રોકવામાં કામે લગાડી. ખ્રિસ્તીધર્મ આર્ય તરીકે દાવો કરે, બૌદ્ધ-જૈન વેદનો પણ દાવો કરે, ખ્રિસ્તિઓ બાયબલનો અને મુસલમાનો કુરાનેશરીફનો દાવો કરે, પરંતુ સુધારાની કેટલીક સમાજોને તો કોઇ પ્રકારનો આશ્રય કે આધારજ નહિ ! ઇશ્વરને નિરાકાર કહીને પાછો સગુણ કહેવો ! અને અંતિમ ગતિ શી થવાની તેનો તો ખ્યાલજ ન મળે! આવા સંજોગોમાં કાંઇ પણ સમજ ન પડે ને ગોટાળો થાય એ સહજ છે. એક અંગ્રેજ આકળા અમલદારનો શિરસ્તેદાર એક કાગળ ઉતાવળનો અને જરૂરી છે એમ કહીને તે કાગળમાં સહી લેવા કવખતે ગયો. ત્યારે સાહેબ કહે કે "અચ્છા જરૂરી હોગા તો ટેબલ હો જાઓ," એટલે શિરસ્તેદારને વાંકો રાખી ટેબલ બનાવી તે ઉપર સાહેબે મતુ માર્યું. તેવીજ હાલત આ સુધારકોની છે. બુદ્ધ જેવા મહાન્ ધર્મના પત્તા પડયા નહિ, ત્યાં પછી ગમે તેવા સારા હેતુ વાળા પણ આવા પાયા વગરના સમાજના ધર્મના કયાં હિસાબ રહે? કેટલાક તો આકળા થઇને ખ્રિસ્તિ પણ થયા; પરંતુ તે તથા બીજા શદ્રો વગેરે ખાસ અંત્યજો ખ્રિસ્તિ થાય છે, તેમની જીંદગી ખરેખર સુખી થાય છે કે કેમ તે તો તે લોક તથા પ્રભુ જાણે! એમાંથી ઘણાઓ તો પસ્તાય છે પણ ખરા, કેમકે ખ્રિસ્તિ થઇને પણ અંગ્રેજોને તો 'અસ્પર્શ' જ રહે છે. ખ્રિસ્તિ ધર્મ રાજ્યકર્તાનો હોવાથી, વ્યવહાર દૃષ્ટિથી જોતાં યુરેઝીયન-એન્ગ્લો ઇન્ડિયનને યુરોપીઅનોની તથા તેને અંગે સરકારની પણ સહાનુભૂતિ મળે એમ ઘડી ભર માનીયે, દેશી ખ્રિસ્તિને ઘણે દરજ્જે ઉતરતી પણ

મહેરબાંની મળે એમ માનીયે; પરંતુ આ સુધારાની વર્ણસંકર જાત થાય થાય તેને કોની કુમક મળશે એ વાતનો વ્યવહારિક દૃષ્ટિથી પણ કોઈ ખ્યાલ કરતા હશે ખરા? ખ્રિસ્તિ થવાથી પણ કોઇ વાઇસરોય અગર સેનાધિપતિ થયો નહિ, તેમ યુરોપીયન મંડળમાં પણ દાખલ થયો નહિ: પણ સતત્ ન્યાત બ્હાર જેનો રહે ત્યાં પછી આ બિચારા નવા થનાગ વર્ણસંકરની શી ગતિ? નેતા થવાનું માન તથા લાભ મળવા પણ ખુલ્લી રીતે સંભવ નથી. સ્વરાજ્ય માટે આવાં ફાંફાં તે ધુમાડાના બાચકા કે બીજું કાંઇ?

સુધારાના જુસ્સામાં એકદમ વર્ણાશ્રમ તોડી નાંખવા મહેનત કરનાર કેટલાક સુધારકોની જાણ બહાર શું નહિ હોય કે કોઈ પણ સ્વરૂપમાં ન્યાત જાતનું તત્ત્વ તો રહેવાનુંજ? એ બધન કાં તો ગાંડો કે કાંતો વંઠેલો તોડી શકે. આમાંથી કઇ કોટિ પસંદ કરવા જેવી હશે તે તેઓ જાણે. જ્ઞાની–આત્મજ્ઞાની–વેદાંતી હોવાનો દાવો કરતા હશે તો તેની વ્યાખ્યા સમજીને તેવું આચરણ પણ કરી બતાવવું પડશે. કેટલું મુશ્કેલ છે એ જરા શાંતિથી વિચાર કરશે તો સમજાશે. એકદમ ઉતાવળા થયે કંઇ વળે નહિ, ઉતાવળે આંબા પાકે નહિ, માટે એકમેકની સલાહથી વિચાર પૂર્વક ફરી તપાસ (Revision) થાય અને શક્તિ હોય તો નવી સ્મૃતિઓ બનાવી, તે પ્રમાણે વર્તન રાખવાનું થાય તો શું હરકત છે? એ તો નક્કી છે કે જમાનો તદ્દન પલટાઈ ગયો છે, ક્રાંતિ માગે છે તે સુધારાનો ઝંડો ઉઠાવીને પણ જમાનો લેશે, અગર કુદરત જરૂરીયાત લાગ્યાથી પ્રસંગવશાત્ આપોઆપ લેશે, તો પછી તે પ્રત્યે શત્રુભાવ બતાવવાથી શું ફળ છે? કુદરત પોતાનું કાર્ય કર્યાજ કરે છે.

પુનરૂક્તિનો દોષ સ્વીકારીને પણ કહેવું પડે છે કે વર્ણમાં ધર્મનો સંબંધ છે; પરંતુ ન્યાત જાતમાં તો જરૂરીયાત અને વ્યવહાર મુખ્ય છે. બીજા લોકોમાં ઉતરતી પંક્તિના લોક ચડતી પંક્તિ

વાળાનો દ્વેષ કરે છે, તેવો હિંદુસ્થાનમાં કદી થયો નથી. આનું કારણ સમજાય તો સંદેહ અને ભ્રમ ઘણે ભાગે દૂર થશે. ઈશ્વર પ્રત્યેના પ્રેમ માટે ન્યાતજાતનું બંધારણ છે. તે શિવાય સુધારાની સમાજો માફક, વ્યક્તિત્વનું બળ લેવાથી તો બીજી બધી પ્રજાઓ નાશ પામી છે તેવું થાય. યુરપ, અમેરિકામાં જીવનના ઝઘડા (Struggles for exis tence) ચાલે છે તેવા આર્યાવર્તમાં થયા નથી, કેમકે તેવા સંજોગો નથી. ઉંચે જવાનું થાય તેમ તેમ પરમાર્થ કરવાનો અને સ્વાર્થનો ભોગ આપવાનો ઝોક વધારે હોવાથી ઉપરની પંક્તિ તરફ દ્વેષ નહિ થતાં ઉલટ માન જોવામાં આવશે. યુરપ, અમેરિકામાં પૈસા ને દરજ્જાથી ઉંચે જવાય છે, તેવી ભાવના ભરતખંડમાં કદી ન હતી. માત્ર હમણાં ચેપ ઉડયો છે. મુસલમાની અમલમાં નહિ વટલવા માટે લાખો જીવોએ બળિદાન આપ્યાં હતાં, પરંતુ હાલની વટલાવવાની સુધરેલી અને ધીમે ધીમે હરેક પ્રકારે પ્રાણ લેવાની યુક્તિ, ધીમે ધીમે પ્રકાશમાં આવતી જાય છે એ પણ ઈશ્વરની કૃપા અને વડીલનાં પૂણ્યજ છે, બાકી દવામાં દારૂ (spirit) શિવાય વાત નહિ, કેસરની બનાવટ તો પ્રભુ જાણે! ઘીમાં ચરબી! (હમણાં તો વળી વનસ્પતિનું ઘી આવે છે.) 'સેકેરાઈન' (સાકરની એક બનાવટ) માં પણ ડામર તથા કહેવાતું હાડકાનું સત્વ! ખાંડ હાડકાંના કોલસાથી ધોવાની, ઘીમાં અનેક જાતના ભેગ! 'કૉડલીવર' 'બીફ્ટી' 'પેપ્સીન' જેવી દવા તો સ્પષ્ટ બોલે છે! કતલખાનાના તથા બીજા મળ વિકારોમાંથી શું શું બને છે તે જોવા જેવું છે. કોઇ કહે છે કે કેટલીક સીગારેટમાં ઘોડાં ગધેડાંનાં લીંડાં આવે છે! આ પ્રમાણે રક્તમાંજ વટલાયાનાં બીજ રોપાયાં છે, ત્યાં પછી વિચારની શુદ્ધિ ક્યાંથી? આટલું છતાં પણ ભાન આવવા માંડયું છે તો ઈશ્વર સારૂં જ કરશે. યુરપના 'બ્રાહ્મણો' કરોડપતિ કહેવાય છે, પરંતુ આર્યાવર્તના બ્રાહ્મણના ગુણમાં તો વૈરાગ્ય અને ત્યાગ હોવાથી યુરપ જેવી સ્પર્ધા ક્યાંથી થાય?

ધીમે ધીમે વેદના યજ્ઞકાળ પછી બ્રાહ્મણોએ સ્થળ-સમય પરત્વે ઈતર વર્ણની વૃત્તિ સ્વીકારી એટલે તેમાં વિભાગ પડયા, અને પુરાણ-કાળ પ્રકટયો: આ પ્રસંગે જૂના કાળના બ્રાહ્મણોના સમાધાન માટે બ્રાહ્મણોનું ગૌરવ પુરાણમાં વધાર્યું અને ભક્તિમાર્ગ પ્રવર્ત્તાવી ચારે વર્ણને સરખો લાભ આપ્યો. વેદ, શૂદ્રને અગમ્ય હતો તેને બદલે પુરાણ અને ભક્તિની યોજનાથી બધાને સરખાઇ આપી દ્વેષનો અવકાશ દૂર કર્યો, તે સાથે બ્રાહ્મણત્વના ખાસ કાર્યની દરકાર મટાડી. બાદ વળી પાછો વિકાર થયો એટલે ભક્તિને પ્રાધાન્ય આપ્યું. ભક્તિમાં પણ સત્વ, રજસ્ અને તમસ્ એમ તત્ત્વ દાખલ કર્યું. તેમાં બ્રાહ્મણોએ સત્વગુણ લીધો અને બીજા માટે ઉંચ-નીચનું ધોરણ તેજ રાખ્યું. પાછો ક્રાન્તિકાળ આવ્યો છે તેથી સંયોગો એકદમ એવા ઉભા થાય અને તેને અંગે કોઈ શંકરાચાર્ય પાકે તો લોકોને ઠેકાણે લાવે, અથવા આપણોજ અંદર અંદર તિરસ્કાર નહિ કરતાં એકમેકને મળીને વિચાર કરીએ તો પણ બની શકે તેમ છે. એ પરિણામ સારૂં અને ચિરકાલીન થશે એવાં ચિન્હો ગુપ્ત તથા પ્રકટ દેખાવા પણ માંડયાં છે. દિલગીરી એટલીજ છે કે કહેવાતા સુધારકોના ઉત્સાહનો એક આનો પણ કહેવાતા સનાતનીઓ ધરાવતા નથી. બંને પક્ષમાં ખરા જીગરના કેટલા છે તે પ્રભુ જાણે! પોતે કદાચ જાતે છેતરાય પણ ખરા, પણ પ્રભુ તો નજ છેતરાય!

ગૌવધ માટે હિંદુઓ,-પછી તે શિખ, જૈન અગર ગમે તે ધર્મ પાળતા હોય તે-સમસ્ત વિરૂદ્ધ છે. પરંતુ સાચા, હૃદયની ખામીને લીધે ઐક્ય થઇ શકે છે? જો ઐક્ય થાય અને ગૌમાંસ ભક્ષણ કરનાર સાથે વ્યવહાર એક દિવસ પણ બંધ કરવામાં આવે તો એકદમ ગૌવધ બંધ થાય, હિંદુસ્થાનની આર્થિક સ્થિતિ સુધરી જાય ને દેશ આબાદ થાય. આનંદની વાત એટલીજ કે મુસલમાન મંડળનો પ્રેમ ગૌમાંસ ઉપર નથી. ઘણા તો વિરૂદ્ધ છે. તેવીજ રીતે તમામ

હિંદીઓ એક દિવસ પણ ખાદી પહેરે તો સ્વરાજ્ય જરૂર મળે. પણ "વો દિન કહાંસે"?–"દેડકાંની પાંચ શેરી શી રીતે થાય"? અરસપરસ તિરસ્કાર નહિં કરતાં સાથે મળીને સમાધાનના માર્ગ ઉપર આવવાનો ઉદ્યમ થાય તો કાંઇક વહેલો પાર આવે ખરો. मौनं सर्वार्थसाधनम्, "બોલે તે બે ખાય" એ નીતિ ખરી, પણ પાછું 'બોલે તેનાં બોર વેચાય' એ પણ ન્યાય છે. માટે સુધારકના ઉત્સાહનો સનાતની કાંઇક અંશ લે તો સારા પરિણામની આશા રહે. સુધારકો પૈકી, એકદમ ન્યાત જાત તોડીને બધા મળી રોટી-બેટી-વ્યવહાર કરવાનો કેટલાકનો દુરાગ્રહનો એક જાતનો ઉન્માદ વાયુ અથવા બસે વર્ષનું કામ બે કલાકમા કરવાનું સાહસ ઉડાવવા જેવું છે કે બીજું કંઇ? હાલના જમાનામાં આ બધી ધાંધલ જો સ્વરાજ્ય માટે હોય તો વનરાજે સ્વરાજ્ય મેળવ્યું, પ્રતાપરાણાએ મેળવ્યું, શિવાજીએ મેળવ્યું, પેશ્વાએ મેળવ્યુ, અને આજ સુધી દુનિયામાં જે વ્યક્તિઓ અગર પ્રજાઓએ મેળવ્યા હોય તેમાં તેમના સ્વાત્મભોગ અને ધર્મપરાયણતા શિવાય બીજુ કઇ છે? ધર્મનો લોપ કરીને કોઇ ફાવ્યુ છે? લગભગ સવાસો વર્ષ ઉપરાંતનો આ બિચારા-ઓનો પ્રયાસ છે પરતુ કંઇ ફળ? ધર્મનો લોપ અગર શિથિલતા અને તેને અંગે ધીમે ધીમે થતો નાશ, આ શિવાય બીજુ કઇ દેખાય છે? અધર્મના પાયા ઉપર ઇમારત કેમ ચણાશે?

બિચારા કોઈ ભોળા સુધારક કદાચ શુદ્ધબુદ્ધિથી માનતા હશે કે, અમે પામરોને બોધ આપીએ છીએ અને દેશની સેવા કરવાનું કર્તવ્ય કરીએ છીએ; પરંતુ આ ચિતા તો 'કાજી કયું દુબલે' તો કેહે 'સારા શહેરકી ફીકર' જેવો ખેલ છે. સ્વામી રામતીર્થ કહે છે કે,—"જગતના સુધારક તરિકે બહાર પડયા તેજ ક્ષણે દુનિયાંના બગાડ-નાર થઇશું. હે, વૈદ્યો તમે તમારી જાતને તો નિરોગી બનાવો."

સૂર્ય ઉગે છે તે કંઇ જાહેર ખબર આપે છે અગર હેંડબીલો

પ્હેંચે છે ? પોતાનું કર્ત્તવ્ય શાન્તિથી બજાવે છે. **શ્રીકૃષ્ણ**, **શ્રીશંકરા**-ચાર્ય, રામ, ક્રાઇસ્ટ તથા બીજા મહાત્મા અને આચાર્યોનું પણ તેમજ છે. આધુનિક પરમહંસ **શ્રીરામકૃષ્ણજી**નું પણ તેવુંજ કહેવું છે;—"તમને ઇશ્વરની–માલિકની આજ્ઞા હોય તો ભલે પરવાનો લઇને તેના દલાલ અથવા એજંટ થઇને સેવા કરો, પરંતુ તેશિવાય 'ગાડા નીચેના કૂતરા'ની માફક દુનિયાંનો બોજો માથે લઇને શા માટે ભારે મરોછો ?" કાઠિયાવાડમાં જેને 'ધરાર પટલાઇ' કહે છે તેવી પટલાઇ આ જાતે બનેલા (self constituted) સુધારક ઉપદેશકોની દેખાય છે. લોકને સુધારવાનું કાર્ય–મીશન–તમને કોણે સોંપ્યું છે એ જરા કહેશો ? સ્વામી રામતીર્થ કહે છે કે;—"જે લોકો જનસમાજને સુધારવાની ઇચ્છાથી કટિબદ્ધ થાય છે તે જગતમાં ચારે તરફ ધોંધાટ કરે છે." આ લોકોને તેઓશ્રી સ્વકલ્પિત ભ્રાંતિમાં પડેલા કહે છે. એ મહાત્મા વળી આગળ કહે છે કે,–"ઇશ્વરની આજ્ઞા હોય તો–ઉપદેશક–ગુરૂ અગર સુધારકપણાનો ઝંડો ઝાલજો."

આ પ્રમાણે આ મહાત્માઓની આજ્ઞા છે તે થઇ પડેલા નેતા-ઓએ ખૂબ મનન કરવા લાયક છે. વર્ણસંકર માટેની ધમાલ હાલ ચલાવવામાં આવે છે પરંતુ સ્વતંત્રતા અગર સ્વચ્છંદાઇ વિસ્તાર પામીને કેટલે દરજ્જે જશે તે પ્રભુ જાણે. કદાચ સ્થિતિ એવી પણ આવે કે તે વખત આ નેતામાંનો કોઇ હયાત હશે તો ચકિત પણ થશે.

વળી કેટલાક જરા ડાહ્યા નેતાઓ કહે છે કે અંત્યજને 'સ્પર્શ' કરવાનુ કહીએ છીએ, તેમની સાથે રોટી–બેટી–વ્યવહાર કરવાનું કયાં કહીએ છીએ ? જાણે કે તેમના બોલવા ઉપરજ બધો આધાર હોય, ને જાણે કે આ મોટો ઉપકાર કરતા હોય ! શું ભોળપણ ! પ્રભુને તો લેખવોજ નહિં ! પોતાનુ પુરૂષાર્થજ પ્રભુ ! ખેર.

ગમે તે સ્વરૂપમાં પણ જ્ઞાતિબંધન જેવાં બંધન પ્રકારાંતરે

માણુસ જાતને રહેવાનાં. જેવી રીતે ઇંદ્રિયો એક બીજાનું કામ કરતી નથી, પરંતુ બધીનું અસ્તિત્વ સાપેક્ષ છે; તેવી રીતે ન્યાત જાતોનું પણ છે. હાથનું કામ પગ અથવા મોં કરતું નથી, પરંતુ એકને વિક્ષેપ આવ્યો તો બધી ઈંદ્રીઓને સંકટ પડશે. માણુસ જાત સ્વતંત્રપણે અથવા સ્વચ્છંદપણાથી રહી શકેજ નહિ. વર્ણાશ્રમ અગર ન્યાત–જાતમાં જરા વિકાર થયો માટે તેનો શું સદંતર નાશ કરવો એ કયાંનો ન્યાય? સ્ત્રી અગર પુત્ર બિમાર થાય તો તેને ઔષધ વગેરેથી શારૂં કરવા પ્રયત્ન કરવો કે નાશ કરવો? માણુસ જાતને, એક બીજાની સગવડ અને સુખની ખાતર બંધનમાં રહ્યા વગર છૂટકો છે? સુધારાના પરિણામે ઉલટી થોડી વર્ણસંકર ન્યાતો ઉભી થઇ અને સંખ્યા વધી, બાકી જૂની કેટલી તૂટી? સુધારકને પણ સમાજ, સોસાઇટી વગેરે સ્વરૂપમાં નવી ન્યાતના બધારણમાં રહેવું પડે છે. દિકરો ઉમ્મર લાયક થાય અને ઘર સંસાર ચલાવવા જેવો થાય ત્યારે બાપ તરફથી અધિકાર મળે છે અને વહુને સાસુ તરફથી મળે છે. છાશ માગવા આવનાર એક સ્ત્રીને છાશ ઘરમાં નહિ હોવાથી વહુએ પરભારી ના પાડી તે કૃત્ય સાસુએ અધિકાર બ્હાર ઠરાવી પેલી બૈરીને પાછી બોલાવીને પોતે ના પાડી. આવાં રત્નો માટે શો ઇલાજ? જેવી રીતે વહુ દિકરાને યોગ્યતા પ્રમાણે અધિકાર મળે છે તે પ્રમાણે સુધરાઇ, પંચાયતો વગેરેને પાત્રતા પ્રમાણે મળે છે. સ્વરાજ્ય માટે સરકાર તથા નેતા પણ તેવુંજ કહે છે: તો પછી ન્યાતને એ ધોરણ લાગુ કેમ ન થઈ શકે? બધન ન હોય એવા તો પરમહંસ, જ્ઞાની, ગાંડા, મૂર્ખ, નિર્લજ, અધર્મી, વંઠીગયેલા ઇત્યાદિ હોઇ શકે. લગભગ બે હજાર વર્ષ ઉપર બૌદ્ધોના વખતમાં અને ખાસ અશોકના વખતમાં હાલના કરતાં પણ વર્ણાશ્રમનો ઘોટાળો વધારે થયો હતો; લગભગ એકાકાર થયું હતું. પાછું વર્ણાશ્રમનું બધારણ કુમારિલભટ્ટથી બધાવા માંડયું અને શંકરાચાર્ય મહારાજે જ્ઞાતિયો-

માં ગેરવાજબીપણું હતું તે તરફ અણગમો બતાવી વર્ણવ્યવસ્થા સુવ્યવસ્થિત કરી. આ ન્યાતિઓની વ્યવસ્થાથી **ચીનનો** પ્રસિદ્ધ **હુયાનસંગ** ( Hieuntsing ) આશ્ચર્ય પામ્યો હતો. એ બંધારણ સાધારણપણે હજી સુધી છે, માત્ર શાખાઓ વધી. હાલ પણ થોડા ઉદ્ધત અગર સ્વાર્થસાધક અગર મિથ્યાભિમાની પંડિતો ગમે તેમ બોલે, પરંતુ હાલના પાશ્ચાત્ય પંડિતોની આંખ એકદમ ઉઘડી છે. અને હિંદુઓ વર્ણાશ્રમના કારણથીજ શુદ્ધ રહેલા એક પ્રજા તરિકે જોઇને સાનંદ આશ્ચર્ય પામે છે અને એ તત્ત્વ પોતે કેવી રીતે સંજોગો ને અનુસરીને કામે લગાડી શકે તેનો વિચાર પણ કરે છે. પૃથ્વીમાં કોઇ ઠેકાણે પ્રાચીન શુદ્ધ પ્રજા રહી નથી. માત્ર આર્ય હિંદુ પ્રજા ઠેઠ સૂર્ય અને ચંદ્રના વંશનો તથા સપ્તર્ષિના વંશનો દાવો કરનારી હજારો લાખો વર્ષથી ચાલી આવે છે ! વાસ્તવમાં દષ્ટિકોણ ઉપર બધો આધાર છે. આકળા કેટલાક સુધારકને એકદમ સ્વચ્છંદ જોઇએ છીએ, પણ દુનિયાંમાં રહીને એ કેમ બને ? જંગલના પ્રાણીઓને શિકારીને હાથે મરવાનું જરા પણ પસંદ ન હોય પણ મરવું પડે છે, તેવી રીતે માણસને પણ ચોતરફના માર દુનિયાંમાં કરી મૂક્યા છે. કોઇ પણ કાયદાને તાબે થવુંજ પડે. રાજા **રામમોહનરાય** પણ ન્યાત-જાત મૂકી શક્યો નહોતો. તેમ સ્વામી **દયાનંદે** પણ છેવટ જતાં વર્ણાશ્રમનું તત્ત્વ કબૂલ રાખ્યું હતું એમ કહેવાય છે; માટે સુધારકોએ પુરૂષાર્થ કરવો એ બરાબર છે, પણ દૈવને તદ્દન વિસારવો જોઇતો નથી. પ્રભુના ઘરનું નિર્માણ થયુ હશે તો કોઈ ફેરવનાર નથી ! હિંદુ તે હિંદુજ રહેશે. ઇંગ્રેજ ફ્રેન્ચ, જર્મન, જાપાની કોઇ બદલાય છે ? તેઓ હિંદુ નહિ થાય અને હિંદુ તે ફ્રેન્ચ જાપાનિસ થઇ સકવાના નથી. વર્ણસંકર નહિ થવા દેવા માટે બીજી પ્રજાઓ પણ કેટલી ચુસ્ત છે એ જરા જુઓ. વળી પશુ-પક્ષીમાં પણ વર્ણસંકર સ્હામે તેઓની લાગણી અને વિરોધ જોવાથી આંખ ઉઘડશે.

કેટલાક રાજાઓ તેમજ અખતરા કરનારા વિદ્વાનો આવું સંકરપણું કરાવે છે તે વખત સ્ત્રી વર્ગનાં પ્રાણીનો વિરોધ અને લાગણી જોવામાં આવે તો ખ્યાલ આવી શકે ! અસ્તુ.

વર્ણવ્યવસ્થાનું મૂળ ખરી રીતે આગળ ઘણી વખત કહ્યા મુજબ, રક્તશુદ્ધિ છે, માટે આર્ય પીનલકોડોમાં વ્યભિચારની શિક્ષા ઘણી સખ્ત હતી. પાશ્ચાત્યની પાંચ પચીસ કે હજાર, કે તેથી વધારે–અંકાય તેટલી કિંમત–રૂપિયાની નુકશાની ભરી આપવા જેવી ન્હોતી આ રક્તશુદ્ધિ માટેની કાળજીથીજ આર્યભૂમિમાં આર્યો દેખાય છે. સુધારા વાળાઓએ સુધારો જોયો, બહાર ગયા, બહારનું જોયું અને આખર પાછા પોતાને ઘેર આવવું પડે છે. પોતાનુંજ પસંદ પડશે. રક્તમાંજ પુરાતનને માન આપવાનું સૂત્ર છે તે કેમ જાય ? આ તત્ત્વથીજ 'હિંદુ' નામ દુનિઆમાં રહ્યું છે ને રહેશે. હિંદુસ્તાનના સુભાગ્યે એક છેડેથી બીજા છેડા સુધી હાલ સ્વદેશાભિમાનનો વિજળિક પ્રવાહ વાતાવરણમાં એટલો બધો પ્રસર્યો છે કે તે ઝનૂનમાં બધા ભેગા મળીને ધાર્યા કરતાં પણ કદાચ ટુંક મુદતમાં ભ્રાતૃભાવ દાખવે એવાં ચિન્હો દખાય છે. અવતારોથી લઈને આજ સુધીના પરાક્રમી પુરૂષો-એ–ક્ષત્રિયો કે રજપુતો, શિવાજી, બાજીરાવ, વગેરેમાંથી કોઈએ–વર્ણાશ્રમ છોડયો હતો ? એ છોડયું એટલે 'હિંદુ' નામજ ગયું ! પછી કોનો દેશ અને કોનું અભિમાન તેમજ કોનું સ્વરાજ્ય ? કોનું હિંદુસ્થાન ? જમાનાને માન આપીને ભલે સ્વરાજ્ય માટે રાજકીય એક પ્રજા બનો, પણ વ્યક્તિઓ પોતાનું વ્યક્તિત્વ કેમ છોડશે ? ગમે તેમ હોય, અને સ્વરાજ્ય માટે એક પ્રજાકીય તત્ત્વ ઉપર બધા એક પ્રજા કહેવાય પણ ન્યાત–જાતનાં બંધનનું કેવળ અપમાન કરવું અને તિરસ્કાર કરવો એમાં ડહાપણ કે અર્થ દેખાતો નથી. તિરસ્કારથી તિરસ્કાર અને પ્રેમથી પ્રેમ મળે છે. વેદને કે શાસ્ત્રને કે બ્રાહ્મણ-ને સેતાન કહેવાથી શું વળે ? શો ફાયદો થાય ? બન્ને પક્ષો જ્યાં સુધી

એકમેકને કટ્ટા દુશ્મન માને ત્યાં સુધી પરિણામ શું આવે? માટે શાન્તિથી વિચાર કરવાની જરૂર છે. એક વાત તો નિષ્પક્ષપાતપણે કહેવી પડે છે કે ઉત્તર, દક્ષિણ, પંજાબ, મદ્રાસ, બંગાળ કરતાં ગુજરાતમાં ન્યાતો ઘણી થઇ જવાથી, વ્યાપાર શિવાય દરેક બાબતમાં ગુજરાત પછાત છે એ પ્રત્યક્ષ છે, માટે ગુજરાતમાં આ વિચારની ખાસ અગત્ય છે. ઇશ્વરની કૃપાથી ગુજરાત હમણાં તો ગાજી રહ્યું છે. દરેક બાબતમાં સરદારી લે છે.

આગળ કહ્યું છે તેમ દરેક ન્યાત–જાતે અંદર અંદર વિચાર કરવો અને પછી સમસ્ત મંડળ ભરીને–કોંગ્રેસ, "ઓલ ઇન્ડિયા મોસ્લીમ લીગ" જેવાં મંડળ ભરીને વિચાર કરવો એજ માર્ગ સારો છે. વિધ્વંસ અગર વિનાશ કરીને નવી ઇમારત ચણવાનો ઉદ્યમ કરવાને બદલે પ્રેમથી ભેગા થઇને પ્રેમનાં સાધનથી જૂનીની દુરસ્તી કરવાનું મંડાણ થાય તો થોડા પરિશ્રમથી સારૂં પરિણામ આવશે. નવા દેવની સ્થાપના કરવા કરતાં જીર્ણોદ્ધારનું ઘણું પુણ્ય છે એ તો દરેકના ધ્યાનમાં હશે. ઘરડાં માબાપ થાય ત્યારે–પાશ્ચાત્યો આર્થિક કારણોને લઇને, જેમ ઘરડાં, રોગી, નકામા પશુનો નાશ કરે છે અને ભવિષ્યમાં કદાચ મનુષ્યને પણ તે ધોરણ લાગુ પણ કરે–નકામા ગણીને નાશ કરાતો નથી! પરંતુ તેમને સુખી રાખવા હરેક પ્રકારનો પ્રયાસ કરવો પડે છે. પાશ્ચાત્યોમાં સશક્તને 'વર્ક હાઉસ'માં અને અશક્તને 'પુઅરહાઉસ'માં એમ અનેક પ્રકારના અનેક 'હાઉસો'માં રાખવાં પડે છે! (આ હાઉસોની આંતરિક સ્થિતિ પ્રભુ જાણે! પોકાર તો પુષ્કળ છે.) દ્વેષ, નિંદા તિરસ્કારથી કાંઇ વળે નહિં એ ખૂબ સમજવાનું છે. હિંદુવર્ણવ્યવસ્થામાં તેવું હોવા સંભવજ નથી. બ્રાહ્મણજ ઉત્તમ હોત તો ભગવાનના બધા અવતાર બ્રાહ્મણના થયા હોત, પરંતુ પશુ, પક્ષી અને ઠેઠ સુવર સુધી અવતાર લીધા છે એનો મર્મ સમજવા જેવો છે. રામ, કૃષ્ણ આદિ ક્ષત્રિય

યોનિમાં આવીને ભગવાને શું બતાવ્યું છે? ઉચે તથા નીચે કેમ વર્તવું તે શિખવાડયું છે! તેમાં પણ ભક્તો માટે તો વખતો વખત અનેક જાતના સ્વરૂપ અવતાર લીધા છે? હજામ અને અંત્યજ પણ થયા છે! ચોખામેળાની મદદમાં જઇને મુવેલો બળદ પણ ઉપાડયો છે! આ બધામાં રહસ્ય શું છે? અભેદ! બે કોડીયાંની દીવેટથી જ્વાળા એક થઇ શકશે, પણ કોડિયાં એક નહિં થઇ શકે! બહારનો અભેદ અસંભવિત તથા નકામો છે, અભેદ તે બાહ્ય નહિં પણ અંતરનો માનસિક જોઇએ. પ્રભુ બ્રાહ્મણ અને અંત્યજના હૃદયમાં બિરાજે છે! પરંતુ ખોળીયાં બંને જૂદાં તે જૂદાંજ! પેલાં બે કોડીયાંની માફક એક થાય નહિ! બાહ્ય અભેદનો શ્રમ તો કેવળ ભ્રમ છે. કવિવર્ય તથા ભક્તરાજ તુલસીદાસનુ વર્ણ સંબંધી વાક્ય ખૂબ યાદ રાખવા જેવું છે. ભક્તિ વિનાની ચારે વર્ણને ચમાર કહી છે, એટલે કે પોતાનો ધર્મ તથા પોતાનુ કર્મ ન સમજે તેજ વર્ણ બહાર સમજવો. અંત્યજને અવળે રસ્તે ચઢાવી ધર્મથી ભ્રષ્ટ કરવાને બદલે કર્મ માર્ગ તથા પુનર્જન્મના સિદ્ધાંત સમજાવવામાં આવે તો સમજાવનાર તથા સમજનાર બનેની સદ્‌ગત થાય, બાકી કાલ તો પોતાનું કાર્ય કર્યાજ કરે છે ને કરશે.

હવેની વર્ણો અગર ન્યાત જાતો કેવા ધોરણ ઉપર બધાય છે એ જોવાનુ છે. બાકી આ ભેદ હિંદુસ્તાનમાંથી બીલકુલ જઇ શકવાનો નથી, કોઈ પણ પ્રકારે રહેશે, કેમકે એ ગયુ તે સાથે હિંદુપણું પણ ગયું. ન્યાતોની સંખ્યા ભલે ઘટે, નવી સમાજો ભલે થાય, નવા મંડળો થાય, વ્યાપ્તિ વિશાળ થાય, પરંતુ ગમે તે રૂપમાં પણ વર્ણ-ભેદ અગર ન્યાતિ ભેદ રહેવાનો. આજ સુધીમાં અનેક આફતો આવ્યા છતા પ્રભુએ આર્યતત્વ સાંગોપાંગ સાચવ્યુ છે તે હવે એકદમ કેમ જવા દેશે? વડિલોનાં પુણ્ય અગાધ અને અખૂટ છે. હાલની ક્રાંતિની પણ આવશ્યકતા છે. પ્રભુથી નિર્માણ થએલી દેખાય છે. ઇશ્વર કરે તે સારાને માટેજ હોય છે, માટે સારાનીજ ઉમેદ રાખવી, અને

ઉમંગથી સમજ પૂર્વક પ્રયાસ કરવો જોઇએ; લોકનેતા થવાનો જે ગૃહસ્થો દાવો કરે છે તેમનીજ કસોટી છે. ધર્મનો મર્મ પોતે સારી પેઠે સમજીને પછી સમજાવવાની તેમની ફરજ છે. સ્વાતંત્ર્ય અને સ્વરાજ્યની પ્રાપ્તિના રઘવાટની રેલમાં સ્વધર્મનો આધાર ભુલી ન જવાય એ ખૂબ સમજવાનું છે. સ્વધર્મ સમજાયો અને પાળવામાં આવ્યો તે સાથે સ્વરાજ્ય મળ્યું સમજવું, કેમકે સ્વધર્મ પાળનારો પ્રત્યેક પુરૂષ હંમેશ નિડર અને કર્તવ્યપરાયણ હોય છે. અફઘાનીસ્તાનના દીવાન નિરંજનનાથ ૧૯૧૯ માં દીલ્હી આવ્યા હતા અને લૉર્ડહાર્ડિંજ સાથે કરાર કર્યા તે વખત તેમની સાથે ચાહ ન લીધી તેની તારીફ "પાયોનીયરે" કેટલી કરી હતી? મન ઉપરના કાબુની જ બલિહારી કહી હતી. વળી ધર્મપરાયણ સ્વરાજ્ય તે 'સુરાજ્ય' થશે. વેદમાં સ્વરાજ્ય અને સુરાજ્ય બંને કહ્યાં છે. હાલના સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તપાસતાં, તેમાં જે કાંઈ ખામી દેખાશે તે 'ધર્મ'નીજ ખામી સમજવાની. સ્વધર્મપરાયણસ્વરાજ્ય મળશે તોજ અર્થ સરશે. માટે વર્ણાશ્રમધર્મનો વિનાશ કરવાને બદલે પુનરૂદ્ધાર કરવો ઉચિત છે એમ સર્વ કોઈ કબુલ કરશે.

વર્ણાશ્રમના પ્રશ્નના અંગે એક નવો મહત્વનો પ્રશ્ન ઉઠ્યો છે તેને માટે બે બોલની જરૂર છે, કેમકે આ પ્રશ્નના અંગે અંદર અંદર દ્વેશ ઉત્પન્ન થયો છે, વધ્યો છે, અને હજી વધે છે. જેમ કુટુંબનું અગર દેશોનું મહાન વિગ્રહનું કારણ તપાસતાં નજીવું નિકળશે તેવું આ પ્રસંગ માટે છે. જૈનો તથા શિખોને હિંદુમાંથી છુટા પાડવા જે કોઈ તરફથી પ્રયાસ થાય છે તેમનો જ આ પણ પ્રયાસ છે. આ પ્રશ્ન ઉભો કરવામાં જો કાંઈ ધાર્મિક શ્રદ્ધા હોત તો આનંદની વાત હતી, પણ આમાં તો માત્ર છોકરમત અને જૂની ઈર્ષ્યા શિવાય પ્રાકૃત આંખે બીજું કાંઇ દેખાતું નથી. મહારાષ્ટ્ર તથા મદ્રાસ ઈલાકામાં બ્રાહ્મણ શિવાયના બધા માંસાહારી તથા વૈદિક સંસ્કારોથી ભ્રષ્ટ

થના હોવાથી, ત્યાં બ્રાહ્મણને શૂદ્ર એજ વર્ગ દેખાય છે, એટલે કે ક્ષત્રિય તથા વૈશ્યનો, દ્વિજના સંસ્કાર નહિ થવાથી બ્રાહ્મણ શિવાયના બધા શૂદ્ર ગણાય છે. આ લોકોમાંથી કેટલાકમાં ધર્મનો અંકુર બહુ દેખાતો નથી છતાં બ્રાહ્મણ માફક વૈદિક કર્મનો અધિકાર લેવાની ઇચ્છા કરે છે એટલુંજ નહિં પણ ગમે તે માણસ બ્રાહ્મણનું કાર્ય કરાવી શકે એવું ઠગવવા જીવતોડ મહેનત લે છે. જો ખરેખર પોતાની હાલની વર્ણ અધમ અગર ઉતરતી માનતા હોય, અને બ્રાહ્મણની ઉચી માનતા હોય અને તેથી જો બઢતી ( promotion ) લેવું હોય તો કર્મે કરીને ઉતર્યા, તે પાછા કર્મે કરીને ચડવું જોઇએ, તેમાં પણ જો નારદમુનિ જેવા સંસ્કારી હશે તે એકદમ બીજાજ જન્મમાં શૂદ્રમાંથી ઠેઠ દેવર્ષિ થઇ શકાશે, માટે દ્વિજનો દાવો કરનારે પ્રથમ દ્વિજના સંસ્કાર લેવા પડશે તથા ધર્મ પાળવા પડશે. મળના ચતુર્વર્ણના પડછાયા જેવી જો કે હાલ સ્થિતિ છે પરંતુ વાલ્મીક અને વિશ્વામિત્ર જેવા પુરૂષાર્થ થાય તો ક્રમે ક્રમે ઇચ્છિત સ્થિતિ એક જન્મમાં પણ પમાય; માત્ર સંકલ્પ સાચો જોઇએ, દ્વેશ અગર દંભ હશે તો કાંઇ થવાનું નથી. આ ક્લેશ દક્ષિણમાં ખાસ જોવામાં આવે છે, કેમકે ત્યાંના બ્રાહ્મણો જો કે પ્રમાણમાં તો એકંદરીમાં અધોગતિમાં ગયા છે છતાં પણ ઇશ્વરની કૃપાથી કંઇક ધર્મને વળગી રહ્યા છે: નિદાન બ્રાહ્મણત્વના સંસ્કાર તો આખા હિંદુસ્તાનમાં ટકી રહ્યા છે. કલિયુગમાં, આ કારણથી બ્રાહ્મણ અને શૂદ્ર એમ બે વર્ગ પડી ચૂકયા છે, છતાં આ ક્લેશ થોડાક વિઘ્નસંતોષી વિદેશીઓએ બ્રાહ્મણના દ્વેશમાં ઉભો કર્યો છે, અને તેને કેટલાક ભોળા લોકો વધાવી લઇ વળગી પડ્યા છે. પ્રતિનિધિત્વના લોભના આવરણમાં આહવા દ્વેશ ઉત્પન્ન થાય છે. વાસ્તવમાં તો બ્રાહ્મણો, પણ ધર્મ કર્મ ચૂકવાથી ઘણા શૂદ્ર જેવા થયા છે, તો પણ દ્વિજના કંઇક સંસ્કાર મળે છે એટલું વિશેષ છે. વૈદિક ક્રિયા ઉપર પ્રીતિની ખાતર તથા

મોક્ષની ખાતર આ કલહ હોય તો ખાસ ધ્યાન આપવા જેવું છે કે વૈદિક ક્રિયામાં જોખમ કેટલું છે તે પણ સમજવાની જરૂર છે. વેદના મંત્રોનું પરિબળ ને તે સાથે તેની ભૂલમાં જોખમ કેટલું છે તેનું હમણા તો કર્મ કરનાર તથા કરાવનાર બન્નેને ભાગ્યેજ ભાન હશે. વેદના કાંઇ પણ જ્ઞાન શિવાય, અગર વેદ ઉપર શ્રદ્ધા શિવાય માત્ર ઈર્ષ્યાજ પ્રધાન દેખાય છે. બાકી શ્રૌત કર્મો કરતાં સ્માર્ત કર્મોમાં શી ન્યૂનતા છે? નજરે જોઇએ છીએ કે કર્મ કરનાર તથા કરાવનાર બન્ને જ્ઞાન અને શ્રદ્ધાથી વિમુખ હોવાથી એક પણ કાર્ય સફળ થતું નથી. કારણમાં અશ્રદ્ધા અને અવ્યવસ્થા! યજ્ઞ યાગાદિ થાય ત્યાં પ્રથમ તો શાંતિ જોઈએ, તેને બદલે ધમાલ અને કોલાહલ જોવામાં આવે છે. હજારો યજ્ઞ થાય છે, ધર્માદા વિગેરે પુણ્ય કર્મો પણ થાય છે, પરંતુ કાંઈ ફળ દેખાતું નથી તેનું આજ કારણ છે. જે ક્ષત્રિય વૈશ્યો વૈદિક દ્વિજ સંસ્કારથી શુદ્ધ થાય તેમને વેદના અધિકારી થવાની ક્યાં મનાઈ છે? રાજાની ગાદીનો વારસ નહિં છતાં ગાદીની કોઈ ઉમેદ રાખે તો પરિણામમાં વિનાશ કે બીજું કાંઈ? અજ્ઞાનીના હાથમાં વિષ આવે તો જીવ હાની શિવાય બીજું શું પરિણામ આવે? માટે આ વૈદિક કર્મના ઝઘડા તથા ક્લેશ માટે બન્ને પક્ષો કાંઇક વિચાર કરે તો સારૂં. વેદના રહસ્યને તથા તેના બળને બાધ ન આવે તેવો રસ્તો કાઢવાનું અસંભવિત નથી. શું પ્રણવનો મંત્ર દરેકને આપી શકાશે? બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ ચારે વર્ણ માટે કહેલી છે, પણ માર્ગો જૂદા જૂદા છે. પ્રભુની પ્રાપ્તિની કોઇને મનાઈ નથી, પણ ક્રિયા ને માર્ગમાં ભેદ છે, માટે જે બ્રાહ્મણનો દ્વેષ કરવામાં આવે છે તેજ બ્રાહ્મણની સ્થિતિ કર્મો કરીને મેળવી શકાશે, પછી મરજી! હાલ આ કલેશ થયો છે પણ તેમાંથી ઈશ્વર સારૂંજ ફળ આપશે, સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ એજ ન્યાય. હવે સ્પર્શાસ્પર્શને સ્પર્શ કરીએ.

# સ્પર્શાસ્પર્શ.

આ વર્ણાશ્રમના પ્રશ્નના અંગે ન્યાત જાત, અને તેને અંગે 'સ્પર્શાસ્પર્શ 'નો એક ગેબી ગોળો એકદમ ફાટી નિકળ્યો છે. ટુંક મુદતમાં આ ' બોંબગોળા 'એ આખા આર્યાવર્તને ખળભળાવ્યો છે. પરિણામની પ્રભુને ખબર ! બિચારા ભોળા આર્યોમાંથી કોઈ જાતે નિમાયેલા નેતા ( self-constituted leders ) થાય છે, તો કોઇ તેમના અનુયાયીઓ થાય છે એમ પોતાના મનોરાજ્યના વિચાર દુનિયાને પીરસે છે, પરંતુ વાસ્તવમાં આ સહજ હાંસી જેવી વાત નથી, હાંસીની વાતમાંથી ખાંસીનો એક મહાન વ્યાધિ–ક્ષય રોગ જેવો–અસાધ્ય નહિં તો કષ્ટસાધ્ય તો ખરોજ–થઇ પડયો છે ! પ્રભુ જાણે " ઉંટડો કયાં બેસે છે " ! આ સ્પર્શાસ્પર્શ માટે જરા લંબાણથી બોલવાની જરૂર છે; કેમકે તેનું સ્વરૂપ ગંભીર તો શું પણ ભયંકર થઇ પડયું છે ! ઉપાયમાં બળાત્કારથી સ્પર્શ કરાવી સ્વરાજ્ય લેવાનું કહેવામાં આવે છે એ જરા વિચારવા જેવું છે.

સ્પર્શાસ્પર્શ ખાસ અંત્યજોના સંબધમાં છે. અંત્યજોમાં પાછી ઘણી ન્યાત જાતો છે. ધારો કે બ્રાહ્મણથી માંડીને ઢેડ સુધી એકાકાર થયો; ઢેડને ઉંચે લેવાને બદલે ઉંચેના તે સ્વરૂપને પામ્યા ! પણ ત્યાર પછી ક્યાં જવાનું ? ચમાર ભંગીયા સાથે ઢેડ નહિં ભળે તેનું કેમ ? ગામડામાં ઢેડના કુવામાંથી ભગીયાને પાણી ભરવા દેશે નહિં તેનું શું ? ઢેડ, મેઘવાલ, ચમાર, ખાલપા, ભંગી, એમ ઘણી જાતોછે એ બધાની વચ્ચે ભેદ છે તેનું શું ધાર્યું ? ભગી સુધી બીજા બધા ભલે પહોંચે પણ ઢેડ ભેગા નહિં આવે એટલે પાછું " માંડો પંડ્યા પરથી " જેવુ થશે તેનુ કેમ ? ખેર, એક એવો કિસ્સો બન્યો હતો કે વડોદરામાં એક પારસી ગૃહસ્થ અમલદારને ત્યાં પ્રીતિભોજન હતું. તેમાં હિંદુની તમામ ન્યાતો હતી. આ શંભુ મેળામાં એક બ્રાહ્મણ ગવૈયાને પણ

બોલાવ્યો પણ તે શંભુમેળામાં ભળી શકે તેવો નહોતો. આ ગવૈ વાત કરતો હતો કે પીરસનારા બટલરોએ ખાધું નહિં ત્યારે મ્હેં પુંછ્યું કે તમે કેમ ન ખાધું? ત્યારે બોલ્યા કે રસોઇ કરનાર ભંગી હતા અને અમે ઢેડ છીએ, તે અમે કેમ ખાઇએ? આમાંથી ફાવે તે અર્થ, અને સાર ગ્રહણ કરાય. આ આખા શંભુમેળામાં નહિં ખાનારો આ ચાર ઢેડ અને પાંચમો ગવૈયો એટલા નિકળ્યા! આમાંથી સાર યથારૂચ્ય લઇ શકાય. સુખદુઃખનું કારણ કેવળ મન છે; જેનું મન જેથી રાજી થાય તેજ સુખ.

આ સ્પર્શાસ્પર્શની ઉત્પત્તિનો પ્રશ્ન મહત્વનો છે. હિંદુસ્તાનમાં અંત્યજો બહુ પ્રાચીન કાળથી છે, પરંતુ આ પ્રશ્ન એકદમ ઉઠયો ને રૂપ પણ એકદમ ભયંકર પકડયું તેનુ ખાસ કારણ શું? કારણમાં દેશના થઇ પડેલા અગર કહેવાતા હિતેચ્છુ છે. હિંદુસ્તાનને સ્વરાજ્ય માટે લાયક થવાને માત્ર આ એકજ રામબાણ ઉપાય ઠર્યો છે. મૂળ વિદેશીઓના 'સ્પર્શ'થી આ સ્પર્શાસ્પર્શની ભાવના ઉઠી. ઇસ્લામી બધુઓ કરતાં પણ ખ્રિસ્તિ પાદરીઓની કૃપા અંત્યજ ઉપર વધારે થઈ. અને એમાંથી મુસલમાન કરતાં ખ્રિસ્તિઓ વધારે થયા ત્યારથી આ ઈર્ષ્યા, સ્પર્ધા ને તેને લઇને દૂશનો પાયો નખાયો. "ટકો લ્યો ને પંચમા ગણો" જેવા "ધરાર પટલાઇ" કરનારા, "અમે તમારે ત્યાં ક્યાંથી" કહેનારા, પૂજ્ય, કોમળ, પાદરીના પવિત્ર પરિશ્રમની તો અવધિ છે. કહેવાય છે કે હમણા અમેરિકામ વિચાર ચાલે છે કે હિંદુસ્તાનના ૭ કરોડ ભૂખે મરતાઓને ખ્રિસ્તિ કેમ કરી ન નાખવા? શું પરોપકાર!

આર્યસામ્રાજ્યોના સમયમાં અંત્યજ તરફના દ્વેશ અગર તિરસ્કારનો પોકાર જોવામાં આવતો નથી. ઉલટ ભ્રાતૃભાવ અને પ્રેમ દેખાય છે. પુરાણો મોંત્રમાં અભક્ત બ્રાહ્મણ કરતાં ભક્ત ચાંડાલને

ઉત્તમ કહ્યો છે. આચાર્યોએ તો પ્રત્યક્ષ કરી બતાવ્યું છે. તુલસીદાસ તો ભક્તિ વિનાની ચારે વર્ણોને ચમારજ કહે છે. મહાભારતના 'રાજસૂય' યજ્ઞમાં ચારે વર્ણોને–તેમાં સર્વ પ્રકારના શૂદ્રોને એટલે કે અંત્યજો સહિતને–આમંત્રણ હતું. शूद्रांश्च सर्वा भाम पेति च । એમ યુધિષ્ઠિરે સહદેવને આજ્ઞા કરી હતી. કાશીખડના ચોત્રીસમા શ્લોકમાં કહ્યું છે કે મયૂરધ્વજ રાજાના પ્રદેશમાં અંત્યજ જાતિ પણ વૈષ્ણવી દીક્ષામાં દીક્ષિત થઇને શંખચક્રાદિ ચિન્હ ધારણ કરીને યાજ્ઞિકોની માફક શોભતા હતા. શ્રી કૃષ્ણે ગોવર્ધન યજ્ઞ કર્યો તે વખત અંત્યજોને ખાસ જમાડ્યા હતા. બંગાળાના ગૌરાંગ મહાપ્રભુ પણ અંત્યજોને હમેશ ખાસ જમાડતા હતા. કદી ભૂલ્યા નથી. યુધિષ્ઠિરના યજ્ઞમાં એક અસ્પર્શ્ય અંત્યજ ભક્તને આમંત્રણ નહોતું તેથી દેવના દુંદુભી વાગવાં જોઇએ છતા વાગ્યા નહિ. યુધિષ્ઠિરને બહુ ચિંતા થઇ. આખર શ્રી કૃષ્ણને પૂછ્યું ત્યારે પેલા અંત્યજ ભક્તની વાત કરી, તેથી પોતે જાતે આમંત્રણ આપવા ગયા, બધા પાડવોએ તેને જમાડીને સેવા કરી, દ્રૌપદીએ રસોઈ કરી. અંત્યજે બધું ભેગુ કરીને ખાધુ, તેથી દ્રૌપદી જરા કચવાયાં. એટલે પાછાં દુંદુભી બધ થઇ ગયાં, યુધિષ્ઠિરે તપાસ કરતાં શ્રીકૃષ્ણે દ્રૌપદીનો અપરાધ બતાવ્યો, દ્રૌપદીએ કબુલ કર્યું. તેમણે સાષ્ટાંગ કર્યાં કે તરત દુંદુભિ શ્વાસે શ્વાસે વાગ્યાં! આની અંદર કેટલો મર્મ છે?

ધર્મની દૃષ્ટિથી જોતાં તો ખુદ પ્રભુ જાતેજ અંત્યજનાં રૂપમા ઘણી વખત દેખાયા છે. મતલબ કે વિદેશીના સ્પર્શથીજ આ અસ્પર્શનો દોષ અને તેથી ઉડતો ચેપ લાગ્યો છે. ઇસ્લામી ધર્મના નેતાઓનો ઉત્સાહ આ લોકને મુસલમાન કરવા તરફ બહુ દેખાતો નહતો, હમણાં કાંઇક વિશેષ લાગે છે; પરંતુ ખ્રિસ્તિ પાદરીયો પોતાના પેટની ખાતર "બીચમેં મેરા ચાંદભાઇ" માફક પરાંણે ભાઇબધી બાંધીને ભગીરથ પ્રયત્ન કરે છે. હમણાં વળી આ લોકોને "લાલા લાખ

તો "કહે સવા લાખ" જેવું નવું અને વધારે બળ મળ્યું છે. દેશનો ઉદ્ધાર સ્વરાજ્યથી, અને સ્વરાજ્ય તે આ અસ્પર્શની 'મૂર્ખાઇ' કાઢી નાખવાથી અગર મહાત્મા ગાંધીજીના શબ્દોમાં "પાપનું પ્રાયશ્ચિત્ત લેવાથી" એકદમ મળશે એમ સ્વદેશાભિમાનના જુસ્સાવાળાઓને ભોળવીને આડે માર્ગે દોરવ્યા જેવું થયું છે. "ચઢો બેટા શૂળીએ અને દો ગણેશનું નામ" વાળી કહેવત વિદેશી શુભેચ્છકોએ પ્રત્યક્ષ કરી બતાવી છે. જરા ઐતિહાસિક દૃષ્ટિથી જોવાથી જણાશે કે ક્ષાત્રયોનું બળ નરમ પડવા માંડયું તે અરસામાં શૂદ્રો મ્લેચ્છો, અને 'ગરોડા' પણ રાજા થઇ ગયા છે! પ્રસંગને લઇને 'જબરો થાય તે જીતે' એ ન્યાયથીજ હરકોઇ માણસ રાજા પણ થઇ જતો હતો. ગરોડા રાજા થયા હશે ત્યારે અસ્પર્શ હશે? હાલ પણ કોઇ રાજવંશી અગર કોટ્યાધિપતિયો રોટીબેટીનો વહેવાર કરે તો રામબાણ ઉપાય દેખાય છે, પછી મરજી. મહાત્મા ગાંધીજીનો મર્મ સમજાય તો પણ બસ છે.

અંત્યજમાંથી પણ, નવા જમાનાનાં ઉઠાઉ જાજરૂ શરૂ થયાં ત્યારથી ભંગીની જાત નીકળી. ને ત્યારથી અસ્પર્શનું જોર વધ્યું. હવે કાં તો જુની પદ્ધત પ્રમાણે વગડામાં જવાનું થાય અથવા એકમેકનું ઉઠાવે અથવા ડુક્કરો પાળે તો કાંઇ રસ્તો નીકળે. જેવી પસંદગી.

બળાત્કારના સ્પર્શ માટેની દલીલોમાંની એક ખાસ ધ્યાન આપવા જેવી છે. અંત્યજો હિંદુમાંથી ખ્રિસ્તિ થઇ હિંદુના તથા હિંદુ ધર્મના શત્રુ થાય છે. આ દલીલ ખરેખર ઉત્તર ન આપી શકાય એવી છે. સાથે એ પણ ખરૂં છે કે હિંદુની બહારના હિંદુમાં નહિં ભળી શકવાથી હિંદુની સંખ્યા વધવા સંભવ નથી, તેમાં પાછો આ પ્રમાણે ઘટાડો થાય એ સ્થિતિ ખરેખર વિચારવા જેવી છે, પરંતુ આ સંકટ નિવારણનો માર્ગ બધાએ, અંત્યજના ભેગા મળી તેમના જેવા થવાનો ઠીક કે અંત્યજોનો ચોતરફથી ઉદ્ધાર કરવાનો ઠીક? ઉંચેથી નીચે જવું

એ ઠીક કે નીચે વાળાને ઉપર લાવવો એ ઠીક ! નીચે જનાર માણસ પોતે ઉપર કેવી રીતે જઈ શકશે, અને બીજાને પણ કેવી રીતે લઈ જઈ શકશે ? નીચે પડવું સરળ છે, પણ ઉપર ચડવુંજ મુશ્કેલ છે. નીચે પડવામાં હવે કાંઇ બાકી છે ?

અંત્યજોના મગજ ઉપર ઘણા કાળના પરિશ્રમને અંતે પૂજ્ય પવિત્ર પાદરીઓએ અને હમણાં હમણાં આર્ય સુધારકોએ તો શું પણ ચોતરફથી એવું સજ્જડ ઠસાવ્યું છે કે અંત્યજ તરીકે હિંદુઓ તેમનો તિરસ્કાર કરે છે, અને વટલીને મુસલમાન અગર ખ્રિસ્તિ થઈ જાય તો તિરસ્કાર કરી શકતા નથી, એટલુંજ નહિં પણ માન આપે છે ! વાસ્તવમાં આ હકીકત ખોટી નથી. ઘણા મૂર્ખાઓ તેમ કરે છે પણ ખરા, પરતુ આનો અર્થ શો ? ધંધા તથા રહેણી કરણી મુખ્ય મુદ્દો છે, બાકી તિરસ્કાર કે દ્વેશ એજ નહિં. વળી રહસ્ય, માત્ર દૃષ્ટિકોણમાંજ છે. પાશ્ચાત્યોના અનુકરણમાં * ઉંટવૈદા જેવું થાયછે. પાશ્ચાત્યોની બધી હકીકત આપણને કેવી રીતે લાગુ થઈ શકે ? વર્ણાશ્રમનો ભેદ તથા પુનર્જન્મ તથા કર્મનાં ફળ વગેરે ધર્મનો મર્મ આ અંત્યજવર્ગને ધાર્મિકદૃષ્ટિથી સમજાવવામાં આવે, તેમજ જે મૂર્ખ ઉદ્ધત લોકોને તેમનો તિરસ્કાર કરતા જોવામાં આવે તેમને બોધ દેવામાં આવે તો તેમનો ઉદ્ધાર સપાટા બધ થઈ શકે. અંત્યજ, પ્રભુપદને પામવા બ્રાહ્મણ જેટલોજ અધિકારી છે, શાસ્ત્રની મર્યાદા બંનેને છે, પરંતુ પાદરીના અથાગ પરિશ્રમ તથા તેમના પૂજકોના

---

* એક ચતુર વૈદ્ય પાસે એક મૂર્ખ માણસ નોકર રહ્યો. કોઇ પ્રસંગે ઉંટના ગળામાં પથરો અટકવાથી પેલા વૈદ્યે ગળા ઉપર લાત મારીને પથરો કાઢી નંખાવી ઉંટને સાજો કર્યો તે દેખીને શિષ્યે જાણ્યું કે હવે હું હુંશીયાર થઇ ગયો. પછી છુટો થઇને દવાખાનું કહાડયું. એક બાળકનું ગળું સુઝયું હતું તેની દવા કરતાં ગળા ઉપર લાત મારીને બાળકને સ્વધામ પહોંચાડી દીધું ! !

અથાગ ભોળપણુ આગળ, અદઢ તથા અધુરા નિરૂત્સાહી સનાતનીઓ શું કરી શકે? બીચારા પૂજકોને ખ્યાલ નથી કે હિંદુસ્થાનના તેત્રીસે કરોડ માણસોનો એકી વખતે નાશ થાય તો અથવા * મોક્ષ થાય તો આ મહાત્મા પાદરીઓને કે કોઈ પરદેશીને સ્નાન સુતક કાંઇ વળગશે? તેમનો ઉદ્ધાર સપાટાબંધ થઇ શકે. અંત્યજ પ્રભુપદને પામવા માટેનો બ્રાહ્મણુ જેટલો અધિકારી છે, શાસ્ત્રની મર્યાદા બનેને છે. પરંતુ પૂજ્ય પાદરીનો પરિશ્રમ આર્યાવર્તનું ભલું કરવા માટેનો અથાગ અને અગાધ છે. આફ્રિકા અમેરિકા, આસ્ટ્રેલીયામાં તો જૂના વતનીઓની દશા થઈ તે મશહૂર છે; એશીયામાં પણ બહુ ચળવળ છે; તેમાં પણ ચીન ઉપર ઘણીજ બારીક દૃષ્ટિ છે. ચીનને હાલની દુર્ભાગી સ્થિતિમાં મુકનાર એ લોકજ છે એમ કહેવાય છે. હલકા લોકોને બદસલાહ આપી, દેશમાં ઝઘડો ઘાલી, પોતાનાં મૂળ ઉડાં નાંખવાં અને પાશ્ચાત્યોનાં રાજ્યને પ્રસંગો આપવા એજ હેતુ છે. ચીના લોકો ધીમે ધીમે ચેત્યા; ઉદર માફક ફુંકાને કરડી ખાય છે એ હવે બરાબર ચેત્યા, પણ પાદરીઓએ એવાં ઉંડાં મૂળ નાંખ્યાં છે કે આખો દેશ ગભરાય છે. મેન્સીયસ જુનાર (Meneias Junar) નામના ચીનાનો, જુલાઇના "ધી ઇંગ્લીશ રીવ્યુ" નામના ચોપાનીયામાં લેખ જોયાથી સમજાશે કે આ લોકોએ શો ગજબ કર્યો છે, તેમાં પણ ઈંગ્રેજી તથા અમેરિકન પાદરીઓનુંજ તોફાન ખાસ કહે છે. આખર ત્યાં સુધી કહે છે કે:—If christianity is indeed worthy to be ranked as a great faith,

---

* પવિત્ર પાદરી તથા લોભી પાશ્ચાત્યોના પ્રેમરૂપી પ્રતાપથી જેનું મૃત્યુ થાય તેને મોક્ષજ મળ્યો માનવો. ઓસ્ટ્રેલીયાની બધીજ પ્રાચીન પ્રજાનો 'મોક્ષ' આ પ્રમાણે થયો છે, બાકી અમેરીકા, આફ્રિકામાં થોડો થોડો થયો છે.

England and America can not be Christesn. * * We must seek a country with a faith that not only preaches to the children, but practises by supporting its adherents, when in the fierce fires of reality, their creed is put to the test. Judged by this Standard, Christianity can be placed in the discarded heap of those doctrines and creeds which have been tried and found wanting.

વળી Literary Digest માં લખ્યું છે કેઃ-

" Missionaries have been raising hell, for more than a generation, " says one of them quite frankly, and they are today at the bottom of a good deal of the disturbances in China, the Phillipines, India, South Africa × × × points out the Rev. James M. Yard in Unity ( Chicago ). " Jesus was a Revolutionist " and twenty years ago, Gilbert K Chesterton warned us that " there was enough dynamite in thet social teachings of Jesus to blow all modern socieiy to rage. " The missionaries took Jesus to China. " says Mr. Yard, and he has destroyed the myth of white superiority.

આ પવિત્ર પાદરીઓ વગેરેના અથાગ પરિશ્રમથી તથા તેમના મૂર્તિપૂજકોના અથાગ ભોળપણુ આગળ અદ્દઢ તથા અધુરા નિરૂત્સાહી સનાતનીઓ શું કરી શકે ? સ્માર્ત વૈષ્ણુવની બઢાઈમાંથી

પરવારે ત્યારે તો કોઇ જોઇ શકે! આ મૂર્તિપૂજકોને બીચારાને ખ્યાલ નહિ હોય કે હિંદુસ્થાનનાં તેત્રીસ કરોડ માણસોનો એકદમ + મોક્ષ થાય તો પણ કોઇને સ્નાન સૂતક છે?

સ્વરાજ્ય એકદમ લેવાના હિંદીઓના રઘવાટનો લાભ વિદેશીઓએ લઇને એક બીજી યુક્તિવાળી દલીલ ખોળી કહાડી છે તે એ હિંદુઓજ જ્યારે પોતાના મનથી અસ્પર્શ્ય માને છે તો પછી સ્વરાજ માટે કેમ લાયક ગણાય? આ ઉસ્તાદ વિદેશીઓએ મુસલમાન, પારસી તથા હિંદુઓમાંથી ઘણાને ભમાવી નાખ્યા છે. સ્વરાજ્ય આપવાનું જાણે કે પોતાનાજ હાથમાં હોય એવા દમામથી આવી દલીલો શોધી કહાડે છે, અને પાછા હિતેચ્છુ બનીને હિંદુને અંધ અને વીર્યહીન કહે છે. બીચારા પામરો–ખાસ યુવકો–આ કપટજાળ કેમ જોઇ શકે? ધારો કે અસ્પર્શ્ય કહાડયું, તો પાછા કહેશે કે "હિંદુઓ બેટી વ્યવહાર બધા સાથે ન કરે અથવા તેમની સ્ત્રીઓ યુરોપીયન તથા બીજા પુરૂષો સાથે હસ્તમેળાપ કરીને તેમના રિવાજ મુજબ ન વર્તે ત્યાં સુધી સ્વરાજ કેમ મળી શકે?" આ પ્રમાણે ક્યાં સુધી આગળ જશે એ કહી શકાતું નથી, માટે આંખ ઉઘાડી બારીકીથી જોઈ અને સમજીને ચેતવામાં આવે તો ઠીક.

હિંદુ જેવું બંધારણ દુનિયામાં હાલ કોઇ ઠેકાણે નથી, એટલુંજ નહિ પણ આવા ખુલ્લા જુલ્મો ઉપરાંત 'આપણુ પાંચુંસ્વાર' થઇ પડેલા અનેક પ્રકારના 'હિતસ્વી'ઓના હુમલા થયા છતાં પણ–અરે તે બધારણ સામે આખી દુનિયાની શત્રુતા છતાં પણ–અંત્યજો હિંદુ રહ્યા છે તેમાં પ્રભુનો હાથ માન્યા વગર છુટકો છે? બીચારા હિંદુનો તો મૂળથીજ પ્રભુ ઉપર આધાર છે, તેથી પ્રભુએ

---

+ આફ્રિકા અમેરિકામાં અધુરો, અને આસ્ટ્રેલીયામાં પૂરો મોક્ષ દીધો તેવો મોક્ષ. ખ્રિસ્તિ થવું એ પણ મોક્ષજ છેને?

છોડયા નથી ને છોડશે પણ નહિ; આખર સત્યનોજ જય થશે. સત્ય અને ઇશ્વર અથવા બ્રહ્મ ક્યાં જુદાં છે? ब्रह्म सत्यम् તથા सत्यं ज्ञानमनतम्ब्रह्म॥ કુદરતી રીતે સત્યનો ભંડાર થોડો અને અસત્યનો અખુટ હોય છે, તેમ નિર્બળનાં ટોળાં, અને બળવાન તો છુટક છુટક હોય છે. નાનાં પક્ષિના ટોળેટોળાં ઉડતાં દેખાય પણ બાજ અથવા ગરૂડ ક્વચિત્ દેખાય. ઘેટાં, બકરાં, ઢોર, હરણીયાં, રોઝ વગેરેનાં ઘણુ અગર ટોળાં જ્યાં દેખો ત્યાં હોય, પરંતુ વાઘ અગર સિંહના ટોળાં કે ઘણુ હોય? હાથી, સિંહ અને વાઘ કરતાં કદમાં તથા બળમાં વધારે છે, પરંતુ હાથીનાં ટોળાં! અને સિંહનાં નહિ! સિંહણને એક બચ્ચું હોય તો પણ તે રાણી રહેવાય, અને મુરઘી, બકરી, ભુંડણ ને હરણ્ગે થાય પણ બીચારી, બાપડી કહેવાશે! આ ધોરણે હિંદુ ધર્મનું તત્ત્વ તથા ધાર્મિક જ્ઞાન ભલે થોડું રહે, પરંતુ સંગીન તથા સત્ય હોવાથી નિર્ભય છે. ગમે તેમ પણ નીતિ તથા નિડરપણાના બળથી કેટલા ઈંગ્રેજ કેટલા હિંદી ઉપર રાજ્ય કરે છે? બુદ્ધ ધમ નો ઝપાટો હાલના કરતાં કમ હતો? એક મુદ્દાની બાબત લક્ષ બહાર જાય છે, અંત્યજો મુસલમાન કે ખ્રિસ્તિ થાય છે તે વખતે પોતાનો ધંધો મુકી દેવો પડે છે. એ લોક પણ ધંધા સાથે સ્વીકારતા નથી. મુદ્દો ધધાનોજ છે.

સ્પર્શાસ્પર્શ સામે પોકાર કરનારાઓની એક બીજી પણ દલીલ ધ્યાન આપવા જોગ છે, પરતુ તેમાં તેનો ખરો મર્મ, કહેનાર તથા સાંભળનાર નહિ સમજી શકવાથી ભૂલ અથવા ગેરસમજ થાય છે. આ ગૃહસ્થો, શ્રી શંકરાચાર્ય આદિ આચાર્યો, નરસિંહ મહેતા, કબીર સાહેબ વગેરેના દાખલા આપીને કહે છે કે જુઓ, તેમને કેવો અભેદ હતો? પરંતુ આ પ્રમાણે બોલનાર પામર અને આ મહાત્માઓમાં કંઇ તફાવત દેખાય છે? જરા તપાસીને જોવાથી જણાશે કે તેમના સંસર્ગમાં આવેલા અંત્યજ કોણ હતા? લોકનાયક

પરમહંસસ્વરૂપ શ્રીયુત **ગાંધીજીને** મહાત્માનો ખિતાબ લોકોએ આપ્યો, પણ તે ખિતાબ આપનારાઓમાંથી એ મહાત્માનું અનુકરણ કરવા લાયક બાબતોમાં ફક્ત અંત્યજના સ્પર્શ શિવાય બીજો આત્મત્યાગ તથા વૈરાગ્ય કેટલામાં દેખાય છે? એ મહાત્મા તો આ કલિયુગના પણ પરમહંસ દીક્ષામાં છે. એમને હિસાબે મેલું પણ નથી તેમ અંત્યજ પણ નથી, પુરૂષ માત્ર તેમને બંધુ અને સ્ત્રી માત્ર તેમજે બ્હેન છે. આવી સ્થિતિમાં અનુકરણ કરનારાઓમાંથી કેટલા તૈયાર થયા હશે તે પ્રભુ જાણે. જરા ખ્યાલ કરવામાં આવે તો આ મહાત્માઓના દાખલા આપવાનો પ્રલાપ આપોઆપ બંધ પડે. તેઓની એક રૂવાંટી પણ આપણામાં છે? જેઓને સ્ત્રી પુરૂષનો પણ ભેદ નહિ, અને ભેદ હોય તો સ્ત્રી માત્ર માતા તરીકે ગણેલી એવા મહાત્માઓનો અંશ પણ ન હોય છતાં દાખલા કેમ લેવાય? અંદરના ષડ્રિપુમાંથી એકને પણ જીત્યો છે? બેશક પ્રભુના દરબારમાં, ન્યાત, જાત, વર્ણ આશ્રમ, નીચ, રાજા, પ્રજા, શ્રીમંત. ગરીબ, એવા ભેદ નથી એ ખરૂં, પરંતુ આપણે તો સ્વાર્થ માટેના બધા ભેદ રાખવાના છે, અને માત્ર એક સ્પર્શાસ્પર્શજ કહાડીને કીર્તિ મેળવવી છે, એ કેમ બની શકશે? એક રાજાના દરબારમાં તો ઠીક પણ એક અધિકારી પાસે જવાનું હોય છે ત્યારે કેટલી સામગ્રી કરવાની જરૂર પડે છે? તો પછી દેવદરબાર માટેની સામગ્રીની તપાસણી થાય તો ઠીક. માત્ર શુદ્ધબુદ્ધિથી પ્રમાણિકપણે અને વિવેકથી બોલવામાં આવશે તોજ પોસાશે. બધો આધાર શબ્દો ઉપર છે, એકજ શબ્દ, સ્વર્ગ અપાવે તેમ નરક પણ અપાવે. દુનિયામાં એકજ પાસાની રમત છે. એક સવળો પાસો તારીદે, અને એક અવળો પાસો ઘાણ કાઢી નાંખે. નસીબ પાંસરૂં હોય તો અવળો પાસો પણ સવળો થાય, અને વાંકુ હોય તો સવળો તે અવળો થાય. 'ખુદા -મહેરબાન તો ગદ્ધાભી પહેલવાન'. માટે મહાત્મા **ગાંધીજીનું** અગર પૂર્વના મહાત્માઓના

શબ્દનું જરા શાંતિથી મનન કરવામાં આવે તો ઠીક. શાંતિ અને વિવેકથી મનન કરવામાં આવે તો દિવ્ય ચક્ષુ ખુલી જશે.

હવે સ્પર્શાસ્પર્શ તે મનુષ્યકૃત છે કે ઇશ્વરકૃત એટલે કે કુદરતી છે, તે જોઇએ. માણસ જીવતાં સુધી સ્પર્શ્ય અને મૃત્યુ સાથેજ એકદમ અસ્પર્શ્ય થાય છે. મળમૂત્ર પણ શરીરમાં હોય ત્યાં સુધી સ્પર્શ્ય તો શું પણ રક્ષિત, અને બહાર નિકળવા સાથેજ એકદમ અસ્પર્શ્ય થાય છે. સ્ત્રી, પતિને અગર પુત્રનેજ સ્પર્શ્ય અને બાકીના બધાને અસ્પર્શ્ય છે; રાજ્યલક્ષ્મી રાજાનેજ સ્પર્શ્ય, અને રંકને અસ્પર્શ્ય; ખસ વાળી આંગળી બીજી આંગળીને અસ્પર્શ્ય; પ્લેગ, કોલેરાનો દર્દી બધાને અસ્પર્શ્ય. ક્વારંટાઇનનો અસ્પર્શ જરા દૃષ્ટિ આગળ ખડો થશે એટલે આખી દુનિયાનો અસ્પર્શ તેમાં આવી ગયેલો દેખાશે. મળ મેલ પણ તેવી રીતે બધાંને અસ્પર્શ્ય છે. ફાટેલાં અગર મેલાં કપડાં ગરીબને સ્પર્શ્ય અને તવંગરને અસ્પર્શ્ય. અસ્પર્શની મજા જુઓ કે કેટલાક ઇરકીઓને કપડાં ધોવા માટે હિંદુસ્તાનનુ પાણી પણ અસ્પર્શ્ય છે. ઠેઠ પારીસથી તેઓ માટે કપડાં ધોવાઇને આવે! અસ્પર્શ્ય મળ મૂત્ર શરીરમાંજ છે, પરંતુ તેથી કંઈ શરીરનો તિરસ્કાર કરવામાં આવે છે? દરેક અંગ તથા અવયવ પોતાનું કામ કરે છે ને તેથી તે, પ્રસંગે સ્પર્શ્ય થાય અને પ્રસંગે અસ્પર્શ્ય પણ થાય. ડાબો હાથ શૌચ વખતે અસ્પર્શ્ય, અને સ્ત્રી રજસ્વલા હોય ત્યારે અમુક વર્ગને અસ્પર્શ્ય હોય છે, પણ તેથી તેનો કંઇ દોશ છે? સ્પર્શાસ્પર્શ એ માત્ર આચારવિચારની સંતતિ છે. પાશ્ચાત્યના શરૂના 'સ્પર્શથી' આર્ય આચાર વિચાર શિથિલ થયા, અને પાશ્ચાત્ય આકર્ષક થયા ત્યારથી સ્પર્શાસ્પર્શનો જન્મ થયો ને તેમાં પૂજ્ય પાદરીઓની મીશનસ્કુલો તથા મીશન ગૃહોના સ્પર્શથી તો ઇતિશ્રી થઇ ગઇ. અનુકરણ તે કેટલું કે પ્રાર્થનાસમજો જેવી સમાજો સ્થપાઇ તેમાં પ્રાર્થનાની પદ્ધત પણ કેવળ ખ્રિસ્તિ જેવી! તેમ

વળી પ્રાર્થનાનો દિવસ પણ રવિવાર ! આ સમાજોએ સનાતન ધર્મ સામે બંડ ઉઠાવ્યું. તેમાં "વર્ણાશ્રમ" ભેગી "ન્યાત જાત" લીધી, ને પછી તેમાં 'સ્પર્શાસ્પર્શ' ભેળવીને ગોટાળો કરી કોકડું ગુંચવી નાંખ્યું, ને ધાંધલ મચાવી. **महोरुपमहोध्वनिः** માફક અરસપરસ પ્રશંસાઓ કરી દુશ્મન ગણેલા "ધર્મ"નો, તેની સાથે ન્યાત જાતનો, તેની સાથે સ્પર્શાસ્પર્શનો એકી વખતે નાશ કરવામાં, ધર્મના મૂળમાં, જાણે અજાણે પણ કોવાડાના ઘા કર્યા, તેમાં હિંદુત્વના નાશનો પણ ધર્મના નાશ સાથે આરંભ થયો: પાછો કુદરતના નિયમ પ્રમાણે પ્રત્યાઘાત થયો, અને શાંતિ થઇ; તે વળી પાછો હાલ સ્વરાજ્ય મેળવવાના રઘવાટમાં આ અણધાર્યો અચાનક ઉત્પાત થયો છે! બેસવાની ડાળ કપાય છે એમ જ્યારે ભાન થશે ત્યારે આંખ અને કાન બંને ઉઘડશે. અમેરિકામાં, આફ્રિકામાં—અરે પોતાની જન્મ-ભૂમિમાંજ—હિંદીવાનો અંત્યજ કરતાં પણ વધારે અસ્પર્શ્ય થયા છે એતો ખરો અસ્પર્શ! "સ્વરાજ્ય" મેળવતાં "સ્વ–ધર્મ" મનુષ્યત્વ જાય તો પછી પશુત્વજ રહ્યું કે બીજું કંઈ?

એકજ શરીરમાં, એકજ અવયવમાં સારા તથા નરસા ઉપયોગ થાય છે એ પણ જોવા જેવું છે. જે હાથથી ગુલાબનું ફુલ તોડાય છે તેજ હાથથી બાળકનાં મળમૂત્ર લાળ આદિ લુછવાં પડે છે ! આમાં કોણે કોની અવગણના કરી ? સ્ત્રીનું શરીર, પતિ તથા પુત્ર પુત્રીને, વળી સાથે વય પરત્વે ભાવનાના ભેદથી પ્રકારાંતરે સ્પર્શ્ય છે, અને બાકીનાં બધાંને અસ્પર્શ્ય છે તેમાં કોનો કોના તરફ દ્વેશ કહેવાશે ? કેટલાં અસ્પર્શ્યને સ્પર્શ્ય કરી શકશો ? વિરાટ્સ્વરૂપની કલ્પનામાંજ અવયવોને વર્ણનાં સ્થાન આપ્યાં છે; તે યોજનાનું રહસ્ય જોઇએ. અસ્પર્શ્ય ગુહ્ય ઇંદ્રિયોના વળી અધિષ્ઠાતા દેવો ! ઇંદ્રિયોની વહેંચણી ભેગી દેવોની પણ વેહેંચણી ! કામગીરીની વહેંચણીમાંજ વર્ણ પડેલા છે. વળી જુઓ કે એકજ ઘરમાં એક બીજાને સ્નાન સંધ્યા વખતે

અસ્પર્શ્ય છે, સંન્યાસીને બધાંજ અસ્પર્શ્ય છે, દેવ પણ સ્નાનાદિક વિધિથી સ્પર્શ્ય થાય છે. મતલબ કે ન્યાત જાત તથા સ્પર્શાસ્પર્શ એ બધું જન્મથીજ ઇશ્વરપ્રેરિત છે, માણસનું કાર્ય નથી. વિરાટ્સ્વરૂપ-માંજ તેની કલ્પના છે. બ્રહ્મદેવને બિચારાને અસ્પર્શ્ય ગર્દભનું પાંચમું મુખ હતુ. શું રૂપક? શરીરથા કુદરતી રીતે 'ઉત્તમ' એટલે કે 'ઉચ્ચાં' અંગો છે, તે નીચેનાં અગોનુ કામ કેવી રીતે કરી શકશે? મજા જુઓ કે જે પગને ચાલવાનું તથા સેવાનું કામ છે, તેના અધિષ્ઠાતા દેવ વિષ્ણુ! હવે કઈ બાકી છે? શૂદ્ર માટે ચરણનું રૂપક પણ તેવીજ રીતનુ છે, અને ચરણસ્પર્શનું માન પણ તેજ પગને મળે છે, બાકી અસ્પર્શ્ય વસ્તુ કદી સ્પર્શ્ય થઇ શકે? જનનેંદ્રિય, મૂત્રોત્સર્ગનું સ્થાન છતાં, તેનો અધિષ્ઠાતા દેવ બ્રહ્મા છે, એટલુંજ નહિ પણ પ્રાણી માત્ર તથા મહાત્માઓની ઉત્પત્તિ તેજ ઇંદ્રિયમાં છે, છતાં બીજાઓને અસ્પર્શ્ય તો શું પણ અદૃશ્ય છે. વળી જુઓ કે દરેક ઇંદ્રિય પોતાનું કામ કરે છે. આંખ, કાન, નાક બધાં થડ પાડોશી છે, છતાં કાર્યમાં એક બીજાને કામ આવે છે? પણ તેથી સાટે કંઇ અરસ પરસ દ્વેશ છે? આ ધોરણે અંત્યજોને પણ કામ-ગીરી મળી છે તે તેમના જાતિસ્વભાવથી લાંબા કાળથી મળી છે, તે પ્રમાણે તેમાં તેઓ આનંદ માનતા, અને મોટા ભક્તોની પદવી પણ તેમાંથીજ મેળવીને તમામ વર્ણોના મનુષ્યોના પૂજ્ય થયા છે. દુઃખી છીએ એ ભાવના તો હમણા હમણાજ શિખવાડવામાં આવી છે. આટલી ચળવળ છતાં પણ નડિયાદના એક ભંગી ગૃહસ્થનો દાખલો ઉત્તમ છે. આ ગૃહસ્થ લશ્કરી ખાતામાં હોવાથી મેજર સુબેદારના હોદ્દા સુધી પહોંચ્યો અને પોતાને ગામ આવીને સારી પેઠે ભપકો માર્યો, પરંતુ આર્યરક્ત એકદમ ઉછળ્યું, વર્ણાશ્રમનું સાચુ જ્ઞાન એકદમ થયું, અનેક જન્મનાં પ્રારબ્ધ આ જન્મમાંજ ભોગવી છુટવા નિશ્ચય કરી, લશ્કરી હોદ્દો છોડી દઇને પોતાનો ધંધો પાછો

લીધો. પોતે જાતેજ કોઇને પણ સ્પર્શ કરતાં અચકાય. આ પ્રમાણે કોલસીનો વેપાર કરનાર એક લખેશ્રી ભંગી છે, જેને ત્યાં મોટા મોટા પગારદાર માણસો છે, છતાં પણ પોતે બીજાને સ્પર્શ કરતાં અભડાય છે. અમરેલી તાલુકામાં ધારી ગામમાં પાલો મેહેતર હતો,–હજી પણ કદાચ હયાત હશે–તે આખા ગામને નાણાં ધીરે છે, તો પણ પોતાનો વર્ણાશ્રમ પાળે છે, અને પોતેજ કોઇને સ્પર્શ કરતો નથી.

કાલ ઉઠીને કોઇ કહેશે કે યુરોપિયન સ્ત્રી ગમે તેને સ્પર્શ્યે છે તથા લાજ પડદો કાંઇ નથી તો તે રસ્તેજ માત્ર સ્વરાજ્ય મળી શકશે, માટે સ્ત્રીઓ પણ લાજ પડદા છોડી દઇને ગમે તેને સ્પર્શ્ય થવી જોઇએ, અથવા બોલશેવિક માટે કહેવાય છે તેમ સ્ત્રી જાત સાર્વજનિક મિલકત ગણાવવી જોઇએ, કે જેથી સ્વરાજ્ય એકદમ મળશે, પછી સ્ત્રીઓની મરજી હોય કે ન હોય; ધર્મની ઢાલ કરવામાં આવે પણ તે બીલકુલ નકામી છે, માટે ધર્મને ગમે તેમ કરીને કાઢવો જોઇએ વગેરે. આ પ્રમાણે ક્યાં સુધી જઈ શકાશે? અંત્યજના ઉદ્ધાર માટે કોઇ પણ આર્ય બાળકને વિરોધ હોઇ શકે ખરો? અંત્યજનો તિરસ્કાર કરનાર અસંસ્કારી મનુષ્યો નથી એમ નથી પણ તે અંત્યજ જેટલાજ બલ્કે તેથી પણ વધારે દયાને પાત્ર છે. ધંધાને અંગેજ સ્પર્શાસ્પર્શ છે, માટે આચાર વિચારની શુદ્ધિથી શરૂઆત થાય તો ઠીક. ધંધાનાં અંગની ઉપાધિયો કેવી રીતે છુટી શકશે એ વિશે પ્રથમજ વિચાર કરવો જોઇએ.

વળી જુઓ કે ઘરમાં કંઇ મુએલું બીલાડું, ઉંદર તેમાં વળી ખાસ પ્લેગનો ઉંદર કે કંઇ તેવું પ્રાણી, અડકીને કાઢી નાખવામાં આવે એ વખતે સનાતનીના ઘરમાં તે માણસ બધાને અસ્પર્શ્ય છે, પણ તે વખત ઘરનાં બીજાં શું તેનો "તિરસ્કાર" કરે છે? પાઘડી ઘરની અંદર મુકાય અને જોડા બારણા બહાર મુકાય એમાં તિરસ્કાર કોનો થયો? બંનેની સરખી ગરજ શું નથી? કદાચ જોડાની વધારે હશે.

તિરસ્કાર તેમાં છે ? હિંદુ ધર્મ તથા હિંદુ રકતમાં તિરસ્કારને સ્થાનજ નથી. બધુંજ બ્રહ્મમય ત્યાં તિરસ્કાર કયાંથી રહે ? વાલ્મીક ઉત્તમ છતાં ધંધાથી કનિષ્ઠ થઇ ગયા હતા, તે પાછા કર્મ કરીને ઉંચા થયા. તમામ વર્ણોને મોક્ષનો હક છે, માત્ર જેણે તેણે પોતાનું કર્મ કરવું જોઇએ. મુખ, મળોત્સર્ગનું કામ નહી કરે, અને મળોત્સર્ગનું સ્થાન, તે મુખનું કામ નહિ કરી શકે ! બન્નેની જરૂર અનિવાર્ય છે. રસોઇના ચુલાની, તેમજ શૌચકૂપના ચુલાની સરખી જરૂર છે; પરંતુ એકમેકને કેવાં અસ્પર્શ્ય છે ? પકવાન્ન અને મેલાની ટોપલીઓ સાથે રાખી શકાશે ? બીચારા ભોળા અંત્યજોને અવળે માર્ગે દોર્યાથી હિંદુસ્થાનને માથે મોટી આફત આવી પડી છે, આજે સ્પર્શનો ઉપાય સુઝયો તો કાલે રોટી બેટીનો ઉપાય અને પછી આગળ બોલ્શેવિઝમના બધા ઉપાય અગર તેથી પણ આગળ સૂચવવામાં નહિ આવે ? પછી કઈ પણ અટકવું કે ચાલ્યાજ જવું ? આભ ફાટે તેને થીગડું કેમ દેવાય ? ઘેર ઘેર ચોર પાકે ત્યાં પોલીસ પણ શુ કરે ? ગોળીને ગરણું બધાશે, કઇ નદીને કે તળાવને બંધાશે ? હિંદુસ્તાનના નસીબે સ્વદેશના ઉદ્ધાર માટે હમણાં હમણાં સુધારાનો આડંબર બતાવનાર રાજાઓ, તેમના નજીકના માનકરીયો પાર્શ્વવાન વગેરે ( Satelites ), પ્રજાના કહેવાતા આગેવાનો, હિતેચ્છુપણાનો દાવો કરનાર વિદેશી તટસ્થો, અને સ્વરાજ્ય માટે ઉશ્કેરાયલા યુવકો, સ્વરાજ્યની ચળવળવાળાઓ એમ ચોતરફથી આર્યાવર્તના શુભચિંતકનો રાફડો ફાટયો છે. માત્ર વિચાર કરતા નથી કે બીડી નહિ પીનારને, પીનારનો સ્પર્શ નહિ ગમે; તેવીજ રીતે ડુંગળી, લસણ, હિંગ માટે પણ સમજવાનું. આમાંથી ઘણાના હેતુ ઉમદા હશે પરંતુ પરિણામની પ્રભુને ખબર ! બળાત્કાર કરવાનો શો અર્થ ? પાશ્ચાત્ય-રમણીયોમાં, હમણાં હમણાં ચુંબન અને હસ્તમિલાપ ( શેકહેંડ ) સામે પણ સ્પર્શનો વાંધો લેવાનો સવાલ ઉઠયો છે, તો પછી સ્પર્શાસ્પર્શનું

ભૂત ઘાલનાર પાશ્ચાત્યોજ તેનું રહસ્ય પણ સારૂં સમજાવી શકશે!

બ્રાહ્મણ પ્રત્યે આટલો દ્વેશ તથા તિરસ્કાર છતાં પણ અંત્યજને બ્રાહ્મણ કરવા હોય તો પછી તેમના કામની વ્યવસ્થા શી ધારી? જે માણુસ તે કામ કરશે તે અંત્યજ ગણાશે. રેલ્વેમાં અંત્યજથી આભડનાર દેખાય છે, તેમાં કેટલીક વખત અજ્ઞાન લોકો અતિશય મૂર્ખાઈ બતાવે છે એ બધું ખરૂં, પરંતુ સાથે જુઓ કે કાળી ચામડીને કોઈ ઉદ્ધત ગોરી ચામડીથી કેટલો સત્કાર મળે છે એ મશહુર છે. ખરો અસ્પર્શ તો ત્યાંજ છે. જેમ અંત્યજોથી આભડનારો કેટલોક નકામો ઢોંગ ને દ્વેશ કરે છે, તેના મુકાબલામાં કોઇ ઉદ્ધત ગોરી ચામડીના હાથે કાળી ચામડીવાળાનો સ્પર્શ માટેનો તિરસ્કાર તથા દ્વેશ જોવામાં આવે ત્યારેજ આંખ ઉઘડે. સ્વતંત્ર અમેરિકામાંનો આ દ્વેશ આપણા સુધારકોને પણ અસહ્ય લાગશે. આવે પ્રસંગે તિરસ્કાર કરનારજ દોષને પાત્ર ઘણે ભાગે હોય છે. સવાલ એ છે કે કાળી ચામડીવાળાઓ હાલ પોકાર કરે છે એવો પોકાર, અંત્યજોએ કદી કર્યો હતો? પોકાર શા માટે કરે? ધાર્મિક સંસ્કાર હતા ત્યાં સુધી રહસ્ય સમજતા હતા. હવે સંસ્કાર શિથિલ થયા તેથીજ પોકાર! મૂળમાં જોતાં પ્રથમ તો લોકો જંગલમાંજ જતાં હતાં. ગામડામાં હજી પણ તેજ રીવાજ છે. ઉઠાઉ જાજરૂ તો આ નવા સુધારાના જમાનાનાં છે, અને તેનો ઉપાય પણ સુધારાવાળાજ ખોળી કાઢશે.

અંત્યજો શુદ્ધ હિંદુ છે, અને બાકીની ત્રણે વર્ણમાંથી પોતાના વંશ બતાવે છે. એક અંત્યજ કહે કે સાચાં ઢેડ માબાપ મુકીને, ભલે ઉંચી જાતો હોય પણ માવતર કોણ બદલે? છીયે તે શું ખોટા છીએ? આપણે હિંદુને તો ચોરી છીનાળીની ગાળ છે, મા બાપની કંઈ હોય? આ અંત્યજોમાંથી ઢેડ વગેરેમાં ધર્મ, નીતિ, શૌચ, આચાર, વિચાર, બધું જોવામાં આવે છે. બીજી વર્ણ કરતાં પણ કેટલાક આચાર વિશેષ પાળે છે, તુળસીકયારો તો ઘણે ઘેર

ખરોજ. આ અંત્યજોને કદિ હિંદુપણાનો કંટાળો આવ્યો હતો? ઉલટ અકબર બીરબલનો કિસ્સો પ્રસિદ્ધ છે. વટલાવીને મુસલમાન કરવાનો હુકમ થયો છે એવું સાંભળતા સાથેજ એ લોકોએ સખત પોકાર કર્યો હતો. એક પોલીસ અમલદાર વાત કરતો હતો કે ધંધુકા તાલુકામાં સાત આઠ વર્ષ ઉપર એક એવો બનાવ બન્યો હતો કે એક વૈશ્ય વર્ગના માણસને એક અંત્યજની કન્યા સાથે સંબંધ થવાથી તે વૈશ્ય વટલ્યો: પછી બધા અંત્યજો ભેગા થઇને એ કન્યાના બાપને ન્યાત બહાર મુકયો. પેલાએ પોલીસના ફોજદારને ફરિયાદ કરી, ત્યારે તેણે લોકોને પુછ્યું; એટલે કહે કે "સાહેબ અમને અભડાવી માર્યા." છેવટ રસ્તો એવો નિકળ્યો કે ખાટલા ઉપર બેસીને બધા અંત્યજો ન્હાય, તે પાણીથી પેલો માણસ ખાટલાની નીચે પડી રહીને પાવન થાય. આ પ્રમાણે પાવન થઇને પછી તે અંત્યજની ન્યાતમાં લેવામાં આવ્યો.

ચુસ્ત મુસલમાન કાફરનું મ્હોં પણ જોવા ન માગે, ચુસ્ત પારસી બ્રાહ્મણનુ પણ પાણી ન પીએ. શીયાના હાથનું પાણી કોઇક ચુસ્ત સુન્ની પીતાં અચકાય! કેટલાક વૈષ્ણવો, પોતાથી બીજા, શુદ્ધી પાળનાર છતાં કોઇને પણ સ્પર્શ ન કરે! જાણે કે બધાજ અંત્યજો! સ્વામીનારાયણના સાધુ બ્રહ્મચારીને એ વર્ષની બાળકીનો સ્પર્શ થઇ જાય તો અપવાસ કરવો પડે! આનું કેમ? આ બધાને શું કહેવું? બધાનેજ ફરજ પાડી શકાશે? હિંદુસ્થાનમાં અંત્યજ કેટલો પ્રાચીન છે તે જરા જોઇએ. હરિશ્ચંદ્રના વખતમાં કાશીમાં સ્મશાનનો માલીક અંત્યજ હતો. હાલ પણ તેજ વંશ હોવો જોઇએ, બીજો કયાંથી આવે? આટલો પ્રાચીન વંશ દુનિયામાં કોઇનો છે? હાલ ત્યાંનો સ્મશાનરક્ષક અંત્યજ "ડોમ" કહેવાય છે. યુધિષ્ઠિરના રાજ્યમાં તો ઠીક પરંતુ ઠેઠ મયૂરધ્વજના વખતમાં પણ અંત્યજ હતા; શાસ્ત્રમાં 'ચાંડાલ' નામ ધંધાને અંગેજ દેખાય છે.

હવે શારીરિક તથા માનસિક સ્થિતિની દષ્ટિબિંદુથી જોઇએ. આ બાબતોમાં બીજી વર્ણો કરતાં અંત્યજોને ઉતરતા તો જોવામાં નહિજ આવે. તેમની વસ્તી ઘટે છે કે વધે છે? આ વર્ગને જો સતત્ દુઃખજ ચાલ્યું આવતું હોય તો આ પ્રમાણે બને ખરૂં? ગામડામાં વણકરનો ધંધો કરનારા અંત્યજના સ્પર્શનો છોછ લગભગ નહિ જેવો છે. સામસામા ગાંઠડી બાંધવાને બાધ નથી. છાંટ નાંખી કે બધું શુદ્ધ થઇ જાય છે. સુરત જીલ્લા વગેરે મુલકોમાં તો દફતર વગેરે સરકારી સામાન અંત્યજોના હાથથીજ લઇ જવામાં આવે છે; પરંતુ કદી બાધ આવ્યો નથી. શહેરોમાં મીલો વગેરેમાં અંત્યજનો બાધ લગભગ ઉડી ગયો છે, મેળામાં તો પૂછેજ કોણ? કુદરત કુદરતનું કામ કર્યાજ કરે છે ને કરશે. બીચારા નેતાઓ શું કરી શકવાના છે? કુદરતની ગોઠવણ થએલીજ પડી છે.

કેટલાક આકળા સુધારકો અંત્યજના ઉદ્ધાર માટે આટલી બધી બૂમો મારે છે; પરંતુ મુસ્તકીમ મદદ કેટલાએ કરી છે? સનાતનીઓ બીચારા અજ્ઞાન હશે, તો પણ સારે નરસે પ્રસંગે આ લોકને ખાવાનું આપે છે. સુધારકો તેવું પણ આપી શકે છે? એવું જુઠું આપવા બદલ નિંદા કરવામાં આવે છે, પણ તેટલું પણ એમનાથી થઇ શકે છે? સનાતનીઓ ગ્રહણ વખતે અંત્યજોને સારી પેઠે દાન કરે છે. આ પ્રસંગે ધર્મના નિમિત્તથી અંત્યજોને માનપૂર્વક અન્ન વસ્ત્ર, સોનું, રૂપું એમ અનેક પ્રકારનું દાન આપે છે. સુધારકોને તો, આપવું પડે તે ખાતરજ જાણે બીચારા ગ્રહણની પણ અવગણના કરતા હોય નહિ? સનાતનીઓ શું નથી સમજતા કે ખગોળ શાસ્ત્રનું ગ્રહણ એક ધાર્મિક પ્રસંગ શાસ્ત્રોએ કર્યો છે તેમાં ઘણું રહસ્ય છે? હિંદુના ધાર્મિક જીવનની ભાવનાઓ, ખ્યાલ કરવા સમજવા પ્રયત્ન કરવામાં આવશે તો સમજાશે, પણ આતો "ઉંઘતો બોલે, કંઇ જાગતો બોલે?" શાસ્ત્રની રચના જુઓ કે દરરોજના વૈશ્વ-

દેવની વિધિમાં અંત્યજનો ભાગ પોતાના અન્નમાંથી શરૂઆતમાંજ કાઢી આપવાનો છે. કાગડા, કુતરાં, કીડી, મંકોડી આદિને પણ આર્યો ભૂલ્યા નથી, તો પછી અંત્યજને કેમ ભૂલે ? આવી "સહકારી મંડળીયો" કોઇ ઠેકાણે હોય તો જોઇ વળો સુધારકો શુદ્ધ બુદ્ધિથી એટલું તો કબુલ કરશે ખરા કે નહિ કે અંત્યજો માટે પોતે કેટલું બળિદાન આપ્યુ ? પગ ઉપર કોવાડો કેટલાએ માર્યો ? ફક્ત બોલવુંજ છે ? वचनेकिं दरिद्रता ? એ લોકનો મોક્ષ તથા બહેતરનું કામ પાદરીઓને સોંપી દઈ પોતાને ફક્ત બોલવાનુંજ કામ રાખ્યું છે કે કેમ ? શુદ્ધ હૃદયથી પ્રવૃત્તિ કેમ દેખાતી નથી ? આનું કારણ સ્પષ્ટ છે. હૃદયશુદ્ધિ વિના આશાજ શી રીતે રાખી શકાય ? જ્યાં ચારે વર્ણને અત્યજના જેવા સંસ્કાર લાગ્યા છે ત્યાં પછી શું બાકી રહે ? વારવાર આગળ કહ્યું છે તેમ, દવામાં દારૂ (spirit), પૌષ્ટિકમાં કોડલીવર ઓઇલ (codliveroil), બીફ્ટી (beef tea), પેપસીન (pepsin), ઘીને સાટે ગાય, ભેંસ, ડુક્કર વગેરેની ચરબી, ખાંડ તે હાડકાના કોલસા- માંથી ગાળેલી, વાપરવાનો સાબુ તેમાં ચરબી, કસાઈ ખાનાના ગાય, ભેંસ ડુક્કર વગેરેના કચરામાંથી બનેલી, તેમાં પણ યુરપ, અમેરીકાના કારખાના હિંદુસ્તાનના ઉપયોગ સારૂજ આ ચીજો બનાવે ! આવું કેટલું ગણાવી શકાય ?

ખ્રિસ્તી તથા ઇસ્લામી ધર્મો ઇશ્વરને બધાનો પિતા અને માણુસ માત્ર તેના દિકરા, તેથી માણસ માત્ર બધા ભાઇઓ 'માને છે' અને બીજાઓને પોતાની માફક ગણવાનું કહે છે, પણ હિંદુ ધર્મમાં તો એકજ વિરાટ્ સ્વરૂપમાંથી પ્રાણી માત્રની ઉત્પત્તિ હોવાથી તથા બધાજ બ્રહ્મમય હોવાથી ભાઇઓ તો શું પણ બ્રહ્મરૂપે એકજ છે. જ્યાં શરીરના બધા અવયવોના દેવતા મુકરર છે પછી કયું અવયવ ને નિંદા કરશે ? જેમ બધા દેવતાઓના દેવતા પરમાત્મા છે તેમ પ્રાણી

માત્રના આત્માનો દેવ આત્મા–પરમાત્મા છે. આવી કલ્પના કોઇ ધર્મમાં હોય તો જોઇવિળો. જેવી રીતે અવયવોમાં, પોતાનું કાર્ય બરાબર કરે તે ઉત્તમ અને ન કરે તે અધમ, તેવુંજ વર્ણાશ્રમમાં છે. વેદમાં અથવા પુરાણમાં દેવતાઓમાંથી જે વખત જે દેવની જરૂર પડે તે વખત તેની સ્તુતિ થાય તેમાં બીજાનો દ્વેશ કે તિરસ્કાર ક્યાં થયો? ન્યાતજાતવાળા પણ પોતપોતાનું કામ કરે તેમાં બીજાનો દ્વેશ શા માટે માનવો? ભાષામાં ઉંચું અંગ પણ કહેવાય અને નીચું અંગ પણ કહેવાય. હલકાં કહેવાતાં પ્રાણી પણ દેવ તરિકે પૂજાય છે. વૃક્ષાદિ પણ દેવ તરિકે પૂજાય છે. જે તે વસ્તુની જરૂરિયાત પર આધાર છે. "ખપ તેનો છોછ નહિ". ખજુર, હિંગ તથા એવી બીજી કેટલીક ચીજોની હકિકત કોનાથી અજાણી છે? અરે અનાજ, શાક–ભાજી વગેરેની ઉત્પત્તિમાં ખાતર શાનું આવે છે? આ ખાતરનો રસ તે અન્ન અને તે આપણે ખાઇએ છીએ. રેશમની ઉત્પત્તિ જુઓ અને તેની પવિત્રતા જુઓ. હાથીદાંતના ચૂડા નરહેણમાં પણ પવિત્ર! મતલબ કે ખપ ઉપરજ બધો આધાર છે; જરૂરિયાતને માન આપવાનું છે; વસ્તુ અગર માણસનું માહાત્મ્ય નથી; જાજરૂ કોઇને પસંદ હોય નહિ પણ સવારમાં ઉઠીને પ્રથમ દર્શન તેનું કરવું પડે છે, અને સ્વચ્છ ન હોય તો અંસજનું ભજન તથા સ્તવન કરવું પડે છે. પેટ સાફ ન આવ્યું તો આખો દિવસ બગડયો અને વધારે દિવસ તે સ્થિતિ રહી તો આખો જન્મ બગડયો. "આકરા દેવની ઉતાવળી પૂજા અને ચામડાના દેવને ખાસડાની પૂજા." ભેદ માત્ર અજ્ઞાનીને છે: જ્ઞાનીને હોય નહિ. સોની પાસે સોના-રૂપાનાં દાગીના વેચાવા અથવા કિંમત કરાવા આવે ત્યારે તે પગે પહેરવાના છે કે કાને? અંત્યજનો પહેરેલો છે કે બ્રાહ્મણનો? ઘાટ સારો છે કે નઠારો? વગેરે કંઇ પણ ભેદ જુએ છે? માત્ર સોનું કેટલું અને કેવું છે, તેટલુંજ જુએ છે. મતલબ કે જરૂરિયાતજ

મુખ્ય મુદ્દો છે. નાટકના પડદા ઉપર બાગ બગિચા, તળાવ, દરિયો, આગબોટ બધુ દેખાય છે; પરંતુ વસ્તુતઃ જોનારને કાપડના તાંતણા શિવાય બીજું કંઇ છે?

જરા વિચાર કરવાથી સમજાશે કે આ 'પડોશી ફીટીને ઘરધણી થએલા.' હિંદુઓના હિતેચ્છુઓના પ્રયત્નો કેવા સતતના અને ખંતવાળા છે? મુસલમાન–હિંદુ વચ્ચેનો કુસંપ કરાવવાનું સૂત્ર તો ઘણા દિવસનું છે. ઇશ્વરકૃપાથી સંયોગો એવા ઉભા થયા કે દેશ તો ગયો પણ કેટલેક ઠેકાણે તો ભાઇઓ કરતાં પણ સ્નેહ વધ્યો. જો કે હમણાં તાત્કાળ પાછા ફાવ્યા છે પણ વળી પાછા નિષ્ફળ થશે એમ પ્રભુનું નિર્માણ છે. એમાં ન ફાવ્યા તો હવે પાછા બ્રાહ્મણ અને ઈતરવર્ણ વચ્ચે તડ પડાવવાનો શ્રમ ચાલ્યો છે. તેમાં પણ ઇશ્વરકૃપાથી આખર બન્ને પક્ષ સમજશે. ગરમ પાણીથી કંઇ ઘર બળે નહિ. અંત્યજોના સ્પર્શનું શસ્ત્ર તો ખરેખર મહા ભયંકર ઉપાડ્યું છે, પણ જે શ્રીકૃષ્ણના આત્માને હણવા કંસે પ્રયત્નો કર્યા અને જે ઇશ્વરની ઇચ્છાથી મિથ્યા ગયા તેજ ઇશ્વરની કૃપાથી તે શ્રીકૃષ્ણ હિંદુસ્થાનના આત્માને હણવા તૈયાર થયેલા કંસમામા રૂપી હિતેચ્છુઓની શુદ્ધિ ઠેકાણે લાવશે. ગરીબ બિચારૂં હિંદુસ્થાન જેને ગોળીબહાર કરવો હોય તેને માટે ચાંદ (Target) રૂપે તૈયાર છે. પ્રભુ તેનું રક્ષણ કરતો આવ્યો છે અને કરશે.

આગળ કહ્યું તેમ એક દલીલ ઘણી મહત્વની ચિંતાજનક અને ગંભીર છે તે એ કે હિંદુમાં બીજા ન આવી શકે અને હિંદુમાંથી વટલાવવામાં આવે તો હિંદુની સંખ્યા કમી થતી જવાની; પરંતુ આ ફીકર પણ નિરર્થક છે. અધૂરા અગર સંસ્કાર વગરના સડેલા નકામાં અંગની માફક કમી થાય તો તેથી શો બાધ છે? જ્યારે બળાત્કારના પ્રસંગોમાં પણ હિંદુત્વ બચ્યું છે તો પછી આ તો સ્વતંત્રતાનો સમય છે. નુકશાનની 'ભાવના' પણ શા માટે જોઇએ? દુઃખને

અંતે તો ઠીક પણ તેના ગર્ભમાંજ સુખ છે. હવેજ કહેવાતા સનાતનીઓની કસોટી છે. આવાં ધર્મસંકટોમાંથી ધર્મની ઉહાપોહ થવા માંડી છે, અને ધર્મ તથા કર્મ શુદ્ધ થવાનો સંભવ દેખાય છે. 'એકસ્ટ્રીમીસ્ટ' તથા 'મોડેરેટ' નો અંતિમ હેતુ એકજ છતાં માર્ગ જેમ જરા ભિન્ન છે, તેમ વર્ણાશ્રમોનું છે. અંતે બધા એકજ છે. થોડો વખત ભલે ભેદ પડે, પણ પાછા એક થશે. આશ્ચર્ય એ છે કે, સારા સમજુ લોકો પણ દોરવાઇ જાય છે કે બસ અંત્યજનો સ્પર્શ પારસમણિ જેવું કામ કરશે, એ સ્પર્શ સાથેજ 'ધા ભેગા જીવડા' માફક એકદમ સ્વરાજ મળશે અને કૃતયુગ થઈ જશે. જાદુઇ ખેલ જેવું માને છે. સાધારણ બુદ્ધિવાળાનું ગજું આ જાદુ સમજવા બસ નથી. ઇજીપ્ત, કોરીયા, ફીલીપાઈન વગેરે પ્રત્યક્ષ પ્રમાણો છતાં કહેવું કે, અંત્યજના સ્પર્શ સાથે બસ એકદમ ભરતખંડનું સર્વ કલ્યાણ! આ સ્પર્શ તે પણ પાછો સમજાવટથી નહિ પણ ફરજ પાડીને સોગંદ લેવડાવીને! આવું શાસ્ત્ર કોઇ ઠેકાણે જોવામાં આવ્યું છે? ભોળપણની કંઇ સીમા છે? એક ભોળા માણસને તેનો ટીખળી દોસ્ત કહે કે "આજ તો હું તમારે ઘેર ગયો હતો ત્યાં જોયું તો તમારી સ્ત્રી વિધવા થઈ." આટલું સાંભળવાની સાથેજ બિચારો પેલો ભોળો માણસ પોકેપોક મુકી રડવા લાગ્યો, અને ઉઠીને ચાલવા માંડયો. કોઇએ પૂછ્યું કે–'શું થયું?' ત્યારે તેણે કહ્યું કે–"મારી સ્ત્રી વિધવા થઈ"; તેમણે કહ્યું કે "તું જીવતો છે અને તારી સ્ત્રી વિધવા કેવી રીતે થઇ?" ત્યારે કહે કે, "ત્યારે શું મારો દોસ્ત કોઈ દહાડો ખોટું બોલે? તેણે નજરે જોયાનું કહે છે તે શું ખોટું કહે?"

ઘડીભર માનીએ કે જમાનાને માન આપીને અંત્યજનો સ્પર્શ કરવા જેમને હોંશ હોય તે ભલે કરે, પણ તે માટે ઢોલ પીટવાની શી જરૂર છે? ભક્ષ્યાભક્ષ્ય અને અપેયાપેય કરનારા કંઇ ઢોલ પીટે

છે ! રાજ દાતણ કરવામાં આવે છે, ખાવાનું, પીવાનું અને સુવાનું એમ અનેક કાર્ય થાય છે, પણ તે માટે કંઇ કોંગ્રેસો કે કોન્ફરન્સો ભરીને ઠરાવ કરવામાં આવે છે, અગર ઢોલ પીટાય છે ! તો પછી આ સ્પર્શનું શું પરાક્રમ છે કે તેને માટે ઢોલ પીટીને શંખ ફુંકીને ઠરાવ કરવામાં આવે છે? ગાંધી મહાત્માને તો બધી રીતે અભેદ છે, એ તો પરમહંસ છે પણ બધાથી એ પ્રમાણે બની શકશે ?

મનશુદ્ધિ તથા કર્મશુદ્ધિ વિના ફક્ત બાહ્યાચારનો શો અર્થ ? પરમહંસ શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યોને કહેતા હતા કે–" ગંગામાં સ્નાન કરતી વખત બધાં પાપ ખસીને દૂર ઝાડ ઉપર બેસે છે તે નાહીને પાછો નિકળે કે તરત લાગુ પડે છે. " અંતરશુદ્ધિનો આક્ષેપ, કહેવાતા સુધારક તથા સનાતની બન્નેને લાગુ પડે છે. ' ચારણી કરબડાને શું નિંદશે ? ' માટે બન્નેનો પ્રયાસ શુદ્ધ અંતઃકરણનો હોય તોજ ફળદાયક થશે. આગળ કહ્યું છે તેમ, સનાતનીઓની અંત્યજ પ્રત્યે દ્વેશની લાગણી હતી તો તેમની વસ્તી કેમ વધતી ગઇ ? વળી ઉંચામાં ઉચા બ્રાહ્મણ વટલીને ગરોડા કેમ થયા ? પોતે ગરોડા થઇને પણ બ્રાહ્મણોએ અંત્યજોને હિંદુમાં રાખ્યા છે. કોઇ પાદરી અગર આધુનિક થઈ પડેલા સુધારક ધર્મગુરૂએ આટલો આત્મભોગ આપેલો સાંભળ્યો છે ? આ તો પારકાને જતિ કરવા જેવું છે. હાથીના દાંત જેવો ખેલ છે. કાંઇક ઉત્સાહ, કાંઇક અજ્ઞાન, કાંઇક દંભ, કાંઇક નવુ કરવાની હોંશ, કાંઇક આગેવાનીનો લોભ, અને છેવટ હિંદના કમભાગ્યે કઈક મૂર્ખાઇની સ્પર્ધા એમ અનેક બાબતો ભેગી થઇને ઘોટાળો થયેલો છે. ચારે વર્ણ પોતપોતાના આનંદમાં હતી, તેમાં આ બોમ્બ ફેંકાયો છે, અને તેથી ચોતરફ કલેશ ઉભો થયો છે. અરસ પરસ દ્વેશ, ઇર્ષ્યા, અવિશ્વાસ અને તિરસ્કાર ઉભાં કર્યા છે. " માગ્યું હતું બેસવા અને પડયું ઉપાડવા " જેવો તમાસો થયો છે. " મન કહે માળવે જાઉં ને કર્મ કહે કે

કોઠીમાં પેસું ", એવો ખેલ છે. 'વંદરાનો ધા.' થઇ પડયો છે. "બકરૂં કાઢતાં ઊંટ પેસવા ", ની ધાસ્તી દેખાય છે. " હવેલી લેતાં ગુજરાત ખોવા જેવો ઘાટ દેખાય છે."

સ્પર્શાસ્પર્શ કાઢવામાં તો બધું હિંદુત્વ નિકળી જશે કે શું? પાશ્ચાત્ય મહાન વિદ્વાનો પણ હિંદુત્વ માટે ધાસ્તી બતાવે છે. જરા જમાનો પણ જોવો જોઇએ. હવે તો ભૌતિક શાસ્ત્ર પણ સ્પર્શાસ્પર્શનો મર્મ સમજાવે છે. ચુંબન તથા હસ્ત મિલાપ ( Shake hand ) માટે પણ વાંધા લેવાતાં દેખવામાં આવે છે. પરદેશીએ બાંધેલા પાટા છોડી નાખવામાં આવે તો કંઇક સાચું જોવામાં આવે. ધોબીના કૂતરા જેવું અગર બે ગોળીના ચયડવા જેવું અગર 'કાશી ગયે કાશીદાસ અને મથુરા ગયે મથુરાંદાસ' જેવું હવે નહિ ચાલે. "હિતેચ્છુઓ" નું ચાતુર્ય જુઓ કે ચોતરફ કેવી ગેરસમજ ઉભી કરી છે? તેમની નફટાઈની પણ કમાલ છે. "પીટ કહેના હોય તો કહ લે મે અબ જાતા હું" જેવું કહેવાને પણ તેમને બાધ નથી. પડયા પણ ટંગડી તો ઉચીજ. આ પ્રમાણે હરેક પ્રકારે આ બાહોશ ધંધાદારીઓ પોતાનો નિર્વાહ કરે છે. વિદેશીને પગલે ચાલનાર ભોળા સુધારકને "બા મામા બહુ સારા", તો કહે "પણ ભાઇ મારા," નું ભાન થાય તો ઠીક. આ બીચારાઓને ભાગ્યેજ ખ્યાલ હશે કે સ્થૂળ અસ્પર્શ મટવાથી માનસિક અસ્પર્શ રૂઢિ મટવાનો નથી, અને તેથી પરિણામ ઉલટું આવશે. વિષવૃક્ષનાં ફળ વિષજ પાકે. દેશનું કલ્યાણ કરવા માટેના ઉદ્યોગમાં આ વિષપ્રયોગ થાય છે એ જરા જોવાની જરૂર છે. દરદ કરતાં પણ દવા વધારે ભયંકર ન થાય એ જરા તપાસવું જોઇએ. ભેંસનું માથું માટલામાં ભરાયું તે કાઢવા માટે પ્રથમ ભેંસનું માથું કાપો અને પછી માટલું ફોડો એવો લાલબુઝક્કડે ઉપાય બતાવ્યો હતો તેનો આ પ્રસંગ છે. અસ્પર્શ કાઢવામાં હિંદુત્વ કાઢવું હોય તો પછી પંચાતજ શી રહી? પ્રત્યક્ષ અનુભવ હશે કે,

મા-બાપ, દિકરો, સગાં-સંબંધિ, મિત્ર-દુશ્મન એ બધાં પૂર્વના સંસ્કાર પ્રમાણે અવતરે છે. દેખાવમાં દિકરો અને અંદરથી કટ્ટો શત્રુ હોય છે, અને દેખાતો કટ્ટો શત્રુ ઘણોજ ઉદાર મિત્ર નિવડે છે. શત્રુ દિકરો જન્મથી સ્તનપાન કરતાંજ માતાને કરડે છે, જમતી વખતે વિષ્ટા કરે અને એ પ્રમાણે ઠેઠ સુધી સતત દુઃખ દીધા રાખે! આખર અવસ્થામાં પુત્રની ફરિયાદ કરનાર કેટલાં પામર દેખાય છે? આવું કંઈ આર્યપુત્રને હાથે અજાણમાં ન થાય એટલીજ ફીકર છે.

અંત્યજોનો ઉદ્ધાર કરવા ખરા હૃદયની ઇચ્છા હોય તો હવે 'ડોલ વરેડુ કુવામાં નાંખી', 'નવે લુગડે નવી લાજ' ના ધોરણે તેમને વિદ્યાદાન આપો, તન-મન અને ધનથી તેમને સહાય કરો, તેમનામાં કુધારા અથવા નઠારા રિવાજ હોય તેમાં સુધારા કરાવો, ધાર્મિક કેળવણી ખાસ આપો, ખાન-પાન, રીત-ભાત, આહાર-વિહાર એમ બધાની શુદ્ધિ કરાવો. આ પ્રમાણે ચારે તરફથી તેમની ઉન્નતિ કરો. આ અંત્યજના મુકાબલાનો, ખોળશો તો એક વર્ગ વિલાયતમાં મળી આવશે કે જે અંત્યજ કરતાં ઘણોજ અધમ સ્થિતિમાં દેખાશે. દુઃખ, અનીતિ, તિરસ્કાર દ્વેશ વગેરે ત્યા પ્રત્યક્ષ દેખાશે; અકસ્માત મરણો, આપઘાત, ખુનખરાબા પણ થાય છે; એકંદર આંખ અને કાન બન્ને ઉઘડી જશે. માત્ર એક સ્થૂલ સ્પર્શની બાબત બાદ કરવામાં આવે તો પછી આર્ય અત્યજ કરતાં એ વર્ગ અત્યંત દુઃખી દેખાશે. તેમના દુઃખનું વર્ણન થઇ શકે તેમ નથી. અંત્યજોને તે દુઃખનું સ્વપ્ન પણ નથી. આ સ્પર્શની ભાવના તેમનામાં કરાવ્યાથી ઉલટા હજારો અંત્યજો મુસલમાન અને ખ્રિસ્તિ થાય છે, એનો ખ્યાલ છે? બોલ્શેવિકની ઉત્પત્તિ આ પાશ્ચાત્ય અંત્યજ તરફનો તિરસ્કાર અને તેમની અધોગતિથીજ છે. ૧૯૨૪ ની The Indian Year Bookમાં લખે છે કે હિંદુસ્થાન કરતાં યુરપમાં ગાંડાની સંખ્યા ચઉદગણી છે! કારણ હિંદુ અંત્યજમાં અત્યાચાર કદિ

થયોજ નથી. શૂદ્રપણાનું અગર અંત્યજપણાના દુઃખનો ઈજારો પાશ્ચાત્યોએજ એકલાએ લઇ લીધો છે. પાશ્ચાત્યના પ્રાચીન ગ્રીસ તથા રોમના શૂદ્રોની હકિકત જાણવાથી વળી ઓર પ્રકાશ પડશે.

આ ઠેકાણે એક ખાસ ધ્યાનમાં લેવા જેવું છે કે, હિંદુસ્થાનમાં અધોગતિ દેખાય છે તે માત્ર એકલા અંત્યજની નથી; પરંતુ ચારે વર્ણો ધર્મ ચૂકયાથી ઓછા વત્તા પ્રમાણમાં અધોગતિએ ગયેલી છે, તેમાં બ્રાહ્મણ અને ખાસ ગુજરાતના બ્રાહ્મણોની અધોગતિ નિરીક્ષણ કરવા જેવી છે. આજ સુધી પ્રાણી માત્રની, રાજ્યની, દેશની એમ બધાની નિઃસ્વાર્થપણે સેવા કર્યા છતાં બ્રાહ્મણ, ઉલટ દ્વેશને પાત્ર થાય અને તેથી અધોગતિપર જાય એ કેટલું શોચનીય છે? કહેવાતી ઉચ્ચી કોમોમાં સાધારણ વર્ગ જે કષ્ટ ભોગવે છે તેનો ખ્યાલ તવંગરને આવી શકે તેમ નથી. એક સ્પર્શ બાદ કરવામાં આવે તો આ કહેવાતી ઉંચી કોમની અધોગતિ પ્રમાણમાં વધારે નિકળશે. તેમાં વળી હાલની મોંઘવારીને લઇને સાધારણ વર્ગ અગર તો જેને મધ્યમ વર્ગ કહીએ છીએ તેમાંથી લગભગ નેવું ટકા ખોરાક પોશાકની હાડમારીને લીધે કેવા પ્રકારની અધોગતિ ભોગવે છે અને તેથી નીતિને કેટલો ધક્કો પહોંચે છે તે લાગણી પૂર્વક અને બારીકીથી તપાસ થાય તોજ આંખ ઉઘડે. હાલની નવી ક્રાન્તિમાં પછાત વર્ગ ( Backward class ) નો ઉદ્ધાર કરવાનો ઝુંડો લઇને ભલે ફરવામાં આવે, પરંતુ સાથે સાથે ઉજળાં લુગડાં પહેરીને ફરનાર કે જેને ઉજળો વર્ણ કહેવામાં આવે છે અને જેને પુરૂં ખાવાનું પણ મળતું નથી તેના તરફ પણ દૃષ્ટિ થાય તો પાપ નહિ બેસે. કુદરત કુદરતનું કામ કરશેજ. એકંદર આખો હિંદુસ્તાનજ અધોગતિમાં છે; બ્રાહ્મણોની સ્થિતિ ખાસ શોચ્ય છે; બ્રાહ્મણ અને સાધુવર્ગ તરફ લાગણી પૂર્વક ઉન્નતિ કરવાનો પ્રયત્ન થાય અને ધાર્મિક તત્ત્વ પાછું સજીવન થાય તો દેશનો ઉદ્ધાર એકદમ થશે. સાધુ બ્રાહ્મણોએજ વખતોવખત

ઉદ્ધાર કર્યો છે. આ મફતના મિશનરીને બગલમાં લઇને શુદ્ધ બુદ્ધિથી પરિશ્રમ કરવામાં આવશે તો ચારે વર્ણની ઉન્નતિ થશે. માટે પક્ષ-પાત પડતો મુકી ચોતરફ સામાન્ય દૃષ્ટિથી જોવામાં આવે તો ઠીક. આ બધા પ્રયત્નોમાં ધર્મના સંસ્કાર ઉદ્દીપન કરવાનો ઉપાય રામ-બાણ છે. પોતપોતાનો ધર્મ જો દરેક માણસ સમજે તો ઉદ્ધાર આપોઆપ થશે. માટે હિંદુઓમાંથી પ્રથમ ન્યાતોવાળા ભેગા થઇને પછી અંત્યજ સુદ્ધાંત સમસ્ત ન્યાતો વાળા ભેગા થઇને ધાર્મિક વૃત્તિથી શુદ્ધબુદ્ધિથી દુરાગ્રહ છોડીને સલાહ કરી માર્ગ કાઢશે તો અસંભવિત નથી. વર્ણાશ્રમ અગર ધર્મસુધારણાની પશ્ચાત વિદેશી રાજ્યકર્તાને હોય નહિ, વીર્ય વિનાનો હિંદુ, પોતાના દેશમાં હાડમાર, પરદેશમાં જ્યાં જા. ત્યાં હાડમાર! 'જ્યાં જાય ઉકા ત્યાં સમુદ્ર સુકા'! શી સ્થિતિ આવી છે? ઇશ્વરની કૃપાથી રાજ્યકર્ત્તા હિંદુધર્મ સ્વીકારે તો એના જેવુ કઈ ઉત્તમ નથી, પરંતુ ત્યાં સુધી જાતેજ સુધરવુ પડસે. હવે એમાં વિલંબ કરવા જેવું નથી. કેમકે બીજા પ્રશ્નો કરતાં અંત્યજનો પ્રશ્ન ઘણો મહત્વનો છે. ઓઘો સળગ્યો છે તે ગમે તેમ કરીને ઓલવવો જોઇએ, માટે જાગૃત થાઓ. સુધારકો સનાતનીઓ, સ્માર્ત, વૈષ્ણવો, જડવાદીઓ, તમે બધા સાચા દિલના થાઓ અને પોતાના મતનો દુરાગ્રહ છોડી દઈ વિશાળ દૃષ્ટિથી અવલોકન કરી રસ્તો કાઢવા માટે મહેનત લેવાય તો ઉત્તમ રસ્તો નિકળશે. સંખ્યાબંધ અંત્યજો, મુસલમાન અથવા ખ્રિસ્તિ થઇ જાય છે એ સંકટ પણ જેવું તેવુ નથી. મુસલમાનના શરૂવાતના કાળમાં હિંદુસ્થાનમાં પચાસ સાઠ કરોડ હિંદુ હતા તેના આજ વીશ કરોડ બાકી રહ્યા છે, તેમાંથી પણ અર્ધદગ્ધ જેવા બાદ કરીએ તો સાચા સનાતની હિંદુ કેટલા રહેશે તેનો ખ્યાલ કરવાથીજ બસ થશે. આ-ગળ કહ્યું તેમ સનાતની હો અગર સુધારક હો પણ તે સાચા દિલનો જોઇએ નહિતો સુધારકોના શ્રમને પરિણામે સમાજો અગર

મંડળો નવાં થઈ નવી ન્યાતો ઉભી થશે અને જુની કાયમ રહેશે. સુધારક અગર સનાતની પુંછડું ન મુકે અને સંયોગોને માન આપીને છૂટછાટ ન મૂકે તો પછી પાયમાલીજ સમજવાની. માટે બન્ને પક્ષો તિરસ્કાર, દંભ અને દુરાગ્રહ છોડી પ્રેમથી ભેટે તોજ કાર્ય થાય. તિરસ્કારને તિરસ્કાર અને પ્રેમને પ્રેમ મળશે. સાથે સાથે શુદ્ધ વર્તનની પણ બહુ જરૂર છે. હજારો વાગ્બાણ કરતાં એક મૌન શુદ્ધ વર્તનની છાપ કેટલી પડે છે તે પ્રત્યક્ષ દેખાશે. માટે થોડા ઘણા પણ આદર્શ થઇને સ્વાત્મભોગ અપાશે તો પરિશ્રમ પ્રભુની સહાયથી સફળ થશે. ' સ્વધર્મ ' આચરવાથીજ સર્વસ્વ પ્રાપ્ત થશે.

સ્વરાજ્ય માટે જાણે કે સ્પર્શનું એકજ શસ્ત્ર બતાવવામાં આવે છે, પરંતુ જરા બુદ્ધિનો વિસ્તાર કરીને જોવાથી જણાશે કે સ્વરાજ્ય આ પ્રમાણે કોઇને મળ્યું છે? સ્વરાજ્ય માટે તો ધર્મપરાયણતાજ શસ્ત્ર છે. શરીર અને મન દૃઢ બનાવાય, હરેક બાબતોમાં મન ઉપર કાબુ થાય, બ્રહ્મચર્ય પળાય, અને ધર્મપરાયણ થઈ નિર્ભય નિડર સ્વતંત્ર બનાય તોજ સ્વરાજ્યની આશા રાખવી.

સ્વરાજ્ય પ્રાપ્તિ માટે પ્રથમ ખાતાં, બેસતાં, ઉઠતાં, બોલતાં, હસતાં, ચાલતાં એમ દરેક બાબતમાં ધર્મ છે એમ સમજીને પાશ્ચાત્યોથી મર્દાઇનું ચારિત્ર અનુસરીપૂર્ણ મરદ બનીને પછી અંત્યજનો ઉદ્ધાર કરવાનો શ્રમ લેવાય તો સ્વરાજ્ય हस्तामलकवत् સમજી ભાષાની શુદ્ધિ કરો. બીભત્સ વાણી ત્યાગી દુર્વ્યસ ત્યાગી જો તે તૈયાર બનીને પછી બીજાને સુધારવામાં આવે તો ઠીક. સ્વધર્મપરાયણ પહેલાં પોતે થઇને બીજાને તે પ્રમાણે બનાવવામાં આવે તોજ આશા છે. પછી જેવી મરજી ! बुद्धिःकर्मानुसारिणी ફક્ત અંત્યજને સ્પર્શ કરવાથી સ્વરાજ્ય એક પળમાં મળશે, એ સૂત્ર તો બુદ્ધિને ગમ્યા નથી. દુનિયામાં સાંભળ્યું નથી કે જોયું નથી. અનેકવાર કહેવાયું છે તેમ પ્રેમભાવથી ભેગા થઇ પ્રેમભાવથી માર્ગ કાઢવા શ્રમ લેવાશે તો

જરૂર સફળ થશે, પ્રભુ કોઇનો ગયો નથી: હજી બગડયું નથી. પ્રેમ આપીને પ્રેમ લેવાશે અને સ્વરાજ્ય પણ પ્રેમથી લેવાશે. સુધારક, સનાતની, અંત્યજ, હિંદુ, (શિખ જૈન વગેરે હિંદુજ છે) મુસલમાન ખ્રિસ્તિ બધાજ મનનો સ્પર્શ કરી, પ્રેમથી રસ્તો કાઢશે તોજ સ્વરાજ્ય મળ્યું સમજવું, અને સ્પર્શાસ્પર્શનો પણ ખુલાસો થયો સમજવો.

## પુનર્વિવાહ.

આજ સુધી આર્યધર્મ જે કાંઇ ટકી રહ્યો છે તેમાં મુખ્ય કારણ સ્ત્રી વર્ગ છે. આ વર્ગ કુદરતીજ બહુ ધર્મચુસ્ત હોય છે. પુરૂષ બહાર ગમે તેમ વર્તે, પરંતુ ઘરમાં સામ્રાજ્ય આર્યબાળાનુ હોવાથી ધર્મની પરનાળિકા અસ્ખલિત ચાલી આવી છે. કહેવત છે કે "ધર્મનું માથુ સ્ત્રીના ખોળામાં અને પગ ટેડવાડે". મતલબ કે આ બંને વર્ગ ધર્મચુસ્ત હોય છે. જે ઘરમાં સ્ત્રી જરા પણ ધર્મભ્રષ્ટ થઇ કે એ ઘરનો સત્વર પાર આવી ગયો સમજવો! આ પ્રમાણે ધર્મનું ખરૂં સ્થાન સ્ત્રી છે; ને તેમાં પુરૂષ સાથેનું લગ્ન મોક્ષાર્થે એક ધાર્મિક ગાંઠ હોવાંથી પુનર્લગ્ન માટે પણ બે બોલ કહેવાની જરૂર છે.

વાસ્તવમાં પુનર્લગ્ન શબ્દજ અસંભવિત છે. પ્રથમના લગ્નમા કન્યાનું "દાન" થાય છે. હવે દાનમાં અર્પાયેલી વસ્તુ બીજાને કોણ કેવા અધિકારથી આપી શકે? આ સંજોગોમાં 'પુનર્વિવાહ' એ શબ્દજ શી રીતે રહી શકે? સ્ત્રી એ કાંઇ પાત્ર નથી કે ઘેર ઘેર ફરી શકે કે બદલાઇ શકે! અસ્તુ.

ઉપર વર્ણાશ્રમ તથા સ્પર્શાસ્પર્શના સંબંધમાં કહેલી હકીકત પુનર્વિવાહના ઉત્સાહના સંબંધમાં પણ લાગુ પડે છે; પરતુ આ વિષય ઘણો નાજુક અને મહત્વનો હોવાથી તેને માટે ખાસ નોંધ લેવી પડે છે. વિદ્વાનો ચર્ચા કરવામાં ગમે તેવી રીતે ફાવે એ ખરૂં

છે, તો પણ કેટલાક અતિ કઠણ પ્રસંગો માટે કોઇ કોઇ સ્મૃતિમાં પુનર્વિવાહનો ઉલ્લેખ દેખાય છે, પારાશર સ્મૃતિનો પ્રસિદ્ધ * શ્લોક મોટો આધાર લેખાય છે, પરંતુ તેના આગલા ત્રણ શ્લોકો જોવાથી સમજાશે કે આ માર્ગ તો ફક્ત અભાગિની વ્યભિચારિણી માટેજ કહેલો છે. ગમે તેમ હો પણ માત્ર અમુક મત, સ્થળ સમશ સંજોગોને લઇને ઉચો મનાઈ દઢ સ્થાપિત થઇ ગયો, ને તે શાસ્ત્રના આધારે થયો, તેને એકદમ મૂળમાંથી ઉખેડી નાંખવાનું સાહસ સંભવિત અને ડહાપણ ભરેલું છે? 'વૈધવ્ય' એ આર્યબાળાનો 'સંન્યસ્ત' આશ્રમ છે. પશુવૃત્તિથી નહિ પણ આત્માની ઉન્નતિ માટે. મોક્ષ માર્ગ ગણેલો છે. પાતિવ્રત્ય શું છે તેનું યથાર્થ ભાન પાશ્ચાત્યોને હમણાં હમણાં થતું આવે છે. પોતાનો લગ્ન વ્યવહાર પશુ જેવો સમજાયો છે. પ્રભુ આપણને તેમાંથી બચાવતો આવ્યો છે, અને હવે થોડાજ વખતમાં, જેમ લગ્નના કામમાં આર્યશસ્ત્રનાં બંધન છે તે ધોરણ કાંઇક અંશે લાગુ કરવા તૈયારી કરે છે તેવી રીતે આ વિષય પણ કાળે કરીને હાથ ઉપર લેવાશે, અને બધી રીતે આર્યના અનુકરણમાં વર્ણાશ્રમના ધોરણ ઉપર ભવિષ્યમાં આવે તો ના કહેવાય નહિ.

પાતિવ્રત્યના સંબંધમાં વેદના કાળથી દષ્ટાંતો જોઇએ એટલાં મળી આવે છે, પરંતુ તાજામાં તાજાં રજપુતોનાં અને તેમાં પણ મેવાડનાં સુપ્રસિદ્ધ છે. મેવાડના સલુંબરની ઔરંગઝેબ વખતની એક હકીકત નોંધ લેવા જેવી છે. ઔરંગઝેબ ક્ષત્રિય રાજકન્યા

---

* नष्टेमृते प्रव्रजिते क्लीबेऽथपतिते पतौ ।
एतत्स्वापत्सु नारीणाम् पतिरन्यो विधीयते ॥

આ શ્લોકના અર્થમાં પણ સનાતનીઓ નિષેધજ બતાવે છે. **पतौ** એ વ્યાકરણ પ્રમાણે શુદ્ધ નથી તેથી **अपतौ** લઇને સગાઇનો અર્થ કરે છે. અસ્તુ.

પરણુવા જતો હતો તેને થોડી મુદત રોકવા માટે મેવાડના રાણાએ સલુંબરના રાવતજીને તેમની માગણીથી મોકલ્યા તે વખત રાણી નવાં આવેલાં તેમને એ વખત કહ્યું કે "જઉ છું;" તે ઉપરથી રાણીને શંકા આવી કે રાવતજી કાંઇ ગુંચવાય છે. તેથી પોતાનું માથું કાપીને આપ્યું. આ પ્રમાણે સ્ત્રીત્વ તથા પાતિવ્રત્યની ઉંચામાં ઉંચી ભાવના હોય ત્યાં પછી પુનર્લગ્નનો પ્રશ્નજ ક્યાં સંભવે? હજારો સુંદરીઓ પાતિવ્રત્ય ખાતર પ્રેમી પતિઓને રણમાં મોકલી અને પોતે અગ્નિવશ થઇ 'જે હાર' કરતી હતી એ જમાનાનાં શૌર્ય, મનોબલ, તથા આત્મભોગ હાલ દૃષ્ટિએ પડે છે? હિંદુસ્તાનમાં સતી થવાનું બંધ કર્યું, પરંતુ જાપાનમાં આજની તારીખે પણ 'સતા' થાય છે તેને માટે શું કહેવુ? મીકાડોની પાછળ કેવા મોટા માણસો અને કેટલા 'સતા' થયા હતા? 'સતા' થવાનુ જાપાનમાં કેટલુ મોટુ પુણ્ય ગણાય છે? પુનર્જન્મના સંસ્કારવાળા આર્ય તથા બૌદ્ધોને મૃત્યુ એ કોઇ ભયાનક વાતજ નથી!

વખત વખતનું કામ કર્યા કરે છે, કાળનું ચક્ર અટક્યા વિના ફર્યા કરે છે, હાલનો કાળ જુદી તરેહનો છે, ભારતીય યુદ્ધ થયા પછી ક્ષત્રિયોનો ઘાણ વળી જવાથી અને વિદેશીઓના આક્રમણની શરૂઆત થવાથી હિંદુસ્તાનની પાયમાલી શરૂ થઈ! મહા યુદ્ધ પછી ક્ષત્રિયાણીયો બ્રાહ્મણોને વરી હતી. હાલની યાદવાસ્થળિના અંગે 'લઢાઇનાં બાળકો' (War children) ની હકીકતથી કોઇ ભાગ્યેજ અજાણ્યુ હશે. પાશ્ચાત્યોમાં પુનર્લગ્ન તો રહ્યું પણ હયાતીમાંજ અનેક લગ્ન થઈ શકે છે તેમને માટે કહેવાનુ શુ? ત્યાંનાજ વિદ્વાનો ગભરાયા છે; વધી પડેલી સ્ત્રીયોની સંખ્યાને લીધે એકથી અધિક સ્ત્રી કરવા સંબધી તેમજ પ્રજાની ઉત્પત્તિ વધારવા સંબંધી પાશ્ચાત્યોમાં કેવા વિચાર ચાલે છે? આ ધોરણે હાલમાં બાળવિધવાની સંખ્યા વધવાથી વિચારવા જેવું છે.

"બલિહારી પ્રસંગનીજ છે! વળી એ પણ જોવાનું છે કે પુનર્લગ્ન જે લોકોમાં થાય છે તેમાં પણ એ ખાસ માનપ્રદ ગણાતું નથી. હિંદુમાં જે નાતરીયા વર્ગ છે તેમનામાં અગર પારસી, મુસલમાન, ખ્રિસ્તિ, જેમાં નાતરૂં તથા પુનર્લગ્ન થઈ શકે છે તેમાં પણ પુનર્લગ્ન જે સ્ત્રી ન કરે તે ખાનદાન કહેવાય છે, તેનું શું કારણ? મુસલમાનમાં મજહબનું ફરમાન છતાં ઘણાં ખાનદાન કુટુંબોમાં પુનર્લગ્ન થતાં નથી એનો અર્થ એટલોજ કે પશુ કરતાં મનુષ્ય કોટિમાં એટલુંજ વિશેષ છે. પશુ વર્તન તો સહજ છે. તે ઉપરાંત જેટલું વિશેષ થાય તેટલું મનુષ્યત્વ. પશુમાં પણ વાઘ અને સિંહનું દૃષ્ટાંત જુઓ. 'વનરાજા' ગણાય છે તે તેના ઉત્તમ ગુણ અને વર્તનથી ગણાય છે! પક્ષીઓમાં નાતરૂં તો છેજ નહિ, પુનર્લગ્ન પણ ન મળે! પક્ષિયોમાં જોડકાંજ હોય છે. પ્રસિદ્ધ ગાનાર બુલબુલ તથા કબુતર માટે તો અખતરાથી સિદ્ધ થયું છે, તેમાં સારસ પક્ષી તો ટોચે પહોચી ગયું છે. પક્ષીયોમાં પણ મનુષ્યનાં પાળેલાં ને તેથી સંસર્ગમાં આવેલાં મુરઘાં આદિમાં વિશેષ પશુત્વ દેખાય છે. પશુમાં પણ મનુષ્યના સંસર્ગમાં આવેલાં હલકાં પશુ, શ્વાન, ખર, કુક્કર, બોકડા, આદિના વર્તન જેવું વર્તન કરવાનું મન થાય તો તે માટે શો ઇલાજ? પક્ષીને બદલે પશુવૃત્તિ પસંદ હોય તો પછી ઇલાજ નથી.

પુનર્લગ્ન પ્રતિબંધ સંબંધમાં અનુમાન એમ થાય છે કે હિંદુસ્તાનમાં ઉંચ વર્ગમાં સ્ત્રીની સંખ્યા વધારે અને તેથી નીચે ઉતરતા જઇએ તેમ પુરૂષ વધારે દેખાય છે. આ કારણથી કદાચ સ્મૃતિકારોએ પુનર્લગ્નની મનાઈ કરી હશે તો તેમાં પણ દૂરઅંદેશીપણું તથા ડહાપણ દેખાય છે. સ્ત્રી તરફના દ્વેષના અંકુરનું સ્વપ્ન પણ નથી. શા માટે હોય? ઉલટ અર્થ-શાસ્ત્રના નિયમને પણ કાંઈ પોષક છે. જે વર્ગમાં પુરૂષ વધારે છે તેમાં છૂટ હોવાનો હેતુ પણ હવે સમજાય છે. ઉપરના વર્ગમાં તેવી છૂટ થાય તો પછી પુરુષ,

અમેરિકા જ્યાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે, ને કાંઇક અંશે અહિં કોઇ આદિ વર્ગમાં દેખાય છે, અને જેમનામાં પુનર્વિવાહની છુટ છે તેવા વર્ગનાં પરિણામ જુઓ. આની સાથે આ લોકના અનુકરણમાં જે હિંદુની ન્યાતોમાં પુનર્વિવાહની છુટ નથી છતાં હાલ સુધારાની ઝુંબેશમાં થાય છે, તે બધાં પુનર્લગ્નવાળાં જોડકાંની સ્થિતિ તપાસો. કેટલા સુખી દેખશો ? " વનમાં સોનબાઈ એકલા " જેવી દશા તેમની થાય છે. લગભગ ૯૦ ટકા તો દુઃખી અને પસ્તાવો કરતાં દેખાશે. ન્યાત, જાત, સગાં, સંબધી, બધાંથી તજાએલાં. અંત્યજ કરતાં ઘણીજ દયામણી હાલતમાં દેખાશે. સુધારાવાળા પણ પછીથી કોણ ભાવ પુછે ? સુખ માટેના પ્રયત્ન કરતાં દુ:ખ પહેલું પલ્લામાં એતો કુદરતનો કાયદો છે.

પાશ્ચાત્યો હિંદુ વિધવાની ફીકર કરે છે, પરંતુ ' જુવાન ' હિંદુ વિધવા કરતાં પણ પાશ્ચાત્ય ' પુખ્ત કુમારિકાઓ " ની દશા ધ્યાન આપવા જેવી છે. અમેરિકાની વૃદ્ધ કુમારિકા ( old maind ) થી ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે ! આ સ્ત્રી વર્ગના દુઃખનું ભાન નજરે જોનાર કરાવે તોજ આવી શકે તેમ છે. ગર્ભાધાન છતાં તો ઠીક પણ પ્રસવ થઈ ગયા પછી પણ લગ્ન કાયદેસર ગણાય એ નીતિવાળી પ્રજા, વળી બીજાને બોધ આપવા યોગ્ય છે ? દરેકને દરેક બાબત જોવાની તક મળતી નથી, તેથી " પરણ્યા નહિ તો વરઘોડામાં તો ગયા હઇશું ?" એ ન્યાયથી, વાંચવાથી તથા નજરે જોનારાને પુછવાથી આંખ ઉઘડશે, એટલે હિંદુસ્તાનની થોડી વિધવાના વર્ણવાતાં દુઃખ વિસરી પણ જવાશે. કેમકે હિંદુઓને તો ધર્મનું પણ અવલંબન છે, પણ આ બિચારી જડ માબાપની જડ કુમારિકાઓને અવલંબન નામ નહિ. રોમની પડતીનાં કારણોનાં વધી પડતા પુનર્વિવાહ પણ એક મુખ્ય કારણ જણાયું હતું, અને તેથી સુલાસીઝરે (Sala Casar) તેને દાબવા પ્રયત્નો પણ કર્યા હતા. યુરપ, અમેરિકાના, છેડાછુટાના.

આંકડા, તેમનાં વૃત્તાંત, તથા તેમના મુકદમાની હકીકત વાંચીને પ્રમાણ કાઢવામાં આવે તો જરા વિચારશીલ થવાશે. પારકી વાત જવા દઇને સુધારાની મદદથી આર્ય પુનર્લગ્નના જોડકાનું પરિણામ ઉપર કહ્યું તેમ, તપાસવામાં આવશે તો ખરી વાત પ્રકાશમાં આવશે. પાશ્ચાત્ય જીવનના નાટક જેવું અનુકરણ તો દેખાશે, પણ "ભીતરકી રામ જાને". પ્રસિદ્ધ મહાત્મા સામવેલર ( Sam Weller ) કહે છે કે My boy be very carefull of widows all Your life. તેમજ પ્રસિદ્ધ સેખસાહી કહે છે કે–" ઝની બે વામકુન અગર એહઉરઅસી":–કુંવારી ભલે હો પણ વિધવા સાથે લગ્ન કરીશ નહિ.

આશ્ચર્ય તો એ છે કે પુનર્લગ્નના હિમાયતી ઘણા સુધારકો પ્રસંગ આવે છે તે વખત દાખલો કરી બતાવવામાં પાછા પડે છે, અને તેવીજ રીતે સુધારકો અંત્યજ સાથે પ્રત્યક્ષ પ્રસિદ્ધ રોટી બેટી વ્યવહાર કરવામાં પાછા પડે છે! આર્યરક્ત ઉછળ્યા વગર કેમ રહે! શરીરમાં સુરઅસુરનાં રાજ્ય છે. જે વખત તેનું રાજ્ય હોય તે વખત તેવી બુદ્ધિ થાય!

હિંદુઓમાં ઉંચા નીચાનું ધોરણ શા ઉપર છે તે જરા જોઇએ. કણબીઓમાં પાટીદાર ઉંચા, અને તેમાં પણ ચરોતરના બાર ગામ વાળા ઉંચા, એનું કારણ શું? આ લોકોમાં પુનર્વિવાહ નથી થતો માટેજ ઉંચા. મૂળ અમદાવાદના કણબી ઉંચા કહેવાતા, પરંતુ ત્યાં નાતરાં તથા પુનર્વિવાહ થવાથી હલકા પડયા, અને ચરોતરના બાર ગામ વાળા ઉંચા પાટીદાર ગૃહસ્થો કહેવાયા. અજાયબી એ છે કે જે કોમમાં નાતરાં થાય છે તેમાં પણ નાતરાની ગાળ ગણાય છે. બ્રાહ્મણ બધામાં ઉંચા, તેમાં પણ નાગર ને તેમાં વડનગરા ઉંચા મનાયા તેમાં પણ ઉંચી રહેણી કરણી ઉપરાંત અભિમાન કરવા જેવું હોય તો ખાસ એ છે કે એક સ્ત્રીની હયાતીમાં, ગમે તેવા સંજોગોમાં પણ બીજી થઇ શકે નહિ. જે કોઇ ન્યાતમાં આ ધોરણ

કરશે તે પણ ઉંચામાં ઉંચી ગણવા લાયક છે. ઉચી ન્યાત જાત માટે આવી રીતે શોધન કરી પોતાને, પોતાના કુટુંબને અને પોતાની ન્યાતને ઉંચ નીચ વર્તનથી માનવામાં આવે એટલે કે ગુણદોષનું તત્ત્વ મુખ્ય ગણાય અને તેથી કરીને હરીફાઈ ફક્ત ગુણોના ગ્રહણમાં, અને દુર્ગુણોને દૂર કરવામાં થાય તો ઉંચ નીચના અરસપરસ દ્વેશ અને તિરસ્કાર આપોઆપ મટી જશે; અને માણસ માત્રનું વર્તન ઉચ્ચ થવાથી સતયુગ માફક એક વર્ણ થઇ જશે તથા સુધારકનો પુરૂષાર્થ તથા શ્રમ સફળ થશે; કેમ કે આ બધો આધાર જે તે સમયના સંજોગો ઉપર છે. તો પછી આકળા થઇ, બીજાઓની લાગણી દુ:ખવી, અને તેથી ખોઇ, તિરસ્કારને પાત્ર થવાને બદલે સારી લાગણી દર્શાવી, ભેગા મળી હાલના વિચિત્ર સંજોગોનો વિચાર કરી નિર્ણય કરવામાં આવે અને કાંઇ રસ્તો કાઢવામાં આવે તો શું હરકત છે ? અથવા ખરૂં જોતાં સ્ત્રીઓની પોતાની લાગણી શું છે તે પુરૂષો સમજવા કુદરતી રીતે અપાત્ર ને અશક્ત હોવાથી તેઓની બાબત તેમનેજ સોંપવામાં આવે કે તેથી તેઓ પોતેજ ચર્ચા કરી નિકાલ કરે તો શું ખોટું ? આપણે પટલાઇ ન કરીએ તો શું ? પુરૂષોના વિષયમાં બિચારી સ્ત્રીઓ પટલાઈ કરવા આવે છે ? નિદાન સ્ત્રીઓનો મત તો ખાસ લેવોજ જોઇએ. મુદ્દો એટલોજ છે કે જે પુરૂષ અગર સ્ત્રીમાં પશુત્વ વિશેપ હશે તે પુનર્લગ્નથી, વ્યભિચારથી એમ ગમે તે રીતે વિષયવાસના પુરી કરશે, અને જેના સંસ્કાર ઉંચા છે, અને જે મનુષ્યત્વની કીંમત સમજે છે તે સ્ત્રી ગમે તે ન્યાત જાતની હશે તો પણ કહેશે કે " એક ભવમાં બે ભવ કરવા નથી ", માટે એક નિયમ બધા માટે ઘડી શકાય-નહિં. જેના-તેના-સંસ્કાર તથા અધિકાર ઉપર આધાર છે. વ્યક્તિવાર મામલાનો આધાર સંજોગો ઉપર છે.

પુનર્વિવાહ નહિ કરનાર ન્યાત જાત દુનિયામાં ઘણી થોડી છે.

બાકી ;આખી; દુનિયાં તથા હિંદુસ્તાનમાં : પણ મોટો ભાગ, નાતરાં ને પુનર્વિવાહ કરનારો છે. તેઓના સંસાર આદર્શરૂપ હોય તો ભલે પણ વટલેલા ક્રિશ્ચિયન માફક, સુધારાને અંગે થએલાં પુનર્વિવાહનાં જોડાંમાંથી નિદાન ઘણાં દુઃખી દેખાશે. પુનર્લગ્ન, વિનાતી થોડી આર્ય વિધવાઓની દયા ખાવાને બદલે, અગર તેમના ભેગી પાશ્ચાત્ય વયોવૃદ્ધ "કુમારિકા" ઓની દયા ખાવાનું બીડું ઝડપવામાં આવે ટો સુધારકોને વિશાળ ક્ષેત્ર મળશે. સોળ વર્ષના પુરૂષના અડતાળીસ વર્ષની "બાળકી" સાથેનાં લગ્ન હમણાંજ વાંચવામાં આવ્યાં હતાં. જોન્સન (Johnson) યુવાન છતાં ૬૦ સાઠ વર્ષની "બાયડી" ને પરણ્યો હતો, યુવાન પ્રસિદ્ધ મેડમ બ્લેવેટ્સ્કી (Madam Blavatsky) કેવા વૃદ્ધને પરણી? પરિણામ શું આવ્યું? હાલ પણ લક્ષ્મીની ખાતર અનેક કજોડાનાં લગ્ન દેખાય છે. આ નાટકી સુધારાથી કંટાળીને એક પારસી બાનુ બિચારી કહેતી હતી કે દીકરીઓને ચાળીસ વર્ષ થતાં સુધી પણ વર ન મળે અને કુંવારી રહે એના કરતાં બાળલગ્નનો બાળક વર શું ખોટો કે પાંચ દશ વર્ષે પણ તે યુવાન થઈ સંસાર માંડી શકે? હિંદુ વિધવાની નૈતિક સ્થિતિ ચઢે કે પાશ્ચાત્ય વૃદ્ધ કુમારિકાની? એનું શું કહેશો? એનો નિર્ણય ઠીક પડે તેમ કરશો, સુધારાની તથા સુખની ટોચે પહોચેલા પાશ્ચાત્યોમાં જોશો તો બન્નેની હયાતીમાં સ્ત્રી કેટલા ધણી કરી શકે છે? અને પુરૂષ કેટલી સ્ત્રીઓ કરી શકે છે? આપણી પાતિવ્રત્યની ભાવનાનું નામ નિશાન છે? કેવળ પશુ જેવીજ વૃત્તિ કે બીજુ કાંઇ?

પુનર્લગ્નના સંબંધમાં લગ્ન શું ચીજ છે એ સમજવાની ખાસ જરૂર છે. બ્રહ્માએ સૃષ્ટિ રચી તેમાં પોતે અર્ધનારીનું રૂપ લઇને સમજાવ્યું કે સાંખ્યનાં 'પુરૂષ' અને 'પ્રકૃતિ' એમ બનેથી એક તત્ત્વ પુરૂં થાય છે. મતલબ કે દરેક સ્ત્રી અગર પુરૂષ વાસ્તવમાં જન્મ સાથેજ પોતાના બીજા અર્ધ અંગ માટે નિર્માણ થયેલાં હોય છે.

આ બાબત એટલે સુધી બારીક જોવાની છે કે કુદરતે અંગનું પ્રમાણ પણ એવું રાખ્યું છે કે બદલી શકાય નહિ. મનુષ્ય જાત એ કાંઈ રાંધવાનાં વાસણ નથી કે ગમે તે વાપરી શકે! પશુમાં વિધવા નથી એ વાત ખરી પણ આપણે 'મનુષ્ય' છીએ એટલું યાદ રાખવામાં આવે તો ઘણું છે. પશુતા દાબી ન શકાય તેને માટે તો કોઈ જાતનો પ્રતિબંધ છેજ ક્યાં? પ્રકૃતિપુરૂષની માફક લગ્નની નિર્માણ થયેલી પવિત્ર ગાંઠ છતાં અવ્યવસ્થિત સંબધ થાય તેવું પરિણામ શું આવે?

લગ્ન સંબંધમાં ઘણું કહેવા જેવું છે; પરંતુ લંબાણ બહુ થઇ જાય. સંક્ષેપમાં કહીએ તો લગ્ન કેવી રીતે કરવાં તેનો હેતુ શો છે, વર તથા વહુની કેવી વૃત્તિ થાય છે, બંનેની અરસ પરસની મરજી તથા વડિલની સંમતિ કેવી રીતે લેવાય છે, ખુદ વિષ્ણુ ભગવાન તથા નારદમુનિ જેવા મોટા પુરૂષો કેવી રીતે દરમ્યાનગીરી કરી સંબંધ કરે છે, લગ્ન પછી સંસાર કેવી રીતે ચાલે છે, પાછળથી બંનેને જ્ઞાન કેવી રીતે થાય છે, અને અંતે પ્રજા ઉત્પન્ન થાય તેમાં વિષ્ણુ ભગવાન જેવા કેમ ઉત્પન્ન થાય છે, વગેરે સમજવા માટે મનુની પુત્રી દેવહુતી તથા કર્દમ ઋષિના લગ્નનો તથા જીવનનો એહેવાલ વાંચવાથી દીવા જેવું દેખાશે; બાકી લગ્નના સંબંધમાં જ્યાં કેવળ પસંદગીનું ધોરણ લેવાય છે, ત્યાંની સ્થિતિ જરા જોવા જેવી છે. યુરપ, અમેરિકામાં અરસપરસની પસંદગી એજ તત્ત્વ છે; પરંતુ જુવાન બાળકો ઉત્સાહમાં અને દેખીતી પ્રેમની જાળમાં ફસાઈ ન પડે અને જીંદગી ન બગડે તે ખાતર માબાપ માત્ર દેખરેખ રાખે છે. કેટલેક પ્રસંગે એમના વચ્ચે કલેશ પણ થાય છે, પણ પાછું વાત્સલ્યભાવથી શાંત થાય છે. અરસપરસની પસંદગીનું ધોરણ છે તેનાં પરિણામ જુઓ. કેટલી મુદ્દત પ્રેમ ટકે છે? ધર્મના અવલંબન સિવાયનું ફક્ત નાટક ક્યાં સુધી ટકે? વળી દગાના, ઠગાઈના, ખુનામરકીના, આત્મહત્યાના, વ્યભિચારના, અને આખર છેડાછુટકાના મુકરદ-

માનાં વર્ણને હૃદયદ્રાવક હોય છે. એક સ્ત્રી અનેક પતિ કરી શકે છે તેમ એક પતિ અનેક સ્ત્રી કરી શકે ! આ શું પશુવૃત્તિ નહિ ? આર્યદૃષ્ટિમાં તો ઠીક પણ એશિયાના લોકોની દૃષ્ટિમાં કેટલું શરમ ભરેલું લાગે છે ? આર્યની ઉંચી જ્ઞાતિમાં એક પણ એવો કેસ બને તો હાહાકાર થઇ જાય, અને આ લોકમાં તેનો કાંઇ હિસાબ કે કીંમતજ નથી. વર અગર કન્યાની મરજી માબાપે જાણવી જોઇએ એતો ખાસ જરૂરનું છે. તદ્દન બાળક વરાવવાં એ તો અક્ષમ્ય દોષ છે. કુદરતની અજબ રચના છે. બાળલગ્નના નિંદક પાશ્ચાત્યોમાંથી ટોચે પહોંચેલા અમેરિકામાં બાર વર્ષ અંદરની પરણેલી કન્યાઓ ૬૦૦૦૦૦ છ લાખ ! ( જુઓ Bombay chronicle તા. ૧૬–૪–૨૮ Mrs. Ratcliffe નું ભાષણ ). પણ આ બાળલગ્નનો દોષ જે નિકળ્યો છે, તે પણ સંજોગોને લઇને છે, મુસલમાની રાજ્યોની પહેલાં વર કન્યા મોડી ઉમરે પરણતાં એ નિર્વિવાદ છે. કોઈ કોઇ ઠેકાણે કોઈ સ્મૃતિમાં નાની ઉમર પણ કહેલી છે, પણ તે દેશકાળ તથા વ્યક્તિ વગેરે સંજોગોને લઇને છે. એ છુટનો ઉપયોગ મુસલમાની અમલ થવાથી થઇ શક્યો હતો, કેમકે બાળલગ્નનો ખાસ સડો વિદેશી અને ખાસ મુસલમાની સત્તા થઇ ત્યારથી વિશેષ દેખાય છે. તે વખતના સંજોગો તેવા હતા. પ્રતિકૂળ સંજોગોમાં કન્યાને બચપણમાંથી પતિ શબ્દથી ને તેને અંગે તેના અર્થથી તથા ભાવનાથી પરિચિત કરવાનો મુદ્દો દેખાય છે. રક્તશુદ્ધિ માટે આર્યો અથાગ કાળજી વાળા હતા, ને તેથી વ્યભિચાર દોષ–કે જેને પાશ્ચાત્યોમાં માત્ર દિવાની સ્વરૂપ આપેલું છે તેની બીક એજ મુખ્ય હેતુ છે. 'વૃદ્ધ કુમારીકાઓ' જ્યાં જ્યાં હોય ત્યાં નિરીક્ષણ કરવાથી બધું સમજાશે. પાશ્ચાત્યોનાં સ્ત્રી પુરૂષોમાં કહેવાતા બ્રહ્મચર્યના ભવાડા કેટલા થાય છે ? ખરી ખબર પ્રભુને ! Unmarried motherનામનું પુસ્તક વાંચ્યાથી સમજાશે. આ પ્રમાણે આર્યોનો મૂળ હેતુ ઠીક, પરંતુ જેમ કાળે કરીને દરેકમાં

વિકાર થાય છે તેમ આ બાબતમાં પણ થયું લાગે છે. વર્ણાશ્રમ તથા સ્પર્શાસ્પર્શની બાબતમાં જેમ કહ્યું છે તેમ આ બાબત પણ જમાનાને લઇને સહૃદયપણે એકઠા મળી વિચાર કરી માર્ગ કાઢવામાં આવે તો ઉત્તમ નિવડશે. માત્ર તિરસ્કારથી શું વળે ? આ બાબતનો વિચાર કરવામાં એક ધાર્મિક તત્ત્વ ધ્યાનમાં રાખવાનું છે કે વૈધવ્ય એક 'સંન્યાસી' ની દીક્ષા છે. જો તેના ધર્મ બરાબર પળાય, તો શીઘ્ર મોક્ષ માર્ગ છે. આર્યોમાં પાશ્ચાત્ય પશુવૃત્તિની રતિક્રીડા પ્રધાન નથી; પરંતુ ધર્મ અને મોક્ષજ પ્રધાન છે; પશુના અવતારમાં રતિક્રીડાનો અનુભવ લઈ મનુષ્યમાં, તેમાં પણ ભરતખંડમાં, અને તેમાં પણ ઉંચ વર્ણમાં જન્મ થયો છે એમાં ઇશ્વરનો કાંઇક હેતુ છે ને તે સમજવો જોઇએ એ ભુલવાનું નથી; સદ્‌ભાગ્યે આ લગ્ન તથા પુનર્લગ્નના વિષયમાં આર્યધારણનાં તત્ત્વ યથાશક્તિ સ્વીકારવા પાશ્ચાત્યો તૈયાર થયા છે તો પણ જમાનાને માન આપીને ઘણાજ અનિવાર્ય વિકટ પ્રસંગે ખાસ છુટછાટ કરવાની જરૂર લાગે તો તે માટે પરિશ્રમ લેવા શી હરકત છે ? પરંતુ તિરસ્કાર નહિ કરતાં રીતસર સમાધાનથી વાત થાય તો કાંઈક રસ્તો નીકળવો અસંભવિત નથી. લાગણી પૂર્વક પ્રેમવૃત્તિથી વાટાઘાટ થઇ શાસ્ત્રની મદદ લેવામાં આવે તો સમય ને સંજોગોને અનુસરીને માર્ગ નીકળશેજ.

માત્ર એટલું યાદ રાખવાનું છે કે પાશ્ચાત્યોએ, આપણી દરેક બાબત ખોટા રૂપમાં બતાવી પોતાનું ખોટું દાબી રાખ્યું છે તેનાથી સાવચેત રહેવું જોઇએ. મીસ કેથેરાઈન મેયો જેવાં દ્વેશીલાં કિંવા 'સ્ટેટ્સમેન' જેવા દ્વેશીલા; હિંદુ સ્ત્રી તથા હિંદુસંસાર માટે ગમે તેમ લખે પરંતુ તેમનો ઘરસંસાર જોઇને પછી જે કરવું હોય તે કરજો. આપણે મૂળમાંજ જોઇએ. પાશ્ચાત્યોનાં લગ્ન વખતનાં અરસપરસનાં વચનોમાં પુરૂષ કહે છે કે "હું મરણ પર્યંત તને ચાહીશ," ને સ્ત્રી કહે છે કે "હું મરણ પર્યંત તમારી આજ્ઞા ઉઠાવીશ." આ નાટકમાં કેટલું

સત્ય દેખાય છે ? પ્રતિજ્ઞા કરતી વખતેજ કોણ જાણે છેડાછુટકાના વિચાર પણ હોઈ શકે. સગર્ભા પણ પરણી શકે તો ઠીક પરંતુ પ્રસવ થયા પછી પણ કુમારિકા તરીકે પરણી શકે તેમના અરસપરસના પ્રેમનો ખ્યાલજ કરવો બસ. જે 'મૃત્યુ' કહેવામાં આવે છે, તે છેડાછુટકાજ સમજવા; કેમકે કેટલાક સંજોગોમાં બીજે દીવસે બીજે મહીને, બીજે વર્ષે એમ મૃત્યુ–છુટાછેડા થાય છે. હવે આર્યમાં જુઓ તો સ્ત્રી કહે છે કે " હું તમારી ધર્મસહચરી રહીશ, " અને વર કહે છે કે " હું મારા ઘરની રાણી તને બનાવીશ. " પાશ્ચાત્યોના વિષયભોગની તુચ્છ લાલસા છે, તેને પ્રેમ સમજે છે અને બોલે છે. આર્યોમાં એક ધાર્મિક કર્તવ્ય સમજવાનું છે. સ્ત્રીઓને પૂર્ણ છુટ આપવાનાં પરિણામ પ્રત્યક્ષ દેખાય છે; તે લોકોજ ભડકયા છે. સેઇન્ટ પૉલ જેવો ગુરૂ બાઇબલમાં કહે છે કે " સ્ત્રીએ બહાર નીકળી ભાષણ વગેરે ન કરવું. " હાલનું આચરણ શું કહે છે ? પુરૂષને કોણી મારી આગળ ધસનાર સ્ત્રીને હાલ Man womanની ઉપમા આપવામાં આવે છે. સ્ત્રીનું સ્થાન આર્યોમા અતિ ઉત્તમ છે. પાશ્ચાત્યોમાં Better half વગેરે શબ્દો છે તે માત્ર નાટકી છે, અને આર્યોમાં તો ખુદ બ્રહ્માજ સ્ત્રીપુરૂષ સાથે બન્યા, તેજ **મનુ** 'ને **શતરૂપા** થયા; એટલે કે આર્યનો 'અર્ધાંગી' શબ્દ સાર્થક છે. અર્ધાંગી તેજ ગૃહિણી, એટલે કે ઘરની માલીક. **न गृहं गृहिणीविना** આપણા શાસ્ત્રમાં બ્રહ્માએજ સ્ત્રી રૂપે થઇ અર્ધાંગ સાર્થક કરી બતાવ્યું છે. હવે બાઇબલ શું કહે છે ? " આદમ ઉંઘતો હતો તે વખત એની પીઠમાંથી એક હાડકાની પાંસળી કહાડીને તેની સ્ત્રી બનાવી. " આ પાંસળી પુરૂષમાંથી ગઇ, તેટલીજ કસર–પછી ધર્મમાં કહો કે માણસોમાં કહો–રહી ગઇ ! માણસોમાંથી એક પાંસળી ખશી ગઈ !

પુરૂષ, સ્ત્રીનું કામ કેમ કરી શકશે ? સ્ત્રીઓ તો કરી શકે ને કરે છે. આમ કુદરતને ઉલટાવીને શું પરીણામ આવે છે એ જોવાનું

છે. વળી સ્ત્રીનું માન જુવો તથા ઉચ્ચ નીતિ જુવો કે "પરસ્ત્રી માત સમાન" એજ આર્ય સૂત્રછે. કોઇ પણ સ્ત્રીને આર્યમાં "મા" કહી શકાશે પણ પાશ્ચાત્યોમાં તેમ કહેવામાં આવે તો સ્ત્રીનું ઉલટું અપમાનજ થાય.! ઉમર ચોરાવવી હોય ત્યાં પછી 'મા' શબ્દ કેમ સહન કરી શકે? મતલબ કે નીતિનું તત્ત્વ બીલકુલ વિરૂદ્ધ છે. બેશક સાતમે આઠસેં વસ્સથી પરરાજ્ય નીચે ચગદાવવાથી આર્યોની અધોગતિ થઈ છે. સ્ત્રીઓને ઘણાં મૂર્ખ કુટુંબોમાં કષ્ટ પડે છે એ પણ ખરૂં, બાળ વિધવાઓનાં સંકટ પણ ખરાં, તેને અંગે અનીતિનો ભય પણ ખરો, પરંતુ મનુ મહારાજ તો સ્પષ્ટ કહે છે કે "જ્યાં નારીની પુજા થતી હોય તેજ કુટુંબ સુખી સમજવું." માટે તેના ઉપાયોમાં પાશ્ચાત્યોનાં અનુકરણ તો નાશ કારકજ માલુમ પડશે. અંદર અંદર સમજીને રસ્તો કહાડવામાં આવે તોજ કાર્ય સિદ્ધ થશે; પરંતુ તેમ કરવામાં પારકાઓને પટલાઈ આપવી તેતો કેવળ હાનિકારકજ છે, પાશ્ચાત્ય સ્ત્રીઓ બધીજ સુખી છે અને તેમનો સંસાર આદર્શરૂપ અને નીતિમાન છે એ વાત બીલકુલ ભૂલી જઇને જો ઘાટાવાટ કરવામાં આવે તોજ આર્યત્વ સચવાઇને ઉન્નતિ થશે. એક વાત તો સ્પષ્ટપણે સ્પષ્ટ કહેવી જોઇએ કે જે બાળવિધવા, બ્રહ્મચર્ય પાળવાને શક્તિમાન ન હોય અને તેથી અનર્થ થતો હોય તો તેવા પ્રસંગે કાંઇક છુટ આપવીજ પડશે; કેમકે હાલનું વાતાવરણજ પાશ્ચાત્ય ભૌતિકસુખ માટેની ધમાલનું છે. ભાવનાજ ઉલટ છે.

## નિયોગ.

જો કે ખાસ પુનર્વિવાહના વિષય સાથે "નિયોગ" નો ખાસ સંબંધ નથી તો પણ કાંઈક અંશે મળતાપણું છે. કોઈ કોઇ સ્મૃતિમાં સ્થળ સમય વગેરે સંજોગોને લઇને 'નિગોગ' કહેલો છે, પરંતુ તે વિધિ નથી એટલુંજ નહિ પણ તેજ મનુ મહારાજ પશુ ધર્મવાળો, નિષિદ્ધ, પાપજનક વગેરે કહીને તદ્દન ધિઃકારે છે. વળી આ યુગ

માટે તે પ્રયોગની મનાઇ પણ કહેલી છે, તેથી તે પ્રચલિત પણ નથી. વળી એને પાપમાર્ગ કહેલો છે એટલે તો વિષે તે માત્ર શાંતિથી જોવાનું છે.

પાશ્ચાત્યોમાં તો કહેવાતી "કુમારીકા" ને પ્રસવ થયા પછી પણ કુમારિકા ગણાઇને લગ્ન થઇ શકે ત્યાં પછી 'નિયોગ' નો શો હીસાબ ? આર્યશાસ્ત્રો માત્ર એક ઘણાજ વિકટ પ્રસંગે ધાર્મિક રસ્તો કાઢેલો છે, અને પાશ્ચાત્યોમાં તો કેવળ વિષય વાસનાની તૃષ્ણાજ છે, Unmarried mother ( કુમારીમાતા ) નામનું એક પુસ્તક અમેરીકામાં પ્રગટ થયું છે તેમાં લેખકે અચાનક કબુલ કર્યું છે કે "હું માજી પ્રમુખ વૉરન હાર્ડિંજ સાથે પ્રેમમાં હતી." She alleges that her child Elizabeth Anne is the doughter of that famous politicion and defends her act of publicity in the interest of those thousands of other children who are suffering form a like injnstice.

અમેરિકામાં આ પુસ્તક સંબંધી ખુબ ચર્ચા ચાલે છે. સ્મૃતિઓમાં જે આઠ પ્રકારનાં લગ્ન છે, ( જેમાંથી ચારજ માન્ય હતાં, અને હાલ ફક્ત બેજ માન્ય છે ), તેમાં નિયોગ નથી. પરંતુ ઘણાજ વિકટ પ્રસંગ માટે આ અપવાદ રાખ્યો છે. રોમ તથા ગ્રીસનો પ્રાચીન 'નિયોગ' વળી ઘણોજ વિચિત્ર હતો, સ્ત્રીઓને વેચી શકતા તેમ મિત્રોને આનંદ અથવા સંતતિ માટે ધીરી શકતા; વળી આવા 'નિયોગ' ની પ્રસંશા પણ થતી હતી. 'નિયોગ' માં તેમ પ્રાચીન રોમ ગ્રીસમાં બંનેની રાજી ખુશીનું તત્ત્વ હતું; પરંતુ હાલના બૉલ્શેવીક સિદ્ધાંત તો અપૂર્વ છે. આર્યં નિયોગ તો અદૃષ્ય થયો છે, પરતુ હવેના જમાનામાં સ્વતંત્ર પાશ્ચાત્યો કયાં સુધી જાય છે, એ જોવાનું છે. એમનાં ભૌતિક શાસ્ત્રો રોજ બદલાય છે, તે પ્રમાણે

'નિયોગ' માં પણ સુધારા વધારા થશે, પણ આર્યની નીતિ રીતિ અચળ છે, ને અચળ રહેશે. આર્યસમાજીઓનો ઉત્સાહ કંઇક વિચિત્ર છે.

મીસ કેથેરાઈન મેયો એ 'મધર ઇન્ડીયા' નામના પુસ્તકમાં જે હીંદુ સ્ત્રીઓની નિંદા કરી છે, તે સંબધમાં 'ન્યુ સ્ટેટ્સમેન' માં એક બાઈ લખે છે કેઃ—

An Indian gentleman in discussing racial problems with me, on one occasion said without the least intention of giving offence, " of course we know that all European women are immoral. " હવે કોની તારીફ કરવી? મીસ મેયોની કે આ હિંદુ ગૃહસ્થની? પાશ્ચાત્યોમાં 'નિયોગ' ની કીમત શી?

## સ્ત્રીકેળવણી.

સ્ત્રી કેળવણીના વિષયમાં સુધારકોનો પરિશ્રમ સ્તુત્ય છે. સદ્ભાગ્યે તેના ઉપર પ્રજાના નેતાઓ તથા સરકાર એમ બને પક્ષ બહુ ધ્યાન આપે છે, માત્ર જોવાનું એટલુંજ છે કે ઇંગ્રેજી ઢબની કેળવણી મળે તેજ કેળવણી ગણવાનો કેટલાકનો ઉત્સાહ છે તે જરા ભય ભરેલું લાગેછે. નકલ કરવામાં અક્કલનો પણ કાંઇ ઉપયોગ થાય તો સારૂં. એક માણસ એક ચોપડીની નકલ કરતો હતો. તેમાં એક પાના ઉપર મરી ગયેલી દબાઇ ગયેલી એક માખી નીકળી, તે ઉપરથી એક માખી પકડી ને મારીને નકલમાં પણ તેજ ઠેકાણે દાખી દીધી ને બોલ્યો કે " મખ્ખીસે મખ્ખી મીલાના ચાહિયે." આવી કેવળ મર્કટી નકલના પરિણામનો ખ્યાલ કરવો બસ છે. આ સ્ત્રી કેળવણી માટે પણ મનુ મહારાજે વિષયો નક્કી કરી આપ્યા છે તે સ્થળ સમય તથા સંજોગો પ્રમાણે સુધારા વધારા સાથે દાખલ થાય તોજ ઉત્તમ દેખાય છે.

સ્ત્રી કેળવણી માટે આર્યાવર્તનો ઇતિહાસ બહુ પ્રાચીન છે, હાલ જેમ અમેરિકા તે ખાતે વિખ્યાત છે તેમ હિંદુસ્તાન પ્રાચીન કાળથી ચાલ્યું આવ્યું છે. મલબારની સ્ત્રી કેળવણી હજી પણ મોજુદ છે. ગુજરાતમાં નાગર, કાયસ્થ, બ્રહ્મક્ષત્રિય, જેવી કેટલીક ન્યાતોમાં સ્ત્રીકેળવણી ઠીક દેખાશે. આર્યાવર્તના સદ્‌ભાગ્યે સ્ત્રીને સુશિક્ષિત કરવામાં બે મત નથી; માત્ર અંતર વ્યવસ્થામાં ભેદ પડે એ સ્વાભાવિક છે, હાલની પદ્ધતી સામે તો સુધારકોનો પણ પોકાર છે. સ્ત્રીકેળણી શું તે સમજવા માટે પ્રાચીન કાળનું સહજ નિરીક્ષણ કરીએ. **જનકનો સુલભા** સાથેનો તથા **ગાર્ગીનો** યાજ્ઞવલ્કય સાથેનો સંવાદ અપૂર્વ પ્રકાશ આપે છે, અને સ્ત્રીશિક્ષણ કેટલું હતું તેનો ખ્યાલ આપે છે. તેવીજ રીતે **વિશ્વવાહા, અદિતિ, અપાલા, યમી, ઉર્વશી, લોપામુદ્રા, શેનશા, ગાર્ગી, અરૂન્ધતી, મૈત્રેયી, સરસ્વતી,** ( મંડનમિશ્રની સ્ત્રી ) અને છેવટની અર્વાચીન **લીલાવતી,** આદિ અનેક દાખલાઓ છે. અરૂન્ધતીની યોગ્યતા જુઓ કે સપ્તઋષિયો ભેગું સ્થાન મળ્યું છે, ને હજી પૂજાય છે, **મૈત્રીભાષી** બ્રહ્મવિદ્યામાં જગતની માતા મનાય છે, ને પ્રવર્તક કહેવાય છે ( જુઓ **बृहदारण्यक उपनिषद्** ). કેળવણીનું મૂળ ધામ તથા તેની કલ્પના ' સ્ત્રીત્વ ' માં છે. ' શારદા, સરસ્વતી ' આદિ શબ્દો સ્ત્રીલિંગ તથા સ્ત્રીનાં રૂપકોજ છે, પુરૂષના જેટલીજ સ્ત્રી હકદાર છે એમ શાસ્ત્ર કહે છે તેના પુરાવામાં જુઓ કે બ્રહ્મા ખુદ અર્ધ સ્ત્રી અને અર્ધ પુરૂષ થયા, અને બંને ભાગ મળીને બ્રહ્મા કહેવાયા. ' અર્ધનારીનટેશ્વર, ' ' રાધાકૃષ્ણ, ' એ યુગ્મવાચક શબ્દો શું સૂચવે છે ? સ્ત્રી અર્ધ અંગ અને પુરૂષ અર્ધ અંગ, એમ બંને મળીને ' એક તત્ત્વ ' ખડું થાય છે. આનાથી ઉંચી ભાવના અગર કલ્પના બીજી શી હોઇ શકે ? બ્રહ્મદેવની માફક દરેક સ્ત્રીપુરૂષનાં જોડાં પૂર્વના સંસ્કારને લઇને જન્મ પહેલાંજ સંકલ્પથી નિર્માણ થઇને બંધાય છે, અને તેવાં લગ્નો તેજ લગ્ન

ગણવાનાં છે. આવાં લગ્નો માટે પછી પુનર્વિવાહ અગર તેવા પ્રસંગો ક્યાં રહી શકે ? અસ્તુ.

હિંદુસ્થાનમાં સ્ત્રી અર્ધાંગી કહેવાય છે, અને પાશ્ચાત્યોમાં 'વધાર સારી અગર ચઢીયાતી અર્ધાંગી' (Better half) કહેવાય છે; પરંતુ બારીકાઇથી જોતાં પાશ્ચાત્યોનું માત્ર નાટક જેવું દેખાશે. અર્ધાંગી શિવાય હિંદુનો ધાર્મિક અગર સાંસારિક વ્યવહાર અપૂર્ણ કહેવાય છે, અને સ્ત્રીહકનો ફાંકો ધરાવનાર પાશ્ચાત્યોમાં જુઓ તો દીકરો અગર દીકરી પરણે તેમાં માતુશ્રીનું કામજ નહિ ! હિંદુ લગ્નમાં તથા બીજી વિધિઓમાં બાપ એકલો કામનો નથી; મા વગર ચાલેજ નહિ. આ સ્ત્રીહકનાં બણગાં ફુંકનાર પાશ્ચાત્યોના મગજમાં આવી ભાવના આવવાને હજી કેટલી વાર છે ? આર્યના સંસર્ગથી તેમની આંખો કાંઇક ઉઘડી છે; પરંતુ હિંદુના સંસર્ગથી અગર તેવી દૃષ્ટિથી વિચાર થાય તોજ કાંઇક ખ્યાલ આવી શકે.

વળી એ પણ જુઓ કે હાલ 'લાકડે માંકડું' વખતે વળગાડે છે, તેવો બાલલગ્નનો તો આર્યોને ખ્યાલ પણ નહોતો. રૂક્મિણીએ શ્રીકૃષ્ણને ચીઠી લખી હતી તે ઉપરથી રૂક્મિણીની યોગ્યતાનો ખ્યાલ બધી રીતે આવી શકશે. હાલના કેટલાક સાંકડા મનના સનાતની કહેયરાવવાનો દાવો કરતા ગૃહસ્થો, હાસ્ય કરે છે કે સ્ત્રી ભણીને ચીઠી લખતાં શીખે; પરંતુ રૂક્મિણીનો દાખલો હજારોનાં મોં બંધ કરાવવાને બસ છે. ત્યાર પછી તેવા દાખલા ઘણા બન્યા છે. મુસલમાન કારકીર્દીમાં તથા રજપૂતોની કારકીર્દીમાં પણ તેવા દાખલા બન્યા છે. મેવાડપતિ રાજસિંહે ઔરંગઝેબના પંજામાંથી તેવાજ પરાક્રમથી ક્ષત્રિય કન્યાનુ રક્ષણ કર્યું હતું.

સ્ત્રી કેળવણીની વ્યાપ્તિ કેટલી છે, અને સ્ત્રીને શું હક હતા, તેમ કેટલી બાબતો તેઓ જોઈ શકતી તે સમજવા માટે જુઓ કે

દ્રૌપદીની, રાજ્યના ખાનગી ખાતાં ઉપર, રાજ્યની ધાર્મિક સંસ્થાઓ ઉપર એમ ઘણાં ખાતાંઓ ઉપર દેખરેખ હતી. કાયદાના વિષયમાં તો ખાસ નિષ્ણાત ગણાતી હતી. આ શિવાય **મૈત્રેયી, દમયંતી, સાવિત્રી, ગાર્ગી, તારા, અનસૂયા, સીતા,** આદિ ઘણા દાખલા છે. **સત્યભામા** અને **કૈકેયીએ** તો રણસંગ્રામમાં પણ ભાગ લીધો હતો. રજપુતાણીઓના અનુપમેય દાખલા જોઇએ તેટલા છે. મુગલોમાં **નૂરજહાંનો** દાખલો ઉત્તમ છે. છેવટમાં ઝાંસીની રાણી **લક્ષ્મીબાઇ** તથા ઇન્દોરની **અહલ્યાબાઇ** હોલ્કર સુવિખ્યાત છે. ધાર્મિક ઉંચામાં ઉંચા સંસ્કારનો દાખલો જોઇતો હોય તો **મદાલસા** જેવો દાખલો દુનિયામાં મળશે નહિ. પોતાના પુત્રોને જન્મ થતાં સાથેજ હાલરડામાં **તત્ત્વમસિનો** બોધ કરીને વિદાય કર્યા હતા! પોતાનાં છોકરાં માટે મોક્ષની આટલી બધી કાળજીવાળી સ્ત્રી દુનિયામાં કોઇ ઠેકાણે પાકી છે? પતિવ્રતામાં **અનસૂયા** અનુપમ છે. આ પ્રશ્નમાં પણ સનાતની અને સુધારક સત્ય દિલથી દુરાગ્રહ મુકીને ચર્ચા કરીને નિર્ણય ઉપર આવશે તો આ કાર્ય પણ અસંભવિત નથી, માત્ર સાચી દાનતની જરૂર છે.

## વિલાયત યાત્રા.

વિલાયત જવાના સંબંધમાં સ્થિતિ સંજોગો પ્રસંગ પ્રમાણે બદલાયા કરે છે. હાલની ક્રાંતિમાં પ્રતિબંધ ખસવા માંડયો છે, પરંતુ દરેક કાર્ય ધીમે ધીમે થાય છે. આ બંધન તોડનાર કેટલાક ઉચ્છૃંખલ અસંસ્કારી ગૃહસ્થોએ શરૂમાં એવી છાપ બેસાડી કે સનાતનીઓની લાગણી દુખ્યા વિના રહે નહિ, અને તેથી કરીને પક્ષો પડી ગયા, અને આંટી પડી ગઈ. પ્રતિબંધ થવાનું કારણ એમ લાગે છે કે પરદેશીનાં આક્રમણો થયાં તેથી રાજ્યલોભને અંતે ધર્મનું ઝનુન પણ દીઠું, ને તેથી કરીને હિંદુઓને "કાફર" તરીકે કેટલાક ઝનુની પરદેશી ગણતા

તેથી ઘણો ત્રાસ પડતો ને તેથી પશ્ચિમ તરફ જવાનોજ પ્રતિ- બંધ થતો હતો. બાકી જુઓ કે ઇસ્લામી હુમલાઓની અવલતો હિંદુસ્થાનનો વ્યવહાર સર્વત્ર હતો. "મ્હારા ધર્મવિચાર" ભાગ ૧ ના પ્રકરણ ૨ માં આ બાબતનો વિસ્તાર પૂર્વક ખુલાસો દેખાશે. હવે પાછી ચો તરફ શાંતિ છે એટલે વાંધો લેવાયજ નહિ, અને પૂર્વવત્ વ્યવહાર થવોજ જોઇએ. સ્મૃતિઓમાં કવચિત્ આર્યાવર્તની અંદર અંદર પણ અમુક પ્રદેશમાં નહિ જવા અગર નહિ વસવા લખેલું તેનો અર્થ એટલો કે, અમુક સમયમાં અમુક દેશમાં કાંઈ અનાચાર અગર વિઘ્નો હોવાથી સલાહ આપેલી માત્ર છે. સ્થળ સમયનો ફેરફાર હવે તો તદ્દન થઈ ગયો છે. શુદ્ધસજ્ઞાન સનાતની તો બાહ્ય શુદ્ધિ પાળશેજ, બાકી આ પરદેશ ગમનની એક ખુબી છે કે ફક્ત વિલાયત જાય તેજ, ન્યાત બહાર, બાકી એશિયા, આફ્રિકા ગમે ત્યાં જાઓ તેની પંચાત નથી. અનુમાનમાં અજ્ઞાનજ દેખાય છે, કેમ કે વિલાયતમાં ધર્મને નામે કોઇ પરદેશીના ઉપર જુલમ થયોજ નથી. આ પ્રતિબધ આપોઆપ શિથિલ થયો છે, અને હવે તો લગભગ અદૃશ્ય જેવો થયો છે. સનાતની કહેવરાવનારાઓ પણ ખામી સમજ્યા. હવે તો અહિં હિંદુસ્થાનમાં રહીનેજ, વિલાયતમાં જઇને અત્યાચાર તથા ભ્રષ્ટવેડા કરી શકાય તેટલા કરવાની સવડ મળે છે. અને તે પ્રમાણે થાય પણ છે તો પછી બિચારી વિલાયતની શી કસુર ? માત્ર દિલગીરી એટલીજ છે કે પ્રાયશ્ચિત્ત લેવાથાં વાંધો લેવાય છે. શ્રદ્ધા ન હોય તો ડહાપણની ખાતર સમાધાની, સંપ સલાહની ખાતર પણ કરવું જોઇએ; કાર્યદક્ષતામાંજ બધો ધર્મ છે.

આગળ બતાવ્યું છે તેમ પ્રાચીન કાળમાં તો આર્યોએ દેશપારમાં જઇને વસાયત કરી છે એટલે પ્રતિબંધ કદી હતોજ નહિ, એ સિદ્ધ વાત છે. વેદના વખતમાં વહાણોના ઉપયોગથી સમુદ્રપ્રયાણ સારી પેઠે થતુ હતું એમ દર્શાવવા પુષ્કળ વાકયો છે. ઋગ્વેદ જે સર્વથી

પ્રાચીન છે તેમાં સ્પષ્ટ છે (જુઓ ઋગ્વેદ સંહિતા ૧-૧૧૬-૩-૪-૫; ૫-૭-૮૮; ૩-૪-૫-૭-૫૫-૬; ૧-૨-૭ તથા ૧-૫-૬-૨; તથા યજુર્વેદ અધ્યાય ૬ મંત્ર ૨૧). સમુદ્રનો મુખ્ય દેવ વરૂણ છે. વસિષ્ઠ ઋષિ એક મંત્રમાં વરૂણ સાથે દરિયામાં વહાણમાં બેસીને ફરતા એમ કહે છે! ભુજ્યુ રાજકુમાર શત્રુઓને જીતવા ગયો હતો, ત્યાં વહાણ ભાગવાથી અશ્વિનિકુમારોએ મદદ કરી હતી ને બચાવ્યો હતો. 'હલેસા' નો ઉલ્લેખ પણ તે મંત્રોમાં છે. મનુસ્મૃતિમાં પણ પુષ્કળ ઉલ્લેખ છે. હાલના જમાનામાં આવા આધારની જરૂરજ શી છે? હવે તો દરેક ન્યાતની આંખો ઉઘડી છે, લંડન પારીસ મહા-યાત્રાનાં ધામ થઇ પડયાં છે! કાશી મથુરાં નહિ તો મુંબાઇ દીલ્હી તો ધામ ખરાંજ, પણ તે નાનાં ધામ! માટે આ પ્રશ્નની હવે ચર્ચાની જરૂર રહી નથી. હવે કોઈ ન્યાતમા ભાગ્યેજ ન સહન થાય તેવી અડચણ આવતી હશે. માત્ર ત્યાં જઇ આવીને ઉચ્છૃંખલ થવા શિવાય વિવેક વર્તન રાખે અને પ્રાયશ્ચિત્તને ડહાપણની ખાતર માન આપીને સારી અસર કરે તો ઘણો લાભ થઇ શકે એમ છે. આ બદલ હવે શિખામણની જરૂર નથી, હવે તો દેશીઓની સ્ટીમરની કંપનીઓ પણ થઈ છે. ત્યાં મોટા હિંદીઓએ મકાનો લીધાં છે, આફ્રિકા માફક વિલાયતમાં પણ મંદિરો બંધાય એટલે બસ. એકાદ ધર્મગુરૂ ને તેમા પણ કોઇ વૈષ્ણવ આચાર્ય વિલાયતની યાત્રા કરે એટલે પછી આનંદ! 'યાત્રા ભયો ભયો!'

આ ઠેકાણે એટલું કહેવાની જરૂર છે કે વિલાયત જનારમાંથી નેવું ટકા તો તેજ સંસ્કારવાળા હોવા જોઇએ. હિંદુપણું ભુલવાજ ઘણી યાત્રાઓ થાય છે. માત્ર હજારોમાંથી એકાદ જે વ્યક્તિ તેમાં પણ ખાસ બ્રાહ્મણ-આત્માના ઉત્કર્ષમાં પડયો હશે તેને આ યાત્રાનું મન થવાનું નથી, બાકી ઇશ્કી ગૃહસ્થો વિલાયત શા માટે જાય છે? ત્યાં જઇને શું પરાક્રમ કરે છે, અને સ્વાર્થ અગર પરમાર્થ કેટલો કરે છે તે કોનાથી અજાણ્યું છે? ઇશ્વર સારૂંજ કરે છે.

# મૂર્તિપૂજા.

મૂર્તિપૂજાનું પ્રસંગોપાત્ વિવેચન સમાજોના પેટામાં સહજ થયુ છે, પરંતુ આ પ્રશ્ન ઘણો મહત્વનો હોવાથી તેને ફરી સ્વતંત્ર સ્થાન આપીએ. મનુષ્યની ક્રાંતિઓ, જેમ જન્માંતરમાં થાય છે તેમ એક જન્મમાં પણ ઘણી ક્રાંતિઓ થાય છે, એ બદલ દરેકને પ્રત્યક્ષ અનુભવ થયો હશે, અને ન થયો હશે તો સહજ વિચાર કરશે તો સમજાશે. વિદ્યાર્થી અવસ્થામાં જે વખતમાં બંગાળાના બ્રહ્મસમાજના પ્રસિદ્ધ વક્તાઓ પ્રતાપચંદ્રસેન, શિવનાથ શાસ્ત્રી વગેરે ચો તરફ ગર્જના કરતા અમદાવાદમાં આવ્યા, ત્યારે ઇંગ્રેજી શિક્ષણ લેતા બાળકોને, અને તેમાં પણ જરા તીવ્ર લાગણીવાળાઓને અસર થઇ જતી તેમાં આશ્ચર્ય નથી. મુસલમાન ખ્રિસ્તિ ધર્મવાળાની મૂર્તિ માટે નિંદા સાંભળી, આ બંગાળી વક્તાઓ, પોતાના થઈ બોલવા માંડયા તેથી ઘણાને અસર થઇ. પ્રાર્થનાસમાજની ભવ્યતાનું આકર્ષણ બહુ થયું. વિશેષમાં, આગળ કહ્યું છે તેમ પ્રાર્થનાસમાજના આગેવાન મહાત્મા ભોળાનાથભાઇ મહાન કવિ તથા ભક્ત હતા અને સાથે શ્રીમંતાઈ તથા ગૃહસ્થાઇમાં પણ અગ્રસ્થાને હતા. બ્રહ્મસમાજના કેશવચંદ્રસેનની માફક દેવ જેવા હતા. તેમના પ્રતાપની, તેમની આકર્ષક શક્તિની અને તેમના ઔદાર્યની, જેઓ તેઓશ્રીના સમાગમમાં સહજ પણ આવ્યા હશે તે જીંદગી પર્યંત ભૂલશે નહિ. મૂર્તિપૂજામાં સાધારણ વર્ગનું અજ્ઞાન તથા મૂર્તિપૂજાના વિકાર દેખીને યુવાન રક્ત ઉછળવાથી કંઇક સમય પણ મૂર્તિ નિંદાના ધંધામાં ઘણા યુવકોને ભળવાનું થયું; પરંતુ પ્રાચીન રક્ત કેમ બદલાય? પાછળથી શાંતિથી વિચાર કરતાં કાળે કરીને મૂતર્તિપૂજાનું રહસ્ય સમજ્યા પછી જે આનંદ થાય છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. આ સુધારક પ્રવૃત્તિથી મૂર્તિપૂજાનું શોધન કરવાનું પણ ઘણાને સ્ફૂર્યું. કૈલાસવાસી શારદાપીઠના શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વર મહારાજ

બ્રહ્મચર્યાવસ્થામાં અમદાવાદ આવ્યા હતા ત્યારે મૂર્તિપૂજા વેદવિહિત છે એમ બાર દિવસ ભાષણ કરીને સ્થાપિત કર્યું હતું. બ્રહ્મોસમાજ વાળા, પ્રાર્થના સમાજવાળા, આર્યસમાજવાળા, એમ કોઇ તેઓશ્રીને જવાબ પણ આપી શક્યું નહોતું. બીજા શાસ્ત્રી તથા આચાર્યોએ પણ કાંઇક જાગ્રતિ બતાવી હતી. આ બધાનું પરિણામ સાધારણ એમ આવ્યું કે બંને પક્ષ પોતાની ખામી હતી તે સમજ્યા.

આગળ કહ્યું છે છતાં ફરી કહેવું પડે છે કે ખ્રિસ્તિ અગર મુસલમાન, મૂર્તિપૂજાનું જે રૂપ આપે છે તે કેવળ ગેરસમજ છે. માટે પ્રથમ મગજમાંથી એ મેલ કાઢી નાખી અને મગજ સ્વચ્છ કરી પછી સત્ય વસ્તુની શોધમાં સ્વચ્છ મનથી પ્રવૃત્તિ કરાય એટલે સત્ય અગર તત્ત્વ જડશે. જે મૂર્તિપૂજાના ખંડનમાં સમાજીયો પ્રવૃત્ત થયા હતા ને હજી થાય છે, તે બધાનું મૂળ ખ્રિસ્તિ પાદરીઓ તથા કાંઇક અંશે ઇસ્લામી બંધુની ગેરસમજ દેખાય છે! હ૦ મહંમદ પયગમ્બર સાહેબ તથા ઇસુ ખ્રિસ્તને રાક્ષસી મૂર્તિપૂજાથી સોસવું પડયું હતું તેથી તેવી વિપરીત ધૂન, એમના અનુયાયિઓમાં ચાલી આવે છે. એ મૂર્તિપૂજા નિરીશ્વરવાદી તેમ કેવળ નાસ્તિક હતી. આર્ય મૂર્તિ-પૂજામાં તેવું સ્વપ્નું નથી, ઉલટી ઉંચામાં ઉંચી ઇશ્વર ભાવના છે.

હાલની મૂર્તિપૂજા તે શાસ્ત્ર પ્રમાણે ઉપનિષદ્‌ની 'પ્રતીક' સમજવાની છે. 'પ્રતીક' એટલે 'ચિન્હ' **इतरांशास्त्रमतेनः स्वोपास्यस्वम्. यतः प्रतीकेषु तद्दृष्ट्याध्यारोपणम् प्रतिमादिषु इव विष्ण्वादीनाम्.** જેવી રીતે મૂર્તિ આદિમાં વિષ્ણુ ભગવાનની ભાવના કરીને વિષ્ણુની પૂજા કરી શકાય છે, તેવી રીતે પ્રતિમાઓમાં બ્રહ્મની ભાવના કરીને બ્રહ્મની પૂજા કરી શકાય છે. જે વસ્તુમાં બીજી વસ્તુનું આ-રોપણ કરી ધ્યાન કરાય તે પ્રતીક, જેમ કે પ્રણવં ॐ તે બ્રહ્મનો પ્રતીક, તેને બ્રહ્મ સ્વરૂપ જાણી ધ્યાન કરનાર બ્રહ્મરૂપને પામે છે. 'પ્રતીક' તે અમુક ભાવના—અર્થ, યોજના, સંજ્ઞા છે; પછી તે મૂર્તિ-

રૂપે, ગ્રન્થ રૂપે, કથા રૂપે, છબી રૂપે, ક્રોસ રૂપે, પથ્થરના કટકા (કાબાં) રૂપે, કુવા નદી વગેરેનારૂપે એમ ગમે તે રૂપે પૂજાય; પરંતુ એ બધી મૂર્તિપૂજાઓજ છે. માત્ર ખ્રિસ્તિ મુસલમાનમાં જે મૂર્તિપૂજા હતી, તે ' પ્રતીક ' ની ભાવનાથી નહિ પણ મૂર્તિનેજ એટલે કે તે મૂર્તિદર્શક દેવને સાક્ષાત્ સમજીને પૂજા કરતા હતા; એટલે તેમની મૂર્તિપૂજા તે ' આઇડોલેટ્રી ' Idolatry અગર Heathenism ખરાં, પરંતુ આર્ય મૂર્તિપૂજાને એ કિતાબ લાગુ પડી શકે નહિ. કદાચ Image' worship કહીએ તો ચાલે. જે વસ્તુ તે નથી, તેમાં તેની ભાવના કરવી એ પ્રતીક ઉપાસના. હવે " પ્રતિમા " અગર " પ્રતીક " પૂજા અને મૂર્તિપૂજામાં બારીક ભેદ છે, પરંતુ તેટલા ઉંડા પાણીમાં ઉંડા ઉતરવાની જરૂર નથી. આપણા કાર્ય માટે બંનેને એક કહીએ તો ચાલે તેમ છે. પ્રતિમા, ઇષ્ટ વસ્તુનો ખ્યાલ આપી શકે છે. મૂર્તિ અગર પ્રતિમા તે બ્રહ્મ નહિ, પણ તેનો ખ્યાલ આપનાર પદાર્થ **अब्रह्मणि ब्रह्मदृष्टया अनुसंधानम्** એટલે કે બ્રહ્મને સ્થાને અબ્રહ્મને માનીને ભક્તિભાવથી તેનું ( બ્રહ્મનું ) મનન કરવું તે. વેદમાં પ્રતીક ઉપાસના કહી છે, તે જો સમજવામાં આવે તો શંકા રહે નહિ. ઉપર કહ્યું કે ' પ્રતીક ' એટલે જે વસ્તુ તે નથી તેમાં તેની ભાવના કરવી તે પ્રતીક ઉપાસના. અર્થાત્ બ્રહ્મ નથી તેને બ્રહ્મ ધારીને–તેમાં બ્રહ્મની ભાવના કરીને–ઉપાસના કરવી તે પ્રતીક ઉપાસના. આજ ધોરણે છાંદોગ્ય ' ઉપનિષદ્ના ૭ મા અધ્યાયમાં **मनो ब्रह्म इति उपासीत, आदित्यो ब्रह्म इति उपासीत** એમ લખેલું છે. આ પ્રતીક ઉપાસના–મૂર્તિપૂજા–સામે ખ્રિસ્તિ, મુસલમાન અગર બીજા કોઇ વાંધો લઇ શકશે ?

શ્રુતિમાં જેમ ' પ્રતીક ' ઉપાસના છે તેમ બીજી પ્રણવોપાસના પણ કહી છે. ૐના ચાર ભાગ **अ–उ–म** અને **अर्धमात्रा** એ ચારેતો ' સ્થૂળ, ' ' સૂક્ષ્મ, ' ' કારણ ' તથા ' તુરીય ' એમ ચાર અવસ્થાઓ છે; એ ચારે અવસ્થાથી ઉપહિત જે શુદ્ધ ચેતન તેજ હું છું એમ

નિરંતર ચિંત્વન કરવું તેજ 'બ્રહ્મોપાસના,' અને તેવી ઉપાસનાથી પણ બ્રહ્મભાવને પમાય છે.

ઘણીજ સરળ ભાષામાં કહીએ તો મૂર્તિપૂજા એ માણસના મનના વિકારની એકાગ્રતા કરવા માટે એક કેન્દ્રબિંદુ ( Focus ) છે. આપણને સ્કુલ કોલેજમાં પ્રકાશ અને 'શબ્દ' (Light and sound ) માં પ્રયોગ બતાવે છે, તે વખત જેમ એક છેડા ઉપરની તબકડી ( Reflector ) માં દીવો સળગાવો અગર ઘડીઆળ રાખો તો સામા છેડા ઉપરની તબકડીમાં જ્યાં તેનું કેન્દ્રબિંદુ આવ્યું હોય, ત્યાં રૂ મુકયું હોય તો તે આપોઆપ સળગે છે, અને સામી તબકડી પાસેની ઘડીઆળ જાણે કે કાન પાસેજ હોય તેમ સંભળાય છે. હાલ પણ આપણે સૂર્યનાં કીરણો કાચ ઉપર ભેગાં કરીને રમતના કાચથી અગ્નિ પેદા કરીએ છીએ. મતલબ કે ઇશ્વરી ગુણોનું મૂર્તિની કલ્પનામાં સર્વ સદ્‌ગુણનું આદર્શ રૂપે સ્વરૂપ કલ્પવું, અને પછી તેને એક ચીજમાં એકત્ર કરવું, ને તે ઉપર એકાગ્રતા કરી પોતાના મનમાં અગર કહો કે હૃદયમાં એ બધું ઉતારવું, એટલે યોગબળથી અગર અભ્યાસથી જે માણસ પોતાના ઇષ્ટની મૂર્તિનો સાક્ષાત્કાર કરે છે તેમ આવા યોગવાળો માણસ શુદ્ધ વર્તન રાખીને પોતાના હૃદયમાં ઉત્તમ ગુણો એકઠા કરી શકે છે, અને તેથી સરવાળે પોતેજ તે મૂર્તિમય એટલે કે ઇશ્વરી ગુણ સંપન્ન થાય છે, અને અંતે તે મોક્ષ પામે છે. મૂર્તિપૂજામાં પણ, કર્મ અગર જ્ઞાનમાં થવી જોઇએ તેવી એકાગ્રતા ન હોય તો આગળ દાખલો આપ્યો છે તેમ સસરો પૂજામાં છતાં દીકરાની વહુ કામ કરતી હતી તેને કોઇએ પૂછ્યું કે "તમારા સસરા કયાં છે"? ત્યારે કહે કે "ઢેડવાડે ગયા છે," તેવી સ્થિતિ થાય. વહુ કામ કરતી હતી પણ એકાગ્રતાવાળી હતી, તેથી સસરાનું મન ઉઘરાણી માટે ઢેઢવાડે ગયેલું દેખ્યું, અને સસરો સ્થૂળથી પૂજામાં છતાં વ્યગ્રતાને લીધે કેવળ ઢોંગીજ હતો. આવી મૂર્તિ-

પૂજાનો શો અર્થ ? હવે જેવી રીતે ઘરમાં મૂર્તિનો લાભ એક માણુસ અગર કુટુંબ લઇ શકે છે, તેમ મંદિરની મૂર્તિનો લાભ એ છે કે ત્યાં અનેક પ્રકારના ભકતો, વિદ્વાનો તથા પવિત્ર આત્માઓ, યેનગીઓ વગેરે જવાથી તેમજ મન્ત્રોચ્ચારણુધ્વનિના વાતાવરણુમાં ઉત્તમ સંસ્કાર પડી રહેલા હોય છે, ( મંત્રના શુદ્ધ ઉચ્ચારથી તથા શબ્દોની રચના અનુભવ સિદ્ધ બનેલી હોવાથી તેના બળ વિશે વિદુષી આન્ની નીસાન્ટનો ખુલાસો વાંચશો એટલે બસ છે ) તેથી માણુસને એકદમ શ્રદ્ધા તથા ભાવ ઉપજે છે ને તેથી એવી વાતો સંભળાય છે કે કાશી વિશ્વેશ્વરની આરતિમાં અગર પંટરપુરમાં વિઠોબાના મંદિરમાં અગર બેટના શ્રી દ્વારકાંધીશના મંદિરમાં મોટા નાસ્તિકને પણુ અસર થઈ જાય છે; તેમ શ્રીનાથજીની સ્હાયબી અગર દ્વારકાધીશની મૂર્તિ સામું જોતાં તથા કાશીવિશ્વેશ્વરની આરતિ વખતે ઘણુાને અપૂર્વ આસ્તિક ભાવ ઉપજે છે, અને તેથી પોતાનું મનોબળ સરવાળે વધે છે. આ સ્થળોમાં ચોવીસે કલાક આનંદ રહે છે, કેવળ આનંદનાં ધામજ જોઇલ્યો. તુલસીદાસના આગ્રહથી શ્રીકૃષ્ણુની મૂર્તિને ધનુષબાણુ લઇને રામચંદ્ર તરીકે દર્શન આપવા પડયાં હતાં. આધુનિક રામકૃષ્ણુ પરમહંસના દેવીના સાક્ષાત્કારથી તો ભાગ્યેજ કોઈ અજ્ઞાત હશે. માણુસ પોતાનુંજ અનુકરણુ કરી શકે છે. મૂર્તિમાં પ્રથમ જીવારોપણુની ક્રિયા થાય છે ને પછી તેની ઉપાસના જીવો કરે છે તેમાંથી તત્ત્વજ્ઞાનથી વિચાર ને તેમાંથી બાહ્યજ્ઞાન તથા આખર આંતરજ્ઞાન થાય છે, હાલના ભૌતિક × શાસ્ત્રવાળા પણુ મૂર્તિનું

---

× Herendranath Datt of Culcatta says·— Image is formed by the vibretions of ether or any other medium. When hymns are uttered, with some act or acts, images are formed in the air through the vibrations of ether. પારીસની મેડમ

પ્રતિપાદન કરે છે, **તુલસીને** દર્શન આપ્યાં તેજ આંતરજ્ઞાન. દેવ દેવસ્થાન યાત્રા વગેરેના, બીજી દષ્ટિબિંદુઓથી અનેક ફાયદા છે, તે બધાનું નિરીક્ષણ અત્રે જરૂરનું નથી. ગોપીઓમાંની પ્રત્યેક, વ્રજમાં શ્રીકૃષ્ણ રૂપેજ દેખાતી. **મીરાંબાઇને** સર્પ અને ઝેર પણ કૃષ્ણરૂપ થયાં હતાં. આ બધું મનોબળના ઉત્કર્ષનું પરિણામ છે. થીઓસોફી આ બાબત બહુ સારી રીતે સમજાવે છે, વધારે રહસ્ય સમજવા માટે દ્રોણના ભિલ્લ શિષ્યનું વૃત્તાંત ઘણું બોધદાયક છે. શૂદ્ર હોવાથી અપાત્ર ગણી આ ભિલ્લને શિખવવું દ્રોણે બંધ કર્યું ત્યારે તેણે દ્રોણની હયાતિમાંજ તેનું પૂતળું મુકી તે પૂતળા પાસેથી ધનુર્વિદ્યા શિખ્યો હતો. આ પ્રમાણે હોય તો ઇશ્વરના નામની મુર્તિના પ્રશ્ન માટે અવકાશજ ક્યાં રહે છે?

મહાત્મા **એકનાથ** માનસિક પૂજા કરતા હતા તેવામાં એક બીજા મહાત્મા આવ્યા, તેઓ બહાર એકનાથજીને ઉઠવાની રાહ જોઇને બેઠા. બહુ વાર લાગી તેથી ધ્યાનસ્થ જ્ઞાનદષ્ટિથી જોયું તો શ્રીકૃષ્ણના માથાનો મુગટ પહેરાવીને પછી પુષ્પની માળા પહેરાવતાં મુગટ મોટો હોવાથી નડવા માંડ્યો, ને તેની ગડમથલમાં બહુ વખત ગયો; આ પ્રમાણે જ્ઞાનદષ્ટિથી જોઇને બહારના મહાત્માએ કહ્યું કે "માનસિક માળા જરા પહોળી કરો." **રામાનંદ** મહાત્માએ **કબીર** સાહેબને બોલાવ્યા તે વખતે બહાર બેઠા તે પ્રસંગે **કબીરે** પણ આવાજ પ્રકારની સૂચના કરી હતી.

પેશ્વા સરકારના દરબારમાં અમદાવાદના એક બ્રાહ્મણે નાગપંચમીનું પૂજન કરાવ્યું ત્યારે કોઇ કહે કે 'ભીતના નાગને પૂજ્યા તેમાં શું વળ્યું?" આ ઉપરથી તે બ્રાહ્મણે સ્નાન કરી શુદ્ધ થઇને

---

**હેનલન** તથા માન્ચેસ્ટરના પ્રો૦ વુડના બખતરા માટે જુઓ પાન ૩૬૬–૩૬૭.

મંત્રથી આવ્હાન કરતાં, તેજ ભીંત ઉપર ચિતરેલો નાગ પ્રત્યક્ષ પ્રગટ થયો ને પેશ્વા સરકારે તેનું પૂજન કર્યું. આ પરાક્રમથી ત્રણ ચાર પેઢી સુધી તેમના વંશજોએ રૂપીયા ૧૫૦૦) નું વર્ષાસન ખાધું. છેવટનો પુરૂષ **નરભેરામ** મૈયત થવાથી વારસ નહિ હોવાથી બંધ થયું. ને તેની બધી સ્થાવર મિલકત વેચાઇ ગઈ.

ઉપર પ્રમાણેની મૂર્તિપૂજા તેજ મૂર્તિપૂજા સમજવાની છે. મૂર્તિનું રહસ્ય સમજવા માટે મહાભારતમાં એક બ્રાહ્મણની હકીકત આવે છે તે લક્ષ આપવા જેવી છે. આ બ્રાહ્મણ દરરોજ પોતાના માનસિક બળથી શ્રીકૃષ્ણની મૂર્તિ ખડી કરીને પછી પૂજા કરતો એ સંબધમાં મૂર્તિપૂજા કેવી રીતે કરવી તેનું વર્ણન તથા વિવરણ ઉત્તમ કરેલું છે.

એક ક્ષત્રિય રાજપુત્રે લઢાઇના મેદાનમાં ઘોડા ઉપર બેસીને પોતાના ઇષ્ટની માનસિક પૂજા કરી તેમાં નૈવેદ્ય ધરતાં કઢી ઢોળાઈ ગઇ, તેથી પોતાનું અંગરખું કઢી વાળું થયું. આનુંજ નામ મૂર્તિપૂજા.

શ્રીમદ્‌ભાગવતમાં મૂર્તિપૂજનવિધિ કહ્યો છે તેમાં એક પછી એક અવયવનું ધ્યાન કરી છેવટ બધું છોડી દેવું એમ વિધિ કહેલો છે. છોકરીઓ ઢીંગલા ઢીંગલી રમે છે; પરંતુ લગ્ન થઇ સંસાર માંડયા પછી ઢીંગલીના સામું પણ જુએ છે? ઉલટું છોડીઓ રમતી હોય તો ક્વચિત્ ગુસ્સે પણ થાય. સાધારણ બુદ્ધિવાળો એટલો તો ખ્યાલ કરી શકે કે જે પ્રજાતત્વમાં એક છે તે મૂર્તિને પરમેશ્વર માનવાની મૂર્ખાઈ કરી શકે ખરી? મૂર્તિના મંત્રવિધાનથીજ પૂજ્ય થાય છે, કેમ કે ચેતન મુકાય છે. જે વસ્તુને જે મનુષ્ય ચેતન આપી શકે તે મનુષ્ય તે ચીજને પરમેશ્વર માને એ સંભવિત છે? **किंबहुना!**

શ્રીમદ્‌ભાગવતમાં વળી ખરી ઉત્તમ પૂજા માનસિક કહેલી છે, ઉપાસના સિદ્ધ થતા સુધી કર્મ કરવાની અને જ્ઞાન થયા પછી બંને

છોડી દેવાની છુટ છે. શાસ્ત્ર માત્રમાં માનસિક પૂજા ઉત્તમ કહી છે, શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધના ૨૭ મા અધ્યાયમાં આઠ પ્રકારની પ્રતિમામાં છેવટની માનસિક કહેલી છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે "મને મનુષ્ય રૂપે સમજે તે મૂઢ છે." જ્યાં મનુષ્યકોટિમાં રહેવાની મનાઇ ત્યાં પછી મૂર્તિપૂજાને સ્થાન ક્યાંથી મળે ?

આ બધામાં સવાલ માત્ર અધિકારનો છે; ધોરણે ધોરણે ચઢીને 'મેટ્રીક' પાસ થઇને યુનિવર્સીટીમાં જવાય તેવો ક્રમ છે. શુકદેવજી જેવો એકદમ "બી. એ." અગર "એમ. એ." થવા જેવો કોઇ પુરૂષ હોય તો તે સામે વાંધો નથી.

નિર્ગુણ નિરાકાર અને નિર્વિકાર પરમાત્માને મેળવવા માટે ત્રણ પગથીયાં ચડવાં પડે છે. પ્રથમનું મૂર્તિપૂજા, બીજું અવતાર, અને ત્રીજું અંતરાત્મા. આ ત્રણ પગથિયાં ચડયા પછી છેવટ નિર્ગુણ નિર્વિકાર આત્માનું દર્શન થઈ શકે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે સ્થૂલ મૂર્તિપૂજા સાધારણ પામર સાટેજ છે. સૃષ્ટિમાં મોટો ભાગ પામરનો છે, પછી જો મદ્ય આદિ પીવાને અગર વ્યભિચાર વગેરે અત્યાચારને શંકરના અદ્વૈતનો આધાર બતાવી દુનિયાને ઠગવામાં પોતેજ ઠગાઇને કોઇ દંભી પુરૂષ ધર્મનું વગોણું કરે અને પોતે પાયમાલ થાય તો તે પોતેજ દોષપાત્ર છે. શ્રીમદ્ભાગવતમાં સત્યયુગ માટે ધ્યાન, ત્રેતા માટે યજ્ઞ, દ્વાપર માટે સેવા એટલે કે પૂજન મૂકેલું છે; અર્થાત્ મૂર્તિપૂજા ત્રીજે નંબરે છે. વળી દ્વાદશ સ્કંધના ૧૧ મા અધ્યાયમાં મૂર્તિપૂજામાં વિરાટ્ સ્વરૂપ અને આધ્યાત્મિક જ્ઞાન દેખાશે; બીજું કાંઇજ નથી. ઇશ્વરની ઓળખ સારૂ જેને ક્રિશ્ચિયનો મૂર્તિપૂજા (Idolatry) કહે છે તે, અગર હ૦ મહમદ પયગમ્બર સાહેબે અરબસ્તાનમાંથી કહાડી તેવી મૂર્તિપૂજા આર્યશાસ્ત્રમાં છેજ નહિ. ત્રીજા સ્કંધના અધ્યાય ૨૯ તથા ચોથાના અધ્યાય ૨૧-૨૨-૨૪-

આ ત્રણે સમાજોના પૂજકોનો મૂર્તિપૂજા સામેનો દ્રોહ અજાયબ છે. એ મહાત્માઓને ખાસ વિનંતિ એટલીજ કે તેમના નિર્ગુણ કે સગુણ પણ નિરાકાર બ્રહ્મ અગર એક ઇશ્વરને ભલે માને; તેમનો તે પ્રમાણે અધિકાર પ્રાપ્ત થયો હોય તો કોઇની ના નથી; એ માર્ગ પણ વેદ વિહિત છે, વળી ઉત્તમ છે: પરંતુ બીજા મધ્યમ અગર કનિષ્ટ અધિકારીઓ તરફ તિરસ્કાર નહિ કરતાં દયાની અથવા નિદાન ઉપેક્ષાની દૃષ્ટિ, બધુભાવથી કરવામાં આવે અને સહિષ્ણુતાથી તેમને પણ માન આપતાં શિખવામાં આવે તો કાંઈ નુકસાન છે? મૂર્તિપૂજા શું છે એ સમજવાથી અગર સમજવાનો પ્રયત્ન કરવાથી અભડાવાશે નહિ. વટલાવાશે નહિ, કે ન્યાત બહાર પણ થવાશે નહિ. સમાજીને આ ત્રણમાંથી એકે ધાસ્તીની પરવા નથી, તો પછી શું નુકશાન છે તે સમજાતું નથી. એક નવા સુધારાના હિમાયતી રાજાનો એક મહાત્મા સાથે કોઇ પ્રશસ્ત મંદિરમાં સમાગમ થતાં વાતચિત થઇ: રાજા બહારથી પગે લાગ્યા ( વિવેકની ખાતર ) ત્યારે મહાત્મા કહે કે " મંદિરમાં જઇને ભગવાનનાં દર્શન થાય તો સારૂં." રાજા કહે " મૂર્તિનાં દર્શન કરવા કરતાં તેના ઘડનાર સલાટનાં કરીએ તો શું હરકત?" ત્યારે મહાત્મા કહે કે "હવે પાછા વળતાં હોડીમાં બેસવાને બદલે અગર ગાડીમાં જવું હોય તો ગાડીને બદલે બનાવનાર કારીગરને ખભે બેસીને જવાય તો શું હરકત'? વાસ્તવમાં બનાવનાર અને બનેલી વસ્તુ અલગ ચીજો છે ને તેનાં કાર્ય પણ જુદાં છે. રાજા બહુજ વિચક્ષણ અને વિદ્વાન હોવાથી આગળ કાંઇ બોલ્યા નહિ. આ ન્યાયથી તો દાળમાં કડછીને બદલે બનાવનાર લુહારને નાખ્યો હોય તો શું હરકત?

મૂર્તિને નિંદનાર પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક ક્ષણે પોતે મૂર્તિપૂજક છે, એ બદલ તેને કદાચ ભાન પણ નહિ હોય; હૃદય તથા મગજ ખુબ તપાસી જુએ તો ગમ પડે. ઇષ્ટ મિત્ર, દૃષ્ટ આશક અથ

માશુક, અથવા છેવટ કોઇ ઇષ્ટ ચીજની તસ્વીર ઉપર કેટલી ગાંડાઈ કાઢવામાં આવે છે, તેનો ખ્યાલ કરો. ઠામ ઠામ કીર્તિ માટે બાવલાં પૂતળાં, દેખાય છે, તેને સલામો થાય છે, ટોપી ઉતારવામાં આવે છે, ફુલ ચડાવવામાં આવે છે, આ બધાને શું કહેવું? રાજ્યકર્તાના બાવલાને યોગ્ય માન નહિ આપવાથી અથવા તેનું કોઇ પણ પ્રકારે અપમાન કરવા બદલ ફોજદારી ગુન્હો સુદ્ધાંત થાય એ કેવી ભયંકર મૂર્તિ-પૂજા? મુવેલા માણસની તસ્વીર ઉપર ફુલ ચડાવવાં એનો શો અર્થ? મૂર્તિપૂજાના દુશ્મન કેશવચંદ્રસેનને તેના અનુયાયીઓ, જીવતા પારણામાં ઝુલાવે એ કેવી મૂર્તિપૂજા?

મૂર્તિપૂજાવાળાં મંદિર વગેરેનો, વ્યવહાર દૃષ્ટિથી વિચાર કરતાં કેટલા ફાયદા છે તે ગણાવી પણ શકાય નહિ. થાકેલા, હારેલા, કંટાળેલા મનુષ્યને મંદિરમાં જવા સાથે આનંદ શિવાય બીજી વાતજ નહિ! મંદિરમાં શોક, સંતાપ, સૂતક, ઇર્ષ્યા, કલેશ, કાંઇ ન મળે, કેવળ આનંદનુંજ ધામ! દૂરથી આવતા મુસાફરોને બીકના માર્યા, અગર બીજી રીતે કંટાળેલાને, કવેળાએ જરા મુંઝવણ થાય તેવા સમયમાં મંદિરની આરતિના ઘટા, શંખ, નગારાના વગેરેના નાદથી કેટલો હર્ષ થાય અને કેટલી હિંમત આવે, એ બધુ રેલ્વે શિવાય બીજી રીતે મુસાફરી કરનારનેજ સમજી શકાય. વળી દેવ દરબારમા રંક રાય બધાજ સરખા! રાજાનો પણ રાજા માની બધા નીચા વળીને પગે લાગે! આ પ્રમાણે સૂક્ષ્મ તત્ત્વોના લાભ ઉપરાત વ્યવહારિક પણ અનેક ફાયદા છે, અસ્તુ.

એ વાત ભાગ્યેજ ખ્યાલની બહાર હશે કે, ખ્રિસ્તિ તથા ઇસ્લામી ધર્મ દુનિયામાં ફેલાવવા ભગીરથ પ્રયાસો થયા, તે સાથે મૂર્તિપૂજા સામે આટલી શત્રુતા છતાં પણ મૂર્તિપુજકોની સંખ્યા દુનિયામાં વધારે છે, લગભગ ૫૪ ટકા છે. કુદરતની ખુબી એટલીજ કે જે મૂર્તિપૂજાના ખાસ નિંદક છે તેજ ખાસ મૂર્તિપૂજક છે; માત્ર

પોતાને ભાન નથી. પોતે ચુસ્ત મૂર્તિપુજક છે એમ સમજાતું નથી. વ્યક્ત વસ્તુ શિવાય અવ્યક્તનો ખ્યાલ કેવી રીતે થઇ શકશે? એકડો કાઢી બતાવ્યા શિવાય તેનો ખ્યાલ કેવી રીતે થઇ શકશે? કેવળ નિરાકાર ભજવો હોય તો પછી સમાજો માટે મંદિર શા સારૂ બાંધવાં જોઇએ? ખ્રિસ્તિ માટે 'ચર્ચ' શા સારૂ જોઇએ? ઇસ્લામી માટે મસ્જિદ શા સારૂ જોઇએ? મસ્જીદમાં પાછા મક્કા શરીફ તરફ મોં કરીને ઉભા રહીને બંદગી શા સારૂ કરવી જોઇએ? સમાજીઓને 'ઓમ્' (ૐ) ક્યાંથી પવિત્ર થયું! ખ્રિસ્તિઓનો 'ક્રોસ' (cross) કેમ પવિત્ર? ઉંચાં નેત્ર કરી, હાથ ઉંચા કરી, અથવા ભેગા કરી કોના તરફ જુઓ છો? ક્યાં જુઓ છો? કઇ આંખે જુઓ છો? કોને માટે શોધ કરો છો? ઇસ્લામીઓ કાબાની પ્રદક્ષિણા તથા ચુંબન આદિ કરે છે તે મૂર્તિપૂજા કે બીજું કાંઈ? તેમજ ખ્રિસ્તિઓ જેરૂસેલમમાં તેવીજ રીતે લાલ છાંટવાળા પથ્થરને ચુંબન કરે છે એ શું? શિખબંધુ ગ્રંથને પૂજે છે, તેમાં મૂર્તિ કરતાં પણ કેટલો વધારે ભાવ છે? આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે ઉંડા ઉતરીને જોવાથી જણાશે કે મૂર્તિપૂજાને નિંદનાર ધર્મ પંથ અગર સમાજવાળા, વાસ્તવમાં પોતેજ ચુસ્ત મૂર્તિપૂજક છે.

માયાનો અજબ ખેલ છે. જે મૂર્તિપૂજાથી યુરપ એશિયામાં અધોગતિ થવાથી પયગંબરો જન્મીને મૂર્તિપૂજાનો નાશ કર્યો તે મૂર્તિપુજા આર્ય જેવી સંસ્કારી પ્રજામાં માન્ય! જે 'જ્ઞાન' ના કારણથી આદમનું પતન ખ્રિસ્તિ ધર્મ પ્રમાણે થયું તે 'જ્ઞાન'થી આર્યનો મોક્ષ! અસ્તુ.

હવે માયાની ખુબી એ જોવાની છે કે મૂર્તિનિંદક પાશ્ચાત્યો આજની ઘડીએ પણ કેટલા મૂર્તિપૂજક છે તે જરા જોઇએ.

શેકસ્પીઅરક્લબમાં તેની છબીને માન, પેટ્રનસેંઈંટની છબીને

અથવા ક્રોસને શીર ઝુકાવવામાં આવે, ઇસ્લામીઓમાં પણ વહાબી-ઓનો બીજા સાથે ઝઘડો અને તેનું કારણ પણ બીજાઓની કહેવાતી મુર્તિપુજા સામે વિરોધ. રૂશીયામાં કાર્લમાર્ક્સની છબીને હાર તોરાથી દુકાને દુકાને પૂજાય, લેનિનની છબીઓ દુકાને દુકાને, સ્ટીમર ઉપર, ફેરીઆઓ, પુસ્તકો વેચનારની દુકાને, દરજીના સંચા ઉપર, ધાર્મિક વેચનારની દુકાને પણ તેની છબીને હાર તોરા! ધર્મમંદિરો તો ઠીક પણ ઘેરઘેર જે ધર્મનાં મંદિર-સ્થાન હોય ત્યાં, ઓફીસોમાં, કારખાનામાં પણ તે માટે ખાસ જગા મંદિર જેવી હોય છે. તેની મૂર્તિ આગળ 'ક્રોસ' પણ કરે છે. મોસ્કોમાં તેની સમાધિ છે તે તીર્થયાત્રાનું ધામ ગણાય છે. આખા યુરપના મજુરવાદીઓની ખાસ યાત્રા છે, તેની સંવત્સરી ઉજવાય છે, લોક સભાઓમાં તેની ખુરશી દેવની માફક ખાલી રાખવામાં આવે છે ને તેની પૂજા થાય છે; જાણે કે એક નવો ધર્મ હોયને! વળી યુરપની ભાષાઓ ઉપરાંત કાલ્મુક, બષ્ગિર, ષિરગીઝ, યાકુત અને તાર્તર લોકો પોતાની ભાષામાં તેનો સ્વાદ લે છે.

થિયોસોફીના ગ્રંથોમાં મૂર્તિપુજા, દેવ, સ્વર્ગ, ચઉદલોક, પ્રેત-યોનિ, શ્રાદ્ધ વગેરેના ખુલાસા હાલના યુવકો માટે ઉત્તમ કરેલા છે, ને તે હાલના વિદ્વાનો ખાસ જડવાદનો દાવો કરનારા માટે બહુ મનન કરવા લાયક છે, હવેનાં તો ભૌતિક શાસ્ત્રો પણ તે પ્રદેશમાં ઉતરી પડયાં છે. એકંદરીમાં મૂર્તિપૂજાના વિરોધીઓને એટલીજ વિનતિ કે બીજાઓને ધિઃકારવાનું બધ થાય તો ઠીક, પોતાના ભ્રાતૃ-ભાવના સિદ્ધાંત અનુસાર ભ્રાતૃભાવ રાખીને, કમતી અધિકારવાળા ભાઇઓ ઉપર દયા તથા કૃપા બતલાવી પોતાનું આ લોક તથા માન્ય હોય તો પરલોકનું સંભાળાય કે જેથી કરીને પોતાનું, બીજાનું, અને સરવાળે દેશનું કલ્યાણ થશે, પછી જેમ મરજી.

## સમાજોના સભ્યો તથા સુધારકો માટે ધર્મવિચાર બદલ બે બોલ.

ઉપર પ્રમાણે પેટાપંથો તથા આધુનિક સમાજો અને સુધારકોનું કાંઈક નિરીક્ષણ કર્યું તે ઉપરથી સહજ સમજાશે કે આ સમાજોના સભ્યો તથા એકંદર સુધારકોને ધર્મવિચારની ખાસ જરૂર છે; કેમકે કેટલેક દરજ્જે તેઓ મિશનરીનું કામ પણ કરે છે. સનાતનીને ખરા અંતઃકરણની ને શ્રદ્ધાની જરૂર છે. સુધારાના સપાટામાં સપડાએલા એક મોટા અમલદાર શાંતિ રાખવા બોધ કરતા બોલ્યા કે "ખરૂં જોતાં શાંતિ માટે નીતિ બસ છે; ધર્મની જરૂર નથી; છતાં જો જરૂર હોય તો નીતિપ્રધાન ખ્રિસ્તિ ધર્મ તૈયાર છે. (Ready religion), તે લઇ લેવો" એટલે બસ. તેમને પુછ્યું કે "બીજા કોઈ ધર્મમાં તેવું નથી"? ત્યારે છેવટ કહે કે "બીજા ધર્મોમાં ઇશુ ખ્રિસ્ત જેવા ક્યાં પાક્યા છે? જુઓ એના ઉપર કેટલું કેટલું કષ્ટ નાંખ્યુ! મરવાના કષ્ટમાં પાણી માગતાં તે નહિ આપતાં, "તારા ખુદા પાસેથી માંગી લે" એમ તિરસ્કાર કર્યો તો પણ મોઢામાંથી એક શબ્દ ક્રોધનો કાઢ્યો નહિ અને ઉલટ કહે કે "તમારૂં કલ્યાણ થાઓ!" ત્યારે પુછ્યું કે "આપણા શાસ્ત્રમાં તો તેવા હજારો દાખલા છે," ત્યારે કહે કે 'હું જોતો નથી;' જવાબ મળ્યો કહ્યું કે "આપ જોવા ધારો તો જોઇ શકો, પણ આપને નહિજ જોવું હોય તો ઇલાજ નથી. દધીચ ઋષિએ પોતાના હાડકાં સુદ્ધાંત આપ્યાં; જીમૂતવાહન રાજાએ નાગનું રક્ષણ કરવા અર્થે પોતાનો જીવ આપ્યો હતો, શ્રીશંકરાચાર્ય કાપાલિકને પોતાનું માથું આપવા તઈયાર થયા હતા; અને રંતિદેવરાજા ચાલીસ દિવસ અન્ન પાણી વગરના કાઢી, છેવટ પોતાના મરણાંતે પીવાનું પાણી પણ બીજાએ માગ્યું ત્યારે દયાથી પીગળી ગએલો રાજા અમૃત સરખું વચન બોલ્યો કે "હું ઇશ્વર પાસેથી આઠ સિદ્ધિઓવાળા ઐશ્વર્ય

ને પણ માંગતો નથી, પરંતુ સર્વ પ્રાણીઓની અંદર રહીને સર્વની પીડાને હું ભોગવું કે જેથી સર્વ પ્રાણીઓ દુઃખ રહિત થાય એવું માગુ છું." બાઇબલમાં અગર કોઈ ઠેકાણે આના કરતાં ઉચ્ચ ભાવનાની કલ્પના પણ છે? રંતિદેવ રાજાના ચારિત્ર્યમાં આખી જીંદગી દયા દાન અને પરોપકારમાં કાઢી અને પોતાના દેહને ખાન પાન સિવાય દિવસોના દિવસો કાઢયા હતા. જીમુતવાહન રાજાએ રક્ષણ માટે આવેલા નાગને બદલે પોતાનો પ્રાણ ગરૂડને આપ્યો હતો. શિબિએ પોતાનું માંસ પણ કાઢી આપ્યુ હતું, માઘ પંડિતે અર્થી નીરાશ થઇને જતો હતો તે વખતે પ્રાણ છોડી દીધા ને બોલ્યો કે व्रजत व्रजत प्राणा अर्थिनि व्यर्थतांगते । આ શિવાય ઋષિ, મુનિ, ભક્તો વગેરેના અનેક દાખલા છે. માત્ર સત્ય જાણવાની ઇચ્છા જોઇએ. એક રજપુત પ્રતાપરાણાએ રજપુત નામ ગયેલું પાછું રાખ્યુ. પ્રાણાંત સમયે પણ પોતાના પુત્ર તથા સરદારોને કેવી પ્રતિજ્ઞા લેવરાવી હતી એ ઐતિહાસીક વાત છે. શ્રીકૃષ્ણે પણ એકલા ઓધવજીનેજ પાત્ર ગણીને બોધ આપ્યો ને બ્રહ્મજ્ઞાન જીવતું રાખ્યું, ને તરત સ્વધામ ગયા."

જેવી રીતે આ અમલદારે પ્રશ્ન કર્યો હતો તેવીજ રીતે બીજો મોટો અમલદાર કહે કે "ગીતામાં કયાં ઠેકાણુ છે, અરસ પરસ વિરોધી (contradiction) ભાષા શિવાય શું છે?" જવાબ મળ્યો કે "અધિકાર પરત્વે જેણે તેણે ગ્રાહ્ય કરવાનું છે. પાંચે પકવાન, શાક, ભાજી, ભજીયાં, ચટણી, રાયતાં, અથાણાં, પીરસ્યાં છે, જેને જે જોઇએ તે ભલે પસંદ કરે ને જમે, એમ ધર્મશાસ્ત્રનો તથા ગીતાનો આશય છે. વળી ગીતાનું રહસ્ય ફક્ત તરજુમો સમજવાથી સમજાય તેમ નથી, કોઈ અનુભવી મહાત્માજ તેનો મર્મ સમજાવી શકે ને તે પણ સાચો જીજ્ઞાસુજ સમજી શકે."

સુધારાવાળાનો દાવો કરનારમાંથી સુધારાની ધમાલ શરૂ થઈ

ત્યારથી તે ઠેઠ આજ સુધીમાં કેટલાક આકળા થઇને રધવાટ કરતા જોવામાં આવે છે; પરંતુ સાધારણ કહેવત ભૂલી જાય છે કે "માંસ ખાનાર કાંઇ કોટે હાડકાં બાંધતા નથી." વળી માંસ ખાનાર તે ખાવામાં ખાસ પરાક્રમ પણ સમજતા નથી; ફક્ત ખોરાક તરીકે લે છે. જેમ દાતણ કરવું, ન્હાવું, ધોવું, ખાવું, પીવું, ઉઠવું, બેસવું, સુવું, ઇત્યાદિ જરૂરનાં છે, પરંતુ તેને માટે ખાસ કોઇ મોટાઇ લેતું નથી. વળી ઉદેપુર (મેવાડ) માં ખુદ રાણાજી માંસાહારી છતાં એકાદશીને દિવસે કસાઈખાનું તો બંધ; પરંત પુરી, ભજીયાં પણ મિઠાઇવાળો બનાવે નહિ! સુધારાવાળાને આ સંબંધમાં જે કહેવું હોય તે ભલે કહે, પરંતુ દુનિયામાં, વ્યવહારિક વગેરે અનેક દૃષ્ટિથી જોવું જોઇએ. સુધારાવાળામાંથી કેટલાક તો જાણે પોતાના કૃત્યને મોટું પરાક્રમ સમજતા હોય તેમ તેમનું ચાલે તો પ્રસિદ્ધિ માટે તો હાડકાં પણ કોટે બાંધે ખરાં! પોતાની સ્ત્રીને બળાત્કારથી માંસ મદ્ય ખવરાવવા અથવા અંત્યજના હાથનું ખવરાવવામાં પરાક્રમ, માનનાર નરવીર પણ મળી આવશે ખરા!

આ પ્રસંગે શાસ્ત્રના અર્થ કરવામાં કેટલાક વિદ્વાન સુધારકોની કારીગરી કોઇ કોઇ વાર તો આનંદ આપે એવી દેખાય છે. વિધિ નિષેધનાં વાક્યો આસપાસના સંજોગોને લઇને સમજવામાં આવે તોજ શાસ્ત્રનો ખરો બોધ થાય, નહિ તો ઉલટી ગેરસમજ થવા સંભવ છે. દાખલા તરીકે લાડુ ખાવાની 'પરવાનગી' અને 'મનાઇ' થતી દુનિયામા દેખીએ છીએ; પણ તેમાં રહસ્ય એટલુંજ કે 'દર્દીને મનાઇ' ને 'નિરોગીને પરવાનગી અથવા આજ્ઞા." જમેલાને કહેવું કે "ઉઠી જા" અને ભૂખ્યાને કહેવું કે 'ખાવા બેસ;' એકજ માણસ આ પ્રમાણે વિરૂદ્ધ વાક્ય બોલે તે વિધિનિષેધનાં વાક્યો અધિકાર પરત્વે સમજવાનાં છે. **પ્રહ્લાદે** પિતાની આજ્ઞા ન પાળી, **મીરાંબાઇએ** પતિનું ન માન્યું! આનું રહસ્ય શું? ભગવાન અંસજનું

જન્મ્યા, **નરસિંહ** મહેતા જન્મ્યા; આ બધા પ્રસંગોમાં હેતુજ મુખ્ય મુદ્દો છે. કેટલાક ગુન્હાઓમાં પણ હેતુ મુખ્ય તત્ત્વ છે, ન્યાયાધીશ ફાંશીનો હુકમ કરીને ખૂન કરે, અને ખુની ખુન કરે, તેમાં હેતુ શિવાય કાંઇ ફેર છે? ડાકટર (સડેલો) પગ કાપે ને ચોર (લુંટવાને) પગ કાપે એમાં હેતુ શિવાય બીજો ફેર છે? **નરસિંહ** મહેતા વાળા અંત્યજ તથા શ્રી **શંકરાચાર્ય**ને છેવટ ભાન કરાવનાર અંત્યજ કોણ હતા? પ્રભુ કયાં અને શેમાં નથી? માનવું તો બુદ્ધિ ને ગમ્ય બધુ માનવું પડે; ભલે સાર કાઢવો; પણ માનવું હોય તો પછી તમામ જોવું પડે એ ન્યાયની વાત છે.

વાસ્તવમાં વસ્તુ સારી યા ખોટી એનો તેના સદ્દઉપયોગ કે દુરૂપયોગ ઉપર આધાર છે. ગાંધી સાથેના વેરમાં સાકરને કાંઇ કડવી કહેવાય? સારી વસ્તુનો પણ દુરૂપયોગ થાય તો પરિણામ માઠુ આવે. યુરપનું અનુકરણ ગમે તેટલું કરવામાં આવે તો પણ એશિયાના કે આર્યાવર્તના છે તે મટવાના છે? યુરપની કુદરતી વૃત્તિ જે પ્રવૃત્તિ તે એશિયાની નિવૃત્તિ છે. વ્યવહારૂ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ પૈકી યુરપમાં અભિમાન સાથેના અર્થ અને 'કામ' મુખ્ય છે; અને એશિયામાં, 'અભિમાન રહિત' ધર્મ અને મોક્ષ મુખ્ય છે, પાશ્ચાત્ય તત્ત્વો તથા ધોરણ એકલાથી કદી આપણું કલ્યાણ થાય નહિં. દેશ કાળને લઇને સુધારા વધારા થાય તોજ કાર્ય થાય.

યુરપનો જૂનામાં જૂનો સુધારો ગ્રીસ તથા રોમનો, અને એશિયામાં તો આર્યાવર્ત ઉપરાંત, મીસર, અરબસ્તાન, પારથિઆ, બેબીલન, કેલ્ડીઆ, ઇરાન, ચીન, એસીરીયા, પેલેસ્ટાઇન એમ ઘણા દેશોનો હતો. યુરપમાં હાલ ઈંગ્લંડ, ફ્રાન્સ અને જર્મની આગેવાન છે, તેના જોટાનું એશીયામાં હમણાં જાપાન પાકયું છે, પોતાનું અસલી તત્ત્વ સાચવીને યુરપનો સુધારો જાપાને લીધો છે. તુર્કસ્તાને પણ ખુબ લેવા માંડયો છે. ગમે તેમ થાય તો પણ પાશ્ચાત્ય સુધા-

રાનું અનુકરણ પૂર્ણપણે એશીયામાં થાય એ આશા છેજ નહિ, તેમાં પણ પાશ્ચાત્યજડવાદ જડ ઘાલે એતો અસંભવિત છે; ધર્મ વગરનો આર્યજ નહિ, ધર્મનો નાશ એટલે 'આર્ય' નો કે હિંદુનો નાશજ સમજવો. જડવાદના વિરોધી અંકુરો હિંદુસ્થાનની હવામાં અને હિંદુના રક્તમાંજ વસે છે. ઘોડું ગધેડું ન થાય તેમ ગધેડું ઘોડું ન થાય; ભલે ખચ્ચર જેવી નવી ઓલાદ પાકે, પણ તે શીમાડીયા સિંધ જેવ.માંજ પાકે. આ નવી ઓલાદ હમણાં તો ઠામ ઠામ જોવામાં આવે છે છતાં પણ હિંદુ તે હિંદુજ ! હિંદુ વગરનું હિંદુસ્થાનજ પણ કેવું ? સ્વરાજ કે સ્વાતંત્ર્ય મળે તો કોને ? શામાટે માથાકૂટ જોઇએ !

આગળ કહેવાઇ ગયું છે કે હિંદુસ્થાનની બહાર તથા અંદર હાલના જેવા સુધારકો પ્રાચીન કાળથીજ પાકતા આવ્યા છે, નવીન કાંઈ નથી. પ્રભુ થોડે ઘણે અંશે ગમે તે દેશમાં ગમે તે રૂપમાં, ગમે તે કાળમાં પ્રકાશ આપે છે, સમજનાર સમજશે, બાકી ભલે મોજ કરે. પ્રભુ વટલાતો નથી, અભડાતો નથી, પોતાની પ્રજ્ઞાતિ પ્રમાણે ધર્મસંસ્થાપનાના સંકલ્પે સર્વ ઠેકાણે યોગ્યતા પ્રમાણે કરે છે, ને તે માટે ગમે ત્યાં ગમે ત્યારે જાય છે; દેશકાળનો બાધ બીલકુલ તેને નથી. તમામ અવતારો, આચાર્યો, પયગમ્બરો, ભક્તો વગેરે એક પ્રકારના મહાન સુધારક હતા. શુદ્ધ હૃદયથી લોકકલ્યાણ માટે અંતરની લાગણીથી સ્વાત્મભોગ આપ્યાના પ્રસંગ જ્યાં દેખાય ત્યાં જાણવું કે પ્રભુનો અંશ વિશેષ છે. બ્રહ્મરૂપે સર્વત્ર અને સર્વવ્યાપી ખરા એટલે તેમને માટે કાંઇ બોલવાપણું છેજ નહિ, તો પણ સૃષ્ટિમાં છીએ, એટલે તેમની ખુદની વાણીને અનુસરીને વૈખરીવાણીમાં કહેવુંજ પડે છે કે જ્યાં કાંઇક વિશેષ વિભૂતિ ત્યાં તે વિશેષ સમજવો. આ પ્રમાણે હરકોઇ સુધારક હોય, પછી ભલે તેની સાથે મતભેદ હોય, પણ તે પૂજ્યજ સમજવાનો. જર્મનીના માર્ટીનલ્યૂથર જેવા પ્રોટેસ્ટંટો પૃથ્વીમાં ઠામ ઠામ પાક્યા છે. તેમજ લોક કલ્યાણ

માટેની પ્રવૃત્તિવાં નરરત્નો, નાસ્તિક અથવા જડવાદી છતાં પણ સુધારકની કોટિમાં આવી શકે. **હિરણ્યકશિપુ**, રાવણ આદિ રાક્ષસી સુધારકો, **કપિલ**, **બુદ્ધ** આદિ નૈતિક સુધારકો અને શ્રીકૃષ્ણ આદિ દૈવી સુધારકો એક રીતે એક કોટિમાં આવી શકે. **અકબર** પણ તે કોટિમાં આવી શકે, **રાવણ** રાક્ષસવૃત્તિનો પણ વિદ્વાન કેટલો ? માત્ર મનુષ્યમાં જે રાક્ષસી વૃત્તિ છે તેનું **રાવણ** રૂપક છે. પ્રત્યક્ષ જુઓ કે હિંદુસ્થાનનું કલ્યાણ લૉર્ડ **રિપને** કર્યું કે લૉર્ડ કર્ઝને ? **વોરનહેસ્ટિંગ્સે** ઈંગ્લંડને રાજ્ય અપાવ્યું, પછી ભલે ગમે તેમ અનીતિ કરી હોય. મહાન કાર્ય તેના હાથે થયું. **રાવણે** વેદના અર્થ કર્યા છે તેમ **વોરનહેસ્ટિંગ્સે** ભાગવતનુ ભાષાંતર ક્યાં નથી કર્યું ? રાવણે દેવોને, લોકપાલોને તથા પંચમહાભૂતોને વશ કરી તેમની પાસેથી કામ કરાવ્યું તે પ્રમાણે હાલનાં ભૌતિકશાસ્ત્રોએ બાકી રાખ્યું છે ? **નેપોલિઅને** ' પુરૂષાર્થ ' નુ ક્ષેત્ર યુરપને બતાવીને ભાન કરાવ્યુ, અને યુરપને સૃષ્ટિમાં અગ્રપદ અપાવ્યુ તેવીજ રીતે ઉપર કહેલા રાક્ષસી તથા દૈવી જીવોનાં ચારિત્ર છે. **અકબરની** સહિષ્ણુતાનો ખ્યાલજ કરવો બસ છે. હાલના સુધારકોમાંથી એક નાનો મોટો રાજ્યકર્તા પણ કેટલું કરી શકે છે ? અવતારોનાં રહસ્યમાં પુરૂષાર્થજ મુખ્ય છે. હાલની શોધ પ્રત્યક્ષ દેખીએ છીએ તેનું પચીસ પચાસ વર્ષ ઉપર સ્વપ્ન પણ હતુ ? ભવિષ્યમા આ બધુ રૂપક થઈ જવાનું. દૈવવાદ સામે પુરૂષાર્થવાદના વિજયના આ બધા પ્રભાવો છે. પાછો તેમાં વિકાર થશે એટલે દૈવવાદ વિજય મેળવશે; કાલની ક્રાંતિને અંગે રાક્ષસી અથવા દૈવી કાર્યો કહેવાયાં છે, બાકી સુધારકો તરીકે બધાજ ગણી શકાય.

આ ન્યાયથી આચાર્યો ઉપરથી ભક્તશિરોમણિ ગુજરાતના **નરસી**મહેતા, દક્ષિણના **તુકારામ**, **રામદાસ**, **નામદેવ**, **જ્ઞાનદેવ**, **એકનાથ** રજપુતાનાની **મીરાંબાઇ**, ઉત્તરના **કબીર** સાહેબ તથા

ગુરૂતાજનક, બંગાળના શ્રીગૌરાંગ મહાપ્રભુ, રામકૃષ્ણ આદિ દૈવી પુરૂષો એક પ્રકારના **માર્ટિનલ્યુથર** જેવાજ સુધારક કહેવાય. જે સમયમાં આ નરરત્નો પાક્યાં તે વખત અજ્ઞાનનું જોર ઘણું હતું; બહારના આચાર ઉપરજ લક્ષ ! અજ્ઞાન ગુરૂ–ગોર અને અજ્ઞાન યજમાન ! પૂજાપાઠમાં અજ્ઞાન ! કર્મકાંડ અને યજ્ઞોમાં અજ્ઞાન ! મંદિરોમાં અજ્ઞાન ! દર્શન કરનાર કે કરાવનાર કોઇને સાચી વસ્તુનું ભાન ન મળે ! કહેવાતા વિદ્વાનોને અભિમાનનું અજ્ઞાન ! માત્ર ખાનપાન વગેરે પશુ વૃત્તિમાં મગ્ન ! આ પ્રમાણે સ્થિતિ હતી. તેવામાં આ મહાત્માઓએ પ્રભુની ભક્તિ શુદ્ધ કરાવી, શુષ્ક કર્મ, શુષ્ક મિથ્યા જ્ઞાન, અને મૂઢ ભક્તિના દોષ ખુલ્લા કરી, લોકોની આંખ ઉઘાડી હતી. આ જનહિતના કાર્ય માટે તેઓને અસહ્ય સંકટ વેઠવાં પડયાં છે; કેટલાક તો સ્પષ્ટ નાસ્તિક પણ કહેવાયા છતાં તેઓએ કર્તવ્ય છોડયું નહિ. **બુદ્ધ** ભગવાન માફક ઘણાઓએ બધી જાતનો જાતે અનુભવ લીધો હતો. બધાનો મુદ્દો તત્ત્વજ્ઞાન ઉપર વિશેષ હતો. **નરસી**મહેતાએ બધું અનુભવીને છેવટ કહ્યું કે " જ્યાં લગી આતમાતત્ત્વ ચીન્હ્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી," **કબીર** સાહેબની, **અખાની** વગેરેની વાણી તો મશહૂર છે. હિંદુ મુસલમાનના ખરા દ્વેશના સમયમાં **અકબરે** કેવી સહિષ્ણુતા બતાવી છે ? તેના દીલમાં હતું કે જાપાનની સરકારે કરી જોયું તેવાજ કાંઇ ધોરણ ઉપર **અકબરે** બધા ધર્મવાળાને ભેગા કરીને ચર્ચા કરાવી હતી; તેના દીલમાં એમ હતું કે બધાની તકરારો મટાડી એક સર્વસામાન્ય ધર્મ કાઢવો કે જે બધાજ માન્ય કરે. આ પરિશ્રમ સફળ ન થયો; પરંતુ ઉલટું ચુસ્ત મુસલમાન તેને કાફર કહેતા હતા એટલુંજ નહિ પણ તેના જીવને પણ જોખમ હતું. **અકબર**ના નવા ધારેલા ધર્મમાં સહિષ્ણુતા મુખ્ય હતી; બીજાં સામાન્ય સિદ્ધાન્તોમાં કોઇ ઉપર દ્વેશ ન કરવો એ મુખ્ય તત્ત્વ હતું, બધાનેજ માન આપવાનું તેનું સૂત્ર હતુ. બારોટ, ગઢવી, સારસ્વત બ્રાહ્મણ વગેરે

કવિની જાતોવાળા વર્તાઓ કરે છે તેમાં અકબ્બરને શેષનાગનો અંશાવતાર કહે છે. અકબ્બરનો સુધારો તેની સાથેજ ગયો પણ તેનાં અંકુર નાશ પામ્યાં નહિ. ઉપરના સુધારકો સાથે શ્રીકૃષ્ણના સુધારાનો મુકાબલો કરતાં શું જોવામાં આવે છે? ઠેઠ ઇન્દ્ર તથા બ્રહ્માના ગર્વ તોડયા; ઇન્દ્રના યજ્ઞને બદલે ગાયો, અન્નદેવ તથા ઘાસચારાનું ધામ ગોવર્ધન પર્વતને ઉપયોગી ગણી તેમનું પૂજન વ્યવહરિક દૃષ્ટિથી કરવાનું ઠરાવ્યું. વળી ડહાપણ જુઓ કે બ્રાહ્મણ વગર છુટકો નહિ તેથી તેમને પણ ભેગા રાખ્યા. વેદના વિરોધી જૈન, બૌદ્ધ આદિ ધર્મો પ્રવર્તાવવામાં પણ બ્રાહ્મણો હતા, તો પછી આ કાર્યમાં હોય તેમાં શું આશ્ચર્ય? લોકના સુખ સાધન માટે કુદરતનું વ્યવહારિક પૂજન ( Nature worship ) ખરી રીતે કરાવ્યું હતું. રામચંદ્રજીના નેતા વશિષ્ઠ, શ્રીકૃષ્ણના ગર્ગ, પાંડવોના દ્રોણ, સુધન્વાના શંકરાચાર્ય, ચોલરાજાના યામુનાચાર્ય, હર્ષવર્ધનના દિવાકરમિત્ર, વિજયનગરનું સ્વરાજ્ય સ્થાપનાર વીરબુક્કના વિદ્યારણ્ય, અને છેવટ શિવાજીના રામદાસ!

મેવાડની પવિત્ર ભૂમિ સુધારકોને હાલ પણ ખાસ જોવા જેવી છે. ગાય, બ્રાહ્મણનું માન, પ્રતિપાલન, વર્ણાશ્રમ તથા સ્વધર્મ ઉપર પ્રીતિ, વર્ણસંકરતા સ્હામેનો વિરોધ વગેરે આર્યતત્ત્વો જોવા લાયક છે. પાશ્ચાત્ય સંસ્કારનું નામ ન મળે! 'બાસુ', 'પટેલ' કે 'ગૌર' બીલનું સ્વપ્નું પણ ન મળે! કોટ પાટલુન ભાગ્યેજ દેખો, "નેકટાઇ" તો નહિજ.

ઉપરના-ઘણા પ્રાચીન તથા-ત્યાર પછીના સુધારકોની પદ્ધત અને આ સમાજ વગેરેમાંના કેટલાક ઉગ્ર સુધારકોની પદ્ધત જોવા જેવી છે. સુધારાનો ઝુંડો એકદમ ઉઠાવી, આર્યનું બધુંજ વખોડી કાઢી પાશ્ચાત્ય એટલું સારૂં એમ દોરવાઈ ગયા. ભંગી અને બ્રાહ્મણને, વિવેક વિચાર સિવાય એક કરવામાં ન્યાત, જાત, વર્ણ, આશ્રમ,

નીતિ, રીતિ; મર્યાદા, દાઢી-મૂછ, ખોરાક, પોષાક, બેઠક-ઉઠક, હાલ, ચાલ વગેરે એકદમ તિરસ્કારને પાત્ર ગણી તોડી નાખવામાં, ગંગાજળ-ટેમ્સજળ-પાન કરવામાં; પૂર્વજોને મૂર્ખ કહેવામાં, અને સર્વથા પાશ્ચાત્યોના દુર્ગુણનું મર્કટી અનુકરણ કરવામાંજ બડાઇ માનવા લાગ્યા, અને તેનેજ સ્વદેશાભિમાન કહેવા લાગ્યા; ઇંગ્રેજી કેળવણી એટલે હિંદુ ધર્મ ખોટો એવી ગેરસમજ થઇ. મોટી કાલેજમાં વિદ્યાર્થી ગયો કે તુરત ઇશ્વરની દરકાર મટવી એજ ધર્મ થયો. આ પ્રમાણે ધર્મના અંકુરને અગ્નિ લાગ્યો અને રાજકીય હક્ક જાણે કે આવા વર્તનથીજ મળી શકે તેમ સરકારની પણ મહેરબાની થાય એવી સમજથી સ્વદેશાભિમાન દર્શાવવા તેજ માર્ગો જડયા હોય એવી સ્થિતિ થઇ ગઇ. ગુલામ બનેલો બીજુ શું કરી શકે? પાંજરામાં પુરેલા ગુલામ બનેલાં પક્ષીઓ ઇંડાં પણ મુકતાં નથી, અને મુકે તો ઘણીજ મુશ્કેલીથી મુકે છે. આટલી લાગણી આર્યોને થાય તો પછી શું પુછવું? પાંજરામાં પડી પરાધીન થવાથી મનુષ્યનું મનુષ્યત્વ જાય પણ પક્ષીનું પક્ષિત્વ ન જાય. પાશ્ચાત્ય કેળવણી તથા સંસર્ગમાં તેમના ભોગવિલાસ આદિ આવ્વાં; પરંતુ તેમનું શૌર્ય, ખંત ઇત્યાદિ ગુણ લેવાયા નહિ! વિલાયતમાં જાહેર જગ્યામાં કોઇને મૂર્ખ કહેવો એ પણ ગુન્હો છે. અહિંની જાહેર તથા ખાનગી જગ્યામાં ભાષા કેવી બોલાય છે એ કોનાથી અજાણ્યું હશે? ત્યાંની મર્દાઇ તથા સત્તાનું માન જુઓ. પોલીસના સિપાઇની એક ટચલી આંગળીથી બાદશાહી ગાડી પણ રોકાય છે. (મુંબાઇ વગેરેમાં હમણાં તેની નક્કલ દેખાય છે). જાપાનમાં પોલીસની દખલગીરી સિવાય બાદશાહી સરઘસના અગર તેવા પ્રસંગે માર્ગમાં પ્રથમની હારમાં બાળકો, પછી સ્ત્રીવર્ગ, અને પછી મરદો એમ આપોઆપ ગોઠવાઇ જાય છે, અને પૂર્ણ શાન્તિ રહે છે. પાશ્ચાત્યોનું બાહ્ય અનુકરણ ગમે તેટલું કરવામાં આવે પણ એક ખુરશી ખસેડવી હોય તો તેમાં પણ તફાવત દેખાશે. નાટક અગર

સિનેમા વગેરેમાં પેસતી તથા નીકળતી વખતમાં પણ તફાવત દેખાશે. આ પ્રમાણે બોલવું, ચાલવું, વાત કરવી એમ દરેક બાબતમાં તેમના સારા ગુણનું અનુકરણ થાય તોજ 'સુધારો' શબ્દ કંઇક સાર્થક થાય; પરંતુ કુદરતનો નિયમ છે કે અનુકરણ કરવામાં ગુણને બદલે અવગુણ આકર્ષક પ્રથમ થાય છે ત્યાં શો ઇલાજ ? બ્રહ્માની સૃષ્ટિમાં પ્રથમ રાક્ષસ થયા હતા એટલે મોટાભાઇ કહેવાય.

પાશ્ચાત્ય ભવ્યતા અથવા ભયંકરતાથી પણ ઘણા અંજાઈ જાય છે. આ ક્ષેત્રમાં પણ આર્યાવર્તમાં કાંઈક મળ્યા વગર નહિ રહે. પાશ્ચાત્ય ખાન-પાનમાં પશુવૃત્તિ તથા મર્યાદા છે, તેમ હિંદુસ્થાનમાં શું નથી ? પારિસમાં કેટલાક ખાઉધરા, જીભનો સ્વાદ ચાલુ રાખવાની ખાતર ઉલટી કરી કરીને પાછા ખાય છે તો તેવા શું અહિ નથી ? એક દેશી રાજા પણ આ પ્રમાણે કરતો હતો. પ્રાચીન **ભીમ**ના ખાઉધરાપણાનો તો હજી પણ જોટો મળવો કઠણ છે, 'ભીમ એકાદશી' થી પ્રખ્યાત થયેલી એકાદશીને દિવસે બધાં કુટુંબીઓએ **ભીમ**ને એકાદશી કરવાનુ દબાણ કર્યું, **વ્યાસદાદા**એ પણ આખર કહ્યું ત્યારે **ભીમ** બોલ્યો કે–" ભલે, આજ્ઞા માથે ચડાવું છું પણ હું કદાચ ભૂખ્યો મરી જાઉં માટે તુલસીદળ તથા દર્ભ પણ તે સાથે તૈયાર રાખજો." કહો તેટલી વખત અને કહો તેટલું **ભીમ** ખાઈ શકતો. **મહમદ** બેગડો તથા **પૃથ્વીરાજ** વગેરે પણ પ્રસિદ્ધ છે; છતાં **ભીમ**ને કોણ પહોંચે ? ચીકાગોના કતલખાનામાં કામ કરનારા કપાઈ ગયા અને માંસ ભેગા ખવાઈ ગયા, એવા ભયંકર પ્રસગો કદાચ- હિંદુસ્થાનમાં જોવા ન મળે પરંતુ જે અપ્સરાઓ માટે રાજાઓ, રાજ્યો, મુલકો અને શૂરાઓ કપાઇ મરે છે, વળી જે અપ્સરાઓથી ચક્રવર્તીઓ, ઋષિ, મુનિ યોગી વગેરે મોહિત થઈ જાય છે, તે અપ્સરાઓને ખાઈ જનાર **કુંભકર્ણ** માટે શું કહેશો ? **હનુમાન**, જન્મ સાથેજ ભૂખ્યા થવાથી સૂર્યને ફળ જાણીને ખાવા

દોડયા ! અર્વાચીન દષ્ટાન્તોમાં પેશ્વાઇ પહેલાંની મોગલાઇ શામાં ગઇ? ખાન-પાનમાંજ. નાદીરશાહ સ્હામા મોગલો કેમ ન લડી શકયા? કારણ તેજ ખાન-પાન. ઇરાનના બાદશાહો આ બદલ બહુ કાળજી રાખતા હતા, અને રખાવતા હતા. ચોથા શાહ જમશીદના વખત સુધી કાબુ ઉત્તમ હતો, બાદ વળી જીભનું જોર ચાલ્યું, દાદારસીનો રોગ ફાટી નીકળ્યો, તેનું પરિણામ પણ ભોગવ્યું; જોહાકના કાજીએ ઓચિંતો હુમલો કરીને ઇરાન લીધું; પાછું ઠીક ચાલ્યું; પરંતુ રૂમી-સિકંદરે જોયું કે ઇરાનીઓ વળી જીભના રોગી થયા છે, એટલે પાછું ઇરાન સર કર્યું. અંતે તેજ રોગથી પાયમાલ થયેલા ઇરાનને આરબે લીધું. આ પ્રમાણે ઇરાનની શહેનશાહતની પડતીનું કારણ ખાન-પાન છે. સન ૧૮૭૦ ના જર્મની સાથેના વિગ્રહમાં ફ્રેન્ચો ન ફાવ્યા તેનું કારણ પણ તેજ. આ વખત કાબુ હતો તો તેજ ફ્રેન્ચોએ કેવું કરી બતાવ્યું છે? જર્મનોએ આગળના ખાઉકણ શોખીન ફ્રેન્ચ ધાર્યા હતા, તેમાં તેઓ ઠગાયા. જનક જેવા જ્ઞાની રાજાના ખાન-પાનમાં વૈભવ દેખાય છે, પરંતુ ખરી વસ્તુસ્થિતિ સમજનાર માટે સાયરા-ક્યુસના જુલ્મી ડાયોનિસિયસે ડિમોક્લિઝને જમવા તેડી જમવા બેસારી તેના ઉપર તલવાર લટકતી રાખી હતી તેનો હેતુ રાજ્યવૈભવ આ પ્રમાણે છે એમ સ્હમજણ પાડવાનો હતો તેવું છે. હજી પણ "ડિમોક્લિસની તરવાર" એક કહેવત થઇ પડી છે. એક માણસ રાત દિવસ ખાવાનુંજ ચિંતવન કરતો હતો. કોઇ મરી જાય તો પૂછે કે "જમીને અથવા બીયારો જમ્યા પહેલાં મુઓ"? બપોર હોય તો કહેશે "ભલે ખાઇને મુઓ." એક બાઇને કોઇએ કહ્યું કે "તું રાંડી," ત્યારે કહે કે "બાઇ મને ખાવાનું કંઇક આપો નહિ તો લોક વળી કહેશે કે ખાધા વગરની ભુખી રાંડી.

યુરોપ એશિયામાંથી પાછા હિંદુસ્થાનમાં આવીએ તો મુગલાઇ પછી પેશ્વાઇનો દાખલો તાજો છે, અને બ્રાહ્મણના છેવટના ભાઉ

આજ સુધી તાજા છે. બ્રાહ્મણ—પછી તે ગોરા કે કાળા હોય પણ ખાવામાં બન્ને પંકાય છે, બેમાંથી કોણ લાહુભટ વ્હડે તેનો નિર્ણય જેને અનુભવ હોય તે ભલે કરી લે.

વિલાયતના ક્રૂર અને ભયંકર પ્રસંગો જેમ કે એકાદ મોટું જાનવર હલાલ થવાનું હોય તો મોટો તમાશો ગણી લોકો જોવા ભેગા થાય છે તેવો તમાશો અહિં કદાચ જોવા ન મળે; પરંતુ પ્રકારાંતરે બધું મળી આવશે. આવા તમાસાઓ રોમના પ્રાચીન અગડના તમાસા તથા સ્પેનના આખલાના શિકારના તમાસાના મુકાબલામાં, દેવીઓને બકરા–પાડાના ભોગ અપાય છે, તથા દશેરા ઉપર જે પાડાના વધ થાય છે તે પ્રસંગ પણ કંઈ કાઢી નાખવા જેવા નથી. મતલબ કે દરેક મુલકમાં વિધવિધ પ્રકારે આવા રાક્ષસી પ્રસંગો જોવામાં આવે છે, તેથી તેટલાજ ખાતર પાશ્ચાત્યોથી અંજાવાનું ખાસ કારણ શું છે? લંડનમાં દરરોજ ત્રણ અકસ્માત મરણો થાય, દરરોજ લાખો ભુખમરો ભોગવે, ગાંડા તો આપણા કરતાં ઘણીજ મોટી સંખ્યામાં ધોળે દિવસે લૂટ! આ બધી સામગ્રી પસંદ છે? પાશ્ચાત્યોના ગુણોનુંજ શોધન અને અનુકરણ થાય તોજ દિવસ વળે.

ઉપરના મુકાબલાથી સમજાશે કે, પાશ્ચાત્ય પશુવર્તનથી સુધારાવાળાને અંજાઇ જવાનું ખાસ કારણ નથી. બેશક પાશ્ચાત્ય પદ્ધતિ નિયમસર અને ધોરણુંસર હોય છે, એ ખરૂં અને દેશી એટલું ગડબડસડબડીયું ઢંગધડા વગરનું એ પણ ખરૂં; પરંતુ એક માણસનો જોડો બીજાના પગમાં કેમ આવે? એક પગનો જોડો બીજા પગમાં પણ ન આવે ત્યાં પછી પારકા જોડાની વાતજ ક્યાં રહી? અર્થાત્ દુનિયામાં સારૂં અને નરસું ચોતરફ ભરેલું છે, જેને જોઇએ તેને તે મળે. યુધિષ્ઠિરને કોઇ નઠારો માણસ ન મળ્યો અને દુર્યોધનને કોઈ સારો ન મળ્યો, બાકી પાશ્ચાત્યો પાસેથી શિખવા જેવી ચીજોમાં

સ્વતંત્રતાની પ્રીતિ, ઉત્તમ મર્દાઈની નીતિ, અને કર્તવ્યપરાયણતાની રીતિ આ ત્રણ વસ્તુનું અનુકરણ પ્રમાણમાં કાંઈ ઓછું દેખાય છે. જો એમાં વધારો થાય તો બધો સુધારો થઈ જાય; પછી પાણી વલોવીને માખણ લેવાની ઉમેદ હોય તો મરજી.

પાશ્ચાત્યોને જે સંસ્થાઓ તથા સંજોગો લાગુ છે, તે હિંદુસ્થાનને પૂર્ણપણે કદિ પણ લાગુ થઈ શકશે ? લગભગ સવાસો વર્ષથી હજારો સુધારકોનો પરિશ્રમ છે પણ તેનું પરિણામ જુઓ અને એક આચાર્યનું ટુંક મુદતનું પરિણામ જુઓ. ઉજળું એટલું દુધ નહિ સમજતાં આંખ ઉઘાડીને વિવેક દૃષ્ટિથી જોવામાં આવે તોજ કાંઈક અર્થ છે. આકડાનું દુધ પણ ઉજળું હોય છે. રઘવાટમાં–ઉતાવળમાં ઉત્સાહી સુધારકો કદિ ભૂલ કરે તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. રામ, કૃષ્ણ, શિવ વગેરેની મૂર્તિઓને હિંદુઓ પૂજે છે તેથી તેમને ઇશ્વરનું ભાનજ નથી એમ બોલનાર સુધારકોને ખ્યાલ નથી કે આ દૈવી મહાત્માઓએ બધુ ચારિત્ર્ય મનુષ્યની માફક કરેલું છે. રામચંદ્રજી વિશ્વામિત્રના પગ ચાંપતા હતા અને શ્રીકૃષ્ણ, સાંદીપની ઋષિના પગ ચાંપતા હતા. ખુદ વિષ્ણુ ભગવાને લોકના કલ્યાણ અર્થે કેટલીવાર મુશીબતો વ્હોરી લીધી છે ? એક બ્રાહ્મણની લાત પણ ખાઈ ચૂકયા છે. આ બધાનો મર્મ શું છે ? આ સાથે આર્યોની કદરદાની જુઓ કે, આ દૈવી પુરૂષોના સંબંધમાં વિધવિધ સ્થળો, પ્રસંગો તથા પરાક્રમની યાદગીરીમાં ધામ અને પુરી તરીકે પવિત્ર ગણાય છે.

આજ પ્રમાણે ઉત્સવોમાં, જન્મ–મરણ આદિના સંસ્કારોમાં, હવનોમાં, પ્રાયશ્ચિત્તોમાં, શ્રાદ્ધ સાંવત્સરી આદિ ક્રિયાઓમાં, વૃદ્ધિ સૂતકની વિધિઓમાં, પર્વોમાં, સંધ્યા આદિ આન્હિકમાં વગેરે દરેક બાબતમાં વ્યવહારિક રહસ્ય શું છે તે તપાસી જોવાની જરૂર છે. સદ્‌ભાગ્યે હમણાના જમાનામાં આ શોધખોળનાં વાજાં વાગી

રહ્યાં છે. શાસ્ત્રની ખુબી એ છે કે ખુદ બ્રહ્મા વિષ્ણુ અને મહેશને પણ તપ કરવાનું સોંપ્યું છે, તેમ અવતારોના આદર્શ બતાવી હજાર શાસ્ત્રનું કામ એક દૃષ્ટાંતથી કરી બતાવ્યું છે. એ બધી બાબતોનો વિચાર નહિં કરતાં, કેવળ આર્યનું એટલું નિંદ્ય એમ કહેવાનો, જેમકે "મૂર્તિ" શબ્દ સામેનાજ સમજ વગરના વિરોધ અથવા દ્રોહની ભાવનાથી નિંદા કરવાનો-શો અર્થ? ઇશ્વરી અંશ સર્વમાં છે, તો પછી કોઇ પશુ પ્રાણીમાં વધારે ઓછો હોય એમાં શું અસંભવિત? નેપોલીયનને લોર્ડ રોઝબરી જેવો માણસ, મનુષ્યકોટિબહારનો ( Superhuman ) કહે ત્યાં પછી આ વિભૂતિઓ માટે શું કેહેવું? પરંતુ સંસારની ઘટનાજ તેમ છે. માયાની ઘાણીમાં કોણ નથી પીલાતું? જર્મન કયેઝરને જર્મનો ભલે પૂજે પણ મિત્ર રાજ્યો શું કહેશે? તથા સમસ્ત દુનિયાં શું કહેશે? ખરી વાતજ એ છે કે હજારો વર્ષના આ પુરાણા મહાત્મા સુધારકોને તથા તેમના હેતુઓને કોઇ પ્રત્યક્ષ કરી બતાવે તેમ છે? તેવીજ રીતે પયગંબરોનું સમજવું. આવા સંજોગોમાં વાંધો માત્ર શબ્દોમાંજ કે બીજુ કાંઇ? આ ધોરણે હાલના સુધારકો પ્રેમથી સુધારા કરવાનું આરંભે તો જરૂર દેશનો ઉદ્ધાર થાય અને સ્વરાજ્ય પણ મળે!

ઉપર મુજબ અનેક મતમતાંતરો નીકળ્યા છે તે બધામાં મૂળ ધર્મજ છે. સંસારનાં અનેક કાર્યો કરવા દરમ્યાન, 'ધર્મ', અને સાથે 'ધર્મ વિચાર', મનુષ્ય માટે મુખ્ય છે. 'ધર્મ' સમજ્યા વિના તથા તે પ્રમાણે આચરણ કર્યા શિવાય, કોઈ પણ વ્યક્તિ અથવા સમષ્ટિ, અથવા દેશની ઉન્નતિ થઈ નથી અને થવાની પણ નથી. ધર્મવિચાર એટલે કે આ ધર્મ પ્રતિપાલનથીજ, આ લોક તથા પરલોકનું સધાશે. પરલોક ન માનનારને આ લોક સધાશે તોપણ ઘણું છે.

આ પ્રકરણનો સાર પણ એટલોજ છે કે, પ્રાચીન તથા

અર્વાચીન દેશોમાં તેમજ આ દેશમાં સુધારકો થયા છે ને તે ઉપર પ્રમાણેજ થયા છે, તથા ક્રાંતિના ધોરણે થયા છે. આ સુધારકો દેશની ખરી સેવા કરનાર છે. જેતે વખતે ધર્મ રક્ષણ માટેજ તેઓ પ્રકટયા હતા. આ ન્યાયથી જેતે વખતે પ્રકટેલી સમાજોનું પણ તેમજ સમજવાનું; હજી પણ કોને ખબર કે જૂની ન્યાતો ઉપરાંત કેટલી સમાજો, મંડળો, નવી ન્યાતો થાય છે? ગમે તેમ હોય પરંતુ પ્રભુના સંકલ્પનો સમય હવે આવ્યો લાગે છે, તેથી સ્વરાજ્યની ધમાલમાં દેખીતી ધર્મની ગ્લાનિ છે, પરંતુ કદાચ પ્રત્યાઘાતના કાયદા પ્રમાણે ધર્મનો જુસ્સો બમણા જોરથી કેમ ન ઉછળે! માટે ગમે તે ધર્મ સંપ્રદાય, પંથ, મત, સમાજ અથવા મંડળ વાળાએ, ભલે પોતાના મતને વળગીને, પણ લાગણી સહિત વિશાળ દૃષ્ટિથી ચોતરફ પ્રેમની નજર કરીને હળીમળીને સંપીને રહેવું એજ ખરો ધર્મ છે. ધર્મસંસ્થાપનાનો સંકલ્પ પ્રભુનો આ પ્રકરણમાં પણ પ્રત્યક્ષ થયો છે.

આ તથા આગળનાં તમામ પ્રકરણોમાં 'ધર્મ' નું વિવેચન કર્યું, તેમાં પ્રસંગોપાત્ અથવા વિચાર પણ શુદ્ધબુદ્ધિથી નિડરપણે બતાવ્યા છે. હવે વિવેચન કરતાં પણ વર્તનની વધારે અગત્ય છે, માટે સાધારણ મનુષ્યે આખો દિવસ ધર્મના પાલન સાથે કેવી રીતે કર્તવ્ય કરવું તે સંબંધમાં હવેના પ્રકરણમાં કંઇક કહીશું.

# પ્રકરણ ૬ ઠું.

## દિનચર્યા.

'ધર્મ વિચાર' માટે વિવેચન કરવામાં આવ્યું 'ધર્મ એટલે વ્યવહાર માટે કર્મ કહીએ તો ચાલે. શુદ્ધ કર્મનાં આચરણથી સંસાર તથા મોક્ષ બંનેનાં સુખ પ્રાપ્ત થાય છે, માટે હવે પ્રકરણ ૫ ના છેવટના ભાગમાં દર્શાવ્યા પ્રમાણે કાર્યક્રમ બતાવવાની જરૂર છે. દરેક માણસે આરોગ્યતા વગેરે બાબતો ધ્યાનમાં લઇ દરરોજનો જીવનક્રમ ( Daily programme of life ) શી રીતે રાખવો ઇષ્ટ છે તેનું સહજ દિગ્દર્શન કરીએ. જે માણસને શોધકવૃત્તિ અને સાથે બુદ્ધિ હશે તેને આર્યધર્મમાં તેમજ દરેક અન્ય પ્રસિદ્ધ ધર્મમાં જે રોજીંદા તથા મુદ્દતી ((periodical) વિધિ તથા ક્રિયાઓ બતાવી છે તેમાં અનેક લાભ છે એમ જણાશે. આ ક્રમ દશ વર્ષ ઉપરાંતનાં સ્ત્રી પુરૂષોને સાધારણ રીતે લાગુ કરી શકાય. આઠ વર્ષ, દશ વર્ષ સુધીમાં આર્ય બાળકોને કેની રીતે ઉછેરવું તે માટે શ્રીકૃષ્ણ અગર રામચંદ્રજી માટેના, અગર શિવાજી, નેપોલિયનના દાખલા કરતાં દુનિયામાં વિશેષ સારાં દૃષ્ટાંતો ભાગ્યેજ મળવાનાં.

આર્ય શિવાય બીજી પ્રજાને પણ આ ધોરણ લાગુ કરવામાં હરકત દેખાતી નથી. હિંદુશાસ્ત્રના ગર્ભાધાન આદિ સંસ્કારોને સુધારકો ભલે હસી કાઢે; પરંતુ યુરોપ, અમેરિકા, જાપાન, ફ્રાન્સ જેવા દેશોમાં જુઓ કે બીજા સ્વરૂપમાં પણ કેવા સંસ્કાર પાડે છે? આ સાથે આપણી બેદરકારી સરખાવવાથીજ આંખ ઉઘડશે, ને જણાશે કે આપણે મા બાપ થવાને યોગ્ય છીએ કે કેમ? મા બાપની ફરજ બાળકના જન્મ સાથેજ પૂર્ણ થાય છે, એમ કેટલાક સમજે છે ને વર્તે છે, ને પછી તે જીવતું રહે તેટલી કાળજી માત્ર રાખે છે;

બાકી ભવિષ્યમાં તેને કેવું બનાવવું ને તે માટે જન્મથીજ કાળજી રાખવી તેનું ભાગ્યે થોડાનેજ ભાન હોય છે. તેમાં પણ માસ્તર રાખ્યો અગર નિશાળે છોકરૂં મૂકયું એટલે તો પછી કૃતાર્થ થયાં એમ સમજે છે. મહેતાજી જાણે કે મા બાપ કેળવશે, ને મા બાપ જાણે કે મહેતાજી કેળવશે. મહેતાજી નિશાળનુંજ ભણાવે, ને મા બાપ સામુંજ ન જુએ! પરિણામે પ્રજા આપણે જોઇએ છીએ કે કેવી પાકે છે? હાલ એ પ્રમાણે સ્થિતિ સાધારણપણે છે. ગર્ભાધાનના પહેલાં લગ્ન વખતથીજ પાશ્ચાત્યો ખબરદારી રાખે છે, તેનું અનુકરણ થાય તો પણ ઉત્તમ છે. આ કાર્યક્રમ સાધારણ રીતે નીચે મુજબ યોજવામાં આવે છે.

૧. દરેક માણસે બની શકે ત્યાં સુધી સૂર્યોદય પેહેલાં ઉઠવું. ઉઠતાવેત પથારીમાંજ પોતાના ઇષ્ટિનું ધ્યાન ધરવું, અને જેને ઇષ્ટ માન્ય ન હોય તેને જે કોઈ શક્તિ (Power) અગર સાર્વજનિક કલ્યાણ માન્ય હોય તો તેનું, અગર જે તેને ઇષ્ટ હોય, ને જેનાથી તેને આનંદ મળતાં ઉચ્ચ ભાવના થતી હોય તેનું સ્મરણ કરવું. જેને ભક્તિપ્રિય લોકો પ્રાર્થના કહે છે તે ભક્તિનો જે આનંદ છે તે એ પ્રાર્થના કરવાથીજ અનુભવાશે. હરેક પ્રકારે સ્મરણ અગર પ્રાર્થના કરવાથી મનને એકદમ શાંતિ મળશે. કેટલાક લોકો શંકા કરે છે કે હમેશ પ્રાર્થનાથી શો ફાયદો? તેનો જવાબ ટુંકમાં એટલોજ કે જે માણસને પોતાના પાપ માટે પશ્ચાત્તાપ ખરો થતો હોય, ને તે ઇશ્વર પાસેથી ખરા મનથી માફી માગી તેની પ્રાર્થના કરતો હોય તેનું ચારિત્ર ઉચું થાય છે તેમ તેના મનને શાંતિ મળે છે, એજ સાબીત કરી આપે છે કે ઇશ્વિર પ્રાર્થના સાંભળે છે, ને માફી પણ આપે છે. વિદ્વાન જડ વાદીને આ પ્રાર્થનાની જરૂર ન હોય તો ભલે દુનિયાના કલ્યાણના વિચાર માટે ઉચી ભાવના કરે તોપણ વાંધો નથી. પ્રાર્થના પ્રભુ સાંભળે છે કે કેમ તે શંકા નકામી છે,

ગણિત શિવાય કયું શાસ્ત્ર સિદ્ધ છે? એક પ્રોફેસરે ભાષણ આપીને સાબીત કર્યું કે દુનિયાં ઘણી છે, ત્યારે વળી તે દિવસે બીજાએ કહ્યું કે દુનિયા એકજ છે (Plurality and singularity of worlds). પ્રત્યક્ષ દેખીતાં શાસ્ત્રોમાં પણ એકતા નથી, તો પછી આ અદશ્ય વસ્તુના શાસ્ત્રમાં ક્યાંથી હોય? માત્ર મનુષ્યત્વનો ઉપયોગ કરી, વિચાર કરી શ્રદ્ધા રાખવાથી જણાશે. બીજું કાંઇ ન સુઝે તો મહમદ બેગડો જે કારણસર પ્રાર્થના કરતો તે કારણસર પ્રાર્થના થાય તો પણ બસ છે. મહમદ બેગડો દરરોજ ખુદાની બંદગી કરતો કે "જો તેં મને રાજ્ય ન આપ્યુ હોત તો મારૂં પેટજ કેમ કરીને ભરાત?" માટે તેટલાજ કારણસર ઉપકાર મનાય તો ઘણુ છે. મહમદ બેગડો ભીમસેન માફક ખાઉધરો અપૂર્વ હતો. રોજ એ ત્રણ મણ ખોરાક લેતો; અને હિંદુસ્થાનની તથા ઇતર બેગમો ઉપરાંત આફ્રિકામાંથી મજબૂત હબસણોને પરણ્યો હતો. માટે શરૂવાતમાં સમજણ ન પડે તો પણ ભૂમિતિનાં સિદ્ધાંતો માફક કેટલુંક શરૂથી ગ્રાહ્ય કરવુ પડશેજ. જોતું હોય તેને તો છેવટ ઇતર શાસ્ત્રની માફકજ અનુભવીઓએ સિદ્ધાંતો સિદ્ધ કરી મુકેલા છે. પછી જેના જેવા સંસ્કાર!

દરદી અગર મરી ગએલાને શાંતિ આપવા માટે પ્રાર્થના અગર શુભ ભાવના જરૂરની છે એમ સમજવાનું છે. પ્રાર્થનામાં તેમજ ઉચ્ચભાવનામાં પોતાનુ, કુટુંબનુ, જાતનું અને મુખ્યત્વે કરીને માતૃભૂમિ આર્યાવર્તનુ, અને પછી બધી સૃષ્ટિનું કલ્યાણ માગવુ, તથા આ બધા માટે રોજ માટેનો પ્રોગ્રામ ગોઠવવો. ઇંગ્રેજીમાં એક કવિરાજ કહે છે કે.—

"Breathes there the man with soul so dead,
Whe ne'er to himself hath said,
This is my oun, my native land."

એટલે કે માતૃભૂમિ ઉપર જેનો પ્રેમ નથી તે માણસનું જીવનજ વ્યર્થ સમજવાનું છે. મતલબ કે વાસ્તવિકમાં એ જીવતોજ નથી એમ સમજવાનો ભાવાર્થ છે. ઇશ્વર કૃપાથી હાલ આ જુસ્સો ખુબ ઉછળ્યો છે.

આ માટે કમીમાં કમી પાંચ મિનિટ એકંદર બસ છે. એમ કરતાં કરતાં સ્વાદ પડે તો વખત વધારવો; પછી તે આખા દિવસનો પ્રોગ્રામ મનમાં નક્કી કરવો.

૨. દાતણ, જંગલ ઇત્યાદિ ક્રિયા, આદત તથા અનુકૂળતા પ્રમાણે કરી, શરીર શુદ્ધિ કરવી. શૌચની શુદ્ધિ ઘણી મહત્વની છે. હવે તો પાશ્ચાત્ય ભૌતિકશાસ્ત્ર પણ ખૂબ પ્રકાશ આપે છે, છતાં પણ કોઈ સુધારકને શૌચ પછી હાથ પગ ધોવા સામે બંડ હોય, અને તેને વહેમ માને તો પછી તેની બલિહારી! વળી જે કપડાં પેહેરીને શૌચ માટે જાય તેજ કપડાં પેહેરીને જમવા બેસવામાં પણ સુધારો કેહેવાતો હોય તો તેથી પણ હાલના જંતુશાસ્ત્ર-*germs theory* જોવાશે તો બસ છે.

દાતણના સંબંધમાં પાશ્ચાત્ય રીતભાતના કાયદા પ્રમાણે કોગળા વગેરે કરવાથી શુદ્ધિ પૂર્ણ થતી નથી. પાશ્ચાત્યોમાં દાતણ નથી, માત્ર 'પાઉડર' બ્રશથી ઘસે છે ને કોગળા કરે છે. દરરોજનો તાજા દાતણનો ગુણ ઉત્તમ છે. તેનીજ રીતે જમ્યા પછી ખુબ કોગળા કરી મોં સાફ કરતા નથી તેથી તેમનામાં દાંતની નબળાઈની ફરીયાદ ઘણાઓની સંભળાશે. પાશ્ચાત્ય અનુકરણમાં, ઉંઘમાંથી ઉઠવા સાથે ફક્ત જરા મોં ધોઇને તરત ચાહા લઇને બાદ આંખ પણ ઉઘાડીને પછી મોં ધોવાનો તથા કોગળા કરવાનો ફેશનવાળા સુધારકોમાં રીવાજ દેખાય છે તેતો ઘણોજ ભયંકર છે. પાશ્ચાત્ય વૈદકીય શાસ્ત્ર ગમે તે કહેતું હોય, પરંતુ આર્ય શાસ્ત્ર તો સ્પષ્ટ

કહે છે કે શૌચ ગયા પછી સ્વચ્છ પાણીથી શુદ્ધ થયા વગર તથા દાતણ વગેરેથી મુખ શુદ્ધિ કર્યા વગર કાંઈ પણ લેવું તે વિષ સમાન છે. કેમકે જાજરૂના જંતુ કયાં ન પેશી શકે? પાશ્ચાત્યો અને તેના આર્ય પૂજારીઓ તથા આળસુઓમાંથી દાંતની બીમારી કેટલા ભોગવે છે ને પરિણામ શું આવે છે તે જોવાથીજ સમજાય.

શૌચ કર્યા પછી કોરી માટીથી હાથ પગ ધોવામાં કેટલો અર્થ છે તેનું વિવેચન કરીએ તો લંબાણ થઈ જાય અર્થશાસ્ત્ર પ્રમાણે જુઓ તો સસ્તામાં સસ્તી ચીજ મૃત્તિકા—વળી મૃત્તિકા ગમે ત્યાં મળી શકે. સાબુની બનાવટથી જાણીતા પુરૂષને તો કાંઈજ કહેવાની જરૂર નથી. પાશ્ચાત્યોને હાથ ન ધોવાનું કારણ સ્પષ્ટ છે; પરંતુ તેનું અનુકરણ તો તેટલે દરજ્જે પહોંચેલાજ કરી શકે. વળી જુઓ કે કોરી માટીમાં પાણી નાખવાથી કેવી મીઠી ખુશબો નીકળે છે, અને મગજને શાંતિ આપે છે? માટીના અત્તર કરતાં પણ તેની મીઠાશ વધે છે. નરક જેવા કચરાના અથવા કતલખાનાના કચરાના તથા તેના જેવા પદાર્થમાંથી બનેલા સાબુથી હાથ મોં ધોવું તેમાં સુધારકને પણ કેમ સુગ નહિ આવે? એકજ સાબુ હાથે મોંએ લગાડવો અને ખરાબ હાથવતી તેને લેવો અને પછી ચોળવો એમાં સુગ ન આવતી હોય તો પછી ભલે મુબારક! પાશ્ચાત્ય શૌચના અનુકરણવાળાના હાથ ન બગડે એટલે એતો ઠીક.

કોઈ અસંસ્કારી આર્ય બાળક સ્વચ્છ દાઇના જુસ્સામાં કહેશે કે "મળોત્સર્ગ કર્યા પછી હાથપગ ધોઇ કોગળા કરવાની તેમજ મૂત્રોત્સર્ગ કરતી વખત પાણીના ઉપયોગની શી જરૂર છે? એતો બધા ખોટા વહેમ છે, એમાં ધર્મને શી લેવા દેવા? એતો બધું ધર્મને નામે ધતિંગ છે" વગેરે, પરંતુ આ બધાનો જવાબ આપવાની હવે જરૂર દેખાતી નથી. પાશ્ચાત્યો પણ આ શુદ્ધિઓનાં શોધન કરીને પ્રકાશ આપે છે. આર્યબાળકો અભ્યાસ ચુકી ગયા અને

સંસ્કાર ઉલટા પડયા તેને લીધે આવી શંકાઓ થાય. હાલના જમાનામાં તો કોઇ પણ જીજ્ઞાસુ સહજ સમજી શકશે. દુષ્ટ જંતુ શરીરને સ્પર્શ કરે છે તેથી સ્નાન કરવું ઠીક છે, પણ તે ન બને તો નિદાન દસે દ્વારતો પાણીથી શુદ્ધ કરવાંજ જોઇએ અથવા કોગળા કરીને મોં ધોઇ નાંખવું જોઇએ.

૩. ત્યાર પછી વ્યાયામ કરવો, એટલે કે અનુકૂળતા પ્રમાણે કસરત કરવી. વ્યાયામ કરતી વખત ખાસ ધ્યાન રાખવાનું છે કે મન બીલકુલ શાંત રાખવું જોઇએ, કોઈ પ્રકારની વ્યાકુળતાને અવકાશ ન જોઇએ. વ્યાયામજ વાસ્તવમાં જીવન છે, વ્યાયામ માટે જેટલું કહીયે તેટલું થોડું છે. શ્રીકૃષ્ણ, રામચંદ્રજી, નેપોલિયન, શિવાજી વગેરે આદર્શ પુરૂષોએ જીંદગી પર્યંત કસરતો કરી છે. શ્રી કૃષ્ણને તો ઠેઠ વૃદ્ધાવસ્થા સુધી કુસ્તીના ધંધા કરવા પડયા હતા. બીજાઓને બીજા સ્વરૂપમાં ધંધા કરવા પડયા હતા. કસરત કરવી તેમાં દંડ, બેઠક, લાઠી, બનેટીનો ખાસ અભ્યાસ કરવો જોઇએ. કુસ્તી જો બની શકે તો ઉત્તમ છે. એક કુસ્તીના મેચમાં સો બેઠક જેટલી કસરત થઇને બળ હિંમત મરદાઈ તથા ચાલાકી આવે છે. જો કે ઇશ્વરની કૃપાથી હવે તો ગુજરાતમાં પણ ઠેર ઠેર અખાડા નીકળ્યા છે તો પણ કુસ્તીનો વખત બીજી ફુરસદમાં રાખવો પણ ઠીક પડશે, કેમકે બીજાની સવડ જોવાની હોય છે; મતલબ કે પોતપોતાની શરીરની સ્થિતિ પ્રમાણે કસરત કરવી, તેમાં પણ જે અવયવ ખાસ નબળું હોય તે મજબુત કરવા હાલની 'સેન્ડો' ઈત્યાદિની પદ્ધતિ ઉપર કરવું. ઘોડે બેસવાની, તરવાની, હલેસાં મારવાની, નિશાન બાજીની તથા તેવા પ્રકારની કસરતો સાધનવાળા માટે છે. જાપાનીસ "જ્યુત્સુ (સંસ્કૃત યુયુત્સુ) ની કસરત પણ ઉત્તમ છે. આ સંબંધમાં હાલ તો પુષ્કળ ગ્રંથો તથા શિક્ષક મળી શકે તેમ છે. કસરત ન થઈ શકે તેવાંઓએ, તેમ વૃદ્ધ માણસોએ ખુલ્લી હવામાં ફરવું.

અગર તે પણ ન બની શકે તો ઘરમાં ખુલ્લા ભાગમાં સવારની સ્વચ્છ હવા દીર્ઘ શ્વાસથી લેવી ( deep breathing ) કે જેથી ફેફસાં બહુ મજબુત થાય; કસરતી બદન જેનું નથી અને જેનું શરીર બળવાન નથી એ માણસની જીંદગી નકામી સમજવી. બળ-હીન માણસને ધર્મ; અર્થ, કામ અગર મોક્ષ એ ચારમાંથી એક પણ પ્રાપ્ય નથી. ગીતાનો તમામ બોધ બળને લક્ષીનેજ છે. બળ શિવાય પુરૂષાર્થ થઇ શકેજ નહિ, પ્રેમ અગર દ્વેષ બંનેમાં બળની જરૂર છે, એક હિંદી સાધુ કહે છે કે–

" નહિ જો ખારસે ડરતે, વહી ઉસ ગુલકું પાતેહય "

કાંટા ખમવાની શક્તિ જેને હોય તેજ ફુલ પામી શકે.

પ્રાચીન હનુમાન, ભીમ, બળરામ, વગેરેના દષ્ટાંતો રહેવા દઇ અર્વાચીન લઇએ. બંગાળાનો નવાબ સીરાજુદૌલા, નદી અગર તળાવમાં જઇને હાથથીજ મગરને પકડી લાવતો હતો. શું બળ હશે ? ખ્યાલ કરો. જાતે નવાબ છતાં કેટલો કસરતી હશે ? હાલના રામમૂર્તિઓ ઉપરાંત પ્રતાપરાણા, પૃથ્વીરાજ, શિવાજી આદિના બળનો ખ્યાલ કરો. શરીરસંપત્તિ માણસ માત્રને જોઇએ; તે વિનાનો માણસ નરજ કહેવાય નહિ. રક્તમાંજ મરદાઈ પ્રસરવી જોઇએ. મધર જેમ પોમલાને દેખીને નાસે તેમ રક્તમાંજ મરદાઇ હોય તો નબળાઇ નાસી જાય ! બાકી વાસ્તવિક રીતે તો હાલની શરીરની નબળાઇને લીધે, આર્યાવર્તમાં વસતી, પ્રજા જેવી પ્રજા, દુનિયા ઉપર વસ્તી પ્રજાઓની ગણત્રીમાં નહિ ગણાતાં પશુ ને તેમાં પણ બકરાં કે ઘેટાં જેવાં ક્ષુદ્ર કરતાં પણ હલકી કોટિમાં ગણી શકાય અને ગણાશે. બ્રહ્મા પાસે એક વખત બકરૂં ફરીયાદ કરવા ગયું કે " મને ખ્રિસ્તિ, મુસલમાન તથા દુનિ-યાની બધી પ્રજાઓ અને હિંદુમાં પણ ચારે વર્ણો મને હરેક રીતે મારે છે; યજ્ઞમાં પણ મારૂંજ બળિદાન થાય, માટે હવે હું કોને

શરણે જાઉં? તમે જગતપિતા છો માટે તમારે શરણે આવું છું." ત્યારે બ્રહ્મા કહે કે "મારી દૃષ્ટિથી જરા આઘું જા, કારણ કે હું તારો પિતા ખરો, પણ તારૂં ગરીબડું મોં તથા ગરીબડા બોલ અને રાંકડા ચેનચાળા જોઇને મનેજ ખાઇ જવાનું મન થાય છે" दैवो दुर्बलघातकः। એજ ન્યાય સૃષ્ટિમાં છે. Survival of the fittest. પશુઓનું જીવન નિહાળતાં તો આ તત્ત્વ ઘણુંજ સ્પષ્ટ દેખાશે. માણસનું જોવામાં જરા બુદ્ધિની જરૂર છે. 'બળીઆના બે ભાગ, 'જબરો જીતે' એ પણ કુદરતનોજ નિયમ છે, માટે વ્યાયામ બદલ જેટલું કહીએ તેટલું ઓછું છે. શ્રીકૃષ્ણ, અર્જુનને શું કહે છે? क्लैब्यं मास्मगमः। ઉપાય એટલોજ છે કે ઠામ ઠામ કુસ્તીના અખાડા તથા મરદાની રમત ગમતો તથા મનના આનંદ સાથે સંગીત આદિ કળાઓ શિખવા માટે સંસ્થાઓ ખોલવાની જરૂર છે. યુવકો માટે તો ક્રીકેટ ટેનિસ જેવી રમતો બસ નથી: મરદાની ભરેલી ખાસ જોઇએ. આ ઠેકાણે કહેવું પડે છે કે હાલના સુધારાના ચેપમાં જે લોકો શરીર ઉપરથી ગંજીફરાક અગર પહેરણ, સદરો, ખમીસ કાંઇ પણ કાઢી શકતા નથી, અને ચોવીસે કલાક ફેશનના પાપને લીધે અજ્ઞાનમાં પહેરી રાખે છે, તે લોકો હવે સમજ્યા હશે કે પાશ્ચાત્ય વિદ્વાનોજ કહેવા લાગ્યા છે કે ટાઢ, તડકો અને વરસાદમાં શરીર ખુલ્લું રાખીને શરીને ત્રણેનો લાભ આપવોજ જોઇએ. વૈદકીય કારણને લઇને ખાસ ભાર મુકાય છે. આ મુદ્દાને લઇનેજ આપણા લોકોએ સંધ્યા વખતે, ખાતી વખતે, તથા એવા પ્રસંગે શરીર ખુલ્લું રાખવાની યોજનાઓ રાખી છે. સ્ત્રી કવચિત્ ચોળી ઉતારે, પણ કૉલેજવાળો અથવા ફેશનવાળો ક્ષણ પણ સદરા વગર ન રહી શકે. વૃદ્ધો કહેતાં કે કપડાં લોહી ચુસી લે છે, તે હવે પાશ્ચાત્ય વિદ્વાનો મંજુર કરે છે તે એટલે દરજ્જે કે જર્મની ઇંગ્લેંડ તથા અમેરિકામાં સ્ત્રી પુરૂષો નગ્ન રહેનારની મંડળીઓ નીકળી છે!

નિરીક્ષક બુદ્ધિવાળાના અનુભવમાં આવ્યું હશે કે શરીરની નબળાઈ મનને નબળું કરે છે, એ માત્ર શાસ્ત્રીય છે એટલુંજ નહી પણ અનુભવસિદ્ધ છે. વ્યસન, વ્યભિચાર વગેરેનાં મૂળ તપાસતાં શરીરની નબળાઈજ મૂળ કારણ માલુમ પડી આવશે. દવા લઇને શરીર બગાડી પૈસા ખરચવાને બદલે કોઇ નિષ્ણાતની સલાહથી કસરતજ કરવી જોઇએ. શરીર મસ્ત હોય તો શરીરને જાળવવાને ખાતર પણ માણસ કુમાર્ગે જતો અટકશે, અને નબળી વાતો લક્ષમાં પણ નહિ લેશે. હાલ નબળાઇનું વર્ણનજ થઇ શકે તેમ નથી. હિંદુસ્થાન માટેજ નાજુક બારીક કાપડ, નાજુક છત્રી, નાજુક સોટી એમ બધું નાજુકજ બને! આ નામરદાઇનો ઉપાય મરદાની કસરતજ છે.

પ્રજાકીય કેળવણી ( National education ) ઉપર આખા હિંદુસ્થાનના આગેવાનો ચર્ચા કરે છે, પણ આ મુદ્દાની વાત ઉપર હજી જોઇએ તેટલું લક્ષ ગયું નથી એ જરા શોચનીય છે. તન દુરસ્ત અને તાકાતદાર બદન વગરની કેળવણી અને વૈભવ નકામા છે, માટે શરૂવાતમાં શારીરિક કેળવણી હાથમાં લેવાની જરૂર છે. ઇશ્વર કૃપાથી હમણાં જાગ્રતિ દેખાય છે.

૪. બાદ સંકલ્પ સહિત સ્નાન કરવું, સંકલ્પ સિવાય કોઇ કાર્ય ઉપયોગી નથી, સંકલ્પજ મુખ્ય છે; તેમાં ઠંડુ તથા ઉનું પાણી જેને જે અનુકૂળ હોય તે લેવું. સમુદ્ર અગર નદી અગર છેવટ તળાવ કુવા ઉપર સ્નાન કરવાનું ઉત્તમ કહેલું છે તેમાં કેટલું રહસ્ય છે? કેવી ઉત્તમ કસરત તથા બહારની ખુલ્લી હવાનો લાભ મળવાનો? પાશ્ચાત્યો સ્નાન સંબંધમાં ઘણાજ પછાત છે. ગરીબોને તો હજી પણ મુશ્કેલ છે. હમણાં માત્ર સારી સ્થિતિવાળાં લાભ લઈ શકે છે; ઈંગ્લંડમાં આર્યાવર્તના સંસર્ગથી શીખ્યા છે. ફ્રાન્સ, સ્પેન, ઇટલિ

સ્નાનમાં કોઇ ભાગ્યેજ સમજતા. અમેરિકામાં રિવાજ ખરો. ઠંડી કિંવા ગરમ મોસમમાં પણ તે પાશ્ચાત્યોમાં સ્નાનનો રિવાજજ ન હતો, હાલ તો જમાનો બદલાયો છે. ખેર.

સ્નાન કરવામાં વૈદકિય રીતે ઠંડુ પાણી ઘણુંજ ફાયદાકારક છે એ કહેવાની જરૂર નથી. પોતાને સહેવાય તેટલું લેવું, થોડા પાણીથી " ખંખોળીયાં " કરવાં નહિ, પરંતુ પુષ્કળ પાણી વાપરી શરીરને ખૂબ ચોળીને સાફ કરવું, સાબુ ઉંચો હોય તો ઠીક બાકી હલકાની બનાવટ જાણ્યા પછી સાબુની ભલામણ કરવી વ્યાજબી નથી; દુધ, અરીઠા ઇત્યાદિ પસંદગી પ્રમાણે વાપરી સ્વચ્છ કોરા ટુવાલથી લુછીને શરીર ખૂબ સાફસુફ રાખવું; મેલું શરીર પાણીથી શુદ્ધ કરી પાછું નવેણ માટે મેલું કપડું પહેરવું નહિ; કેમકે તેમ કરવાથી નહાવાનો હેતુજ અફળ થાય છે. પાશ્ચાત્યો મેલા શરીરે સ્વચ્છ કપડાં પહેરે, ને આપણા લોકો સ્વચ્છ શરીરે મેલાં કપડાં પહેરે !

સાબુ વાપરવો તો સારી જાતનો વાપરવો, હલકા સાબુથી વાળ ધોળા થઇ જાય છે, અને ચામડીને નુકસાન થાય છે એમ હમણાં સમજાવા માંડયું છે. ધર્મચુસ્ત માણસે ગમે તો ટુવાલ નવેણમાં રાખવો, પણ છેવટ બદન લુછવાનું તે કોરા ટુવાલથીજ કરવું જોઇએ.

૫. સાધારણ માણસે સૂર્યોદય પહેલાંજ ઉઠવાનું કહ્યું છે; પરંતુ વિદ્યાર્થી અગર સાધક વર્ગે જરૂર પ્રમાણે તેથી પણ વહેલા ઉઠીને પરવારવું.

૬. સ્નાન કર્યા બાદ સંધ્યા કરવી; મધ્યાન્હ સંધ્યા પણ અમુક વેદવાળાને આ વખતે કરી લેવાનો કેટલાકનો વિધિ છે, તેને અનુસરીને કરી લેવી, પાંચ મિનિટ જેટલા વખતમાં પણ થઈ શકે છે.

સંધ્યા, પૂજા માટે ઉત્તમ પુષ્પો, તુલસી, બીલીપત્ર વગેરે મેળવવામાં તથા તેનો ઉપયોગ કરવામાં કેટલા લાભ છે તેનો ખ્યાલજ કરવો બસ છે. સાધકે પોતાની તબીયતને અનુકૂળ થાય તેમ ગુરૂની સૂચના અન્વયે, પદ્માસનથી, અગર જેવી રીતે સુખ પડે તેવી રીતે બેસી સંધ્યા, પાઠ, પૂજા, જપ, યોગ વગેરે રૂચિ પ્રમાણે એકાંતમાં કરવું, અને વિદ્યાર્થીએ અભ્યાસ કરવો; આસન માટે દર્ભ, મૃગચર્મ અને ઉનવસ્ત્ર એક ઉપર બીજુ એમ મુકવાનું કહેલું છે. એ દરેકના ગુણ જાણ્યાથી સરવાળે કેટલા ગુણ છે તે સમજાશે. મૃતદેહને દર્ભની શય્યા કહેલી છે તેમાં પણ કેટલો અર્થ છે! આ બધુ સમજાય તો જમીન ખોદીને, લીમડાના ધુમાડા કરીને, તેમજ જંતુનાશક પ્રવાહી વગેરે પદાર્થોનો ઉપયોગ કરવા સરકાર તરફથી ચેપી રોગ પ્રસંગે કરવા ફરજ પાડવામાં આવે છે તેની જરૂર રહે નહિ. દર્ભથી માર્જન કરવામાં, તેમજ ગ્રહણ વખત તથા બીજી શુદ્ધિના પ્રસંગે દર્ભને ઉપયોગમાં લેવાનું બતાવ્યું છે તેમાં કેટલો અર્થ છે એ જણાય ત્યારેજ ધર્મનું રહસ્ય સમજાશે. દરેક માણસે કમીમાં કમી પાંચ મીનીટ પણ સંધ્યા કરવી જોઇએ. સંધ્યાની શરૂઆતમાં ભસ્મના મંત્રમાંજ કેટલું જ્ઞાન ભરેલુ છે ? તેવી રીતે ભસ્મમાં જંતુનાશક, શરદીનાશક વગેરે કેટલા ગુણ છે એ પણ જોવા જેવું છે. ત્યાર પછી 'આચમન, પ્રાણાયામ છે. આચમન અને પ્રાણાયામ બને તનદુરસ્તી માટે ઘણાંજ જરૂરનાં છે. આચમનથી સવારમાં ઠંડુ પાણી પીવાનું સૂચવે છે કે તે બહુ ગુણકારી છે; એતો ઠીક પણ પ્રાણાયામ પહેલાં જળ તત્વની શુદ્ધિની ખાસ જરૂર છે. પ્રાણાયામ સંબંધી પ્રોફેસર **રામમૂર્તિ** કહે છે કે " સાત વર્ષ પહેલાં પોતાને ક્ષય રોગ થયો હતો તે પ્રાણાયામના બળથીજ દરદ ગયુ, ને હાલની સ્થિતિ તમે જુઓછો—મારામાં બીજું કાંઇજ બળ નથી, " ખરો પ્રાણાયામ તે **પતંજલિ**ના અષ્ટાંગયોગ-માંનું ચોથું પગથીયું છે. યમ, નિયમ તથા આસન પછી ' પ્રાણ '

( પ્રત્યક્ષમાં 'શ્વાસ' અર્થ છે, બાકી ખરી રીતે Vital power એટલે પ્રાણરક્ષકશક્તિ અથવા તેથી પણ આગળ વધીને જતાં વિશ્વશક્તિ Cosmic energy પણ કહીએ તો ચાલે ) નો 'આયામ' એટલે દીર્ઘતા એટલે કે 'સંયમ' અગર 'વિજય' સમજવાનો છે. પ્રાણાયામ ગુરૂની સૂચના માફકજ કરવો; માત્ર પુસ્તક વાંચીને અખતરો કદી કરવો નહિ, નહિતો માઠાં પરિણામ ઉલટાં આવશે. જેટલા કેસો બગડેલા દેખશો તેમાં કારણ આજ સમજાશે, પ્રાણાયામથી આયુષ્ય વધે છે એ હવે પ્રસિદ્ધ વાત છે. ગૃહસ્થાશ્રમવાળાએ બની શકે તો અને શ્રદ્ધા હોય તો દરરોજ સંધ્યા સાથે પંચમહાયજ્ઞ કરવો; ફક્ત પાંચ મિનિટનું કામ છે. સાધનવાળો હોય તેમ શ્રદ્ધા હોય તો સિદ્ધાગ્નિ રાખવો વધારે લાભકારક છે. અગ્નિ તત્ત્વની મારફત આપણી ભાવનાઓ સૂર્યલોક સુધી પહોંચે છે, એ પણ આધ્યાત્મિક રહસ્ય છે. પલાશ ( ખાખરો ), અશ્વત્થ ( પીપળો ), ઉમરો વગેરે વૃક્ષના ટુકડાઓ ( સમિધ્ ) માં હવા સાફ કરવાના અપૂર્વ ગુણ છે, તથા તેની ગરમ હવા નીકળે તેથી ઘરના ભેજની તથા બીજી તમામ પ્રકારની અશુદ્ધિની શુદ્ધિ થાય છે; નેત્રને, મગજને એમ તમામ ઇંદ્રિયોનાં દ્વારને સ્વચ્છ કરે છે. પ્લેગ કોલેરા તથા બીજા ચેપી રોગ વખતે લીંબડાનાં પાંદડાં બળાવે છે તેના ધુમાડા તથા બીજી દવા—ગંધાતી દવા—ઓ પૈસા ખરચીને બાળવામાં કે છાંટવામાં આવે તેના કરતાં આ વગર પૈસાની ચીજથી હવા સાફ દરરોજ થાય તો રોગ આવવા પામેજ શાનો ? વગર પૈસાનો પાંચ મિનિટનો પ્રયોગ કેટલો ફાયદાકારક છે ?

આ ત્રણે ક્રિયાનાં માત્ર નામ મોટાં છે બાકી બહુજ સરલ છે, પરંતુ તેમાં જરા શ્રદ્ધા જોઇએ. હાલના પવનવાળાને તો આચમન પ્રાણાયામ, ગાયત્રી જપ એટલું બસ છે, પછી સમજણ પડે તેમ ભલે ધીમે ધીમે આગળ વધે.

વળી સંધ્યા તથા પૂજાના ખાસ ફાયદા એ છે કે તે વખત

ચંદન, ધૂપ આદિ શુદ્ધ પદાર્થોથી હવા શુદ્ધ રહે છે; હાનિકારક જંતુઓ નાશ પામે છે; તથા સુગંધ મળે છે, તેમજ મન શુદ્ધ થાય છે, અને ઉચ્ચ ભાવના સ્ફૂરે છે. પૂજામાં પંચામૃત-સ્નાન કરાવ્યા બાદ જે ચરણામૃત લેવામાં આવે છે નુ મિશ્રણ એવું ઉત્તમ છે કે તે લેનારને કદી વ્યાધિજ થાય નહિ, કારણ કે તેમાં દુધ, દહિ, ઘી, મધ, સાકર, કેસરવાળુ ચંદન, અને કપૂર આવે છે. આ મિશ્રણ ( મીકસચર ) ના ફાયદા કોઇ પણ ડોકટરને પૂછવાથી જણાશે. તુળસી અગર બીલીનાં પાંદડાંનું પણ તેમજ સમજવુ. એકમાં પારો અને બીજામાં ગંધકનો ગુણ મનાય છે. વળી ઘીના દીવાથી આંખનુ તેજ વધે છે, તેમ સામે અગ્નિ સાન્નિદ્ધ રહેવાથી એક મોટા પંચ-મહાભૂત કે જે સાક્ષાત્ સૂર્યનો પ્રતિનિધિ છે તેનો રોજ સમાગમ બરોબર થાય છે. ત્રાંબાપાત્રમાં દીવાની જ્યોત ઉપર થોડી એકાગ્રતા થશે તો ત્રાટકનો સહજ અનુભવ થવા સાથે એકાગ્રદષ્ટિથી જ્યો-તિની અંદરના પોલાણનો ખ્યાલ કરવાથી આ મહાન પંચભૂતના સંભવમાં તથા એકંદર સૃષ્ટિ વિષે પણ વિચાર કરવા પ્રસંગ મળશે. ફક્ત ઘીનો દીવો બાળવાથીજ ચોતરફ બારબાર ફુટ હવા શુદ્ધ થાય છે તેમ સાપ આવે નહિ એમ મનાય છે. ઘીની ગંધથી નાસી જાય છે. વળી ઘી બાળવાથી હવા કેવી સ્વચ્છ થાય છે અને પ્લેગના જંતુ તથા ચાંચડના ઉપદ્રવ સામે પણ ઘી અને તેલ બાળવાનું કેટલું માહાત્મ્ય હાલ જોવામાં આવે છે ? છાતીના દરદ ઉપર ઘી ચોળવામાં આવે છે એવા ઘીના ગુણથી વાકેફ થાય ત્યારેજ આંખ ઉઘડે. પુષ્પો તથા કપુરની આરતિથી અને ધૂપથી શું ફાયદો છે એ કહેવાની જરૂર નથી. આરતિની સુગંધમય હવાથી આંખ અને હૃદય ગળા તથા લમણા ઉપર ગરમાવો ઘણોજ પસંદ પડે તેવો લાગે છે, ને વળી ફાયદા કારક છે; હવાની શુદ્ધિ કરનાર અને જંતુને કાઢનાર આ ધુમાડો હોય છે. આધ્યાત્મિક રહસ્ય આરતિ માટે એ છે કે પંચતત્ત્વથી ઇષ્ટદેવની

પૂજા કરી તેની પ્રસાદી શરીર ઉપર લેવાની છે. આ બધાં કાર્યો વખતસર ને નિયમસર થાય તોજ લાભકારક ને ફળદાયી છે. વ્યવહારમાં પણ એ બંનેની જરૂર છે, સ્ટેશન ઉપર વખતસર ન જવાય તેમજ નિયમ પ્રમાણે ટીકીટ ન લેવાય તો પાછા ઘેર આવવું પડે. ન્યાયાધીશને શિક્ષા કરવાનો અધિકાર છે, પણ તે નિયમ તથા વિધિને અનુસરીને વાપરી શકે; રસ્તામાં ચાલતાં કોઇને ફાંસીનો હુકમ કરી શકે નહિ; પણ અમુક આસન ઉપર બેસી, અમુક વિધિથી મુકદમો ચલાવી, છેવટ હુકમ કરે તોજ અમલ થઇ શકે. કોઇ પણ કર્મ, ઉપાસના, અથવા જ્ઞાન નિષ્ફળ જાય છે તેનું કારણ ઉપર બતાવ્યા મુજબની ખામી છે, નિયમ તુટયો કે સર્વસ્વ ગયું.

પ્રાણાયામ–સાધારણ પ્રાણાયામ કરવો હોય તો પણ ગુરૂ કરવોજ જોઇએ. એકલું વાંચીને કદી કરવો નહી. પ્રાણાયામ, જપ આદિથી છાતીનો વિસ્તાર, દૃઢતા, આંખનું તેજ અને મનની એકાગ્રતા થાય છે. પ્રાણાયામ વખતે મન તદન સ્થિર અને ઉદ્વેગરહિત આનંદમય શાંત હોવું જોઇએ. તેમ ન હોય તો ઉલટ નુકશાન કરે: તેમ આસન પણ બરાબર છાતી કાઢીને કાયદેસર કરવું. મનનો નિગ્રહ કોઇ પણ પ્રકારે કરી એકાગ્રતા પ્રાપ્ત કરનારનું મનોબળ (Will power) કેવું હોય છે, ને તેવાં માણસોએ દુનિયામાં શું શું પરાક્રમ કર્યાં છે એ ઇતિહાસની વાત છે. ઈંગ્લાંડની રાણી ઇલીઝાબેથના વખતમાં ડ્રેક, હોકીન્સ જેવા શૂર પુરૂષ પાકી ઈંગ્લાંડને મોટી દરીયાઇ સત્તા અપાવી અચળ કીર્તિ મેળવી તે પણ આ મનોબળનું કારણ છે. ડ્રેકના નાનપણમાં તેના માસ્તરને મારી ઘેર આવ્યો ત્યારે તેના બાપે કહ્યું કે "માસ્તરની માફી માગો અને તેને તાબે રહો, જે છોકરો નાનપણમાં નિયમમાં રહેવાનું ( Discipline ) શિખશે તેજ બીજા ઉપર નિયમ ચલાવી શકશે. He best can rule who best obeys–Milton. આપણા અવતારોની યોજનામાં પણ જે તે

વખતના મનોનિગ્રહ તથા દષ્ટાંતો માટેના નમુનાજ ( Models or ideals ) છે, અને એકંદર બધા અવતારો હાલ માટે પણ આદર્શ કહી શકાય. આ બધી સત્તા મનના સંયમનીજ છે, માટે જેણે મનોબલ મેળવ્યું તેણે સાર્વભૌમ સત્તા મેળવવા સમાન છે. ઘડીયાળનું લોલક (Pendulum) ની ગતિ ઉપર કાંટાની ગતિનો આધાર છે, તેજ પ્રમાણે શ્વાસોચ્છ્વાસની ગતિ ઉપર મન એટલે કે વૃત્તિઓનો આધાર છે. મંદગતિ થાય તોજ મન સ્થિર થઈ શકે. દરરોજના ૨૧૬૦૦ શ્વાસોચ્છ્વાસ છે, તેમાંથી કમી થાય તેટલું આયુષ્ય લંબાય એતો હીસાબની વાત છે. આ સંબંધમાં કહેવા કરતાં અનુભવ કરવા માંડવાથીજ ખબર પડશે કે એ કેટલુ વિકટ છે. મનનું સંયમ કરવામાંજ અનુભવ થશે કે જે ભૂલવા માગતા હોઇએ તેજ દષ્ટિ આગળ આવે, ને દષ્ટિ આગળ લાવવા માગીએ તે નજ આવે ! એક ફોટોગ્રાફ ઉપર એકાગ્રતા કરવા માંડશો તો માલુમ પડશે કે તે ચહેરાનું રૂપજ આવતુ નથી, અને મનને રોકવા જતાંજ મનના અસ્તિત્વની અને પ્રભાવની ખબર પડે છે, ત્યાં સુધી મન શુ વસ્તુ છે તેનો ખ્યાલ આવતો નથી. વળી મન, પંચ કર્મેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિયનો સરદાર છે. જુઓ કે એક એક ઇંદ્રિય વશ નહિ હોવાથી પ્રાણીઓનો નાશ થાય છે, જેમ કે શબ્દ, રૂપ, રસ ગંધ અને સ્પર્શ ઇન્દ્રિયો વશ નહિ રહેવાથી હરણ, પતગીયુ, માછલી, ભ્રમર તથા હાથી અનુક્રમે નાશ પામે છે, તો માણસને પાંચ ઇન્દ્રિયો પ્રબળ છે ને જેનો રાજા મન છે તેની શી વલે ? મનને વશ રાખવું એ કેટલુ વિકટ છે તે કહેવાની જરૂર નથી. દાખલા તરીકે બ્રહ્મચર્ય પાળવા સંકલ્પ કરી જુઓ તો મનના બળની ખબર પડશે. ગૃહસ્થ થયા પછી તો માણસને બ્રહ્મચર્યના બળની ખબર પડે છે, આપોઆપ માર ખાઇને ઠેકાણે આવે છે; પરંતુ વિદ્યાર્થીને આ બ્રહ્મચર્ય અતિશય મહત્વનું છે. તેમાં પણ નિશાળો અગર કોલેજોમાં પ્રસિદ્ધ

પામેલી બે પ્રકારની બદીમાંથી વિદ્યાર્થીઓએ ખાસ બચવાનું છે. સ્ત્રી વિદ્યાર્થીને તેમાંની એક બદી લાગુ પડે છે. સ્ત્રી પુરૂષને ભેગાં ભણવામાં નીતિ વધે છે કે ઘટે છે એતો જેમનો જ્યાં જેવો અનુભવ હોય તે ખરૂં. આ અમાનુષિક. અસ્વાભાવિક બદીના ભોગ થઇ પડેલા યુવકનો ચહેરો જોવાથીજ ઓળખાઇ આવે છે. સાધારણ હિંદી વિદ્યાર્થીને કાં તો ઘરમાં ખાવા પીવાનું પુરૂં હોય નહિ; અગર હોય તો બીજો કલેશ હોય; પરણ્યો હોય તો વળી વહીવટને અનુસરીને ઘણાજ કલેશમાં હોય; તેમાં પાછો સખ્ત અભ્યાસ કરવો, કસરત અગર આનંદ કાંઇજ નહિ અને 'નાપાસ' ની દહેશત! આ બધા સંજોગોમાં ખ્યાલ કરો કે એક સાધારણ વિદ્યાર્થીમાં શારીરિક અગર માનસિક બળ કયાંથી આવે? વિલાયતમાં જનારા હિંદી વિદ્યાર્થીઓ ઉપર આ નબળાઇનો ગંભીર આરોપ છે; ને તેજ કારણથી હિંદીની નામોશીઓ ચોતરફ થાય છે, માટે બ્રહ્મચર્ય એ ઘણુંજ આવશ્યક છે, ખરો બ્રહ્મચર્ય પાળનારો હોય તેનું શરીર તથા મનોબળ અપૂર્વ દેખાઇજ આવે છે એ મશહૂર છે. હજાર અપલક્ષણો હોય પણ એક બ્રહ્મચર્ય હોય તો બધાં ઢંકાય એટલુંજ નહિ પણ મહાન કાર્ય કરી શકે છે. પશુપક્ષી બધાંને નિયમ હોય છે; પરંતુ નરપશુને કાંઇજ નિયમ નહિ! શાસ્ત્રમાં તો ઉત્તમ યોજના છે પણ શાસ્ત્રને કોણ ગાંઠે? પુરૂષ કરતાં સ્ત્રીના મનોબળની વધારે આશા રાખી શકાય. આર્યાવર્તમાં જ્યારે સ્ત્રી પુરૂષ બ્રહ્મચર્યની કિંમત તથા તેનું બળ સમજશે ત્યારે આર્યાવર્ત શૌર્ય અને સદ્દગુણથી આખી દુનિયાને ચકિત કરી નાંખશે, અને એક તો શું પણ દશ જર્મનીને હરાવવા શક્તિમાન થશે, માટે જેમ એક પરીક્ષા પાસ કરવામાં માણસ મહેનત કરે છે, તથા દુનિયામાં દરેક કામ માટે મહેનત કરે છે, તેના પ્રમાણમાં મન વશ રાખી ધર્મનું શોધન કરવા અને મોક્ષ મેળવવા શીર સાટે કેટલી મહેનત લેવી જોઇએ ને તેને માટે કેટલું

મૂલ્ય આપી કેટલો પરિશ્રમ લેવો જોઇએ, તેનો ખ્યાલ કરવોજ બસ છે. વ્યવહારની વાત છે કે મોંઘામાં મોંઘી ચીજ માટે મોટામાં મોટું મૂલ્ય આપવું જોઇએ. એકાગ્રતામાં ત્રાટકથી આંખ તથા મગજને ઘણાજ ફાયદા છે, કોઇને ચશ્મા પણ જતાં રહે છે. આ બધા ફાયદા કંઈ જેવા તેવા નથી. ત્રાટકવાળા "મેસ્મેરિઝમ" તથા "ક્લેયરવોયન્સ" ના તુજરબાઓ કરી બતાવવામાં સહેલાઈથી શક્તિમાન થાય છે. ગુરૂ સિવાય ત્રાટકનો અભ્યાસ કરવો ઠીક નથી.

કોઈ કહેશે કે નિત્ય સંધ્યાસ્નાન પૂજા પાઠ કરવાથી એટલે કે રોજ એકનું એક કરવાથી શું ફાયદો છે? આ પ્રશ્ન કેવો વિચિત્ર છે? તમારા પાઠ રોજ ગોખવાથી શો ફાયદો છે? માસ્તરો અને મોટા પ્રોફેસરો દર વર્ષે તેનું તે વાંચે છે ને તેજ શિખવે છે, મતલબ કે રોજ તેનો તે પાઠ કરે છે તેનો શો અર્થ? નિત્ય ખાવા પીવાની તથા તેજ ભોગવિલાસની તેમ મળમૂત્ર વિસર્ગની શી જરૂર? કેમ ધરાતા નથી? નિત્ય રક્ષણની શી જરૂર છે? એકજ પ્રિય વસ્તુ નિત્ય ભોગવતા છતાં કેમ ધરાતા નથી? રોજ મિષ્ટાન્ન ખાવા છતા લાડુ અગર પ્રિય વસ્તુનું નામ સાંભળતાં મોમાં પાણી કેમ છૂટે છે? આ બધા પ્રશ્નો નકામા છે; જેને સારૂં લાગ્યું તે ખરૂં, જેનો જે અભ્યાસી હોય તેને તેની ખબર પડે. ઈંગ્રેજી ખાણાનો સ્વાદ વૈષ્ણવ શું જાણે? અને વૈષ્ણવનો યવન શું જાણે? સંધ્યા પૂજાનો ખરો મર્મ એ છે કે સંસાર વ્યવસાયથી ભરેલો છે, પશુવત્ જીંદગી તો ચાલી જાય છે, ખાન પાન, મોજ શોખ, સુખ દુઃખ એ બધા માટે બોધની કે શાસ્ત્રની જરૂર નથી. પશુકાર્ય આપોઆપ સમજાય છે, તો આહવા પશુવત્ સંસારમાંથી કાંઇક વખત મેળવીને આપણે મનુષ્ય છીએ એમ વિચાર કરવા માટે સંધ્યા વગેરે છે. તેટલો વખત જો આનંદ મળે તો પછી દરરોજ તે આનંદનો અનુભવ થવાથી ચખ્યાજ કરશે, અને વિષયી ખોટા ક્ષણિક આનંદ કમતી થશે. પ્રાણા-

યામ, ગાયત્રી, જપ. ધ્યાન, પૂજા વગેરે, નિદાન તેટલો વખત તો મનુષ્યને દુઃખ માત્રનું વિસ્મરણ કરાવે છે, અને ઉંચા પ્રકારનો આનંદ આપે છે. નિયમિત ( Regular ) થવાની ટેવ પડે છે, અને મર્યાદ ( Discipline ) ની તાલીમ પણ મળે છે; પરંતુ તે આગળ કહ્યું તેમ નિયમસર અને વખતસર થાય તોજ તેનું ફળ છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ પણ કર્મમાં ચુકયા નથી: સ્નાન સંધ્યા બધું બરાબર કરે છે; અવતારોમાં પણ નિયમ બરાબર પાળી બતાવ્યા છે. સુદામો ભૂખે મરતો હતો, પરતુ નિત્ય નૈમિત્તિક કર્મમાં ચુકયો નથી. પ્રતાપરાણો, શિવાજી, બાજીરાવ કોઇ ચુકયા નથી. તેના અભાવમાં સુખ સ્વતંત્રતાનો પણ અભાવ! પુરાતન નિયમની કાંઇક ઝાંખી કરવી હોય તો ઉદેપુરના રાણા ફતેહસિંહજી મહારાજના શરીર તથા મનનું બળ જોઈ લ્યો કે કેટલું પ્રખર હતું.

આ બધી બાબતો માટે કોઇ અનુભવીને પૂછવુ જોઇએ. શાસ્ત્ર ઉપર શ્રદ્ધા ન રહે અને તે સમજાવનાર ઉપર ન રહે તો પછી શો ઈલાજ? આજ સુધીના લખનાર તથા અનુભવ લેનાર બધાજ ગાંડા, મૂર્ખ અગર નિશાબાજ માનો તો લાચાર! પણ જો તે દિશામાં જઇને મનુષ્યત્વ સમજવુ હોય તો તે બદલ નિશ્ચય કરી, વિવેક પુરઃસર તે બદલના જાણકારને પુછવું જોઇએ, કેમકે આ વાત અદૃશ્ય હોઇને અનુભવગ્રાહ્ય છે; એનો એ વિષય દરરોજ ભોગવ્યા છતાં તૃપ્તિ કેમ થતી નથી? આનો ખુલાસો તે વસ્તુનો અનુભવ આપી શકે. "દરદ દિલ દરદીનું દરદીજ જાણે," એજ ન્યાય. ફાયદા ગેરફાયદા અનુભવીજ સમજી શકે અને સમજાવી શકે. દારૂ પીનાર તમને કહે કે તે ખરાબ છે તો તે અનુભવસિદ્ધ સત્ય માનવુંજ પડે. 'ખાખરની ખીસોડી શું જાણે સ્વાદ શુ જાણે સાકરનો?' ઘીનો સ્વાદજ કહી શકશો? આનંદની વ્યાખ્યા આપી શકશો? પ્રસૂતિની પીડા વંધ્યાને કેવી રીતે સમજાય? અનુભવથીજ સમજાય. ફક્ત શુષ્ક

વાતોથી કાંઇ ન વળે. હોમીયોપથી દવા તથા દેશી માત્રાઓની બનાવટ સમજાય તો કંઇક ખ્યાલ આવી શકે કે સતતના પ્રહારનો શો ગુણ છે. એકલા મનનું સતત્ રટણ કરવાથી એટલે કે જપ કરવાથી મન માંકડું હારીને થાકી જાય છે ને તેથી સ્થિર થઇ શકે છે, એટલે ધારો ત્યાં એકાગ્રતા કરી શકાય છે, અને ધારો તે કાર્ય પૂર્ણ કરી શકાય છે.

સંધ્યાપૂજાના અભ્યાસની ખાસ જરૂર છે, કારણ કે પ્રત્યક્ષ જુઓ કે ઘણાં વર્ષોનો સત્સંગ છતાં એક ક્ષણનો કુસંગ કેવાં પરિણામો નિપજાવે છે? છોકરાંને ભણાવવા ગણાવવા, સારી સોબત કરાવી સદ્ગુણી બનાવવા કેટલી મહેનત લેવાય છે? પરંતુ મજા જુઓ કે એક ક્ષણનો પણ કુસંગ બધુ ધૂળધાણી કેમ કરી નાંખે છે? નિશાળમાં ભણતર ભણાવવાની અથાગ મહેનત લેવાય છે છતા થોડાજ તઇયાર થાય છે. અને લડવાની, વેર રાખવાની, ઇર્ષ્યા કરવાની, ગાળો દેવાની વગેરે અપલક્ષણ શિખવાની દુનિયામા કોઈ ઠેકાણે શાળા છે? છતા માણસો કેવાં શિખી લે છે? કાંઇ પ્રયાસની જરૂર છે? દાળના વઘારની કડછી દૂધપાકમા નાંખી કે બસ બધુ ધૂળધાણી! સહજ સહવાસમા **ભરતનો, જડભરત** થયો. હવે જ્યારે સદ્વસ્તુના સતત્ અભ્યાસ છતાં એક ક્ષણનો કુસંગ આટલુ અનિષ્ટ કરી શકે છે, તો પછી સારી વસ્તુના અભ્યાસની કેટલી જરૂર છે એનો ખ્યાલ કરો. માટેજ સંધ્યા વગેરે માટે હમેશના અભ્યાસની તથા પુનરાવર્તનની ખાસ જરૂર છે. જે કુટુંબ સાથે કાઈજ સગપણ ન હોય તેવા ઘરમાં છોકરી આપતાં પરણવા સાથેજ પોતાનુ ઘર બદલવા માંડે છે. આજ સુધી બાપના ઘરને પોતાનુ ઘર રહેતી હતી તે ધીમે ધીમે સાસરાના ઘરને 'મારૂં ઘર' કહે છે તે એટલે સુધી કે બાપ કહેશે "કયાં જાય છે?" ત્યારે કહેશે કે "મારે ઘેર." આ પ્રમાણે અભ્યાસથી ગમે તેવી અપ્રાપ્ય અગર કષ્ટપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ય થઇ શકે છે.

મનની એકાગ્રતા માટે આટલું સાધારણ રીતે બસ છે. વિષયોમાં દોષબુદ્ધિ કરી, વિવેકથી સારૂં નરસું જોઇને, સદ્વસ્તુમાં એકાગ્રતા કરવી જોઇએ; માટેજ શ્રીકૃષ્ણે પણ 'અભ્યાસ' અને 'વૈરાગ્ય' એજ મનના નિગ્રહ માટે બતાવ્યાં છે. દરિયા કાંઠે ઈંડાં મુકીને કુંજ પક્ષીઓ હજારો ગાઉ નિકળી પડે; પરંતુ લક્ષ ઈંડા તરફ સતત્ હોવાથી હજારો ગાઉ દૂરથી પણ તેનાં ઇંડાં આપોઆપ શેવાય છે. વળી મનનો નિગ્રહ થયા શિવાય સંસારનું દુઃખ પણ સહન થઇ શકતુ નથી, તેમ ટળી શકતું નથી. અનુભવથી જોવામાં આવે છે કે કોઇ નબળા માણસને માથે દેવાનો બોજો હોય, અગર તબીયત નબળી રહેતી હોય, અગર સંસારમાં સ્ત્રી છોકરાંનું દુઃખ હોય તો ક્લેશ અને દુઃખ કાપવા માટે દારૂ, ભાંગ, ગાંજો ઇત્યાદિ માદક પદાર્થો લઇને આનંદ માણે છે, પણ આ ક્ષણિક આનંદનો પાછો શરીર અને મન ઉપર પ્રત્યાઘાત થાય છે તેનું ભાન નથી· બાકી તેના પરિણામમાં અકાળમૃત્યુ, ભયંકર માંદગી ઈત્યાદિ જોવામાં આવે છે. દુઃખની નિવૃત્તિ તો શરીર તથા મનના બળથી અને જ્ઞાનથીજ કરવાની છે, બાકી બીજા બધા ઉપાયો ઉલટ વ્યાધિ અને દુઃખ વધારનાર વિષપ્રયોગોજ સમજવાના છે, માટે આ બધી વિધિઓ રોજ કરવી જરૂરની છે. ન્યાયદર્શનના કર્તા ગૌતમનું નામ અક્ષપાદ પડયુ હતું, સતત્ વિચાર કરવાથી ઉંચે જોઇ રહેતા તેથી જાણે કે તેમને પગમાં આંખો હોય એમ અક્ષપાદ નામ પડયું. ખંતથી આળસરહિત થઇને શ્રદ્ધાથી કરવામાં આવે તોજ કાળે કરીને ફળ જણાશે. 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર'; 'ઉતાવળે આંબા ન પાકે' એ ખૂબ યાદ રાખવું જોઇએ, એટલે પછી અનર્થની દહેશત રાખવાની જરૂર નથી. એક વૈદ્યકીય (મેડિકલ) વિદ્યાર્થી એન્જીનીયરીંગનું શું જાણે, તેમ એક કાયદાશાસ્ત્રી સેનીટેશનનું શું સમજે? જેણે જેનો અભ્યાસ કર્યો હોય તેજ તે જાણે. માટે

આ બાબતમાં પણ તે બાબતના અભ્યાસી ( Expert ) ને પુછવું જોઇએ. ભોગવિલાસથી થાકીને રોગગ્રસ્ત થઇને ભોગવિલાસ છોડવા પડે ને પાછું તે ખાતે સતત્ દુઃખી થવું પડે તેના કરતાં મન મૂળથીજ કબજે રાખતાં શિખાય તો ભોગવિલાસ જીંદગી પર્યંત સુખથી કરી શકાય, માટે મનોનિગ્રહની જરૂર છે. પશુ જીવનથી, જરા આગળ વધીને જોવાથી સમજાશે કે ચકલાં આદિ પક્ષીઓ પણ સવારમાં જળ હોય ત્યાં નાહી ધોઇને સ્વચ્છ થાય છે તો પછી મનુષ્યપશુ આખી રાત ભોગવિલાસમાં કાટયા પછી, તમામ અશુદ્ધિ તથા દુર્ગંધ દૂર કરી, તેજ સ્ત્રી સાથે નાહી ધોઇ શુદ્ધ થઇ પવિત્ર કાર્યો તેની સાથે રાખીને કરે તો શું આનંદ ઓછો આવે? પેલો પશુઆનંદનો અનુભવ છે, અને આ ઉચી જાતના આનંદનો અનુભવ છે, પરંતુ તે અનુભવ લીધાથીજ સમજાશે. ગળપણ કહેવાય નહિ પણ ચાખવાથીજ સમજાય.

ઉપરનું આહ્નિક સૌને પોતપોતાની સવડ મુજબ કરવાનું છે. બાદ—અગર જો વડીલોને અનુકૂળ હોય તો ઉપરના ક્રમની અવલ—પોતાનાં મા બાપ અગર જે વડીલ રક્ષક હોય તેમને પગે લાગવું, અને પછી પોતાના અન્નદાતાને માન આપવું. અકબર બાદશાહના વખતમાં હિંદુ મુસલમાન બધા, આહ્નિક પરવારી, દરબારમાં જતા તે દરબાર સૂર્યોદય પહેલાં બરખાસ્ત થતો હતો. પગે લાગ-વાથી વડીલ ગુરૂ ઇત્યાદિ, શુદ્ધ પ્રેમથી માથે હાથ મૂકીને પોતાનું પ્રાણબળ તથા આશીર્વાદ વિજળીક પ્રવાહ બ્રહ્મરંધ્રમાં આંગ-ળીયો દ્વારા આપે છે. આ એક અદૃશ્ય વાત છે, પણ એ બધું લોકો હાલ સમજવા માંડયા છે, તેમ ચરણમાં મસ્તક ધરવામાં પણ તેવુંજ રહસ્ય છે એ તે બદલના જાણનારને પુછવાથી અગર તે સંબધી વાંચવાથી માલુમ પડશે. આ બધા વિદ્યુત્બળ આપવાના સાધારણ સહજ માર્ગ છે; બાકી સિદ્ધ પુરૂષો તો દૃષ્ટિથી અગર

ઇચ્છાથી પણ આપી શકે છે. **ભીષ્મ** પિતામહ શત્રુના સૈન્યમાં છતાં પાંડવોએ તેમનો આશીર્વાદ પ્રથમથીજ સદ્વર્તન વિદ્યુત્બળથી તથા પ્રત્યક્ષપણે એમ બધી રીતે લીધો હતો.

ઉપરનું કર્યા પછી ચાહા વગેરેના વ્યસંન વાળાએ ચાહા કૉફી ઇત્યાદિ લેવાં; બીજાયે દૂધ અગર બીજું જે ખાતા પીતા હોય તે લેવું, અને પચાસ વર્ષ ઉપરાંતનાને અગર શરીરને અનુકૂળ ન હોય તેમણે કાંઇ લેવાની ખાસ જરૂર નથી. સાધક વર્ગને ચાહા ઈત્યાદિ ક્ષણિક માદક તથા ઉત્તેજક (Stimulant) પદાર્થો ઉપયોગના નથી, તેમ ચાહામાં ગેરફાયદો છે એમ હાલ પણ કહેવામાં આવે છે; નિદાન ખર્ચાળ, ભૂખને બંધ કરનાર અને સત્વ વગરની છે, એ તો પ્રત્યક્ષ છે. કદાચ ઘણી ચરબીવાળાને પ્રતિકૂળ ન છતાં અનુકૂળ પણ હોય. ચાહાને અફીણનો ધૂપ દેવામાં આવે છે તેથી અફીણ માફક લાગે છે, એમ પણ કહેવાય છે. કાયમના માદક પદાર્થ તો શરીર સંપત્તિ અને જ્ઞાનજ છે કે જેથી મનોબળ વધીને માણસ મોટાં કામ કરી શકે છે.

૮. બાદ પોતાના ધંધામાં પડવું.

૯. દશ અગિયાર વાગે જેને જે ધંધામાં અગર નોકરી ઉપર વખતસર જવું હોય તે પ્રમાણે જવા સારૂ અનુકૂળતા પ્રમાણે જમવું. આપણામાં આભડછેટના નામથી વગોવાતા શાસ્ત્રના નિયમ બરાબર પળાય તો રસોઈ કરવાનાં વાસણો સ્વચ્છ રાખવામાં વગેરે સ્વચ્છતા ઘણીજ છે અમ સમજાશે. પાશ્ચાત્યોમાં રસોડાની ગંદકી તથા રસોઇયાની પોતાના શરીરની ગંદકીનો પાર નથી હોતો, માત્ર પીરસતી વખત ઉપરથી સ્વચ્છ કપડાં પહેરીને ઉભો રહેશે! ખેર.

જમવા ઉપર તનદુરસ્તીનો બધો આધાર છે; માટે જમવામાં રૂચિ પ્રમાણે અનુકૂળ પદાર્થો ખાવા. ખોરાક કેવો લેવો તે બદલ

ઘણું કહેવાનું છે, પરંતુ કુલાચાર તથા પોતાના ધંધા રોજગાર, દેશ કાળને અનુસરીને અનુકૂળ પડે તે લેવો. એકદમ સામટું ખાવું નહિ. તેમાં પણ વૈદકશાસ્ત્રના નિયમને અનુસરીને હોજરી ઉપર બોજો ન થઈ જાય, અને અજીર્ણ અને તેમાંથી હજારો વ્યાધીઓ ન થાય તે માટે બે ભાગમાં અન્ન, એક ભાગમાં પાણી ને એક વાયુ માટે રાખવો. સગુણઉપાસકને તો પ્રભુ નિમિત્ત સર્વસ્વ હોવાથી શોક સંતાપમાં પણ ખાનપાનનો વૈભવ રહેવાનો. ભગવાનને શોક હોય ?

જમ્યા પછી હાથ મોં સારી પેઠે ધોવાં. કોગળા કરીને મોં અંદરથી ખૂબ સાફ કરવું, પાશ્ચાત્ય સભ્યતાના વિચિત્ર કાયદાને માન આપવામાં યુરોપિયનોમાં ઘણાખરા દાંતના વ્યાધિથી પીડાયેલા સંભળાય છે. જમતી વખત એકબીજાને સ્પર્શ નહિ કરવાનું તથા પોતાનાંજ પાણી પીવાનાં પાત્ર વાપરવાં, એમ દરેક બાબતમાં શાસ્ત્રનુ શિક્ષણ વિચારવા જેવું છે. હવે પાશ્ચાત્ય દૃષ્ટિથી પંડિતો સમજવા માંડયા છે. દેશકાળને તો માન આપવુંજ જોઇએ એમ શાસ્ત્રનોજ હેતુ છે.

લીલાં ફળ તથા મેવા શરીરને તથા મનને બહુ ફાયદાકારક છે. તે શક્તિ મુજબ તથા શરીરને અનુકૂળતા પ્રમાણે સવારમાં ચાહા વખત અગર જમ્યા પછી લેવાં. કહેવાની જરૂર નથી કે જમતાં અવલ ગૃહસ્થે બની શકે તો વૈશ્વદેવ કરવો. આ વિધિ એક મિનિટમાં અગ્નિમાં બે છાંટા અગર બે ગ્રાસ ઘી સાથેનો ભાત નાંખીને પણ થઇ શકે છે. પ્લેગના જેવાં દુષ્ટ જંતુના નાશનો આ ઉત્તમ ઉપાય છે. ફક્ત ઘીનો દીવો પણ બાર બાર ફુટમાં હવા શુદ્ધ કરે છે. પૂજામાં દેવ હોય તો તેમને નૈવેદ્ય ધરીને અને ન હોય તો અન્નદાતા પ્રભુનું ધ્યાન ધરીને, પશુવત્ નહિ પણ સ્વસ્થપણે આનંદથી જમવું. વિદ્વાન જડવાદી તો લોકહિતના કામમાં રાતદિવસ માનસિક રોકાએલોજ હોય છે એટલે તેને નૈવેદ્ય અગર ધ્યાન ધર-

વાની કાંઈ જરૂર નથી. મનુષ્યત્વના ભાન માટેજ આ બધું છે.

'To live to eat' નહિ પણ, 'To eat to live' નું ધોરણ પકડવું જોઇએ. મતલબ કે જીંદગીનો મુદ્દો ખાવા પુરતોજ નથી; પરંતુ ખાવું તે માત્ર જીવના નિર્વાહ માટે છે. આર્યને તો High thinking and plain living જોઇએ; એટલે કે જીવન સાદું હલકુ રાખવું, પણ વિચાર ઉન્નત રાખવા. કાલિદાસે વિદૂષક સાથે વાતો કરતાં ચંદ્રને ઉપમા 'લાડુ' ની આપી છે! એક માણસ જમવાનું મહત્વ એટલું ગણતો હતો કે કોઇના મરણની વાત સાભળે કે તરત સમય પૂછે. જો સવારમાં મરી ગયાનું સાંભળે તો દિલગીર થાય કે બિચારો જમ્યા વગર ગયો, અને બપોરનું જાણે તો ખુશ થાય કે નસીબદાર તે જમીને ગયો. પચાસ વર્ષના માણસે ખૂબ સમજવું કે પ્રથમ જેટલા ખોરાકની શરીરને જરૂર હોતી નથી પરંતુ નબળો પડી જવાની બીકમાં માણસ કુદરતને જોઇએ તે કરતાં વધારે ખોરાક લે છે, ને તેથી કોઇ પણ વ્યાધિને શરણ થાય છે, માટે આ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

જમવા પહેલાં આપોશન વગેરે અમુક દેવ કિંવા ભૂતના નિમિત્ત પંચગ્રાસ મુકવામાં, ગૌગ્રાસ કાઢવામાં, તથા કુતરાં કાગડાનો ભાગ કાઢવામાં તેમ અંત્યજ વગેરેનો ભાગ કાટવામાં પણ ઘણું રહસ્ય છે. આ બદલ ધારશો ત્યાંથી માહીની મળી શકશે, માટે અત્રે લંબાણની જરૂર નથી.

૧૦. ધંધામાંથી પરવારી ઘેર સાંજના આવ્યા બાદ ઘર કુટુંબમાં ભળી બધાંની ખબર લેવી. વિદ્યાર્થીઓએ ક્રિકેટ,, કુસ્તી, ટેનીસ ઇત્યાદિ રમતો રમવી, અને બીજાઓએ પસંદગી અથવા અનુકૂળતા પ્રમાણે મુલાયામ વ્યાયામ કરવો, અગર બહાર ફરવા નિકળવું. ખોરાકની બાબતમાં સાદો અને સ્વચ્છ તથા પ્રસંગને અનુ-

સરીને લેવો. દેશકાળને માન આપીને પોશાકમાં પણ વર્તવાનું છે. ખાસ પ્રસંગ શિવાય બનતા સુધી પોતાના સ્વદેશી પોશાકને માન આપવાનું સારૂં છે. જેમ ચહેરાથી, ચાલથી, બોલવાથી, અક્ષરથી એમ અનેક કારણથી માણસ ઓળખાઈ આવે છે, તેમ પોશાકનું પણ છે. મહાન શેક્સપીઅર પણ તેવુંજ કહે છે. " Apparel oft proclaims the man; " એટલે કે પોષાક ઉપરથી પણ માણસ પ્રસંગે ઓળખાય છે.

૧૧. રાત્રે અગર સંધ્યાકાળે ગમે ત્યારે ગૃહસ્થોએ અનુકૂળતા હોય તો, અને સ્વાદ પડે તો પાંચ મિનિટ સાયંકાળની સંધ્યા કરવી. આઠ વાગ્યા અવલ આ સંધ્યા થઈ શકે તો ઠીક, અગર તેમ ન બની શકે તો ગમે ત્યારે કરવા હરકત નથી. એકંદર સંધ્યા ને તેમાં પણ સાયંકાળની સંધ્યા બહુ ધ્યાન આપવા જેવી છે. ગૃહસ્થાશ્રમીને તથા વાનપ્રસ્થ એટલે કે હાલના પેનશનર અગર તેવા પરવારીને બેઠેલાને આ ખાસ ઈષ્ટ છે. બને તો ગામ બહાર તળાવ નદી કે કુવા ઉપર ખુલ્લામાં થાય તો સારૂં. શાસ્ત્ર પણ તેમ કહે છે. સંધ્યાનો ક્રાંતિનો સમયજ એવો છે કે માણસને તે વખત જરા કુદરતી ગ્લાનિ થાય છે, સબબ તે વખત માનસિક વ્યાપારની જરૂર છે ને તેથીજ સંધ્યા ખાસ ઈષ્ટ છે.

આ પછી રાતનું જમણ—વાળુ કરવાનું છે; દરમ્યાન આ ઠેકાણે એક ખાસ વાત ધ્યાનમાં રાખવાની છે કે બનતા સુધી વિશિયોનું ભોજન અગર અર્ધકચરાયુક્ત હોટેલનો ચાહા, ભજીયાં અગર કંદોઇની મીઠાઈ વગેરે સ્વચ્છતા નહિં તેથી નઠારૂં ખાવું નહિ, તેમાં પણ પાઉ-વિલાયતી ડબલ રોટી વેચાય છે તે, સામાન ખરાબ વગેરે કારણથી બહુજ નુકસાન કારક છે. કેટલેક અંશે ઈલાજ નથી તો પણ બની શકે તેટલા પ્રયાસથી તેનાથી અલગ રહેવાય તો સારૂં. વ્યાધિ માત્રની ઉત્પત્તિ મોટા શહેરોમાં આ

કારણોને લઇનેજ છે એમ સમજવું. જરૂર પડે તો દાળીયા, અથવા ચણાની દાળ જેવી નિર્દોષ વસ્તુ ખાઈ લેવી, ને વિશિના દાળ ચોખા ને રોટલી ખાવી. આ નિયમથી મુંબાઇનું કે કોઇ ઠેકાણાનું પાણી નહિ લાગે. વાસ્તવમાં મોટાં શહેરમાં પાણીનો વિકાર કહેવાય છે તે કંઇક અંશે ભૂલ છે. પાણી લાગવાનું ખરૂં કારણ તો ઉપર કહ્યા પ્રમાણેનો અયોગ્ય આહાર તથા વિહાર છે.

બાદ રૂચિકર તથા હિતકર વાળુ કરી સહજ આરામ લઈ જેણે તેણે પોતાનો ધંધો કલાક બે કલાક કરવો; વિદ્યાર્થીએ જરૂર મુજબ અભ્યાસ કરવો, અને સાધારણ રીતે દસ વાગ્યા પહેલાં સુઈ જવુ, બનતા સુધી રાત્રે ન વંચાય તો ઠીક. વાંચવું કે લખવું તે નીચા નમીને, દીવા ઉપર મોં રાખીને કે સુતાં સુતાં એ પ્રમાણે ન કરવું કે જેથી છાતી, આંખ અને ફેફસાંને નુકસાન થાય નહિ. ગૃહસ્થીએ કુટુંબના માણસોને બે ઘડી બોધ આપવો. બોધમાં ભાષાશુદ્ધિ માટે તથા સ્વચ્છતા માટે બાળકો ઉપર માબાપ તથા શાળાના મહેતાજીઓએ સારી પેઠે કાળજી રાખવી, અને નિશાળમાં પ્રત્યક્ષ અનુભવ આપવો. છોકરાં ઉછેરવામાં કેટલી કાળજી રાખવી જોઇએ તે બાબતમાં ખરેખર માબાપોએ ઘણું જાણવાની તથા શીખવાની જરૂર છે. પોતાની ગેરસમજ, અણસમજ અગર સ્વભાવની શત્રુતાને લઇને બાળક ઉપર ગુસ્સે થનાર કેટલાં માબાપ પોતાની ખામી સમજતાં હશે ? આ ગુસ્સાના આવેશમાં અગર બીજા આવેશમાં ભાષાનું પણ ભાન નહિ રહેવાથી બાળકો ઉપર માઠી અસર થાય ને તે આખી જીંદગીમાં તે અસર ન જાય, તે વાત માબાપોએ ખૂબ ધ્યાનમાં રાખવાની છે. પોતાની બધી છાપ બાળકો ઉપર પડે છે, માટે એકંદર કાળજી ખવી જોઇએ. આ બીભત્સ ભાષાનો દોષ પણ સારી રીતે તપાસદ. વો છે. આપણામાં જે બીભત્સ બોલાય છે તેનું વિલાયતમાં તેમ જ. ામાં સ્વપ્નું પણ નથી. અરે

દિલગીરીની વાત છે કે, ઉંચી જાતોમાં પણ આ બીભત્સ ભાષાનો દોષ ઘણો જોવામાં આવે છે, અને બોલનારને ભાનજ હોતું નથી કે વહુ દિકરી સમક્ષ પોતે શું બોલે છે. છોકરાંઓ નિશાળમાં, રસ્તામાં, ઘરમાં, મંદિરોમાં રમત ગમતમાં એમ જ્યાં જ્યાં બીભત્સ બોલે ત્યાં ત્યાં ટોકવાં જોઇએ. શિક્ષક વર્ગને તેમ માબાપ વગેરે વડીલોને આ દિશામાં કરવા જેવું ઘણું છે, માટે જ્યાં આ બદી દેખાય ત્યાં તરત અટકાવવી જોઇએ.

વિદ્યાર્થી રાતે વધારે જાગે તો હરકત નથી. સુતા પહેલાં આજના દિવસમાં મેં શું શું કર્યું, તેમાં સારૂં ખોટું શું કર્યું તેનો વિચાર કરવો ને પ્રભુ પાસે માફી માગી, બીજા દિવસ માટે સારાં કામની પ્રવૃત્તિ માગી પોતાના ઇષ્ટનું નામ દઇને સુઈ જવું. સુતી વખતે માથુ પૂર્વ દિશામાં રાખવુ. આ બદલના કારણો હવે પાશ્ચાત્યો સમજાવે છે; બીજા પણ સુવા સંબંધીના નિયમ બને તેટલા પાળવા; સુતી વખત શરીર રૂપી રથને, બુદ્ધિ રૂપી સારથીની પ્રેરણાથી, મન રૂપી લગામથી વૃત્તિઓ રૂપી ઘોડાને રોકી, શરીરરૂપી રથને સ્થિર રાખી, મન સ્થિર કરીને સુઈ રહેવુ, એટલે ઇષ્ટ શિવાય બીજાં સ્વપ્ન પણ નહિ આવે, અને રથમાં બેસનાર આત્માનુ ભાન બરોબર રાખીને સુવાથી રાત્ર આનંદમાં જશે, સવારમાં પાછું જ્ઞાન થશે, અને જીંદગી પ્રકાશમય ઉજ્જવલ દેખાશે.

નીતિનું પ્રાધાન્ય થયું એટલે વિજય પણ ત્યાંજ સમજવો. પ્રથમ શરીરને શારીરિક બળ આપી, બાદ માનસિક બળ આપવું જોઇએ, કે જેથી શારીરિક બળનો ગેર ઉપયોગ થાય નહિ. પછી તેને નીતિનું બળ આપવું કે જેથી માનસિક બળનો ગેરઉપયોગ થાય નહિ, અને છેવટે ધર્મનું બળ આપવું જોઇએ કે જેથી નીતિને ડગવાનું કારણ ન મળે. મતલબ કે ધર્મના પહેલાં નીતિની જરૂર છે. આ નીતિનું કુદરતી પ્રાબલ્ય-ઘણુંજ દેખાય છે. લોકો લડતાં,

ઝઘડતાં, વ્યાપાર રોજગારમાં, નોકરી ધંધામાં નીતિ પાળવાનું કહે છે. અરે ચોર, જુગારી અને બહારવટીયાઓ પણ બોલશે કે "ભાઈ રીતસર નીતિસર બોલજે." એક નાટકમાં અગર ભાષણમાં જોશો તો નાટક ભજવનારા તથા જોનારામાંથી નેવુ ટકા નીતિની દરકાર નહિ રાખતા હશે, તો પણ જે વખત નીતિની ફતેહનો ભાગ આવે છે ત્યારે કેવી તાળીઓ અપાય છે ને હર્ષનાદો થાય છે? માટે નીતિ એ એક મોટું બળ છે, સબબ ઉપરની બધી બાબતો કહી તે નીતિને અનુસરીને કરવાની છે. નીતિ કદી ચુકવી નહિ. નીતિ સાથે ઉપર મુજબ રોજનો ક્રમ રાખે તો માણસ વજ્ર જેવો મજબુત અને નીરોગી રહે. ખાનપાન ઇત્યાદિના નિયમો તોડી વ્યાધિગ્રસ્ત થઇ, પછી દવા કરવી તેના કરતાં વ્યાધિશરણ ન થવાના પૂર્વોપાય લેવા એજ ઉત્તમ છે. મિષ્ટાન્ન ખાવા માટે ભૂખ લગાડવા ચૂર્ણ ખાવું અગર ખૂબ ખાઇને પચાવવા ચૂર્ણ લેવું એ બન્ને સરવાળે સરખુંજ છે. માણસ જુવાનીમાં અભિમાનથી અગર અણસમજમાં નિયમ તોડે છે, પણ પાછળથી પસ્તાય છે. એકલી દવા કાંઇજ કામની નથી. આ સંબંધમાં ખાનપાન રહેણી કરણી એ બધાના નિયમ સમજીને પાળવાથી માણસ નીરોગી તથા તનદુરસ્ત રહીને આનંદમાં રહે છે. આનંદમાં રહેવું એજ તનદુરસ્તીનો પાયો છે. બીમારીનાં કારણો તપાસતાં નેવું ટકામાં આનંદની ખામી અને મનનો વ્યાધિ નિકળી આવશે. અતિશય ખાનપાનથી શ્રીમંતને અને અપૂર્ણ કિંવા નઠારા ખોરાકથી ગરીબને બીમારીયો થાય છે તે તો સાધારણ અનુભવની વાત છે. માણસ માત્રમાં જેમ માંદા પડયા પછી ડાકટરનો ખપ પડે છે તેને બદલે ચીનમાં માંદગી રોકવા માટેજ ડાકટરની જરૂર રહે છે. મંદવાડ આવવા નહિ દેવો એજ તેનું કામ. મંદવાડ શરૂ થયો કે તરત ડાકટરને રજા મળે! અર્થાત્ માંદગીની દવા કરતાં પણ તેને રોકવી એ વધારે જરૂરનું છે.

આ દિનચર્યાના કાર્યક્રમનો હેતુ માણસનું ચારિત્ર્ય પૂર્ણ બનાવવા માટે છે. હિંદુસ્થાનની શાળાની કેળવણી ઘણીજ હાનીકારક છે, બળાત્કાળથી વિષયો શિખવામાં બાળકોની જીંદગી બરબાદ જાય છે, તે ઉપરાંતની ચારિત્ર ( Character ) વગરની કેળવણી તદન નકામી છે; રૂપવતી પણ વંધ્યા સ્ત્રી સમાન છે. ઘરની અગર શાળાની કેળવણી આ બાળકો માટે હાલના સમયમાં અપાય છે, તે સંતોષ કારક નથી એટલુંજ નહિ પણ ઉલટી નુકસાનકારક છે એમ ઘણાનો મત છે. આ બદલ પ્રથમ કહેવાઇ ગયું છે. પોતાનું કર્તવ્ય શું અને તે હરેક પ્રકારે કરવુ જોઇએ એ સૂત્રનું ભાગ્યેજ કોઇને ભાન છે. બારીકીથી નિરીક્ષણ કરવાથી જણાશે કે બચપણથીજ કુટેવો પડી હોય છે તે આખી જીંદગી કેટલાકને નડે છે. કેટલાકને ન્હાવામાં ગરમ અથવા ઠંડુ પાણી અમુક પ્રકારનુ જોઇએ; ખાવામાં પીવામાં અમુક ભાવે અને અમુક ન ભાવે, પહેરવામાં અમુક ગમે અને અમુક ન ગમે; આ પ્રમાણે જીવનની દરેક ઝીણી નજીવી બાબતમાં કુટેવો પડે છે. સુવામાં, બેસવામાં, હીંડવામાં, વાત કરવામાં એમ દરેક બાબતમાં એવી કુટેવ હોય છે કે તે પ્રમાણે ન બને તો તે માણસ ઘણો સંતાપ પામે છે, અને દુઃખી થાય છે, અને પોતાની જીંદગી ને તેમજ કુટુંબી વગેરેને બોજારૂપ અને અરૂચિકર થઇ પડે છે. ધંધામાં નોકરીમાં જેમાં જાય તેમાં તે કુટેવો નડે છે. તેમના સંસર્ગમાં જે કોઇ આવે તેને ત્રાસદાયક થઈ પડે છે. આવી પસંદગી નાપસંદગીની સખત લાગણીઓ ( Strong likes and dislikes ) બીલકુલ પસંદ કરવા લાયક નથી. જીંદગીનું વર્તન એવું બનાવવું જોઇએ કે કોઈ પણ આદતને તાબે થઇ ગુલામગીરી વેઠવી ન પડે. મન ઉપર કાબુ રાખવાનું, મા બાપ તથા શિક્ષકોએ ખાસ શિખવવું જોઇએ કે જેથી ગમે તેવા મંડળમાં, ગમે તે દેશમાં, ગમે તેવા સ્થળે, ગમે તેવા લોકમાં, ગમે તેવા સંજોગોમાં પણ આનંદથી રહી શકે કે જેથી

પોતે સુખમાં રહે ને બીજાને પણ સુખ મળે. નાનપણની કુટેવ વધીને પછી ભયંકર થઇ જાય છે.

આ કુટેવો અગર આદતો માટે બે બોલ વધારે કહીશું. દરેક બાળકને નાનપણથી ગાળ દેવાની આદત પડે છે, મા બાપ ટોકે નહિ એટલે શો ઇલાજ? મા બાપ પોતેજ અપલક્ષણવાળાં હોય એટલે તેમને સુઝે પણ શાનું? નાનપણથીજ બીડી પીવાનું પણ શીખે, કેમકે ઘરમાં વડીલોને દેખે તેવું શીખે; બીડી પીનાર વડીલોએ મન વશ રાખીને બનતા સુધી બાળક દેખતાં બીડી નહિ પીવી જોઇએ, અગર બીજું વ્યસન હોય તે બંધ રાખવું જોઇએ. કેટલાકને બોલવા ચાલવામાં અગર કાંઈ નહિ કરતાં અમથા સહજ બેઠા બેઠા પણ મોંના, નાકના, ગરદનના, આંખના, હાથના માથાના એમ જાતજાતના ભાતભાતના ચાળા કરવાની કુટેવો દેખાય છે; હસવામાં તરેહવાર અવાજ કરે. મોં કરે, બોલવામાં નાહકના "તેતો જાણે કે, 'વરતી મેં કું,' 'ભાઇનેકહું તે,' 'સમજ્યાંને, તમે જુઓ તો 'યુસી' you see આદિ અનેક શબ્દો બોલવાની કુટેવ હોય છે. મૂળ કહેવાનું હોય તે કરતાં બમણા ત્રગણા આવા મસાલેદાર શબ્દો આવે! નાહક મોં વાંકાં ચુકાં કરી નાંખે, જાતજાતના ચાળા કરે, હાથના વિચિત્ર અને બાયલા ચાળા કરે, તરેહવાર સુર મોંમાંથી કાઢે, નહિ પુરૂષ કે નહિ સ્ત્રી સમજાય એવું બોલે, બેસવામાં નામરદાઇ દેખાય તેવી રીતે અગર સ્ત્રીની માફક બેસે, ખુંધા ચાલે; એકંદરીમાં કોઇકનું અનુકરણ જાણે અજાણે થઈ જવાથી ફેશનના પાપમાં અને રૂપાળા દેખાવવાની હોંશમાં મરદાઇ તદન નીકળી જાય છે. બીજી રીતે ઘણા સારા ગુણો છતાં આવી કુટેવોથી તે માણસ ઉલટો હાંસીને પાત્ર થાય છે અને તેથી કદાચ આખી જીંદગી નિષ્ફળ જાય છે. વાત કરવી તે ક્યારે કોની સાથે કેવી રીતે બોલવું એ બદલના શિક્ષણની ખામી તો નેવુ ટકામાં જણાશે. દીલગીરી એટલીજ કે બીચારાઓને ભાન હોઉં

નથી. મૂળથીજ ઘરમાં કોઇએ ટોકેલો નહિ તે પછી કોનું માને? પાકે ઘડે કાંઠા ચઢે? પાશ્ચાત્યોમાં તો આ રીતભાતના કાયદા ઘડાયલા છે, આર્યોમાં પણ છે; પરંતુ કોને પરવા છે? પાશ્ચાત્ય સંસર્ગથી ફેશનને લઇને સુધરેલા વર્ગમાં ઘણીજ વિચિત્ર કુટેવો પડી જાય છે. હિંદુસ્થાનમાં આ પાશ્ચાત્ય નકલ કરવામાં પહેલો નંબર પારસી બધુઓનો છે, તેમનો દાવો પણ છે, ને તે બીજાને માન્ય પણ છે. પારસીઓમાંથી કેટલાકમાં આ નકલ ઉપરાંત ફેશન ખાતર બોલવામાં, ચાલવામાં હસવામાં વગેરેમાં કંઇ અજબ કુટેવો દેખાય છે કે તેનું તે ભલા માણસોને કદાચ ભાન પણ નહિ હોય; હિંડવામાં છાતી મજબુત છતાં પરાણે વાંકા વળીને વરણાગીમાં હંસગતિ જેવી ગતિઓ કરશે; કાંઇ પણ કારણ કે કૌતુક વગર બેઠા બેઠા મોના, નાકના, આંખના, ગરદનના અજબ ચાળા કરશે તો પછી જયારે તેવા પ્રસંગ આવે તે વખત તો પૂછવુંજ શું? ભાષામાં તો ઠેકાણુંજ નહિ; મુદ્દામ બોબડું બોલવું; અડધી ગુજરાતી અને અડધી ઇંગ્રેજી ભાશા બોલવી, ઇંગ્રેજી 'લેડી' જેવા મોંમાંથી સુર કાઢવા, ચાળા ચેનના તો પારજ નહિ, ઘડી ઘડી અટામણમાં કાંઈ પણ પ્રયોજન સિવાય સહજ એકાદ બે બીભત્સ ગાળના મંત્રો તો ખરાજ! કેટલું કહીએ? પાછી કમબખ્તી એ છે કે આ કુધારાઓનું અનુકરણ બીજા પામરો કરવા જાય છે, અને આ પ્રમાણે ચેપ ચોતરફ ઉડે છે, નાનપણથી મા બાપ તથા શિક્ષક વગેરે લક્ષ આપે તોજ સારી આશા રખાય.

આ પ્રમાણે એકંદર ચારિત્રનું બંધારણ તો સ્વધર્મથીજ બંધાઈ શકે. ચારિત્ર શુદ્ધ થાય તોજ પોતાનું, કુટુંબનું, ન્યાતનું, જાતનું, ગામનું, દેશનું અને જગતનું કલ્યાણ કરી શકે, બાકી Cosmopolitan (ભ્રાતૃભાવની સામાન્ય દૃષ્ટિવાળો)' છું એમ કહેવાથી શું વળે?

ચારિત્રના બંધારણ સાથે ઉદરનિમિત્ત વ્યવહાર કરવાથી કર્મ, ઉપાસના અને જ્ઞાન આપોઆપ પ્રાપ્ત થશે. આ સાધનોથી ધર્મ,

અર્થ, કામ અને અંતે મોક્ષ પણ સધાશે. આવા નિડર, નિર્ભય, સ્વતંત્ર–સ્વચ્છંદ નહિ–મગજનાં અને વર્તનનાં નરરત્ન હિંદુસ્થાનમાં પાકશે ત્યારેજ પૂર્ણ સાચા અને ચિરસ્થાયી સ્વરાજ્ય Home Rule માટે લાયક થવાશે. તન મન અને ધનનું બળિદાન આપવામાં આવે, તથા શરીર અને મન વજ્ર જેવું સબળ પણ સાથે હૃદય ગુલાબ જેવું કોમળ થાય ત્યારેજ હિંદી પ્રજા નમુનેદાર થશે. સ્વતંત્રતા ભોગવતી તથા સ્વરાજ્ય ભોગવતી બધી પ્રજાઓ આ પ્રમાણે સ્વધર્મ ચુસ્તતાથી પાળે છે અને તેથીજ તે વધે છે એ કદાચ હિંદીઓને જાણ બહાર હશે! લાયક થયા પછીજ ઇચ્છિત વસ્તુ મળે છે. Deserve and desire. ઇશ્વર કૃપાથી લાયક થવા માટે હમણાં હમણાં ખુબ શ્રમ લેવાય છે. સો વરસનું કામ પાંચ વર્ષમાં થયું એમ કહેવા હરકત નથી.

આર્યશાસ્ત્રમાં તો રાજા પ્રજા બંનેનાં વર્તન એકમેકને અસર કરે છે; એકમેકનાં પુણ્ય પાપ લાગે છે. સરકાર વિદેશી છે, એટલે સ્વાર્થ તો હોયજ પણ વણિકવૃત્તિવાળી ડાહી શ્યાણી છે, એટલે વખતને બરાબર માન આપશે. સ્વરાજ્ય, ભિક્ષા માગવાથી, વેચાતું, અગર ભાષણથી ન મળે એ સૂત્ર પણ હવે સમજાયું છે. કોઇને મળ્યું છે? સરકાર માબાપ થઇને બેઠી છે, ને હમેશ તેમ રહેવા માગે છે, ત્યારે પુત્રો કહે છે કે "અમે મોટા થયા એટલે સ્વતંત્રતા જોઇએ છીએ." મનોબળ એજ સ્વરાજ્ય છે. પિતા પુત્ર માટે ફરીયાદ કરે કે છોકરો ખરાબ છે, પરંતુ દરેક વખતે વયનો તફાવત ભૂલે છે. વળી પુત્ર તે બીજા સ્વરૂપમાં પોતેજ છે, અને તેથી પોતેજ જવાબદાર છે એમ શાસ્ત્રનું તથા હકીકતનું ભાન હોતું નથી. પોતામાં સ્વધર્મની ખામી તે પુત્ર રૂપે પ્રકાશ પામી એમ જો સમજાય તોજ ધર્મની ધ્વજા ચોતરફ ફરકશે. સ્વધર્મ ચુકયા છીએ; પરંતુ ઇષ્ટની કૃપાથી અને પૂર્વજોના પુણ્યથી આંખો ઉઘાડવા માંડી છે. ગયા દસકાંથી એકદમ પ્રાપ્ત કરવા માંડયું છે, પરંતુ સુકા ભેગું લીલું

ન બળી જાય એટલુંજ સંભાળવાનું છે. હજી તો ઘણું બાકી છે. પ્રાચીન ઇતિહાસ જોતાં પ્રજામત, રાજ્યતંત્રમાં મુખ્ય હતો. રાજા પ્રજા બને સ્વધર્મ પરાયણ હતાં તેથીજ પ્રજામત સબળ હતો. રામચંદ્રજીના અભિષેક વખતે તે વખતની પાર્લામેંટ ઉપરાંત તમામ લોકોના અભિપ્રાય લીધા હતા. રામચંદ્રજી બાળક હતા, પરંતુ તે બાળકને પિતા દશરથે લાયકાત જોઇનેજ ગાદીએ બેસારવાનુ નક્કી કર્યું હતું; અને તેથીજ સમસ્તપ્રજામત જાણવા તથા સંમતિ માટે તજવીજ કરી હતી. વેન જેવા દુષ્ટ રાજાને બ્રાહ્મણોએ એટલે કે પ્રજાએ ગુન્હેગાર ઠરાવી ઇગ્લાંડના પહેલા ચાર્લ્સ માફક મારી નાખી, રાજ્યપદ લાયક તેના દીકરા પૃથુનેજ આપવામાં આવ્યું હતું. વળી પૃથુને ગાદી ઉપર બેસાડીને તેની પાસેથી તેના વર્તન માટે ખાસ કબુલતો પણ લીધી હતી. આપણો ઇતિહાસ જોતાં જે ગુણો આપણામાં હતા અને જે હજી ઇશ્વરકૃપાથી તદ્દન નષ્ટ થયા નથી, તે ગુણો પાછા સ્ફુરશે. માટે કેવળ પાશ્ચાત્ય પ્રકાશના આભાસમાં અંજાઇ નહિ જતાં અને પાશ્ચાત્ય અનુકૂળ સુધારો ગ્રહણ કરી, પોતાનું આર્યત્વ નહિ છોડતાં, વ્યક્તિ અભિમાન અગર સ્વમાન (Self respect) રાખી ભ્રાતૃભાવ વધારી, કેળવણી સાથે ચારિત્ર્યની ઇમારત ઉમદા બાંધી, એક ઉમદા પ્રજા જેવું જીવન ભોગવાશે, અને પોતાનો દુરાગ્રહ છોડી પોતાના માટેજ શોધ કરી સુધારો થશે ત્યારેજ "ધર્મ વિચાર" નો સંપૂર્ણ દિગ્વિજય થશે અને આર્યાવર્તની પ્રજાઓ ભ્રાતૃભાવ પામી એક મહાન પ્રજા ઇંગ્રેજ, ફ્રેન્ચ, અમેરીકન, જાપાનીઝ, જર્મન જેવી થશે કે જેના સામે ગમે તેટલા દુસ્મન આવે પણ કાંઈ વળે નહિ. સૃષ્ટિનું કલ્યાણ પણ ઉપર મુજબ આર્યાવર્તના કલ્યાણ સાથેજ થશે એવી આશા રહે છે. કારણ કે સ્થૂળ સૂક્ષ્મવાદનું મિશ્રણ આર્યાવર્તમાંજ છે. ઇશ્વરની કૃપાથી આ આશાનાં ચિન્હો હવે ક્ષિતિજ મર્યાદા બહાર નથી એમ ભાસે છે. માટે "ધર્મવિચાર"

સર્વ આનંદ તથા સુખનું મૂળ છે, તેથી હમેશ તેનોજ અભ્યાસ કરી ધર્મ-કર્તવ્યનુંજ મનન અને નિદિધ્યાસ કરવામાં આ લોક તથા પર લોકનું હિત છે, એમ નિશ્ચય પૂર્વક માનવા છેવટે નમ્રતા પણ આ-ગ્રહ પૂર્વક નમ્ર વિનંતિ છે. દુનિયાનાં અનેક સંકટો તથા વ્યવસાયમાં પણ આનંદથી વિમુખ નહિ થતાં કર્તવ્ય કર્યાં કરવું એજ 'ધર્મ' અને તેમ કરવા સતત્ વિચાર કરવો એજ 'ધર્મ વિચાર.' ધંધા રોજગારમાં, નોકરીમાં, સંસારમાં એમ દરેક પ્રવૃત્તિમાં પાછા પડે અગર આગળ ન વધાય તો નસીબને દોષ દેવાને બદલે અંદરથી સાર ખોળી કાઢી કુદરતનો ગર્ભિત હેતુ શોધી કાઢી ઇશ્વરે જે કરે તે સારાને માટે એમ નિશ્ચય રાખી "ધર્મ વિચાર" ના બળથી દુઃખ નામ નહિ રહે, અને રાત દિવસ આનંદજ આનંદ દેખાશે, ને આ લોક તથા પર લોક બંને સુખકર થશે, પછી જેમ મરજી!

# પ્રકરણ ૭ મું.

## ઉપસંહાર.

### ધર્મવિચાર તેજ મોક્ષ.

ધર્મનો તે ઉપસંહાર કેમ સંભવે? આખી જીંદગીનું જે કર્તવ્ય છે તેનો ઉપસંહાર કેવડો અને કેવો? છતાં આપણે બીડું ઝડપ્યું છે તો ટુંકમાં કહેવા પ્રયત્ન કરીએ. ઉપસંહાર, વાસ્તવમાં બે ત્રણ શબ્દોમાંજ થઇ શકે તેમ છે. "ધર્મનો વિચાર કરવો" એજ ઉપસંહાર.

પુરૂપાર્થના ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પ્રકારમાંથી ધર્મ ઉપર બાકીના ત્રણેનો આધાર છે. ધર્મજ પાયો છે. વળી વેદનું મૂળ સંહિતા તેનો બોધ કરનાર જૈમિનિ મુનિ તો ધર્મનો અર્થ કર્મજ કરે છે. 'ધર્મ મીમાંસા' કર્મનુંજ વિવરણ છે તેવીજ રીતે ધર્મના–મોક્ષના માર્ગ કર્મ ઉપાસના અને જ્ઞાન તેમાં પણ કર્મજ પાયો છે. જેમ ત્રણ ગુણમાંથી એકલો એક અસ્તિત્વમાં ન હોઇ શકે, તેમ આ ત્રિપુટિમાંનું એક સાધન અસંભવિત છે. મનુષ્યના જાતિસ્વભાવમાજ ધર્મ છે, અને જો તે ન સમજાય તો પછી 'પ્રજાપતિનો અશ્વ' જેમ ભાર ઉપાડે અને બદલામાં ધોકાનો માર અને ખોરાકમાં ઉકરડો એ સ્થિતિ સમજવી; તેમાં પણ આર્યશાસ્ત્રની ખુબી એ છે કે દરેકને સ્વતંત્રતા આપી છે. બીજા ધર્મો માફક એકજ ફરમાનથી સ્વર્ગ નરક નથી આપ્યું; શાસ્ત્રોમાંથી પણ હંસવૃત્તિ રાખવામાં આવે તો મોક્ષ પ્રાપ્ત થાય, બાકી કાગડો કે કુક્કરની વૃત્તિ સ્વીકારમાં આવે તો શો ઇલાજ? ગીતાનો પ્રથમ શ્લોક ને તેનો પ્રથમ શબ્દ ધર્મક્ષેત્ર છે તેમાં કેટલું રહસ્ય છે? અધર્મનાં પરિણામ પણ પહેલા અધ્યાયમાં આપ્યાં છે. શરૂવાતમાં ભલે ધર્મના માર્ગ ન સમજાય, પરંતુ પ્રભુએ

જે કાંઈ સમજશક્તિ આપી હોય તેનો સદુપયોગ કરીને શુદ્ધ મનથી તથા શ્રદ્ધાથી શરૂવાત કરવામાં આવે તો જરૂર કાર્ય સિદ્ધ થાય. અરે દંભમાંથી પણ મહાત્મા થઇ ગયાના દાખલા છે, કાકુજી ભક્તની વાત મશહૂર છે ( જુઓ ભક્તમાળ ). **નરસિંહ મહેતાનું** નાટક ભજવવામાં **નરસિંહમહેતાનું** કામ કરનાર **ત્રંબકલાલને** કેવો સાચો રંગ લાગી ગયો હતો ?

ગમે તેટલું પશુત્વનું આચરણ કરવામાં આવે પરંતુ કોઇ વખત દૈવીતત્વની ક્ષણો તો ગમે તેવા પામરમાં પણ આવવાનીજ, અને તેથીજ એક માણસ ધર્મને વળગે છે તેમ અનેક ધર્મો બદલે છે, સમાજોમાં દાખલ થાય છે એમ ફાંફાં તો જરૂર મારે છે, પરંતુ સાચા દિલથી અથાગ પરિશ્રમ લેવામાં આવે તોજ આ દિવ્ય વસ્તુ પ્રાપ્ત થાય, સાધારણ વસ્તુપ્રાપ્તિ માટે કેટલો શ્રમ લેવાય છે તો પછી આતો અલૌકિક વસ્તુ ! ‘ ભગીરથ ’ પ્રયત્નજ જોઇએ. લૌકિક સુખ માટેનો દાખલો પુરૂરવાનો ઉત્તમ છે. ચક્રવર્તી રાજા છતાં ઉર્વશીનો તબલચી થયો, ને છેવટ તમાચો ખાધો ત્યારે એકદમ બ્રહ્મજ્ઞાન થયું. પ્રભુ તો કાંઇજ માગતો નથી, માત્ર શુદ્ધ અંતઃકરણજ બસ. તમોગુણની ગુલામીમાં હુમેશા આર્યને પ્રથમ રજોગુણમાં જવાનુ હોવાથી સત્વ ગુણમાં જઈ મોક્ષ મેળવવો કેટલો મુશ્કેલ છે તેનો ખ્યાલ થાય તોજ બસ છે. નામરદીનો આહાર વિહાર, આચાર, વિચાર, શૃંગાર, પોશાક બધુંજ હાલતો અશુદ્ધ અને નિર્માલ્ય ત્યાં કેટલી મુશ્કેલી ? મરદ–પુરૂષ નામ ખરૂં પણ પુરૂષત્વ કે મરદાઈનું નામ છે ? અર્જુનને પણ શ્રીકૃષ્ણે કહ્યું કે **क्लैब्यंमास्मगमः** । શ્રુતિ પણ કહે છે કે **नायमात्मा बलहीनेनलभ्यते** । હમણાં તો પુરૂષાર્થ સેંકડે નેવુ ટકાનો તો ઉદરપોષણ માટેનોજ દેખાય છે, ત્યાં પછી બીજી શી આશા ? મોક્ષ માટે તનતોડ મહેનત કરવાની છે ને તે પણ સંસાર વ્યવહારની સાથે સાથે કરવાના રસ્તા પણ શાસ્ત્રે બતાવ્યા છે. આર્યશાસ્ત્ર

કામધેનુ અથવા કલ્પવૃક્ષ છે, જે જેને જોઇએ તે મળે તેમ છે. બીજા આગંતુક ધર્મો જેવું સંકુચિત નથી. એજ પાણી અને એ જમીન પણ તેજ પાણીથી શેરડી પાકે અને અફીણ પાકે! જેવું બીજ તેવું ફળ, જેવા સંસ્કાર તેવી ગતિ.

આવા સંજોગોમાં તથા સ્વધર્મ વર્તન તથા નામરદીના વાતાવરણમાં અમુકજ ધર્મ ફરજીયાત શી રીતે કોઇને માથે મારી શકાય? ફક્ત મતભેદ માટે, વાસ્તવમાં નામફેર માટે કલેશનો શો અર્થ? આ દેહ ઉપર કેટલાની માલકી છે? માબાપ, દાદાદાદી આદિ વડીલો, અન્નદાતા, દત્તક લેનાર, ગુલામ હોય તો માલીક, નોકર હોય તો શેઠ, અંતમાં અગ્નિ, જમીન, પંચમહાભૂતો, કીડી, મંકોડી, કાગડા, કુતરા, ગીધ એમ અનેકની માલકી છે ત્યાં પછી એકજ માલીક થઈ કોણ હુકમ કરી શકે? ઇસ્લામી ધર્મે સમશેરથી, ખ્રિસ્તિઓએ સામ દામ દંડભેદથી, બૌદ્ધોએ બોધથી અનેક પ્રયાસ કર્યા, પરંતુ દુનિયાનો સર્વમાન્ય એક ધર્મ થઈ શક્યો? માટેજ કુદરતે જેને માટે જે ધર્મ નિર્માણ કર્યો છે તેમાંજ રહી ઉન્નતિ કરવી. પ્રાણી માત્રને પ્રભુએ સુખ દુઃખ આપ્યાં છે. માણુસને વિશેષ દુઃખ, માટે વધારે સાધન; કાગડા કુતરાં વગેરે પશુ પક્ષીમાં ઉધરસ દમ વગેરે બીમારીઓ નથી તેમ પ્રસિદ્ધ ડાકટરો પણ નથી; કદાચ હોય તો પણ મનુષ્યગમ્ય નથી; માટે સુખ દુઃખનાં દ્વંદ્વોની દરકાર નહિ કરતાં એકાગ્રતાથી જેમ પેલા અવિદ્વાન શિષ્યને ભગરી ભેંસના ધ્યાનથી બ્રહ્મની એકાગ્રતા ગુરૂએ સમજાવી હતી તેમ શ્રદ્ધાથી અને ખંત તથા પરિશ્રમ પૂર્વક મચી રહેવું જોઇએ; એમ કરતાં કરતાં **आत्मवत् सर्वे भूतेषु यः पश्यति स पश्यति**નો ભાવ થયો કે પરિશ્રમ સફળ સમજવો. એક ચેતન નામરૂપથી ભિન્ન છે; પરંતુ તે સર્વને માન્ય છે, તેને પછી ભલે સમાજીઓ નિરાકાર નિર્ગુણ અથવા નિરાકાર. સગુણ કહે, સાકારવાદી તથા મૂર્તિપૂજકો સાકાર સગુણ કહે, વિજ્ઞાન-

વાદી કુદરત કહે, વેદાન્તી બ્રહ્મ કહે, યોગી પરમાત્મા કહે, આયુર્વેદી રસેશ કહે, પારસીઓ ખુદા કહે, ઇસ્લામી અલ્લા કહે, ખ્રિસ્તિ ગૉડ કહે, યાહુદી યહોવા કહે, વૈષ્ણવો નારાયણ, રામ, કૃષ્ણ કહે, શૈવો શિવ કહે, શાક્તો શક્તિ કહે, માયાવાદી બૌદ્ધો શૂન્ય કહે, જૈનો કર્મવાદ કહે, સાંખ્યો પ્રકૃતિ પુરૂષ કહે, જડવાદી કુદરત કહે, વિજ્ઞાનિકો ગુપ્ત શકિત કહે, પરંતુ એકંદરીમા મનુષ્યત્વનો દાવો કરનાર દરેકને હરકોઇ સ્વરૂપમાં ચેતન માન્ય છે.

ધર્મની ભાવના ધીમે ધીમે વિશાળ કરવી. પ્રથમ પિંડને ઓળખવો જોઇએ, ને તેની સેવા કરવી જોઇએ, પછી કુટુંબ, સગાંસંબંધી ન્યાતજાત, ગામ, દેશ, અને અંતમાં આખી દુનિયાના કલ્યાણની ભાવના કરવી. આ બધી પ્રવૃત્તિથી તૃપ્ત થાય પછી નિષ્કામ કર્મ કરી નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક કરવો. આંખ આંખને જોઈ ન શકે, જોનાર કોઇ જુદોજ છે, અગ્નિ અગ્નિને બાળી શકે નહિ, ...ઢને બાધા ન કરે! આ બધામાં શું રહસ્ય છે?

આ સંસારમાં પ્રાણીમાત્ર ત્રણ પ્રકારના તાપથી તપે છે; અધ્યાત્મ (દેહની પીડા, જેવી કે માંદગી વગેરે), અધિભૂત (બીજા તરફનો જેમ કે સગાં, સંબંધી, શત્રુ વગેરે તરફનો), અને અધિદૈવ (અદૃષ્ય દૈવ તરફનો જેમ કે અકસ્માત, દુકાળ, ભયંકર આગ વગેરે), એમ ત્રણ પ્રકારના અગ્નિથી માણસ રંધાય છે. એ સંતાપની ઘાણીમાં સૌ કોઇ પીલાય છે. આ ત્રણ પ્રકારની ભઠ્ઠી અથવા ઘાણીમાંથી કોઇ મુકત નથી. માણસ માત્ર કાળનું ભક્ષ્ય-ભોજન છે. કાચું અન્ન એમને એમ ખવાતું નથી; પરંતુ અગ્નિની ભઠ્ઠીમાં બાફી રાંધીને પછી ખવાય છે, તેમ આ કાળાગ્નિની ભઠ્ઠીમાં રંક ને રાય બધાંજ રંધાય છે, તેમાંથી મુક્ત કરનાર કોઇ હોય તો તે માત્ર એક ધર્મજ છે. પ્રાણી માત્રને વહેલું મોડું પણ દુઃખનો અનુભવ

તો થવાનોજ. સુખના કરતાં દુઃખનો ભાગ પામરો માટે મોટોજ હોય છે. જેને સંસારનું સુખ કહેવામાં આવે છે તેવું સુખ કોઈ પણ માણસ આખી જીંદગી એક સરખી રીતે ભોગવી શકે નહિ. શેરડીનો સાંઠો ઠેઠ ટોચ સુધી મીઠો કયાંથી હોય? શોભાની ચમરી તો વળી તદનજ નકામી! દુ.ખની વખતેજ ધર્મનો ભાવ પૂછાય છે, સુખ લેવા જતાં પ્રથમ દુઃખ અને પાછું દુઃખના ગર્ભમાંજ સુખ! આનુંજ નામ માયા. અગ્નિ અને તેની દાહક શક્તિ, સૂર્ય અને તેનો પ્રકાશ, ચંદ્ર અને ચાંદની છૂટાં કેમ પડી શકે? એ બધામાં ધર્મનીજ ગાંઠ પડી ગઇ છે તે કેમ છૂટે? તેજ પ્રમાણે દરેક પદાર્થનો ધર્મ, તે પદાર્થથી છૂટો કેમ પડી શકે? ધર્મ ચૂકવાનો દોષ માત્ર મનુષ્ય જાત કરે છે, અને તેથીજ ઉપર કહ્યા મુજબ પરિણામ ભોગવે છે. પ્રાણી કે પદાર્થ માત્ર પોતાનો ધર્મ ન મૂકે, અને એક માત્ર મનુષ્યજ મુકે તો પછી ભઠ્ઠીમાં રંધાયા શિવાય છૂટકો?

આવી ધર્મની ખૂબી, ને તેનું રહસ્ય કોઈ મૂર્ખ અથવા શુષ્ક અગર જડવાદી સુધારક અથવા કોઇ ઢંગધડા વગરની નવી સમાજોવાળો અથવા ધર્મ રહિત સ્વરાજ્યની સમજ વગરની રઘવાટ વાળો ન સમજે ને તેથી બિચારા ગરીબ અનાથ ધર્મને બદનામી આપીને નુકશાનકર્તા, નડકર્તા, તૂત, 'હમ્બગ' (Humbug) વગેરે કહીને ગુન્હેગાર ઠરાવે અને પછી જાતે નિમાએલા સિદ્ધ, લોકનેતા થઇ ધર્મની અવગણના કરીને કેવળ કામ્યકર્મપરાયણ તેમાં પણ વિશેષે સ્વાર્થ પરાયણ થઇ નાસ્તિકતા ઉપર જઇ પુરૂષાર્થ કરવાનો બોધ કરે અને તેમાં નિષ્ફળ થઇ અંતે સુખને બદલે દોરનાર તથા દોરાનાર બધાજ દુઃખ દેખે તો તેને માટે શું કહી શકાય? બિચારા સાધારણ પામરોનાં દુર્ભાગ્ય! પોતાના ધર્મનો તથા પોતાની જાતનો કેવળ તિરસ્કાર કરનારો દુનિયામાં કલ્યાણ કરનાર થયો છે? હિંદુઓએ વિદેશીઓના ખોરાક,

પોશાક, ધર્મ, રીતભાત વિચાર બધું ગ્રહણ કર્યું, પરંતુ વિદેશીઓએ બદલામાં તેમનું કેટલું લીધું, તે જરા જોવામાં આવે તો ઠીક. આ ગરમ દેશમાં આવીને પણ ગમે તેટલો તાપ લાગે પણ યુરોપીયનો ધોતીયાં નજ પહેરે એ કેટલો જુલમ? વળી કાપડ વગેરે પણ પોતાના દેશનુંજ! અને યુરોપીઅન દુકાન હોય ત્યાં સુધી ત્યાંથીજ લેવાનું, આ કાંઇ સમજાય છે? સારૂં તેટલું ગમે ત્યાંથી ગ્રહણ કરવું એ ઠીક છે; પરંતુ સારૂં નરસું સમજવાની શક્તિ તથા ઇચ્છા તો જોઇએ ને? "મારા ધર્મવિચાર" માંના ક્રાંતિના પ્રકરણમાં કહેલા જરૂરીયાત અને બીનજરૂરીયાત આચારો વિષે તકરાર કરવાને બદલે બધાનું મૂળ જે સ્વધર્મ તેનેજ વળગવામાં આવે તો સર્વ કાર્ય સિદ્ધ થાય. રાજાની ખુદની મહેરબાની હોય તો પછી દિવાનથી માંડીને ઠેઠ વરતણીયા સુધીની બધાનીજ મહેરબાની સમજવી. ગવર્નરની "લેવી" કોઇ દરબારમાં, પાર્ટીઓમાં અમુક ખાસ પોષાક શિવાય જવાશે? તેમ તેમાં કોઇ પેસવા પણ દેશે? તેવીજ કંઇક ભાવનાથી, બુદ્ધિ સ્થિર રાખીને કાર્યદક્ષતા વાપરીને મન ઉપર કાબુ રાખવા માટે એક ઉમદા બંદોબસ્ત ( Diseipline ) અથવા અદબ મર્યાદા ખાતર ધર્મના અંગે અમુક બંધન હોય તો તે સ્હામે શા માટે નાહક બંડ જોઇએ?

ઉપસંહાર કરતાં પહેલાં સંપ્રદાય રૂપી ધર્મના નિમિત્તથી હાલ કેટલા મત વિશેષ કરીને ચાલે છે, તેના પ્રકારો તથા વિકારો, સાથેના પત્રક ઉપરથી માલુમ પડશે કે મનુષ્ય માત્ર કોઇ પણ પ્રકારના બંધનમાંથી મુક્ત થઇ શકતો? નથી, માત્ર સ્વરૂપ જુદાં ભલે હોય.

# કર્મ પ્રમાણે ધર્મ યા મતના પ્રકારો તથા વિકારો.

| અ. નં. | કર્મના પ્રકાર. | હેતુ. | સાધન. | ધર્મપાળનારવર્ગ. | ફળ. | શેરો. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | સ્વાર્થી કર્મ. | ખાસ કાંઇ નહિ માત્ર સંસાર વ્યવહાર પશુના આનંદથી ચલાવવો. | મરજીમાં આવે તેવુ સ્વચ્છંદી કર્મ. | નાસ્તિક. | પશુત્વનો આનંદ, પુનર્જન્મ માનનારને અધોગતિ. | |
| ૨ | સત્કર્મ. | સંસારના બંધારણ માટે નીતિ પાલન. | લોકહિત માટે સારાં પરોપકારી કાર્ય કરવાં. | જડવાદી. | નીતિથી તથા સત્કર્મથી થતો આનંદ, આર્ય માટે પિતૃલોક. | |
| ૩ | ધાર્મિક સત્કર્મ. | પરલોકનું સુખ. | હિંદુ માટે યજ્ઞ, દાન, વગેરે કર્મો; ઇતર પ્રજા માટે તેમનાં શાસ્ત્ર બતાવેલાં કાર્યો. | કર્મકાંડી તથા આર્ય સમાજી, ઇસ્લામી, ખ્રિસ્તિ. | જેમણે તેમણે કલ્પેલા સ્વર્ગની પ્રાપ્તિ. | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ઇશ્વરને માનીને સકામ ઉપાસના. | ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ. | જે તે પ્રજાના જે તે ધર્મવાળા બતાવે તે; પ્રાચીન કહેવાતી જંગલી પ્રજાઓ માટે પ્રાણી તથા કુદરત પૂજન. | પ્રકારભેદને લઇને બધી પ્રજાઓ. | ઇષ્ટકામ યા ધામ પ્રાપ્તિ |
| ૫ | ઇશ્વરને નહિ માનીને સકામ ઉપાસના. | સદર. | સદર. | જૈન તથા બૌદ્ધ (સાંખ્ય યાજ્ઞિકો આદિ આ યુગમાં બહુ દેખાતા નથી ). | જૈનનો કર્મ ક્ષય, અને બૌધનું નિર્વાણ. |
| ૬ | નિરાકાર નિર્ગુણ બ્રહ્મ ઉપાસના. | આર્ય માટે સાયુજ્ય મુક્તિ. | આર્ય માટે ઉપાસના યુક્તજ્ઞાન. | બ્રહ્મવાદી જેમને વૈષ્ણવા વગેરે માયાવાદી કહે છે એવા એક પ્રકારના વેદાંતી. | આર્ય માટે કૈવલ્ય, |
| ૭ | નિરાકાર તેમ સગુણ બ્રહ્મ–ઇશ્વરની ઉપાસના. | જે તે પ્રજા માટે સ્વર્ગ પ્રાપ્તિ. | જે તે શાસ્ત્રે બતાવેલા માર્ગ. | બ્રહ્મસમાજી, પ્રાર્થના સમાજી, ખ્રિસ્ત, ઇસ્લામી, યાહુદી, જરથોસ્તી, શીખ વગેરે. | ખ્રિસ્તિ ઇસ્લામી વગેરે માટે સ્વર્ગ, સમાજીનું ચોક્કસ સમજાતું નથી; મોક્ષ કહે છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | સાકાર સગુણોપાસના. | જે તે ઇષ્ટ લોકની પ્રાપ્તિ. | જે તે સંપ્રદાયે બતાવેલો માર્ગ. | શિવ વિષ્ણુ, શક્તિ એમ પચાયતન દેવ માંથી કોઇ એકના અથવા પાંચેના તેમ અન્ય દેવદેવીના ઉપાસક. | જેના તેના ઇષ્ટ લોકની પ્રાપ્તિ. |
| ૯ | શિવની ઉપાસના. | કૈલાસ પ્રાપ્તિ. | સાંપ્રદાયિક માર્ગ. શાક્તોનો સમાસ આ વર્ગમાં થઇ શકે. | શૈવ—ખાસ લિંગાયત વીરશૈવ. | શિવલોક પ્રાપ્તિ. |
| ૧૦ | વિષ્ણુની ઉપાસના | વૈકુંઠપ્રાપ્તિ. | સાંપ્રદાયિક માર્ગ. | રામાનુજ તથા માંધ્વ સંપ્રદાય વાળા. મધ્વ અંદર વીર વૈષ્ણવ, વીર શૈવ જેવા છે. | ઐશ્વર્યયુક્ત દાસ્ય ભાવથી વિષ્ણુના વૈકુંઠ ધામમાં સેવાપ્રાપ્તિ. |
| ૧૧ | મથુરા તથા દ્વારકાના શ્રી કૃષ્ણની ઉપાસના. | સદર. | સદર. | મધ્વ સંપ્રદાયવાળા કેટલાક. | સદર. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ | વ્રજના શ્રી કૃષ્ણની બાલ ગોપાલ રૂપ ઉપાસના. | ગોલોક પ્રાપ્તિ. | સદર. | વલ્લભ સંપ્રદાયવાળા. | ગોલોક પ્રાપ્તિ, ખાસસખીભાવે. | |
| ૧૩ | વ્રજના કિશોર શ્રીકૃષ્ણની યુગલ ઉપાસના. | કોઈ પણ ભાવમાં રહીને રાધા સહિત શ્રીકૃષ્ણની ચિન્મય દેહે યુગલ સ્વરૂપની પ્રેમસેવા. | શાંત–દાસ્ય–સખ્ય વાત્સલ્ય અને મધુર એમ પાંચ-માંથી કોઈ પણ ભાવથી યુગલ સેવા માટે જે તે સંપ્રદાય બતાવે તે માર્ગ. | જૂજ અંશે વલ્લભી સંપ્રદાયવાળા, નિંબાર્ક, તથા ગૌડેશ્વર સંપ્રદાયવાળા; ગૌડેશ્વરમાં મધુર ભાવ શ્રેષ્ટ કહેલો છે. | વ્રજ ગોલોકમાં અપ્રાકૃત શરીરથી યુગલની પ્રેમસેવા અને લીલાનો આનંદ. | નિંબાર્ક તથા વલ્લભમાં રાધાજીનો સ્વકીયાભાવ છે, ગૌડેશ્વરમાં રાધાજી સ્વકીયા છતાં રસપુષ્ટિ માટે પરકીયા 'ભાવ' છે. |
| ૧૪ | વામી. | આ લોક તથા પરલોકનું સુખ. | શાસ્ત્રથી ઉલટાં સાધનો. | થોડે ઘણે અંશે આખા હિંદુસ્થાનમાં. | સ્વર્ગપ્રાપ્તિ. | |

'મ્હારા ધર્મ વિચાર' ભાગ ૧ ની શરૂવાતમાંજ 'ધર્મ' ની અનેક રીતે વ્યાખ્યા કરવામાં આવી છે, તે મુખ્યત્વે 'કર્તવ્ય' ની વિશાળ ભાવના તથા વ્યાપ્તિ દર્શક છે, તેમ વળી તેજ ધર્મ મોક્ષ સુધી લઇ જઈ શકે છે એમ પણ કહ્યું છે, તેથી હવે એ ધર્મનું સ્વરૂપ મૂળથી તપાસીયે, તેના વિકાસનાં સાધન 'ધર્મવિચાર', તે તપાસીયે, અને અંતે મોક્ષ પણ તેજ છે કે કેમ એ પણ તપાસીએ.

## ધર્મ.

**બ્રહ્મસૂત્ર**માં પ્રથમના સૂત્રમાં **બ્રહ્મજિજ્ઞાસા** તથા પૂર્વ મીમાંસાના **ધર્મસૂત્ર**માં તેવી રીતે **ધર્મજિજ્ઞાસા** કહેલ છે. આપણે પ્રથમ **ધર્મ** અને પછી **બ્રહ્મ** લઇશું. ધર્મનો અર્થ **કર્મ** પ્રધાન છે, **ધર્મસૂત્ર** પછી **માનવધર્મ શાસ્ત્ર**માં પણ ધર્મનુ સ્પષ્ટીકરણ વિશેષ દેખાય છે. શાસ્ત્રો એ 'ધર્મ' ને અનેક અર્થમાં લીધો છે તે પણ વળી જોઇશું.

આ 'ધર્મ' ના પાછળથી ત્રણ વિભાગ પડયા. (૧) આચાર ધર્મ, (૨) વ્યવહારધર્મ, અને (૩] પ્રાયશ્ચિત્તધર્મ. **માનવધર્મ શાસ્ત્ર** તથા બીજાં શાસ્ત્રોમાં પણ આ વિભાગ માન્ય દેખાય છે. આ તમામ સાથે ધર્મશાસ્ત્રોની ખાસ ખૂબી જે બીજી કોઇ પણ પ્રજામાં દેખાતી નથી તે એ છે કે 'ધર્મ,' આજ્ઞા રૂપે નહિ પણ 'બોધ' રૂપે છે, અને તેનો સત્તાધીશ, રાજા નહિ પણ પુરોહિત ગણાતો. 'ધર્મ' ની વ્યાખ્યામાંજ જાણે એમ હતુ કે "વિદ્વાનોએ પાળેલો અને સદ્વર્તનવાળા શિષ્ટોએ મંજુર કરેલો માર્ગ," તે ધર્મ. ગીતામાં વળી "ફળની અપેક્ષા શિવાયનુ સત્કર્મ" તે ધર્મ કહેલ છે. આ પ્રમાણે ઉપર કહ્યા મુજબ શ્રુતિ સ્મૃતિ આદિ શાસ્ત્ર તેમ પવિત્ર મહાત્માઓએ તદનુસાર પ્રત્યક્ષ બતાવેલું સદ્વર્તન એ તમામનો સમન્વય 'ધર્મ' માં થાય છે, અને તેથી કરીને સખત ફરમાન અથવા નિયમ નહિ પણ રૂચિ અધિકાર અન્વયે અનેક રીતે સમજાવીને કેવળ બોધ રૂપે માર્ગ દર્શકનું કામ ધર્મનુ છે, અને તેથીજ

ધર્મઉલ્લંઘનના મુકદ્દમાઓ પંડિતોને સોંપવામાં આવતા, અને રાજા, માત્ર તે પ્રમાણે અમલ કરતા. રાજાનો સ્વતંત્ર અધિકાર અથવા આજ્ઞા હતાંજ નહિ. આ પ્રમાણે સ્વતંત્ર આર્યોની ધાર્મિક ભાવના તથા તેનો વ્યવહાર પણ સ્વતંત્ર હતાં.

'ધર્મમાં નીતિ, રાજ્યનીતિ. વ્યવહાર, તત્ત્વજ્ઞાન, પંથ, સંપ્રદાય અને અંતે સ્વર્ગ, કૈલાસ, વૈકૂંઠ, ગોલોક વગેરે લોકપ્રાપ્તિ અને છેવટ મોક્ષ માટેની આધ્યાત્મિક ઉન્નતિ તથા કૈવલ્ય પદ પણ છે. આ સમજવા માટે પ્રભુની સૃષ્ટિના બે વિભાગ સમજવા પડશે; એક તો પ્રભુની સૃષ્ટિ અને બીજી તે પ્રભુની સૃષ્ટિ અંદર આપણી બનાવેલ ખાસ સૃષ્ટિ. પ્રભુની સૃષ્ટિમાં પ્રભુના અમુક નિર્મિત ધોરણે સૃષ્ટિ ચાલે છે તેમાં પક્ષપાત કે ભેદ નથી, પણ જ્યાં પ્રાણી પોતાની સૃષ્ટિ બનાવે કે તરત ભેદ અને પક્ષપાત! અને તેને અંગે કામ ક્રોધ વગેરે, અને અંતે બંધન પણ તેજ. માટે જો માણસે પોતાની ઉન્નતિ કરવી હોય તો આ પોતાની બનાવેલ સૃષ્ટિની મર્યાદા તોડીને પ્રભુની સૃષ્ટિમાં તથા તેના કાર્યમાં ભળવું જોઇએ; બાકી તો પાંજરાનો પોપટ અથવા દોરીથી હાથે બાંધેલો બાજ સ્વતંત્ર માને, સુખી માને અને મુક્ત પણ ભલે માને. પ્રભુના સમષ્ટિ જીવનમાં પ્રભુ કાંઈ ખંડ થઇને નહિ પણ અખંડ રૂપે બિરાજમાન હોવાથી ઘટમાળ ચાલે છે, તેવીજ તેની વ્યષ્ટિજીવનમાં પણ સમજનારને દેખાશે. તફાવત માત્ર ઉપર કહ્યા મુજબ મનુષ્યે પોતાની સંકુચિત સૃષ્ટિ ઉભી કરી તેટલીજ. આ ઘટમાળનું ધોરણ તેજ 'ધર્મ'. મૂળમાં તો ઇશ્વરેજ સમષ્ટિ તથા વ્યષ્ટિ સૃષ્ટિ રચી છે, જેમ કે સૂર્ય ચંદ્રને સમષ્ટિના ચક્ષુ રૂપે વ્યક્ત કર્યા તે સાથેજ વ્યષ્ટિની ચક્ષુઓ વ્યક્ત કરી; પરંતુ મનુષ્યે પોતાની સૃષ્ટિ ભુલમાં સ્વતંત્ર માની.

વળી **बृहदारण्यक** ઉપનિષદ્ અ૦ ૧ બ્રહ્મા ૪ મંત્ર ૧૫ માં ધર્મની ઉત્પત્તિ કહી છે:–

सनैवव्यभवतच्छ्रेयोरूपमत्यसृजतः धर्मंतदेतत् क्षत्रस्यक्षत्रं यद्धर्म स्तस्माद्धर्मात्परं नास्त्यतोअबलीयान् बलीयाँसमाशंसते धर्मेण यथा राज्ञैवंयोवैसधर्मः सत्यंवैतत्तस्मात् सत्यंवदन्तमाहुर्द्धर्मंवदतीति धर्मंवाव दंतं सत्यंवदतीत्येतध्ध्येवैतदुभयंभवति ।

( શદ્રની ઉત્પત્તિ થયા પછી પણ ) તે ( બ્રહ્મ ) વિસ્તારને પામ્યો નહિ' તેણે શ્રેયરૂપ એવા ધર્મને ઉત્પન્ન કર્યો; આ ધર્મક્ષત્ર ( રક્ષણકર્તા ) નું પણ ક્ષત્ર છે, ધર્મના કરતાં કોઇ પણ બીજી વિશેષ નથી; એટલે જેમ રાજાની સહાય વડે દુર્બળ માણસ પણ સબળનો પરાજય કરે છે તેમ બલરહિત પુરૂષ પણ ધર્મ વડે, વધારે બળવાનનો પરાજય કરવા નિશ્ચયવાળો થાય છે; ખરેખર ધર્મ સત્યરૂપે છે. માટે જે પુરૂષ સત્યવક્તા હોય છે તેને વિષે એમ કહેવામા આવે છે કે તે ધર્મને બોલે છે, અથવા જે ધર્મથી બોલે છે તે સત્યને બોલે છે એમ કહેવાય છે, આ પ્રમાણે તે ખરેખર ઉભય રૂપે ( ધર્મના તેમ સત્યના વક્તા રૂપે ) થાય છે.

ધર્મનું સ્વરૂપ ઉપર મુજબ અને સત્ય તથા મોક્ષ કહીને તેના સાધન માટે બે બોલ કહીએ.

## ધર્મસાધન.

અનાર્ય ધર્મોમાં પુણ્યકર્મ, નીતિ, ન્યાય, સત્ય, દયા, ક્ષમા; સદ્દવર્તન, ભક્તિ વગેરે ગુણોનો સમન્વય, ' ધર્મ ' માં કરીને એક સરખો હુકમ કરેલો છે તે ઉપરાંત આર્યધર્મમાં ઉપર કહ્યા મુજબ રૂચિ અધિકાર પરત્વેની છુટ વિશેષ છે. આર્યનાતો પ્રત્યેક ' કર્મમાં ' ધર્મ રહેલો છે. જેવી રીતે અગ્નિનો ઉષ્ણ, જલનો શીત, પશુનો આહાર નિદ્રા ભય મૈથુન વાળો ધર્મ છે, તેવીજ રીતે આર્યોનો ' સ્વાભાવિક ' ધર્મ, ઉપર પ્રમાણે સ્વાભાવિક છે, તે ' ધર્મ ' તે એ કે જીવનના બંધોથી મુક્ત થવાનો પ્રયત્ન, એટલે કે તે માટેની

ઉગ્રઅભિલાષા તથા શ્રદ્ધાના બળથી કર્મ ઉપાસના અને અંતે જ્ઞાન માર્ગથી ક્રમે ક્રમે ઉંચી ભૂમિકાઓ પ્રાપ્ત કરી મોક્ષ પણ આપી શકે છે. આ ધોરણે જડ ચેતન બધાંને 'ધર્મ' છે. આર્યધર્મમાં વિશેષ એ કે ઉપર કહ્યા મુજબના ભાવને લીધે 'આપણા' પણું ભૂલીને સર્વ કર્મ ઇશ્વરનાં ગણી તેનેજ અર્પણ કરવાં, એટલે કે કર્મ માત્ર તેજ કરતો હોય એમ સમજવું, એટલે કે તન મન ધન સર્વસ્વ ઇશ્વરને અર્પણ કરીને અંતરના ઉંડાણમાં કૂટસ્થ સાક્ષી રૂપે બેઠો છે તેને અર્પણ કરીને તેની આજ્ઞાથીજ દરેક પુરૂષાર્થ અને કર્મ થાય છે એમ માનવું તથા તે ભાવથી કર્મ કરવું. આ ધોરણે પૂર્ણ પ્રવૃત્તિમાં છતાં, જીવન ઇશ્વર અર્પણ થવાથી દ્વંદ્વમાંથી મુક્ત થઇ 'ધર્મ' નો શુદ્ધ ભાવના થશે, અને આ ધર્મભાવના નિત્ય તથા સનાતન હોવાથીજ આર્યધર્મ સનાતની; કેમકે સૃષ્ટિના બધારણ સાથેજ દેખાય છે. અમુક વ્યક્તિ ઉપર આધાર નથી. આ ધર્મની ભાવના આર્યોમાંજ છે, તે અનાદિ હોવાથી અનંત અને અવિનાશી છે, ઉત્પત્તિજ નથી તો પછી અંત કયાંથી હોય? મજા જુઓ કે ખ્રિસ્તિધર્મમાં 'જ્ઞાન'થી 'પતન' કહેલું છે, અને સનાતનધર્મમાં 'જ્ઞાન' 'મોક્ષ'નું સાધન છે. દુનિયાના બીજા તમામ ધર્મોની ઉત્પત્તિ હોવાથી અંત પણ આવી ગયા અને આવશે, એટલે કે આગંતુક હોવાથી અંતવાળા છે, એટલે કે અનિત્ય છે, કેમકે અમુક વ્યક્તિ તથા પુસ્તક ઉપરજ અવલંબન છે. જે ધર્મમાં વ્યષ્ટિ સમષ્ટિની ઉત્ક્રાંતિના ધોરણે વિકાસ વધતો જાય તેવાં કર્મો થાય તેજ સનાતન ધર્મ હોઈ શકે. અલબત્ત તેમાં વિઘ્નો તો આવેજ, પણ આખર મુદ્દાથી ન ખસે અને નિર્બીજ ન થાય એજ સનાતન ધર્મ. આર્યધર્મ ઉપર અનાદિ કાળથી એટલે કે લાખો વર્ષથી બાહેર તથા અંદરથી આફતો આવી છે, હમણાં તો બહાર કરતાં પણ આંતરિકજ આફત છે. બૌદ્ધ સમય કરતાં પણ વિકટ છે, કેમકે હમણાં તો આર્યત્વનો

દાવો કરનારા આર્યોજ આર્યો તરીકે રહીને વિઘાતકનું સ્વરૂપ લે છે ખરા પણ બીલકુલ બેભાન થતા નથી એજ પ્રભુની કૃપા! જે પ્રભુએ લાખો વર્ષોની આફતોમાંથી બચાવ્યા છે તે હવે કેમ નહિ બચાવે? આખી દુનિયામાંથી આર્યાવર્તમાં ઇશ્વરનું નામ લેવાય છે અને ભજન થાય છે તેટલું આખી સૃષ્ટિ ભેગી કરતાં પણ નહિ થાય. જ્યાં બાવન કે સાઠ લાખ તો સાધુ સંતોએ તેની પાછળજ ભેખ લીધો છે, લાખો કરોડો બ્રાહ્મણ પણ તેના નામથીજ કારભાર કરે છે, અને બાકીના લોકોમાંથી પણ લગભગ નેવું ટકા તેનું નામ હર પ્રકારે લઇને પ્રવૃત્તિ કરે છે, તે દેશમાંથી પ્રભુ કેમ ખસશે? અથવા તેને કેમ રઝળતો મુકશે? વળી જે દેશમાં નાસ્તિક 'જેવા' તો શું પણ ખુદ નાસ્તિકોને પણ ધર્મનું સ્થાન છે, એટલે કે સૃષ્ટિમાં કોઇ સાથે વિરોધજ નહિ ત્યાં પછી નાશ કરનારજ કોણ? જ્યા શત્રુજ નહિ ત્યાં કોની બીક? અદ્વૈતને શત્રુ કેવો? અલબત બાહ્યાચારમાં ભેદ દેખાવાથી સ્વધર્મી તથા પરધર્મીઓના હલ્લા થાય છે, પરંતુ વેદાન્તના सर्वं खलु इदं ब्रह्म ને આખરમાં શી હાની થવાની? આ સ્વધર્મ તરફના દ્વેશ, ને તેથી કલેશનું કારણ એજ છે કે બ્રાહ્મણ પછીના ક્ષત્રિય તથા વૈશ્યમાંથી દ્વિજના સંસ્કાર ઘણાઓમાંથી ઉડી ગયા, એટલે કે બ્રાહ્મણ શિવાયના ઇતર કેટલાક પોતે જાણે કે શુદ્ર હોય એમ માને છે. બીજા સંસ્કાર તો ઠીક પણ એક ઉપસ્વીતનો હોત તો પણ ઘણું છે. કેમકે ખુદ પિતા તથા ગુરૂબ્રાહ્મણ ગોર—ના મુખથી ગાયત્રી મંત્રનો સંસ્કાર ન્હાનપણમાં થાય તો અંત સુધી ન ખસે. બાકી આર્યધર્મ પ્રમાણે તો ગર્ભધારણ કરવા માટેના તથા તે પછી જન્મ થતા સુધીના અને પછી મરણ પર્યંત તો ઠીક પરંતુ મરણ પછી પણ સંસ્કાર નિર્મિત થયેલા છે. આ છેવટના સંસ્કાર, વારસો તરફથી થવાના હોવાથી પાશ્ચાત્યોના અથવા ગમે તેના કુસંગથી પણ શિથિલતાનો ચેપ ઉડયો હશે તો તે પણ કાળે કરીને

ખસશેજ, કેમકે વારસાઇમાં–રક્તમાં–સંસ્કાર છે તે એકદમ કેમ ઉડી જાય ? શુકદેવ, અષ્ટાવક્ર, પરીશિત, વામદેવ જેવાં ગર્ભશિક્ષિતના પ્રત્યક્ષ દૃષ્ટાંતો છે. હાલમાં પણ અપૂર્વ અલૌકિક શક્તિવાળાઓમાં સંસ્કારજ કારણ માન્ય કરવું પડે છે, પણ તે જડવાદ અને અશ્રદ્ધાના આવરણને લઇને અજ્ઞાનીને દેખાતું નથી. હમણાં ભૌતિકશાસ્ત્રો પણ મંજુર કરે છે તો પછી તે ધોરણે પણ દરેક ધર્મવાળાએ ઉદારતા તથા સહિષ્ણુતા તેમ શાંતિથી અને સત્ય શોધનની વૃત્તિથી જોવું જોઇએ કે આપણા ધર્મમાં આ તત્ત્વ કેટલે દરજ્જે છે. જે ધર્મ અથવા પંથ આ તત્ત્વ જેટલે દરજ્જે બતાવી શકે તેટલે દરજ્જે સનાતન. આર્ય ધર્મમાં તો સંપૂર્ણ છે, તેથીજ એ સંપૂર્ણ સનાતન; બાકીના ધર્મોમાંથી બુદ્ધ તો આર્યધર્મજ છે, અને ખ્રિસ્તિ ઇસ્લામી હમણાના નવા ધર્મો તેમાંથીજ થયા તે પહેલાં સૃષ્ટિમાં સર્વત્ર આર્ય ધર્મજ ગમે તેવા વિકૃત સ્વરૂપમાં પણ હતો ને તે પાંછો કાળે કરીને તેજ સૃષ્ટિમાં વિદ્વાનો ધારે છે તેમ દેશકાળ પરત્વે રૂપાન્તરોમાં થશે એ નિઃસંદેહ છે. History repeats itself સનાતન છે તેજ સનાતન રહેશે, કેમકે તેમાં સર્વ ધર્મો છે, ને તેથી સાર્વભૌમ છે.

આ સનાતન ધર્મનાં તત્ત્વ સમજવાં તેજ ધર્મપ્રાપ્તિનાં સાધન, ને તે મુખ્યપણે એજ કે આપણું બનાવેલ સૃષ્ટિપણું ભુલીને પ્રભુની સૃષ્ટિમાં ભળીને તેનાજ કાર્યમાં ભળવું, એટલે સ્વાર્થ પરમાર્થના એમ દરેક કાર્યમાં અહંકારની ભાવના શિવાય પ્રભુમય થઇ તેને સર્વસ્વ અર્પણ કરવું.

જીવાત્મા પરમાત્માનો પ્રત્યક્ષ સંબંધ કરવા માટે અખો ભગત ચાર 'યોગ' કહે છેઃ–૧ રાજયોગ, ૨ હઠયોગ, ૩ મંત્રયોગ, ૪ લયયોગ. આ લયયોગ એજ જ્ઞાનયોગ માટેનું એક ઉત્તમ સાધન છે; તેનાથી ક્રમે મુક્તિ મળી શકે છે. આ યોગમાં જીવાત્મા તાત્વિક ચિંતનવડે પોતાના પિંડના તત્ત્વોનો બ્રહ્માંડના તત્ત્વોમાં લય સાધી

પરમાત્મા સાથે અભેદ ભાવ મેળવે છે. આ યોગનો આધાર પિંડ બ્રહ્માંડના વિવેક ઉપર છે અને તે શાસ્ત્રસંમત છે.

આ ધર્મસાધનનો ક્રમ કોઈ પણ શિષ્ટસંપ્રદાયમાં નીચે પ્રમાણે દેખાશે.

(૧). મનુષ્યનો-પ્રાણી માત્રનો-આત્મા શરીરથી અલગ છે; આત્મા જન્મ મરણ વ્યાધિ રહિત અમર અજર છે, અને શરીરાદિ નશ્વર છે, પિંડ બ્રહ્માંડના શરીરોમાં આંતર તથા બાહ્ય જે વિકાર થાય છે તેનાથી અલિપ્ત છે. આ આત્મા અથવા પરમાત્મા જે સત્ય બ્રહ્મ વસ્તુ છે તેને શોધીને સાક્ષાત્કાર કરવા માટેની ઇચ્છા, ને તે ઉપરાંત અતિ ઉગ્ર તીવ્ર ઉત્કંઠા. નિત્ય શાશ્વત આનંદ ભોગવવાની મનુષ્ય માત્રને હમેશ ઇચ્છા થાય છે. તેજ તે આત્માની સાબીતી છે, માટેજ ઉગ્ર ઉત્કંઠા જોઇએ.

(૨). ઉગ્ર તીવ્ર ઉત્કંઠા પછી તે માટેના સાધનો કરવાં. તેમાં મુખ્ય સાધન એજ કે સંસારના પ્રપંચના આંતર તથા બાહ્ય કલેશોના ઝઘડામાંથી મુક્ત થઇ આત્માની પીછાન માટેના પ્રયાસમાંજ મગ્ન રહેવું તે. તે માટે શાસ્ત્રો, સત્ય, શમ, દમ, શૌચ, સંતોષ હ્રી, ક્ષમા, આર્જવ, જ્ઞાનને દયા કહે છે. કર્મ, ઉપાસના, તથા જ્ઞાન સાથે આ ગુણો ન હોય તો બધાંજ સાધન નકામાં જાણવાં. પ્રાણી માત્ર સાથે બધુભાવ તો ઠીક પણ આત્મભાવ તથા સર્વના કલ્યાણની ભાવના મુખ્ય સાધન છે. આ સાધનો શાસ્ત્ર તથા ગુરૂદ્વારા અધિકાર પરત્વે સમજી શકાય; તે પછી ધ્યાન. જ્ઞાન, ને વિજ્ઞાન સાધન છે.

(૩). તે પછી ગીતામાં 'આસ્તિક્ય' કહેલ છે તે શ્રદ્ધાની જરૂર છે. શાસ્ત્ર તથા ગુરૂવાક્યમાં પૂર્ણ શ્રદ્ધા જોઇએ. અવ્યક્ત બ્રહ્મ સહજ પ્રાપ્ય નથી; વ્યક્તમાંથી અવ્યક્ત ખોલવાનું છે, નેં તે માટે ગુરૂ પણ તે અવ્યક્ત, બ્રહ્મ સુધી પહોંચેલો હોવો જોઇએ;

એકલો શાસ્ત્રજ્ઞ ન ચાલે; સાક્ષાત્કાર કરેલો હોવો જોઇએ. શાસ્ત્રોમાં ઋષિ વાકયો છે તે ઋષિઓ જાણે પ્રત્યક્ષ કહેતા હોય તેવી ભાવના જોઇએ. આ પ્રમાણે ત્રણે પ્રકારે સાક્ષાત્કાર થઈ શકે. શાસ્ત્રદ્વારા, ગુરૂદ્વારા તથા આંતરિક આત્માની પ્રેરણદ્વારા, સાક્ષાત્કાર એ સત્ય વસ્તુ છે. એવી દૃઢ ભાવના હોય તોજ દૃઢ શ્રદ્ધા રહી શકે, અને શ્રદ્ધા હોય તોજ ભાવના સફળ થાય એ શાસ્ત્ર તથા અનુભવ સિદ્ધ છે. સાક્ષાત્કારની વ્યાખ્યા કે વર્ણન (Denolation અથવા Conn otation) થઇ શકે તેમ નથી. જેનો જેવો અનુભવ, સ્વાદ અથવા આનંદ પ્રાકૃત હોય તે પણ ન કહી શકાય તો પછી આની શી વાત ?

(૪). રકમ (૨) માં સૃષ્ટિના પ્રત્યક્ષ દેખાતા પ્રાણી માત્ર ઉપર પ્રેમ તથા તેમની સેવાનો ભાવ કહેલો છે; પરંતુ તે ઉપરાંત અદૃશ્ય ઉચી કોટિનાં પ્રાણી, દેવ, ઋષિ તથા પિત્રી વગેરે લોક પ્રત્યેના ધર્મ પણ શાસ્ત્ર બતાવે છે તે પાળવા જોઇએ, એટલે કે તેમનાં કરજ પણ ફેડવાં જોઇએ; મતલબ કે જે નીતિના નિયમ માટેના ગુણો સંસાર માટે આગળ કહેલા છે તે ઉપરાંત પ્રભુના આ અદૃશ્ય કાર્યવાહકોના સંબંધમાં આત્મજ્ઞાન માટે જરૂરના છે. જેવી રીતે પ્રભુના આ અદૃશ્ય ‘ એજન્ટો ’ પ્રભુના સેવકો તરીકે પ્રાણીમાત્રની ઉન્નતિ માટે સેવા કરે છે તેવો ભાવ આપણે પણ પ્રાણી માત્રની સેવાનો રાખવો જોઇએ; સ્વાર્થ બુદ્ધિનો ત્યાગ કરી આ પ્રમાણે પરમાર્થવૃત્તિ થઇ કે તરત સાક્ષાત્કારનું પગરણ મંડાશે. આ પ્રમાણે કરવાથી પોતાના સ્વાર્થનું ભાન ભૂલીને ,પ્રભુનાજ કાર્યમાં સામીલ થવું શરૂ કર્યું કે તરત સંસારનાં બંધન છૂટી મોક્ષનાં દ્વાર ખુલવાનાં. આ પ્રમાણે નિષ્કામ કર્મ થવાથી ગમે તેટલી ને તેવી ખામી હશે કે પાપ હશે પણ સ્વાર્થનો ગંધ નહિ હોવાથી અને પ્રભુનું કાર્ય હો- વાથી સંસારના પ્રપંચમાં છતાં પણ મનુષ્યશકિત ઉપરાંત દૈવી શક્તિ પ્રાપ્ત થશે. પોતાનાં સ્વાર્થનાં કાર્ય તો પ્રભુજ કરી આપશે.

(૫). આ નિઃસ્વાર્થકાર્યમાં જો કે અદશ્ય મહાત્માઓ તો શું પણ ખુદ પ્રભુજ મદદ કરે છે; પરંતુ તે માટે પુરૂષાર્થ જીવતોડનો જોઇએ. પેટ તો ખાવાથીજ ભરાય, બીજો ખાય અને આપણું પેટ ભરાય એ કેમ બની શકે ? આ કાર્યમાં વિઘ્નો આવશે તે પણ મદદગાર થઇ પડશે. પ્રભુની પ્રપત્તિ લીધી પછી વિઘ્નનો સંભવજ કેવો ? પ્રભુને સર્વસ્વ અર્પણ કર્યું, આત્મ સમર્પણ કર્યું, અને પિંડ-ભાવ મૂકીને બ્રહ્માંડ ભાવ–પ્રકૃતિભાવ થયો કે પછી મોક્ષનાં દ્વાર નજીક પહોચ્યા સમજવું.

(૬). દિવ્યપ્રેમ–પ્રભુ પ્રેમની ભાવના એ છેવટની કોટિ છે. સાંખ્યનાં ૨૩ તત્ત્વો ( દશ ઇન્દ્રિયો, પાંચ મહાભૂત, પાંચ તન્માત્રા, મન, બુદ્ધિ અને અહંકાર ) પિંડ તથા બ્રહ્માંડમાં છે તેના એક પછી એક એમ પિંડ અને બ્રહ્માંડમાં જે ક્રમથી સૃષ્ટિ થઇ છે તેના વિરૂદ્ધ ક્રમથી એક પછી એક ત્યાગીને, એટલે કે આગળનામાં લય કરીને બુદ્ધિમાં સર્વનો લય કરી એટલે કે અહંકાર ત્યાગીને એટલે કે છેવટનાં બે તત્ત્વો પ્રકૃતિ અને પુરૂષ તેમાંથી પ્રકૃતિમાં લય કરી; પ્રભુની પ્રકૃતિરૂપ બનીને છેવટ પુરૂષ વચ્ચેનો પડદો તોડી નાંખવાનો, એટલે કે અભેદ અનુભવવાનો છે ને તે માટે જરૂર પૂરતો સાત્વિક આ-હાર વિહાર, ભોગવિલાસ પ્રત્યે ઉદાસીનતા અથવા તેની ભાવનાનો ત્યાગ, આલોક તથા પરલોક ( સ્વર્ગ ) સુદ્ધાંતનો, દ્વંદ્વ માત્રમાંથી મુક્તિ, વાસના ત્યાગ અને અંતમાં અહંપણાનો ત્યાગ, એ પ્રમા-ણેના સાધનોથી ઇષ્ટ કે આત્મ સાક્ષાત્કાર અંતે જરૂર થવાનો અને એજ દશા જીવનમુક્તની શાસ્ત્રે કહી છે. આ પ્રમાણે સિદ્ધ થયા પછી મનુષ્ય ગમે તે રીતે રહે, કર્મ કરે ન કરે તો પણ તેને કોઇ પ્રકા-રનો બાધ નથી, પ્રભુમાંજ તે રહેવાનો ને તેનામાં પ્રભુ રહેવાના. આનુંજ નામ અદ્વૈત, મોક્ષ, ધામ પ્રાપ્તિ, કૈવલ્ય પદ, જે કહો તે, પછી તેના પ્રકાર તથા અનુભવ રૂચિ અધિકાર પરત્વે સંપ્રદાયો

બતાવે તે પ્રમાણે ભલે થાય. આ સાધન છેવટનું છે, અને તેજ ઉપર કહેલો લયયોગ. ટુંકમાં ઉપનિષદ્ (છાંદોગ્ય) કહે છે તેમ વાણીનો મનમાં લય કરવો, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં, અને તેજનો પર-આત્મા-માં લય કરવાનો છે.

## ધર્મસાધનનો વિસ્તાર-તેજ ધર્મવિચાર- તેજ બ્રહ્મજ્ઞાન-તેજ મોક્ષ.

ધર્મનાં સાધન કહ્યા પછી તેના વિસ્તાર માટેનું મુખ્ય સાધન 'ધર્મ વિચાર' માટે બે બોલ કહીશું. 'ધર્મ વિચાર' એજ બ્રહ્મજ્ઞાન હોવાથી મોક્ષ પણ ધર્મવિચારજ છે એમ સિદ્ધ થશે એટલે ધર્મનો હેતુ સફળ થશે. સાક્ષર સ્વ. શ્રી મણીલાલભાઇ કહે છે કે (જુઓ સિદ્ધાંતસાર પાનુ ૪૬૭), "ટુંકામાં મનુષ્યનું મનુષ્યત્વ મનુષ્ય રૂપે જીવવાનું સાર્થક શામાં માનવું એ નિશ્ચય થાય તેનુ નામ ધર્મ અને તે નિશ્ચય થવો એટલે"...માટેજ ધર્મવિચાર એમ પ્રથમથીજ આવશ્યક છે. 'ધર્મ'ના વિચાર કરવામાં ચાર પ્રશ્ન સહજ ઉઠે છે. હું કોણ છું? મૃત્યુ પછી મ્હારી શી ગતિ થશે? મારે માથે કોઇ શકિત છે કે કેમ? મ્હારૂં કર્તવ્ય શું? આ પ્રશ્નોના વિચાર આપોઆપ ઉઠશે. મનુષ્યત્વનો દાવો કરનાર પ્રાણી માત્રને આટલા વિચારો તો જરૂર કરવા પડશે, પછી તે ભલે નાસ્તિક હો કે જડવાદી હો, સમાજી કે સનાતની હો, અદ્વૈતી કે દ્વૈતી હો, સન્યાસી હો કે સંસારી હો, રાજા હો કે રંક હો, સ્ત્રી હો કે પુરૂષ હો, શેઠ હો કે વાણોતર હો, કર્મી ત્યાગી ભકત કે જ્ઞાની હો એમ ગમે તે હો.

હું કોણ છું? ના જવાબમાં કોઇ કહેશે કે હું બ્રાહ્મણ, ક્ષત્રિયમાંનો અમુક એક જાત તથા નામનો છું, તો કોઈ કહેશે કે ઇશ્વરનો દાસ છું, અથવા તેનોજ સંબંધી છું, અથવા તેનું અંગ છું,

અથવા અંશ છું, અથવા હું પણ તેજ એટલે બ્રહ્મ છું. હવે જે ફક્ત પોતાની જાત ન્યાત નામ રૂપ વગેરેની ભાવનાથી આગળ જતો નથી તેને તો નમસ્કાર કરવા જોઇએ, કેમકે તેનો દાવો મનુષ્યત્વનો નથી, પરંતુ બાકીનાના જવાબ ઉપરથી પ્રભુની સાથે હરેક પ્રકારે સંબધ રાખનાર હું છું એમ મનુષ્ય માત્રને સમજણ છે તો હવે આ ઇશ્વર અથવા બ્રહ્મ શું છે તે જોઇએ.

શાસ્ત્રમાં બ્રહ્મનાં પાંચ રૂપ કહ્યાં છે. અસ્તિ, ભાતિ, પ્રિય, નામ, રૂપ. આમાંથી પ્રથમનાં ત્રણ નિત્ય, અને બાકીનાં બે અનિત્ય કહ્યાં છે. આનો ભાવાર્થ શું ? ઇશ્વર તથા બ્રહ્મ બન્ને સ્થૂલ ઇંદ્રિયોને ગમ્ય નથી એતો ખુલ્લું છે, એટલે દૃષ્ટા ને દશ્ય પણ ક્યાથી હોઇ શકે ? છતાં પણ દરેક ધર્મવાળા તેનું અસ્તિત્વ કહે છે; અસ્તિત્વ સંબંધમાં કોઇનો વાંધો નથી. બ્રહ્મ અને ઇશ્વર આ બે શબ્દોની રચના તથા તેનો ભાવ ફક્ત આર્ય શાસ્ત્રોમાં છે, બાકીના ધર્મો ફક્ત ઇશ્વરનીજ દરકાર રાખે છે. આ ઇશ્વરના અસ્તિત્વ માટે મતભેદ નથી; પરંતુ તેના નામ રૂપમાં દેશકાળને લઇને ભેદો પડે છે, ને તેથી રૂચિ અધિકાર પરત્વે તેનાં નામ રૂપ કલ્પાય છે. ઉપર કહેલા છેવટના સાધન (૬) માં જે 'લયયોગ' કહેલો છે તેજ, જ્ઞાન માટે સડક સરલ છે. આ માર્ગ, કર્મ ઉપાસના યોગ કે જ્ઞાન કોઇને બાધ કરતો નથી, ઉલટું સર્વ માર્ગને અનુકૂળ તથા સહાયક છે, તેમ શાસ્ત્ર ( જુઓ ઉપનિષદ્ કઠવલ્લિ ૩–૧૩ વગેરે ), સ્મૃતિ ( શ્રી ભગવદ્ગીતા ૪–૨૭ તથા ઉત્તરગીતા ૨–૩૪–૩૫ ), અને પુરાણ ( શ્રીમદ્ભાગવત ૧૧–૨૦–૨૨ ) વગેરે સંમત તથા જમાનાને અનુકૂળ છે ને તેથી શ્રેષ્ઠ કહેવો પડે છે.

સ્થૂલ સૂક્ષ્મ ઇંદ્રિયોનો વિષય, આ બ્રહ્મ–ઇશ્વર નથી તો પછી ઇંદ્રિયોના માલીક મન તથા તેનો માલિક બુદ્ધિ જડ છે પણ પ્રભુજ

સૂક્ષ્મ છે તેથી તે તરફ જવું પડશે; તેની મદદ વગર છુટકો નથી. બુદ્ધિ એ મનુષ્યના સાધનમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ તથા છેવટનું સાધન છે. આ બુદ્ધિ સાથે સંકુચિત સાંપ્રદાયિક વાતો પડતી મૂકીને ગીતામાં કહેલા બુદ્ધિયોગને અનુસરતાં સર્વમાં સામાન્ય સિદ્ધાંત અથવા તત્ત્વની સાથે આધુનિક ભૌતિક શાસ્ત્રોનો મેળ પાડી જોઈએ એટલે કે તેના સંગમાં જરા જળવિહાર કરીએ. કેમકે બુદ્ધિથી આગળ કેહેવાનુંજ નથી. સ્વયંપ્રકાશ આપોઆપ થવાનો.

આર્યશાસ્ત્રમાં એક સામાન્ય વાત છે કે કલિયુગમાં અનેક અનર્થો તથા અસંખ્ય દોષોની વચ્ચે એક મહાન ગુણ છે, એ ગુણ સત્ય યુગમાં પણ ન હતો, તે એ કે આ યુગનું એક સત્કર્મ તે સત્ય યુગનાં લાખો જેટલું છે. આ અશ્રદ્ધા તથા શંકાયુક્ત જમાનામાં આ ભૌતિક શાસ્ત્રો કે જેનાથી ખ્રિસ્તિ ઇસ્લામી ધર્મો ભડકે છે ને ડરે છે તે આર્ય ધર્મને ઉલટ મજબુત કરે છે. કેમકે આર્ય ધર્મમાં ભૌતિક શાસ્ત્રો તથા તત્ત્વજ્ઞાનનું અગ્રસ્થાન છે. વેદમાં શું નથી ? વેદાંગો, ષડ્દર્શન, સ્મૃતિ, સૂત્રો, પુરાણ, ઇતિહાસ આદિ સર્વે તેમના ખુલાસા અને વિભાગ છે.

આર્યશાસ્ત્રનાં પંચમહાભૂતોને ઠેકાણે આ ભૌતિક શાસ્ત્રીઓએ શોધ કરતાં સંખ્યામાં ફેર પડવા માંડયા હતા પણ નીકાલ થયો નથી, આખર ઇલેક્ટ્રન electron ઉપર આવ્યા, 'ઇથર' ether માં માથું માર્યું, પણ ઇલેક્ટ્રન. મેટર તેમ ઇથર પણ 'મેટર' જ. જડ વસ્તુ જડમાં કેમ પેસી શકે ! Impenetrability of matter નો કાયદો નડે, તેથી આખર હમણાં તો (જુઓ ઑગસ્ટ ૧૯૨૮ ના વર્તમાનપત્રો) સૂક્ષ્મમાં સૂક્ષ્મ જડ પદાર્થ 'મેટર' Matter ની શોધ કરતાં તેવી વસ્તુજ માલમ પડતી નથી. જડમાંથી ચેતનને ખોળવા જતાં હવે પાછા આર્યશાસ્ત્ર ઉપર આવવા માંડયા છે. જડ વસ્તુજ નથી પણ માત્ર ચેતનજ energy છે એ ઠરાવ ઉપર

આવ્યા છે. આનુંજ નામ **सर्वं खलु इदं ब्रह्म** । આર્યાવર્તમાં અભણ્ શુદ્ર ડોશી જે સમજે છે તે પાશ્ચાત્યોને બોઝેવારે તેમનાંજ શાસ્ત્ર મારફત સમજાવ્યું ત્યારે ખાત્રી થઇ છે, એટલે હવે ઉપનિષદ્‌માં સ્પષ્ટ શબ્દોમાં તથા ગર્ભિત રીતે **ब्रह्म सत्यम्** અને **जगत् मिथ्या** એટલે અનિત્ય વિકારી એમ અનેક વખત કહેલું છે તેજ સાબીત થયું. ચેતનમાંથી કહેવાતા જડની ઉત્પત્તિ સિદ્ધ થઇ. સર્વ દૃશ્યચેતન બ્રહ્મમય હોવાથી તેમજ જડ ચેતનનો સાપેક્ષRelative સંબંધ માત્ર હોવાથી, જડ ચેતનના ભેદ વેદાંતમાં છેજ નહિ તે પાશ્ચાત્ય પંડિતો હવેજ સમજશે.

હજુ ચેતનનો સિદ્ધાંત પાશ્ચાત્યોમાં સર્વમાન્ય થાય ત્યાં સુધી તો તેમના જડ 'ઇલેકટ્રન' ના સિદ્ધાંતને પકડીને ચાલીયે તો, સાધારણ દૃષ્ટિને દૃશ્ય નહિ છતાં આ સૂક્ષ્મતમ જડ પદાર્થ 'ઇલેકટ્રન' નું અસ્તિત્વ માનવામાં આવે છે; તો આ સૂક્ષ્મતમ જડ અણુ કરતાં ઇશ્વર—બ્રહ્મ કેટલે દૂર ગણાશે? વળી આટલે દૂર તથા સૂક્ષ્મતમ છતાં કેવો સંબંધ છે તે જોઇએ.

આર્યશાસ્ત્રમાં તો અનાદિ કાળથીજ પંચમહાભૂતો મૂળ તત્ત્વો તરીકે મનાયાં છે. આ પાંચે તત્ત્વો કોઈ પણ પ્રકારે ઇંદ્રિયગમ્ય છે એમાં તો કોઇ વાંધો લઇ શકે તેમ નથી. હવે જેમ દરેક પદાર્થ આ પંચમહાભૂતમાંનુંજ છે તો 'ઇલેકટ્રન' નું પણ સ્થાન એ પંચમહાભૂત ઠર્યું. ચેતનમાંથી નહિ પણ જડમાંથીજ જડ ઉત્પન્ન થાય અને આખર ચેતન પણ થાય એમ ભૌતિક શાસ્ત્રનો સિદ્ધાંત લેતાં આ જડ ઇલેકટ્રન પણ જડ મહાભૂતમાંથી ઉત્પન્ન થયું એમ સિદ્ધ થાય છે. 'ઇલેકટ્રન' માંથી મહાભૂત થયાં અથવા મહાભૂતમાંથી 'ઇલે-

---

× ખનિજ સમક્ષ વનસ્પતિ ચેતન, તેની સમક્ષ પ્રાણી, તેથી આગળ મનુષ્ય એમ ક્રમ છે.

ક્ટ્રન ' થયું એનો કોણ નિર્ણય કરી શકશે ? બીજમાંથી વૃક્ષ કે વૃક્ષમાંથી બીજ ? કર્મમાંથી સંસ્કાર કે સંસ્કારમાંથી કર્મ ? પાઘડીમાં માથું કે માથામાં પાઘડી ? વગેરે પ્રશ્નોનો નિકાલ થાય ત્યારેજ આ નિકાલ પણ થઇ શકે. દાખલા તરીકે જળમાંથી હાયડ્રોજન, ઑકસીજન, અથવા તેમાંથી જળ ? જળ હોય ત્યાં તે બન્ને હોયજ, અને એ બન્ને હોય ત્યાં જળ પણ હોયજ ! કોની કોનામાંથી ઉત્પત્તિ ગણવી ?

આ ધોરણે સૃષ્ટિનું બીજ કહો, જડચેતન માત્રનું બીજ કહો- જો કે જડ જેવી વસ્તુ નથી એ તો હવે થોડા દિવસમાંજ સિદ્ધ થશે- આ સર્વનું બીજ જે ઇલેક્ટ્રન, તે પંચમહાભૂતોના છે અથવા પંચમહાભૂતો એ ઇલેક્ટ્રનનાં બનેલાં છે એમ ગમે તેમ માનીએ. આ ઇલેક્ટ્રન બીજ, સ્થૂલતમ પ્રત્યક્ષ પૃથ્વી તત્ત્વમાં હવે રોપીએ,-અનાદિ કાળથી રોપેલુંજ છે, આ તો માત્ર સમજવા માટેજ કહેવાનું છે,- અને જોઇએ. એક વૃક્ષનું બીજ પૃથ્વીમાં રોપ્યું; પછી તેને જળની જરૂર પડશે, તે પછી સૂર્યનો અગ્નિ-પ્રકાશ પણ જોઇશે, પછી વાયુ-airની જરૂર પડશે, કેમકે હવા વગરના પાત્ર Vacuum માં કાંઈ ટકી શકે નહિ, અને છેવટ આકાશ પણ જોઇએ, કેમકે આકાશ ether Space વગર વસ્તુ રહેજ કયાં ? દરેક વસ્તુની ઉત્પત્તિમાં આ પ્રમાણે પાંચે તત્વોની જરૂર પડશે. હવે આ પાંચ મહાભૂતોને ગ્રહણ કરવા પાંચ જ્ઞાનેન્દ્રિય, તથા પાંચ કર્મેન્દ્રિય છે તેમ તેઓના દેવો (શક્તિ), તથા પાંચ વિષયો- તન્માત્રાઓ છે એમાં તો કોઇ વાંધો લઇ શકે તેમ નથી, કેમકે એતો પ્રત્યક્ષ છે. પૃથ્વીનો ગુણ ગંધ છે, ને તેની ઇંદ્રિય નાસિકા છે, જળમાં ગંધ નથી તેમ અગ્નિ વાયુ કે આકાશમાં પણ નથી, એટલે પછી ' ગંધ ' નો આધાર અથવા ઉત્પત્તિસ્થાન પૃથ્વીજ ઠરે છે અને તે પ્રત્યક્ષ છે. આ નાસિકા તે સ્થૂલમાં દેખાય છે તે નહિ પરંતુ તેની અંદર જે શક્તિ છે અને જેને શાસ્ત્ર

દેવ કહે છે તે શક્તિ સમજવાની છે એ પણ પ્રત્યક્ષ છે, કેમકે નાક આંખ કાન સ્થૂલમાં પ્રત્યક્ષ છતાં કેટલાક સુંઘી શકતા નથી, દેખી શકતા નથી, અને સાંભળી શકતા નથી. આ પ્રમાણે જળનો વિષય 'રસ' અને તેની ઇંદ્રિય જીવ્હા છે એ પણ પ્રત્યક્ષ છે. તેવીજ રીતે 'તેજ,' અગ્નિ કે પ્રકાશનો વિષય રૂપ છે અને ઇંદ્રિય ચક્ષુ છે એ માટે કાંઇ કહેવાનું નથી. તેવીજ રીતે વાયુ અદૃશ્ય છતાં તેનો વિષય 'સ્પર્શ,' હોવાથી ઇંદ્રિય ત્વચાને ગમ્મ છે એ પણ પ્રત્યક્ષ છે. અને આ બધાનો લય આખર જેમાથી ઉત્પત્તિ શરૂ થઇ તેજ આકાશ તત્ત્વના 'શબ્દ' વિષયમાં થાય છે ને તેની ઇંદ્રિય કાન છે એ પણ પ્રત્યક્ષ છે. આ જે ઇંદ્રિયો છે તે, ઉપર કહ્યા મુજબ સ્થૂળ દેખાય છે તે નહિ પરંતુ તેના 'દેવ' શક્તિ જે અદૃષ્ય છે તે છે. પૃથ્વીના ગર્ભમાં અથવા નાળીયેરની અંદર પણ આકાશ છે, બીજા કોઇ તત્વનો પ્રવેશ નથી, ને તે ભૌતિક શાસ્ત્રના, Porosity of matter 'પદાર્થ માત્ર છિદ્રમય છે,' એ નિયમથી સિદ્ધ થયું છે. આ આકાશ-ઇથરનું બ્રહ્મ જેવુજ વ્યાપકપણું હમણાં તો વળી Radio Broadcast ની શોધથી પુરવાર થઇ શકયુ છે. વળી Pororıty of matter તો શાબીતજ છે. આ પ્રમાણે આ સર્વ ભૂત, ઇંદ્રિય, અને વિષયનો લય, ક્રમે ક્રમે 'શબ્દ' માં થયો, અને તેટલાજ કારણે ઉપનિષદોમાં આકાશની પ્રથમની ઉત્પત્તિ કહી છે. આકાશમાંથી વિકાર પામીને પૃથ્વી સુધીનાં તત્વો બન્યાં છે ને તેમાંથી ચાર પ્રકારની સૃષ્ટિ બની છે. હાલનાં ભૌતિક શાસ્ત્રો તેજ ક્રમ બતાવે છે. આકાશથી આગળ દૃષ્ટિ જઇ શકતી નથી; કંઇ અગમ્ય શક્તિ કહીને વિરમે છે, પરંતુ આર્યશાસ્ત્ર સ્પષ્ટ છે. મૂળ શબ્દ-શબ્દબ્રહ્મ ને તેનું ભૂત આકાશ-આ આકાશ, તથા શબ્દ સુદ્ધાંત તમામની ઉત્પત્તિનું મૂળ 'મન' છે. ઇન્દ્રિયોનો લય પ્રાણમાં અને વિષયોનો

મનમાં છે. વાસ્તવમાં બન્ને એકજ. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો* પણ ઘણા કહી ગયા છે કે આ સૃષ્ટિ દેખીએ છીએ તેવી નથી, પણ જેના તેના મનની કલ્પના પ્રમાણે છે. શાસ્ત્રમાં તો બંધ અને મોક્ષ બધાનું કારણ 'કલ્પના' નું સ્થાન મનજ કહેલું છે; ન્યાયમાં સુખ દુઃખનું સ્થાન કહેલું છે. ઇશ્વરના સંકલ્પમાત્ર–મનથીજ ઇશ્વરની સૃષ્ટિ બની છે તેમ વળી તેની સૃષ્ટિમાં મનુષ્યે પોતાની નાની સૃષ્ટિ પણ સંકલ્પવિકલ્પાત્મક મનથીજ બનાવી છે. રસ્તામાં હજારો છોકરા છોકરીઓ રોજ જોઇએ, પણ જેને જમાઈ અગર વધુ તરીકે લેવાં હોય તે કાર્યે થયું કે ન્હાની સૃષ્ટિ બની ગઈ. મનને કોઈ દ્રવ્ય કહે છે ને કોઈ ઇન્દ્રિય કહે છે, તેમ પ્રાણ પણ કહે છે. પ્રાણજ મનનો આધાર છે, મનજ પિંડ તથા બ્રહ્માંડનું ઉત્પાદક કહેલું છે, ને તે પ્રત્યક્ષ છે. આંખ, કાન. નાક, બધાં ખુલ્લાં છતાં ઘણીવાર બને છે કે માણસ કહેશે કે "મેં જોયું નહિ અથવા સાંભળ્યું નહિ" ને તેનું કારણ પૂછતાં કહેશે કે "મ્હારૂં મન ઠેકાણે ન હતું. બીજે હતું." આ ધોરણે ગાંડાને અથવા જ્ઞાનીને સૃષ્ટિજ નથી, કેમકે એકના 'મન' નું ઠેકાણુંજ નથી અને બીજાએ મન મારી નાંખ્યું છે. આ ધોરણે ઇલેક્ટ્રન, 'મન' રૂપે સૂક્ષ્મ થઇને એ સ્થૂલ દ્રવ્ય કેટલું સૂક્ષ્મ થયું હશે તેનો ખ્યાલજ કરવો બસ છે.

પાછા આગળ જઇએ. આ મનનો વળી કોઈ અદૃશ્ય સૂક્ષ્મ માલીક કોણ? બુદ્ધિ. જ્યારે મનુષ્ય મુંઝાય ત્યારે કહેશે કે "શું કરૂં મારી બુદ્ધિ હમણાં બગડી છે, મારી બુદ્ધિનું ઠેકાણું નથી." પાછું બુદ્ધિ ક્યાં? અહંકારમાં. જડ ચેતન તમામમાં મન, બુદ્ધિ, અહં-કાર છે એ વાત તો હવે આર્યવીર બોઝે પુરવાર કરી આપી છે,

* બર્કલે વગેરે 'આઇડીઅલિસ્ટો' તેમ કહે છે, અને હાર્ટમૅન હેગલ વગેરે 'અજ્ઞાન' માંથી સૃષ્ટિની ઉત્પત્તિ કહે છે. આ કંઇક 'માયાવાદ' તત્વ જેવું દેખાય છે પણ 'જડ' તો ખરૂજ.

આ અહંકારની બુદ્ધિજ પિંડ બ્રહ્માંડ બધાનો આધાર છે, તથા તેની ઉત્પત્તિ તથા લયનું કારણુ છે, કેમકે વાસ્તવમાં ઉત્પત્તિ કે લય કાંઇજ નથી, સર્વજ બ્રહ્મ છે ત્યાં ઉત્પત્તિ તથા લય ક્યાંથી? આ સંબંધે આગળ જોઇશું. આને વલ્લભી મતના શાસ્ત્રસંમત 'આવિર્ભાવ' તથા 'તિરોધાન' કહી શકાય. આ અહંકારની બુદ્ધિ સુધી, ઇશ્વરની તથા પ્રાણીની સૃષ્ટિનું સાથે સાથેજ કાર્ય થાય છે. હવે પછીનું એ જડ સ્થૂળ 'ઇલેક્ટ્રન' સુક્ષ્મ રૂપે છે તે ઇશ્વરની સૃષ્ટિને લાગુ પડે છે. ને તે 'મહત્તત્વ' છે. તેજ પ્રાણુ અથવા હિરણ્યગર્ભ, અવ્યક્ત, કુટસ્થ જે કહો તે. પંચભૂતો આદિ સર્વનું સ્થાન આ એક મહત્તત્વ છે. આ એકજ મહત્તત્વની ઉત્પત્તિનું મૂળ શું? ઇશ્વરની ત્રિગુણાત્મક માયા. આ માયાનો ક્ષોભ તેજ મહત્તત્વ, તેજ અહંકાર, તેજ બુદ્ધિ, અને ઠેઠ 'ઇલેક્ટ્રન' સુધી જઈ શકાય. આ માયાનો માલીક તેજ ઇશ્વર, ને તેજ સૃષ્ટિનો કર્ત્તા, ભર્તા, તથા સંહર્તા. અહી સુધી પણુ મૂળ 'ઇલેક્ટ્રન' સુક્ષ્મ થતું થતું ઇશ્વર સુધી પહોચે છે.

આ ઇશ્વર, દુનિયાના તમામ ધર્મોને માન્ય છે, ગમે તે નામ રૂપ, ધામ, અસ્ત્ર, શસ્ત્ર તેમને માટે કહે, પણુ 'ઇશ્વર' તો ખરોજ. પછી તે જડવાદીની આદ્ય શક્તિ માનો, બ્રહ્મ માનો, ઇશ્વર માનો, આત્મા કહો, પરમાત્મા કહો, પુરૂષ કહો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ. શક્તિ, સૂર્ય, રામ, કૃષ્ણુ, ગૉડ, ખુદા, ગમે તે કહો. આવા સૂક્ષ્મ તમ ઇશ્વરનો ખ્યાલ કરવા માટે પણુ આપણે કેટલી સૂક્ષ્મ બુદ્ધિથી કેટલું સૂક્ષ્મ થવું જોઇએ તેનો હિસાબ કાઢીને ખ્યાલ કરવામાં આવે તો નાહક વાદવિવાદ કરવામાં કોઈ પણુ સમજુ માણસ તો પ્રવૃત્ત થાય નહિ.

આ ઇશ્વરને ઇસ્લામી, ખ્રિસ્તિ ધર્મો બે રૂપે જુએ છે. એક નિરાકાર સર્વવ્યાપી, અને બીજે સાતમા લોકમાં ઉપર બેઠો છે, જ્યાં ફક્ત અમુક પયગંબરો તથા ફીરસ્તાઓ જઇ શકે, બીજા કોઇનો

દશ્ય કે ગમ્ય નથી તે. એ ઇશ્વરને સેતાન સાથે ઝઘડા થાય તેમાં કવ-ચિત્ હારી પણ જાય. સમાજીઓના ઇશ્વર નિરાકાર, વળી સગુણ એમ સ્થિરતા નથી: આર્યશાસ્ત્રમાં દેવદાનવનાં યુદ્ધ ખરાં, પરંતુ ઇશ્વર તે બધાથી પર છે. સાકાર સગુણ ઇશ્વર છે તે પણ આ દેવોથી પર છે. આર્ય ઉપાસકો આ સગુણ સાકાર ઇશ્વરને મૂળ પુરૂષ માની તેનું નામરૂપ શિવ, વિષ્ણુ, દેવી, રામ, કૃષ્ણ, વગેરે ઠરાવીને તેને ભજે છે, તેમ અંતે નિર્ગુણ નિરાકાર પણ તેજ ઇશ્વર થઇ શકે છે એમ માને છે, પણ વાસ્તવમાં માત્ર આ સગુણ સાકાર ઇશ્વરથી આગળ જતા નથી. મોક્ષ તે તેમનો લોક પ્રાપ્ત કરવો તે, અને ત્યાં સતત્ ઇષ્ટની સેવા કરવી તે. આ ઇશ્વરનું સૂક્ષ્મ શરીર, ઉપર કહેલું હિરણ્યગર્ભ, અને સ્થૂળ શરીર–વિરાટ્ તેજ બ્રહ્માંડ, તથા તેની અંદરનો દરેક પિંડ એ બને વિરાટ્નું જડસ્વરૂપ: હિરણ્યગર્ભ તે એ ઇશ્વરનું ચેતન સૂક્ષ્મ સ્વરૂપ, બ્રહ્માંડનો ચેતન તે હિરણ્યગર્ભ, અને પિંડનો ચેતન તે જીવ; આ ઇશ્વરને પછી કૂટસ્થ, હિરણ્યગર્ભ, આત્મા, પરમાત્મા ગમે તે કહો.

આ ઇશ્વરથી આગળ જનારો એક તત્ત્વજ્ઞાનની કોટિનો વર્ગ છે, તે જો કે બહુ મોટો નથી પરંતુ ઘણો મહત્વનો છે; તેમને અદ્વૈતી માયાવાદી, વેદાન્તી, જ્ઞાની વગેરે નામ આપવામાં આવે છે. દુનિ-યાના બીજા કોઇ ધર્મોમાં, ભલે ગર્ભિત હોય, પરંતુ સ્પષ્ટ દેખાતો નથી. માત્ર સુફીનો એક વર્ગ ઇસ્લામી ધર્મમાં તેવા પ્રકારનો કંઇક દેખાય છે. ઉપર ઇશ્વરનાં જે વિરાટ્ હિરણ્યગર્ભ વગેરે સ્વરૂપ કહ્યાં તેનું મૂળ નિર્ગુણ નિરાકાર સર્વવ્યાપી સર્વશક્તિમાન છતાં નિષ્કર્મ બ્રહ્મ કહે છે. આ નિર્ગુણ શબ્દની જાળમાંજ સંપ્રદાયો ફસાયા દેખાય છે. કોઇ સગુણનો અર્થ સારા ગુણ યુક્ત કરે છે, અને નિર્ગુણનો અર્થ નઠારા ગુણથી અથવા લૌકિક ગુણોથી રહિત કરે છે; પરંતુ વાસ્તવમાં આ ગુણ તે સત્વ રજસ અને તમસ હોય એમ સ્પષ્ટ

દેખાય છે, ને તેથી નિર્ગુણ એટલે ત્રિગુણાતીત સમજવામાં ઘણીજ સરળતા દેખાય છે; ગીતામાં જે કહ્યો છે તેજ ત્રિગુણાતીત બ્રહ્મ. પણ આ બ્રહ્મ, શબ્દોથી સમજાવાય તેમ નથી, પરંતુ જ્ઞાનીઓ તેને સત્ ચિત અને આનંદનું સ્વરૂપ નિત્ય કહીને, નામરૂપે વિસ્તાર રૂપથી જડચેતનમય જીવ જગત્ અનિત્ય તથા વિકારી એમ કહે છે. દાગીના નારો તેમજ સોની, અલંકારના ઘાટ કરતાં પણ પ્રથમ સોનુ રૂપુ કેટલુ તથા સાચું છે કે કેમ તેજ જોશે તેમ વિવેકી જ્ઞાની, જીવ જગતને જોવામાં તેનું કારણજ પ્રથમ જોશે અને એ કારણ તેજ સત્ ચિત્ આનંદમય બ્રહ્મ. આ પ્રમાણે બ્રહ્મને સતચિત્ આનંદમય કહીને સમજાવે છે; બીજો શો ઈલાજ ? એનેજ ઉપાસકો-ભક્તો જુદાં જુદાં નામ સાથે ગુણ પણ અર્પે છે. વેદાન્ત અન્વયે શ્રુતિ વાક્યો, બુદ્ધિ તથા યુક્તિથી જોતાં સ્પષ્ટ દેખાય છે કે સૃષ્ટિની ઉત્પત્તિ માટે,–પછી ભલે પુરાણો અન્વયે જે તે દેવતા સંબધ ઉપાસકો માટે ગમે તેમ કહેવામાં આવે પણ,–શ્રુતિ પ્રમાણે પૂર્ણપ્રજ્ઞ બ્રહ્મની શક્તિ અવ્યક્ત, માયા જે કહો તે સૃષ્ટિ× કરવા ઉન્મુખ થઈ તેના પછી બે ભાગ થયા, તે प्राण અને रयि, તેજ अन्नाद અને अन्न, તેજ अग्नि અને सोम, તેજ કરણ અને કાર્ય, તેજ Motion યા Energy યા Spirit અને Matter, બને સાથેજ કામ કરે છે. બ્રહ્માંડમાં પ્રાણ, આકાશ તથા વાયુ સૂર્ય ચંદ્ર રૂપે ઘનીભૂત થાય છે, ને 'રયિ' તે પૃથ્વી તથા જલ રૂપે થાય છે, તેમજ પિંડમાં ચક્ષુ, મન, બુદ્ધિ વગેરે ઇંદ્રિયો સૂક્ષ્મ રૂપે, અને જડ રૂપે દેહ થાય છે. આ પ્રમાણે પિંડ તથા બ્રહ્માંડમાં આ બ્રહ્મ ત્રણ સ્વરૂપે છે. સ્થૂલરૂપ, પિંડમાં જે વિશ્વ તે

---

× આ 'સૃષ્ટિ' એટલે 'આધિક્ય' આત્મસત્તા.–મૂળ સ્વરૂપ કરતાં, નામ રૂપથી 'વધી' તેથી સૃષ્ટિ. નવું કરવાનું કંઇ નથી; નામ રૂપથી 'વધી' ને અનેક દેખાઇ. બ્રહ્મનો અર્થ પણ 'વિશાળતા' નો છે.

બ્રહ્માંડમાં ‘ વિરાટ્, ’ પિંડમાં સૂક્ષ્મ રૂપે ‘ તૈજસ ’ તથા ‘ પ્રાજ્ઞ ’ તે બ્રહ્માંડમાં અનુક્રમે હિરણ્યગર્ભ તથા ‘ ઈશ્વર ’ રૂપે છે. વિરાટ્ તથા વિશ્વ, સ્થૂલ અને દૃશ્ય છે, અને બાકીનાં બે અદૃશ્ય તથા સૂક્ષ્મ છે. આ છ ની અંદર પ્રત્યક્ષ શકિતમાન છતાં, અદૃશ્ય શકિતમાનતો, દૃશ્ય બ્રહ્માંડનો ઈશ્વર, તથા તેનો દૃશ્ય અંશ, દેહનો પ્રાજ્ઞ જીવ છે, એટલે કે વ્યવહારમાં તો ઈશ્વરજ મુખ્ય છે.

આવા ફક્ત સર્વશકિતમાન જુદા જુદા ધર્મોના અનેક નામ રૂપધારી ઈશ્વરથી મહાન તત્ત્વજ્ઞોનું સમાધાન થઈ શકતું નથી. કેમ થઇ શકે ? સૃષ્ટિની જે ઉત્પત્તિ અથવા ‘ પરિણામ ’ માને છે તેને ‘ આરંભવાદ ’ તથા ‘ પરિણામવાદ ’ કહેવામાં આવે છે, તેમાં તત્વ દૃષ્ટિવાળાને અપૂર્ણતા રહે છે. આર્ય શિવાયના ઇતર ધર્મોમાં તો ફક્ત આરંભવાદ છે. તેમના સમજવા મુજબ “ પૂર્વે અસત્ હતું તેમાંથી પરમેશ્વરે સત્ જગત્ બનાવ્યું. ” આટલેથીજ સમાધાન થાય છે, પણ પ્રથમ તો એ જોવાનું છે કે અસત્‌માંથી સતની ઉત્પત્તિજ દેખીતી અસંભવિત છે. આર્યના ન્યાય વગેરે શાસ્ત્રોમાં પણ એ બન્ને વાદ દેખાય છે; પરંતુ વેદાન્ત તત્વો, એ નામરૂપી ઈશ્વરથી આગળ ગયાં છે. માટીનો ઘડો અથવા સોનાના દાગીનાને કાર્ય કહેતાં, માટી તથા સોનું ઉપાદાન કારણ કહેવું પડશે, પરંતુ આ પણ સાપેક્ષ છે; કારણ કે કાર્ય વિકારી તથા કારણથી ભિન્ન ન હોઇ શકે. હવે જેમ માટી તથા સોનું કોઇનું કારણ છે, તેમ પોતે પણ પાછાં વિકારી હોવાથી પંચમહાભૂતનાં કાર્ય છે. વાસ્તવિક ઉપાદાન કારણ તો નિર્વિકારીજ હોઈ શકે કે જે કાર્યમાં હમેશ હોઇ શકે. આ પ્રમાણે જતાં જતાં ઠેઠ પાછા ‘ ઇલેકટ્રન ’ ઉપર જવું પડશે. આ અંતનું ઇલેકટ્રન જેવું અદૃશ્ય ઉપાદાન કારણ તજ પાછું અંતનું બ્રહ્મ એમ ઉપર કહી ગયા છીએ. ઈશ્વરને જો ઉપાદાન કારણ કહીએ તો પાછું તેમનું ઉપાદાન ‘કારણ કહેવું પડશે, એમ

આખર નિર્ગુણ નિરાકાર બ્રહ્મજ સ્થિર થશે; ઈશ્વરને કર્તા કહીને ઉપાદાન કારણ, માટી વગેરે અન્ય વસ્તુ કહેવાથી ઘડા તથા દાગીનાનો કર્તા કુંભાર તથા સોની છે તે પ્રમાણે ઉપાદાન કારણથી અલગ માનવો પડશે, એટલે કે કલ્પવો પડશે, એટલે તેને પરિચ્છેદ લાગશે, એટલે તે પણ કાર્યનું સ્વરૂપ લેશે; કેમકે દેશકાળનો પરિચ્છેદ લાગશે. આ પ્રમાણે અંતમાં નિર્વિકારી ઉપાદાન કારણ શોધતાં સર્વવ્યાપી બ્રહ્મજ કહેવુ પડશે, ને તે જ્ઞાનીને તો પ્રત્યક્ષજ છે. ઉપાદાન કે નિમિત્ત જે કહો તે તેજ ઠરશે, કેમકે તેજ સત્ છે, પ્રત્યક્ષ છે, કલ્પના નથી; આ પ્રમાણે તત્ત્વદષ્ટિથી ઉંડા ઉતરીને જોતાં ફક્ત એક નામરૂપધારી ગાદીપતિ* ઇશ્વર કરતાં આગળ એક તત્ત્વની જરૂર પડે છે ને તેજ બ્રહ્મ, સત્ ચિત્ આનંદ તેનુ સ્વરૂપ માત્ર છે પણ વાસ્તવમાં એ ત્રણે એકજ અર્થવાચક છે. શ્રીમદ્ભાગવત અ૦ ૨૨ શ્લોક ૧૧ માં જીવ ઇશ્વરનો બીલકુલ અભેદ કહેલો છે. ટીકામાં સ્પષ્ટ છે કે पुरुषेश्वरयोरत्र नवैलक्षण्यमण्वपि । અસ્તુ.

આ પ્રમાણે ઇશ્વરથી આગળ જઈને ઉપર મુજબ જે બ્રહ્મ કહ્યું છે તે બ્રહ્મ—જો કે દશ્ય માત્ર બ્રહ્મજ છે તો પણ—પોતાની શક્તિથી નિમિત્ત તથા ઉપાદાન કારણ પોતેજ બનીને ઇશ્વરનું રૂપ લઈ, તે ઇશ્વર કાર્ય કરે છે એમ વેદાંત કહે છે, પણ તે માત્ર સમજાવવા માટેજ, બાકી સંસ્કારી જ્ઞાનીને સર્વસ્વ બ્રહ્મજ હોવાથી વાસ્ત-

---

* પ્રો૦ મેક્સમૂલર કહે છે કે The Vedanta whether we call it religion or a philosophy has completely broken up the effete anthropomorphic conception of God and of the Soul as approaching the throne of God and has opened vistas which were unknown to the greatest thinkers of Europe...

વમાં બ્રહ્મ કાંઇજ કરતું નથી, એ તો પોતાની શકિત–માયાની લીલા કહે છે. અસ્તુ.

આ બ્રહ્મ હવે સત્ ચિત્ આનંદ કેવી રીતે છે અને પેલું મૂળનું 'ઇલેકટ્રન' પણ સત્ ચિત્ ને આનંદ સ્વરૂપે છે, એટલે કે બ્રહ્મ અને 'ઇલેકટ્રન' બન્ને એકજ છે કે ભિન્ન છે તે જોઇએ.

**सर्वंखल्दु इदम् ब्रह्म। अहंब्रह्मास्मि।** આદિ વેદનાં અનેક વાકયને હવે આધુનિક ભૌતિકશાસ્ત્રની દૃષ્ટિથી તપાસીએ. ઉપર કહ્યું તેમ બ્રહ્મથી ઇશ્વર, માયા, પ્રકૃતિ મહત્તત્વ આવે છે. અહીં સુધી ઇશ્વરની સૃષ્ટિ છે. આ પછી અહંકારથી પછી બુદ્ધિ વગેરે લેતાં જડચેતન તમામનું મૂળ 'ઇલેકટ્રન' સુધી જઇએ. અહંકારની બુદ્ધિ જડચેતન બધામાં છે એમ તો હવે સાબીત થયું છે. ટેબલ ખુરશી પત્થર વગેરે બધાં પોતાની સત્ ચિત્ આનંદની સ્થિતિમાં ક્ષોભ રહિત જડ દેખાતાં પણ બ્રહ્મરૂપે સ્થિત રહે છે, તે પોતાના અહંકારમાં મગ્ન છે, પણ જ્યારે માયાથી ક્ષોભ થયો એટલે કે તેને ભાંગી તોડી નાંખો એટલે અહંકારથી પોતાનું કાર્ય કરવાની ના પાડશે, અને સ્વરૂપાંતર લઇ લેશે, અનેક રૂપો બદલશે પણ નાશ નથી એમ ભૌતિક શાસ્ત્ર, Indestructibility of matter નામથી કહે છે, તો બ્રહ્મનો પ્રથમ જે સ્વભાવ 'સત્' તો તે 'ઇલેકટ્રન' માં છેજ. આ હિસાબે 'ઇલેકટ્રન' થી માંડીને વિરાટ્ અને ઇશ્વર સુધી સત્ છે; તેવીજ રીતે 'ચિત્' પણ પદાર્થ માત્રનું સ્વરૂપ છે. દરેકમાં બ્રહ્મ–ચેતન છે એમ પુરવાર થયું છે, એટલે કહેવાની જરૂર નથી; અને 'આનંદ' માટે, ઉપર કહ્યું તેમ પદાર્થ માત્ર આનંદમાં છે, માત્ર ક્ષોભ થયો એટલે આનંદ ગયો; પદાર્થ માત્ર આનંદ રૂપ છે, બહાર આનંદ કયાં રહે?

આ પ્રમાણે તો બ્રહ્મ શિવાયનાં બધાંજ 'ઇલેકટ્રન' સુધીનાં

જડ ચેતન, જોવામાં એક રીતે નિત્ય અને સત્ય ખરાં, પણ તે સાપેક્ષ હોવાથી નામ રૂપો બદલીને નાશવંત એટલે વિકારી દેખીએ છીએ તેથી 'મિથ્યા' કહેલ છે. ત્રણે કાળમાં નિત્ય બ્રહ્મના ભાવ-અધિષ્ઠાનથી નિત્ય તથા સત્ય, અને વિકારી નામ રૂપના કારણથી અનિત્ય છતાં વાસ્તવમાં અસત્ય. ભૌતિકશાસ્ત્ર પ્રમાણે પદાર્થ માત્ર છે તેના ભંડાર–બ્રહ્માંડમાંથી ઘટ કે વધ કાંઈ થતુ નથી; નામ રૂપ ભલે બદલે. પાણી, બરફ, વાદલ, વરાલ, એમ નામ રૂપ બદલ્યા કરે પરંતુ બ્રહ્માંડના કુલ ભંડારમાંથી કમી જાસ્તી થતુંજ નથી. આનોજ અર્થ ब्रह्म सत्यं जगन्मिथ्या । આ પ્રમાણે ભૌતિકશાસ્ત્રો આર્યધર્મનો સિદ્ધાંત શાબીત કરી આપે છે. કર્મનો કાયદો नेहाभिक्रमनाशोऽस्ति કહી ગીતામા સમજાવ્યો છે તેજ Law of coservation of energy છે. સ્થૂલ કે સૂક્ષ્મ કાર્યનાં પરમાણુઓ નજીકનાંને અડકશે, એમ જેવી રીતે Radio Broad- cast માં શબ્દનુ સર્વવ્યાપકપણું સાબીત થયુ છે તેમ માનસિક સૂક્ષ્મ વૃત્તિઓનું સમજવું. મેક્સમૂલર તો સ્પષ્ટ કહે છે. Nothing is lost in nature એજ સિદ્ધાંત ઠર્યો છે.

ઉપર બતાવ્યા મુજબ બ્રહ્મ સમજવા માટે એજ ઇશ્વર, તેજ માયા, એમ ઠેઠ ઇલેક્ટ્રન સુધી તેજ, એમ સિદ્ધ થાયછે. આ બ્રહ્મની પ્રથમની ક્રિયોન્મુખ શક્તિ તેજ ઇશ્વર, અને તેજ ઇશ્વરે एकोऽहं बहुस्यामની ભાવના કરી, એકલાને ન ગમ્યું તેથી વિલાસ માટે સૃષ્ટિ કરી એમ અનેક રીતે ખુલાસા શાસ્ત્ર કરે છે. વાસ્તવમાં તો ब्रह्म અને ઇશ્વરમાં આ પ્રમાણે ભેદજ નથી. શક્તિ અને શક્તિમાન એકજ હોય. એ બ્રહ્મ સ્થૂલરૂપે વિરાટ્ જગત, ને સૂક્ષ્મરૂપે હિરણ્યગર્ભ, કૂટસ્થ, સાક્ષી, પ્રાજ્ઞ, જીવ એવા નામથી વ્યાપક પણ ખરો, અને તેમ પાછો ઇશ્વરભાવે અલગ નિજધામમાં રહીને સ્વતંત્ર નામરૂપવાળો પણ ખરો. આ પ્રમાણે તમામ દૃશ્ય માત્ર બ્રહ્મ છે;

એ બ્રહ્મ, ઇશ્વર રૂપે, માયાશક્તિથી સૃષ્ટિ રચીને–કલ્પીને, ઇંદ્રિયોના દરેક દેવની સ્થાપના કરીને, પછી પોતે પણ પેઠો. કેટલું રહસ્ય છે? સર્વ વ્યાપીનો પ્રવેશ કેવો? આ ઇશ્વર તે જે તે ઉપાસકોનો ઇષ્ટ સમજવાનો, ને તેજ નિમિત્ત તથા ઉપાદાનકારણ, ને તેજ કારણ બ્રહ્મ; અને પોતાના ઇષ્ટ શિવાયના બીજા દેવ તે 'કાર્યબ્રહ્મ' કહીને ઉતરતા કહે છે, એનુંજ નામ માયા ને તેનાજ ઝઘડા! બ્રહ્મભાવથી કારણબ્રહ્મને ઇષ્ટ ગણે તો ઠીક; પરંતુ બ્રહ્મ ભાવ ગયો ને દ્વૈત ભાવ થઇને જેનો તેનો સ્વતંત્ર ઇશ્વર થયો કે દ્વેશ ને કલેશ! અને તે સૃષ્ટિના અંત સુધી રહેશેજ. પોતાનું મંતવ્ય ભલે પકડી રાખવું પણ બીજી રીતે પણ તેજ શાસ્ત્રોપરથી મંતવ્ય હોઇ શકે એટલી ઉદારતા હોય તોજ કલેશો કંઇક કમી થાય. પણ પછી માયા ક્યાં રહે? એતો ચાલવાનુંજ. આ પ્રસંગે આ ઝઘડાઓ કેવી રીતે અજ્ઞાનથી થાય છે તે સંબધમાં બે બોલ નિરર્થક નહિ થાય.

હિંદુ ધર્મજ સૃષ્ટિમાં અનાદિ (આફ્રિકાના ખંડેરોમાંથી આર્યાવર્તના જેવા કિલ્લા, દેવળ, મૂર્તિઓ વગેરે અનેક નિકળે છે તે સાત હજાર વર્ષ ઉપરાંતનાં ગણાય છે–જુઓ Prof. Frohensus નો લેખ તા. ૨૯–૭–૨૯ નો તા. ૨૯–૮–૨૯ ના Bombay chronicle માં) અને સનાતન છે એતો આગળ કહ્યા પ્રમાણે પુરવાર થઇ ચુકયું છે. કોઇ પણ વ્યક્તિ કે પુસ્તક ઉપર આધાર નહિ, તેમ એટલી આજ્ઞા પણ નહિ, શાસ્ત્રમાંથી પણ બુદ્ધિથી સારજ કાઢવાનો છે. હવે જેમ ઇશ્વરના નિયમ પ્રમાણે ગમે તેવી સારી વસ્તુ પણ દ્વંદ્વમાંથી મુક્ત નથી, તેમ આર્ય ધર્મે સ્વતંત્રતા આપવામાં વિશાળ ભાવના તથા તત્વ ખૂબ પ્રસાર્યા તે સાથે તેનાં કેટલાંક અણગમતાં પરિણામ પણ આવ્યાં એમ કહેવું પડે છે. આદ્ય શંકરાચાર્યના પહેલાંની વાત બાજુ ઉપર રાખતાં, આ આદિ આચાર્યનો, વેદવિહિત કોઇ પણ સિદ્ધાંત અથવા ધર્મ સાથે

વિરોધ નથી. શંકરની વિશાળ ભાવનામાં, વિકાર વગરનો જૈન બૌદ્ધ ખ્રિસ્તિ ઇસ્લામી આદિ સર્વ કોઇ ધર્મનો સમાસ થઇ શકે છે, એટલુંજ નહિ પણ પાશ્ચાત્ય પંડિતોના Pantheism, idealism, realism, monism વગેરે પણ સમાય છે. શંકર, તત્ત્વ તથા ઇષ્ટ બન્ને બાબતમાં ઘણીજ ઉદાર તથા વિશાળ દૃષ્ટિ રાખે છે. ગ્રંથોમાં નામ ન મળે; પોતે શંકરનો અવતાર * કહેવાય છતાં પક્ષપાત, બારીકીથી જોતાં વિષ્ણુ તરફ દેખાશે.

વલ્લભી સંપ્રદાય ન હોત તો દ્વિજના સંસ્કાર તથા વૈરાગ્ય-ભાવનારહિત અને લક્ષ્મીભક્ત વૈશ્યો માટે, તેમજ સ્વામીનારાયણ પંથ ન નીકળ્યો હોત તો અજ્ઞાની શૂદ્રો માટે, તેમ બ્રહ્મસમાજ તથા આર્યસમાજ ન સ્થપાઇ હોત તો તે સમયના પાશ્ચાત્યથી અંજાઇ ગયેલા સુધારાવાળા વિદ્વાનો માટે શો રસ્તો હતો? પરંતુ પાછળના સંપ્રદાયોમાં સખ્ત નિયમ કરીને ફરમાન કાઢ્યાં એટલે ખ્રિસ્ત ઇસ્લામી જેવો, ધર્મચુસ્તતામાંથી ધર્માન્ધપણાનો રોગ નીકળ્યો.

સૃષ્ટિની ઉત્પત્તિ માટે આગળ અનેક વખત કહેવાઈ ગયું છે તેમ આર્યશાસ્ત્રોમાં અનેક કલ્પનાઓ છે. અદૃશ્ય જીવ ઇશ્વર, તથા દૃશ્ય જગતનું સૂક્ષ્મબીજ સ્વરૂપ કોઇ પ્રત્યક્ષ બતાવી શકે તેમ નથી, તેથીજ અનેક કલ્પનાઓ છે ત્યાં પછી શંકર, બ્રહ્મને અખંડ નિર્વિકાર તથા ત્રિકાલમાં અબાધ્ય સત્ય હોવા ખાતર, વિરાટરૂપ બ્રહ્મને નિમિત્ત કારણ તથા સૃષ્ટિ–કાર્યોન્મુખી શક્તિ, માયા, મારફત ઉપાદાન કારણ કહે, રામાનુજ બ્રહ્મનુ શરીર કહે, અને વલ્લભ તેની લીલા કહે એમા શો ભેદ? અનાર્ય વર્ગો તો ઉંડા ઉતર્યાજ નથી, એટલે

---

* શંકરના જન્મ સંબંધમાં **શિવરહસ્ય**માં કલિયુગનાં બેહજાર વર્ષ ગયા પછી એમ લખેલું છે. **ભવિષ્યોત્તર** પુરાણમાં તેમજ છે, તેમ **લિંગ કૂર્મ**, **વાયુ** તથા **માર્કંડ** પુરાણમાં પણ ઉલ્લેખ છે.

આર્ય ધર્મનેજ પંચાત છે. વાસ્તવમાં તો બધા સંપ્રદાયો એકજ વાત કહે છે, તેમજ હર પ્રકારે લક્ષ્મી, રાધા, ઉમા એમ કોઇ પણ રૂપે શક્તિની ઉપાસના હોવાથી એક રીતે બધાજ ધર્મો શાક્ત તથા તંત્ર મિશ્રિત છે. તંત્ર પણ વેદ જેટલોજ પ્રાચીન છે, ઇશ્વરનું અસ્તિત્વ અને મોક્ષ બધાને માન્ય છે. બાકી અંતરભેદ ઘણા દેખાય છે. શંકર સુધી 'પ્રસ્થાનત્રયનુ' માન રહ્યું; વેદના દેવોનો ખરો મર્મ ત્યાં સુધીજ અદ્વૈત ભાવમાં સમજાયો. પાછળના સંપ્રદાયોમાં વેદના વાયુ, સૂર્ય, અગ્નિનાં બ્રહ્મા–પાછળથી શક્તિ, વિષ્ણુ, શિવનાં સ્વતંત્ર ઇશ્વર તરીકેનાં સ્વરૂપ પુરાણને અનુસરીને બદલાયાં હતાં, તે ગ્રહણ થયાં. વેદના અગ્નિ, સૂર્ય, રૂદ્ર, વિષ્ણુ બધાં એકજ બ્રહ્મનાં પ્રતીક* હતાં તે પછી ધીમે ધીમે આયુધ ને શસ્ત્રના ભેદ સહિત જેના તેના સ્વતંત્ર ઉપાસ્ય ઇશ્વર કલ્પાયા. આ ભેદથી કરીને શંકર સામે બધાજ

---

* વેદમાં પ્રતીક ઉપાસનાં મુખ્યત્વે ૐનીજ છે. આ ૐ માટે એટલું બધું જાણવાનું છે કે એક પુસ્તક થઇ જાય. ભાષાના વર્ણો તથા અંકો તેમાંજ છે, તેનાં અંગોજ છે. ૐમાંથી બિંદુ, તેમાંથી સ્વર વ્યંજન, અંક, પંચમહાભૂત, મન, બુદ્ધિ તમામ છે. જડચેતન વગેરે ચારે પ્રકારની સૃષ્ટિની ઉત્પત્તિ પણ તેમાંથીજ છે. ભૂમિતિ પ્રમાણે પ્રથમ બિંદુ, પછી તેમાંથી રેખા તેજ પુરૂષ, અને પ્રકૃતિ, તેજ આપણો તાંત્રિક સાથીઓ, તેજ ખ્રિસ્તિનો ક્રૉસ. આ પ્રમાણે સર્વનું મૂળ બિંદુ, તેમાંથી રેખા રૂપ અર્ધચંદ્ર, ને તેમાંથી અનેક પ્રકારની ત્રિપુટિઓ. તંત્ર મિશ્રિત યોગની વળી જુદીજ રચના છે.

ૐ નું સ્થૂલ સ્વરૂપ ગણપતિ રૂપે વળી મર્મસૂચક છે. સર્વ સૌભાગ્યનું સ્વરૂપ છે. હાથીનું માથું અને સુંઢ ધ્યાનમાં લેવાથી બરાબર સમજાશે. વળી બે હાથ ઉંચા કરવાથી પણ તેનું સ્વરૂપ થશે. આ ૐ શબ્દ સૃષ્ટિ સાથેજ થયો છે, ફોનોગ્રાફમાં પણ તેનું સ્વરૂપ બંધાય છે એમ મનાય છે.

આવી ઉંચી કોટિની પ્રતીક ઉપાસનાની હાલ કેવી દશા થાય છે!

સંપ્રદાયનો વિરોધ તેમ અંદર અંદર પણ ઓછો નથી. શંકરના તત્વને વલ્લભનું તત્વ ઘણુંજ મળતું આવે છે. સાંપ્રદાયિક ઇષ્ટના સંબંધનો સંકોચ બાદ કરીએ તો બધાજ એકમત છે; નામ રૂપ જુદાં છે. પાંચરાત્ર તંત્રનો ચતુર્વ્યૂહનો સિદ્ધાંત શંકર તથા વલ્લભને માન્ય નથી, અને રામાનુજનો તે મુખ્ય આધાર છે. તેમ મુદ્રા માટે પણ બન્નેનો વિરોધ; વલ્લભમાં ચતુર્થાશ્રમ નહિ તેથી તેના સ્હામે બધાનો વિરોધ! રામાનુજ, બ્રહ્મને વિશેષણ આપે તે સામે વલ્લભનો વિરોધ! શંકર પછીના બધા સંપ્રદાયો હોવાથી તેમ વેદ વિહિત હોવાથી શંકરનો દ્રોહ કોઇ સામે ન હોઇ શકે; પરંતુ પાછળના તો, રામાનુજમાંથી શાંકરને નાસ્તિક કહે, વલ્લભીને અવૈદિક કહે અને માધ્વને મૂર્ખ કહે! આ પ્રમાણે અનેક આંતરિક વિરોધો થયા. આના પરિણામે હજારો પંથ પ્રકટયા ને વિરોધ વધ્યો.

આ પ્રમાણે ઝઘડા પડવાથી, અનાર્ય ધર્મ સ્હામે વિરોધ હોય તેના કરતાં અંદર અંદર વધારે દેખાય છે, અને તેથીજ ધર્મની અને સાથે ધર્મપાલકની પડતી આવે એ પણ સહજ ગમ્ય છે. શંકરની આપેલી છૂટ, વિશાળભાવના, તથા ઉદારતા દુનિયાના તમામ સમજ વાળા લોકોને માન્ય થતી જાય છે, અને એ ઉદાર વૃત્તિ પાછી આર્યાવર્તમાં પ્રસરે તોજ આ આર્યાવર્તનુ અને આખર જગતનું કલ્યાણ તથા ઉદ્ધાર થવા સંભવ છે. સુધરેલી પ્રજાઓનો ભવિષ્યનો ધર્મ આ વેદાંતનોજ નિર્માણ થયો છે, પાશ્ચાત્યો પણ એજ × ભવિષ્ય ભાખે છે.

ઉપર જેમ સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ જેમાં કોઈ ધર્મ કે ભૌતિક

---

× પ્રો. મેક્ષમૂલર કહે છે કે It is destined to be sooner or later to be the faith of the people (vide Maxmuler's six systems of philosophy pp. 253)

શાસ્ત્રનો વિરોધ નહિ છતાં અનુમોદન છે, તેમ હવે લયનું પણ તે પ્રમાણે નિરીક્ષણ કરીએ. આ 'લય' તે પટચક્રભેદી કુલકુંડિલિનીની ગતિદર્શક "તાંત્રિક લયયોગ" નહિ પણ રાજયોગ અથવા જ્ઞાનયોગ છે, ને વળી આધુનિક શાસ્ત્રસંમત છે.

વસ્તુ માત્રનો જડચેતનનો પિંડ બ્રહ્માંડનો એટલે ખુદ આપણો પણ લય પ્રથમ સ્થૂલતમ પૃથ્વી તત્ત્વમાં માનીએ; 'ઇલેકટ્રન' પણ આખર જડ Matter માનેલ છે, ને જડનું સ્થૂલ દૃશ્ય પૃથ્વી તત્વ છે, તેથી પૃથ્વી તત્વમાં લય થયો; પૃથ્વી જ્યારે પ્રલયના જલ તત્વથી જલમાં લય પામશે ત્યારે પૃથ્વીનો શેષ તેનો વિષય ફક્ત ગંધ રહેશે; તે ગંધ પૃથ્વી કરતાં વધારે વ્યાપક તથા કારણ જલતત્વમાં લય પામશે. પછી સૂર્યના અગ્નિથી જલ તપીને રસ રૂપે વધારે વ્યાપક તથા કારણ તેજમાં લય પામશે; વધારે વ્યાપક વાયુના જોરથી અગ્નિ, તેજના રૂપથી વાયુમાં લય પામે. પછી વાયુથી વધારે વ્યાપક તથા કારણ આકાશ જે પ્રથમ મહાભૂત, ને સર્વનું કારણ છે તેના સ્પર્શ રૂપે ઉપર મુજબ ક્રમે ક્રમે લય પામી આખર આકાશ પણ સૂક્ષ્મતમ શબ્દ રૂપે રહેશે.

આગળ કહી ગયા મુજબ, પછી 'શબ્દ' મનમાં, તે બુદ્ધિમાં એમ ઠેઠ બ્રહ્મમાં આખેરનો લય સમજવાનો છે. એટલે કે ઉત્પત્તિ થાઓ કે પ્રલય થાઓ, બ્રહ્મમાં સાગર માફક વધતું નથી કે ઘટતું નથી, તેથીજ બ્રહ્મ અખંડ, નિત્ય, સત્ય જે કહો તે શાસ્ત્ર માત્રનો અને ખાસ છેવટના શ્રીમદ્‌ભાગવતનો એજ સાર છે.

આ સૃષ્ટિ તથા પ્રલય, શાસ્ત્રો અનેક રીતે કહે છે તે માત્ર બ્રહ્મજ્ઞાન સમજવા માટે છે, તે કાંઈ સાબીત કરવાનો મુદ્દો નથી, પરંતુ હરેક પ્રકારે પણ બ્રહ્મ સમજવા માટે છે. જાણે અજાણે આપણો રોજ લય અને ઉત્પત્તિ થાય છે. જાગ્રતમાં ઉત્પત્તિ, સ્વપ્નમાં

સ્વર્ગ વૈકુંઠપ્રાપ્તિ અને સુષુપ્તિમાં બ્રહ્મમયતા—મોક્ષ; પછી તેને આવિ-ર્ભાવ, તિરોભાવ ગમે તે કહે !

આ પોતાની બનાવેલી માનસિક સૃષ્ટિ ભુલીને પોતે મહા-ભૂતનો ભાગ માનીને ખૂબ વિશાળ બનીને વિશાળ દૃષ્ટિથી બ્રહ્માંડનો ભાગ સમજીને ઇશ્વરની સૃષ્ટિ સમજી લઇને પોતાનું કાર્ય તે ઇશ્વરનું કાર્યેજ છે અલગ નથી, એ વિચાર, એ ભાવના તેજ ' ધર્મવિચાર,' ને તેજ ' બ્રહ્મજ્ઞાન ' ને તેજ અદ્વૈત તત્વ, ને તેજ મોક્ષ ! આપણી હયાતીમાંજ જન્મ, મૃત્યુ, સ્વર્ગ, નરક, ધામ એનો અનુભવ રોજ લઇએ પછી બીજા જન્મ મૃત્યુ તો કેટલાં દૂર રહ્યાં ? આ ભાવના-થીજ સંસારનાં દ્વંદ્વનાં બંધન નડશે નહિ, અને આનંદમય જીવન થશે. જીવ, પુરૂષાર્થથી બુદ્ધિ સુધીજ જઇ શકે, ને પરોક્ષ દર્શન બ્રહ્મનું કરી શકે; પછી બુદ્ધિની આડે પડદો છે તે ધીમે ધીમે પાતળો થઇને ખસ્યો કે પુરૂષ, પુરૂષનાં દર્શન કરી શકે ! એજ અપરોક્ષ દર્શન સાક્ષાત્કાર, બ્રહ્મજ્ઞાન—બ્રહ્મદર્શન.

આ અદ્વૈત તત્વનું બ્રહ્મજ્ઞાન શંકરાચાર્યે સ્પષ્ટ સમજાવીને વ્યક્ત કર્યું, બાકી અનાદિ કાળથી સૃષ્ટિ માત્રમાં કોઇ પણ સ્વરૂપે એ જ્ઞાન હતું, અને છે. પરધર્મીઓનાં આક્રમણોને લઇને તથા હિંદુ-ઓમાં અંદરના કૂસંપને લઇને આર્યાવર્ત મટીને હિંદુસ્તાન થયો ત્યારથી હિંદુસ્તાનની હમેશ પડતીજ થતી આવે છે, વચ્ચે વચ્ચે હિંદુ રાજ્ય ઝળકયું ત્યારે કાંઇક જીવન દેખાયું હતું.

હવે તો પાશ્ચાત્યોએજ સ્વીકાર્યું છે કે હિંદુસ્થાન મનુષ્યોનું મૂળ જન્મસ્થાન તથા ધર્મ માત્રનું મૂળ સ્થાન છે, એટલે તેમના મૂર્તિ પૂજક હિંદુઓ પણ કાંઇક પોતાનું સમજવા માંડયા છે. આર્યાવર્તથી ઇરાન, ખાલ્ડીઆ, બાબીલોન, મીસર, ગ્રીસ, રોમ, પૂર્વ અમેરિકા સુધી બ્રહ્મ ાન પહોંચીને પાછું આર્યાવર્તમાં આવવા માંડયું છે. પૃથ્વી

ગોળ છે માટેજ. જડવાદના દિવસો હવે વહી ગયા છે, પણ હજુ પાશ્ચાત્યોના શિષ્યો કેટલાક તેમના પૂજક–આર્યબંધુઓ બરોબર સમજ્યા લાગતા નથી. ધીમે ધીમે સમજશે, મિસરના પહેલાના બાબીલન, ખાલ્ડીયા વગેરે શાકત તત્વનાં ધર્મનાં તત્વો હાલ ક્યાંથી મળી શકે? પણ મીસર ગ્રીસના પ્રાચીન ધર્મો જોતાં કેવળ બ્રહ્મજ્ઞાનજ દેખાશે; તેમ ખાલ્ડીઆ વગેરેના તત્વોથી મળેલા યાહુદીના 'કેબાલા' માં સ્પષ્ટ છે, ને તેમાંથી થએલા બાઈબલમાં પણ છે. ખ્રિસ્તિ ઇસ્લામી સાધુ સંતોમાં તો આ તત્વ બહુજ સ્પષ્ટ છે. સુફી તો કેવળ અદ્વૈતજ છે. પેરૂ મેક્સિકો વગેરેના પ્રાચીન ધર્મમાં પણ તેજ તત્વ હતું. ચીન જાપાનમાં મૂળ હતું અને હજુ પણ છે. આ બધો પ્રવાહ આર્યાવર્તમાંથીજ ગયો છે. ગ્રીસના તત્વજ્ઞો, પ્લેટો આદિના સિદ્ધાંતો તો હજુ સુધી પ્રકાશે છે.

આ પ્રમાણે જોતાં યુરપમાં આધુનિક ખ્રિસ્તિ ધર્મનાં ફરમાન બહાર, સ્વતંત્ર વિચારક તત્વવેત્તાઓ પાકયા તેનાથી એક વર્ગ બીલકુલ જડવાદ ઉપર ગયો, બીજો જડચેતનના મિશ્રણ ઉપર ગયો, ને ત્રીજો તો હમણાં હમણાં એકલા ચેતન ઉપરજ આવે છે; જડ જેવી ચીજજ નથી, એમ ઠરાવે છે. આનુંજ નામ અદ્વૈત. **બર્કલી** વગેરે 'દૃષ્ટિ સૃષ્ટિ' વાદ જેવું કહે છે. **હાર્ટમેન** વગેરે અજ્ઞાન, માયા કહે છે. માત્ર કેંટ બ્રહ્મજ્ઞાનની વધારે નજીક પહોંચ્યો લાગે છે. **લીબનીટ્ઝ** અને છેવટે સર **ઓલિવરલોજ, ક્રુકસ** વગેરે જડમાંથી ખસીને ચેતનવાદ ઉપર ધસતા ગયા, અને **શોપનહોઅર** તો સ્પષ્ટ બ્રહ્મજ્ઞાનીજ કહેવાય. **સ્પેન્સર, ટીંડલ, હેકલ** આદિ જડને વળગી રહ્યા, પણ અંતરમાં ચેતનવાદી હતા. પાશ્ચાત્યોમાં જડવાદને જડ ઘાલવાનું કારણ એ છે કે તે લોકોએ બુદ્ધિ Intellectનેજ કેળવી અને અનેક શાસ્ત્રો રચ્યાં; પરંતુ કુદરતની અંદર પેશીને વ્યવહાર માર્ગ ખોળ્યો નહિ તેમ મળ્યો નહિ. વેદાન્તે જેમ બંને કાર્ય સાથે કર્યાં છે તેમ પાશ્ચાત્યો ધીમે ધીમે સમજવા માંડયા છે. પ્રથમ કેંટ

શરૂ કર્યું; શોપનહોઅરે પુષ્ટિ આપી, અને કાર્લાઇલનો માયાવાદ સ્પષ્ટ સમજાયો. કાર્લાઇલ કહે છે કે It agrees wonderfully with all that occidental philosophy has prodeced. Ramanuja and others are unworthy accommodations to their empirical stand point. ત્યાર પછી ડૉ. ડ્યુસન તો શાંકર વેદાન્તનો ભક્તજ થયો, અને છેવટમાં ચાર્લ્સ-જોન્સન તો કહે છે કે હાલના તત્વજ્ઞાન કરતાં પણ શંકરે કમાલ કરી છે. મેક્સમૂલરતો શંકર વેદાન્તનો વકીલજ છે, તેમ મી. રૉઇસ પણ વકીલ છે. હમણાં તો કોઇ પ્રસિદ્ધ જડવાદી છેજ નહિ, તેમાં વળી થીઓસોફીએ તો નિર્મૂળજ કરી નાંખ્યો. હાલમાં પાશ્ચાત્યોમાં કોઇ પ્રસિદ્ધ જડવાદી = નથી એતો ઠીક પણ મોટો તત્વવેત્તા પણ નથી એમ કહીએ તો ચાલે. રૂશિયામાં ઓલ્શેવિકો પ્રગટ્યા છે તેનાં પણ કારણો છે. ચેતનવાદ એટલે કે અદ્વૈતવાદ, ને તેજ બ્રહ્મજ્ઞાન, ગમે તે સ્વરૂપમા પણ સર્વત્ર દેખાય છે.

જડ પરમાણુ બદલાઇને ચેતન 'પ્રોટાઇલ' થયું, ને હવે 'ઇલેક્ટ્રન' થયું, એ બધુજ બ્રહ્મનુ સ્વરૂપ એકજ અદ્વૈત તત્વ, ને તેજ સર્વ વ્યાપી સર્વનું મૂળ બ્રહ્મ છે. 'પ્રોટાઇલ' અથવા 'ઇલેક્ટ્રન' ને

---

= આ જડવાદ જાણે અજાણે પણ પાશ્ચાત્યોમાં જડ ઘાલીને બેઠો છેજ. પ્રસિદ્ધ કારલાઇલ કહે છે કે Your average Englishman does not greatly care whether there be God or not, provided that the price of the stock does not fall. If you want to awake his real beliefs you must descend into his stomach, purse and other regions. તેવીજ રીતે પ્રસિદ્ધ રસ્કિન કહે છે કે The ruling goddess of England may be described as the goddess of getting on or Britania of the market.

ગાત આપનાર તેજ બ્રહ્મ. ન્યુટનનું ગુરૂત્વાકર્ષણ પણ બિચારૂ દબાઇ ગયું, અને ચેતન બ્રહ્મનું આકર્ષણજ સર્વત્ર દેખાય છે.

આ પ્રમાણે સહજ વિચાર કરતાં સમજાશે કે પ્રાચીનમાં પ્રાચીન વેદમાંજ જે બ્રહ્મજ્ઞાન છે, તેજ અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન સૃષ્ટિમાં હરેક રૂપે છે, તેજ તત્વ જ્યારે દુનિયાના વિદ્વાનો સમજશે ત્યારે પાછું આર્યાવર્ત પ્રથમની માફક સૃષ્ટિને ધર્મ આપનાર કહેવાશે. આર્યાવર્ત શિવાય દુનિયાને એક સર્વસામાન્ય ધર્મ આપનાર નહોતું અને નથીજ થવાનું. આ સર્વસામાન્ય ધર્મ તેજ બધી પ્રજાઓ તથા ધર્મોના ઇશ્વર તેજ બ્રહ્મ, ને તેજ અદ્વૈત બ્રહ્મ.

**મેક્સમુલર, વુઇલસન, બાર્થ,** કર્નલ જેકબ જેવા વિદ્વાનોએ આખી જીંદગી આર્યધર્મનો અભ્યાસ કર્યો સમજ્યા, સમજાવ્યું અને અપૂર્વ કહી વખાણ કર્યાં, પણ અધિકાર નહિ તેમ ખ્રિસ્તિ ધર્મ માટેનો ખાસ પક્ષપાત એટલે ખરૂં ગૂઢ રહસ્ય સમજ્યા એટલે અનુભવ્યા એટલે કે શાક્ષાત્કાર કર્યા વગરજ ગયા; અને આર્યાવર્તમાં તો એક અભણ શુદ્ર ડોશી પણ બ્રહ્મજ્ઞાન સમજે છે; તે કહેશે કે "સંસાર ખોટો છે, સ્વપ્ના જેવો છે, જુઠો છે, મિથ્યા છે, સાચો તો ભગવાનજ છે, ને તે ઘટઘટવ્યાપી છે." આ પ્રમાણે આર્ય રક્તમાંજ બ્રહ્મજ્ઞાન ***अहंब्रह्म**ની ભાવના છે, પછી ઇષ્ટિના આગ્રહથી સ્થળ સમય પરત્વે ભલે

---

* **अहंब्रह्म** તથા તે સંબંધમાં **माया**ના ખુલાસા, અનાદિકાળથી ઠેઠ ઋગ્વેદથી થતા આવ્યા છે. જુઓ ૧૦–૮૫–૮૬–૮૭–૮૮, તથા ૧૦ સુદીના ૧–૩–૪–૫–૬–૭–૮, ૪–૨૬–૨૭–૪૨ તથા પ્રથમના મંડળનું ૧ લું તક્ષા અંતનું અંત સૂક્ત વગેરે તેમજ **वाक्सूक्त** **વામદેવનું** કથન વગેરે અનેક ઉલ્લેખ છે. ઉપનિષદો ઉપરાંત એક **ઋગ્વેદમાંજ** ૭૫ વખત **माया** દેખાય છે. ( જુઓ મગનભાઇ ચતુરભાઇ કૃત "ઉપનિષદ્ જ્યોતિ" ભાગ ૧ પ્રસ્તાવના પાન ૩૦ )

સંપ્રદાયો ને પથો થાય, પરંતુ દરેક આર્યને અદ્વૈત બ્રહ્મજ્ઞાન સ્વાભાવિક છે. કોઇ પણ સંપ્રદાયમાં અદ્વૈત બ્રહ્મજ્ઞાનનો બાધ નથી; પછી તે વ્યક્ત હોય કે અવ્યક્ત હોય.

આ બ્રહ્મજ્ઞાન अहंब्रह्म જરા સમજવાની જરૂર છે, अहंब्रह्म શ્રુતિનું त्वंवाअहमस्मि, भगवोदेव ते अहंवैत्त्वमसिનો ભાવાર્થ કે "બ્રહ્મ સર્વમાં છે, તેમ મારામાં પણ છે, અને હુ પણ તેવીજ રીતે સર્વમાં છું તેથી હું પણ સર્વરૂપ તેજ છું," એવો ભાવ થાય તેજ ખરો, બાકી બ્રહ્મની શક્તિનું સ્વરૂપ જે ઇશ્વર તેની બરાબરી તો કોઇ જીવથી કેમ થઈ શકે ? તેના તાબામાં તો દેવ, ઋષિ, મુનિ, જ્ઞાની, યોગી, પીર, પયગંબર આચાર્ય, બધાને રહેવાનું છે. માટે ઇશ્વરનો તો જીવ દાસજ છે, પરંતુ જ્ઞાનદૃષ્ટિ ખુલ્યાથી અહંકાર ભૂલી જઇને પોતાપણાનુ ભાન ભૂલી જઇને, "હુ સર્વવ્યાપી બ્રહ્મનોજ અંશ એટલે કે બ્રહ્મ સિવાય સૃષ્ટિમાં કાંઇજ સ્વતંત્ર નહિ હોવાથી બ્રહ્મજ છુ", એમ અનુભવે તેજ બ્રહ્મજ્ઞાન ને તેજ જીવન મુક્તિ, ને તેજ સાક્ષાત્કાર.

આ બ્રહ્મતત્વ તથા ઇશ્વરનો, વળી એક વ્યવહારપક્ષે, સાંપ્રદાયિક સંકોચોને લીધે બારીક ભેદ છે. બન્ને સર્વવ્યાપી છે; પરંતુ ઉપાસક ભક્ત, પોતાના ઇષ્ટને ઈશ્વર સ્વરૂપે દુષ્ટ સ્થાનોમાં નહિ કલ્પે, પરંતુ બ્રહ્મને પંચમહાભૂત માફક તેવો બાધ નથી, તેતો સ્વર્ગે નરકે સર્વત્ર છે, માત્ર જેની તેની ભાવના અને અનુભવ ઉપર આધાર છે, બાકી તો ઇશ્વર. જડચેતન સર્વે એકજ અભેદ રૂપે છે, ને તેજ બ્રહ્મ! ઇશ્વરનો ભેદ તો કલ્પિતજ છે વાસ્તવ નથી.

બ્રહ્મ, ઇશ્વરનું અમુક એકજ સ્વરૂપ હોઇ શકેજ કેમ ? એકજ નામ રૂપ હોય તો આખી સૃષ્ટિને તેજ માન્ય થવું જોઇએ; પરંતુ નામરૂપ, અસ્ત્ર, શસ્ત્ર, વસ્ત્ર, અલંકાર એમ તમામમાં રૂચિ કે અધિકાર પરત્વે ભેદ હોવાથી અનેક નામ રૂપ થયાં. અનાર્ય ધર્મો કરતાં

આર્ય ધર્મની એજ ખુબી છે કે બધાને માન આપી સ્વતંત્રતા ખુબ આપે છે. શ્રુતિ આદિ શાસ્ત્રોમાં, અરે એકજ પુરાણમાં સૃષ્ટિની ઉત્પત્તિ લય વિશે મતભેદ દેખાય છે તેનો અર્થ શું? બધાનો બુદ્ધિથી સમન્વય કરવો જોઇએ. અહંકારની બુદ્ધિ અને ઇશ્વર વચ્ચે, એટલે જીવ ઇશ્વર વચ્ચે માયા રૂપી પડદો માત્ર છે, તે પડદો બુદ્ધિથી એટલે કે હું અહંકારી જીવ નથી પરંતુ બ્રહ્મનો અંશજ છું એવી ભાવનાથી પાતળો કરી કરીને છેવટ તોડી નાંખવો એજ બ્રહ્મજ્ઞાન, પછી અભેદ દર્શન કરો, મળી જાઓ, ધામ પામીને સેવા કરો, જેવી મરજી.

બ્રહ્મજ્ઞાન અનુભવનો વિષય છે એટલે ભાષાથી કહી શકાય તેમ નથી; જેના અનુભવમાં જે આવ્યું તે ઠીક, પરંતુ ઉપર કહેલો લયયોગનો અનુભવી માર્ગ સરળ કાંટા વગરનો, અને સર્વશાસ્ત્રાનુમત ઠીક દેખાય છે; પછી તો **यथेच्छसि तथा कुरु**, પ્રભુનુંજ વાકય છે. ગીતામાં છેવટ અર્જુનને પૂછયું તેમજ શ્રીમદ્ ભાગવતમાં પ્રભુએ ઉદ્ધવને પૂછયું કે "ત્હારો મોહ ગયો?" બન્નેએ હા પાડી. વસુદેવને પણ સપ્તઋષિઓએ તેમને પૂછયું હતું. મતલબ કે માયાનો મોહ જવો એજ બ્રહ્મજ્ઞાન. મિથ્યા, નશ્વર, વસ્તુને તેજ મિથ્યા વસ્તુથી કાઢવી એજ ન્યાય. કાંટાને કાંટાથી કાઢીને બનેને ફેંકી દેવા. આ લોકનું નામજ મૃત્યુલોક છે. જન્મ સાથેજ મૃત્યુ લાગેલું છે, તેમાંથી કોઇજ મુક્ત નથી. તેથી મૃત્યુની સ્થિતિ કાયમની માનીને ઇશ્વરની ઇચ્છા અનુસાર જીવન એજ જીવન મુક્તિ. આ 'ધર્મવિચાર,' ગમે તે ઉમરે, ગમે ત્યાં, ગમે તેવા સંજોગોમાં થઇ શકે; ભાગ્યવાન અને સંસ્કારી હોય તેને વેળાસર સુજે.

ઉપર મુજબ ધર્મનો વિચાર કરવામાં જે ચાર્ પ્રશ્ન હતા તેના ખુલાસા થઇ ગયા. હું કોણ? હું બ્રહ્મરૂપે નિત્ય અને વિકારી જીવ રૂપે અનિત્ય. મૃત્યુ પછીના ગતિ શી? પ્રાણી માત્રના પોતાના હાથ-

માંજ ગતિ છે, કેમકે શત્રુ મિત્ર જે કહો તે પોતેજ છે. બહારની આપણે માથે કોઇ શકિત છે? હા, ઇશ્વર. કર્તવ્ય શું? મોક્ષની ઇચ્છા, તેને માટે પ્રયત્ન કરવો તે, ને તેજ બ્રહ્મજ્ઞાન, એટલે પોતાનું સાચું સ્વરૂપ ઓળખવુ તે, નામ રૂપનું અભિમાન તજી, ઇશ્વરની સૃષ્ટિમા ભળી જઇ પોતાનુ કર્મ તે ઇશ્વરનુજ કર્મ સમજવુ તે.

આ પ્રમાણે ધર્મવિચાર-બ્રહ્મવિચાર-બ્રહ્મજ્ઞાન માટે જીવતોડ મહેનત કરવી જોઇએ, તેને માટે જપ, તપ, ઉપાસના, કર્મ, જ્ઞાન, યોગ એમ એક અથવા વધારે સાધન દ્વારા પ્રયત્ન કરવો જોઇએ તે સાથે આપણો ને સૃષ્ટિનો પ્રલય થયા પછી જે ઇશ્વરના શરીરમાં અણુ રૂપે બ્રહ્માંડ રહેવાનાં તે પ્રભુનો વિચાર કરવો, ને તેમાં મગ્ન રહેવું ને આનંદ લેવો એ બ્રહ્મજ્ઞાન તથા સાક્ષાત્કાર. આ આનંદના અનુભવ પછી સંસારના બીજા માયિક આનંદ ભલે ભોગવાય; પરંતુ તેમાં શ્રીકૃષ્ણ તથા જનક માફક આસકિત રહિત અલિપ્ત રહીને અનેક કર્મ કરતાં છતાં અંતરના ઉંડાણમાં બ્રહ્માનંદમાંજ રહેવું તેજ બ્રહ્મજ્ઞાન, ને તેજ મોક્ષ. ફરીને આ મૃત્યુ લોકમાં આવવાનું ન થાય, પરંતુ ઇચ્છા પ્રમાણે ધામ મળે અગર કૈવલ્ય પદ પામે એજ મોક્ષ. માણસને મરવાનું ગમતુ નથી અને મરતી વખત દુઃખ થાય છે, શરીરને છોડવુ ગમતું નથી તેનુ કારણ કે આ અનિત્ય શરીર ઉપરનો મોહ અને તે મોહને લઇનેજ તે તે વિષયો ભોગવવા મળે એટલે કે સ્ત્રી પુત્ર લક્ષ્મી સત્તા વગેરેની વાસનાઓને લઇનેજ ફરી મૃત્યુ લોકમાં આવવું પડે, માટે રૂચિ પ્રમાણે કર્મ ઉપાસના યોગ જ્ઞાન એમ ગમે તે માર્ગ પકડી કોઇ જ્ઞાની વિજ્ઞાની પાસેથી બોધ લઈ જ્ઞાન ભકિત માર્ગ લઇ, કુટુબ દેશ તથા સર્વને માટે કર્તવ્ય કરવા સાથે માયિક સંસારી વાસનાઓના વિચારને, દાબી તો શકાય નહિ તેમ તે વૃત્તિયોનો નાશ પણ ન થઇ શકે, પરંતુ તે વૃત્તિ તથા વિચાર ને-ઉપર કહ્યા મુજબ ધર્મના વિચારની વૃત્તિમાં

બ્રહ્મજ્ઞાનમાં વાળવાં, એટલે કે હીરાને હીરાથીજ વિંધવો નામ મોક્ષ, બ્રહ્મવિચાર, ધર્મવિચાર. દરરોજ કરેલાં પાપ પુણ્ય સર્વ કર્મ પ્રભુને અર્પણ કરવાના શુદ્ધ સંકલ્પ સાથે સંસારની પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણ પ્રમાણે ભલે થયા કરે, પરંતુ અંતરથી રહેવું, સતત બ્રહ્માનંદમાં રહી જીવન્મુક્ત દશામાં રહેવું એ ને તેનું મુખ્ય સાધન 'ધર્મવિચાર.'

આર્યબંધુઓ! આપણે તો તમોગુણમાં ડુબ્યા છીએ પૂર્ણ પુરૂષાર્થથી રજોગુણમાં આવવાની જરૂર છે. રજોગુણ કે તરત સત્વગુણ પ્રકટ થશે, અને તે પણ વાસના છોડી યણ થવું તે મોક્ષ, પછી ભલે પ્રારબ્ધને લઇને કર્મો થયા તેજ મોક્ષ અને તેજ 'ધર્મવિચાર.'

સ્વરાજ્ય લેવાના રઘવાટમાં સ્વધર્મ નહિ ભૂલતાં; સ્વરાજ્યને સાથે સુરાજ્ય ભોગવશો તો "યાવચ્ચંદ્ર દિવાક ને તેનો પાયોજ 'ધર્મવિચાર'.

